શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ] માર્ચ એપ્રીલ સને ૧૯૨૨. [ અંક ૧ લો.

વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર રે.

ભાગ્યોદય ઑફિસ ...નગર

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ ... બહાર ...

# ભાગ્યોદયના ગ્રાહકોને મળતા લાભો.

ભાગ્યોદયના ગ્રાહકોને આ વર્ષે નીચેનું પુસ્તક ભેટ મળે છે.

# એકાગ્રતા અને દિવ્યશક્તિ.

જેની અંદર ૨૦ પ્રકરણો છે, જેમાં, ૧ વિચાર અને મગજ, ૨ ઇચ્છાશક્તિ ૩ વિચાર તરંગ ૪ આમ્યક શક્તિ, ૫ માનસિક એકાગ્રતાની વિધિ, ૬ વિચારની લહેરો શી રીતે પેદા થઇ શકે છે, ૭ ઓજસશક્તિ ૮ વ્યાપારમાં ઓજસશક્તિનો ઉપયોગ, ૯ શરીર અને પ્રાણોના વ્યાયામ, ૧૦ શારીરિક વ્યાયામ, ૧૧ ઓજસશક્તિનો વ્યવહારમાં ઉપયોગ, ૧૨ આહાર, ૧૩ ઓજસશક્તિનો રોગ મટાડવામાં ઉપયોગ, ૧૪ ઓજસશક્તિનો બીજો ઉપયોગ, ૧૫ પ્રાણાયામની ગુપ્ત વિધિ, ૧૬ આત્મ તેજ, ૧૭ માનસિક ચમત્કાર, ૧૮ આધ્યાત્મિક દૃષ્ટ અને ૧૯ ગુપ્ત શક્તિયો, આ પ્રમાણે વિષયો છે. તેની છુટક કીંમત રૂ. ૧-૮-૦ છે ગ્લેઝ કાગળો પણ ભાગ્યોદયના ગ્રાહકને તે મફત મળે છે,

---

## આ વર્ષે ભાગ્યોદયના કાયમ રહેનારા ગ્રાહકોને લાભ.

ભાગ્યોદયના ગ્રાહકોને નીચેનાં પુસ્તકો ખાસ ઓછી કીંમતે મળશે.

નીચેનાં તમામ પુસ્તકો રૂ. ૧૫-૪-૦ ની કીંમતનાં સામટા લેનારને માત્ર રૂ ૮—૦ માં જ મળશે

| પુસ્તક | મુળ કીંમત | ગ્રાહક પાસે લેવાની | પુસ્તક | મુળ કીંમત | ગ્રાહક પાસે લેવાની |
|---|---|---|---|---|---|
| ગૃહિણી રત્નમાળા કી | રૂ ૧—૮ | ૧—૦ | રાજર્ષિ કી | રૂ ૧-૮ | ૧-૦ |
| સુખી ગૃહ સંસાર કી | રૂ ૧-૮ | ૧— ૦ | વિનોદચન્દ્ર કી | રૂ ૧-૦ | ૦-૧૨ |
| સુખી દંપત્તિ કીં | રૂ ૧—૮ | ૧—૦ | ઘરનો વૈદ્ય કી | રૂ ૦-૧૨ | ૦—૮ |
| વહુ ઠકરાણી કી | રૂ ૧—૮ | ૧—૦ | વૈદ્ય પાને વૈદ્ય ભાગ૧—૨ | રૂ ૧-૮ | ૧— |
| પાર્વતી નાટ્યમ કી | રૂ ૧—૮ | ૧—૦ | મહાત્મા ગાંધી અને દક્ષિણ આફ્રિકા નરસતો | રૂ ૧-૮ કી | ૧-૦ |
| તપસ્વી રાજકુમાર કીં | રૂ ૧—૮ | ૧—૦ | | | |
| સ્વર્ગીય સુખ કી | રૂ ૧—૦ | ૦—૮ | | | |

ઉપરનો લાભ માત્ર ભાગ્યોદયના ગ્રાહકોને જ માત્ર એક માસ સુધી અપાશે. પછી મુળ કિંમત લેવાશે જે ગ્રાહક ઉપરનાં તમામ પુસ્તકો સામટા મગાવશે તેની પાસે રૂ ૧૫—૪—૦ ને બદલે માત્ર રૂ ૮-૦-૦ લેવાશે

આ પુસ્તકોમાંથી જે જોઇતા હશે તે મોકલાશે પોસ્ટેજ દરેક પુસ્તકનું ૦—૨—૦ જુદું સમજવું આ માસમાં નવા ગ્રાહક થનારને પણ આ લાભ આપવામાં આવશે

માત્ર વાર્ષિક રૂ ૩ લાગી ભાગ્યોદયના ગ્રાહક થવાથી કેટલા રૂપિયાનો લાભ થાય છે તેનો ખ્યાલ કરો નવા ગ્રાહકોએ તુરતમાં આ લાભ લેવા માટે નામ નોંધાવી દેવાં




[ લે. બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમાન નથુરામ શર્મા. ]

## વસ્તુનિર્દેશરૂપ મંગલ.

દોહરો.

સ્વરૂપતણા અજ્ઞાનથી, આ સૌ દશ્ય જણાય;
સ્વરૂપના ભાનથી, તે સૌ બાધિત થાય.

બ્રહ્મ એટલે સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું નિરતિશય વ્યાપક ચેતન. એ નિરતિશય વ્યાપક ચેતનરૂપ બ્રહ્મના સ્વરૂપનું ને તેની પ્રાપ્તિ કરવાનાં સાધનોનું નિરૂપણ કરનારા વેદો પણ નિરૂપકપણે બ્રહ્મની સાથે સંબંધવાળા હોવાથી ગૌણરીતે બ્રહ્મ કહેવાય છે. સર્વ વેદો સાક્ષાત્ કે પરંપરાવડે બ્રહ્મનુંજ નિરૂપણ કરે છે. વેદોમાં સગુણ નિર્ગુણ બ્રહ્મનું તથા જીવનું ને આત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું કહ્યું છે, બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર મુમુક્ષુપુરુષને કેવા ઉપાયોથી થાય છે, ને તે બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થવાથી તે સિદ્ધપુરુષને કેવા ફલની પ્રાપ્તિ થાય છે, એ સર્વ વિષયોનું તથા તે વિષયોની સાથે સાક્ષાત્ કે પરંપરાવડે સંબંધ રાખનારા વિષયોનું શ્રુતિરૂપ પ્રબલ પ્રમાણોથી ને યુક્તિઓથી જેમાં ૧૯૨ અધિકરણોવડે તથા ૫૫૫ સૂત્રોવડે સારી રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે એવો શ્રીવ્યાસભગવાનનો રચેલો ગ્રંથ તે બ્રહ્મસૂત્રો કહેવાય છે. તે બ્રહ્મસૂત્રોને કોઈ કોઈ સ્થલે શારીરકસૂત્રો, ભિક્ષુસૂત્રો, વ્યાસસૂત્રો, વેદાંતસૂત્રો, ઉત્તરમીમાંસા, બ્રહ્મમીમાંસા ને વેદાંતદર્શન એવાં અન્ય નામો પણ આપવામાં આવ્યાં છે. તે બ્રહ્મસૂત્રોમાં સમન્વયાધ્યાય, અવિરોધાધ્યાય, સાધનાધ્યાય ને ફલાધ્યાય એવા નામવાળા ચાર અધ્યાયો છે; અને તે ચાર અધ્યાયમાંના પહેલા અધ્યાયમાં સુસ્પષ્ટ બ્રહ્મબોધક શ્રુતિવાક્યોનો સમન્વય, ઉપાસ્ય બ્રહ્મવાચક અસ્પષ્ટ શ્રુતિવાક્યોનો સમન્વય, ને અવ્યક્તાદિ સંદેહવાળાં પદોનો સમન્વય એવા નામવાળા ચાર પાદો છે; તેના બીજા અધ્યાયમાં સાંખ્યયોગ તથા કણાદાદિ સ્મૃતિઓવડે ને સાંખ્યાદિએ યોજેલા તર્કોવડે વેદાંતના સમન્વયના વિરોધનો પરિહાર, સાંખ્યાદિ મતોના અસારપણાનું પ્રદર્શન, 'પૂર્વભાગવડે પંચમહાભૂતસંબંધિ શ્રુતિઓના તથા ઉત્તરભાગવડે જીવસંબંધિ શ્રુતિઓના પરસ્પરના વિરોધનો પરિહાર, અને લિંગશરીરસંબંધિ શ્રુતિઓના વિરોધનો પરિહાર એવા નામવાળા ચાર પાદો છે; તેના ત્રીજા અધ્યાયમાં જીવના પરલોકગમનના ને ત્યાંથી આગમનના વિચારપૂર્વક વૈરાગ્યનું નિરૂપણ; ત્વંપદના અર્થનું ને તત્પદના અર્થનું શોધન, સર્વ વિદ્યાઓમાં ગુણોના ઉપસંહારનું તથા નિર્ગુણ બ્રહ્મમાં અપુનરુક્ત પદોના ઉપસંહારનું નિરૂપણ, અને નિર્ગુણજ્ઞાનના બહિરંગસાધનભૂત આશ્રમ યજ્ઞાદિનું તથા અંતરંગસાધનભૂત શમ દમ શ્રવણ તથા મનનાદિનું નિરૂપણ એવા નામવાળા ચાર પાદો છે; અને તેના ચોથા અધ્યાયમાં વેદાંતશ્રવણાદિની આવૃત્તિવડે નિર્ગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને અથવા ઉપાસનાવડે સગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને જીવતાં છતાં પુણ્યપાપના લેપના વિનાશરૂપ લક્ષણવાળી મુક્તિનું કથન, મરવા પડેલા માણસની ઉત્ક્રાંતિના પ્રકારનું નિરૂપણ, મરવા પડેલા સગુણબ્રહ્મવેત્તાનું ઉત્તરમાર્ગે અભિગમન, ને નિર્ગુણબ્રહ્મવેત્તાને વિદેહકૈવલ્યની પ્રાપ્તિનું તથા સગુણ બ્રહ્મવેત્તાની બ્રહ્મલોકમાં સ્થિતિનું નિરૂપણ એવા નામવાળા ચાર પાદો છે.

આ બ્રહ્મસૂત્રોમાં શ્રુતિઓવડે, સ્મૃતિઓવડે ને યુક્તિઓવડે શ્રુતિઓના તાત્પર્યનો વિચાર કરી પ્રતીત થતા સર્વ આક્ષિપ્તપદાર્થોનું વા-

સ્તવિક સ્વરૂપ અદ્વિતીય બ્રહ્મજ છે એમ દુરાગ્રહરૂપ દોષથી દૂષિત નહિ થયેલી બુદ્ધિવાળા વિવેકી પુરુષોને સૂક્ષ્મવિચાર કરવાથી સ્પષ્ટ સમજાય એમ ભિન્ન ભિન્ન સૂત્રોવડે સમજાવ્યું છે.

જીવના, જગતના, ઈશ્વરના, બ્રહ્મના, મોક્ષના ને મોક્ષસાધનોના સંબંધમાં ઉપનિષદોમાં ને શ્રીમદ્ ભગવદ્ગીતામાં જે સુસ્થિર સિદ્ધાંત પ્રમાણોને અનુસરીને સ્થાપવામાં આવ્યો છે તેજ સુસ્થિર સિદ્ધાંત જીવાદિના વાસ્તવિક સ્વરૂપના સંબંધમાં બ્રહ્મસૂત્રોમાં પણ શ્રુતિસ્મૃતિરૂપ પ્રમાણોવડે ને યુક્તિઓવડે સુદૃઢ કરવામાં આવ્યો છે એમ વેદાંતશાસ્ત્રનો પાર પામેલા મહાજ્ઞાનીઓ કહે છે.

ભિન્ન ભિન્ન ઉપનિષદોનાં વચનોની તેમાં અનુકૂલ થતી અન્ય શ્રુતિઓવડે ને પ્રબલ યુક્તિઓવડે એકવાક્યતા કરવા માટે જેની પ્રવૃત્તિ છે એવાં બ્રહ્મસૂત્રોનો સિદ્ધાંત ઉપનિષદોએ કરેલા સિદ્ધાંતથી ભિન્ન હોઇ શકે જ નહિ એ સામાન્યબુદ્ધિવાળા મનુષ્યને પણ થોડો વિચાર કરવાથી તુરત સમજાય એવું છે, છતાં કોઇ મનુષ્યોને તેનો સિદ્ધાંત ઉપનિષદોના ને ભગવદ્ગીતાના સિધ્ધાંતથી ભિન્ન હશે એવી શંકા થાય તો તે શંકાને દૂર કરવામાટે બ્રહ્મસૂત્રમાંથી કેટલાંક અગત્યનાં સૂત્રો આ લેખમાં લઇને તેણે કરેલો સિધ્ધાંત અહિં દર્શાવાય છે.

બ્રહ્મસૂત્રોમાંના નીચે જણાવેલાં સૂત્રોમાં શ્રુતિઓ જીવનું સ્વરૂપ કેવું કહે છે તે પ્રમાણ ને યુક્તિવડે સંક્ષેપમાં જણાયું છેઃ—

બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના બીજા પાદમાંના **"मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात्"** (સ્વપ્નમાં દેશકાલાદિરૂપ સામગ્રીનું સંપૂર્ણપણે અપ્રકટસ્વરૂપપણું હોવાથી સ્વપ્નની સૃષ્ટિ માયામાત્ર–મિથ્યા છે) આ ત્રીજા સૂત્રવડે જીવનો સ્વપ્નના જગતની સાથે લેશ પણ સંબંધ નથી એમ જણાવ્યું છે. વળી તેજ અધ્યાયના તેજ પાદના ચોથા, પાંચમા ને છઠ્ઠા સૂત્રમાં પણ જીવને પ્રતીત થતું સ્વપ્નનું જગત્ 'મિથ્યા હોવાથી તેની સાથે તે જીવનો વાસ્તવિક સંબંધ નથી એમ જણાવ્યું છે. પુનઃ તેજ અધ્યાયના તેજ પાદના **"तदभावो नाडीषु तच्छ्रुतेरात्मनि च"** (સ્વપ્નદર્શનનો અભાવ હિતાનામની નાડીદ્વારા બ્રહ્મમાં છે એમ શ્રુતિથી સિદ્ધ થાય છે,) એ સાતમા સૂત્રથી તથા તે પછીના આઠમા ને નવમા સૂત્રથી જીવનું સ્વરૂપ સુષુપ્તિ નામની અંતઃકરણની અવસ્થાથી ભિન્ન કહ્યું છે; અને તેજ અધ્યાયના તેજ પાદના દશમા સૂત્રવડે મૂર્ચ્છાવસ્થાથી પણ જીવનું સ્વરૂપ ભિન્ન છે, એમ જણાવ્યું છે. ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના **"आध्यानाय प्रयोजनाभावात्"** પ્રત્યેકના સૂક્ષ્મપણાના ને વ્યાપકપણાના પ્રતિપાદનમાં પ્રયોજનનો અભાવ હોવાથી આત્માના યથાર્થ જ્ઞાનને માટે એ સર્વથી આત્મા પર છે એમ પ્રતિપાદન કરાયું છે,] એ ચૌદમા સૂત્રમાં અને **"आत्मशब्दाच"** [આત્મા એવા શબ્દથી પણ ત્યાં આત્મા જ પ્રતિપાદનનો વિષય છે એમ જણાય છે,] એ પંદરમા સૂત્રમાં જીવનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે, ને તે સર્વથી સૂક્ષ્મ ને વ્યાપક છે એવો નિર્ણય કર્યો છે. ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના **"व्यतिरेकस्तद्भावाभावित्वान्न तूपलब्धिवत्"** (સ્થૂલશરીર આત્મા નથી, કિંતુ આત્મા સ્થૂલશરીરથી ભિન્ન છે, મરણ થાય ત્યારે સ્થૂલ શરીરના હોવામાં પણ જ્ઞાનાદિના નહિ હોવાપણાથી; જો સ્થૂલશરીર આત્મા હોય તો તે વેળા સ્થૂલ શરીરની પેઠે જ્ઞાનાદિની પણ પ્રતીતિ થવી જોઇએ,] એ ચોપનમા સૂત્રવડે સ્થૂલશરીરથી આત્મા ભિન્ન છે એવો નિર્ણય કર્યો છે. વળી ચોથા આધ્યાયના પહેલા પાદના **"आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च"** [આત્મા બ્રહ્મ છે એમ જાબાલશાખાવાળાઓ **'त्वं वा अहमस्मि भगवो देवतेऽहं वै त्वमसि देवते'**–હે પૂજ્ય દેવ! તમેજ હું છું, અને હે દેવ! હુંજ તમે છો,–એ શ્રુતિવચનવડે સ્વીકારે છે, અને **'अहमब्रह्मास्मि'**–હું બ્રહ્મ છું–**'एष त आत्मा सर्वांतरः'**–આ તારો આત્મા સર્વની અંતર રહેલો છે,—**'एष त आत्मान्तर्याम्यमृतः'**–આ તારો આત્મા અંતર્યામિરૂપને અવિનાશી છે,—ને **'तत्सत्यं स आत्मा तत्त्वमसि'**–તે સત્ય છે, તે આત્મા છે, તે તું છે,– ઇત્યાદિ શ્રુતિવચનો પણ બ્રહ્મને આત્મપણાવડે સ્વીકારે છે,] એ ત્રીજા સૂત્રવડે આત્માના બ્રહ્મથી અભિન્નપણાનો નિશ્ચય કર્યો છે. બ્રહ્મસૂત્રોના

બીજા અધ્યાયના ત્રીજા પાદના "उत्पत्त्यसंभवात्" (જીવની પરમાત્માથી ઉત્પત્તિ માનવાથી તે વિનાશી ઠરે, ને તેને મોક્ષ-લાભ પણ ન થાય, માટે તેની ઉત્પત્તિને અસંભવ હોવાથી જીવની ઉત્પત્તિ માનનારાઓનો મત યોગ્ય નથી.) એ બેંતાળીશમા સૂત્રમાં, ને તેના બીજા અધ્યાયના ત્રીજા પાદના "नात्मा श्रुतेर्नित्यत्वाच्च ताभ्यः" (જગતની ઉત્પત્તિ કહેનારા પ્રકરણમાં જીવની ઉત્પત્તિ કહેનારી શ્રુતિના અભાવથી અને 'स वा एष महानज आत्माजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म' તે આ આત્મા વ્યાપક, જન્મરહિત, વૃદ્ધાવસ્થાથી રહિત, વિનાશથી રહિત, આનંદરૂપ, અભય ને બ્રહ્મ છે,—ને 'अजो नित्यः शाश्वतोऽयं पुराणः'—આ આત્મા જન્મરહિત, નિત્ય, એકરૂપે રહેનારો, ને પ્રાચીન છે,—ઈત્યાદિ શ્રુતિઓવડે તેનું નિત્યપણું સિદ્ધ હોવાથી આત્મા ઉત્પન્ન થતો નથી,] એ સત્તરમા સૂત્રમાં જીવને અનાદિ કહી તેને અનંત ને બ્રહ્મરૂપ નક્કી કર્યો છે. તેજ અધ્યાયના તે પાદના "ज्ञोऽत एव" ['विज्ञानमानंदं ब्रह्म'—બ્રહ્મ વિજ્ઞાનને આનંદરૂપ છે,—ને 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' સત્યરૂપ, જ્ઞાનરૂપ ને પરિચ્છેદરહિત છે—ઈત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મનું સ્વરૂપ કહ્યું છે, અને બ્રહ્મજ જીવ છે, તેથી તે પણ નિત્ય ચૈતન્યસ્વરૂપ હોવાથી જ તેની ઉત્પત્તિ સંભવતી નથી,] એ અઢારમા સૂત્રમાં જીવને ચૈતન્યસ્વરૂપ કહી તેનું અનાદિપણું નક્કી કરવામાં આવ્યું છે. તેજ અધ્યાયના તે પાદના "तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत्" [જીવની ઉત્પત્તિના અશ્રવણથી, શરીરમાં પરબ્રહ્મના પ્રવેશના શ્રવણથી, અને જીવબ્રહ્મના એકપણાના ઉપદેશથી બ્રહ્મજ જીવ છે, તેથી બ્રહ્મની પેઠે વ્યાપક છે, અણુ નથી,] એ ઓગણત્રીસમા સૂત્રમાં જીવનું વ્યાપકપણું નક્કી કર્યું છે; અને તેજ અધ્યાયના તેજ પાદના "यथा च तक्षोभयथा" [અને જેમ સુતાર બન્ને-ધંધાવાળો ને શાંત એવી બે-રીતે સ્થિતિ કરે છે, તેમ જીવ પણ બંને ક્રિયાવાળો ને અક્રિય એવી બે રીતે સ્થિતી કરે છે,] એ ચાળીશમા સૂત્રમાં જીવને વ્યાવહારિકરીતે કર્તા ને વસ્તુતાએ અકર્તા નક્કી કર્યો છે.

ઉપર દર્શાવેલાં બ્રહ્મસૂત્રોમાંનાં સૂત્રો વાંચવાથી વિવેકી મનુષ્યને જણાયું હશે કે જીવ શરીરાદિથી ભિન્ન, અકર્તા ને બ્રહ્મરૂપ છે.

મનુષ્યાદિને પોતાની નેત્રાદિ ઇંદ્રિયોથી પ્રતીત થતું આ જગત બ્રહ્મમાંથીજ વિવર્તરૂપે ઉપજેલું હોવાથી બ્રહ્મથી ભિન્ન નથી. જેમ સૂર્યનાં કિરણોમાં પ્રતીત થતું મૃગજળ સૂર્યનાં કિરણોથી ભિન્ન નથી તેમ, બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત પણ બ્રહ્મથી ભિન્ન નથી. વળી કાર્ય કારણથી ભિન્ન નજ હોઈ શકે આ વાત લોકમાં પણ પ્રસિદ્ધ છે, અને સગુણબ્રહ્મ માયાનો ત્યાગ કરતાં નિર્ગુણબ્રહ્મરૂપ જ છે એ વાત પણ વિવેકીઓને વિદિત જ છે. બ્રહ્મસૂત્રોમાંનાં નીચેનાં સૂત્રોમાં સગુણબ્રહ્મ આ જગતનું ઉપાદાન કારણ ને નિમિત્તકારણ છે એ નિશ્ચયને સુસ્પષ્ટ કર્યો છે:—

બ્રહ્મસૂત્રોના પહેલા અધ્યાયના પહેલા પાદના "जन्माद्यस्य यतः" "(જેમાંથી આ જગતની ઉત્પત્તિ આદિ થાય છે તે બ્રહ્મ છે,) એ બીજા સૂત્રમાં આ જગત સગુણબ્રહ્મમાંથી ઉપજે છે એમ શ્રુતિસ્મૃતિના આધારે નિર્ણય કર્યો છે. એજ અધ્યાયના એજ પાદના પાંચમા સૂત્રથી માંડીને અગિયારમા સૂત્રસુધીમાં પ્રકૃતિ સ્વતંત્રપણે આ જગતનું ઉપાદાનકારણ નથી, પણ સગુણબ્રહ્મજ આ જગતનું ઉપાદાનકારણ છે, એમ શ્રુતિયુક્તિથી નક્કી કરવામાં આવ્યું છે. બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના ચોથા પાદના "प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुपरोधात्" [એક બ્રહ્મનું જ્ઞાન થવાથી સર્વનું જ્ઞાન થવાની શ્રુતિની પ્રતિજ્ઞાના અને માટી આદિ કારણોનું જ્ઞાન થવાથી તેમનાં કાર્યોનું જ્ઞાન થવાના શ્રુતિમાં આપેલા ઉદાહરણના પ્રમાણપણાથી સગુણબ્રહ્મ આ જગતનું ઉપાદાનકારણ અને નિર્ગુણબ્રહ્મ ઉપચારથી નિમિત્તકારણ છે] ને "अभिध्योपदेशाच्च" ('હું બહુ થાઉં,' એવા જગતને ઉપજાવવાના સંકલ્પના ઉપદેશથી પણ બ્રહ્મ આ જગતનું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે એમ નક્કી થાય છે,] એ ત્રેવીશમા તથા ચોવીશમા સૂત્રથી તથા તે પછીના પચીશમા, છવીશમા ને સત્યાવીશમા સૂત્રથી બ્રહ્મ આ જગતનું ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ છે એમ શ્રુતિયુક્તિથી નક્કી કરવામાં આવ્યું છે. વળી બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયના પહેલા પાદના છઠ્ઠા, સાતમા, નવમા દશમા ને અગિયારમા સૂત્રવડે પણ સગુણબ્રહ્મજ આ જગતનું ઉપાદાનકારણ છે એમ શ્રુતિના ને યુક્તિના આશ્રયથી પૂર્વપક્ષોનું ખંડન કરીને નક્કી કરવામાં આવ્યું છે. (અપૂર્ણ.)



# खरी आत्मदशा.

( અનુવાદક. રા. મણિલાલ ન. દોશી. બી એ. )

જે ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ છે, તે ભાગ્યેજ મળી આવે છે, અને તેથી તે સંબંધમાં લોકોમાં ગેરસમજ થાય તે વિચિત્ર નથી. લોકો શારીરિક બળ અને સામર્થ્યને જાણે છે, અને સમજે છે, અને જે કસરતથી જવાન મલ્લકુસ્તીમાં વિજયી નીવડે છે, તેને પશ્ચિમની પ્રજાઓ એક વીર તરીકે ગણે છે જે મનુષ્ય વધારે ઝડપથી દોડી શકે, વધારે ઉંચે કુદી શકે, અને પોતાના બંધુઓ કરતાં જરા વધારે જલ્દીથી ચાલી શકે, તેવા મનુષ્યના શારિરીક બળને દરેક મનુષ્ય સમજી શકે અને જે ઇન્દ્રિય ગ્રાહ્ય હોય તે સર્વ વિજયોમાં વિશેષ પ્રસિદ્ધિ મેળવે છે. ખરા બુદ્ધિશાળીની કીંમત કરનારા પ્રમાણમાં ઓછા હોય છે. અને જેમ તેની બુદ્ધિ વધારે ઉચ્ચ, તેમ તેનું ખરૂં મહત્ત્વ સમજનારા ઘણાજ થોડા હોય છે. પણ તે છતાં દુનિયા બુદ્ધિશાળી પુરૂષોને માન આપે છે, અને પોતાના માનનીય મનુષ્યોમાં તેમને સારૂં સ્થાન આપે છે; કારણ કે જગત્ એ સ્થિતિએ વિકાસમાં આવી પહોંચ્યું છે કે જ્યાં કેટલાકમાં બુદ્ધિ વિશેષ ખીલી છે, અને તે બુદ્ધિના નીચલાં સ્વરૂપો વિશેષ પ્રમાણમાં ખીલ્યાં છે, કે જેથી દરેક મનુષ્ય કેટલેક અંશે બુદ્ધિતત્ત્વની ભવ્યતાની કદર બુઝી શકે છે.

પણ જ્યાં આત્માની ભવ્યતાનો સવાલ ઉઠે છે, ત્યાં ઘણાજ થોડા તેનું સાંદર્ય પીછાણી શકે, અથવા તેની ભવ્યતા સમજી શકે. કારણ કે ઘણામાં આત્મા જાગતો નહિ, પણ સુતેલો છે, અને જેમનામાં કાંઇક અંશે પણ આત્મા પ્રકટ થવા માંડ્યો હોય તેઓજ બીજામાં પ્રકટ થયેલા આત્મસ્વરૂપને સમજી શકે. તેનાં પરિણામ આ નીચલી ભૂમિકા પર પણ પ્રકટ થતાં જાય છે આત્મદશાનાં કેટલાંક પરિણામ ઘણાં આકર્ષક હોય છે, અને સર્વ તેની પ્રશંસા કરે છે, પણ બીજાં કેટલાક પરિણામો અનાકર્ષક હોય છે, અને કેટલીક વાર તો દુનિયાની વસ્તુઓમાં મગ્ન થયેલા અને દુનિયાના સ્વાર્થો અને મોટાઇને મહત્વના ગણનારા મનુષ્યોને તિરસ્કાર ઉપજાવે તેવાં તે પરિણામો લાગે છે. આવા સંસારી મનુષ્યો પોતામાં ભય અને આશા ઉત્પન્ન કરનારાં દુઃખો અને સુખો તરફ જે ગંભીર વૃત્તિ આધ્યાત્મિક મનુષ્ય રાખી શકે છે, તે ગંભીરતા પસંદ કરતા નથી. તેના વૈરાગ્યના ખરાપણા વિષે અથવા તેની ઉદાસીનતાની સત્યતા વિષે તેઓ શંકા લાવે છે. તે આધ્યાત્મિક મનુષ્યનું મૌન, એકાંતવાસનો પ્રેમ, શાંતિ, વસ્તુઓ જેમ આવે તેમ તેનો શાંતિથી સ્વીકાર, સંયોગોને અનુકૂળ થવાથી તેની રાજીખુશી લોકો જેને વાસ્તે મરી મથે તેવી જગતની કીંમતી વસ્તુઓની તેણે માનેલી નજીવી કીમત; પરાભવ અથવા વિજયમાં સમતોલ વૃત્તિ—આ બધા તેના ગુણો અને લક્ષણો સામાન્ય મનુષ્યોને ચીડવનારાં થઇ પડે છે, અને તેઓ સમજે છે કે આ બધાનું કારણ તેની હૃદયશૂન્યતા છે, અને તેથી તેને તેઓ દયા વગરનો અને લાગણી વગરનો ગણી તેનો સ્વાભાવિક રીતે તિરસ્કાર કરે છે. વળી આધ્યાત્મિક મનુષ્યનું એક બીજું પણ સ્વરૂપ છે, કે જેના ભણી સામાન્ય લોકો શંકાથી અને કેટલીકવાર તિરસ્કારથી જુએ છે. સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા તથા જીવનના પદાર્થો તરફ તે બહુજ દુર્લક્ષ આપે છે, પણ એક બીજી જાતના વિષયો તરફ બહુજ લાગણી બતાવે છે. મનુષ્યનુ દુઃખ જોઇ તેની દીલસોજી જાગે છે. કોઇ પણ મનુષ્યના દુખની બુમ સાંભળી તેનું હૃદય દ્રવે છે, પોતાના સુખ દુઃખ તરફ તે નિષ્ઠુર જેવો લાગે

છે, પણ બીજાનાં સુખ દુઃખની એને ત્વરાથી અસર થાય છે. તે વીણાના તાર જેવો છે, કે જેને એક જરા સરખી પણ આંગળી અડકાડવાથી હાલવા માંડે છે અને જેઓને પોતાને વાસ્તે પણીજ લાગણી હોય છે, પણ બીજાને વાસ્તે નહિ જેવી લાગણી હોય છે તેવા મનુષ્યો તેને લાગણી સ્વભાવવાળા અથવા ભાવનાવાળા તરીકે ઓળખાવે છે. તેનું ખરું જીવન દુનિયાના મનુષ્યોથી ગુપ્ત રાખવામાં આવે છે. ફક્ત તેના જેવા મનુષ્યોજ તેનું ખરું સ્વરૂપ જાણી શકે છે. તે ખરા જીવનના ખ્યાલને ભૂલથી લોકોને પામવા દે, અથવા તો સ્થૂલ કે માનસિક ભૂમિકાપર જે અનુભવો થાય, તેવા આવેશનો જ્યારે તેનાપર અસર કરતા હોય, તે વખતે જો તે જોવામાં આવે તો દુનિયાદારી મનુષ્યોનો ક્રોધ તેના પ્રત્યે પૂર્ણ જુસ્સાથી ઉભરાય છે, અને તે ભાવનાવાળો અથવા સમાધિમાં રસ લેનાર મનુષ્યને વાસ્તે જે કાંઇ તિરસ્કારના વિશેષણો બોલવામાં આવે તે ઓછાં છે. આત્માના જે ગુણો દુનિયામાં સદ્‌ગુણો તરીકે ગણાય છે, તેવડે આધ્યાત્મિક મનુષ્ય પણ આપ્તપુરુષોની દીલસોજી અને સંમતિ મેળવી શકે, અને આવા સદ્‌ગુણોને લીધે ભક્તિભાવવાળો પ્રેમ લોકોમાં તેને લીધે થાય, પણ તે પ્રબળ ઉત્સાહ લોકોમાં ભરી શકે નહિ. દુનિયાના બાહ્ય કલહોમાં માનસિક તથા સ્થૂલ ભૂમિકાપર પુષ્કળ શક્તિ રેડવામાં આવે છે, અને આ બાબતના વીર પુરુષો દુનિયામાં ઉત્સાહભર્યો આવકાર મેળવે છે; પણ આ કલહોમાં આધ્યાત્મિક શક્તિનો ઉપયોગ થતો નથી, અને આધ્યાત્મિક ભુવનોના આંતરયુદ્ધોનો સામાન્ય મનુષ્યોને ખ્યાલ પણ હોતો નથી. માટે આત્મદયાવાળો યોગી આ પૃથ્વીપર બળને બદલે નમ્રતા બતાવે છે, અને સામો વિરોધ બતાવવાને બદલે શાંત સહનશીલતા બતાવે છે. શ્રીકૃષ્ણે અધ્યાત્મ જ્ઞાનીનાં જે લક્ષણો ભગવદ્‌ગીતાના ૧૩ મા અધ્યાયમાં બતાવ્યાં છે, તેના વર્ણનમાં આધ્યાત્મિક મનુષ્યના સદ્‌ગુણો જે કે ઉપર જણાવ્યા પ્રમાણે સામાન્ય મનુષ્યોને ગમતા નહિ થઇ પડે છે, તે મળી આવશે.

अमानित्वम दंभित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्म विनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्म मृत्यु जरा व्याधि दुःखदोषानु दर्शनम् ॥
असक्ति रनभिष्वंगः पुत्रदार गृहादिषु ।
नित्यं च समचि चत्व मिष्टानिष्टो प पत्तिषु ।
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्त देश सेवित्वमरति र्जन संसदि ॥
अध्यात्मज्ञान नित्यत्वं तत्त्वज्ञानार्थ दर्शनम्
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

નમ્રતા, નિષ્કપટ, અહિંસા, શાન્તિ, સરલતા, આચાર્યો ( ગુરૂઓ અને વડીલો ) ની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, આત્મનિગ્રહ, ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે વૈરાગ્ય; અહંકારનો અભાવ, જન્મ મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ, દુઃખ વગેરેના દોષ જોવા; આસક્તિનો અભાવ, પુત્ર, સ્ત્રી અને ગૃહ પ્રત્યે મમત્વનો અભાવ, ઇષ્ટ અને અનિષ્ટ સંયોગોમાં મનનું સમતોલપણું; મારે વિષે અનન્ય યોગથી શુદ્ધ ભક્તિ, એકાંત વાસનું સેવન, જનસમુદાયમાં અરતિ; અધ્યાત્મનું સતતચિંતન, તત્ત્વજ્ઞાનના અર્થનું દર્શન; આ બધું જ્ઞાન કહેવાય. અને તેનાથી ઉલટું હોય તે અજ્ઞાન.

આપણે કબુલ કરીશું કે આવા પ્રકારનો મનુષ્ય રાજદ્વારી જીવનની બાબતમાં અથવા તો તરતના સામાજીક સુધારાઓની બાબતમાં પણ અસરકારક સેવા ન પણ કરી શકે તેમજ વિચારના પ્રદેશોમાં માત્ર ફરેલો ઉચ્ચ વિચારવાળો મનુષ્ય પણ આવા ક્ષેત્રોમાં બહુ ઉપયોગી નીવડી શકે નહિ. આ બધાં ક્ષેત્રો વ્યવહારકુશળ, શક્તિવાળા, બહાદુર અને ચતુર મનુષ્યોને માટે છે કે જેઓ તરતમાં મળનારા પદાર્થો માટે કામ કરે છે, તરત લાભ આપનારા હેતુ માટે લડે છે, અને તેનું પરિણામ પણ તરતજ શોધે છે. પણ શુદ્ધ બુદ્ધિવાળો મનુષ્ય ભવિષ્યકાળના પ્રશ્નોનો વિચાર કરતો હોય છે, અને ભવિષ્યની યોજનાઓ જે તત્ત્વોપર રચાય તે તત્ત્વો જગત સંમુખ રજુ કરે છે. વ્યવહાર કુશળ મનુષ્યના જેટલુંજ તેનું કામ જનસમાજને ઉપયોગી છે; અને જ્યારે બીજાઓ રસ્તામાં કામ કરતા હોય છે. ત્યારે તે તેના અભ્યાસમાં લાગેલો હોય છે. તે માટે તેને

હલકો ગણવાનો નથી. તેજ પ્રમાણે આધ્યાત્મિક મનુષ્યો વ્યાવહારિક કામમાં ઓછા કુશળ છે, માટે તેને નકામો ગણવાનો નથી. કારણકે તે આધ્યાત્મિક ભુવનપર નિરંતર કામ કર્યા કરે છે. અને કાર્યોનાં મૂળને અસર કરવા તરફ પોતાની બધી શક્તિ વાપરે છે; અને જે બહારનાં પૂતળાઓની માનસિક અને શારીરિક શક્તિઓ લોકોમાં આટલી બધી પ્રશંસા પામે છે, તે પૂતળાઓની દોરીઓને તે ઘણીવાર દોરતો હોય છે.

આધ્યાત્મિક મનુષ્યનું મુખ્ય લક્ષણ ઉપરના શ્લોકોમાં જણાવ્યા પ્રમાણે ધ્યાન અને એકાંતવાસ વાસ્તેની પ્રીતિ છે. કઠોપનિષદમાં જણાવ્યું છે કે: "બ્રહ્માએ ઇંદ્રિયોને બહાર જતી સરજી, તેથી મનુષ્ય બહાર જુએ છે, પણ અંદર જોતો નથી. પણ જ્ઞાની મનુષ્ય, અમરત્વને શોધવા માટે અવળી દૃષ્ટિ કરી આત્મા ભણી જુએ છે" અને ખરેખર દુનિયાદારીનો મનુષ્ય બહાર જોયા કરે છે, બહારની વસ્તુઓને અવલોકે છે, તપાસે છે, અને તેની નોંધ લે છે આસપાસની વસ્તુઓમાં અતિશય રસ લે છે; અને સત્ય હકીકતો જોવાને, અનુભવવાને અને એકઠી કરવાને ઘણો આતુર હોય છે. તે પૂર્ણ ઉત્સાહવાળો છે, અને તેનો ઉત્સાહ બહાર વહ્યાં કરે છે. તે હમેશાં જાગ્રત, ચપળ, ઉદ્યોગી, અને નિરંતર પ્રવૃત્તિ કરતો હોય છે. પણ આધ્યાત્મિક મનુષ્યનું ધ્યાન અંદર લાગેલું હોય છે-સત્ વસ્તુપર સ્થિર થયેલું હોય છે, પણ કદાપિ ક્ષણિક વસ્તુપર ચોટતું નથી. અને એકાંતવાસને ચ્હાય છે, કારણકે શાંતિમાં તે અંદર જોઇ શકે, અને શાંતિમાં તથા બહારના સંક્ષોભ વિનાની સ્વતંત્રતામાં તે આત્માનું ધ્યાન કરી શકે.

જ્યારે કર્તવ્ય આવી પડે, ત્યારે તે પોતાનું ચિત્ત છૂટથી બહારની બાજુએ પરોવે. પણ જ્યાં તે કર્તવ્યથી છુટો થયો કે તરતજ તે પોતાના ખરા જીવન ભણી કુદી પડે છે, અને અસરકારક આધ્યાત્મિક કામને વાસ્તે જે બળ જરૂરનું હોય, તે હેતુ વગરની અને ઘણી બાજુએ પથરાયેલી પ્રવૃત્તિમાં ખર્ચી નાખશે નહિ. કારણકે મનુષ્યની શક્તિ પરિમિત છે, અને તે જે પ્રમાણમાં વાપરવામાં આવે, તે પ્રમાણમાં તેના વિકાસનો પ્રકાર થશે. જો તે શક્તિ વારંવાર બહાર રેડવામાં આવે અને નજીવી નાની બાબતોમાં તેનો વ્યય થાય તો આધ્યાત્મિક જીવનના વિકાસ વાસ્તે ઘણી થોડી શક્તિ તે બચાવી શકશે. નકામી વાતોમાં જે કલાકો પસાર થાય છે, જેથી કહેનાર કે સાંભળનાર કોઇપણ વિશેષ ડાહ્યું થતું નથી, તે કલાકોનો ધ્યાનને વાસ્તે સારામાં સારો ઉપયોગ કરી શકાય. અને જે બળ બીન જરૂરની એક કઠન બાબતો પાછળ ગાળવામાં આવે છે, તેનો એકાગ્ર અને અસરકારક પ્રયત્ન માટે ઉપયોગ થઇ શકે, અને જેને લીધે તે મુસાફર રસ્તા ઉપર ઘણે દૂર સુધી આગળ વધી શકે. જીવનના દરેક માર્ગમાં તેમજ કોઇપણ કરવા યોગ્ય કામ માટે જેમ પ્રબળ અને સતત શક્તિની જરૂર છે, તેવીજ રીતે આત્મવિકાસ માટે પણ તેની જરૂર છે. 'બળ વગરનો અથવા પ્રમાદી મનુષ્ય આત્મા પ્રાપ્ત કરી શકે નહિ.' એ ઉપનિષદનું વાક્ય સ્મરણ કરવા યોગ્ય છે, અને જેઓ અમુક પ્રસંગે અથવા રહી રહીને તે મેળવવા મથે છે, તેઓ લાંબા સમય સુધી જન્મ મરણના ચક્ર સાથે બંધાયેલા રહેવાના. વિજ્ઞાનનું પણ યોગ્ય જ્ઞાન મેળવવાને તેના ઉપાસકો પાસેથી ઘણા વર્ષની સતત મહેનતની આશા રાખવામાં આવે છે, તો પછી આ મોટામાં મોટું વિજ્ઞાન–આત્મવિજ્ઞાન–કોઇપણ પ્રયત્ન વિના અથવા ભોગ આપ્યા સિવાય મળી શકે? ખંતીલો વિચારસિક વિદ્યાર્થી પોતાનો સમય નકામી બાબતોમાં અથવા નકામા મોજશોખ પાછળ ગાળવા ના પાડે છે, તો પછી આત્મવિદ્યાનો અભ્યાસી શું એટલોજ ખંતીલો નહિ થાય? અને પોતે જે કોઇપણ પળનો માલીક ગણી શકાય, તે દરેક પળ આ પવિત્ર જ્ઞાનની પાછળ શું તે નહિ રોકે?

આ ઉપરથી એમ સમજવાનું નથી કે બીજાની સેવા અને મદદમાં જે સમય તે ગાળી શકે. તે સમયને તેને પોતાનોજ ગણવો નહિ, કારણ કે સેવા એ તો આધ્યાત્મિક જીવનનું હાર્દ છે. અને જો મનુષ્ય હવા વગર શ્વાસ લઇ શકે તો મનુષ્ય બીજાની સેવામાં પ્રેમ પ્રકટ કર્યા વિના આત્મિક જીવન ગાળી શકે. આવી સેવા તેણે પૂર્ણ રીતે, છૂટથી, ખુશીથી, અને વગર આનાકાનીએ કરવી જોઇએ, પણ આવા શ્રમપૂર્ણ અને બીજાને મદ-

દશાર કામને ઉપર જણાવેલા સમયના નિરર્થક વ્યય સાથે કાંઇ લેવા દેવા નથી. એક ટાંકીમાં કાણાં પાડવાં, અને પછી તે ચાહેના પાણીને ઝરવા દેવું અને આ રીતે ટાંકીને અર્ધી ભરેલી રાખવી. તે બાબતને અને ટાંકીનું એક બારણું ઉઘાડી તેમાંના જળને યોગ્ય રીતે બનાવેલી પ્રણાલિકાઓમાં વ્હેવા દેવું આ બાબતને ભિન્ન ગણવી જોઇએ. હાલનું જીવન તે નાનાં નાનાં કાણાંઓવાળું છે. અને તે દ્વારા સમય પસાર થઇ જાય છે. અને નોંધ લેવા જેવું કાંઇ પણ ઉપયોગી કામ થતું નથી. અને જે શક્તિ જીવનમાં ચક્રોને કોઇ ઉપયોગી બાબતમાં દોરવાને ઉપયોગી થઇ હોત, તે શક્તિ આવાં કાણાંઓદ્વારા વહી જાય છે.

આ સ્થળે કોઇ તરફથી એવો વાંધો ઉઠાવવામાં આવે કે આવું શ્રમપૂર્ણ સતત જીવન ઘણા થોડાજ ગાળી શકે, અને આવા જીવનનું દબાણ એટલું બધું વધી પડે કે જીવનની દોરી તુટી જાય. આ વાંધો ખરો છે; અને તેથીજ ખરી આત્મદશાવાળા મનુષ્યો ભાગ્યેજ મળી આવે છે. વળી જ્યાં સુધી તેનો આંતર અવાજ તેને તે માર્ગ તરફ બોલાવતો નથી, અને બાહ્ય દુનિયાની તેને મોહ પમાડવાની અને ખેંચવાની શક્તિ જ્યાં સુધી ચાલી ગઈ નથી, ત્યાં સુધી આવું જીવન ગાળવાને કોઈ તેને કહેતું નથી. કારણ કે જ્યાં સુધી આત્મા બહારની દુનિયા સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે, ત્યાં સુધી જે ઇચ્છાથી તેનો જન્મ થયો હતો, તે ઇચ્છા અતૃપ્ત છે. ત્યાં સુધી તે નિર્દોષ રીતે પૃથ્વીનાં જળ પીએ, અને નિર્દોષ આનંદના હજારો આકારોદ્વારા તે સુખ મેળવી શકે. જ્યાંસુધી સ્થૂલ અને માનસિક સુખોને સારૂ ઇચ્છા પ્રકટે છે, ત્યાં સુધી પૃથ્વી સાથે બાંધનારી બેડીઓ તોડવાનો સમય આવી પહોંચ્યો નથી. જ્યારે બધા મનુષ્યો આત્મદશાના શોધક થશે, ત્યારે પૃથ્વીનો ઉપયોગ આવી રહેશે. અત્યારે કરોડો જીવો આ સુંદર અને માયાળુ પૃથ્વીને ચ્હાય છે, કુદરતના ઉદાર સાથે ચારે બાજુએ વેરેલી વિવિધ આનંદજનક અને સુંદર વસ્તુઓમાં તેઓ સુખ માને છે, ત્યારે કુદરતી સુંદર ભેટોનો નિર્દોષ રીતે શા સારૂ ઉપયોગ ન કરવો અને આત્માએ જે પાઠો શીખવાને જન્મ લીધો છે, તે પાઠો કેમ ન શીખવા ?

ભૂખની રૂચિ સર્વથા બંધ પડી જાય, ત્યારે આપણને લાગે છે કે પુરતા પ્રમાણમાં ખોરાક લેવામાં આવ્યો છે, તેમ આ વસ્તુઓ પ્રત્યે જ્યારે કંટાળો આવે ત્યારે જાણવું કે શીખવા યોગ્ય પાઠ શીખાયો છે. તે પછી બીજા પાઠ શીખવાનો સમય આવે છે. અને જે મનુષ્ય સ્થૂલ અને માનસિક સુખોમાં રસ લે છે, તેણે આધ્યાત્મિક વસ્તુઓ શોધનારા મનુષ્યોને પોતાને પ્રિય લાગતાં સુખો પરાણે મેળવવા માટે આગ્રહ કરવો નહિ. તેજ પ્રમાણે આધ્યાત્મિક પુરુષે સંસારી મનુષ્યને પોતાના વર્તુલમાં ખેંચવાને પ્રયત્ન કરવો નહિ અથવા તો તે સંસારી મનુષ્ય જેનો શ્વાસ પણ ન લઇ શકે તેવા સૂક્ષ્મ વાતાવરણમાં ઘસડવા મહેનત કરવી નહિ. આ કારણથીજ પ્રાચીન હિંદુ લોકોએ જીવનના ચાર આશ્રમો પાડયા, અને પ્રથમ આશ્રમમાં વિદ્યાર્થીઓએ અભ્યાસ કરવો, બીજા આશ્રમમાં પુષ્ટ વયના મનુષ્યોએ ગૃહસ્થાશ્રમમાં દાખલ થવું, અને [ કેટલાક અપવાદ સિવાય ] આ બન્ને આશ્રમોમાં જંગલમાં જવું અથવા તો સન્યાસી બનવું. ઘણી ઉતાવળથી મનુષ્ય સંન્યસ્તાશ્રમમાં દાખલ થાય છે, તો તેનો ઘણીવાર પ્રત્યાઘાત થાય છે, કારણકે પરાણે મેળવેલી વૃદ્ધિ તંદુરસ્ત હોતી નથી, અને પુષ્પની કળીને જોરથી પકડીને ઉઘાડવામાં આવે તો તેની પાંદડીઓ રંગી બરાબર ખીલતી નથી. કુદરત શાંતિથી અને જોરજુલમ વિના કામ કરે છે. અને જો મનુષ્યે પૂર્ણ અને વરાળના દબાણ વિનાની ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો તેણે પગલે પગલે આગળ વધવું જોઇએ.

જેનામાં આત્મજીવનનો પ્રથમ ઝાંખો ઝબકારો થતો લાગે, તેઓએ તેની કૃપાભરી અસરને તાબે થવું જોઇએ, અને પોતાના પ્રકૃત સ્વભાવની બધી બારીઓ ખુલ્લી રાખવી જોઇએ કે જેથી તે જીવનના શાંત અદિલનો દબાણ વગર તેમનામાં પ્રવેશ કરે. અને તે આંદોલનો બાહ્યજીવનના પ્રબળ આંદોલનો સાથે એક તાર થઇ શકે. આવા મનુષ્યોએ તે આત્મદશાને પ્રકટ થવાને તક આપવી જોઇએ. તે માટે કોઈ શાંત

ક્યાંક પસંદ કરવો જોઈએ કે જ્યારે કુદરત શાંત હોય અને આસપાસની પરિસ્થિતિ પણ શાંત હોય અને મનને ઇન્દ્રિયોમાંથી નિવૃત્ત કરીને અને મનને પણ શાંત અને પર્વતના સરોવર જેવું સ્વચ્છ બનાવીને તેમણે શાંતિથી અંદરના અવાજને સાંભળવો જોઈએ. પૃથ્વીની સ્થુલ હવામાં જે મધુર અવાજ ન સંભળાય તે અવાજનો ધીમો નાદ તેણે સાંભળવો જોઈએ.

પ્રથમતો કેટલીકવાર ત્યાં માનજ રહેશે. પણ તે માનમાં પણ પવિત્ર કરવાનું બળ રહેલું છે, અને થોડીવાર પછી સુંદર સંગીતનો અવાજ દૂરથી સંભળાશે, જે છેવટે આત્માના પૂર્ણ અનાહતનાદરૂપે પ્રકટ થશે પણ તે આંતરજીવનનું બોલેલા કે લખેલા કોઈ પણ શબ્દો વર્ણન કરી શકે નહિ, અને તે કેળવવાને દુનિયાના કોઈપણ અવાજની જરૂર પડતી નથી. એકવાર પણ જ્યાં અંદરનો કાન ઉઘડે છે, ત્યાં તે અભ્યાસી શિષ્ય થાય છે. તેની શોધ પુરી થાય છે. તે મહેશ્વરની દિવ્ય હાજરીમાં ઉભો રહે છે. તેણે પોતાના પ્રભુને શોધ્યો છે.



# उपनिषदनी ब्रह्मविद्या.

## मुंडकोपनिषद्.

### પ્રથમખંડ.

પરા અને અપરા વિદ્યાનું નિરૂપણ.

વિશ્વના કર્તા તથા ભુવનનું રક્ષણ કર્તા બ્રહ્મા દેવોમાં પ્રથમ ઉત્પન્ન થયા હતા. તેમણે પોતાના મોટા પુત્ર અથર્વણને સર્વ વિદ્યાના આધારરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ૧

ત્યાર પછી બ્રહ્માએ જે કાંઈ ઉપદેશ બ્રહ્મવિદ્યા સંબંધીનો અથર્વણને કર્યો હતો તે તેણે અંગીરાને કર્યો. અંગીરાએ તે બ્રહ્મવિદ્યા ભારદ્વાજવંશમાં ઉત્પન્ન થયેલા સત્યવાહનને સમજાવી તથા આ પ્રમાણે ગુરુપરંપરાએ પ્રાપ્ત થયેલી બ્રહ્મવિદ્યા ભારદ્વાજે અંગિરસને કહી. ૨

શુનકનો પુત્ર શૌનક જે મહાન ગૃહસ્થાશ્રમી હતો. તે વિધિ પ્રમાણે અંગિરસ પાસે આવી પૂછવા લાગ્યો કે હે ભગવન્! એવી તે કઈ વસ્તુ છે, કે જે વસ્તુનું જ્ઞાન થવાથી અન્ય સર્વ વસ્તુ જ્ઞાત થઈ શકે છે ? ૩

ત્યારે અંગિરસે શૌનકને કહ્યું કે, જાણવા યોગ્ય એવી બે પ્રકારની વિદ્યાઓ છે. જેને બ્રહ્મવેત્તાઓ પર તથા અપરા કરીને કહે છે. ૪

અપરા વિદ્યાવડે ઋક, યજુસ, સામ, અથર્વણ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ તથા જ્યોતિષ છે. જે પરા વિદ્યાવડે અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે, તે વિષે હવે કહેવામાં આવે છે. ૫

આ અક્ષરબ્રહ્મ અદૃશ્યરૂપે, અગ્રાહ્યરૂપે, અકારણરૂપે, અવર્ણરૂપે, અચક્ષુરૂપે, અશ્રોત્રરૂપે, પાદ તથા હસ્તથી રહિતરૂપે, નિત્યરૂપે, વિભુરૂપે, સર્વને વિષે વ્યાપકરૂપે, અત્યંત સૂક્ષ્મરૂપે, તત્ અર્થાત પ્રાકૃત બ્રહ્મરૂપે તથા અવ્યયરૂપે છે. અર્થાત ક્ષયથી રહિતરૂપે છે. આ રીતના સ્થાવર જંગમના કારણરૂપને જે વિચારવડે વિવેકીઓ જુએ છે અર્થાત આત્મ સાક્ષાત્કાર કરે છે તે પરવિદ્યા છે. ૬

જેવી રીતે કરોળીઓ પોતાની જાળ પાથરે છે તથા પાછી તેને સંકેલી લે છે, જેવી રીતે પૃથ્વીપર ઔષધીની ઉત્પત્તિ થાય છે, જે રીતે જીવતા મનુષ્યના મસ્તક તથા શરીરપર કેશ તથા રૂવાંટી ઉત્પન્ન થાય છે તેવી રીતે અક્ષર બ્રહ્મમાંથી સૃષ્ટિ સમયે જગતની ઉત્પત્તિ થાય છે. ૭

. જ્ઞાનના યોગે કરી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મથી અન્નની ઉત્પત્તિ થાય છે,' અન્નથી પ્રાણ મન, સત્ય, લોક તથા લોકમાંથી કર્મની ઉત્પત્તિ થાય છે તથા કર્મોમાંથી અમૃતતત્વની પ્રાપ્તિ થાય છે. ૮

બ્રહ્મ જે સામાન્ય પે કરી સર્વવેત્તા તથા જે સર્વના વિશેષરૂપે કરી જ્ઞાતા છે તથા જેનું તપ જ્ઞાનમય છે તે સર્વજ્ઞમાંથી બ્રહ્મ, નામ, રૂપ તથા અન્નની ઉત્પત્તિ થઇ છે. ૯

## દ્વિતીયખંડ.

### અપરાવિદ્યારૂપ સંસારનું સ્વરૂપ.

આ સત્ય છે કે મંત્રોમાં જે કાંઇ કર્મોનું વિવેકી જનોએ નિરૂપણ કર્યું, તે કર્મોને અનેક પ્રકારે ત્રેતાયુગમાં વિસ્તાર કરવામાં આવ્યો. તે મજ કર્મોનાં યોગ્ય ફળોની જો તમને ઇચ્છા હોય તો સર્વદા તે કર્મો તમે કરો. કર્મોનાં ફળરૂપે જમતની પ્રાપ્તિ અર્થે આ જ એક તમારે વાસ્તે સારો માર્ગ છે. ૧

જ્યારે હવ્ય ગ્રહણ કરનાર અગ્નિને સમિધ વડે સારી રીતે પ્રદીપ્ત કરવામાં આવે છે તથા જ્યારે અગ્નિની શિખા સારી રીતે પ્રકટ થાય છે ત્યારે તેના બે વિભાગોની વચમાંથી આહુતિઓ અગ્નિમાં આપવી જોઇએ આ આહુતિઓ અગ્નિમાં લક્ષી શ્રદ્ધાપૂર્વક આપવી. ૨

જે અગ્નિહોત્રીના અગ્નિહોત્રરૂપી કર્મમાં અમાવાસ્યાના કર્મથી, પૂર્ણિમાના કર્મથી ચાતુર્માસ્યરૂપી કર્મથી રહિત, શરત્ તથા વસંતમાં નવા અન્નવડે કરવામાં આવતા કર્મથી રહિત, અતિથિના પૂજનથી રહિત, સમય પરત્વે હોમ નહિ કરવાથી રહિત, વૈશ્વદેવ કર્મથી રહિત, શાસ્ત્રાનુસાર હોમથી રહિત તથા શ્રદ્ધાથી રહિત, હોમ કરવામાં આવ્યો હોય, તે અગ્નિહોત્રીના ભૂરાદિ સાતે લોકનો નાશ થાય છે. ૩

પ્રકાશ પામતી અગ્નિની સાત જિહ્વાઓ નીચે પ્રમાણેછે કાલી ( કૃષ્ણ ભાગ ), કરાલી (ભયયુક્ત ભાગ ), મનોજવા ( મન જેવા વેગરૂપી ) સુલોહિતા [ રક્તભાગ ], સુધુમ્રવર્ણા [ કાળાવર્ણું વાળો ભાગ ], સ્ફુલિંગિની ( તણખારૂપી ) તથા પ્રકાશમાન વિશ્વરૂપી, આ રીતે અગ્નિને આહુતિનું ગ્રહણ કરવા માટે ચપળ સ્વભાવવાળી સાત જિહ્વાઓ છે. ૪

જ્યારે અગ્નિની જિહ્વાઓ પ્રકાશમાન હોય છે ત્યારે જે અગ્નિહોત્રી કામને અનુસરી અગ્નિહોત્રાદિ કર્મ કરે છે તો નાંખવામાં આવેલ આ આહુતિઓ યજમાનને ગ્રહણ કરતી છતી સૂર્યના રશ્મિરૂપે થઇ સ્વર્ગમાં લઇ જાય છે કે જ્યા એક તથા સર્વ સ્વર્ગવાસીના ઉપરી દેવોનો પતિ ઇન્દ્ર રહે છે. ૫

આવો આવો એમ કહેતી પ્રકાશમાન આહુતિઓ *યજમાનને આદિત્યના રશ્મિરૂપ થઇ સ્વ* ર્ગપ્રતિ લઇ જાય છે. તથા તમારા સુકૃતવડે પ્રાપ્ત થયેલો આ તમારો બ્રહ્મલોક છે. આ રીતનાં પ્રિય વચનો કહે છે તથા તે યજમાનનું પૂજન કરે છે ૬

આ યજ્ઞના નિર્વાહ અઢાર . જણાએ કે જેઓ શાસ્ત્રમાં કહેલ આ નિકૃષ્ટ કર્મ કરે છે, તેઓ હોડકા સરખા નાશવાન તથા અદઢ છે. જે મૂર્ખ મનુષ્યો આ કર્મને મનુષ્યના પરમશ્રેય રૂપે માને છે, તેઓ વારંવાર મૃત્યુ તથા જરાને પ્રાપ્ત થાય છે. ૭

જેમ આંધળને દોરનાર અંધ હોય તેમ અવિદ્યાવાન છતાં પંડિત તથા વિવેકીપણાનું ડોળ ધાલનાર મૂર્ખ લોકો અત્યંત દુઃખી થઇને પરિભ્રમણ કર્યા કરે છે. ૮

અનેક પ્રકારે અવિદ્યામાં રહેતા બાલો [ મૂઢ પુરૂષો ] એમ ધારે છે કે, અમે અમારો હેતુ પાર પાડયો છે,' કર્મ કરનારા પુરૂષો કર્મફળની ઇચ્છાને લીધે આત્મતત્વને જાણતા નથી, તેથી જ્યારે તેઓનાં કર્મનાં ફળો ક્ષીણ થાય છે, ત્યારે તેઓને દુઃખ સહન કરવું પડે છે તથા તેઓનુ સ્વર્ગમાં પતન થાય છે.

મનુષ્યને પરમ શ્રેય પ્રાપ્ત કરાવનારી વસ્તુઓ ઇષ્ટ તથા પૂર્ત છે. એમ માની મૂર્ખો ખરૂં શ્રેય પ્રાપ્ત કરાવનારી કી વસ્તુ છે તેને જાણતા નથી. તેઓ સ્વર્ગના ઉપરના ભાગમાં પૂર્ણકર્મના ફળને ભોગવી આ લોકમાં ફરી પ્રવેશ કરે છે અથવા તો એથી પણ નિકૃષ્ટ લોકમાં જાય છે. ૧૦

ભિક્ષાવૃત્તિને અનુસરનારા જે વાનપ્રસ્થાશ્રમી

તથા જ્ઞાનવાન પુરૂષો પોતાની ઇન્દ્રિયોનું દમન કરી તપ તથા શ્રદ્ધાને અરણ્યમાં સેવે છે તે પાપોથી મુક્ત થઈ ઉત્તરાયણ માર્ગે કરી એક એવા સ્થાનપ્રાપ્ત અર્થાત્ બ્રહ્મલોકપ્રતિ જાય છે કે જ્યાં અવ્યય આત્મરૂપ અમૃત પુરુષ રહે છે ૧૧

કર્મવડે પ્રાપ્ત થયેલા લોકનું નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણે યોગ્ય પદાર્થમાંથી વૈરાગ્ય ગ્રહણ કરવો જોઇએ. કર્મવડે નિત્ય બ્રહ્મસ્વરૂપ મોક્ષ નથી. એથી બ્રહ્મને ઓળખવાની જિજ્ઞાસાથી શિષ્યે જે ગુરુ કેવળ બ્રહ્મમાં આસક્ત હોય તથા જે વેદોને જાણતો હોય, તેની પાસે હાથમાં સમિધ લઇને જવું જોઇએ. ૧૨

જેનું મન શાંત થયું છે તથા જેણે પોતાની ઇન્દ્રિયોનું દમન કર્યું છે એવો અધિકારી શિષ્ય જો જ્ઞાનવાન ગુરુની સમીપ જાય તો તે બ્રહ્મનિષ્ટ ગુરુએ તત્ત્વવડે તેને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરવો, કે જે ઉપદેશ કરવાથી અક્ષર તથા સત્ય એવા પુરુષને તે જાણી શકે છે ૧૩

## દ્વિતીય મુંડક.

### પ્રથમ ખંડ

બ્રહ્મ; જીવની ઉત્પત્તિ તથા લયના કારણરૂપે.

હે સોમ્ય શૌનક ! આ સત્યરૂપ છે. જેમ પ્રકાશમાન અગ્નિમાંથી એક જ રૂપવાળા હજારો પ્રકારના તણખા નીકળે છે. તેજ રીતે અક્ષર બ્રહ્મમાંથી અનેક પ્રકારના જીવોની ઉત્પત્તિ થાય છે તથા તેઓનો પાછો અક્ષરબ્રહ્મમાં જ લય થાય છે. ૧

આ અક્ષરબ્રહ્મ ખરેખર પ્રકાશમાન, અ મૂર્તરૂપે તથા પુરુ અર્થાત્ સર્વત્ર પૂર્ણરૂપે છે. તે બાહ્ય તથા અંદર સર્વને વિષે વ્યાપીને રહેલો છે. તે જન્મથી રહિત. પ્રાણથી રહિત તથા મનથી રહિત છે. તે શુભ્ર સ્વચ્છરૂપ છે. તે મહાન અક્ષરથી પણ પર-શ્રેષ્ટ છે. ૨

આ બ્રહ્મ-હિરણ્ય ગર્ભમાંથી પ્રાણની, મનની, સર્વ ઇન્દ્રિયોની. આકાશ, વાયુ, જ્યોતિ, જળ તથા સર્વના આધારરૂપ પૃથ્વીની ઉત્પત્તિ થાય છે. ૩

જે પરબ્રહ્મનું મસ્તક અગ્નિ-સ્વર્ગ છે, જેના ચક્ષુઓરૂપે ચંદ્રમા તથા આદિત્ય છે, જેના શ્રોત્રરૂપે દિશાઓ છે, વાણીરૂપે પ્રકટ થયેલા વેદો છે, જેના પ્રાણ, વાયુરૂપ છે જેનું હૃદય વિશ્વરૂપ છે તથા જેના પાદમાંથી આ પૃથ્વીની ઉત્પત્તિ થઈ છે, તે પરબ્રહ્મ પરમાત્મા સર્વભૂતોના અંતરાત્મારૂપે છે. ૪

અગ્નિ કે જેના સમિતરૂપે આદિત્ય ભગવાન છે તેની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી થાય છે. ચંદ્રથી પર્જન્યની ઉત્પત્તિ થાય છે. પર્જન્યથી પૃથ્વીમાં રહેલી ઔષધિઓની ઉત્પત્તિ થાય છે. આ ઔષધિથી રેત થાય છે તથા તે રેતનું મનુષ્ય સ્ત્રીમાં સિંચન કરે છે. આ રીતે સર્વ પ્રજાઓની ઉત્પત્તિ પુરુષમાંથી થયલી છે. ૫ તેમાંથી ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદના મંત્રો, દીક્ષા; યજ્ઞો સર્વ ઋતુઓ, દક્ષિણાઓ, સંવત્સર, યજમાન, જે લોકોને સૂર્ય તથા ચંદ્ર પવિત્ર કરે છે તે લોકો, આ સર્વની ઉત્પત્તિ પરમ પુરુષથી જ થાય છે.

આ પરમબ્રહ્મ પરમાત્મામાંથી અનેક પ્રકારના દેવો, સાધ્ય દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ પ્રાણ તથા અપાન નામના વાયુઓ, અક્ષત, યવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય તથા વિધિની ઉત્પત્તિ થઈ. ૭

આ બ્રહ્મમાંથી સાત પ્રાણોની, સપ્ત અર્ચિઓની, સપ્ત સમિધોની, સાત હોમોની, આ સાત પ્રકારના લોકો કે જેમાં સાત પ્રાણરૂપી ઇન્દ્રિયો ગમન કરે છે તે સર્વની ઉત્પત્તિ થાય છે. આ પ્રાણો નિદ્રા સમયે શરીરરૂપ અથવા હૃદયરૂપ ગુહામાં રહે છે. પરમેશ્વરે પ્રાણીઓમાં આ ઇન્દ્રિયો સાત સ્થાપન કરી છે. ૮

આ પરબ્રહ્મ પરમાત્મામાંથી સમુદ્રો તથા પર્વતોની ઉત્પત્તિ થાય છે તેમાંથી જ અનેક રૂપવાળી નદીની, સર્વ ઔષધિની તથા જે રસ વડે પંચભૂતોથી આવૃત્ત અંતરાત્મા અર્થાત્ સૂક્ષ્મદેહ સ્થિતિ કરી રહેલો છે, તેની ઉત્પત્તિ થાય છે ૯

હે સોમ્ય ! આ રીતે સર્વ વિશ્વ, કર્મ તથા તાપ પુરુષરૂપે છે. બુદ્ધિરૂપ ગુહામાં રહેલ પર તથા અમૃતરૂપ બ્રહ્મને જે કોઈ જાણે છે, તેની અવિદ્યાની સર્વ ગ્રંથિનો નાશને પામેછે.૧૦ [અપૂર્ણ]

# मुरखराज अने तेना बे भाइओ.

( લેખકઃ—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

## પ્રકરણ ૧ લું.

એક સમયે કોઇ એક દેશમાં એક પૈસાદાર ખેડૂત રહેતો હતો. તેને ત્રણ દીકરા હતા. તેમાંના એકનું નામ મુરખરાજ, બીજાનું નામ ધનવંતરી અને ત્રીજાનું નામ સમશેરબહાદુર હતું. તેને મોંઘી કરીને એક દીકરી હતી. તે બહેરી અને મુંગી હતી. બાઇ મોંઘી હમેશાં કુંવારી રહી હતી. સમશેર બહાદુર લડાઇઓમાં તે દેશના રાજાની ચાકરી કરવા જતો, ધનવંતરી વેપારમાં ગુંથાયેલો, અને મુરખરાજ પોતાની બહેનની સાથે ઘેરજ રહેતો. તે ખેતરમાં કામ કરતો અને કામમાં ને કામમાં તેની પીઠ પણ વળી ગયેલી હતી.

સમશેર બહાદુર લડાઇમાં એક્કા હોવાથી, ' ચઢયો, અને તેણે પૈસો પણ ઠીક .ઠો કર્યો. તે એક મહોટા ગૃહસ્થની છોકરીને પરણ્યો. જો કે તેનો પગાર મહોટો હતો, અને તેણે જાગીરો પણ ઠીક લીધેલી હતી, તે છતાં : પાસ હંમેશાં વધી જતી હતી, પણ જે કમાતો તેના કરતાં તેની ઓરત વધારે પૈસો ઉડાવતી, તેથી હંમેશાં આ કુટુંબને પઇસાની ભીડ રહેતી. આમ થવાથી સમશેરબહાદુર પોતાની જાગીરની આવક ઉઘરાવવા નીકળ્યો, ત્યારે તેના વહીવટદારે જવાબ દીધોઃ " ભાઈ સાહેબ, આપણને આવક જેવું કંઈ રહ્યું નથી. આપણને નથી ઢોર, નથી હથીઆર, નથી ઘોડા, કે ગાય, હળ સરખુંએ નથી. જો આ બધું અપાવો તો આપણને આવક થાય ખરી."

આ સાંભળી સમશેરબહાદુર પોતાના બાપની પાસે ગયો, અને કહ્યું: " બાપા, તમારી પાસે ધન ઠીક છે. મને તેનો લાભ હજી સુધી મળ્યો નથી. તેમાંથી ત્રીજો હીસ્સો મને મળે તો હું મારી જાગીરમાં સુધારો કરૂં." ડોસો બોલ્યો, " તું કરમી દીકરો જણાય છે. મારા ઘરમાં તો તું એક ફુટી બદામે નથી લાવ્યો, તો પછી તારો ભાગ તને શાને મળે ? તું એટલો વિચાર પણ નથી કરતો કે તને હું કાંઈ આપું તો પેલા મુર્ખા અને મોંઘીને અન્યાય થાય." સમશેરબહાદુર બોલ્યોઃ " બાપા તમે એમ શું કહો છો ? મુર્ખો તો નામ તેવા ગુણ ધરાવે છે, અને મોંઘી તો કુંવારીને કુંવારી હવે બહુ મોટી થવા આવી. વળી બહેરી અને મુંગી. આ બેને તે કેટલોક પઇસો જોઇએ ?"

બુઢો બોલ્યોઃ " ઠીક છે ત્યારે આપણે મુર્ખાને પૂછીએ." પુછપરછ થતાં મુરખરાજ બોલ્યોઃ " સમશેરબહાદુર ઠીક કહે છે ભલે એને હીસ્સો આપો." એટલે સમશેરબહાદુર બાપની મીલક્તમાંથી પોતાનો હીસ્સો લઈ ગયો, અને પાછી બાદશાહની નોકરી શરૂ કરી.

ધનવંતરીએ પણ વેપાર તો ઠીક જમાવેલો, પણ તેને વહુ મળેલી એ મોંઘી પડી. એક કોરથી ધનવંતરી કમાય, અને બીજી તરફથી તેની વહુ મોજશોખમાં અને વટવહેવારમાં કમાણી કરતાં વધારે વાપરે તેથી ધનવંતરી પણ તેના બાપની પાસે ગયો અને સમશેરબહાદુરની જેમ પોતાના હિસ્સાની માંગણી કરી.

બુઢ્ઢાએ જવાબ આપ્યોઃ " દીકરા તું ઘરમાં તો કાંઈ લાવ્યો નથી. તારા ભાઇ મૂર્ખાએ મહેનત કરી કરીને તેનો બરડોએ ભાંગી નાંખ્યો છે. તને આપીને હું મુર્ખાને અને મોંઘીને કેમ ગેરઇન્સાફ આપું ?"

ધનવંતરી બોલ્યોઃ "મુર્ખો તો ખરેખર મુર્ખોજ છે, તે તો પરણવાનોએ નથી. તેને કાણ છોકરી આપશે ? અને મોઘીને તો ખાવું પીવું મળ્યું એટલે વાહ, વાહ." પછી પોતાના ભાઇ તરફ જોઇને ધનવંતરી બોલ્યોઃ "મુર્ખા, મને દાણામાંથી અરધોઅરધ નહીં આપે ? હળ વીગેરે હું માગતો નથી, અને જાનવરોમાંથી માત્ર પેલો હાબરો ઘોડો આપે એટલે થયું. તેને તું હળમાં તો નાખી શકે એમ નથી."

મુર્ખાએ હસીને જવાબ દીધોઃ "ભલે ભાઇ, તું એમ રાજી થતો હોય, તો લઇ જા, હું વળી તેના બદલામાં વધારે મહેનત કરી લઇશ."

આમ ધનવંતરી પણ ભાગ લઇ ગયો મુરખરાજ ખેતરમાં પુષ્કળ કામ કરતો. બહેરી બહેન બને એટલી મદદ કરતી. બાપ અને મા તો ઘરડાં થયાં હતાં, એટલે ખરું જોતાં ધનવંતરી અને સમશેરબહાદુરને આપવા જેટલું ઘરમાં રહેલું નહાતુ. હવે મુરખરાજની પાસે તો એક ઘરડી ઘોડી રહી. તેની પાસેથી સેવાય એટલું કામ લઇને આખો દહાડો ખેતરમાં મચ્યા રહેતો અને જેમ તેમ કરી માબાપનું, બહેનનું અને પોતાનું ભરણપોષણ કરતો.

## પ્રકરણ ૨ જું.

ભાગ પડયા અને ભાઇઓ ન લડયા એ સેતાનને બહુ વસમું લાગ્યું. તેણે તેના ત્રણ ગુલામોને બોલાવ્યા અને બોલ્યોઃ "પેલા ગામમાં મુર્ખો ને તેના બે ભાઇઓ વસે છે. દુનિયાના સાધારણ રીવાજ પ્રમાણે તો તેઓએ ભાગલા પાડતાં લડવું જોઇતું હતુ. તેને બદલે તેઓ સંપીને રહે છે. આનું કારણ પેલા મુર્ખાની મુર્ખાઇ સિવાય બીજું કાંઇ નથી. તેણે આપણું કામ બગાડયું છે. હવે તમે ત્રણ જણા એ ત્રણ ભાઇની પાસે જાવ, અને તેઓને એક બીજાને એવા ચડાવજો કે તેઓની વચ્ચે લોહીની નદી ચાલે ત્યાં લગી લડે. બોલો, આ કામ તમારાથી બનશે કે નહીં ?"

તેઓ બોલ્યા "હા સાહેબ, કેમ નહીં બને."

સેતાને પૂછ્યુંઃ "કહો તમે કેમ શરૂઆત કરશો ?"

ગુલામોએ જવાબ આપ્યોઃ "એ તો સહેલ છે. પ્રથમ તો અમે તેઓને પાયમાલ કરીશું, અને જ્યારે એકેકના ઘરમાં સુકી રોટલીનો ટુકડો સરખો પણ નહીં હોય, એટલે તેઓ ભેગા થાય એમ યુક્તિ કરશું. કહો પછી કેમ તેઓ અરસપરસ વેર વિના રહી શકવાનાં ?"

સેતાન બોલ્યોઃ "શાબાશ, તમે તમારૂં કામ બરોબર સમજતા જણાઓ છો. હવે જાઓ, અને તેઓના કાન બરોબર ભંભેર્યા વિના હરગીજ પાછા ન ફરશો. જો આવ્યા તો જીવતાં તમારી ચામડી ઉખેડીશ."

પછી ત્રણે ગુલામો નીકળી પડયા, અને કોણે કયાં જવું, એ વિચારવા લાગ્યા. વાત કરતાં રવડ વધ્યો; દરેકને સહેલામાં સહેલું કામ જોઇતું હતું. છેવટે તેઓએ ચીઠ્ઠી નાંખી, અને જેને ભાગે જે ભાઇ આવ્યો અને તેને ભભેરવા તે તે ગુલામ ચાલી નીકળ્યો. વળી તેઓએ એવો પણ ઠરાવ કર્યો કે જેનું કામ વહેલું ફતેહમંદ નીવડે તેણે બીજાઓની મદદે જવું. અને વખતો વખત અમુક જગ્યોએ મસલત કરવા એકઠા થવાનો પણ ઠરાવ કર્યો.

કેટલોક વખત વીત્યા પછી નીમેલ જગ્યાએ ત્રણે ગુલામો એકઠા થયા. નીમેલી જગ્યા તે સ્મશાન પાસેનો પીપળો હતો.

પહેલા ગુલામે કહ્યું: "સમશેરબહાદુરની પાસે હું તો ઠીક ફાવ્યો છુ. તે એના બાપને ત્યાં આવતી કાલે જશે."

તેના ઓડીઆઓએ પુછ્યું: "એ તું કેમ કરી શકયો ?"

પહેલા ગુલામે જવાબ દીધોઃ "સમશેરબહાદુરને એટલો તો ચઢાવ્યો કે તેણે આખી દુનીઆ જીતી લેવાનું બીડું બાદશાહ આગળ ઝડપ્યું. આ ઉપરથી બાદશાહે સમશેરબહાદુરને ઉત્તરનો મુલક જીતવાનું ફરમાવ્યું. સમશેર બહાદુર રણે ચઢયો. પહેલીજ રાત્રે તેના દારૂમાં મેં ભેજ મેળવ્યો અને ઉત્તરના રાજાને તો ખુબ લશ્કરીઆ બનાવી આપ્યા લશ્કર જોતાંજ શમશેરના લશ્કરીઆ બીધા. સમશેરે તોપ ચલાવવા હુકમ કર્યો, પણ તોપ શાની ચાલે ? દારૂમાં તો મેંદાએ પુષ્કળ ભેજ નાંખેલો. સમશેરના સીપાઇ ઘેટાંની

માફક નાઠા, અને ઉત્તરના રાજાએ તેઓની પાછળ પડી કતલ ચલાવી. સમશેરની નામોશી થઇ. તેની જાગીર બધી છીનવી લીધી છે, અને આવતી કાલે તેને તોપે ચઢાવવાનો હુકમ છે. હવે મારે એકજ દહાડાનું કામ રહ્યું છે. તેને હું કેદખાના-માંથી ભગાડી મૂકીશ, એટલે તે તેના બાપને ત્યાં દોડી જશે આવતી કાલે હું છુટો થઇશ. એટલે જેને મદદ જોઇએ તે માંગજો."

પછી બીજો ગુલામ બોલ્યોઃ "ધનવંતરી મારા દાવમાં ઠીક આવી ગયો છે. મારે કોઇની મદદ નહી ખપે. ધનાભાઇથી અડવાડીઉં ચોભાય તેમ લાગતું નથી. પહેલાં તો મેં એવી યુક્તિ કરી કે તે ખાઇ પીને ખુબ રૂષ્ટપુષ્ટ થાય, અને લોભીઓ પણ ખૂબ બને. તેનો લોભ તો એવો વધ્યો કે બધી વસ્તુ પોતાની કરી લેવાનું તેને મન થયું. અખુટ માલ પોતાની વખારમાં ભર-વામાં પોતાનો પૈસો તેણે પાણી જેમ રેડયો છે. હજુ એ તે ભરતો જાય છે. હવે તો તેને ઉછીના પૈસા લેવા પડે છે. તેનું કરજ એ તો તેની ઉપર સર્પનો ભારો થઇ પડયું છે. તેમાંથી છુટવાની તે આશા જ ન રાખે. એક અઠવાડીઆમાં તેને હુંડીઓ ભરવી પડશે. તેનો માલ બધો હું સોડની મુકીશ. પછી તો તેને તેના બાપને ત્યાં ગયેજ છે."

હવે બન્ને જણે મુર્ખાવાળા ગુલામને પુછ્યું "કેમ ભાઇબંધ, તારૂં કામ કેમ ચાલે છે?" ત્રીજાએ જવાબ દીધોઃ "મ્હારા કામનું ન પુછો. હું તો મુવો પડયો છું. પહેલાં તો મેં મુર્ખાની છાશને એવો કાટ ચઢાવ્યો કે, પીતાંજ પેટમાં સખત દરદ થાય. પછી તેની જમીન સુકવીને પથરા જેવી કઠણ કરી નાંખી, કે જેથી કોદા-ળીના ઘા કરતાં તેના હાથ પણ ખડી જાય. આટલું કર્યા પછી મારી ઉમેદ એવી હતી કે મુર્ખો ખેડી નહી શકે પણ તેણે તો ખેડવાનું અને ચાસ પાડવાનું છોડયુંજ નહીં. પેટમાં ઘણુંએ દરદ થાય, છતાં મુર્ખો હળ છોડેજ નહીં. એટલે મેં તેનું હળ ભાંગ્યું. મુર્ખો તો ઘેર દોડી ગયો, બીજું હળ લાવ્યો અને વળી ખેડ શરૂ કરી. એટલે હું જમીનની નીચે પેઠો, હળના દાંતા ઝાલ્યા. મુર્ખાએ તો દાંત કચડીને, નાકા વળીને, એટલું તો જોર કર્યું કે મારા હાથપણ કપાઇ ગયા. તેણે તો લગભગ આખું ખેતર ખેડી કાઢયું છે માત્ર એક નાનકડો ચાસ બાકી છે, હવે તો તમે બેઉ મારી મદદે આવો અને આપણે મુર્ખાને પછા-ડીએ તો ઠીક, નહીં તો આપણી બધી મહેનત ફોકટમાં જશે. મુર્ખો જો ખેતરમાં મચ્યો રહેશે તો તેઓમાં ખરેખરો ભુખમરો દાખલ નહીંજ થાય. અને તે એકલો તેના બન્ને ભાઇનું પોષણ કરશે."

સમશેરબહાદૂરવાળો ગુલામ બીજે દહાડે છુટો થવાની આશા રાખતો હતો એટલે તેણે તેજ દહાડે મદદ કરવાનું વચન આપ્યું. અને ત્રણે ગુલામ પાછા કામે ચઢયા.

## પ્રકરણ ૩ જું.

મુરખરાજે એક નાનકડા ટુકડા સીવાય બધી જમીન ખેડી નાંખી હતી, અને હવે તે ટુકડો પુરો કરવા આવ્યો હતો. તેના પેટમાં દરદ હતું, છતાં ખેડ તો કરવી જ જોઇએ એમ તેને લાગ્યું, તેથી હળ જોડયું અને કામ શરૂ કર્યું. એક ફેરો તો પુરો કર્યો અને હળ પાછું વાળ્યું ત્યારે કેમ જાણે સખત મુળીયામાં ભરાઇ ન ગયું હોય એમ તેને લાગ્યું. પરતુ એ તો પેલો ગુલામ હતો, તેણે પોતાના પગ અંદર ભરાવી દીધા હતા, અને હળને ખેંચી રાખવા માંગતો હતો.

મુરખરાજે વિચાર્યું, "આતે કેવું અજાયબ જેવું! મુળીયું તો ક્યાંય દેખાતુ નથી. પરંતુ પેલું હોવું જોઇએ." એમ કહી મુરખરાજે હાથ ઉંડો નાંખી આમ તેમ ફેરવ્યો, અને જે હાથમાં આવ્યું તે પકડી રાખી ખેંચી કહાડયું. એ મુળી-યાની માફક કાળું લાગતું હતું, પણ તેના હાથમાં તે તરફડતું હતુ. એ તો પેલો ગુલામજ તો. મુરખરાજ તેને હળની ઉપર ફેંકવા જતો હતો તેટલામાં ગુલામ બોલી ઉઠયો, "મને ઇજા ન કરશો. હું તમે જે કહેશો તે તમારા સારૂ કરીશ."

મુરખરાજે પુછ્યું, "તુ મારે સારૂ શું કરી શકે છે?"

ગુલામે જવાબ આપ્યો, "જે તમે કહો તે."

મુરખરાજે માથું ખજવાળીને કહ્યુંઃ "મારા

પેટમાં દુઃખે છે તે તું મટાડી શકે ખરો ?"

ગુલામ બોલ્યો: "એ હું કરી શકું છું."

મુરખરાજે જવાબ દીધો: "ત્યારે કર."

ગુલામે વાંકો વળી પોતાના પંજાથી ખોતરીને ત્રણ પાંખડીવાળું એક મુળીયુ ખેંચી કાઢયું અને તે મુરખરાજને આપ્યુ.

ગુલામે કહ્યું: "આ મુળીઆની એક પાંખડી જે માણસ ગળી જાય તેને ગમે તે દરદ હોય તે મટે છે."

મુરખરાજે મુળીઆની એક પાંખડી લીધી. તુરતજ તેનું દરદ શાંત પડયુ.

ગુલામે માંગ્યુ: "હવે મને જવા દો, હું ધરતી માંહે સરી જઇશ અને કદી પાછો આવીશ નહીં."

મુરખરાજ બોલ્યો: "ભલે જા, ઇશ્વર સદાય તારી સાથે રહેજો."

મુરખરાજે જેવું ઇશ્વરનું નામ લીધુ કે તુરતજ જેમ પાણીમાં ફેંકેલા પથરો તળીએ જઇ બેસે તેમ ગુલામ ધરતી માંહે પેસી ગયો અને તેમાં માત્ર ખાડોજ દેખાતો રહ્યો.

મુરખરાજે મુળીઆની બીજી બે પાંખડી પોતાની પાઘડીમાં ખોસી દીધી, અને પાછો હળ હાંકવા મંડી ગયો. ખેતી પુરી કરીને ઘેર ગયો ઘોડાને છોડયો અને પોતે ઝુપડીમાં દાખલ થાય છે તો સમશેર બહાદુર અને તેની વહુને વાળુ કરતાં જોયાં. સમશેરની જાગીર ગુમ થઇ હતી, અને તે મુશીબતે કેદખાનામાંથી ભાગી છુટયો હતો. હવે પોતાના બાપની સાથે રહેવા તે દોડી આવ્યો હતો.

સમશેરે મુર્ખાને જોયો, ને બોલ્યો: "હું તારી સાથે રહેવા આવ્યો છું. મને અને મારી વહુને જ્યાંસુધી મને બીજી નોકરી ન મળે ત્યાંસુધી ખવડાવીશ ને ?"

મુરખો બોલ્યો: "ભલે, તમે તમારી સાથે રહેજો"

પણ જ્યારે મુરખો પાટલીપર બેસવા ગયો, ત્યારે સમશેરની સ્ત્રીને તો તેની વાસ ન ગમી, અને તેના પતિ પાસે બોલી ઉઠી. "હું કંઈ એક ગંદા ખેડુતની સાથે મારૂં વાળુ કરવાવાળી નથી." એટલે સમશેર મુરખા તરફ જોઈ બોલ્યો "મારી સ્ત્રી કહે છે કે તું તો વાસ મારે છે. મને લાગે છે કે તું બહાર બેસીને જમે તો સારૂં."

મુરખે જવાબ દીધો: "બહુ સારૂ નહીં તો પણ મારે ઘોડાને જોગાણ દેવા બહાર જવું જ પડત."

પછી મુરખો પોતાનાં કપડાં અને થોડો રોટલો લઇને બહાર ગયો.

અપૂર્ણ.




## પ્રકરણ ૧ લું.

### બાલ્યાવસ્થા.

ગુરુ નાનકે શીખ સંપ્રદાય સ્થાપ્યો છે. તેમનો જન્મ પંજાબમાં રાવી નદીના તીરે આવેલા તલવંડી ગામના કાલુવેદી નામના એક સાધારણ સ્થિતિના માણસ ત્યાં થયો હતો. કાલુવેદીની પત્નીનું નામ તૃપ્તાજી હતું. ગુરુ નાનકનો જન્મ સંવત ૧૫૨૬ ના કાર્તક સુદ ૧૫ ના રોજ પરોઢીએ થયો હતો. પુત્રનો જન્મ થતાં કાલુવેદીને તેમજ માતા તૃપ્તાજીના આનંદનો પાર રહ્યો નહિ. કાલુવેદી તે વખતે એક મુસલમાન હાકેમનો મહેસુલી કારકુન હતો છતાં તેણે પુત્રજન્મની ખુશાલીમાં ગામમાં ગોળ ધાણા વ્હેંચ્યા.

તેમણે પંડિત હરિદયાળ શર્મા પાસે પુત્રની

જન્મકુંડળી કરાવી. તેમાં બાળકના ગ્રહ અને ચદ્રાંદ ચિન્હો જોઇ જોશીને નવાઇ લાગી તેમણે કાલુવેદીને કહ્યું કે: તમે ઘણા નસીબદાર છો તમારે ઘેર કોઇ અવતારી પુરુષે જન્મ લીધો છે તેના ગ્રહસંયોગો ઉપરથી એ બાળક મહાન પુરુષ થશે એમ લાગે છે. જગત્ એના ચરણે મસ્તક નમાવશે અને હિન્દુ મુસલમાન બન્ને એના ઉપર પરમેશ્વરિ વાખાણશે." જ્યોતિષીની આ ભવિષ્યવાણી સાંભળી તેમનાં માબાપના આનંદનો પાર રહ્યો નહિ. તેમ નાનકનામાં આ લક્ષણો નાનપણથી જણાવા લાગ્યાં.

નાનકે વર્ષ દિવસની ઉમ્મરે તો ચાલવા માંડયું. તેમ તેમને તેજ ઉમ્મરે દાંત પણ આવી ગયા. તેમણે બોલવાની શરૂઆત કરી ત્યારથીજ ઇશ્વરનું નામ લેવા માંડયુ. તેઓ નાનપણથીજ બેસતા ત્યારે પદ્માસન વાળીને બેસતા અને જાણે ઉંડા ધ્યાનમાં નિમગ્ન હોય તેવા જણાતા. પાંચેક વર્ષની ઉમ્મરે તો તે પોતાની સરખી વયનાં બાળકો સાથે પ્રભુની મહત્વાનું ભાન થાય અને નીતિને રસ્તે જવાનું મન થાય તેવી વાતો કરતા. નાનપણમાં તેમને ઘરમાંથી જે કાંઇ ખાવાનું કે રમકડાં વિગેરે આપવામાં આવતું તે બહાર જઇ પોતે બીજાં બાળકોને હર્ષપૂર્વક વ્હેંચી આપતા આ પ્રકારની ઉદારતા અને સમાન દૃષ્ટિ તેમનામાં નાનપણથીજ હતી.

એક વખતે તેમની સાતેક વર્ષની ઉમ્મરે તેમનાં માબાપે જ્યારે રમકડાં આપ્યાં તેમણે [illegible] નકની ચાલચલગત જોઇ પોતાની બેન નાનકીજીને કહ્યું કે: "આ છોકરો તો ગાંડા જેવો જણાય છે ઘરમાંથી અમે તે વસ્તુ લઇ જઇ બીજાં બાળકોને આપી દે છે અને ખાલી હાથે પાછો આવે છે." આ વાત નાનકે સાંભળી તેથી તેમણે કહ્યું કે: "બ્હેની મારા જેવો એક ગાંડો તારા [illegible] નહી શકે." આ સાંભળી સર્વ હસી [illegible]નું છો ભવિષ્યમાં નાનકનું તે વચન સિદ્ધ [illegible]મની આસીને ત્યાં એક રામરત્ન નામના મહાપુરુષ ઉત્પન્ન થયા. તે મહા આત્મજ્ઞાની થયા હતા.

નાનકે નાનપણમાં ગામડી શાળામાં, વેદ પાઠશાળામાં અને મોલવીઓનાં મકતબખાનામાં શિક્ષણ લીધું. તેમને ૭ વર્ષની ઉમ્મરે તેમ ગામમાં ગોપાળ પંડયાની શાળામાં હિંદી શીખવા મુક્યા હતા. મહેતાજીએ તેમને પાટી ઉ એકડા ઘુંટવાનુ કહ્યુ. ત્યારે નાનકે તેમના તરફ જોઇ કહ્યું કે "શું તમે મને ભણાવી શકશો મહેતાજીએ કહ્યુંઃ "હા, મારો ધધો જ એ છે. આવા સવાલ ન પૂછતાં તુ ચાલ એકડો ઘુંટવા માંડ." આથી વળી નાનકે કહ્યુંઃ "સાહેબ જ્યારે આપ મને સારી પેઠે ભણાવી શકવાનું કહો છો તો પુછું છું કે: "આ સંસારના હિસાબ કિતાબ શીખનારાઓમાંના ઘણાની અંતઃકાળે દુર્દશા થઇ છે, તેમને ઘણો કષ્ટ ભોગવવો પડયો છે, તો હું તો અહિં પરમેશ્વરનું નામ ભણવા આવ્યો છું તો આ સંસાર–બંધનથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો."

આ સાંભળી મહેતાજીનો મિજાજ ગયો અને ચીડાઇને બોલ્યાઃ "તું તારા મનમાં શું સમજે છે ? તું બંધ અને મોક્ષ શબ્દોમાં શું સમજે !" આ સાંભળી નાનકે કહ્યુંઃ "સાહેબ, હું હજુ બાળક છું અને અજ્ઞાન છું છતાં તમે કહો તો હું તમને તે સબંધી કહી સંભળાવું."

આવો સ્પષ્ટ વક્તા અને દબી જાય નહિ તેવો ૭ વર્ષની નાની ઉમ્મરનો આ નવોજ વિદ્યાર્થી હતો આથી મહેતાજી વિચારમાં પડી ગયા તેમણે નાનકને કહ્યુંઃ "સમજાવ જોઇએ બંધ અને મોક્ષની વાત." આ સાંભળી નાનકે ગંભીરતાપૂર્વક કહેવા માંડ્યું કે: "જરા શાંત થાઓ; લક્ષપૂર્વક સાંભળો, મોહને બાળી નાખો, તેને ઘસીને શાહી બનાવો, તમારી બુદ્ધિને કાગળ કલ્પો, પ્રેમની કલમ બનાવો, અને ગુરુદેવને પૂછીને જે અનન્ત અને પારાવાર રહિત છે તે પરમાત્માનું નામ જયવંતુ વર્તો એમ લખો. હે બાબા, એવા લેખ લખી જાણો કે જેથી જેની પાસે લેખુ માગીએ તે વ્યક્તિનો ઉપર સચોટ નિશાન પડે"

આ સાંભળી મહેતાજી બોલ્યાઃ "છોકરા તું જાણે છે તે આજ કે: હું ધારૂં છું કે કોઇ ભટકતા ફકીર પાસેથી તેં આ શબ્દો સાંભળ્યા હશે. પણ ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવાને દરેક હિંદુએ શું શું કરવું જોઇએ તે ક્રિયાઓ સંબંધી

તું કાંઇ જાણે છે ? આ સાંભળી નાનકના મેં ઉપર તેજ આવી તેમણે ખુરસાબેર કહેવા માંડયું: " તમે ધર્મનું રહસ્ય બિલકુલ સમજતા નથી, વેદ અને ધર્મશાસ્ત્રોની કુંચી ખોઈ બેઠા છો, તમે હિંદુઓના સરળ અને પવિત્ર ધર્મને અંતરમાં પેસવા ન દેતાં અનેક પ્રકારના માત્ર બહારના જ કર્મકાંડની જાળમાં ગુંચળાતી મારો છે. આવા કર્મકાંડમાંજ તમે સર્વસ્વ માની બેઠા છો અને અંધેરી હાર ચલી, જે દાતાર જે દાતાર બોલી રહ્યા છો. ઇશ્વરને તમારા શીંગ કે ઢોર પુરીની કે પઇસાની હાચ જોઇની નથી. સત્ય અને પ્રમાણિકપણાના સદ્‌ગુણોથી અંતઃકરણપૂર્વક તેની સેવા કરવી જોઇએ. માત્ર ટીલાં ટપકાંથી કે ઉપર ઉપરના રામનામના જપથી તે છેતરાતો નથી તો પછી તેની પ્રીતિ તમે કેવી રીતે સંપાદન કરી શકશો ? સ્થૂળ રૂપાંતરથી ઇશ્વરના પવિત્ર નામને તમારે કલંકિત ન કરવું જોઇએ. " આ સાંભળી મહેતાજીને ઘણું લાગી આવ્યું.

તે પછી ત્રણ વર્ષે નાનકને તેમના પિતાએ સંસ્કૃતનો અભ્યાસ કરાવવા માટે પંડિત વ્રજનાથ શર્મા પાસે મૂકયા. પંડિતે વિધિપૂર્વક પ્રારંભ કરાવીને ૐ નમઃ સિદ્ધમ્ ॥ નો મંત્ર પાટી ઉપર લખી આપી મોઢે કરવા કહ્યું: નાનકે પાટી હાથમાં લઇ પંડિતજી તરફ જોઇ કહ્યું " એનો અર્થ તો જરા કહી બતાવો ? " આથી પંડિતજીએ કહ્યું: " હમણાં તારે અર્થનું કાંઈ પ્રયોજન નથી. એને મોઢેજ કરો. " આ સાંભળી નાનકે કહ્યું: " તો અર્થ વગર માત્ર શબ્દોચાર કરવાનું શું કારણ ? " પંડિતે કહ્યું: એ પ્રમાણે રોજ થોડા થોડા શબ્દ યાદ રાખવાથી કેટલેક દિવસે મોટા મોટા ગ્રંથો કંઠાગ્રે થઇ જાય છે. "

નાનક—" તેનું તાત્પર્ય જાણ્યા વગર માત્ર ગ્રંથો ગોખી મારવાથી શો લાભ ? કહ્યું છે કે: જે વેદને માત્ર ભણીજ જાણે છે અને અર્થ સમજતો નથી તે ખરેખર સૂકા લાકડાના ઠુંઠા જેવોજ છે. " -

આ સાંભળી પંડિતને આશ્ચર્ય થયું તેમણે ધાર્યું કે: ભવિષ્યમાં આ કોઇ અસાધારણ પુરુષ નીવડશે. તે પછી નાનકે અહિં વેદાંતનું જ્ઞાન સારી રીતે મેળવ્યું તેમ પુરાણોનું પણ અવલોકન કર્યું. તે વખતે રાજભાષા ફારસી હતી. પોતાના બાપ સરકારી નોકરીમાં હતા તેથી તેમણે ધાર્યું કે પુત્ર જો સારી રીતે ફારસી શીખશે તો કોઇ સારી નોકરી મળી જશે. તેથી તેમને સંવત ૧૫૩૯ માં ૧૧ વર્ષની ઉમ્મરે મૌલવી કુતુબુદીન પાસે ફારસી શીખવા મૂકયા. મૌલવીએ તેમને અલેફ, બે, પે, વિગેરે ફારસી મૂળાક્ષરો લખી આપ્યા હતા. તેમને પણ નાનકે તેનો અર્થ સમજાવવાનું કહ્યું તેથી તેમણે કહ્યું કે: દરેક હર્ફ છુટા છુટા હોય ત્યાં સુધી તેનો અર્થ કાંઇ બોધ કરી શકતો નથી. જ્યારે હરફ મળીને શબ્દ થાય ત્યારે તેનો અર્થ થાય છે.

નાનકે કહ્યું: " તો જુદા જુદા હર્ફ અર્થ વગરના છે ! " મૌલવીએ કહ્યું: હા, તેથી નાનકે કહ્યું: જ્યારે મૂળ અક્ષરોજ અર્થ રહિત હોય તો પછી અક્ષર સમુદાયથી શબ્દ બને તેનો અર્થ ક્યાંથી આવે ? મૂળજ ન હોય તો પછી ડાળી ક્યાંથી ? માટે દરેક હર્ફનો પણ કાંઇ અર્થનો થવો જ જોઇએ. જુઓઃ અલફ (અ) અલ્લાને યાદ કરવાનું કહે છે. બે (બ) બુરાઇને છોડવાનો ઉપદેશ આપે છે અને કહે છે કે કોઇને બુરો કરીશ નહિ અને વ્યર્થ ઝઘડામાં તારી જીંદગી બરબાદ કરીશ નહિ. તેમ તે (ત) તોબાહ ( પશ્ચાતાપ ) કરવાનો અને સેક (૨) પરમેશ્વરની પિછાણ કરવાનો ઉપદેશ આપે છે. "

આ પ્રમાણે નાનકે દરેક અક્ષરનો અર્થ કરી સંભળાવ્યો તે સાંભળી મૌલવી સાહેબના હૃદય ઉપર ભારે અસર થઇ અને તે સાંસારિક ખટપટોથી અલગ થઇ પ્રભુભક્તિમાં લીન થયા.

ગુરુ નાનકે ગણિતશાસ્ત્રનો અને ફારસીનો સારો અભ્યાસ કર્યો હતો. તેમ તેમના બાપના મિત્ર સૈયદહુસેન પાસેથી પણ તેમણે ફારસીના ઉત્તમ ગ્રંથોનું જ્ઞાન મેળવ્યું હતું.

નાનકે સર્વથી પહેલાં હિંદી શીખવનાર પંડિત સાથે વાદવિવાદ કર્યો. તે પછી તે દિવસે ઘેર આવી તે એક એકાંત ઓરડામાં જઈબારણાં બંધ કરીને બેઠા.

જમવાનો વખત થયા છતાં નાનક ન જણાયાથી તેમનાં માતાને ચિંતા થવા લાગી કે: હજુ

પુત્ર ઘેર કેમ ન આવ્યો. તે નાનકને ખોળવા મહેલ્લામાં ગયાં પણ નાનકનો પત્તો ન મળ્યો તેથી માતા ઉદાસ થઇને બેઠા. એવામાં અડકાવેલા ઓરડા તરફ તેમની નજર ગઇ. બારણું ખોલી અંદર જોયું પણ અંદરથી વાસેલું હતું તેથી શી રીતે ઉઘડે ! તેથી માતાને લાગ્યું કે. પુત્ર અંદર છે. તેથી તેમણે ધુમ મારી બારણું ઉઘેડવાને નાનકને કહ્યું. પણ નાનકે કાંઇ ઉત્તર ન આપ્યો તેથી માતા ગભરાયાં, તેમણે પોતાના પતિને બોલાવી બારણું ઉતરાવી નાખ્યું તો અંદર નાનક સમાધિમાં બેઠેલા દીઠા.

આથી પિતાજીએ તો તેમને ઠપકો આપ્યો પણ માતાએ તો તેને હૃદય સાથે ચાંપી કહ્યું: " બેટા, ખાવાનું પણ ભૂલી ગયો ? " પછી તેમને જમવાનું આપ્યુ પણ તેમણે કાંઇ ખાધુ નહિ. પિતાએ ધમકી આપવા માંડી પણ તેની તેમના ઉપર કાંઇ અસર થઇ નહિ.

આ પરદેશી તે ઘણીવાર ઝાડીમાં કે એકાંત સ્થળમાં ચાલ્યા જતા, ઘરમાં એકાદ ખૂણામાં કે ઓરડામાં શુન્ય મૂન બેસી રહેતા. રમતું, બરાડા પાડવા, તોફાન કરવુ એ બાળકનો સ્વભાવ હોવા છતાં તેમાંનું કાંઇ તે વખતે તેમનામાં નહોતું. જેથી ઘણા લોકો કાલુને કહેતા કે: તમારા છોકરાને કોઇ રોગ થયો છે માટે તેનો ઉપાય કરો.

જ્યારે નાનક કલાકો સુધી ઓરડામાં મૌન બેસી રહ્યા અને કાંઇ ખાધું નહિ ત્યારે કાલુને પણ લાગ્યુ કે: ખરેજ પુત્રને કોઇ રોગ થયો હશે, તેથી તેમણે વૈદ્યને બોલાવ્યા. વૈદ્યે આવી નાડી તપાસવા નાનકનો હાથ ઝાલવા માંડયો પણ નાનકે હાથ પાછો ખેંચી લઇ કહ્યું: " તમારે શું કામ છે ! " વૈદ્યે કહ્યું: તમને શું રોગ થયો છે તે જાણવા માટે મારે તમારી નાડી જોવી છે. મોટા મોટા રોગો પણ મારી દવાથી મટે છે તો આ રોગનો શો હિસાબ છે! હું તમને સારી દવા આપીશ તેથી તમારા ચ્હેરા ઉપરનો ફીકાશ જતી રહેશે અને ફરી શરીર તંદુરસ્ત થશે. "

આ સાંભળી નાનકે કહ્યું: " વૈદ્ય, તમે મારી નાડી જોવા ઇચ્છો છો પણ તમને ખબર નથી કે મને શરીરનું કાંઇ દરદ નથી પણ મને તો હૃદયમાં પરમેશ્વરના પ્રેમનું દરદ થયું છે. માટે તમે ઘેર જાઓ, મારા રોગનો પાર તમે પામી શકવાના નથી. તમે જાતેજ તંદુરસ્ત નથી તો બીજાને શી રીતે તંદુરસ્ત બનાવી શકશો ! " હજારો મનુષ્યો કે જેમને હું ચાહું છું તેમને અજ્ઞાનથી નાશ પામતા જોઉં છું તેથી મને દરદ થાય છે તેમાંથી તમે મને શી રીતે બચાવી શકવાના ! તમારા માથા ઉપર મરણ ઝઝુમી રહ્યું છે તો પછી તમે નીરાંતે કેવી રીતે ઉંઘી શકશો ! પૈસાને માટેજ તમે બીજાનો રોગ સારો કરવા ઇચ્છો છો ત્યારે જે ઝેર તમારા હૃદયનો ક્ષય કરતુ જાય છે તેનો કેમ વિચાર કરતા નથી ?' વૈદ્ય આ સાંભળી સ્તબ્ધ બન્યો એક શબ્દ તેનાથી વધુ ન બોલાયો તો પછી નાડી તપાસવાની તો તેની હિંમત ક્યાંથીજ રહી હોય ?

વૈદ્યે નાનકના પિતાને કહ્યું: આ છોકરાને કાંઇ રોગ નથી પણ તેનું દરદ જુદુંજ છે. એ સામાન્ય માણસ નથી પણ મનુષ્ય જાતિનું કલ્યાણ કરવા માટે પ્રભુએ મોકલેલો કોઇ ફીરસ્તો કે પેગમ્બર જણાય છે. ઇશ્વર ઉપરના પ્રેમને લીધે એ આખી મનુષ્યજાતિ માટે સમાન દૃષ્ટિ રાખે છે અને તેથી લોકોનાં દુઃખ જોઇને એ દુઃખ પામે છે, તમે એને એકાંત સેવન કરવા દેજો. ગભરાવાનું કારણ નથી. " એમ કહી વૈદ્ય નાનકને મહાપુરૂષ માની પ્રણામ કરી પોતે ઘેર ગયો.

અપૂર્ણ.



# मनुष्यनुं खरु कर्त्तव्य.

આત્માનું ધ્યાન ધરવાથી મનુષ્યને મુક્તિનો માર્ગ હાથ લાગે છે. જે વડે મનુષ્યો આ લોકમાંથી સ્વર્ગમાં, અજ્ઞાનતામાંથી નીકળી જ્ઞાનમંદિરમાં અને દુઃખમાંથી છુટી શાંતિ મંદિરમાં પ્રવેશ કરી શકે છે. અર્થાત મનુષ્યો પોતાના આત્મસ્વરૂપનું ધ્યાન ધરવાથી અથવા તો ચિન્તન કરવાથી મોક્ષપદને પ્રાપ્ત કરે છે. દરેક મહાપુરુષો આજ માર્ગે પ્રયત્ન કરી મુક્ત થયા છે. દરેક મનુષ્યને કોઇ પણ વખતે આ માર્ગે પ્રયત્ન કરવો પડશે. ઇશ્વરની પ્રાપ્તિની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યે સ્વાર્થનો ત્યાગ કરી આ સંસારને અસાર અને ક્ષણભંગુર સમજીને કોઇ પણ એક દિવસે આ મુક્તિમાર્ગના પથે અવશ્ય જવું પડશે આ માર્ગ વગર કોઇ પણ મનુષ્ય ઇશ્વર દર્શન કરી શકતો નથી. આ માર્ગે વળવાથી જ મનુષ્યો જ્ઞાનને તેમજ પરમ શાંતિને પ્રાપ્ત કરી શકે છે.

યોગશાસ્ત્રમાં આત્મસાક્ષાત્કાર કરવા માટે પ્રાણાયામ, ધારણા, ધ્યાન અને સમાધિનો ક્રમ દર્શાવ્યો છે. તેમાં પ્રાણાયામથી મનુષ્ય પોતાના પ્રાણને વશ કરી શકે છે. પ્રાણ વશ થતાં મન વશ થઇ જાય છે મન વશ થતાં મનને આત્માની સાથે એકાગ્ર કરી શકાય છે. આત્માની સાથે મનને એકાગ્ર કરવાની વિધિ તેને ધ્યાન કહેવામાં આવે છે. ધ્યાન કરવાની વસ્તુને મનમાં ધારણ કરવી તે ધારણા છે. અને ધ્યાનની સિદ્ધિ તે સમાધિ છે. કોઇ પણ વસ્તુના રહસ્યને સમજવા માટે કેટલાક વખત સુધી એકાગ્ર ચિત્તે વિચાર કરવો તે ધ્યાન છે. જે વિષયનો મનુષ્ય હંમેશાં વિચાર કરે છે તે વિષયને મનુષ્ય સમજી શકે છે એટલુંજ નહિ પણ તેના જેવો તે થઇ જાય છે. અને તેના ગુણો તેની નસેનસમાં ફેલાઇ રહે છે કારણ કે તે વિષય તેના શરીરના એક અંગરૂપ બની જાય છે. જો તમે હંમેશાં સ્વાર્થતાના અને નીચ વિચારો કર્યા કરો તો અંતે તમે નીચ અને સ્વાર્થી બની જાઓ છો. પરંતુ જો તમે તમારા મનમાં હંમેશાં પવિત્રતા અને નિઃસ્વાર્થતાના ભાવને જાગ્રત રાખો છો, તેતુંજ ચિન્તન કર્યા કરો છો તો જરૂર તમે પવિત્ર અને નિઃસ્વાર્થી બની જશો.

મનુષ્ય હમેશાં જે વસ્તુના ગુણદોષના વિચાર કર્યા કરે છે. તે ગુણ તેનામાં આવી શકે છે. અને તેથી તમારે જે વિષયનું ધ્યાન કરવું હોય તે વિષય ઉચ્ચ અને ઉત્તમ હોવો જોઇએ. તમારા મનમાં તેનો વિચાર આવતાં તમે ઉચ્ચ અને ઉત્તમ બનો છો. તમારૂં ધ્યેય પવિત્ર અને સ્વાર્થરહિત હોવું જોઇએ. તેથી તમારૂં હૃદય શુદ્ધ થશે, તમે ઇશ્વરની પાસે પહોંચી શકશો અને અજ્ઞાનરૂપી અંધારા કુવામાંથી નીકળી શકશો.

સંપૂર્ણ આધ્યાત્મિક જીવન અને જ્ઞાનની ઉન્નતિનો આધાર આ ધ્યાન ઉપર છે. ધ્યાનના બળથી જ પ્રત્યેક ઋષિ, મુનિ અને મહાત્માઓ પોતાની ઉન્નતિ કરી ગયા છે. શુદ્ધ દેવે બ્રહ્મ અને જ્ઞાનનું એટલું બધું ચિન્તન કર્યું હતું કે અન્તે તે એમ કહી શકતા હતા કે હું જ પૂર્ણ બ્રહ્મ અને જ્ઞાનરૂપ છું. એકાગ્રચિત્તે ઇશ્વરના ગુણોનું ચિન્તન કરવું તેનું નામ જ વાસ્તવિક સ્તુતિ અને પ્રાર્થના છે. તે વડે જ આત્માની ઉન્નતિ થતાં પરમાત્મસ્વરૂપ બની જાય છે. ધ્યાન વગર ઇચ્છા રાખવી કે પ્રાર્થના કરવી એ શરીર વગરના આત્મા જેવું છે. તેથી કાંઇ દુઃખ કે પાપ ઓછું થતું નથી. તમે જો દરરોજ બુદ્ધિ, શાંતિ, જ્ઞાન અને પવિત્રતાને માટે પ્રાર્થના કરતા હો છતાં જે વસ્તુને માટે પ્રાર્થના કરતા હો તે હજુ પણ તમારાથી દૂર

હોય તો તેનો અર્થ એ છે કે તમે જે વસ્તુની પ્રાર્થના કરો છો તેથી કોઇ બીજી વસ્તુનું જ ચિન્તન તમારૂં મન કરી રહ્યું છે. તમે તમારા મનને જો તમારી ઇચ્છેલી વસ્તુમાં એકાગ્ર કરો અને મન બીજુ ચિંતન કરતું અટકી જાય તેમ કરો. એક માત્ર સત્યની ઇચ્છાથી વિચાર કરી કાર્ય કરવાનો આરંભ કરશો તો તમારામાં દિન પ્રતિદીન એ ગુણોની પ્રાપ્તિ થતી જશે.

જે મનુષ્યને કોઈ સાંસારિક લાભની ઇચ્છા હોય તેણે તેની પ્રાપ્તિને માટે શ્રમ અને ઉત્સાહથી કાર્ય કરવુ પરંતુ જે મનુષ્ય હાથ જોડીને બેસી રહે અને આશા રાખે કે માત્ર ઇચ્છા કે પ્રાર્થનાથી ધારેલો લાભ મળી જશે તો તે મૂર્ખ છે. તેજ પ્રમાણે તમારે પણ મહેનત અને ઉદ્યોગ વગર માત્ર ઇચ્છાથી જ સ્વર્ગીય પદાર્થો મળી જશે એવી મૂર્ખતાના વિચારોને હૃદયમાંથી કાઢી નાખવા. જ્યારે તમે સાચા દિલથી સત્યના સામ્રાજ્યમાં કામ કરવું શરૂ કરશો ત્યારે તમને સ્વર્ગીય પદાર્થોની પ્રાપ્તિ થશે. અને જો આધ્યાત્મિક લાભને માટે તમે ઇચ્છા રાખતા હો તે મેળવવાને માટે તમે ધૈર્ય અને દ્રઢતાપૂર્વક ઉદ્યોગ કરશો તોજ તેને પ્રાપ્ત કરી શકશો અને તેના ફળને ભોગવી શકશો.

ધ્યાન જો મન વશ હોય છે તોજ ઉત્તમ પ્રકારે થઇ શકે છે મનને વશ કરવું એ ઘણું કઠીન કામ છે. જે કોઇ સતત પ્રયત્ન કરે છે તેજ મનને વશ કરી શકે છે. મનને વાંદરાની ઉપમા આપી છે તે ખોટી નથી. તેને એક બાજુથી પકડમાં લેતાં બીજી બાજુથી ખસી જાય છે. મનને જો જરા પણ નવરૂં મૂકયું તો તે ગમે તેવા સારા અવળા વિચારો કર્યા કરે છે. મનુષ્ય માત્ર પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખે છે. તે ગમે તેવી સ્થિતિમાં હોય છતાં પણ તેથી કોઇ ઉચ્ચ સ્થિતિને મેળવવા મથે છે. તેને પોતાની પ્રાપ્ત સ્થિતિથી અસંતોષ રહ્યાં કરે છે ધારેલી વસ્તુ મેળવવા તે નિરંતર પ્રયત્ન કર્યા કરે છે. તે વસ્તુ મળ્યા પછી પણ તેને અસંતોષ તો જણાય છે જ. આજ ન્યાયે આજે પ્રત્યેક મનુષ્ય સવારથી સાંજ સુધી કંઇને કંઇ પ્રયત્ન કર્યા કરે છે. ઘણા મનુષ્યો નિરન્તર પ્રયત્ન કરવા છતાં, પ્રયત્નનું પરિણામી ફળ મેળવ્યા છતાં પણ અસંતોષી કેમ જણાય છે તેનું કારણ શોધી કાઢવું જોઇએ.

જગતમાં દરેક મનુષ્યની સ્થિતિ સરખી હોતી નથી. કેટલાક રાજા મહારાજાઓ અને શેઠીઆઓ ધનવૈભવને ભોગવ્યા છતાં, બહારથી અન્ય મનુષ્યની નજરે સુખી જણાતા છતાં, દુઃખી હોય છે, કેટલાક ગરીબ અને નિર્ધન મનુષ્યો કે જેને રહેવાને ઝુંપડી નથી હોતી; ખાવાને અનાજ અને પહેરવાને વસ્ત્રના વલખાં મારવાં પડે છે, તેમ છતાં તે બહારથી દુઃખી જણાતાં પણ અંતરના સુખમાં મસ્ત રહે છે. આવી રીતે જગતના ભિન્ન ભિન્ન મનુષ્યોમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિ હોય છે. આ સર્વનું કારણ શોધી કાઢવાની જરૂર છે.

મનુષ્યોએ જે વસ્તુમાં સુખ માન્યું હોય છે તે વસ્તુ મળવા છતાં પણ જ્યારે તે દુઃખી રહ્યાં કરે તો સમજવું કે તેણે જેમાં સુખ માન્યું છે તે સુખરૂપ નથી, મનુષ્ય જન્મે છે ત્યારે તે પોતાની સાથે શું લઇને આવે છે તેનો કદી કોઇએ વિચાર કર્યો છે. એક બાળક ધનાઢ્ય શેઠને ત્યાં અને એક બાળક એક ગરીબને ઘેર સાથેજ જન્મ લે છે. બંને બાળકો એકી વખતે જન્મવા છતાં પણ એક ભવિષ્યમાં ધનાધિપતિ થાય છે ત્યારે બીજો ભિખારી રહે છે તેનું કારણ શું ! તેના ગતજન્મના સંસ્કારોજ તેના કારણરૂપે છે. મનુષ્ય જેવા વિચાર કરે છે તેવાં તે કાર્યો કરે છે અને જેવાં કાર્યો કરે છે તેવા ફળને તે ભોગવે છે. સારા કે ખોટા વિચારો કરવા તે મન ઉપર આધાર રાખે છે. જો મનને વશ કરવામાં આવે છે તો તે આપણા ધાર્યા પ્રમાણે સદ્વિચારો સેવી શકે છે. નહિ તો ગમે તેવા વિચારોના કોકડાં ગુંથ્યાં કરે છે.

ખરી રીતે મનુષ્યનું મન એજ તેનું સર્વસ્વ છે. જેવું મન હોય છે તેવો તેનો સ્વભાવ હોય છે. મનુષ્ય પોતાના મનમાં જેવા વિચાર કરે છે, અને જેવી ભાવનાઓ તેના હૃદયમાં ઉત્પન્ન થાય છે તેવોજ તે બને છે. અમુક મનુષ્ય કેવો છે, તેનું ચરિત્ર કેવું છે, તેનો સ્વભાવ મૃદુ છે કે કઠોર છે, તે સુખી છે કે દુઃખી છે તે સર્વ તેના

મન ઉપરથી તેમજ તેના વિચારોથી જાણી શકાય છે મનુષ્ય જો ધારે તો પોતાના વિચારોથી સ્વર્ગને નર્ક બનાવી દે છે અને ધારે તો નરકને સ્વર્ગ બનાવી દે છે. તેમજ દુઃખમાં હોવા છતાં સુખનો અનુભવ કરી શકે છે અને સુખને ભોગવવા છતાં પણ દુઃખી રહે છે. સુખ અને દુઃખ એ મનની અવસ્થાઓ છે, તેનો આધાર બહારની વસ્તુ પ્રાપ્ત હોય કે ન હોય તેના ઉપર નથી. આપણે જોઇએ છીએ કે કેટલાક રાજાઓ તેમજ ધનાઢ્યો પોતાને સર્વ વૈભવો પ્રાપ્ત હોવા છતાં પણ અનેક ચિંતાઓથી દુઃખી રહ્યાં કરે છે ત્યારે એક ભિખારી કે જેને પેટપુર ખોરાક પણ મળતો નથી. તે સંતોષરૂપી અમૃતનું પાન કરતો સુખનો અનુભવ કરી શકે છે. એ સવ મનનો પ્રભાવ છે જેવો મનુષ્ય વિચાર કરે છે તેવો તે બને છે. વિચારશક્તિ એ પ્રબળ શકિત છે. જેવા વિચારો હોય છે તેવુંજ તે કાર્ય કરે છે. કાર્ય વિચારાનુસાર જ થાય છે.

વિચાર એ બીજક છે. જેમ બીજ વાવવાથી તેમાંથી અંકુર ઉત્પન્ન થાય છે અને પછી તે વધીને વૃક્ષનું રૂપ ધારણ કરે છે તેમ મનુષ્યનું પ્રત્યેક કાર્ય તેના અંતરંગ વિચારોથી જ ઉત્પન્ન થાય છે. કોઇ પણ કામ વગરવિચારનું થતું નથી. દરેક કાર્યની પહેલાં તે કાર્ય કરવાનો વિચાર થાય છે. પ્રથમ વિચાર થતાં પછી કાર્ય ઉત્પન્ન થાય છે ઘણાં કાર્યો એવાં હોય છે કે જે કરવાનો સંકલ્પ સરખો પણ કરવામાં આવેલો હોતો નથી તેવાં કાર્યો પણ થાય છે પણ તે વિચારાનુકુળજ હોય છે. તે કરતા પહેલાં તે સંબંધી વિચારો મનમાં ઉત્પન્ન થયા હોય છે. જગતમાં એવું એક કામ નથી કે જે વિચારાનુકુલ ન હોય. જેવી રીતે ઝાડની પ્રથમ કળીઓ ઉત્પન્ન થાય છે અને કળીઓમાંથી ફુટીને ફુલ નીકળે છે તેવીજ રીતે વિચાર રૂપી કળીઓમાંથી કામરૂપી ફુલ નીકળે છે. અને સુખ અને દુઃખરૂપી તેનાં ફળ છે. મનુષ્ય જેવું બી વાવે છે તેવા ફળને મેળવે છે. કહેવત છે કે 'જેવુ વાવે તેવું લણે! ખાટા આંબાની ગોટલી રોપવાથી ખાટો આંબો ઉત્પન્ન થાય છે અને મીઠા આંબાની ગોટલી રોપવાથી મીઠો આંબો ઉગે છે.

જે મનુષ્યોના વિચારો ખરાબ અને મેલા હોય છે તે સદા શોક અને દુઃખમાં પડયા રહે છે પરન્તુ જેના વિચારો શુદ્ધ અને પવિત્ર હોય છે તે હંમેશાં હર્ષ અને આનંદમાં નિમગ્ન રહે છે. મનુષ્યની ઉન્નતિપ્રકૃતિના નિયમાનુસાર થયાં કરે છે. વિચારના ગુપ્ત સામ્રાજ્યમાં કારણ અને કાર્યનો સંબંધ જેવા બાહ્યસ્થૂલ જગતમાં દષ્ટિગોચર થાય છે તેવોજ દઢ અને સ્થાયી છે. જો કોઇ મનુષ્ય સભ્ય અને સુશીલ હોય, સદાચારી અને ધર્માત્મા હોય તો એમ ન સમજવું કે તે દૈવયોગથી કે કોઇની દયા કે કૃપાથી એવો છે. પણ તેનું કારણ એ છે કે તે પોતાના મનમાં નિરન્તર સદ્વિચારોનું સેવન કરવામાં અને શુભ ભાવનાઓ કરવામાં તત્પર રહ્યાં કરે છે અને તે તેનુંજ પરિણામ છે. તેથી ઉલટું જે મનુષ્ય નિરંતર તુચ્છ અને નિંદાસ્પદ વિચારોને પોતાના મનમાં સ્થાન આપે છે તે અંતે નીચ અને પશુતુલ્ય બની જાય છે.

મનુષ્ય જાતેજ પોતાના ભાગ્યને રચી શકે છે. તે ધારે તો પોતાની ઉન્નતિ કરી છે અને ધારે તો પોતાની અધોગતિ પણ કરી શકે છે. તે ધારે તો પોતે જાતેજ ઉચ્ચ કર્ત્તવ્યોથી સ્વર્ગના સુખને મેળવી શકે છે અને ધારે તો ખરાબ વિચારોના પ્રતાપથી નરકતુલ્ય દુ:ખને ભોગવી શકે છે. પોતાના વિચારરૂપી શસ્ત્રાગારમાં તે એવાં એવાં શસ્ત્રો બનાવી શકે છે જેથી તે પોતાને નષ્ટ કરી શકે છે. પરન્તુ તે દ્વારા તે એવા પણ યંત્રો બનાવી શકે છે કે જેથી તે પોતાને રહેવાને માટે હર્ષ અને આનંદનાં વિશાલભુવન બનાવી શકે છે. સદ્વિચારોને ગ્રહણ કરીને અને તેને અનુકૂલ પ્રવૃત્તિ કરવાથી મનુષ્ય પૂર્ણ પરમાનન્દ પરમાત્મપદને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ તે તેથી વિપરીત નિંદ્ય કુત્સિત વિચારોથી તે મનુષ્ય પશુઓથી પણ નીચે પડી જાય છે. ચરિત્રની આ બે અવસ્થાઓ છે. તેમાં પ્રથમ સર્વથી ઉંચી છે અને પાછળની સર્વથી નીચી છે. એ બંનેની વચમાં બીજી અવસ્થાઓ છે અને મનુષ્ય જ તેનો કર્તા, ધર્તા અને નિર્માતા છે.

આત્મા સંબંધી અત્યાર સુધીમાં જેટલા ઉત્તમ, ઉપયોગી, અને મહત્વપૂર્ણ સિદ્ધાંત જણાયા

છે તેમાં સર્વથી વધુ ઉપયોગી અને આનંદવર્દ્ધક સિદ્ધાંત એ છે કે મનુષ્ય પોતેજ પોતાના મનનો રાજા, પોતાના સ્વભાવનો કર્ત્તા અને પોતાની સ્થિતિ, અવસ્થા અને પ્રારબ્ધનો નિર્માતા છે. મનુષ્ય બળ, પ્રેમ અને બુદ્ધિની પ્રતિમારૂપ છે અને પોતાના વિચારોનો રાજા છે. તેને માટે તેની પાસે પ્રત્યેક સ્થિતિ અને અવસ્થાની કુંચી છે, અને તેનામાં ભિન્નભિન્નરૂપ ધારણ કરનારી એક એવી શક્તિ વિદ્યમાન છે કે જેનાવડે તે જેવો ધારે તેવો પોતાને બનાવી શકે છે અને પોતાની ઇચ્છાનુસાર અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્ય પ્રત્યેક દશામાં પોતાના ઉપર અધિકાર રાખી શકે છે. તે અત્યંત નિર્બળ અને પતિત અવસ્થામાં પણ પૂર્ણરૂપે તે પોતાનો સ્વામી અને અધિકારી છે જો કે તેની પતિત અવસ્થામાં તે એક મૂર્ખ સ્વામી છે જે પોતાના કુટુમ્બનું ખરાબ રીતે શાસન કરે છે. પરંતુ તેજ મનુષ્ય જ્યારે પોતાની અવસ્થા ઉપર વિચાર કરે છે અને પોતાના અસ્તિત્વના સિદ્ધાંતની ખરા મનથી શોધ કરે છે ત્યારે તે બુદ્ધિમાન સ્વામી બની જાય છે, અને વેથી તે પોતાની શક્તિયોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરે છે અને એવા વિચારને સ્થિર કરે છે કે તેનું પરિણામ હંમેશાં ઉત્તમ અને લાભકારક આવે છે. એવો મનુષ્યજ વિવેકી સ્વામી છે. એ અવસ્થાને મનુષ્ય ત્યારેજ પ્રાપ્ત કરી શકે છે કે જ્યારે તે પોતાની અંદર મનોબળના સિદ્ધાંતોનું અનુશીલન કરે છે અને તેને માટે નિરંતર શ્રમ, ઉદ્યોગ અને વિચારના અનુભવની જરૂર હોય છે.

જેવી રીતે ઘણી ખાણોને ખોદવાથી અને શોધ કર્યા પછી સોનું અને હિરાની પ્રાપ્તિ થાય તેજ પ્રકારે મનુષ્ય પોતાના અસ્તિત્વના પ્રત્યેક સિદ્ધાંતને તેજ વખતે જાણી શકે છે કે જ્યારે તે આત્માની ખાણને ખૂબ ઉંડી ખોદે છે. અર્થાત્ તેનો ઘણો વિચાર કરી અનુશીલન કરે છે. જો મનુષ્ય પોતાના વિચારોને પોતાને વશમાં રાખે, તેમાં જરૂર જણાયે ફેરફાર કરે અને હંમેશાં તપાસ કર્યા કરે કે તેનાથી પોતાના કે પારકાના જીવન ઉપર શી અસર થાય છે. અનંત શાંતિ અને ધૈર્યની સાથે શોધ કરીને કારણ અને કાર્યના સંબંધને જાણે અને પોતાની પ્રતિદિન સાધારણમાં સાધારણ બનાવોના અનુભવથી પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિનો લાભ મેળવે કે જે નામ બળ, વિવેક અને બુદ્ધિ છે, તો તે વખ એ વાત સ્પષ્ટરૂપે સિદ્ધ થઈ શકે છે કે મનુ જાતે જ પોતાના ચરિત્રનો કર્ત્તા, પોતાના જીનનો વિધાતા અને પોતાના ભાગ્યને રચનાર છે. જે કરશે તે મેળવશે એ કહેવત અનુસાર નિરંતર ઉદ્યોગ, સંતોષ અને અભ્યાસથીજ મનુષ્ય સરસ્વતી મંદીરમાં પ્રવેશ કરી શકે છે.

નિરન્તરના ઉદ્યોગથી મન વશ થઈ શકે છે. મન વશ કરવા માટે જ પ્રાણાયામની જરૂર છે. મન જો વશ હોતું નથી તો ગમે તે વિચારો કર્યા કરે છે. અને ચોક્કસ વિચારો વગર મનુષ્ય કોઇ પણ ચોક્કસ કાર્ય સિદ્ધ કરી શકતો નથી. મનુષ્ય મનને વશ કર્યા પછી ધ્યાનની ક્રિયાઓ સારી રીતે કરી શકે છે. ધ્યાનની સિદ્ધિ થતાં તેને આત્માનો સાક્ષાત્કાર થાય છે અને આત્માનો સાક્ષાત્કાર કરવો એજ મનુષ્યનું ખરૂં કર્ત્તવ્ય છે. મનુષ્ય જ્યાં સુધી એમ નથી સમજતો કે તેનો જન્મ શા માટે છે ત્યાં સુધી તેનું જીવ્યું નકામું છે.

મનુષ્ય જ્યારે સમજે છે કે તેનો જન્મ શા માટે છે ત્યારે તે પોતાનું જે કર્ત્તવ્ય છે તેને ઉત્તમ પ્રકારે સમજે છે. જ્યારે તે પોતાનું કર્ત્તવ્ય સમજે છે ત્યારે પછી તેને સિદ્ધ કરવા તે મથે છે. જ્યાં સુધી તે પોતાના કર્ત્તવ્યને સિદ્ધ નથી કરતો ત્યાં સુધી તેણે કરેલું સર્વ કાર્ય નકામું છે.

ઘણાં મનુષ્યો જન્મીને માત્ર ધન કમાવું અને વ્યવહારને ઉત્તમ પ્રકારે ખેડવો એનેજ પોતાનું ખરૂં કર્ત્તવ્ય માને છે. તેમને આ ક્ષણિક સંસારમાં બાહ્ય પદાર્થો મેળવવાની જ રાત દિવસ ચિન્તા રહ્યા કરે છે તેનું જીવન જેટલા વર્ષનું હોય છે ત્યાં સુધી તે રાત દિવસ વ્યવહારના પદાર્થો મેળવવાની જ ચિંતામાં રહે છે. સ્હવારમાં ઉઠે છે ત્યારથી રાત્રે સુતા સુધી તે ધનાદિ પદાર્થો મેળવવા મથે છે. આ વ્યવહારમાં તે એટલો બધો રચી પચી રહે છે કે તેના પરિણામે તે પોતાના ખરા કર્ત્તવ્યને ભૂલી જાય છે.

તે શરીરને જ પોતે છે એમ માની બેસે છે. તે સમજતો નથી કે શરીર તો નાશવંત છે. પણ શરીરની અંદર રહેલો આત્મા તેજ પોતે છે. તે પોતાને માટે કાંઇ કમાણી કરતો નથી પણ માત્ર શરીરને માટે આખો જન્મારો યત્ન કર્યા કરે છે. તે દરરોજ આ જગતમાં સેંકડો મનુષ્યોને પોતાના શરીરનો ત્યાગ કરતાં જુએ છે. છતાં પણ સમજતો નથી કે તે જે શરીરને માટે આટલી બધી મહેનત કરી રહ્યો છે તે શરીર તો નાશવંત છે. તેને માટે કરેલી મહેનત નકામી છે. ખરૂં કર્ત્તવ્ય કરવાનું છે તે એ છે કે તેની અંદર રહેનાર આત્માનું ઓળખાણ કરવું. પોતે પોતાને ઓળખવો. જે નિત્ય છે. જે નિરંતર આનંદી છે, સામર્થ્ય સંપન્ન છે તેને શોધવાનું મૂકી તે અવળે રસ્તે પ્રયાણ કરે છે. અને તેથીજ તેને વારંવાર દુઃખનો અનુભવ થાય છે.

જ્યાં સુધી મનુષ્ય પોતે પોતાના આત્માનો અનુભવ કરતો નથી ત્યાં સુધી તેને આ સંસારમાં સુખનો અનુભવ થવો અસંભવિત છે. મનુષ્ય જેટલી મહેનત ધન કમાવામાં કરે છે, જેટલી મહેનત વ્યવહારના પદાર્થો મેળવવાને કરે છે તેટલી મહેનત જો પોતાના આત્માની શોધ કરવામાં કરે તો તેનું જીવન સાર્થક થઇ શકે.

આજે ઘણા મનુષ્યો નિરાશાવાદી જણાય છે. કોઇપણ કાર્યમાં તેમને નિષ્ફળતાજ જણાય છે. નિરાશાવાદી મનુષ્યો હમેશાં દુઃખી રહે તેમાં નવાઇ નથી. જે આશાવાદી હોય છે તેજ પોતાના પ્રયત્નમાં સક્રમ રહી શકે છે. આશાવાદી મનુષ્યોજ સુખને પ્રાપ્ત કરી શકે છે. તેજ આત્માને શોધી શકે છે. આશાવાદી મનુષ્ય વ્યવહારની સિદ્ધિ સાધી શકે છે તેમ પરમાર્થમાં ઉન્નતિ કરી શકે છે. આત્માની શોધ કરવી, આત્માનો અનુભવ કરવો એજ સુખની ચાવી છે. આશાવાદી મનુષ્યોજ આત્માનો અનુભવ કરી શકે છે. આશાવાદી મનુષ્યોજ મનને વશ કરી શકે છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાના મનને વશ નથી કરી શકતો ત્યાં સુધી તે પોતાને ઓળખી શકતો નથી. જેમ નદીના સ્વચ્છ અને નિર્મળ જળમાં જો અસંખ્ય તરંગો હોયતો તળેની વસ્તુ જણાતી નથી પણ શાંત જળ હોયતો તળીયે પડેલો પૈસો પણ જોઇ શકાય છે. તેમ જો મન અનેક વિચારોનાં ટોળાંથી ગુંથતું હોય છે તો તેથી આત્માને જોઇ શકાતો નથી, પણ જો મન શાંત હોય, એકજ સદ્વિચારને સ્થાન આપતું હોય તો તેવડે આત્માનો અનુભવ થઇ શકે છે. મનુષ્યે પોતાને ઓળખવા માટે મનને વશ કરવું, તેને સ્થિર કરવું એ ખાસ અગત્યનું છે. સર્વથી ઉત્તમમાં ઉત્તમ કાર્ય અને મનુષ્ય જન્મનું ખરૂં કર્ત્તવ્ય તેજ છે. મન વશ થતાં ધ્યાનદ્વારા આત્માનુસંધાન થઇ શકે છે. અને મનુષ્ય પોતે પોતાને ઓળખી શકે છે. ત્યારેજ તે સમજે છે કે આપણું ખરૂં કર્ત્તવ્ય વ્યવહારમાં રચીપચી રહેવાનું નથી પણ આપણી પોતાની શોધ કરી પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાનું ખરૂ કર્ત્તવ્ય છે.

જે મનુષ્યો આ પ્રકારે પોતાના ખરા કર્ત્તવ્યને સમજે છે તે અંતે સુખને મેળવી શકે છે. તેમનું જ જીવ્યું સાર્થક છે. નહિ તો જન્મભરી આયુષ્ય મિથ્યા ગુમાવવું એતો ન જીવ્યા બરાબર છે. વ્યવહારના ગમે તેટલા ભોગ વૈભવો પ્રાપ્ત કરવા છતાં પણ જો પોતાના આત્માનો અનુભવ ન કરવામાં આવે તો તે સર્વ ભોગ વૈભવો મેળવ્યા મિથ્યા છે. જે મનુષ્યો પોતે પોતાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તેમનુંજ જીવ્યું ધન્ય છે.

---

# मोहिनी कुमारी.

## પ્રકરણ ૧ લું.

સુરત પાસેના એક નાના ગામમાં સુમનચંદ્ર નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો આ ગામ તાપી નદીના કિનારે હતું તેની સ્ત્રી પતિવ્રતા હતી. સુમન ઝાઝું ભણેલો નહોતો. તે આમ્રજીવન વિતાવતો. તે ત્યાંનાજ એક વણિક વ્યાપારીને ત્યાં ઉઘરાણી કરવાનું કામ કરતો તેમાં તેને જુજ પગાર મળતો, થોડી ઘણી જમીન હતી તેમાંથી સાંથની થોડી ઘણી રકમ આવતી તેમા તેનો ગુજારો નભતો તેની પત્નિનું નામ લક્ષ્મી હતું. લક્ષ્મી સ્વભાવે શાંત, મહેનતુ અને પતિસેવા કરનારી હતી. બંને પતિપત્ની પોતાની જુજ આવકમાં પણ સારી રીતે પોતાનો નિર્વાહ કરી શકતાં.

સુમનને એક પુત્ર અને બે પુત્રી હતાં. પુત્રનું નામ નવલકિશોર હતું તેણે નાનપણમાં ત્યાંની શાળામાં શિક્ષણ લીધુ હતું. તેને વધુ ભણાવવાનો તેની માતાનો વિચાર નહોતો. તેની માને તેનો પુત્ર ભણીને નોકરી કરવા જાય તે પસંદ નહોતું. તે ગમે તે ખાનગી ધંધો કરે તેવું ઇચ્છતી. જે વણિક વ્યાપારીને ત્યાં સુમન ગુમાસ્તી કરતો તેનો પુત્ર અને નવલ એ બને મિત્રો હતા વણિકના પુત્રને ગુજરાતી અભ્યાસ કરી રહ્યા પછી સુરતમાં અંગ્રેજી શિક્ષણ લેવા મૂક્યો. નવલને પણ અંગ્રેજી ભણવાનું મન થયું પણ તેનાં માબાપની એવી સ્થિતિ નહોતી કે તેને પૈસા ખર્ચી સુરત અભ્યાસ કરવા મોકલી શકે.

નવલે પોતાનાં માબાપને ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમણે તેને સુરત આગળ વિદ્યાભ્યાસ માટે મોકલવા કબુલ કર્યું પણ તેમણે પૈસા આપવાની તો ના જ પાડી. નવલનો આગ્રહ, તેનાં માબાપની ઇચ્છા અને તેના મિત્ર વણિકપુત્રની પણ ઇચ્છા હતી જે વણિક ગૃહસ્થને ત્યાં સુમન નોકરી કરતો હતો તેણે નવલને સુરત-પોતાના ખર્ચે મોકલવા કબુલ કર્યું આથી નવલ સુરત અંગ્રેજી વિદ્યાભ્યાસ માટે ગયો. તેનું ખર્ચ તેના મિત્રના પિતા તરફથી અપાતું પણ તે એ સરતે કે તે ભણી અને કમાયા પછી પોતાનું દેવું આપે.

નવલકિશોર નાનપણથી ચાલાક અને હોશિયાર હતો તેણે અહિં આવી વિદ્યાભ્યાસ આરંભ્યો તેણે ખર્ચ ઓછું થાય તે માટે એક બે જમાનાં ટયુશન શોધી કાઢયાં. અને તેથી ધીમે ધીમે તેને પોતાના મિત્રના પિતા પાસે પૈસા લેવાની જરૂર પડી નહિ. તે પ્રમાણિક, સત્યવાદી અને મહેનતુ હતો. સ્વભાવે આનંદી, શાંત અને ગમે તેનું પણ કામ કરી છુટનાર હતો. તે જેને ત્યાં ટયુશન આપવા જતો તે એક વકીલ હતો. તે પણ તેનીજ નાતનો હતો. તેના પુત્ર અને પુત્રીને તે વિદ્યાભ્યાસ કરાવતો. રાતદિવસના સહવાસથી, તેમ નવલકિશોરના પ્રેમાળ સ્વભાવથી તે વકીલની તેના ઉપર કાંઇક પ્રીતિ વધવા લાગી.

નવલકિશોર મેટ્રીકની પરીક્ષામાં પાસ થયો. અને તે પછી તેણે અમદાવાદ આવી કાલેજમાં અભ્યાસ શરૂ કર્યો. તેનું ખર્ચ તેનાં માબાપ આપી શકે તેમ નહોતું પણ તે જેનાં બાળકોને અભ્યાસ કરાવતો તે રામનારાયણ વકીલે તે ખર્ચ આપવાની ગોઠવણ કરી નવલકિશોર ચાલાક હોવાથી દરેક વર્ષે પાસ થતો. 'અહિં' તેણે બી. એ. ની ઉપાધિ મેળવી. સામાન્ય ગામડાનો વતની; ગરીબ માબાપનો પુત્ર નવલ બી. એ. તો થયો. પણ બી. એ. થઈ શું કરવું તેનો કાંઇ રસ્તો તેને જડયો નહિ. નોકરી કરે તો પચાસ સાઠ પગાર તો મળે પણ તેથી દેવું શું આપે અને ગુજરાન શી રીતે નભાવે. તેથી તેણે વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો અને એલ. એલ. બી. થયો.

હવે તે સુરતમાં વકીલાત કરતો તેના માબાપને તેને જોઇ હર્ષ થયો. હજુ તેનું લગ્ન તો થયુંજ નહોતું. તે જે વકીલ રામનારાયણને ત્યાં ટ્યુશન આપવા જતો તેની પુત્રીનું નામ મોહિની હતી. મોહિની ખરેખર મોહિનીજ હતી. તેનું સૌંદર્ય તો હજુ હવેજ ખીલી રહ્યું હતું. રામનારાયણે પોતાની પુત્રીનું લગ્ન નવલકિશોર સાથે કરવાનો વિચાર ધારી મુકયો હતો. પણ 'ગામ-'ડામાં કન્યા આપવી અને તે એક નિર્ધન બ્રાહ્મણના પુત્ર વેરે તે તેને મન નાનમ સમજતો. પણ હવે નવલકિશોર વકીલ થયો હતો તેથી તેની સાથે મોહિનીનું લગ્ન કરવાથી ખોટું કહેવાશે નહિ એમ માની તેણે તે વાત નવલના પિતાને જણાવી.

નવલકિશોરનો બાપ હજુ પણ ગામડામાં રહેનાર અને જુના વિચારનોજ હતો. તેને રામનારાયણ જેવો પ્રતિષ્ઠાપાત્ર માણસ પોતાની કન્યા આપે તે તો નવાઇજ લાગી. તેણે હા પાડી અને અંતે નવલકિશોર સાથે મોહિનીનું લગ્ન થયું.

મોહિની કાંઇક અણસમજુ, પિતાની સાહ્યબીમાં ઉછરેલી અને નવાવિચારની હતી. તેણે પણ થોડો ઘણો અંગ્રેજી અભ્યાસ કરેલો હતો. નાનાં બાળકોને જેટલી નાનપણમાં છુટ આપવામાં આવે છે તેટલી તેમને ભવિષ્યમાં હાનિ થાય છે, તે પ્રમાણે સ્વતંત્ર વાતાવરણમાં ઉછરેલી મોહિની કાંઇક ઉચ્છૃંખલ થઇ હતી. નવલકિશોર સ્વભાવે શાંત હતો છતાં જુના વિચારનો હતો. સ્ત્રી સ્વતંત્ર થઇ ફરે તે વાત તેને પાલવે તેમ નહોતું.

એક વખતે મોહિનીની ઘણી હઠ જાણી નવલકિશોરે તેને કહ્યું: "પ્રિય, તું હજુ ઉછરતી બાળા છે. આ સંસારના મનુષ્યોનો તને અનુભવ નથી. સ્ત્રી એ પુરુષનું અર્ધાંગ છે. સ્ત્રીને શાસ્ત્રમાં સહધર્મચારીણી કહી છે. સ્ત્રી જો સ્વતંત્ર ફરે હરે તો તેથી સંસારમાં ઘણો બગાડો થવા સંભવ છે. આજકાલ તને ખબર નથી કે સુધારાના પવનમાં ફસાનાર ઘણી સ્ત્રીઓ પોતાના ઉપર અને કલંકને વ્હોરી લે છે. પતિના ઉપર અપ્રીતિ રાખનાર સ્ત્રીઓ જો સુધારામાં ભળે તો સતીઓ ગણાય છે. પોતાની સ્ત્રીની સાથે અસદ્વ્યવહાર કરનાર પુરુષો બહાર લોકોના નેતા થઇ ફરે છે અને સુધારાની હિમાયતી સ્ત્રીઓને ફસાવવામાં પ્રથમ નંબરે આવે છે. હજુ તને આ જગતના મનુષ્યોનો અનુભવ નથી. માટેજ સ્વતંત્ર હરવા ફરવાનો તને શોખ થઇ આવે છે."

આવું સમજાવી ઘણીવાર તે પોતાની સ્ત્રીનું સમાધાન કરતો.

નવલકિશોરે પોતાનો ધંધો પોતાના સસરા રામનારાયણની સાથે કરવા માંડ્યો તેથી તેને કે પૈસાની પ્રાપ્તિ પણ ઠીક થવા માંડી. વકીલાતના ધંધામાં તો જે બરોબર દાવાદાવા કરી જાણે સાચાનું જુઠું અને જુઠાનું સાચું સમજાવી ફેર સાબીત કરી જાણે તેનું ટટ્ટુ ચાલે છે. તેને ઘણીવાર અસીલોને કોર્ટમાં કેવા સાક્ષીઓ લાવવા તેની પાસે શું કહેવરાવવું એ બધુ તૈયાર કરવું પડે છે. આવી રીતે કેસ પ્રથમ તૈયાર કર્યા વિના કોર્ટમાં કાંઇ વળતું નથી, નવલકિશોરને આ બધી ખટપટ ગમતી નહોતી છતાં શું કરે, પેટને માટે વકીલાત કરવી પડતી,

મોહિનીને ધારેલી છુટ ન મળતાં કાંઇક અસંતોષ રહેતો. પતિનું ઘણું સમજાવવા છતાં પણ તેના માન્યમાં કાંઇ વાત આવતી નહિ, એક વખતે તે પોતાની બ્હેનપણી સુલોચના દેરીને ત્યાં ગઇ. સુલોચના અને મોહિની સરખી વયનાં હતાં. સુલોચનાના પતિનું નામ પ્રસન્નકુમાર હતું. તે પણ વકીલાતનો જ ધંધો કરતા. તેમને પ્રજા ન હોવાથી ચોથી વારનું લગ્ન સુલોચના સાથે કર્યું હતું. પ્રસન્નકુમાર સુધરેલા વિચારનો હતો તેથી સુલોચનાને સ્વતંત્ર હરવા ફરવાની તેને છુટ આપી હતી. સુલોચના રાજી રહે તેવી રીતે તેની સાથે વર્તતો. સુલોચના જાહેર મેળાવડામાં જતી આવતી ઘરમાં નોકર ચાકર અને રસોયો હતા એટલે કામકાજની સુલોચનાને કાંઇ પડી નહોતી. પ્રસન્નકુમારના મિત્રો સાથે તે સારી રીતે છુટથી વર્તી શકતી. તેણે મોહિનીને કહ્યું: બેન, આજકાલ પુરુષો સ્વાર્થી થયા છે, સ્ત્રીને તાબામાં રાખવી, તેમને પોતાની ગુલામડી બનાવવી એમજ સમજે છે. જુઓને આ દીવાળીમાં, આટલી ઉમ્મર થઇ

છતાં હજુ સ્વતંત્રપણે કોઈ કાર્ય કરી શકતાં નથી. આખો દિવસ પતિના કહ્યામાંજ રહેવું. ઘરમાંથી બહાર ન નીકળવું. પુરુષોના મેળાવડામાં ન જવું અને ઘરકામજ કર્યા કરવું એ માટેજ શું સ્ત્રીઓનું જીવન છે? તમને પણ મારા ધારવા પ્રમાણે તમારા પ્રતિ બહાર જવાની છુટ આપતા નથી કેમ વારૂ!

મોહિનીએ કહ્યુંઃ બેન, શું કરૂં, મને તમારા જેવી તો છુટ નથી. મારે તો એમના કહ્યામાં રહેવું પડે છે. આજે બે દિવસથી તે એક કેસમાં બહાર ગામ ગયા છે ત્યારે કહ્યું લાવ. આપની પાસે જઉં એમ ધારી આવી છું. કાલે તો તે આવશે એટલે ઘડી પણ કંઇ જવાશે નહિ.

સુલોચનાએ કહ્યુંઃ બેન, આવા સુધરેલા જેવા જણાતા છતાં પણ તમારા પતિ આ પ્રમાણે સ્ત્રીને ગુલામડી બનાવી દેવાનું ધારતા હશે તે હું માનતી નહોતી. શું પુરુષો સ્વતંત્ર હરે ફરે અને સ્ત્રીઓ સ્વતંત્રતાનો લાભ ન લઇ શકે! આજે સોસીયલ કલબમાં મેળાવડો છે માટે હું ત્યાં જવાની છું. જો તમારે આવવું હોય તો ચાલો. ત્યાં પ્રાણકુમારીબેન સ્ત્રીઓની ઉન્નતિ સંબંધમાં ભાષણ આપવાનાં છે. માટે ઇચ્છા હોય તો ચાલો જઇએ વખત થવા આવ્યો છે.

સુલોચનાના આગ્રહથી મોહનીકુમારીને ત્યા જવાની ઇચ્છા થઈ. તેથી સુલોચનાએ ભાડાની ગાડી મંગાવી તે ગાડીમાં જ મોહિની પણ ત્યાં ગઇ. રસ્તામાં જતાં જીવણપ્રસાદ નામના એક પુખ્ત વયના બેરીસ્ટર મળ્યા. તે પણ સભામાંજ જવાના હતા તેથી સુલોચનાએ ગાડી ઉભી રાખી તેમને સાથે બેસાડી દીધા.

સુલોચનાને ત્યાં જીવણપ્રસાદ હમેશના આવનાર હતા. તેથી સુલોચનાની સાથે સારો પરિચય હતો. મોહિનીને તો આમ ગાડીમાં અજાણ્યા પુરુષને બોલાવી બેસાડવાથી કાંઇક મંઝાય થયો. પણ સુલોચનાએ તો તેની સાથે છુટથી વાતચિત કરવા માંડી. જતી વખતે સુલોચનાએ માત્ર રસોયાને કહી દીધેલું કે સાહેબ આવે તો કહેવું કે સભામાં ગયાં છે. બસ આટલી વાત, પરવાનગીની પણ જરૂર નહિ.

સભામાં પ્રાણકુમારીનું વ્યાખ્યાન હતું. પ્રાણકુમારી આધેડ વયની હતી. તેના જીવનની પણ ખુબી જુદી જ હતી. તે પહેલાં તો નિશાળની હેડમીસ્ટ્રેસ હતી. તેનો પતિ તેની સાથેજ નિશાળમાં આસસ્ટંટ માસ્તર હતો. લગ્ન થયે ત્રણ ચારેક વર્ષ થયાં કે પ્રાણકુમારીને વિધવા પદ મળ્યું. આ વખતે તે સુરતમાં જ શિક્ષિકા હતી. ત્યાં તેને સુધારાવાળાઓની સોબત થઇ અને ઘણીવાર સંસારસુધારાના અગ્રેસરોના સમાગમમાં આવવા લાગી. તેને આગળ પાછળ કોઈ કહેનાર નહોતું તેથી તે સ્વતંત્ર હતી. નિશાળના ડેપ્યુટી માનશંકરની પણ તેના ઉપર પ્રીતિ હતી. માનશંકર પણ વિધુર હતો. તેની ન્યાતમાં કન્યાઓની અછત હતી અને તેથી ફરી લગ્ન થવાનો સંભવ નહોતો. પ્રાણકુમારી પણ તેના વધુ પરીચયમાં આવતાં બંનેની પ્રીતિ વધી અને અંતે સુધારાના પંથે વળી પુનર્લગ્ન કર્યું.

પ્રાણકુમારી મૂળથી સ્વતંત્ર વિચારની હતી. નાનપણમાં ગરીબ માબાપને ત્યાં ઉછરી મોટી થઇ. નિશાળમાં શિક્ષણ લઇ નોકરી કરવા ગઇ અને ત્યાં પણ પતિ પાસે પત્નિ સેવા કરાવેલી, બાળપણમાંજ વિધવા થઇ સ્વચ્છંદે વર્તેલી જેથી હવે તેને બીજાના તાબામાં રહેવું ન ગમ્યું. માનશંકર માત્ર ફરી લગ્ન કરવાની ઇચ્છાથી સુધારામાં ભળેલો પણ સ્ત્રી સ્વતંત્ર હરેફરે તે વાત તેને ગમતી નહિ. તેથી થોડા દિવસ પછી બંન્ને વચ્ચે અણબનાવ થયો. માનશંકર સાથે લગ્ન કર્યા પછી પ્રાણકુમારીએ નોકરી તો છોડી દીધી હતી. તેને હજુ સુધી કાંઇ પ્રજા નહોતી. દૈવયોગે શહેરમાં પ્લેગ ચાલ્યો અને માનશંકરને પ્લેગ લાગુ થયો. તે વખતે પ્લેગના ચેપથી લોકો બાર ગાઉ દૂર ભાગતા હતા. પ્રાણકુમારી માનશંકરને પ્લેગ થયો જાણી તેની ચાકરી કરવાની વાત કોરાણે મૂકી પોતાનો જીવ બચાવવા માટે શહેર બહાર રહેવા ગઇ. માનશંકર પાસે માત્ર એક પગારદાર માણસ રહેતો પ્રાણકુમારીને પતિસેવા કરવી એ તો પરતંત્રતા લાગતી તેમાં વળી પ્લેગ જેવા વ્યાધિમાં પતિસેવા કરવા રહેવું તે પ્રાણ ગુમાવવા જેવું તેને લાગ્યું આખરે બિચારો માનશંકર મરણ પામ્યો અને પ્રાણકુમારી ફરી વિધવા બની.

તેણે પુનર્લગ્ન કરી સુધારાનો અમલ કરી બતાવેલો હોવાથી તેના ઉપર સુધારાવાળાઓની સારી પ્રીતિ હતી. માનશંકરના મરવાથી પ્રાણકુમારીએ ધાર્યું કે લપ ગઈ. તેની બે પૈસાની મિલ્કત હતી તે તો તેણે પ્રથમથીજ કબજે કરી દીધી હતી આ વખતે પ્રાણકુમારીની વય ચાલીસેક વર્ષની હતી. વિધવાપણું એ તો તેને કલંક જેવું લાગતું. તે કહેતી કે પુરુષો પોતાની એક સ્ત્રી મરી જતાં બીજી અને ત્રીજીવાર લગ્ન કરે છે તો પછી આપણે સ્ત્રીઓએ શી ગુન્હેગારી કરી કે જન્મારો વિધવાપણું ભોગવવું. તે શાસ્ત્ર અને પુરાણોને જુઠાં માનતી પૂર્વના ઋષિ મુનિયોને સ્વાર્થી માનતી. જેટલા પુરુષના હક છે તેટલાજ સ્ત્રીના હક છે એમ કહેતી.

હાલમાંજ પ્રાણકુમારી એ ત્રીજીવાર ત્યાંના એક સંસારસુધારક પ્રફુલ્લચંદ્રની સાથે પુનર્લગ્ન કર્યું હતું. પ્રફુલ્લચંદ્ર બેરીસ્ટર હતા. તેમણે વિલાયત ગમન કરેલું હોવાથી ન્યાતમાંથી કન્યા મળી શકે તેમ નહોતું તેથી જીંદગી પર્યંત કુંવારા રહેવું તે કરતાં પુનર્લગ્ન કરવું સારૂં એમ માની તેમણે પ્રાણકુમારી સાથે ઘર સંસાર માંડ્યો. તે પ્રાણકુમારી આજે સ્ત્રીઓની ઉન્નતિ પર ભાષણ આપનાર હતાં,

પ્રાણકુમારીનું ભાષણ સાંભળી સુલોચના તો ખુશ ખુશ થઈ ગઈ. પણ મોહિનીને લાગ્યું કેઃ આ તે સ્ત્રી છે કે પુરુષ, આટલા બધા મનુષ્યોમાં પુરુષ પણ છુટથી જે વાત ન કહી શકે તે આ બાઈ બોલતાં શરમાતી નથી એ તો નવાઈ જ્યારે તે સ્ત્રીઓને વિધવા થતાં પુનર્લગ્ન કરવાની છુટ આપવા સંબંધી કહેતી હતી ત્યારે ઉપરાઉપરી તાળીયોથી હોલ ગાજી ઉઠતો. સાંભળનાર સ્ત્રીઓ તેમ પુરુષો પણ હતા. તેણે કહ્યું કેઃ સ્ત્રીઓને પુનર્લગ્નની છુટ હોવી જ જોઈએ, તે છુટ ન આપવાનું કારણ તેમને જન્મારા સુધી રીબાવવાનુંજ હોઈ શકે જ્યારે પુરુષો ફરી લગ્ન કર્યા વગર રહી શકતા નથી તો સ્ત્રીઓ પોતાની મનોવૃત્તિઓને કેવી રીતે રોકી શકે ! ન્યાતો હોવી એ પણ આપણી અધોગતી કરનાર છે. ઢેડલોકોને અસ્પર્શ્ય ગણવા એ મહા પાપ છે. એ પણ મનુષ્ય પ્રાણિ છે. તેની સાથે હળવું મળવું એમાં પાપ નથી. એટલું જ નહિ પણ તેને આપણા કુવાઓમાંથી પાણી ન ભરવા દેવું એ મહા અન્યાય છે. સુધારાના નિયમ અનુસાર એક બીજાનું ન ખાવું એ પણ એક બીજાને હલકા ગણવા તુલ્ય છે. આપણે જેનું ખાતા નથી તેનું અપમાન કરીએ છીએ. બધા એક સરખા છે માત્ર મનુષ્યો એ જ પોતપોતાના વાડા બાંધેલા છે તે ઠીક નથી," આ પ્રમાણે ગમે તેમ ભરડી માર્યું તેનું વ્યાખ્યાન સાંભળનારને તો રૂચિકર લાગ્યું પણ મોહિનીને તો તેથી અસંતોષ થયો. તેને લાગ્યું કે શું સુધારાનું તત્ત્વ આવું હશે. શું વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરવાથી એક સરખા થવાતું, હશે સુલોચના તો ખુશ ખુશ થઇ ગઇ. તેને પ્રાણકુમારીની વાત પસંદ આવી હતી. તેના પતિ ગમે તેની સાથે એક ટેબલે બેસી જમતા હતા એટલે તે વાત તેને માન્ય હતી. તેણે વિચાર કર્યો કે આ તે સુધારો કે બગાડો !

ભાષણ પુરૂં થયું સર્વે વેરાયાં, મોહિની પણ સુલોચનાની સાથે ગાડીમાં બેસી ઘેર આવવા નીકળી. સાથે જીવણપ્રસાદ પણ હતો. જીવણપ્રસાદે સુલોચનાને પોતાને ત્યાં થઇ જવા આગ્રહ કરવાથી ગાડી જીવણપ્રસાદને ત્યાં વાળી. મોહિનીને તો પરભાર્યું ઘેર જવું હતું પણ શું કરે, નિરૂપાય હતી. જીવણપ્રસાદની સ્ત્રી એકાદ મહિનાથી તેને પીયેર ગઇ હતી એટલે તે એકલોજ ઘેર હતો. પરપુરુષને ત્યાં રાત્રે પરસ્ત્રીએ જવું એ મોહિનીને ન રૂચ્યું. પણ સુલોચનાના આગ્રહથી તેનાથી કાંઇ બોલાયું નહિ.

જીવણપ્રસાદે તેમનો સારો સત્કાર કર્યો. સુલોચનાની તેની સાથેની રીતભાત બિલકુલ સ્વતંત્ર હતી ત્યાં ચ્હા પાણી થયાં. મોડું થયું અને પતિ શું કહેશે તેની ચિંતા સુલોચનાને નહોતી. તેને એક અક્ષર પણ તેના પતિથી કહેવાનો નહિ. તેની રીતભાતથી મોહિનીને ઘણુંજ અયોગ્ય લાગ્યું. પરપુરુષ સાથે આટલી બધી છુટ લેવી એ તો સ્ત્રીને ન છાજે એમ તેને લાગ્યું. તેને ક્યારે ઘેર જવાય એમ થયા કરતું.

સુલોચના ત્યાં ચ્હા પાણી લઇ ઘેર જવા નીકળી. મોહિનીને તો મનમાં થયું કે હવે ફરી કોઇ વખત આ સ્ત્રીની સાથે જવું નહિ કોઇ વખતે

વિપત્તિ આવી પડતાં વાર લાગે નહિ. સ્ત્રીઓએ પતિના કહ્યામાં રહેવું એ કાંઇ ખોટું નથી એ હવે મને સમજાવવા લાગ્યું. રાત પડી ગઇ હતી. સુલોચનાના મનમાં સ્વાતંત્ર્યને.હોવાથી તે પરપુરુષથી ડરવામાં નાનમ સમજતી. જગતમાં બધા પુરૂષો કાંઇ નીતિવાળા હોતા નથી. સ્વરૂપવાળી સુંદરીને જોઇ ઘણા હલકા માણસો આંગળીઓ કરે તેમાં નવાઇ નથી. સુલોચના યુવાન હતી તેમજ બોલવેચાલવે છટાદાર, સ્વરૂપવતી ને અને પરપુરુષનાં મન લોભાવી દે તેવી હતી. મોહિનીનું સ્વરૂપ પણ આકર્ષક હતું. મોડી રાતે બને સ્ત્રીઓ ભાડાની ગાડીમાં બેસી જીવણપ્રસાદને ત્યાંથી નીકળી. ગાડીવાળાએ ગાડી આગળથી બીજે રસ્તે હાંકી તે જોઇ સુલોચનાને કહ્યુંઃ અરે મૂર્ખ, ગાડી આ રસ્તે લે, અમારે તો હવે ઘેર જવું છે. ગાડીવાળે કહ્યુંઃ "બાઇ સાહેબ, આ રસ્તે સીધુ ત્યાંજ જવાશે માટે ગભરાશો નહિ હું તમને ઘેરજ લઇ જઇશ."

તે પછી ગાડીવાળે ગાડી એક આડા રસ્તે હાંકી અને ત્યાંથી ઘણે દૂર આવેલી એક ગલીમાં લઇ ગયો. રાત ઘણી ગઇ હતી, વળી અજાણ્યા લત્તામાં ગાડીવાળે ગાડી લાવી ઉભી રાખી તેથી સુલોચના અને મોહિની ગભરાયાં, ગાડીવાળાએ બારણું ઉઘાડયું અને કહ્યું: બાઇસાહેબ ઉતરી પડો, મારો ઘોડો થાકી ગયો છે એટલે હવે હું તેને છોડી નાખી બીજો ઘોડો લઇ આવું. સુલોચના અને મોહિની ત્યાં ઉતર્યાં તો ખરાં પણ તેમના ભયનો પાર ન રહ્યો. કાળજુ ફફડવા લાગ્યું અને પુરુષની સહાયતાની જરૂર નથી એ વાત વિસરી ગયાં. ઘોડાવાળો તો ઘોડો લઇ ચાલતો થયો. થોડીવારે પાછળથી ચારેક યુવાનો ત્યાં આવી ચડયા. તેમણે આ બંને સ્ત્રીઓને ઓળખી તેમાંના એકે કહ્યુંઃ સુલોચના બ્હેન કે! તમે અહિં ક્યાંથી? ભૂલાં પડયાં કે શું? સુલોચનાએ કહ્યુંઃ 'આ કોઇ બદમાશ ગાડીવાળો અમને અહિં ઉતારી ઘોડો બદલવા ગયો છે તે હજુ આવ્યો નથી કલાક તો થઇ ગયો. હવે અમારે ક્યાં જવું તે પણ જાણતાં નથી."

પેલા પુરુષે કહ્યુંઃ અહિંથી તમારૂં મકાન ઘણું દૂર છે. તમને હરકત ન હોયતો અહિં પાસેજ મારૂં ઘર છે ત્યાં આવો, હું તમને ત્યાં બેસાડી ગાડી લઇ આવું. અહિં જરા ભય જેવું છે. તમને હિંમત તો છે ને? બ્હીતા નહિં."

સુલોચનાને તેના બોલવા ઉપર વિશ્વાસ આવ્યો અને તેની વાત સાચી માની તેની સાથે જવા તૈયાર થઇ. મોહિનીના હોશકોશ ઉડી ગયા. સ્ત્રીઓને એકલા હરવા ફરવામાં કેટલું જોખમ છે તે સમજાયું. પુરુષો એકલા હરેફરે તેમાં શું જોખમ! આ પ્રપંચી દુનિયામાં સ્ત્રીઓનું શિયળ સાચવવું અને તે આવી વિકટ જગામાં એ કેટલું મુશ્કેલ છે તેનો ખ્યાલ મોહિનીને આવ્યો. પેલા પુરુષની પાછળ સુલોચના અને મોહિની ગયાં. તે ત્યાંથી થોડે જ દૂર આવેલા એક મકાનમાં તેમને લઇ ગયો. આ મકાન બહારથી તો ઝુંપડી જેવું હતું પણ અંદરથી વિશાળ અને શોભાવાળુ હતુ. તેમાંના એક દિવાનખાનામાં સુલોચના અને મોહિનીને તેણે બેસાડી તે ગાડી લેવાને બ્હાને બ્હાર ગયો.

સુલોચનાને પણ અહિં ભય જણાયો. એકાદ કલાક થયો હશે તેવામાં તો એક જુવાન મુસલમાને તે ખંડમાં પ્રવેશ કર્યો. અને સુલોચનાની સાથે સેકહેન્ડ કરી પાસેના કોચ ઉપર બેસી ગયો. તેણે સુલોચનાને કહ્યુંઃ "સુલોચના, હું તમારૂં રૂપ જોઈ તમારાઉપર રીઝ થયો છું તમારા ઉપર મારી સાચી પ્રીતિ છે. આ પણ તમારી બ્હેનપણીજ લાગે છે. તમે બને મારી સાથે અહિં રહો એવું હું ઇચ્છું છું. તમને દરેક પ્રકારનુ સુખ અહિં મળશે. જો મારી ઇચ્છા પ્રમાણે તમે મારાં થશો તો તમને કશી વાતનુ દુઃખ નહિ પડે. અને આનાકાની કરશો તો મારે બીજેજ રસ્તો લેવો પડશે."

આ પ્રમાણે અજાણ્યા મકાનમાં અજાણ્યા પુરુષે આવી આ પ્રકારે પ્રેમની માગણી કરવાથી બને સ્ત્રીઓ ગભરાઇ. મોહિની તો ભયથી થર થર કંપવા લાગી. સુલોચના પણ હિંમત હારી ગઇ. તેને હવે પરપુરુષના સંગમાં આવવાથી શું હાન થઇ શકે તેનો ખ્યાલ આવ્યો શું જવાબ આપવો તે ન સુઝ્યું.

અપૂર્ણ.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

## ને માટે વિદ્વાનો શું કહે છે ?

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈન વગેરેના યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તે દરેક પ્રમાણેનું મહાત્મ્ય, ઐતિહાસીક માહિતિ, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઈ કઈ વસ્તુઓ થાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કર તિર્થ, સિધ, હીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, ઇંદોર, મથુરાં, આગ્રા, દિલ્હી, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બાદ્રીકેદારનાથ, શ્રીનગર-કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબલી, નાસક, ત્ર્યંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુકલતિર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિગેરે યાત્રાનાં લગભગ ૨૫૦ સ્થળો તથા બીજાં વેપારનાં અને જોવા લાયક ૮૫૦ સ્થળોનું વર્ણન છે.કીં. રૂ. ૭-

વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ—બી. એ. એલ. એલ. બી. લખે છે કે: હિન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને શુશોભીત છપાઇ તથા બાંધણીવાળું પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરીકે ગરજ સારે એવા પુસ્તકની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. રેલ્વે, રસ્તા વિગેરેની માહિતી સંપૂર્ણ છે એટલુંજ નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઇતિહાસ એ વગેરે બાબતોની માહિતી પણ જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે.

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સંઘને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની સાથે રાખવા જેવુ છે. આવાં સારાં અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડ્યો હશે તથા પૈસો ખર્ચ કરવું પડ્યું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્યવાદ ઘટે છે. આપનાં પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બર લાવે એમ અંતઃકરણ પૂર્વક ઇચ્છુ છું.

મુંબાઇ સ્મૉલકૉઝ કોર્ટના વડા જડજ સાહેબ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—એમ, એ; એલ, એલ બી. લખે છે કે: હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી થાય એવું છે. વાંચવાં ઘણોજ રસ પડે છે. જરૂરી ખબર બધીજ એમાંથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે એની શોભા વધી છે. ને એમાં નકશો હોવાથી એની એની કદરદાની ઘણીજ થવી જોઇએ. ગુજરાતીમાં અત્યાર સુધી તિર્થયાત્રાનાં જે પુસ્તકો બહાર પડ્યાં છે, તેમાં તમારૂં પુસ્તક પહેલી પંક્તિમાં મુકવા લાયક છે

સુરતથી રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રીન્સીપાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કે:

" રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આનંદ થયો છે. યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવું દરેક જાતની હકીકતથી ભરેલું કોઇ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ માહીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવાનો માર્ગ વગેરે બધી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક સ્ત્રીપુરુષોને તેમજ અન્ય સામાન્ય વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં સ્થાય છે, પરંતુ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે ને વાચક વર્ગપર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રાળુઓને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# भाग्योदयनो दसमा वर्षमा प्रवेश.

શ્રી ઇષ્ટકૃપાએ આજે ભાગ્યોદય દસમા વર્ષમાં પ્રવેશ કરે છે. ભાગ્યોદયદ્વારા જનસેવા કરવી, મનુષ્યોનાં જીવન ઉચ્ચ અને આદર્શમય બને તેવા સદ્વિચારોનો ફેલાવો કરવો એજ ઉદ્દેશ છે. આટલી બધી કાગળો અને છપાઇની મોંઘવારીમાં પણ તેને ટકાવી રાખવાનું કામ મૂશ્કેલ છે. પરંતુ જે ઉદ્દેશથી તેનો ઉદય થયો છે તેજ ઉદ્દેશથી તેને નિભાવી રાખવાનું પણ યોગ્ય ગણ્યું છે. તેનો નિભાવ ઇશ્વર સંકેતાનુસાર થયાં કરે છે. આ વર્ષમાં પણ તેના દ્વારા મનુષ્ય જીવન ઉચ્ચ થાય, કર્તવ્યશીલ બને અને શિખરે સ્થિતિ કરે તેવા વિષયો આવશે.

તમે ગ્રાહક રહી તેને નિભાવવામાં સહાય કરી છે. અન્યને તેના ગ્રાહક બનાવવા યોગ્ય પ્રયત્ન કરશો તો તેથી સદ્વિચારોનો ફેલાવો કરવાના પુણ્યને રળી શકશો. મનુષ્યો જેટલું વાંચે છે તેટલું આચારમાં ઉતારતા હોય તો તેમનું જીવન આદર્શમય થયા વગર રહે નહિ. કેટલાક મનુષ્યો એટલા બધા જંજાળી હોય છે કે તેમને તે જંજાળ આગળ બીજા કશાનું ભાન હોતું નથી. ધન કમાવામાં જેટલું લક્ષ આપે છે તેટલું આત્માનું કલ્યાણ કરવા તરફ લક્ષ આપતા નથી. મનુષ્યનું શરીર મહેનત કર્યા વગર, રોગી બને છે. તેમ મન પણ જો તેને યોગ્ય વ્યાયામ આપવામાં આવતો નથી તો કટાઇ જાય છે. શરીરને જેમ ખોરાકની જરૂર છે તેમ મનને સદ્વિચારો રૂપી ખોરાકની જરૂર છે. એકજ જાણેલો વિષય હોય છતાં તેને વારંવાર જાણવાથી તે આચાર રૂપે બને છે. ભાગ્યોદય વારંવાર વાંચવાથી તેમાંના અનેક રહસ્યો સ્પષ્ટ સમજાય છે.

મનુષ્ય જ્યાં સુધી આદર્શમય ન બને, ઉચ્ચ ચારિત્ર્યશીલ ન બને, પોતાના આત્માને ઓળખતો ન થાય ત્યાં સુધી તેના સર્વ પ્રયત્નો નકામા છે. સંસારમાં સુખ, આનંદ અને શાન્તિને મેળવવા માટે ખરા ઉપાય તો એજ છે કે મનુષ્યે પોતાના ખરા કર્તવ્યને કરવું. તેનું ખરૂં કર્તવ્ય આત્માનુભવ કરવો એ છે. આત્માનુભવ કરવા માટે તેણે ઉચ્ચ ચારિત્ર્યશીલ બનવું. નાશવંત શરીરને પોતે છું એવું માની ન બેસવું. શરીરને માટે જેટલી મહેનત તે કરે છે તેટલી મહેનત આત્માનું જ્ઞાન સંપાદન કરવાને માટે તે કરતો નથી ત્યાં સુધીજ તે દુઃખી છે. આજે ઘણા મનુષ્યોને ખબરજ નથી હોતી કે તેમણે જન્મીને શું કરવું. શું મરતાં સુધી ધંધો રોજગાર કરી ધન કમાવા માટેજ તેનો જન્મ થયો છે! જો એમ ન હોય તો તેનાથી તેને સુખ મળવું જોઇએ તે મળતું નથી. નિર્ધન કે ધનવાન સર્વે દુઃખી જણાય છે. જેણે ખરૂં આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે તેજ ખરા સુખી જણાય છે. તેનાજ મુખ ઉપર આત્માનું સૌંદર્ય ઝળકી રહ્યું હોય છે.

આ ઉપરથી એમ કહેવાનું નથી ઠરતું કે કોઇએ ધન કમાવા વેપાર ધંધો ન કરવો. પરંતુ કહેવાનો ભાવાર્થ એ છે કે મનુષ્યનું ખરૂં કર્તવ્ય તે નથી. જ્યાં સુધી તેના મનુષ્યનું હૃદય પવિત્ર અને પ્રફુલ્લિત ન થાય, જ્યાં સુધી આત્માના સામર્થ્યને તે પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તેણે કરેલો સર્વ પ્રયત્ન વ્યર્થ છે તેણે ધંધો રોજગાર કરવો પણ તેથી આખું જીવન આદર્શમય બનાવવું જોઇએ

તમે તમારા ઘરમાં આનંદ વર્તી રહે તે પસંદ કરો છો, તમારા ઘરમાં સુખી અને સંતોષી જીંદગી ગુજારી શકો તેવું ઇચ્છો છો, તમે તમારા જીવનની દિશા બદલો. તમારે બીજાઓને જેવા કરવા હોય તેવા તમે થાઓ તમે બીજાની પાસેથી જે મેળવવાની ઇચ્છા કરતા હો તે તમે અન્યને આપતાં શીખો. સ્વાર્થ માત્રનો ત્યાગ કરો. વ્યવહારની પ્રપંચ જાળ છોડીદો સાદું અને શાંત જીવન ગાળો, તમે ગમે તેવી સ્થિતિમાં હો પણ શાંતતો રહીજ શકો. સર્વના ઉપર

પ્રેમ રાખતાં શીખો. જેવી રીતે તમે તમારા કટ્ટા દુશ્મનના ઉપર પણ પ્રેમ રાખો. ગમે તેવી સ્થિતિમાં પણ ક્રોધને પ્રકટાવવો, સદા શાંત રહો, ગમે તેવી વિપત્તિમાં પણ સત્યનો ત્યાગ ન કરો. સત્ય, પ્રેમ, આનંદ, શાંતિ એ સર્વ તમારાં સ્વાભાવસિદ્ધ લક્ષણો હોવાં જોઇએ.

વ્યવહારમાં તમે ઉચ્ચ સ્થિતિએ ભલે આપ્ત હો તોપણ તેથી અહંપદને ધારણ કરી અન્યને નિકૃષ્ટ ન ગણો. સર્વને તમારા પ્રીતિના પાત્ર માનો. નિરભિમાનપણે વર્તો. તમે ગમે તો ગરીબ ભલે હો, મુશ્કેલીથી અન્નવસ્ત્રને ભલે મેળવતા રહો, તો તેથી તમારે દીનતા ધારણ કરવાની નથી. ગમે તેવી પ્રતિકુળતા હોવા છતાં પણ તમારે તમારી નિર્ભયતા અને સંતોષને જાળવી રાખવાં. તમારા આત્મામાં કોઇ વાતની ખોટ નથી. બહારની વસ્તુઓની સાથે તમારા સુખદુઃખનો આધાર નથી તમારે જે વસ્તુની જરૂર છે તે સર્વ તમને પ્રાપ્ત છે. તે મેળવવા બહાર દોડાદોડી કરવા કરતાં દિવસનો થોડો ઘણો વખત પણ જો તમે તમારા અંતરમાં ઉતરશો તો તમોને જેની જરૂર છે તે વસ્તુ મળી રહેશે.

દીવાની અંદર પ્રકાશ તો ઝગઝગ બળતો જ હોય છે. તે પ્રકાશના ઉપરનો કાચનો ગોળો મેલો અને ડાઘવાળો ઝાંખો હોવાથી તે પ્રકાશ બહાર સ્વચ્છ જણાતો નથી પણ જો તે કાચને સ્વચ્છ કરવામાં આવે તો અંદરનો પ્રકાશ બહાર સારી રીતે જણાઇ શકે છે. તેવીજ રીતે તમારી અંદર રહેલા આત્માના પ્રકાશને તમારામાં પ્રકટાવવા માટે તમારૂં અંતર પણ જો ચોખ્ખું રાખશો, હૃદય સ્વચ્છ અને નિર્મળ રાખશો તો તમારા આત્માનો પ્રકાશ તમારામાં પ્રકટાવી શકશો,

મનુષ્ય શરીર નાશવંત છે, જ્યારે આત્મા અમર છે. પોતાના આત્માના સામર્થ્યને આ શરીરમાં પ્રકટાવવું એજ ખરૂં કર્તવ્ય છે. તેને માટે જીવન હંમેશાં નિર્મળ રાખવું. હૃદય શાંત અને નિર્મળ રાખવું. કોઇના પણ ઉપર ક્રોધ તો કરવો જ નહિ. કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ રાખવી નહિ. હંમેશાં સત્ય બોલવું. કપટનો સર્વથા ત્યાગ કરવો. વ્યવહાર પણ ઉત્તમપણે સાધવો. તેમાં પણ સત્યશીલ રહેવું. સાચા વેપારી ઉપર સર્વ કોઇ વિશ્વાસ રાખે છે એ સાધારણ વાત છે. તમારા બોલવા ઉપર અન્યને વિશ્વાસ પડે તેવું બોલો. તમારા વર્તનને માટે અન્યને ખાત્રી થાય તેવું શુદ્ધ વર્તન રાખો. ગમે તેવી લાલચથી પણ તમે તમારા વર્તનમાં કલંક ન લગાડો. પરસ્ત્રીને મા કે બેન તુલ્ય ગણવી. અનીતિનો સર્વથા ત્યાગ કરવો વિચાર પણ ઉચ્ચ રાખવા. નિર્ભયતાને ધારણ કરવી, વિપત્તિમાં નાહિંમત ન થવું. કોઇપણ કાર્યની સિદ્ધિ તે કાર્ય કરવામાં જ છે. તે કાર્યના વિચાર કર્યા કરવા અને તેને અમલમાં ન મૂકવા તેથી કોઇ ફળ નથી. જેવા ઉત્તમ વિચારોનું સેવન કરો તેવાજ ઉત્તમ આચારોને ધારણ કરો. વિચાર અને આચાર શુદ્ધ જોઇએ.

મનુષ્ય જો પોતાના આચરણથી શુદ્ધ રહી શકે, ઇશ્વરના સત્ય, દયા, પરોપકાર, ઉદારતા, સમાનભાવ, પ્રેમ વિગેરે ગુણોને ધારણ કરે અને હંમેશાં આનંદમાં રહે તો તેનામાં આત્માનો પ્રકાશ થયા વગર રહેતોજ નથી. દેવ બહાર નથી પણ તસ્માગ અંતરમાં છે. તમારૂં અંતર કાળુ ન હોવું જોઇએ. લોકોના પૈસા ધુતવા, પ્રપંચ કરવો, જુઠું બોલવું, અન્યને હાનિ કરતાં આંચકો ન ખાવો એ સર્વ અંતરને કાળુ બનાવનાર છે. તમારે તેવા ન થવું. ક્ષણિક સંસારના ધનાદિ પદાર્થો માટે આજે કેટલાય મનુષ્યો કાળાંધોળાં કરે છે. કેટલાય મનુષ્યો ક્ષુદ્ર પૈસાની લાલચે જુઠી સાક્ષીયો પુરે છે, અન્યનું અહિત કરવા તત્પર થાય છે, અને તેથી પોતાના જીવનને કાળુ બનાવી દે છે. આવા મનુષ્યો પોતાના હૃદયને ઉજ્વળ શી રીતે બનાવી શકવાના.

ઘણા મનુષ્યો મરતા સુધી ધનને માટે પ્રપંચ કરતાં ડરતા નથી. માથા ઉપર મરણ આવી ઉભું હોય, મરણ પથારીએ પડયા હોય, છતાં પણ જો પોતાને માટે, પોતાના પુત્રને માટે ધનાદિ પદાર્થો મળતા હોય તો જુઠી સાક્ષી કરતાં, પ્રપંચ ખેલતાં ડરતા નથી. આવા મનુષ્યોને ખબર નથી કે આ બધું કરી તમે ખાલી હાથે મરણને શરણ થાઓ છો અને તે સર્વ કૃત્યનું ફળ ભોગવવા તૈયાર રહેવું પડે છે. આ મનુષ્યો આત્માની ઝાંખી શી રીતે કરી શકવાના? મનુષ્યોએ તો

તે લાભનો ત્યાગ કરવો. શરીરના પોષણ પુરતું પણ જો સદાચારથી ધન મળતું હોય તો તેથી સંતોષ માનવો. અને કપટથી, પ્રપંચથી, જુઠથી અસંખ્ય ધન મળતું હોય, મ્હાન વૈભવો મળતા હોય તો પણ તેનો ત્યાગ કરવો. દરેક મનુષ્યે પોતાના આત્માનો અનુભવ કરવા માટે સર્વથી પ્રથમ ઉચ્ચ વિચારોનું સેવન કરવું. અને ઉચ્ચ આચારોને ધારણ કરી હૃદય પવિત્ર અને નિર્મળ કાચ જેવું બનાવવું. આજ તેનું ખરૂં કર્તવ્ય છે. જેટલો તે પવિત્ર વધુ બનશે તેટલીજ તેણે ખરી કમાણી કરી છે.

આત્મસત્તાને જે પ્રાપ્ત કરે છે તે સદા સુખી, સદા આનંદી અને શાંત હોય છે. તમે સુખને ઇચ્છો છો, આનંદને ચ્હાવ છો, શાંતિને મેળવવા મથો છો તો આજથીજ તમારામાં રહેલી આત્મસત્તાને મેળવવા માટે પ્રયત્ન કરતા થઈ જાઓ. તોજ તમારૂં જીવ્યું ધન્ય છે. આત્મસત્તાને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એજ ખરૂં કર્તવ્ય છે. તેને માટે કાળજી અને નિયમિત પ્રયત્નની જરૂર છે. ઇશ્વરને બહાર ખોળવો અને પોતાના અંતરમાં અંધારૂં રહેવા દેવું એ ઇશ્વરને મેળવવાનો માર્ગ નથી. અંતર પવિત્ર બને, હૃદય નિર્મળ થાય એટલા માટે જ ઇશ્વરનાં દર્શન મંદિરમાં કરવા જવાનું હોય છે. ત્યાંથી આપણે કાંઈ લઈ આવીએ નાહ અને મિથ્યા પ્રતિમાને જ ઇશ્વર માન્યા કરીએ તો તેનું ફળ કાંઇ ન મળે.

જ્યાં સુધી મનુષ્ય સત્યશીલ ન બને, સંતોષી ન બને, વિપત્તિમાં આકુળવ્યાકુળ થવાના સ્વભાવને ન તજે, સર્વપ્રતિ સમાન ભાવ રાખનારો ન બને, શાંતિને ધારણ કરતાં ન શીખે અને ચોવીસે પ્રહર આનંદી રહી ન શકે ત્યાં સુધી ઇશ્વરના ઉચ્ચ ગુણો તેનામાં પ્રવેશ કરતા નથી. અને જ્યાં સુધી મનુષ્યો ઇશ્વરના ગુણોને પોતાના સ્વાભાવસિદ્ધ ગુણો ન બનાવે ત્યાં સુધી તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થતો નથી.

માટે દરેક મનુષ્યે પોતાના મુળ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે ઉચ્ચ ગુણોને ધારણ કરવા જોઇએ. અને જ્યાં સુધી ઇશ્વરનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી પ્રયત્ન કરતા રહેવું જોઇએ. મનુષ્યનું ખરૂં કર્તવ્ય તેજ છે. મનુષ્ય. જન્મની સાર્થકતા તેમાંજ છે. આ એક જ કાર્ય સિદ્ધ થતાં મનુષ્યજન્મ સફળ થાય છે. તે સિવાય મેળવેલી સર્વ કમાણી નકામી છે.

જે ખરૂં સુખ છે તે સદાચારથી મળતા પદાર્થોથી સંતોષ માનવામાં જ મળે છે.

'આપ મુવા પછી ડુબ ગઇ દુનિયા' એ સાધારણ કહેવત છે. આપણે માટે આપણું જીવન ગુમાવી ન દેતું. આપણા જીવનનો ઉત્કર્ષ કરવાનોજ ઉદ્દેશ આપણો હોવો જોઇએ. આ ક્ષણિક સંસારમાં ગમે તેટલા વૈભવો કે મોજશોખ મેળવીશું તોપણ તે આપણા આત્માના અલાકિક આનંદમાં વૃદ્ધિ કરનાર નથી. આપણે આપણું હિત શામાં છે તેનો વિચાર કરવો જોઇએ. આપણે જેટલી આપણા પછી આપણી પ્રજાની શી વલ્હે થશે તેની કાળજી રાખીએ છીએ તેટલી આપણા જીવનના અંત પછી આપણી શી વલ્હે થશે તેની કાળજી રાખતા નથી. આપણે ધન કમાઇએ છીએ, વેપાર રોજગાર કરીએ છીએ. ધનનો સંચય કરીએ છીએ, આપણા પછી આપણી પ્રજા સુખી થાય તેની કાળજી કરીએ છીએ પણ આપણા મનુષ્ય શરીરનો ત્યાગ કર્યા પછી આપણી શી વલ્હે થશે તેની કોઇ દિવસ કાળજી કરતા નથી. લગભગ ઘણા મનુષ્યો આવા હોય છે. કરવાનું ન કરતાં કોઇ જુદાજ રસ્તે મહેનત કર્યા કરે છે. મરતા સુધી ધન કમાવામાં જેટલું લક્ષ આપે છે તેટલું પોતાના આત્માના સુખની કમાણી કરવામાં લક્ષ આપતા નથી. આથીજ જનસમાજ દુઃખી રહ્યાં કરે છે.

જ્યાં ત્યાં મનુષ્યો પોતપોતાના ધર્મને માનતા દેખાય છે પણ ધર્મના રહસ્યને સમજતા થોડાજ હોય છે. પોતાના ઇષ્ટની ઉપાસના કરતા ઘણા જણાય છે તેમાં પણ મુખ્ય હેતુ એ હોય છે કે પૈસા મળવામાં ઇષ્ટ સહાય કરે. બહારથી ડાહ્યા ગણાતા મનુષ્યો જેટલી કાળજી અને ઉંડી બુદ્ધિથી વ્યવહારનાં કાર્યો કરે છે તેથી થોડી પણ કાળજી પોતાને માટે, પોતાના આત્મસ્વરૂપની પ્રાપ્તિને માટે રાખતા હોય તેમ જણાતું નથી. બહારથી ભગત જણાતા મનુષ્યો, ભલે દેવમંદિરોમાં દિવસમાં ત્રણ વખત જઈ દેવને કાલાવાલા કરે પણ જ્યાં સુધી તેમના અંતરને ઉજળું કરતા નથી, ત્યાં-

સુધી તેમના કાલાવાલાની અસર ઇશ્વરના ઉપર થતી નથી. ઇશ્વરને મેળવવાનો સર્વોત્તમ ઉપાય એ છે કેઃ તેમને માટે ચારિત્ર્ય નિર્મળ અને શુદ્ધ બનાવવું. ઇશ્વરના ગુણો આપણે ધારણ કરવા, તેથી વિપરિત આચારવિચારનો ત્યાગ કરવો.

જ્યાંસુધી મનુષ્ય ઇશ્વરને માટે બહાર ફાંફાં મારે છે અને પોતાના ચારિત્ર્યને કલુષિત રાખે છે ત્યાં સુધી તેનો તે પ્રયત્ન નકામો જાય છે. બહાર દેવમંદિરમાંજ ઇશ્વર છે અને બીજે સ્થળે ઇશ્વર નથી એમ માનવું ભૂલભરેલું છે. ઇશ્વર સર્વ-વ્યાપક છે. તેમનું ઉત્તમમાં ઉત્તમ નિવાસ સ્થાન તો આપણું હૃદયમંદિર છે. હૃદયમંદિર નિર્મળ, પવિત્ર અને શુદ્ધ હોય છે તો આપણે તેમાં બેઠેલા ઇશ્વરનાં દર્શન કરી શકીએ છીએ. બહારના ગમે તેટલા વૈભવો મેળવીએ તોપણ જ્યાં સુધી ઇશ્વરનાં દર્શન ન કરી શકીએ ત્યાં સુધી આયુષ્ય વીતાવ્યું મિથ્યા છે. માટે દરેક મનુષ્યે જે કરવાનું છે તે એજ છે કેઃ ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે પોતાના વિચારો શુદ્ધ રાખવા, ચારિત્ર્ય નિર્મળ બનાવવું અને હૃદયને પવિત્ર રાખવું. ચારિત્ર સુધર્યા વગર દિવસમાં દસ તો શું પણ સેંકડો વખત દેવમંદિરમાં જઇ કાલાવાલા કરીશું તોપણ આપણી પ્રાર્થના ઇશ્વર સાંભળી શકતા નથી. માટે મનુષ્યે ઇશ્વરને મેળવવા માટે શુદ્ધ ચારિત્ર્યશીલ થવું. સદા શાંત રહેવું, સર્વ પ્રતિ સમાન ભાવે પ્રેમ રાખવો, સત્ય બોલવું અને અનીતિના પંથે વળતાં ઇશ્વરનો ભય રાખવો.

ભાગ્યોદયના વાંચનારાઓ ઉચ્ચ ચારિત્ર્યશીલ થાય અને પોતાના વર્તનથી બીજા ઉચ્ચ જીવન ગાળતા થાય એવું આપણું વર્તન હોવું જોઇએ, વાંચવામાં આવે તે સર્વ આચારમાં ઉતારવું જોઇએ. તો જ તેના ફળને મેળવી શકાય છે. અન્યનાં જીવન ઉચ્ચ બનાવવા પ્રયત્ન કરવો એના જેવું બીજું ઉત્તમ કાર્ય નથી તમે તમારા મિત્ર સંબંધીને ભાગ્યોદયના ગ્રાહક બનાવી તેનું શ્રેય ઇચ્છો છો. જો તેઓ ભાગ્યોદયના ગ્રાહક હશે તો તેમાંના વિષયો વાંચી સત્પંથે વળશે. ક્રોધાદિ દુર્ગુણોનો જય કરી ઘરમાં સંપ, શાંતિ અને આનંદ વર્તાવી શકશે. ઇશ્વરને મેળવવાના પ્રયત્ને વળશે. અને પોતાનું જીવન ઉચ્ચ કરી શકશે.

આ નવીન વર્ષમાં અમે તમારી પાસે આ એકજ ઇચ્છા રાખીએ છીએ અને તે એ આપે વધુ નહિ તો એક બે ગ્રાહકો તો ન[illegible] કરવાજ, તેમને ભાગ્યોદય વંચાવી તેમાંના વિષયો સમજાવવા. તેને ફુરસદ ન હોય તો તેના ઘર[illegible] સ્ત્રીપુત્રાદિ ગમે તે વાંચશે તોપણ તે પોતા[illegible] કલ્યાણ સાધતાં શીખશે. તેનો વાંચનાર સત્યવાદ[illegible] બનશે, પ્રેમાળ થશે અને આનંદી થશે. તે[illegible] માટે વર્ષે દિવસે રૂ. ૩—૦—૦ એટલે દર મા[illegible] ૦—૪—૦ ખર્ચવા કોઇને ભારે પડશે ન[illegible] અને જો તમે ખરેખરો આગ્રહ રાખશો તો [illegible] આસમાજ કેટલાક ગ્રાહકો વધારી શકશે.

ભાગ્યોદયનો ફેલાવો વધુ થાય એવું અ[illegible] ઇચ્છીએ છીએ તે દ્વારા અનેક મનુષ્યોમાં સદ્[illegible] ચારોનો ઉદય થાય છે અને તેથી એકેએ[illegible] ઘરમાં ભાગ્યોદય વંચાવુંજ જોઇએ એવી અમાર[illegible] ઇચ્છા છે. આ ઇચ્છા ઇશ્વર પૂરી કર્યા વગ[illegible] રહેશેજ નહિ. આજે ગુજરાતી પ્રજામાં હજા[illegible] નકલોનો તેનો ફેલાવો છે અને તેના વાંચનાર તે વગર એક દિવસ પણ ચાલતું નથી. તે વિપત્તિ[illegible] ધૈર્ય આપે છે, સાહસ કરવાની હિંમત આ[illegible] છે, ઇશ્વર ઉપર શ્રદ્ધા ઉત્પન્ન કરાવે છે. [illegible] તમારે અન્યનું કોઇ પણ પ્રકારે હિત કરવા[illegible] ઇચ્છા હોય તો તેને ભાગ્યોદય વાંચતા કરી દે[illegible]

ભાગ્યોદયના ગ્રાહક થનારને આ વર્ષે ભેટ[illegible] પુસ્તક 'એકાગ્રતા અને દિવ્યશક્તિ' મ[illegible] મળે છે તે ઉપરાંત મહાત્માગાંધી અને હિં[illegible] નરરત્નોનું પુસ્તક રૂ. ૧—૮—૦ ની કીમતનું [illegible] ૧—૦—૦ માં મળે છે. વળી જેઓ આ મહિ[illegible] નામાંજ નવા ગ્રાહકો થશે તેને અમારા તરફ[illegible] બહાર પડેલું પુસ્તક હિંદુસ્તાનની તીર્થયાત્ર[illegible] કે જેની કીમત રૂ. ૭—૦—૦ છે તે રૂ. ૬—૮— માં આપવામાં આવશે. ઓદિતશિક્ષક જે[illegible] કીમત રૂ. ૪—૦—૦ છે તે રૂ. ૩—૮—૦ માં આપશે અને માસ્ટર ઓફ નોલેજ જેની કીમત રૂ. ૧૦—૦—૦ છે તે રૂ. ૯—૦—૦ માંજ મળશે રૂ. ૩—૦—૦ વાર્ષિક લવાજમ ખર્ચી ભાગ્યોદયના ગ્રાહક થનારને આવા બીજા લાભો પીજ લવાજમ વસુલ થઇ જાય છે જેથી આશા છે કે તમે ધારશો તો ભાગ્યોદયના એક બે ગ્રાહકો સહેજમાં વધારી શકશો, અને અમે દરેક ગ્રાહક બંધુ પાસે માગણી કરીએ છીએ કે તેમણે આ મહિનામાં ગમ તે પ્રયત્ને એક બે ગ્રાહકો મેળવી આપી અમારા આ કાર્યમાં મદદ કરવી.

# श्री चरकसंहिता-चिकीत्सास्थान.

[ અનુસંધાન ગતાંકથી. ]

## પાંચમો અધ્યાય.

### गुल्मचिकित्सितम्.

सर्वं प्रजानां पितृवच्छरण्यः पुनर्वसुर्भूत भविष्यदीशः ।
चिकित्सितं गुल्म निबर्हणार्थं प्रोवाच सिद्ध वदतां वरिष्ठः ।।१।।

એ ઉપરાંત ગુલ્મચિકિત્સિત નામના અધ્યાયનું વ્યાખ્યાન કરીએ છીએ. એવું ભગવાન્ આત્રેયજીએ કહ્યું. સંપૂર્ણ પ્રજાઓના પિતાસમાન રક્ષણ કરનાર ભૂત તથા ભવિષ્યને જાણનારા, વક્તાઓમાં શ્રેષ્ટ ભગવાન આત્રેયજીએ ગુલ્મોની નિવૃત્તિને માટે સિદ્ધ ચિકત્સા કહી છે.

ગુલ્મની ઉત્પત્તિનાં કારણો.

મળ કફ તથા પિત્ત વિગેરેના ક્ષીણ થઇ જવાથી અથવા તે સર્વના ઘણા વધવાથી મળ મુત્રાદિના અધોવેગને રોકવાથી, કોઇ પ્રકારે બહારથી વાગવાથી તથા બહુ દબાવાથી (૨) લુખાં અન્ન પાનનું બહુ સેવન કરવાથી, વમન વિરેચન વિગેરેના સંશોધનના બગડવાથી અથવા વિષમતા પૂર્વક બહુજ શારીરિક મહેનત કરવાથી કોઠામાં વાયુ કોપે છે. (૩) અને કફ તથા પિત્તને દૂષિત કરીને તેવડે માર્ગને રોકીને હૃદય, પ્લીહા, પાંસળીયો, પેટ અને પેડામાં શૂળને ઉત્પન્ન કરે છે અને માર્ગો બંધ હોવાને લીધે નીચે જઇ શકતો નથી. (૪) પકવાશયમાં અથવા પિત્ત કફાશયમાં સ્વતંત્ર થઇને અથવા કફ પિત્તને આધીન થઇને સ્થિત વાયુ ગોળાકાર હોવાને લીધે સ્પર્શથી ગોળા જેવો જણાય છે, તેને ગુલ્મ અર્થાત ગોળો કહે છે. દોષ અનુસાર તે ગોળાનાં નામ હોય છે.

ગુલ્મનાં સ્થાન.

બસ્તિ, ડુંટી, હૃદય, ડાબી પાંસળી તથા જમણી પાંસળી એ પાંચ ગુલ્મનાં સ્થાન છે. હવે તે પંચાત્મક (વાતાદિ પાંચ કારણોથી થનાર) ગુલ્મોની ઉત્પત્તિ, લક્ષણ અને ઉપાય કહીએ છીએ. ૬

વાયુના ગુલ્મનાં કારણ—વાસી અન્નપાન, વિષમતાથી મહેનત કરવી, મળમૂત્રાદિ વેગોને રોકવા, શોક, વાગવું, મળની ઘણીજ ક્ષીણતા, અને ઉપવાસ એ વાતગુલ્મનાં કારણ છે. ૭

વાયુના ગુલ્મનાં લક્ષણ—જે ગુલ્મ કદી નાભિમાં, કદી પાંસળીયોમાં, કોઇવાર બસ્તિમાં સ્થિત હોય; જે ગુલ્મ કોઇવાર મોટો; કોઇવાર નાનો; કોઇ વાર ગોળ; કોઇવાર લાંબો જણાતો હોય, જે ગુલ્મમાં અનેક પ્રકારની પીડા ઉત્પન્ન થાય; જે ગુલ્મમાં વાયુ તથા મળ રોકાય; મળ તથા મોં સૂકાય; શરીરનો રંગ લાલ તથા પીળાશ પડતો થઇ જાય; શીત જ્વર આવે; હૃદય; કુખ; પાંસળાં; ખભા તથા માથામાં પીડા થાય; (૮) અને જે ગુલ્મ જમ્યા પછી વધુ કુપિત થાય તથા ભોજન કર્યા પછી શાન્ત થાય; અને જે ગુલ્મમાં તુરી તીખી કડવી તથા રૂક્ષ વસ્તુ હાનિ કરે તે ગુલ્મને વાતજ જાણવા. ૯.

પિત્તગુલ્મનું કારણ—કડવી; ખાટી; તીક્ષ્ણ ગરમ; દાહક; તથા લુખી વસ્તુઓનું સેવન; ક્રોધ; પીડા, મદ્યપાન; તાપ તથા અગ્નિનું વધુ સેવન; અજીર્ણથી થયેલ આમરસનું દૂષિત થવું અને લોહિનું દૂષિત થવું એ પિત્તજ ગુલ્મનાં કારણ છે. ૧૦

પિત્તગુલ્મનાં લક્ષણ—જ્વર; તૃષા; મુખ તથા સંપૂર્ણ શરીરનો વર્ણ રાતો થવો; ભોજન પચતી વખતે બહુ પીડા થવી; પરસેવો; વિદાહ; અને ગુલ્મનો સ્પર્શ કરવાથી ઘા પડવા જેવી પીડા થવી એ પિત્તગુલ્મનાં લક્ષણ છે. ૧૧

કફગુલ્મનાં કારણ—ઠંડી; ભારે તથા સ્નિગ્ધ વસ્તુઓનું સેવન કરવાથી, કર્મ ન કરવાથી, ઘણું ભોજન કરવાથી, દિવસે સુવાથી, કફ ગુલ્મ ઉત્પન્ન થાય છે. વાતાદિ ત્રણે દોષોનાં કારણોથી સન્નિપાતગુલ્મ ઉત્પન્ન થાય છે. ૧૨

કફ ગુલ્મનાં લક્ષણ—શરીર ભીના કપડાથી ઢાંકયા જેવું જણાવું, ટાઢીઓ તાવ, શરીરની શિથિલતા, હલ્લાસ, ઉદરસ, અરૂચિ, શરીર ભારે જણાવું, ટાઢ વાવી, સ્વલ્પ પીડા થવી

# वनस्पति विज्ञान.

( ગયા અંકથી ચાલુ. )

## ઈડલીંબુ જંભીરીલીંબુ.

---

તેને સંસ્કૃતમાં जंबीर. મ. ઈડલીંબુ, કે।. ચોરનીંબુ, હીં. જંભીરીનીંબુ, બં. ગોંડા લિંબુ, ક. કંચિલે, દોડલિકાયી, કાડલીંબે, મલા. કટટુ, કુરન્તુ. તે. જંબીર, અડવિની તા. કટટેલુ મિચ્ચે. લૅ. કેપેરીપુસી. લા. આરસાટિઆમોનો ફેરુલા.

આ લીંબુની જાત છે. તેનાં લીંબું નારંગી જેવાં ગોટાં થાય છે. તેની છાલ ખડબચડી થાય છે. પાક્યા પછી છાલનો રંગ પીળો થાય છે. તેનો વાસ ઉત્તમ છે. તેનાં પાન અને ફુલ એક સરખાં છે. તેના રસનો લેમોનેટ બને છે. ઈડ એટલે મોટું લિંબું એટલે ઈડ લિંબુ કહેવાય છે. તે કફ પિત્ત એ રોગોને મટાડે છે.

મોરથુથાનું ઝેર—આ લિંબુનો રસ સાકર સાથે આપવાથી આ ઝેર મટે છે.

અમ્લપિત્ત—સાંજે આ લિંબુનો રસ પીવાથી મટે છે.

---

## ઈંદ્રજવ સં. इन्द्रजव.

---

ઇન્દ્રજવનાં સંસ્કૃત નામ-इन्द्रयव, कुटज बीज, यव, कालिंग, भद्रयव એ ઇન્દ્રજવનાં સંસ્કૃત નામ છે. તેનાં જુદી જુદી ભાષામાં નામ.

ગુ. ઇન્દ્રજવ. ફા. જબાન, કુંચિશ્ક.
બં. ઇન્દ્રયવ. ક. કોડસિગેય બીજ,
મ. ઇંદ્રજવ, કુડાચેબીં; કોડ મુરકન બીજ,
હિં. ઇન્દ્રજૌ. તે. કુડિસેપાલું.
અ. લેસાનુલ અસાફીર. ઈ. ઓવલ લીવ્ડ રોજબે.
લા. Seed of Holarrena Anti-Dysenterica
સીડ ઓફ હોલરહેના
ઍન્ટિ ડિસેંટરિકા.

ઇન્દ્રજવના ઝાડનું નામ કડો છે. તેને કેટલાક લોકો કારીખોર કહે છે. કડાની છાલ દવામાં કામ આવે છે તેની હકીકત આગળ કડાના ગુણમાં જોવી. આ ઝાડને સીંગો થાય છે તે સીંગોમાંથી બી નીકળે છે તેને ઇન્દ્રજવ કહે છે. તેનું ઝાડ પાંચ સાત હાથ ઉંચું થાય છે. ઇન્દ્રજવ બજારમાં ગાંધીને ત્યાં મળી શકે છે. તેનો આકાર જવના જેવો છે પણ તે જવથી જરા વધારે લાંબા હોય છે. ઇન્દ્રજવ કડવા અને મીઠા બે પ્રકારના થાય છે. કાળા કડાના ઝાડમાંથી કડવા ઇન્દ્રજવ થાય છે અને ધોળા કડાના ઝાડમાંથી મીઠા ઇન્દ્રજવ થાય છે. ઇન્દ્રયવની સીંગો બારીક અને લાંબી થાય છે. તેનું કેટલાક લોક શાક તેમ અથાણું કરે છે. કડવા ઇન્દ્રજવ દવામાં ઘણે ભાગે વપરાય છે.

ઇન્દ્રજવ ત્રિદોષનાશક, કડવા, તિક્ત, પાચક, મળરોધક. ગરમ, અગ્નિપ્રદીપક, જ્વર, અતિસાર, લોહિવિકાર, રક્તપિત્ત, અર્શ, ઉલટી, રતવા, ત્વચાવિકાર, તથા કુષ્ટ, કૃમિ, એ સર્વને નષ્ટ કરે છે. તથા અગ્નિ પ્રદીપક છે. અને ગુદાના રોગ, વાત, લોહિવિકારના દોષ, કફ ભ્રમ, તથા શૂળને જીતનાર છે. તે બાળકોનો મરડો, ચુંક, લોહીના ઝાડા, બાળકોની ઉલટી, બાળકોનો પેટનો દુઃખાવો, કરમીયા સર્વને મટાડનાર છે.

ઇન્દ્રજવ ઝાડાની દવા તરીકે ઘણા ઉપયોગી છે. તેમાં કોઇ પણ જાતનો ઝેરી ગુણ નથી જેથી નિઃસંશયપણે બાળકોને સાદા ઝાડામાં, લોહીવાળા ઝાડામાં અને ગરમીના ઝાડામાં અપાય છે. હરસ, તેમ આંતરડાના વ્યાધિમાં પાકવાથી લોહિ પડે છે ત્યારે ઇન્દ્રજવ અપાય છે. તેનો ઉકાળો દરેક જાતના ઝાડા અને રક્તપિત્ત ઉપર ઘણો ગુણ કરે છે. બાળકોનો સખ્ત મરડો તેનાથી મટે છે. ઇન્દ્રજવમાં માદીની સાથે પાચન ગુણ હોવાથી સ્તંભન દવામાં સારૂં કામ કરે છે. તેનાથી ઝાડો બંધ થાય છે તેમ આમનું પાચન થાય છે જેથી ઝાડો થવાનું કારણ પણ મટે છે. જેથી ઝાડો

બંધ થતાં પેટ ચઢી આવતું નથી. બાળકોની ઉલટી તેનાથી મટે છે. તે પિત્તશામક હોવાથી તાવ પણ મટે છે. તે કડવા હોવાથી પેટની ચુંક અને કૃમિને મટાડે છે. તેને વાટી દુધમાં પીવાય છે.

ઉપયોગ,

પથરી—ઇન્દ્રજવ અને નસોતરનું ચુર્ણ દુધમાં કે ચોખાના ધોવણમાં પાવું.

નળ ભરાવા—ઇન્દ્રજવ શેકી તેની ભુકી પૈસાભાર, મધ પૈસાભાર, અને ઘી પૈસાભાર એકત્ર કરી ૭ દિવસ પાવાથી પેટના નળ ફુલ્યા હોય તો તે મટે છે.

શુળ—ઇન્દ્રજવનું ચુર્ણ ગરમ પાણીમાં આપવાથી પરિણામ શુળ મટે છે.

વાતશુળ—ઇન્દ્રજવનો ઉકાળો કરી તેમાં સંચળ અને શેકેલી હીંગ નાંખી પાવાથી વાતશુળ મટે છે.

ચુંક, ઝાડો અને અજીર્ણ—ઇન્દ્રજવને તાવડી ઉપર શેકી તે ઉપરની ફોતરી કાઢી નાંખી તેની ભુકી કરી તે ગોળની સાથે ફાકવાથી પેટ ચુંક, ઝાડો અને અજીર્ણ મટે છે.

દમ—ઇન્દ્રજવના ચૂર્ણની ફાકી લેવાથી દમ મટે છે.

જુ—ઇન્દ્રજવના બીનું ચુર્ણ માથે મસળવાથી જુવો મરી જાય છે.

મરડો—ઇન્દ્રજવનું ચુર્ણ અને સાકર સરખે ભાગે મેળવી તેમાંથી ના તોલો ફાકી દીવસમાં ૩ વખત ખાવાથી મરડો મટે છે.

જુલાબ—ઇન્દ્રજવની ભુકી ના તોલો પાણી સાથે ખાવાથી દસ્ત ખુલાસે થાય છે.

સર્પદંશ—ઇન્દ્રજવની છાલી સીંગો વાટીને સર્પદંશ ઉપર ચોપડવામાં આવે છે.

બનાવટ

ઇન્દ્રયવાદિ ચુર્ણ—કે લઘુ ગંગાધર ચુર્ણ. ઇન્દ્રજવ, નાગરમોથ, કુળાંબીલો, લોધર, મોચરસ ( શેમળાનો ગુંદર ) અને ધાવડીનાં ફુલ આ છએ આપધો સરખે ભાગે એકઠાં કરી ચુર્ણ કરવું. આ ચુર્ણને લઘુ ગંગાધર ચુર્ણ પણ કહે છે. આ ચુર્ણ ઘણું સ્તંભન છે. આ ચુર્ણ છાસ અને ગોળની સાથે ખાવાથી સર્વ પ્રકારના અતિસાર, તથા પ્રવાહિકા મટે છે. તે સંગ્રાહક મળને સારી રીતે અટકાવનાર છે.

ઇન્દ્રયવાદિ પ્રમથ્યા—ઇન્દ્રજવ, અને સોથ દરેક ચચાર તોલા લઇ પાણીમાં વાટી લુગદી કરી તેમાં ૬૪ તોલા પાણી નાંખી ઉકાળવું પછી આઠ રૂપીયાભાર બાકી રહે ત્યારે ઠંડુ પાડી અંદર મધ નાંખી પીવાથી ઝાડા મટે છે.

ઇન્દ્રયવાદી કવાય—ઇન્દ્રજવ, ધાણા અને પરોળ એ ત્રણે વસ્તુનો ઉકાળો કરી મધ કે સાકર નાંખી પીવાથી ઝાડા મટે છે.

## મીઠા ઇન્દ્રજવ—मधु इंद्रयवा.

તેને દેશી નામ દુધીયો કહે છે મીઠા ઇન્દ્રજવનાં બી તે મીઠા ઇન્દ્રજવ છે. તે તેનો રંગ જરા ઘેરા રંગનો હોય છે તે ઝેરી, ભાડી અને શોધન છે. મીઠા ઇન્દ્રજવ દવામાં ઘણા વપરાતા નથી. પણ કેટલીક વખતે કડવા ઇન્દ્રજવ સાથે તેનો ભેળ કરેલો હોય છે.

પ્રમેહ—મીઠા ઇન્દ્રજવનાની ચુર્ણ સાકર સાથે ફાકી મારવાથી પ્રમેહ અને સંગ્રહ મટે છે. એનાં ઝાડનું દુધ માણસના ખાધામાં આવે તો મૃત્યુ થાય છે તે ઝેરી હોય છે. તેનાં ઝાડને તોડતાં તેમાંથી દુધ નીકળે છે. અને લાકડું પણ ધોળું દુધ જેવું હોય છે.

( અપૂર્ણ )

---

# અમારાં પુસ્તકો અને ભાગ્યોદય માટે સજ્જનો શું કહે છે.

ધનવાન માટે—કોટડા સાંગાણીથી છોટાલાલ પુરુષોત્તમ લખે છે કે: ધનવાન પુસ્તકમાંથી અમે ઘણા પ્રયોગો કર્યા છે તો તે તમામ સાચા જણાયા છે. સામાન્ય તમોને જે ૫૦૦) રૂપીઆ આપતાં પણ આવા પ્રયોગો અને હુન્નરકળા શીખવે નહિ તો તમે તેવા પુસ્તકની કીંમત રૂ. ૧૦ ને બદલે રૂ. ૨૦ રાખી હોતતો તે પણ ઓછી જ જણાય. તેનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે.

કોડીનારથી માસ્તર પ્રભાશંકર દુર્લભજી ઉપાધ્યાય લખે છે કે:

ધનવાન પુસ્તક પુરેપુરૂં વાંચ્યું તેથી ઘણો સંતોષ થયો છે ખરેખર આ પુસ્તક ઘણુંજ ઉમદા જણાય છે તેમાં બતાવેલી હકીકત મુજબ જે કોઇ ઉદ્યોગ આદરશે તે ધનવાન થશે. થોડી મુદ્દતમાં પૈસાદાર થવાય તેવા ઉપાયો તેમાં છે માટે તે પુસ્તક ઇચ્છીત ફળ આપનારૂં છે. ગરીબ લોકોને માટે આ પુસ્તક ખાસ આધારરૂપ છે. તેથી તેઓ પોતાનો નિર્વાહ આ પુસ્તકથી ચલાવી શકશે. આ પુસ્તક ખરીદવા દરેકને મારી ખાસ ભલામણ છે.

પુનાથી ફરામરોજ દારાશા દુબાશ લખે છેઃ ધનવાન પુસ્તક વાંચ્યું તેને માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે તે ઘણુંજ ઉપયોગી પુસ્તક છે અને ખરેખર દરેક ઘરમાં તેની એક નકલ રાખવીજ જોઇએ એવું મારૂં મત છે.

ખાખરાથી ઠકર ગીરધરલાલ નરસીદાસ—ભાગ્યોદય વાંચી મને ઘણોજ આનંદ થયો છે તે ઘણું પ્રીય થઇ પડયું છે. તેનાં ઘણાં ગ્રાહક વધારી આપવાની ઉમેદ છે.

અંજારથી વલભજી બાબુજી—આપનું ત્રીકાળ દર્શક દર્પણ પુસ્તક વાંચી ઘણોજ આનંદ થયો છે. તેમાં ઘણી ઉપયોગી બાબતનો સમાવેશ કરેલો છે તેથી આપનો આભાર માનું છું.

મુંબાઇથી બાબુભાઇ સુખલાલ લખે છેઃ આપનું ભવિષ્યવેત્તા પુસ્તક ઘણુંજ ઉપયોગી થયું છે.

અમરાવતીથી શામળદાસ ફોકાભાઈ લખે છે. આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક ખરીદવાથી ઘણોજ ફાયદો થયો છે.

ટ્રાન્સવાલથી વી. કે. પટેલ લખે છેઃ ભાગ્યોદયમાંથી ઘણુંજ શીખવાનું મળે છે. આવા અત્યંત ઉપયોગી લેખો તથા અત્યંત ઉપયોગી ભેટના પુસ્તક આપણા લવાજમ નજીવું છે. જે આ ભાગ્યોદયના ગ્રાહક હશે તેમના મનમાં ખરાબ વિચારો અને કુટેવો પ્રવેશ કરી શકે એ અસંભવિત છે. તમે પરમાર્થને માટે જે શ્રમ ઉઠાવો છો તને માટે ગ્રાહકો આપનો જેટલો ઉપકાર માનશે તેટલો થોડો છે. આપે આવો સત્ય માર્ગનો જે રસ્તો લીધો છે તે સદા યાવચ્ચંદ્ર દીવાકરો રહે એવી મારી ખરા અંતઃકરણથી ભાવના છે.

મખાટીંબીથી માસ્તર હરિલાલ મંગળજી—આપનું ભાગ્યોદય વાંચતાં તે ખરેખર એક વૈદની ગરજ સારે તેવું છે તેમાં આવતા લેખો અવર્ણનીય અને અમૂલ્ય છે. તમે તે માસીક બહાર પાડી લોકોની સેવા કરી રહ્યા છો. પ્રભુ તે માસીકની દિનપ્રતિદિન ચડતી કળા રાખો એવી મારી પ્રાર્થના છે.

જાફરાબાદથી ગુલામહુસેન નુરમામદ—આપે હુન્નરનું ધનવાન પુસ્તક રચી ભારતની અદ્વિતીય, અત્યંત પ્રશંસનીય, સેવા કરી તેથી આનંદથી અમારૂં હૃદય વિકસી રહ્યું છે. પુસ્તકની કીંમત એકજ હુન્નરથી વસુલ થાય તેમ છે. પ્રભુ આપને દીર્ઘાયુષ આપે એવી ઇચ્છા છે.

મુંબાઇથી ભૂરાભાઇ શામળદાસ: આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. દરેક દરેક કુટુંબે રાખવા યોગ્ય છે. એ પુસ્તક પ્રગટ કરવાના તમારા શ્રમને માટે ધન્યવાદ ઘટે છે.

મુંબાઇથી કેશવજી માધવજી—આપના શ્રીદિનશિક્ષક અને ત્રીકાળદર્શકદર્પણ વગેરે પુસ્તકો મંગાવ્યાં જે વાંચી મને ઘણો સંતોષ પ્રાપ્ત થયો છે.

આવા હજારો અભિપ્રાયો મળ્યા છે જે સ્થળ સંકોચથી આપી શકતા નથી. પુસ્તક માટે અમારી જાહેરખબર વાંચી જોઇ આજેજ પુસ્તકો મંગાવવા લખો:—

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# सोवेरीन,

આ દવામાં સુવર્ણ, સાચાં મોતી જેવી કીંમતી વસ્તુઓ પડે છે. આ દવાનો ઉપયોગ કરવાથી ગમે તેવા શક્તિહીન અને ધાતુહીન થએલા માણસોને નવી જુવાની અને શક્તિ પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુષ્કળ વધારો થાય છે. વળી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે શિથિલ થયેલી ઇંદ્રિયો બળવાન અને સતેજ થાય છે. પ્રમેહ મટે છે. હરસ, સંગ્રહણી, ક્ષય, જીર્ણજ્વર, દમ, પણ મટે છે, શરીર નીરોગી અને બળવાન થઇ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. કીં. રૂ. ૧૫

# अफीणनाशकगुटि,

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે. ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી, અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે. ડબી ૧ ની કિ.રૂ.૨

ઝીંઝુવાડાથી રામઅવતાર વખતરામ લખે છે કે આ દવાથી દશ વરસનું અફીણનું બંધારણ માત્ર પચીસ દિવસમાં છુટી ગયું છે. મેસરાડથી મુસાભાઇ પેસપજી–તમારી દવાથી અફીણ છુટી ગયું છે.

# जय गुटिका,

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ–અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે, અનિયમીત અટકાવ આવતો હોય, અને વખતે તે દુઃખ પેદા થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે. અને પીડા મટાડે છે. કીં. રૂ. ૧ ત્રણની રૂ. ૨–૧૦

# कफसीरप,

ઉધરસ, કફ અને દમને મટાડે છે, દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી. કીં. રૂ. ૧.

# कोलेरा पील्स,

ગમે તેવા કોલેરા, ઝાડા, ઉલટી અને ગોટલા ચઢતા હોય, મોતાનું થયું હોય તેને આ દવા તુરત જ મટાડે છે. કીં. રૂ. ૧. ત્રણની રૂ. ૨–૧૦

ઉનથી એયરભાઇ મકનભાઇ આપની દવાથી ઘણા કેસ તુરત સુધર્યા છે. બીજી ૩ ડબી મોકલો.

# दंतमंजन,

દાંત દુઃખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાખતા હોય, અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતના તમામ દરદો, સણકા અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે. કીં. ॥

# वन्ध्या पील्स,

ગમે તેવી વન્ધ્યા સ્ત્રીને–જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા થઇ જીવતી ન હોય તેવી વન્ધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે, ડબીની કીં. રૂ ૪–૦ અનુપાનની કીં. રૂ. ૨–૦ બંનેની કીં રૂ. ૬–૦

પ્રાંતીજથી મોદી હસમુખરામ અમથારામ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નહોતી તે તમારી વન્ધ્યાપીલ્સથી થઇ છે તેથી તમારો આભાર માનીએ છીએ.

કાસીન્દ્રાથી હરીલાલ મંપતરામ–તમારી દવાથી મારા સ્નેહીની બૈરીને પુત્ર પ્રાપ્તિ થઇ છે.

# नेत्र फुलहर पील्स,

આંખમાં પડેલું ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં, રતાંધળાપણું અને મોતીઓ પડ્યો હોય તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે.

આંખના કોઇ પણ રોગ, પીયા પડવા, આંખ દુઃખવી, પાંપણો ગળી જવી, વિગેરે વ્યાધિ આ દવાથી મટી તેજને વધારે છે. ડબી ૧ ની કીં. રૂ. ૧

# दीलरंजन हेर ओइल,

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાંખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી. કીં. રૂ. ૧

# हेरग्रो ओइल,

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતિની દવાઓ નાંખી બનાવેલું છે, અત્યંત સુગંધીદાર હોવા છતાં તે લગાવવાથી વાળ ખરી પડતા નથી. વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તો ઉગાડી લાંબા વધારી સુંવાળા નરમ ને કાળા ભમર જેવા બનાવે છે. કીં. રૂ.૧

# सर्व व्याधिहर गुटीका,

જુદાજુદા અનુપાનથી આ દવાનો ઉપયોગ કરવાથી અનેક દરદોનો સમુહ મટે છે. શક્તિને બળ આપે છે. તેનાથી તમામ પ્રકારના તાવ, ઝાડા, હરસ, સનીપાત, ખાંસી, દમ, પાંડુ, કમળો, સુંઠ, ગોળો, કંઠમાળ, ઉપદંશ, પ્રમેહ, કોઢ, રતવા, ધાતુક્ષય, સંધિવા વિગેરે અનેક દરદો મટે છે. કીં. રૂ. ૩–૦

સીઆપોરથી તેજુસી સંઘા–આ દવાના ચમત્કારો દરેક રોગને માટે આપતા અકસિર જણાઇ છે.

સુરતથી રણછોડ ખુશાલ–તમામ રોગ ઉપર આ દવાની મેં ખાત્રી કરી છે, નડિયાદી રાજવૈદ્ય મ.ર. બાપુભાઇ રામનારાયણ તમે જે જે રોગ મટવાનું વર્ણન કર્યું છે તે તમામ રોગ આ દવાથી મેં મટાડ્યા છે. ( હજારો અભિપ્રાય મળ્યા છે. )

દવે કેમીકલ વર્કસ—ચાર રસ્તા, રીચીરોડ—અમદાવાદ.

# હીસ્ટીરીઆહર પીલ્સ.

સ્ત્રીઓને જવાન વયમાં આ રોગ લાગુ પડે છે પછાડ આવે, બેભાન થઇ જાય રીલુ આવે હાથપગ મૂસે, કેટલીક સ્ત્રીઓ ધ્રુજે ને બબારી કરે છે કેટલાકોને ભુતના વ્હેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે, આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ, વઇ, મર્છા અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કીં. રૂ. ૨–૦–૦ અનુપાનની કીં. રૂ. ૨ ગળી રૂ. ૪–૦–૦ સુંઘવાની ડબી રૂ. ૧ ની મફત.

પણજથી ભગવાનજી રવજીભાઇ લખે છે કે,—અમારા ઘરમાં એક બાઇને હીસ્ટીરીઆ થયો હતો ને લોકો ભુત છે એમ કહેતા. ધ્રુજતી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરાવ્યાથી અઠવાડીયું ન થયું તેવામાં તો તેને આરામ થઇ ગયો છે જેથી મને નિશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે.

## उदरस नीवारण पील्स

આ દવાથી ઉદરસ એકજ દીવસમાં મટે છે તેથી ખાંસી, ઉદરસ, કફ પડતો હોય, ઘણી દવા કરવાથી ન મટતું હોય તો જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં. રૂ. ૧–૦–૦

## घातेल

વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડયો હોય, લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલદી રૂઝ આવી જાય છે કીં ૦–૮–૦

## एग्युमीकस्चर

તાવને માટે અકસીર ઇલાજ ગમે તેવો તાવ એકજ દીવસમાં અટકે છે. તેથી ટાઢીઓ, ચોથીઓ રોજનો કે એકાંતરીઓ તાવ મટે છે શક્તિ આવે છે. બાટલી ૧ ની કીં. ૦–૮–૦

## दीलपसंद वॉटर

આ સુગંધીદાર વોટર મુખપર લગાવવાથી મો ઉપરના ખીલ ફોલ્લીઓ વિગેરે મટાડે છે અને મુખના ભાગને મટાડી ખુબસુરત લાલાશ આપે છે.કી ૦–૮–૦

હજારો વાના દરદીઓને ફાયદાકારક થઇ પડેલી

# વાતહરપીલ્સ.

ગમે તેવો વા, સંધિવા, પક્ષાઘાત, હાથ પગનું રહી જવું, સાંધાનું જકડાઇ જવું, ફાટ, શૂળ, ગુડો મોકાવી કેહેડાનું રહી જવુ વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટી ગયા છે. જેને ૭ ૭ મહીના ઢીંડાયા ચલાયા વગર ખાટલે પડી રહેવુ પડેલું તેવા દરદીઓ ઉઠી સાજા થઇ ગયા છે. આ દવા વાના દરદીને આશીર્વાદ સમાન છે. ડબ્બી ૧ ની કી. રૂ ૨ અનુપાનની કીં. રૂ ૨ ચોપડવાની બાટલી રૂ. ૧ ની મફત મળે છે.

નીજરથી ઉમેદભાઇ કાશીભાઇ જણાવે છે કે એક દરદી ઘણોજ વાથી રહી ગયો હતો ને આંગળા તથા હાથ વળી ગયા હતા, શરીરે ખુંધી થયો હતો ને હલાતુ ચલાતુ નહોતું તેને વાતહરપીલ્સ આપવાથી આરામ થયો છે ને વાના રોગ મટી ગયો છે.

# સંગ્રહણી પીલ્સ.

સંગ્રહણી અને ઝાડાના દરદીને માટે આ દવા રામબાણ ઉપાય છે, ખાધું ન પચવું, વારંવાર ઝાડા થવા, શરીર સુકાઇ જવું, પાણી લાગવું અને અનેક ઝાડા સંબંધી દરદોને આ દવા મટાડે છે તેનાથી અન્ન પચશે. ભૂખ લાગશે પચીને દસ્ત સાફ થશે શરીરમાં લોહી ને શક્તિ વધશે. ને ઝાડા મટશે. ખાસ અજમાવી જોવા ભલામણ છે. કીં રૂ ૨ અનુપાનના ડબાની કીં. ૨ ગળી રૂ. ૪.

## પેનહરબામ

આ બામ ચોપડવાથી-માથાનો દુઃખાવો, વા; ચરકા, કળતર તરતજ મટે છે. સંધિવા ઉપર ગુણકારી છે. કી ૦–૮–૦ ત્રણ બાટલીની કી રૂ. ૧–૦–૦

## ઇન્ફ્લ્યુએન્ઝા મીક્ચર.

ગમે તેવા તાવ, ને ઇન્ફ્લ્યુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે. ૨૪ કલાકમાં ઇન્ફ્લ્યુએન્ઝા તાવ મટાડે છે. રૂ. ૧–૦.

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવવાથી તરત વાળ ખરી પડે છે. લાલ કે બળતરા બળતી નથી. વાળ ઘણી લાંબી મુદત સુધી ઉગતા નથી. ચામડી નરમ ને સુંવાળી રહે છે. કી. ૦–૮ ત્રણ ડબીના રૂ. ૧–૦.

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ]  એપ્રીલ સને ૧૯૨૨.  [ અંક ૨ જો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે
ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭

સુધારો—માર્ચ માસનો અંક ભીડાઈ ગયો છે તે અંકના પુઠા ઉપર માર્ચને " એપ્રેલ " માસ છાપવામાં ભૂલ કરી છે માટે તે સુધારી ' માર્ચ ' માસ વાંચવા વિનંતિ છે. આ અંક એપ્રેલનો છે.

# સૂચના.

ભાગ્યોદયનું દસમું વર્ષ માર્ચથી શરૂ થાય છે. આ વર્ષે ભાગ્યોદયનું લવાજમ રૂ. ૩—૦—૦ રાખવામાં આવ્યું છે. આ વર્ષે તેના ગ્રાહકોને

## એકાગ્રતા અને દિવ્યશક્તિ.

આ ભેટ આપવામાં આવે છે. આ ઉત્તમ આધ્યાત્મિક પુસ્તક છે. તેની અંદર આ પ્રમાણે પ્રકરણોનો સમાવેશ છે. વિચાર અને મગજ, ઇચ્છાશક્તિ, વિચાર તરંગ, આકર્ષણશક્તિ, માનસિક એકાગ્રતાની વિધિ, વિચારની લહેરો કેવી રીતે પેદા થઈ શકે છે. ઓજસશક્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી, વ્યાપારમાં ઓજસશક્તિનો ઉપયોગ, શરીર અને પ્રાણોના વ્યાયામ, શારીરિક વ્યાયામ, ઓજસશક્તિનો વ્યવહારિક ઉપયોગ, આહાર, ઓજસશક્તિનો રોગશાંતિમાં ઉપયોગ, ઓજસશક્તિનો બીજો ઉપયોગ, પ્રાણાયામની સરળ વિધિ, આત્મતેજ, માનસિક ચમત્કાર, આધ્યાત્મિક દૃશ્ય, જગતની ગુપ્તશક્તિયો વિગેરે-પ્રકરણો છે. ભેટનું પુસ્તક લગભગ ૧૫૦ પૃષ્ટનું છે, કાગળો ગ્લેઝ કીમત રૂ. ૧—૮—૦ છતાં ભાગ્યોદયના ગ્રાહકને તે મફત મળે છે.

ભેટનું વી. પી. આ વર્ષનું લવાજમ વસુલ કરવા માટે ભેટનું પુસ્તક લવાજમ રૂ ૩—૦—૦ અને પેકેજ ૦—૪—૦ મળી રૂ. ૩—૪—૦ નું વી. પી. કરી મોકલવામાં આવે છે. તેનો દરેક ગ્રાહકે સ્વિકાર કરી લેવો. ગ્રાહકોને નીચેનું પુસ્તક રૂ. ૧—૦—૦ માં મળશે.

## મહાત્મા ગાંધી અને હિંદના નરરત્નો.

આવતા વર્ષમાં જે સજ્જનો ગ્રાહક રહેશે તેમને આ પુસ્તક કે જેમાં મહાત્મા ગાંધીજીનું જીવન ચરીત્ર છે તે ઉપરાંત લો. મા. તિલક, દાદાભાઈ નવરોજજી, ગોપાળકૃષ્ણ ગોખલે, ચિતરંજનદાસ, લાલા લજપતરાય, પંડિત મોતીલાલ નેહેરૂ, પંડિત મદનમોહન માલવીયા, શ્રી અરવિન્દ ઘોષ, રવિન્દ્રનાથ ટાગોર, ફીરોજશાહ મહેતા, વિગેરે મહાનપુરૂષોના જીવન ચરીત્રોનો સંગ્રહ છે. ગ્લેઝ કાગળો, પાકું પુઠું, પાન ૨૦૦. વળી મહાત્મા ગાંધી અને લો. મા. તિલકના ફોટા સાથે કીંમત રૂ. ૧—૮—૦ છે. તે પુસ્તક જે ગ્રાહકો આવતા વર્ષનું લવાજમ મોકલી આપશે તેમને રૂ ૧—૦—૦ માંજ મળશે. આ પુસ્તક જ્યાં સુધી સીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે.

---

## આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને લાભ.

ભાગ્યોદયના ગ્રાહકોને નીચેનાં પુસ્તકો ખાસ ઓછી કીંમતે મળશે.

નીચેનાં તમામ પુસ્તકો રૂ. ૧૫—૪—૦ ની કીંમતનાં ભાગ્યોદયના ગ્રાહકને સામટાં લેનારને માત્ર રૂ. ૮—૦ માંજ મળશે.

| | મુળ કીમત | ગ્રાહક પાસે લેવાની | | મુળ કીમત | ગ્રાહક પાસે લેવાની |
|---|---|---|---|---|---|
| ગૃહિણી રત્નમાળા | કીં રૂ ૧—૮ | ૧—૦ | રાજર્ષિ | કીં રૂ ૧—૮ | ૧—૦ |
| સુખી ગૃહ સંસાર | કીં રૂ ૧—૮ | ૧—૦ | વિનોદચન્દ્ર | કીં રૂ ૧—૦ | ૦—૧૨ |
| સુખી દંપતિ | કીં રૂ ૧—૮ | ૧—૦ | ઘરનો વૈદ | કીં રૂ ૦—૧૨ | ૦—૮ |
| વહુ કારભારણી | કીં રૂ ૧—૮ | ૧—૦ | વૈદ્ય માર્ગદર્શક ભાગ ૧—૨ | રૂ ૧—૮ | ૧— |
| પર્સિયન નાઇટસ | કીં રૂ ૧—૮ | ૧—૦ | મહાત્મા ગાંધી અને હિંદના નરરત્નો | રૂ ૧—૮ | કીં ૧—૦ |
| તપસ્વી રાજકુમાર | કીં રૂ ૧—૮ | ૧—૦ | | | |
| સ્વર્ગીય સુખ | કીં રૂ ૧—૦ | ૦—૮ | | | |

ઉપરનો ખાસ લાભ ભાગ્યોદયનાં ગ્રાહકોને જ માત્ર એક માસ સુધી અપાવશે. પછી મુદ્દત વીત્યાથી જે ગ્રાહક ઉપરનાં તમામ પુસ્તકો સામટાં મગાવશે તેની પાસે રૂ ૧૫—૪—૦ ને બદલે માત્ર રૂ ૮—૦—૦ લેવાશે.

આ પુસ્તકોમાંથી જે શીલીક હશે તે મોકલાશે પોસ્ટેજ દરેક પુસ્તકનું ૦—૨—૦ જુદું સમજવું આ માસમાં નવા ગ્રાહક થનારને પણ આ લાભ આપવામાં આવશે.

માત્ર વાર્ષિક રૂ ૩ ભરી ભાગ્યોદયના ગ્રાહક થવાથી કેટલા રૂપિયાનો લાભ થાય છે તેનો ખ્યાલ કરી નવા ગ્રાહકોએ તુરતમાં આ લાભ લેવા માટે નામ નોંધાવી દેવાં

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# શું તમારે પૈસાદાર થવું છે ? જો થવું હોય તો પુરૂં વાંચો

## પૈસા પૈસા અને પૈસા ! જ્યાં જુઓ ત્યાં તેની જ વાતો !

આજકાલ દરેક માણસ પૈસાને માટે વલખાં માર્યાં કરે છે, માણસનું દષ્ટિબિંદુ યાને લક્ષ્યસ્થાન પૈસોજ જણાય છે. તેને મેળવવાને માટે વેપાર કરે છે, ગુમાસ્તી કરે છે, ખેતી કરે છે, નોકરી કરે છે, કે છેવટે મજુરી પણ કરે છે, અગત્યનું કામ હોય તોપણ જો પૈસાની વાત આવી તો તેને પહેલું સ્થાન મળે છે કારણ કે વ્યવહારમાં સર્વ પદાર્થો પૈસાથીજ મળી શકે છે. અને તેથી તે મળે, તેની રાજાથી તે રંક સુધી દરેકને જીજ્ઞાસા રહે છે. પોતે જે કાંઇ ધંધો કરતો હોય તે ધંધામાં વિજયી થાય, અને તે હજારો રૂપિયા પેદા કરે એવી દરેકને આશા હોય છે, અને તે આશા પૂર્ણ થાય તે માટે અમોએ

# ધનવાન ( ચોથી આવૃત્ત )

નામનું પુસ્તક બનાવ્યું છે તે થોડાજ વખતમાં લોકપ્રિય થઇ ખપી જવાથી ચોથી આવૃત્તિ સુધારા વધારા સાથે હમણાં જ બહાર પાડ્યું છે. જો તમારે તમારાં બાળકને કે સ્નેહીમંડળને સંસારમાં ઉચ્ચ સ્થિતિએ સ્થાપવા ઇચ્છા હોય, જો તેમને ઉત્તમ ચારિત્ર્યવાન અને વ્યવહારકુશળ બનાવવાં હોય, ભવિષ્યમાં જાતેજ ધન કમાઇ પૈસાવાળાં થાય એવી ઇચ્છા હોય, જ્યાં ત્યાં દારિદ્રતામાં રખડવા દેવાની ઇચ્છા ન હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો કી ૨ ૧૦) આ પુસ્તક માટે હજારો અભિપ્રાયો મળ્યા છે.

તેની અંદર બાર ભાગમાં અને ૨૫૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો, શોધોનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. જે નીચે વાંચી ખાત્રી કરશો. તેમાં

ભાગ ૧ લો—ધનનુ મહાત્વ, ધનની આવશ્યકતા, પૈસાનું મહત્વ વીગેરે.

ભાગ ૨ જો—ધનવાન થવાને માટે યોગ્યતા પ્રાપ્ત કરવી. ધીરજ, પરાક્રમ, સિદ્ધિનો મુળ મંત્ર વીગેરે.

ભાગ ૩ જો—જીવિકા પ્રાપ્ત કરવી-ધંધાની શોધ, ક્યો ધંધો લાભપ્રદ થઇ શકે.

ભાગ ૪ થો—નોકરી જુદા જુદા શિક્ષણથી જુદી જુદી નોકરીઓ પ્રાપ્ત કરવાની રીત.

ભાગ ૫ મો—વેપાર કરવાના ફાયદા—વેપારી, ગ્રાહકો વધારવાની કળા, મુડી ધીરનાર, મિલ્કત શી રીતે વધારવી, હુન્નર ઉદ્યોગની વૃદ્ધિના સાધનો, ક્યા ઉદ્યોગો ખીલવવા, વેપારને મદદ કરનાર સાધનો, જ્યાબંધ માલ શી રીતે એકઠો કરવો. નાણું, નવીન શોધ. નવા નવા ઉદ્યોગો સટ્ટાનો ધંધો, તેમાં ધારેલી બાજી શી રીતે.સધાય, લોન શેરનો ધંધો, નાણાવટીનો ધંધો, તેમાં ફાયદા શી રીતે મેળવવો.

ભાગ ૬ ઠો—ખેતી—ખેતીના સાધનો, જમીનનો કસ શી રીતે વધારવા, જમીનની ઉત્પાદક શક્તિ વધારવાનો ખાતર, જમીનના મુખ્ય પ્રકાર, ખાતર સબંધી પ્રયોગો, ખેતી સબંધી પ્રયોગો, વીસ પચીસ ઘણો પાક ઉતરે તેવી કરવાનુ અનાજનું વાવેતર, ઘઉં, ડાંગર. બાજરી, જાર, તુવેર વિગેરે, તલ, અળસી, મગફળી, દીવેલા, તમાકુ, કેળ, મરી, જીરૂ, મેથી, ધાણા, વરીયાળી, સવા, કુમળી, લસણ, કોકમ, શેરડી, કપાસ, સણ વિગેરેને ધાર્યાં કરતાં વીસ પચીસ ઘણો પાક ઉતરે તેવી રીતે વાવેતર કરવાની તથા પકવવાની નવીન શોધ. ચીમ, ગોળ, ખાંડ, સાકર બનાવવી વીગેરે.

ભાગ ૭ મો—ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ, ધાતુ તેમાં સોનું રૂપું, લોઢું, તાંબુ, પીતળ, ફટકડી, અબરખ, સ્લેટનો પથ્થર, પ્લાસ્ટર ઑફ પેરીસ. વીગેરેની શોધ તથા પેણો બનાવવાની રીત.

ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, શનિશ્વર, પુખરાજ, પીરોજા, ઇમીટેશન, માણેક વીગેરે પારખવાની અને વેપાર કરવાની રીત, હીરામાંથી ખારો કાઢવાની રીત, મોતી કુદરતી મોતી, એબવાળાં મોતી, બનાવટી મોતી, મોતીના ગુણ, મોતી વિંધવાની રીત, મોતી શી રીતે સુધારવા, મોતી ધોવાની રીત.

ભાગ ૯ મો—હુન્નર ઉદ્યોગ તેમા તમામ પ્રકારના રંગ બનાવવાની રીત સફેદ લાલ, કીરમજી લીલો, પીળો, ભુરૂ વીગેરે રંગો રસાયનિક રીતે બનાવવાની કળા. હાથીદાંત. રેશમી કાપડ ઉનના

પત્રાના, લખવાના, કાગળો, જાતા તજવા, પાણીસપેપર, કાચનો ઉદ્યોગ—જુદી જુદી જાતના કાચ બના-
વાના પ્રયોગો. ચામડાનો ઉદ્યોગ—ચામડાને શુધ્ધ કરવાની, પાકવવાની તેના પર જુદા જુદા રંગ ચઢા-
વાની રીત, સાબુ બનાવવા—ફિણમાંથી સાબુ બનાવવો, ચરબીનો, કોકમના તેલનો, કોપરેલનો એરંડી-
નો, ઉંબરાનો, રાળનો સાબુ બનાવવાની રીત, કાળા રંગનો સાબુ મોદ બનાવવો; પાપડીખાર ખારં
થી બનાવવો, અધો કલાકમાં સાબુ બનાવવો, ગ્લીસરાઈન કાઢવાની રીત, આયોડીન, ટેનીન; ટીમેન્ટેદટ,
ર, મરક, બારગેપ, વીન્ડસર, ફીનાનો, લેમન, સ્વડાનો, નારંગી, કાર્બોનીક, દની સારૂર. પારદર્શક કાચ
દવાનો સાબુ બનાવવાની રીત, ધોવાનો પાવડર, સાબુનો અર્ક બનાવવો, વીગેરે. ફોટોગ્રાફી બનાવવાની
યા અને તેની બનાવટ. ફોટોગ્રાફર બનવનો ખપ; કેમેરા વગેરેની સમજણ, કોકસ મેળવી ફોટો પાડ-
ની રીત; કાચને દવાથી ધોવાની રીત, દવાઓ, કાચ ઉપરથી ફોટો કાગળ ઉપર કેવી રીતે ઉતારવો,
ગળ ઉપર ઉતારેલા ફોટાને દવાથી ધોવાની રીત તથા તેની દવાઓ તેને તૈયાર કરવાની રીત વીગેરે;
સિમેન્ટ બનાવવાની ક્રિયા—જુદી જુદી જાતના અનેક પ્રકારના સીમેન્ટ બનાવવાની જુદી જુદી બનાવટો.
વારનિશ—દરેક પ્રકારનાં વારનીશ બનાવવાની બનાવટો, લાખ બનાવવાની ક્રિયાઓ, શાહી—જુદી જુદી
જાતની અનેક પ્રકારની શાહી બનાવવાની રીત જેમાં તમામ પ્રકારની છાપવાની, લખવાની, શાહીઓ,
કે લાકડાં વિગેરે પર લખવાની રબરસ્ટેમ્પની, પરમેનન્ટ શાહી, ટાઇપરાઇટરની શાહી, વીગેરે અનેક
જાતોની બનાવટો. બટનો—તમામ પ્રકારના બટનો બનાવવાની બનાવટો. દીવાસળીઓ—દરેક જાતની
બનાવવાની ક્રિયાઓ, સોનું અને રૂપું બનાવવાના લગભગ ૪૦ પ્રયોગો, બનાવટી ધાતુ બનાવવી. ધાતુ વિગેરે
સાધવાની, તેનો રસ કરવાની ક્રિયા, રેણ વિગેરે ધાતુઓ ધોઈ પાલીસ કરવા, તેના ઉપર અક્ષરો કોતરવાની
રીત. ધાતુ ઉપર વીજળીની મદદ વડે ગીલેટ ચઢાવવો, વીજળીની બેટરી બનાવવી. વીજળીને ઉત્પન્ન
કરી ગીલેટ કરવાની સોનેરી અને રૂપેરી ભુકી બનાવવાની રીત, લાકડાને રંગવાના તથા તેની બનાવટના
કેટલાક પ્રયોગો. હાથીદાંત જેવું લાકડું બનાવવું, લાકડાના વગેરેની વસ્તુઓ બનાવવી, અબનુસનાં લાકડાં
જેવાં લાકડાં બનાવવાં, હાથીદાંતને સાંધવાનું મિશ્રણ, પાણીથી પલળે કે અગ્નિથી બળે નહિ તેવાં લાકડાં,
જીવજંતુઓને દુર કરવાં, સાપ, ઉંદર, માંકણ, ઉધેઈ, કીડી, મચ્છર થતા અટકાવવા અને હોય તો દુર
કરવાના તથા ફરી આવે નહિ તેના ઉપાયો, અનાજ બળે નહિ તેના ઉપાય. અનાજમાં જીવડાં ન પડે તેના
ઉપાય, લાકડાં સળે નહિ તેના ઉપાય, કોઈ પણ વસ્તુ ઉપરથી ડાઘ કાઢવા, સુતરાઉ, રેશમી ઉનનાં, મખ-
મલનાં કે દરેક જાતનાં કપડાં, લોઢું, સોનેરી કલબ ઉપરથી ચીકણી શાહીના કે ડાગર, મેશ, ચરબી વિગેરે
ના તેના ડાઘ કાઢવાના પ્રયોગો રંગેલાં કપડાં ધોવાં; મોતી ઉપરથી ડાઘ કાઢવા, સોના રૂપાની જણસો
ઉપરથી ડાઘ કાઢવા, કાચ આરસપહાણ; હાડકાં, શરીર, લોખંડ; તરવાર, ફોટો વગેરે દરેક ઉપરથી ડાઘ
કાઢવાનો તથા તેને ધોઈ સાફ કરવાની રીત ભેગ પારખવાની રીત—દુધમાં, પાણીમાં, ઝેરનો; મેંદ
ગોળી, ધાતુ; તેલ, ઘી વગેરે દરેક ચીજમાંથી ભેળ પારખવાની રીત, કેટલીક સુગંધીવાળી બનાવટો, અગર
બત્તી, ધુપ, બરાસ વગેરે અનેક ચીજોની બનાવટ; કંકુ, અબીલ, ગુલાલ, કાથો એગીયો વગેરે બનાવવાની
રીત. દુધની ભુકી કરવાની રીત, બનાવટી વસ્તુઓ બનાવવાની રીત, બનાવટી આરસપહાણ, પત્થરે
અબુનસનાં લાકડાં, હાથીદાંત, ચામડાં, મધ; હીમજોક, કેસર, કસ્તુરી; કહાવું, હીરા, નીલમ, મોતી, માણેક
પોખરાજ, પન્ના, અકીક, કપાસ, રેશમ બનાવવાની રીત, શરીરને સ્વચ્છ બનાવનાર—ગોરા બનાવના
પ્રયોગો ખીલ દુર કરવાના, ચાઠાં દુર કરવાના, ગુમડાંના ડાઘ કાઢવાના, શીતળાનાં ચાઠાં દુર કરવાના, ચામડી
માટે તેના ઉપાય, ખરી જતા વાળ અટકાવવાના, વાળ વધારવાના, વાળ કાળા કરનાર કલપો, વગેરે અને
બનાવટો, આઈસક્રીમ બનાવવું, લીંબુ. ગુલાબ, દ્રાક્ષ વગેરે દરેક જાતનું સરબત બનાવવાની રીત, સરબત
તૈયાર કરવાનો પાવડર, ચાસણી વગેરે બનાવવાની રીત, અત્તરો બનાવવાં, ગુલાબ, નારંગી, ગુલાબ, કેવડો
અંબર વગેરે ગમે તે પુષ્પમાંથી અત્તર કાઢવાની રીત; સુગંધી તેલો બનાવવાની રીત, જેમાં ગુલાબ, જાસ
ચંબેલી મોગરો; કપુર, લોબાન, બદામ કોપરેલ, તજ, લવીંગ, શીલારસ, જાયફળ, નાગરમોથ, આમ વગેરેના
તેલ કાઢવાની બનાવટો, મશીનરીમાં પુરવાનું તેલ, કેશને વધારનાર તેલ. વાળ ઉગાડનાર ગુલાબી, લો
હેરઓઈલો, કોપરેલ શુદ્ધ કરવાની રીત, જુદી જુદી જાતનાં હેરઓઇલ બનાવવાની રીત તેની વસ્તુ
ઓનાં વજન, લવંડર વોટર, ગ્રેપફ્રુટ વોટર, રોઝ વોટર, યુડીકોલન વોટર લાઇટડી અંબર અને રોઝ
વોટર ગુલાબજળ, ઓરેંજ વોટર વગેરે અનેક બનાવટો, સોડા લેમોનેડ જીંજરએલ, લેમોનેડ વોટર. ટોની
વોટર, બંડર બનાવવાની રીત, તેનો પાવડર બનાવવાની રીત. જુદી જુદી જાતનાં બીસ્કીટ બનાવવાની

રીત, છીંકણી બનાવવી—પ્રમંથી કસ્તુરીની મહાસી વગેરે અનેક જાતની તપખીર બનાવવાના પ્રયોગ
ભીનું કાપડ બનાવવાની, પીંજા મીણને મજબૂત કરવું, તંબુ કે કેનવાસ પાણીમાં ન પલળે તેવા કરવાના વગેરે
અનેક પ્રયોગો, બનાવટી સ્લેટ અને પેન્સીલ બનાવવી ફાડવાનું કારખાનું બનાવવાના અનેક પ્રયોગો જાદુ
સાપની સળીયો બનાવવી. દાટેલું ધન શોધી કાઢવાના અનેક પ્રયોગો તથા તે ક્યાં દાટ્યું છે તે જાણવાની
વિદ્યા, કેટલાક ચમત્કારી પ્રયોગો, દિવ્યદૃષ્ટિ, જળપ્રવેશ મૃતસંજીવન, અગ્નિપ્રવેશ, આકાશગમન વિગેરે
જાદુઈ પ્રયોગો, પાણીમાં ભડકા કરવા, દેવતાને પકડવો, રંગ ઉડાડી દેવો, ભડકા બનાવવા લોઢી કાઢવું
જાદુઈ દીવો. પૈસો ચોટાડવો, વગર દેવતાએ ચા કે રસોઈ બનાવવી વિગેરે કેટલાક ઉપયોગી પ્રયોગો લીંબુનો
રસ ટકતો રાખવો, સરેસ કે ગુલાબનું પાણી ટકાવી રાખવું, ગુલાબનાં ફુલ તાજાં રાખવાં, બદામ તાજા
રાખવા, ઘી જાળવી રાખવાં, સ્વદેશી મ્હાની બનાવટ, બરફ બનાવવો, તુરત આગ ઓલવવી, તીડનો ઉપદ્રવ
દુર કરવો, શીંગડાની શીપ જેવાં બટન બનાવવાં, કપડાનાં બટન શીંગડાં જેવાં બનાવવાં, રબરસ્ટેમ્પ
બનાવવાં દુધમાંથી માખણ વધુ નીકળે તેવા પ્રયોગો, વીજળી બનાવવી, કાનમાંથી કીડા, માથામાંથી જુ
ખોડો કાઢવાની રીત, વીજળીની આગુંઠી બનાવવી, ખારી સુંઠ, પીપર બનાવવી, સીગારેટ બનાવવાની રીત
બીડીઓ બનાવવી, બ્રસ બનાવવા, તકતા તૈયાર કરવા, કાચ સાથે ધાતુ ચોટાડવી, ફોટાને ચોટાડવાનું મિશ્રણ

રાગ સુધારવાના પ્રયોગો, આમના દીવા કરવા વીજળીનું તાવીજ કરવું, દારૂ છોડાવવાના પ્રયોગો, અફીણ
છોડાવવાના પ્રયોગો, કપુરની માળા અને પ્યાલો બનાવવો, પારાનો પ્યાલો બનાવવાની પાંચ બનાવટ
ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવાની દવા, મસા કાઢી નાખવાની દવા, કાળું પીળું
અને ગુલાબી દંતમંજન બનાવવું, સોનાના વરક બનાવવાના પ્રયોગો.

ભાગ ૧૦ મો—વૈદક પ્રયોગો—દરેક પ્રકારના એસન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ
જેવી કે કાર્બોનેટ ઓફ એમોનીયા, કાર્બોનેટ સોડા, લાઇમ, ઓક્સાઇડ ઓફ આયર્ન, નાઇટ્રેટ ઓફ અ
ર્જન, ક્લોરાઇડ ઓફ ગોલ્ડ, લાઇમજ્યુસ, બાઇનો સરકો પોટાસ બનાવવો, ગાઉટપીલ્સ, બ્લીસ્ટર કોલોડ
ીઅન, કોલેરા મીક્ષ્ચર, દાદરનો મલમ, ક્લોરોફોર્મ, કવનાઇનની ગોળીઓ, ફોસ્ફરસપીલ્સ, આયર્નપીલ્સ
કમ્પાઉન્ડ આયર્ન મિક્ષ્ચર, સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રેટ ઓફ પોટાસ, કિવનાઇ
આયર્ન મિક્ષ્ચર, ઑક્સાઇડ ઓફ કોપર, પેનકીલર, ક્લોરોડાઇન, સાઇટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કોલમી
ઓફ રોઝ, નાઇટ્રીક એસીડ, ક્યુરિયાટિક એસીડ, ફોસ્ફરસ, ડેમીયાની ટોનીક પીલ્સ, ઇસ્ટન્સપીલ્સ, ઇસ્ટ
ન્સસીરપ, સાસાપરીલા, બાલામૃત, ગરજવાનો મલમ, મેથોલ બામ, મેન્થોલ અર્ક, હેરડાય (૨), વા
પીવાનું પાણી, બાલનાશક સાબુ, બાલનાશક તેલ, બાલનાશક અર્ક, તાણિવટી, બહેરાપણાનું તેલ, બાળ
ગોળી, પારાનો મલમ, કાગોમલમ, સાદામલમ, લસણનો મલમ, ફટકડીનો, પાપાનો, હીરાકસીનો, દારૂશાને
ટરપેનટાઇનનો વિગેરે મલમ બનાવવા.

ભાગ ૧૧ મો—આયુર્વેદિય દવાઓ, તેમાં તમામ પ્રકારના કવાથો, ચુર્ણ ગુટિકાઓ ગુગળ, આ
સવ, અવલેહ, અરીષ્ટ, ભસ્મો, રસો ને માત્રાઓનો સમાવેશ છે ઉપરાંત દરેક જાતના ક્ષારો કાઢવાની રીત
પાકો મુરબ્બા, અથાણાં, ચટણી વિગેરેની બનાવટો.

ભાગ ૧૨ મો—ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો. જેમાં દરેક માણસ ધનવાન થઇ શકે છે ધનવાન
થવા માટે કોનો આશ્રય ગ્રહણ કરવો. ધનવાન થવાના કેટલાક ઉપાયો, ધનવાન બનાવનાર માનસિક ક્રિયા
ધનવાન થવા માટે ઇશ્વર પાસે કરવાની માગણીનો વિધિ, ધનવાન થવા માટે શારીરિક ક્રિયા, ફળદાયક
ધંધો, ધનવાન બનાવી શકે તેવા નિયમો, સિદ્ધિ સાલ વિગેરે.

ભાગ ૧૩ મો—જેમાં અનેક ગરીબમાંથી ધનવાન થયેલા પુરુષોનાં જીવન ચરીત્રાનો સમાવેશ કરે
છે. તે વાંચી ધનવાન થવા ઇચ્છનારે શીખવા યોગ્ય અનેક વાતો જાણી શકાશે.

આમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવીન અને હજારો રૂપિયા ખરચતાં શીખી ન શકાય તેવા ગુપ્ત
હતા તે પણ દાખલ કર્યાં છે. કીંમત માત્ર રૂ. ૧૦—૦—૦ પો. ૦—૮—૦ ( તેર ભાગ ભેગાજ છે )

કાંસાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી
છે. જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નરો
અજમાયસ લીધા જેમાં હું ઘણોજ ફતેહમંદ થયો છું. ને આપનો આભાર માનું છું, ધનવાન તે ધનવા
જ છે આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે.

છોટા ઉદેપુરથી—અબ્દુલ હુસેન શમસુદીન લખે છે કે—ધનવાન નામનું પુસ્તક તેની મહેનત જોતા
કીંમત રૂ. ૧૦ રાખી હોત તો પણ થોડી છે. આપે તે બનાવી દેશી ભાઇઓને ઉત્તેજન આપ્યું છે. આ
ગુણ ભરેલું ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઇ શકાય તેમ છે.

# સ્ત્રી હિત શિક્ષક

આ પુસ્તકમાં લગભગ ત્રીસ ઉપરાંત પ્રકરણોમાં—સ્ત્રીઓની મહત્તા, પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ, પોતની પત્ની પ્રત્યેની ફરજ, પતિવ્રતધર્મ શી રીતે પાળવું, સ્ત્રીઓનો ષરશણગાર, સ્ત્રીઓની જવાબદારી, સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી, સતી સ્ત્રીઓનું જીવન. સ્ત્રીઓનું ગૃહિ-દીપક, સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે, સ્ત્રી પુરુષના ધર્મ, સ્ત્રીઓનું શિષ્ટાચાર, વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન સ્ત્રીઓ એ પોતની અર્ધાંગના છે. સંસારમાં સ્ત્રી-ઓની પદ્ધિ, સ્ત્રીઓના ઉત્તમ આચારવિચાર, સ્ત્રીરોગ ચિકિત્સા, બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વિગેરે ૩૦ પ્રકરણો ઉપરાંત:—નીચે પ્રમાણે લગભગ ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓ ને મહાન પુરુષોનાં જીવનચરિત્રો છે.

સતીસીતા, અનસુયા, દેવહુતી, નર્મદા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, મદાલસા, શકુન્તલા અહલ્યા, અરૂન્ધતી, વૃંદા, દેવયાની, શર્મિષ્ઠા, મૈત્રેયી, ગાંધારી, તારામતી, મહાશ્વેતા, કાદમ્બરી, શકુન્તલા લોપામુદ્રા, શાંડિલી, જરત્કારૂ, ભામતી, કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, વૈદેહી મંદોદરી, સુલોચના કુન્તાજી માદ્રી, અદિતી, રેવતી, રુક્મિણી, તારા, પ્રભા, વેદવતી, સુભદ્રા, ઉત્તરા ભારતી, વાગદેવી, અપાલા વિશ્વવારા, ઘોષા, સતરૂપા, અંશુમતી, ભોગવતી, માયાદેવી, યશોધરા, શબરી, ગાર્ગી, સતી પા-ર્વતી, લક્ષ્મીજી, સરસ્વતી, ઇન્દ્રાણી, ઓખા, સત્યવતી, દુઃશલા માલતી, પદ્મા, પાટરાણી સત્યભામા કાલિંદી, સરમા, અંજની, મૂર્તિ, શ્રદ્ધા, શુચિસ્મીતા, શશીકલા, અન્ના, કલાવતી, સુનીતી શક્તિ, સુદાસા, લીલાવતી, નાચી, સુલભા, ચન્દ્રપ્રભા, બ્રાહ્મણી, કળાવતી, કર્મદેવી, કૃષ્ણાકુમારી સત્યવતી, સંયુક્તા, કર્મદેવી, તારાબાઇ, વીમળાદેવી, રાણુલા સોનરાણી, જસમા, ગુણસુંદરી, રાજ્યદેવા, વીરમતી, મીનળદેવી, અહલ્યાબાઈ, ગૌરીબાઇ, લક્ષ્મીબાઈ, શરત્સુંદરી, હેમંતકુમારી, પન્ના સરદાર-બા ચંદા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી, અધીરકામિની, ભેદુલા, સુંદરબા, લાલબા રૂપસુંદરી ના,દેવી, પ્રભા, વિદુલા, ચન્દ્રકાન્તા, શાન્તિકા, પદ્મિની, રામેશ્વરી, કાન્તિ, સુશિલા, જયા, કલા-વત રોહિણી, મૃગનયની, મેના, ઉભયકુમારી, સારીકા, ભાનુમતી, વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત સતજ સ્ત્રીઓના જીવનચરિત્રો ઉપરાંત

રામચન્દ્રજી, અત્રિઋષિ, કર્દમમુનિ, કૌશિક, સત્યવાન નળરાજા, પાંડવો, ઋતુધ્વજ, ચ્યવન ઋષી, ગૌત્તમ, વામદેવ, જાલંધર કચ, યયાતી, યાજ્ઞવલ્ક્ય, ધૃતરાષ્ટ્ર, હરિશ્ચંદ્ર, પુંડરીક, દુષ્યંત, અગસ્ત્યમુનિ દશરથ, જમદગ્નિ, રાવણ, કશ્યપ, શ્રીકૃષ્ણ, ભગદેવ, શક્તિ, અર્જુન, અભિમન્યુ, નાગરાજ, બુદ્ધ ભગવાન, ભીષ્મ, ધ્રુવ, શંકરાચાર્ય, જનક, પ્રેમાનંદ, પૃથ્વીરાજ, અમરસિંહ, રાજસિંહ નેમીનાથ, ચાંપરાજહાડો, કેશવ, જગદેવપરમાર, રાખેંગાર, નરસંતામંદ, જયશીખરી, ગોપીચંદ તુલસીદાસ વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત પવિત્ર પુરુષોના જીવનચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરુષને વાંચી મનન કરવા જેવું છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું ઉપયોગી છે કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ. આ પુસ્તક ઉપરથી સ્ત્રીઓ પોતાનું ચારિત્ર્ય ઉત્તમ બનાવી શકે છે. પતિને ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવી શકે છે.

ગૃહસ્થાશ્રમના સુખનો આધાર સ્ત્રીઓ ઉપર છે. બાળકોની ઉન્નતીનો આધાર સ્ત્રીઓ ઉપર છે. સ્ત્રીઓ કેળવાયલી અને સુશીક્ષિત હોય છે તો પતીને સુખ આપી શકે છે. બાળકોને સારી કેળ-વણી આપી ઉછેરે છે. સંપ, સુખ, અને આનંદને પ્રવર્તાવી શકે છે. દરેક સ્ત્રીને આ પુસ્તક ખાસ વંચાવવા જેવું છે. સ્ત્રીઓએ તો તેનો રોજ પાઠ કરવો જોઇએ. જે આ [illegible] હોય તેને તેના પતીએ જરૂર આ પુસ્તક રોજ થોડું થોડું વાંચી સંભળાવવું જોઇએ પોતને કામ ધંધાથી કંટાળી ઘેર આવતાં સ્ત્રીઓજ આનંદ ને સુખ આપી શકે છે. જો તમને ઘરમાં કલેશ થતો ગમતો ન હોય તો જરૂર આ પુસ્તક મંગાવી સ્ત્રીઓ, બાળકો, અને દીકરીઓને વંચાવો.

દરેક બાળકીએ અને સ્ત્રીઓએ તેનો અભ્યાસ કરવો જોઇએ. જાડા ગ્લેઝ કાગળો, પાકું પૂંઠું, લગભગ ૪૦૦ ઉપરાંત પાન. કી રૂા. ૪-૦-૦ હવે થોડી નકલો બાકી છે.

## માસ્ટર ઓફ નોલેજ

ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે હાલમાંજ બહાર પડ્યું છે. તેને તૈયાર થતાં ઘણો વખત ગયો છે. આ પુસ્તક ઉપરથી દરેક માણસ પોતે પોતાની મેળે માત્ર ૭ મહિનામાંજ સરળ રીતે હિંદી મરાઠી, અંગ્રેજી, ઉર્દુ, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે. આટલી ભાષાઓ સંપૂર્ણ ખંત કરવા છતાં જ્યાં ઘણી મહેનત કરવા છતાં આવડતી નથી તે માત્ર ૭ મહિનામાંજ માત્ર થોડી મહેનતથી હજારો

# ત્રીકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

આ પુસ્તક સમજાજ બહાર પડયુ છે જેની અંદર પ્રા–૧–પ્રવેશ, પ્રા–૨ માં મેસ્મેરીઝમ અને હીપ્નો-ટીઝમ વિદ્યા, માર્જન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો, ત્રીકાળજ્ઞાન શી રીતે મેળવવુ અન્યને શી રીતે વશ કરવુ પ્રકરણ ૩ માં યોગવિદ્યા જેમાં રાજયોગ, હઠયોગ, ઇશ્વરભક્તિ, યમ, નિયમ આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસીદ્ધ મેળવવાની કળા, મુદ્રાઓ વિગેરેનું વર્ણન, અને તેની સાધ. પ્રા–૪ માં ત્રિકાળદર્શક દર્પણ અને ત્રીકાળદર્શીઆયના બનાવવાની વિદ્યા–દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, ભવિષ્યની વાત શી રીતે જાણવી પ્રા–૫ ત્રિકાળદર્શી વીંટી બનાવવી, હાજરાત ભરવાની વિદ્યા પ્રા–૬ પ્રેતાવાહનવિદ્યા–પ્રેતોને આવાહન કરી તેના સાથે વાતચીત કરવાની વિદ્યા પ્રા–૭ પ્લેંચેટ, બનાવવુ અને ચલાવવુ અને તેદ્વારા પુછેલા પ્રશ્નોના જવાબ મેળવવા. પ્રા–૮ નશીબ–રત્ન વિદ્યા. પ્રા–૯ કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર–બ્રહ્મચર્ય, વીર્યપતન, શરીરરક્ષણ, સ્ત્રીપુરુષના ભેદ. સ્ત્રીઓની–પદ્મિની, ચિત્રણી, હસ્તીની શંખીની એ જાતિ અને તેનાં લક્ષણો–કુમારી સ્ત્રીઓના બીજા ભેદ, જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓના પરીક્ષા, પતિવ્રતા અને દુરાચારિણી સ્ત્રીઓનાં લક્ષણો, પુરુષોના–શશક, મૃગ, વૃષભ અને અશ્વ એ વર્ગો અને તેનાં લક્ષણો, ગૃહસ્થાશ્રમનો આનંદ, પ્રજોત્પત્તિ, પ્રજા કેવી થાય, ગર્ભાધાન, આસન મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે, ગર્ભની પરીક્ષા–પુત્ર જન્મશે કે પુત્રી તે. જલ્દી પ્રસવ થવાનો ઉપાય વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવતી સ્ત્રી અને સુવારોગની દવા, વઆલંકારો ધારણ કરવા પ્ર–૧૦ મું કામશાસ્ત્ર–સ્ત્રીઓના ખુબસુરતીનું ખરૂં રહસ્ય

પ્રા–૧૧ મું મંત્રવિદ્યા—વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો, બાળરક્ષણનો, આધાશીશીનો, મહાલક્ષ્મીની સિદ્ધિનો ધંધો મળે ને ધન વધે તેનો, વેપારમાં ધન મળે તેનો, વિદ્યા વધવાનો, ઉદ્યોગ ધંધો મળે તેનો, નવાસી દેવાનો, લક્ષ્મીના દર્શનનો, મનનું ધારેલું કાર્ય સિદ્ધ થવાનો, ચોરી પકડવાનો, મંગળનો, ભૂત વશ કરવાનો, મુઠ વાળવાનો, ગણપતિ પ્રસન્ન થાય તેનો, પુરૂષ મંતરવું, રાજ્યવાયુનો, બટુકનો, કુબેરનો, વિ.

પ્રા–૧૨ યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ, સુખપ્રસવનો એકવીસો યંત્ર–વીસોયંત્ર, સર્વસિદ્ધિનો યંત્ર, બાળરક્ષક પીશાચ જવાનો, અખૂટ ભંડારનો, વેપારમાં લાભ થવાનો સર્વ કાર્ય સિદ્ધ થવાનો, આધાશીશીનો, માન મેળવવાનો, અન્ન વધુ પાકવાનો, તાવનો, મનની ઇચ્છા સિદ્ધ થવાનો, નજર ન લાગવાનો, ગાય દૂધ દેવા દે તેનો, પતિ વશ કરવાનો, વાચા સિદ્ધિનો, સાપ આવે નહિ તેનો, પ્રજા વશ કરવાનો, ઘોડાને વશ કરવાનો, રિદ્ધિસિદ્ધિનો, બુદ્ધિવર્ધક, વંધ્યાને પુત્ર થવાનો, વિઘ્ન જવાનો, વિ૦

પ્રા–૧૩ તંત્રવિદ્યા—ઇંદ્રજાળ અને જાદુઇ પ્રયોગો–જેમાં વશીકરણ તંત્ર, ગર્ભપાત ન થાય તેનો, ઘાસ ફુલ ધોળુ થાય, વીંછી બનાવવા, લીંબુ ઉછાળવું, નદીમાં દૂધની ધારા ચલાવવી, દીવાસળી વગર દીવા કરવા, કાંકરાનો રૂપીઓ કરવો, ઝાડને મુઠ મારવી, ગળામાં છરી પ્રોચવી, દેરતા ઉપર ચાલવુ, સાપ કાઢવો, પાવડીઓ ઉપર ચાલવુ લીંબુ કાપી લોહી કાઢવું, પૈસો ચોટાડવો, શાળગ્રામ ગળવા, મુર્તિને બોલાવવી, પાણીનું દુધ બનાવવુ, આંગળી નીચોવી પાણી કાઢવુ કંકુ કાઢવુ ભડકો કરવો, નારીએળમાંથી માંસ કાઢવું, લાકડામાં પીપળો ઉગાડવો, દેવતા ચાવવો, ઘડીઆળ ભાંગી સાજી કરવી, પાણી ઉપર ચાલવુ, હાજરજી બતાવવા, ધરતીકંપ કરવો, પાણીનું લોહી બનાવવુ, કાચ ચાવવા, પેટમાંથી દોરો કાઢવો, આંબો ને મેથી ઉગાડવી, કંકુનાં પગલાં પાડવા, ભુત ધુણાવવું, માણસ બાળી જીવતું કરવુ, ધન કઢાવવુ, માતા દેખાડવી, સિદ્ધાઈ બતાવવી, વિગેરે જાદુના સેંકડો પ્રયોગો કરતા શીખવુ

પ્રા–૧૪. ચમત્કારિક ગુપ્તવિદ્યા—જાદુઇ સાબુ બનાવવો, પાણીનું દુધ કરવુ, પાણી જમાવી દેવું લોઢુ ગાળવું રથ સાથે સર્પ જોવો, કુવાના રંગ બદલવા, દેવતા પકડવો, ભુત દેખાય, મરેલા માણસોને જોવા દેવદેવોના દર્શન કરવાં, ભુત કઢાવવુ, પારાનો ભસ્મ ને ગોળી બનાવવી, ઘરમાંથી સાપ, ઉંદર, માંખી જાય, સોનાને ધોળુ બનાવવુ, ઘરમાં ભુત ન રહે, કઠોળ સળે નહિ, ઘી સુધારવુ, ચીમની સાંધવી, ખોવાયેલી વસ્તુ મેળવવી, હડકાયા કુતરાનુ ઝેર ઉતારવુ, વીંછી પકડવો, સાપનુ ઝેર ઉતરે, વંધ્યાને પુત્ર થાય, વિ.

પ્રા–૧૫–દવા વગરનો ડાકટર—હિપ્નોટીઝમથી દવા વગર ઘણાં દરદો મટાડવાં–માથાનો દુખાવો, લકવો, આંખ, માથુ ને પેટનો દુખાવો, મધપૂડો, અજીરણ, નજળો, આંતરડાંના દરદો, હિસ્ટીરીઆ વિગેરે મટાડવાં.

પ્રા–૧૬–દુનીઆની બધી દવાની માત્ર એકજ દવા—પાણી માત્ર પાણીથી અનેક દરદો મટાડવાની વિદ્યા

આ પુસ્તકમાં ઉપર પ્રમાણે વિષયો છે તે જોવાથી અને વાંચવાથીજ તેની કિંમત સમજાશે, પુસ્તક ઘણુ ઉપયોગી છે બહાર પડતાંજ ખપી જવા આવ્યુ છે દરેક માણસે તેને પોતાની પાસે રાખવુ જોઇએ આમાંથી કોઇ એકાદજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપિઆનો ફાયદો થાય છે નેમ કે. પાકુ પુઠુ કી. રૂ ૪–

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

## ને માટે વિદ્વાનો શું કહે છે ?

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, વિગેરેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય, ઐતિહાસીક માહિતિ, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુ દેશાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુ રતિર્થ, સિધ, હીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જ ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, ઇંદોર, મથુરા, આગ્રા, દિલ્હી, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બાદ્રીકે નાથ, શ્રીનગર-કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જ ગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, કૃષ્ણ નાસક, ત્રંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુકલતિર્થ, ડાકોર, દ્વારકા, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા યાત્રાનાં લગભગ ૨૫૦ સ્થળો તથા બીજાં વેપારનાં અને જોવા લાયક ૮૫૦ સ્થળોનું વર્ણન છે.કીં. રૂ. ૧

વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ—બી. એલ. એલ. બી. લખે છે કે: હિંન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને સુશોભીત છપાઇ તથા બાંધણીવા પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરીકે ગરજ સારે એવા પુ કની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. રેલ્વે, રસ્તા વિગેરેની માહિતી સંપૂર્ણ છે એ ટલુંજ નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઇતિહાસ એ વગેરે બાબતોના માહિ પણ જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે.

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સંઘને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની રા રાખવા જેવુ છે. આવાં સારાં અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડતો હશે ત ઘણું ખર્ચ કરવું પડતું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્ય ઘટે છે. આપનાં પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બાવે એમ અંતઃકરણ પૂર્વક ઇચ્છુ છું.

મુંબાઇ સ્મોલકોઝ કોર્ટના વડા જડજ સાહેબ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એ; એલ, એલ. બી. લખે છે કેઃ હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી થાય છે. વાંચતાં ઘણોજ રસ પડે છે. જરૂરી ખબર બધીજ એમાથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે શોભા વધી છે. ને એમાં નકશો હોવાથી એની એની કદરદાની ઘણીજ થવી જોઇએ. ગુજરાતી અત્યાર સુધી નિથયાત્રાનાં જે પુસ્તકો બહાર પડ્યાં છે, તેમાં તમારૂં પુસ્તક પહેલી પંક્તિમાં મૂકવા લાયક

સુરતથી રાવ બહાદૂર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રો-સીપ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કેઃ

" રા. જોઠાલાલ રેવશંકર દવે કૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આ થયો છે. યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવું દરેક જાતની હકીકતથી ભ ર્યું પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સં માહીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવા માર્ગ વગેરે બધી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ય જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ધાર્મિક સ્ત્રીપુરુષોને તેમજ અન્ય સાધા વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો પ્રગટ થાય છે, પ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું ને વાચક વર્ગ પર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રા ઓને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક થશે.

આ સિવાય અનેક પ્રસિદ્ધ વિદ્વાનોનાં તેમજ શારદાપીઠના જગદ્‌ગુરૂ શંકરાચાર્ય અને કાશી પ્રતિવ ભયંકર માના શ્રીમદ્‌રામાનુજાચાર્યજી વિગેરે ધર્માચાર્યોના પણ અનેક પ્રમાણ પત્રો મળ્યાં છે. મંગાવો.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] એપ્રીલ સને ૧૯૨૨. [અંક ૨ જો.

## સાધુતાનું સ્વરુપ.

(નિદ્રા આવે તાનિમાણી; એ કવ્વાલીલય.)

જેને સ્પૃહા ન કશાની જાણો એ છે જ્ઞાની–એ નિશાની સાધુતાની.
આવી મળે તો ન બળથી ત્યજે, ઇચ્છા ન મેળવવાની, જાણો૦
સંકલ્પમાં કામના ન સ્ફુરે, કોઇ પણ આ વિશ્વમાંની, જાણો૦
ઝાંકી ઉપેક્ષાવૃત્તિ જેમની, જાણે દ્યુતિ ચન્દ્રમાની; જાણો૦
થાય આ પળ વિશ્વ લય તોય શું, એવી વૃત્તિ નિર્ભયતાની; જાણો૦
જેની પ્રસન્નતા ક્ષીણ ના થતી, થાય છો જીવનહાનિ, જાણો૦
અહો! ત્યજી જેણે નિજની સ્પૃહા, લાલસા પછી તેને શાની! જાણો૦
પ્રાણિમાત્રપ્રતિ પ્રેમ નદી જેમની વહેતી સદાની, જાણો૦
આત્માનુભવ મસ્તીવડે, જેની મતિ છે મસ્તાની; જાણો૦
બ્રહ્માણ્ડાધિપત્યે પણ જે, લોભાય ન અભિમાની, જાણો૦
એવા મહાત્માને મતિ આ નમે, સતત રહી નિર્માની, જાણો૦

ગી૦ ઉ૦

## પ્રભુની પ્રતીતિનો અનુભવ.

(રામ ભજ તુ પ્રાણીયા એ લય.)

ઇષ્ટનું અલબેલડું રૂપ ન્યાળું હું મારા ઉરે,
અંતરતણા પણ અંતરે; ઇષ્ટનું૦
ઉંડા ઉંડા ઉતરતા, જ્યાં વિચારો વિખરાઇ જતા,
પ્રાણ ધારે મંદતા ત્યા ઇષ્ટરૂપ સહેજે સ્ફુરે; ઇષ્ટનું૦
પંચકોશથી પાર જઇ, જેથી ન ઉંડું છે કંઇ,
જેનાથી બીજું શાંત નહિ, એવે સ્થળે પ્રભુ પ્રકટ રે, ઇષ્ટનું૦
પ્રભુરૂપ સૌન્દર્યે ભર્યું, વિગ્રહ[1] વિલક્ષણ છે ધર્યું,
જેની ચમક આગળ શશિ રવિ કોટિ પણ પાણી ભરે. ઇષ્ટનું૦
નેત્ર કેરી ચમત્કૃતિ, વાણીથી વર્ણાઇ ના જતી,
એ દૃષ્ટિમાંથી પ્રશાન્તિવાહક[2] દિવ્ય અમીઝરણા ઝરે. ઇષ્ટનું૦
વર્ણવું–શું વાણી હું, કે વર્ણવું શું પાણિ[3] હું,
વર્ણવું શું ચરણ, જ્યાં મુજ વાણી કુંઠિતતા ધરે. ઇષ્ટનું૦
પ્રભુશું સહજ મળતા નજર, આનન્દ ઉર ઉછળે પ્રખર,
તેજ ક્ષણે કૃતકૃત્યતા થઇ રહેતી જીવનની ખરે ઇષ્ટનું૦
દર્શન પ્રભુકેરૂં થતા [4]એષણામાત્ર શમી જતા,
જય જય જયન્તીજીવન પ્રભુ, એ માત્ર વાણી ઉચ્ચરે. ઇષ્ટનું૦

ગી૦ જ૦ દેવી.

---

૧ શરીર ૨ અત્યંત શાંતિને પ્રસારનારા ૩ હાથ. ૪ ઇચ્છાઓ

# श्रीब्रह्मसूत्रोनो सिद्धांत.

( લેખકઃ—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમથુરાંમ શર્મા. )

( અનુસંધાન ગતાંકથી. )

ઈશ્વરનું ( સગુણબ્રહ્મનું ) પારમાર્થિક સ્વરૂપ બ્રહ્મ જ છે. ઈશ્વરના સ્વરૂપમાંથી કલ્પિત વા વ્યાવહારિક માયાભાગ વિચારવડે દૂર કરતાં બાકી ચેતનભાગ એટલે બ્રહ્મ જ રહે છે. બ્રહ્મસૂત્રોમાંના નીચે જણાવેલા સૂત્રોમાં ઈશ્વરના વ્યાવહારિક તથા પારમાર્થિક સ્વરૂપનો નિર્ણય કરવામાં આવ્યો છેઃ—

બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના બીજા પાદના "फलमत उपपत्तेः" ( જીવોએ કરેલાં શુભાશુભ કર્મનું ફલ તેમને ઈશ્વરથી પ્રાપ્ત થાય છે એમ ઈશ્વરના સર્વજ્ઞપણાદિરૂપ યોગ્યતાથી જણાય છે, ) "श्रुतत्वाच्च" ( શ્રુતિદ્વારા પણ કર્મફલને આપનારા ઈશ્વર છે એમ જણાય છે, ) અને "पूर्वं तु बादरायणो हेतुव्यपदेशात्" ( કર્મના તથા કર્મફલના હેતુ ઈશ્વર છે એવા શ્રુતિસ્મૃતિના કથનથી પૂર્વોક્ત ઈશ્વર જ ફલદાતા છે એમ શ્રીબાદરાયણ માને છે,) એ આડત્રીશમા, ઓગણચાળીશમા ને એકતાળીશમા સૂત્રવડે મનુષ્યોને તેમનાં શુભાશુભ કર્મોનું ફલ ઈશ્વર આપે છે, તથા તેમનાં શુભાશુભ કર્મપ્રમાણે તેમની શુભાશુભ કર્મમાં પ્રેરણા પણ ઈશ્વર કરે છે, એમ નક્કી કર્યું છે. બ્રહ્મસૂત્રોના બીજા અધ્યાયના પહેલા પાદના સોળમા, સત્તરમા, અઢારમા, ઓગણીશમા, વીશમા અને ત્રીશમા સૂત્રવડે કાર્યરૂપ જગતનો કારણરૂપ બ્રહ્મથી અભેદ છે એવો નિશ્ચય કર્યો છે. ઈશ્વર પોતાની માયા નામની વિચિત્ર શક્તિવડે આ જગત્ રચે છે એવો તેજ અધ્યાયના તેજ પાદના ચોવીશમા સૂત્રવડે નિર્ણય કર્યો છે. એજ અધ્યાયના એજ પાદના "आत्मनि चैवं विचित्राश्च हि" (અને જેમ સ્વપ્નાત્મામાં સ્વપ્નાવસ્થાએ પોતાના સ્વરૂપના નાશવિના જ અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે તેમજ બ્રહ્મમાં સ્વરૂપના નાશવિનાજ સ્થાવરજંગમરૂપ અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે.) એ અઠયાવીશમા સૂત્રમાં આ જગત્ બ્રહ્મમાં વિવર્તરૂપે પ્રતીત થાય છે એવો નિર્ણય કર્યો છે.

રૂપાદિથી રહિત સચ્ચિદાનંદઘન, એક, અસંગ, અક્રિય, અપરિણામી, સર્વ પ્રકારના ભેદથી રહિત, ને અનંત બ્રહ્મ છે. નીચે જણાવેલાં બ્રહ્મસૂત્રોમાંના સૂત્રોમાં પણ એવોજ નિર્ણય કરેલો જોવામાં આવે છેઃ—

બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના બીજા પાદના "न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि" (બ્રહ્મ સવિશેષ ને નિર્વિશેષ એવા બે રૂપવાળું નથી, ઉપાધિના સંબંધમાં પણ તે નિર્વિશેષજ રહે છે, કેમકે બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં વચનોમાં નિર્વિશેષનોજ ઉપદેશ છે.) "न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात्" (શ્રુતિઓમાં બ્રહ્મના આકારનો ભેદ હોવાથી બ્રહ્મ નિર્વિશેષ નથી એમ જો કહો તો ભિન્ન ભિન્ન ઉપાધિને લઈને પણ અભેદના કથનથી બ્રહ્મ સવિશેષ નથી,) "अपि चैवमेके" ( વળી એક શાખાવાળાઓ પણ ભેદદર્શનની નિંદાપૂર્વક અભેદદર્શનને કહે છે, ) "अरूपवदेव हि तत्प्रधानत्वात्" ( બ્રહ્મ નક્કી રૂપરહિતજ છે, શ્રુતિમાં તેના પ્રધાનપણાથી એ નિશ્ચય સિદ્ધ થાય છે, ) "आह च तन्मात्रम्" ( અને 'एवं वा अरेऽयमात्मा' 'प्रज्ञानघन एव '—સુખમ ચૈતન્યઘનજ છે,—એ શ્રુતિ બ્રહ્મ ચૈતન્યમાત્ર છે એમ કહે છે, ) અને "दर्शयति चाथो अपि स्मर्यते" ( 'अन्यदेव तद्विदितादथो अविदितादधि '—તે બ્રહ્મ જ્ઞાત વસ્તુઓથી ભિન્નજ છે, ને અજ્ઞાત વસ્તુઓથી પણ ભિન્નજ છે,—આ શ્રુતિ બ્રહ્મનું નિર્વિશેષપણું દેખાડે છે, અને

'**न सत्तन्नासदुच्यते**'—તે બ્રહ્મ ઇંદ્રિયોવડે જાણવાયોગ્ય કહેવાતું નથી, તેમ પરોક્ષ પણ ક હેવાતું નથી,—આ સ્મૃતિ પણ એમજ કહે છે, ) એ અગિયારમા, બારમા, તેરમા, ચાદમા, સોળમા ને સત્તરમા સૂત્રોવડે બ્રહ્મનું સર્વ પ્રકારના વિશેષોથી રહિત ચૈતન્યમાત્રપણું નક્કી કર્યું છે. બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના ત્રીજા પાદના "**आनंदादयः प्रधानस्य**" ( આનંદરૂપપણું, વિજ્ઞાનઘનપણું, સર્વવ્યાપકપણું ને સર્વાત્મકપણું આ બ્રહ્મના સ્વભાવો સર્વ શ્રુતિઓમાં જાણવા, ) એ અગિયારમા સૂત્રમાં બ્રહ્મના આનંદાદિ સ્વભાવોનો નિર્ણય કર્યો છે. એ ગ્રંથના ચોથા અધ્યાયના ચોથા પાદના "**विकारावर्ति च तथाहि स्थितिमाह**" (સર્વ પ્રકારના વિકારોથી રહિત, નિત્યમુક્ત, નિર્ગુણ ને નિર્વિકાર એવું પણ ઇશ્વરનું સ્વરૂપ જેને બ્રહ્મ કહેવામાં આવે છે તે છે, કેમકે, '**ततो ज्यायांश्च पुरुषः**'—તેનાથી પુરુષ—બ્રહ્મ—શ્રેષ્ઠ છે,—ને '**त्रिपादस्यामृतं दिवि**' આના ત્રણ પાદો સ્વયંપ્રકાશરૂપે અવિનાશી છે, એ શ્રુતિઓ ઇશ્વરથી ભિન્ન બ્રહ્મની સ્થિતિને કહે છે, ) અને "**दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने**" ( અને '**न तत्र सुर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः**'—ને બ્રહ્મને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર ને તારાએ પ્રકાશી શકતા નથી, ને આ વીજળીઓ પ્રકાશી શકતી નથી, તો આ અગ્નિ તેને ક્યાંથી પ્રકાશી શકે '—એ શ્રુતિ તથા '**न तद्भासयते सुर्यो न शशांको न पावकः**'—તે બ્રહ્મને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર પ્રકાશી શકતો નથી, ને અગ્નિ પ્રકાશી શકતો નથી,—એ સ્મૃતિ પરમજ્યોતીરૂપ બ્રહ્મના નિર્ગુણપણાને દેખાડે છે, ) એ ઓગણીશમા તથા વીશમા સૂત્રમાં બ્રહ્મના વિકારાતીતપણાનો ને નિર્ગુણપણાનો શ્રુતિયુક્તિથી નિર્ણય કરવામાં આવ્યો છે. એ ગ્રંથના બીજા અધ્યાયના ત્રીજા પાદના '**असंभवस्तु सतोऽनुपपत्तेः**" ( બ્રહ્મની ઉત્પત્તિ શ્રુતિથી ને યુક્તિથી સિદ્ધ થઇ શકતી નથી, માટે તેની ઉત્પત્તિનો અસંભવ છે, ) એ નવમા સૂત્રવડે બ્રહ્મના અનાદિપણાનો નિર્ણય કર્યો છે.

મોક્ષ બ્રહ્મરૂપ છે તે પુનરાવૃત્તિથી રહિત છે. એ સ્થિતિ સર્વ પ્રકારનાં દુઃખોથી રહિત પરમાનંદરૂપ છે. એ સ્થિતિને પ્રાપ્ત કરવાથી પુરુષ કૃતાર્થ થાય છે. બ્રહ્મસૂત્રોનાં નીચેનાં સૂત્રોમાં પણ મોક્ષનું એવા પ્રકારનું સ્વરૂપ વર્ણવ્યું છે.—

બ્રહ્મસૂત્રોના ત્રીજા અધ્યાયના ચોથા પાદના "**एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः**" ( જ્ઞાનના ફલ મુક્તિના ઉત્કર્ષનો ને અપકર્ષનો નિયમ નથી, કેમકે સર્વે ઉપનિષદોમાં બ્રહ્મરૂપ મોક્ષાવસ્થાના એકરૂપનો નિશ્ચય છે, ) એ બાવનમા સૂત્રમાં મોક્ષના બ્રહ્મરૂપપણાનો નિશ્ચય કર્યો છે. એ ગ્રંથના ચોથા અધ્યાયના બીજા પાદના "**अविभागो वचनात्**" ( '**स एषोऽकलोऽमृतो भवति**'—તે આ બ્રહ્મવેત્તા પ્રાણાદિ કલાઓથી રહિત તે અવિનાશી થાય છે,—એ શ્રુતિથી બ્રહ્મવેત્તા પુનર્જન્મ ન થાય એવી રીતે બ્રહ્મમાં અભેદભાવ પામે છે, ) એ સોળમા સૂત્રથી મોક્ષ પામેલાનો પુનર્જન્મ થતો નથી એમ નક્કી કર્યું છે. એ ગ્રંથના ચોથા અધ્યાયના ચોથા પાદના "**संपद्याविर्भावः स्वेनशब्दात्**" [ '**स्वेन रूपेणाभिनिष्पद्यते**'—પોતાના રૂપવડે સારી રીતે આવિર્ભાવ પામે છે,—એમાંના સ્વેન—સ્વસ્વરૂપવડે એ શબ્દથી બ્રહ્મરૂપ પરમજ્યોતિને પામીને અભિન્ન આત્મસ્વરૂપવડે જ આવિર્ભાવ પામે છે,) "**मुक्तः प्रतिज्ञानात्**' ( મોક્ષાવસ્થાને પામેલો સર્વ બંધોથી મુક્ત થાય છે એમ '**य आत्माऽपहतपाप्मा**'—જે આત્મા બંધરૂપ પાપથી રહિત છે,—એ શ્રુતિની પ્રતિજ્ઞાથી જણાય છે ) અને "**अविभागेन दृष्टत्वात्**" ('**तत्त्वमसि**'—તે બ્રહ્મ તું છે,—'**अहं ब्रह्मास्मि**'—હું બ્રહ્મ છું,—ને '**यत्र नान्यत्पश्यति**'—જ્યાં અન્યને જોતો નથી,—ઇત્યાદિ શ્રુતિઓમાં મુક્તપુરુષનું બ્રહ્મની સાથે અભેદપણું થાય છે એમ કહેલું હોવાથી મુક્તપુરુષ બ્રહ્મમાં અભેદભાવે સ્થિત થાય છે.) એ પહેલા, બીજા ને ચોથા સૂત્રમાં મોક્ષકાલે મુક્ત પુરુષ આત્માથી અભિન્ન બ્રહ્મરૂપે સ્થિત થાય છે, તે કાલે તેને લેશ પણ બંધ નથી, ને તે બ્રહ્મમાં અભેદભાવે સ્થિતિ કરે છે, એવો નિશ્ચય કર્યો છે.

( અપૂર્ણ. )

સંગો બન્યાં કરે છે કે જેને કૃતિ પોતાને માટે ખરાબ માની લે છે. કેટલીક વખતે આવા દુઃખદ જણાતા પ્રસંગો પણ તેને ભવિષ્યમાં સુખ આ-પનારા થઈ પડે છે. પ્રાપ્ત પ્રસંગોથી કલેશ ન કરવો, પણ આવી પડે તે સારાને માટે છે એમ માની ધીરજથી તેને સહન કરી લેવા એજ તેની નિવૃત્તિનો સરળ ઉપાય છે. જે વખતે જે પ્રસંગ આવી પડે છે તે વખતે તેનો લાભ સમજાતો નથી પણ પાછળથી તેનો લાભ સમજી શકાય છે. કેટલીકવાર વિપરીત જણાતા પ્રસંગોથી પણ ભવિષ્યમાં લાભ થવાનો સંભવ રહે છે. ઇશ્વરી નિયમાનુસાર મનુષ્યને જે જે વખતે જે જે પ્રસંગો પ્રાપ્ત થાય છે તે તેના હિતને માટે જ હોય છે. ઘણા મનુષ્યો પોતાની પ્રતિકૂળ દશાથી ચિં-તાગ્રસ્ત રહે છે, તે સમજે છે કે સંસારમાં મારા જેવો કોઈ દુઃખી નથી, આવાં વિઘ્નો બીજાને ભાગ્યે જ સહન કરવાં પડ્યાં હશે. તેને પોતાની દુઃખી સ્થિતિમાં બીજા જીવોના દુઃખનો ખ્યાલ રહેતો નથી. તે રાતદિવસ પોતાના દુઃખના જ વિચારોમાં રમ્યાં કરે છે. આવા મનુષ્યોએ દુઃખી સ્થિતિમાં નિરાશ થઈ ચિંતાગ્રસ્ત રહેવું એ તેને વધુ દુઃખી કરનાર છે. તેણે તેવી સ્થિતિમાં વિ-ચાર કરવો કે આવી ખરાબ દશા મને કેમ પ્રાપ્ત થઈ તેનું કારણ શોધી કાઢવું અને તે દુઃખનું જે કારણ જણાય તેને દૂર કરવા માટે અને પોતાની દશા સુધરી સુખ પ્રાપ્ત થાય તેવી શ-ક્તિને વધારવા માટે પ્રયત્નશીલ થવું જોઈએ. એ કાર્ય પ્રત્યેક મનુષ્યે જાતેજ કરવું જોઈએ. તેમાં બીજાનું કાંઈ પણ કામ હોતું નથી. કેટલાક મનુષ્યો પોતાની દુઃખી સ્થિતિ બદલવા માટે બીજા મનુષ્યોનો આધાર શોધે છે પણ તેમાં તેમની ભૂલ છે. જે કરવાનું છે તે તો તેને પો-તાને કરવાનું છે. નિયમોનું પાલન કરવાનું પણ તેને પોતાને છે. બીજા મનુષ્યો તો કદાચ તેનો ઉપાય બતાવી શકે. જેમ વૈદ તો માત્ર ઔષધ આપી શકે પણ રોગ ટાળવા માટે તો રોગીએ તે ઔષધ ખાવું જોઈએ અને પથ્ય પાળવી જોઈએ. તો જ તેનો રોગ દૂર થઈ શકે છે. તેવીજ રીતે પ્રતિકૂળ સ્થિતિવાળા મનુષ્યે પોતાની સ્થિતિને અનુકૂળ કરવા માટે જાતે જ પ્રયત્ન કરવાની જરૂર હોય છે.

જો આપણે પ્રતિકૂળ દશામાંથી નીકળવા ઇચ્છતા હોઈએ તો તો સર્વથી ઉત્તમ ઉપાય એ છે કે જે કારણોથી તે પ્રતિકૂળ દશા પ્રાપ્ત થઈ હોય તે કારણોનો જે કુદરતી નિયમો ઉપર આધાર હોય તેને શોધી કાઢવા. અને તે પછી તેનો વિરોધ ન કરતાં કુદરતને અનુકૂળ પ્રયત્ન કરવો. જો મનુષ્ય કુદરતી નિયમોને અનુકૂળ ચાલે છે તો તે તેને લાભ કર્તા થઈ પડે છે અને જો તે કુદરતી નિયમોને અનુકૂળ ચાલતો નથી તો તેનું પરિણામ હાનિકાર થઈ પડે છે. કુદરતી નિયમો અટલ હોય છે. તે પોતાની ચાલ બદલતા નથી અને આપણા વિરોધથી તે રોકા-તા નથી. જો આપણે કુદરતી નિયમોને અનુકૂળ ચાલીશું તો તે આપણી ઇચ્છાઓ પૂરી કરે છે અને પ્રતિકૂળ ચાલીશું તો તેથી હાનિ થાય છે.

ગમે તેવી વિપત્તિ આવી પડે તો પણ મનુ-ષ્યે ધૈર્યનો ત્યાગ કરવો નહિ તેમ તે વિપત્તિની સામે ઉભા રહેવા માટે હિંમત રાખવી. તે ગમે તેવી વિપત્તિ હશે તો પણ મનુષ્ય સાહસથી, અને હિંમતથી તેનો જય કરી શકે છે. મનુષ્ય શુદ્ધ વિચાર અને સાહસપૂર્વક પ્રયત્ન કરવાથી ગમે તેવી વિપત્તિને દૂર કરી શકે છે. જો વિપત્તિ વખતે મનુષ્ય હિંમત હારી જઈ પગ ઢીલા કરી દે છે તો તે વિપત્તિ તેના ઉપર જય મેળવી તેને નિર્માલ્ય બનાવી દે છે. પણ તેવા પ્રસંગે મનુષ્યે હિંમતથી તેનો જય કરવા અટલ પુરુષાર્થ કરવો જોઈએ. ગમે તેવી દુઃખદ સ્થિતિમાં પણ નિરાશ થવું નહિ કે તેના દુઃખદ વિચારો કરી મનમાં ભય રાખવો નહિ. તેનો ત્યાગ કરવા માટે તો જાણે કશું બન્યું જ ન હોય તેમ હિંમત રાખી ઉત્સાહથી પ્રયત્ન કરવાનું સાહસ કરવું. જે આવી પડે તેને ધૈર્યપૂર્વક સહન કરી લેવું અને જે વખતે જે મળે તેમાં સંતોષ રાખવો પણ તેથી નિરાશ થઈ જવું નહિ. સદા હિંમતથી અને ઉત્સાહથી કાર્ય કરનાર મનુષ્ય પોતાની દશા ગમે તેટલી પ્રતિકૂળ હોય છે, ગમે તેટલી દુઃખદ હોય છે તો પણ બદલી શકે છે. તે વખતે પોતાના દુઃખને ભૂલી જવું. તેના કરતાં પણ બીજાં ઘણા મનુષ્યો વધુ દુઃખી હોય છે અને

તેના કરતાં તો તે વધુ સુખી છે એમ માની સંતોષ રાખવો. મનુષ્ય જો વિપત્તિ આવી પડતાં હીંમતથી તેને સહન કરવાનું બળ દાખવે છે અને તેનાથી ન દબાતાં, નિરાશ ન થતાં, તેનો ત્યાગ કરવા માટે ઉત્સાહથી પ્રયત્ન કરે છે તો તે ગમે તેવી દુઃખદ સ્થિતિને પણ ટાળી શકે છે. મનુષ્ય પોતાના ચરિત્રની દૃઢતા, સ્વભાવની નમ્રતા, બીજાના પ્રતિ પ્રેમ અને મિત્રતા રાખી સત્યથી ચાલે છે તો સદા તેનો જય થાય છે.

વિપત્તિમાં જો મનુષ્ય હિંમત હારી જઇ નિરાશ થઇ જાય છે તો તે કોઈ કાળે પણ તેમાંથી નીકળતો નથી. તે જો તેવા સમયે હિંમત હારી જાય છે તો તેનામાં વિપત્તિ સહન કરવાનું અને તેને દૂર કરવાનું બળ નષ્ટ થઇ જાય છે. શાન્તિ જતી રહે છે, ઉત્સાહ નષ્ટ થઇ જાય છે અને ભય તેમજ ચિંતામાં તે પોતાનું આખું આયુષ્ય ગાળે છે. તેવા સમયે જો તે ઇશ્વરીય નિયમ અર્થાત કુદરતી સિદ્ધાન્તની વિરૂદ્ધ ચાલે છે તો તેનું જીવન બિલકુલ નિરર્થક થઇ જાય છે અને જેના સબંધમાં તે આવે છે તેઓ તેના પ્રતિ તિરસ્કાર ભર્યો ભાવ દર્શાવે છે. તેવા સમયે જો તેને એમ લાગે છે કે હવે હું ઉદ્યોગ કે પુરુષાર્થ કરી શકું તેમ નથી, અને કોઇ પણ માણસ મને મદદ કરે તો જ આમાંથી ઉગરી શકું તેમ છું. તો તે પોતાનું જીવન વિપત્તિમાંજ ગાળે છે. તેવી દશામાં તો તેની વિપત્તિ દિન પ્રતિદિન વધતી જાય છે અને વધુને વધુ દુઃખનો અનુભવ કરવો પડે છે. કેમકે તે વખતે તેને માત્ર વિપત્તિના જ વિચારો આવ્યા કરે છે અને તે વિચારો તેના મનમાં ઘુમ્યા કરે છે.

મનુષ્ય કેવી દશામાં છે કે કેવી હાલતમાં છે તેનો તેણે વિચાર કર્યા કરવાની જરૂર નથી. તેણે તે દશાને ટાળવા માટે તો તેવી પ્રતિકુળ દશા કેમ પ્રાપ્ત થઇ તેનું કારણ શોધી કાઢવું. અને પોતાની સ્થિતિ કરતાં પણ જેની વધુ દુઃખદ સ્થિતિ હોય તેના કરતાં તો પોતાની સ્થિતિ સુખી છે એમ માની સંતોષ રાખવો. ગમે તેવી સ્થિતિમાં તમે હશો તેથી પણ હલકી સ્થિતિનાં મનુષ્યો જોશો ત્યારે તમને સમજાશે કે તેના કરતાં તો તમે કાંઇ સારી સ્થિતિમાં છો. આથી તો તમારૂં અડધું દુઃખ ઓછું થઇ જશે. મનનો ભાર ઓછો થશે અને કાંઇક શાંતિ જણાશે. અને તે પછી હિંમતથી આવી પડેલી વિપત્તિને સહન કરવાનું બળ રાખવું. તમે તમારા પ્રયત્નથીજ તે વિપત્તિનો જય કરી શકો તેમ છો એમ માની ધીરજથી અને ઉત્સાહથી ભવિષ્યમાં સુખી સ્થિતિ મેળવવા આનંદપૂર્વક પ્રયત્ન કરવો.

આપણા દરેક કાર્યની ઉન્નતિ કે અવનતિ, સફળતા કે નિષ્ફળતા સર્વ આપણા વિચારો ઉપર આધાર રાખે છે. જે પ્રકારના આપણે વિચારો કરીએ છીએ તેજ પ્રકારનાં આપણાં કાર્યો હોય છે. વિચારમાં મહાન બળ હોય છે. તેનામાં પોતાના જેવાંજ કાર્ય કરવાની શક્તિ હોય છે. પછી તેનું આપણને જ્ઞાન હોય કે ન હોય એ જુદી વાત છે મનની આકર્ષણશક્તિનો સિદ્ધાન્ત છે કે સજાતીય સજાતીયને ઉત્પન્ન કરે છે અને સરખું પોતાના સરખાને પોતાની તરફ ખેંચે છે.” એ એક મહાન વિશ્વ વ્યાપી સિદ્ધાંત છે. જે આપણા જીવનના પ્રત્યેક સમયે પોતાનું કામ કર્યાં કરે છે. જે મનુષ્ય પોતાના ઉદ્દેશને પ્રથમથી નક્કિ કરી તે પ્રાપ્ત કરવાને માટે દૃઢતાથી પ્રયત્ન કરે છે, જે પોતાના ઉદ્દેશને હંમેશાં હૃદયંગમ રાખી કોઇપણ પ્રકારના ભય કે સંદેહને પોતાના મતમાં કદી પણ સ્થાન આપતા નથી, જે પોતાના સાંસારિક કાર્યોમાં કોઇ પણ પ્રકારની ચિંતા કે ખેદ કર્યા વિગર પોતાના ઉદ્દેશની સિદ્ધિ કરવાને તત્પર રહે છે અને તેને માટે હંમેશાં ઉદ્યોગ કર્યા કરે છે તે કોઇ પણ એક દિવસે પોતાની ઇપ્સિત વસ્તુને પ્રાપ્ત કરી શકે છે.

કેટલાક મનુષ્યો એવા હોય છે કે જ્યારે તે વિચારશક્તિ કે મનોબળના આ સિદ્ધાન્તને જાણે છે, જ્યારે તેને જ્ઞાન થાય છે કે આપણે આપણી આંતરિક, આત્મિક અને માનસિક શક્તિયોના બળથી આપણી જીવનદશાને ઇચ્છાનુકુળ બદલી શકીએ છીએ ત્યારે તે પોતાના ઉમંગમાં આવી જઇ પ્રારંભથીજ એમ સમજવા લાગે છે કે: જાણે આજ વિચાર કર્યો અને કાલે જ સ્વભાવ બદલી જવાનો પરંતુ એ કામ કાંઇ રમત જેવું નથી કે અહિં કળ ફેરવી અને તરત અવાજ

થાય, તેનું ફળ તુરતમાં જણાતું નથી. શરૂઆતમાં જલદી ફળ ન મળવાથી તેની આશા જતી રહે છે અને નિરાશ બની જાય છે. અને તેથી તેને લાગે છે કે આ સિદ્ધાન્તલેખ સાચો નથી; પણ આ તો તેની ભૂલ છે: તેણે યાદ રાખવું જોઈએ કે જુની ટેવોને ઉખેડી નાખી ટેવો પાડવી એ કાંઈ રહેલું કામ નથી; તેને માટે તો ઘણા સમયની જરૂર છે.

જે પ્રમાણમાં આપણે કોઈ કામમાં વિચાર કરીશું, જેમ જેમ આપણે તેને માટે પ્રયત્ન કરીશું, તેમ તેમ તે કામ રહેલું થતું જશે. પહેલવહેલાં કામ જલદીથી થતું જણાતું નથી પરંતુ ધીરેધીરે અને વારંવાર અભ્યાસ કરવાથી તે કામ કરવાની શક્તિ આપણામાં વધતી જાય છે. સિદ્ધાન્ત એ છે કે જેટલેજેટલો અભ્યાસ કરવામાં આવશે તેટલીજ તે કાર્ય કરવાની શક્તિ આપણામાં વધતી જવાની. એજ સિદ્ધાન્ત આપણા જીવન તથા સંસારના સમસ્ત કાર્યોમાં ઉપયોગી છે. તમે જે તે કામ પહેલવહેલું શરૂ કરશો તેમાં તમને શરૂઆતમાં મુશ્કેલી તો પડવાની પરંતુ ધીરેધીરે તે સર્વ મુશ્કેલીઓ દૂર થઈ જતાં અધરામાં અઘરૂં કામ પણ તમે સહેલાઈથી કરી શકો તેવી શક્તિ તમારામાં આવી જવાની. જેમ કોઈને ગાયન વિદ્યાનો અભ્યાસ કરવો હોય અને તે એક દિવસ સતાર કે હારમોનિયમ લઈ વગાડવા માંડે તો તે કાંઈ તરત શીખી જવાનો નહિ; પણ તેથી તેણે એમ ન સમજી લેવું જોઈએ કે જેથી તેનામાં તે વિદ્યા શીખવાની શક્તિજ નથી. તેનામાં તે વિદ્યા શીખવાની શક્તિ તો છે જ, પણ તેને તેનો અભ્યાસ ન હોવાથી તુરતમાં તે વિદ્યા આવડી જતી નથી. થોડો વખત અભ્યાસ કરવાથી, વારંવાર પ્રયત્ન કરવાથી અંતે તે ઉત્તમ ગાઈ બજાવી જાણે છે. પહેલી ચોપડી ભણનાર શરૂઆતમાં કાગળ ન લખી શકે પણ તે જ્યારે દરરોજના અભ્યાસથી આગળ ભણે છે ત્યારે તે ઉત્તમ પ્રકારે લખી શકે છે. શરૂઆતમાં કોઈપણ કામ ન આવડે તો તેથી નિરાશ થઈ જવું નહિ પણ વારંવારના અભ્યાસથી તે કામ કરવાનું બળ મનુષ્યમાં આવી જાય છે. કોઈપણ કામ અભ્યાસ અને ઉદ્યોગથી સિદ્ધ થઈ શકે છે.

મનોબળ અર્થાત્ વિચારબળની પણ તેવી રીત છે. વારંવાર વિચાર કરવાથી તેનું બળ વધે છે અને તેમાં એવી આકર્ષિત કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે કે અંતે તે વડે એવું આશ્ચર્યકારક પરિણામ ઉત્પન્ન થાય છે કે જેથી આપણા જીવનમાર્ગને સર્વથા બદલી શકાય છે. ચરિત્રને ઉચ્ચ કરવાની સર્વ મનુષ્યને જરૂર છે. મનુષ્યે સર્વદા પ્રસન્નચિત્ત અને આનંદિત રહેવું જોઈએ. પોતાનામાં જો કર્કશ કે કટુ સ્વભાવ હોય તો તેનો ત્યાગ કરવો જોઈએ. ઘણા મનુષ્યો એવા હોય છે કે જેમ જેમ વૃદ્ધ થતા જાય છે તેમ તેમ તેમના ઉપર તેમના મિત્રો અને સંબંધીઓ વધુ પ્રેમ રાખે છે અને કેટલાક વૃદ્ધાવસ્થામાં એવા ચીડીઆ થઈ જાય છે કે તેમને પોતાના સંબંધી વર્ગ સાથે પણ બનતું નથી. આનંદી મનુષ્યો પ્રત્યેક મનુષ્યમાં આનંદનો અનુભવ કરે છે. અને કર્કશ સ્વભાવના મનુષ્યોને દરેક વસ્તુ શૂન્ય અને જડવત્ જણાય છે. આનંદી મનુષ્યો જાતે પ્રસન્ન રહે છે અને પોતાની પાસે રહેનારાં બીજાને પણ પ્રસન્ન કરતા રહે છે ત્યારે ચીડીયા સ્વભાવવાળા ઉદાસ રહે છે અને બીજાને પણ ઉદાસ બનાવી દે છે. તેમને કોઈના ઉપર પ્રીતિ થતી નથી કે તેમના ઉપર કોઈ બીજું પણ પ્રેમ રાખતું નથી. આ સર્વમાં તેમનો સ્વભાવજ કારણભૂત હોય છે.

જે મનુષ્યો પોતે આનંદમય જીવન ગાળવાની ઇચ્છા રાખતા હોય, તેમણે પોતાની યુવાવસ્થાથીજ આનંદી રહેતાં શીખવું જોઈએ. જે નાનપણથી પોતાના સ્વભાવને બદલવા તરફ લક્ષ આપતા નથી તેઓ મોટી ઉમ્મરે પછી પોતાના સ્વભાવને બદલી શકતા નથી. તેમને જ્યારથી પોતાનો સ્વભાવ બદલવાની ઇચ્છા થાય ત્યારથી જ તેમણે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવો. નિરાશ ન થવું. જે મનુષ્ય પોતાને સુખી કે આનંદી થવાની ઇચ્છા રાખે છે તેમણે જ્યારથી તેવા થવાની ઇચ્છા થાય ત્યારથીજ પ્રયત્નશીલ થવું. ભય, ચિન્તા, ખેદ, અશાન્તિ, સ્વાર્થ, કૃપણતા નીચતા, સંકોચતા, દોષ જોવાની ટેવ, બીજાના હાએ હા કહેવી, અને તેના વિચાર કે કાર્યોના દાસ બની જવું. પોતાના ધર્મવાળા કે જાતિ ભાઈઓપ્રતિ, પ્રેમ કે મિત્રતા ન હોવી, તેમનાં કાર્યો કે વિચારોમાં સહાનુભૂતિ ન રાખવી,

ચરિત્ર સુધારવાની પ્રબળ શક્તિઓનું જ્ઞાન ન હોવું તથા પરબ્રહ્મ પરમાત્માનાં અનન્ત દર્શન, અનન્ત જ્ઞાન, અનન્ત સુખ, અનન્ત વીર્ય વિગેરે ગુણોમાં શ્રદ્ધા ન હોવી એ સર્વ અવગુણો જે મનુષ્યોમાં જડ ઘાલીને રહ્યા હોય છે તેમને તે મોટી ઉમ્મરે ઉદાસ, નિરુત્સાહી અને ચિંતાગ્રસ્ત બનાવી દે છે. તેમને પોતાને પણ તેમનો સ્વભાવ ઘણો તિરસ્કાર ભરેલો જણાય છે. પરંતુ જ્યારે તે પોતાનામાં ઉચ્ચ વિચારથી અને ઉત્તમ કાર્યોથી ઉત્તમ ટેવો પાડે છે ત્યારે તે ટેવની મદદ મેળવી વૃદ્ધાવસ્થાને પણ એવા સુંદર, મનોહર અને આનંદમય બનાવી દે છે કે તેમને પોતાને પણ તેમનું જીવન ઉત્તમ અને મનોહર જણાય છે અને બીજાઓ પણ તેમના પ્રત્યે પ્રીતિ રાખતા જણાય છે. એ બન્ને અવસ્થાથી મનુષ્યના માત્ર વિચારો અને કાર્યો ઉપર જ અસર થાય છે એમ નહિ પણ તેની આકૃતિ પણ બદલી નાખે છે. તેનો રૂપ રંગ પણ બદલાઇ જાય છે.

મનુષ્યે પોતાની સ્થિતિમાં આ પ્રકારે ફેરફાર કરી દેવો જોઇએ તે જો પોતાના વિચારને પોતાની મરજી માફક કરી શકે તો પછી તેનું અર્ધું કામ સિદ્ધ થઇ જાય છે. વિચારને અનુરૂપ જ ક્રિયા થાય છે અને તે ક્રિયાનું ફળ જીવનમાં સુખ દુઃખનો અનુભવ કરાવે છે. માટે જો તમારી સ્થિતિ તમને દુઃખદ જણાતી હોય અથવા તો તમારી સુખી સ્થિતિ કોઇ સંયોગવશાત્ પલટાઇને દુઃખી સ્થિતિ પ્રાપ્ત થઇ હોય તો તેથી ગભરાવું નહિ. ધૈર્ય અને હિંમત રાખીને દુઃખદ સ્થિતિનો ત્યાગ કરી પાછી સુખદ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન આદરો. ભૂતકાળની ચિંતા છોડીદો, વર્તમાનકાળની ચિંતાનો ત્યાગ કરી ભવિષ્યકાળની સુખદ સ્થિતિથી હર્ષ પામી આજથીજ ઉત્સાહભેર પ્રયત્ન કરો. આવેલી વિપત્તિથી હીંમત હારી જઇ ખેદ કરવો એ તો વિપત્તિને માથે ચઢાવવા જેવું છે. તેનો નાશ કરવા માટે તો તેને સહન કરવાનું બળ અને વધું હિંમત રાખી, નિરુત્સાહ ન થઇ જતું પણ સદા પ્રયત્નશીલ રહી પાછી ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરવી એજ વિપત્તિને દૂર કરવાના ઉપાય છે ને વિચાર બદલવાની કળાથી સહજ આવડી શકે છે. વર્તમાન સ્થિતિ એ આપણા વિચાર અને વિચારાનુસાર કરેલાં કાર્યોનું ફળ છે. તે વિચારને બદલતાં તદનુકુલ કાર્ય થતાં ઉત્તમ ફળને મેળવી શકાય છે. આજ કળાથી તમે પણ તમારી પ્રાપ્ત સ્થિતિ બદલી શકો છો.




( લેખક:—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૪ થું.

સમશેરવાળા ગુલામે પોતાનું કામ પુરું કર્યું એટલે અગાઉ કરેલા ઠરાવ મુજબ મુર્ખાવાળા ગુલામને મદદ કરવા આવી પહોંચ્યો. તે ખેતર ઉપર આવ્યો અને આમતેમ ખુબ જોયું, પણ પોતાના ભાઇબંધને ન જોયો. માત્ર એક ખાડોજ જોવામાં આવ્યો.

તેણે વિચાર્યું "આમ તો ચોખ્ખું દેખાય છે કે મારા ભાઇબંધ ઉપર કંઇક આફત આવેલી હોવી જોઇએ. હું હવે તેની જગ્યા લઉં. મુર્ખાએ ખેતર તો પુરૂં કર્યું, હવે તો તેને વાડીમાં દંડાવવો જોઇશે."

વાડીમાં ગુલામે પાણીથી મુર્ખાની નીકો ભરી કરી મુકી અને મોટું પુર આવેલું તેથી ઉપર કાદવ પથરાઇ ગયો હતો. મુર્ખો સવાર

પડતો દાતરડાની ધાર કાઢીને ઘાસ કાપવા ચાલ્યો, તેણે શરૂ કર્યું પણ એક બે વાર દાતરડું ચલાવ્યું તેવામાં તેની ધાર વળી ગઇ, અને દાતરડું જરાએ ચાલે નહીં. મુખો તોએ મંડયો રહ્યો પણ જ્યારે દાતરડું ન ચાલ્યું ત્યારે મનમાં બોલી ઉઠયો. "આમ કંઇ વળવાનું નથી. હું ઘેર જઇ ધાર કાઢવાની હથીયાર લઇ આવું અને સાથે ટુકડો રોટલો પણ લાવું, એક આડવાડીયું જાય તોપણ શું થયું! ઘાસ તો કાપ્યેજ છુટકો છે."

ગુલામ આ સાંભળી રહ્યો ને મનમાં બબડી ઉઠયો "આ મુખો ચીકટ માણસ છે. મારાથી આમ તો તેને નહી પહોંચી વળાય. હવે બીજી યુક્તિ રચવી પડશે."

મુખો પાછો ફર્યો, દાતરડાની ધાર કાઢી અને ઘાસ કાપવું શરૂ કર્યું. ગુલામ ઘાસમાં પેસી ગયો અને દાતરડાની અણી પકડવા લાગ્યો. આથી મુખાને મહેનત તો બહુજ પડી પણ જ્યાં બહુ ભેજ હતો, તે નાના ટુકડા સિવાય બધો ભાગ તેણે પુરો કર્યો. હવે ગુલામ કાદવમાં પેઠો અને મનની સાથે નીશ્ચય કર્યો કે પોતાના પંઝા કપાય તો ભલે પણ મુખાને ત્યાં તો ઘાસ કાપવા નજ દેવું.

મુખો ત્યાં પહોંચ્યો, ઘાસ તો આછું હતું તોપણ દાતરડું ચલાવતાં બહુ મહેનત પડતી હતી. આથી મુખો બહુ ગુસ્સે થયો અને પોતાનું બધું જોર વાપરીને દાતરડું ચલાવવા લાગ્યો. ગુલામ પાછો પડયો. મુખાના જોરની આગળ તેનું કંઇ વળ્યું નહી એટલે તે ઝાડીમાં ભરાઇ ગયો. મુખાએ દાતરડું ઉગામ્યું તે ઝાડીમાં ભરાયું અને ગુલામની અરધી પુંછડી કપાઇ, મુખાએ કાપવાનું પુરૂં કર્યું. મોંઘીએ ઘાસ ભેગું કર્યું અને મુખો પોતે બાજરી લણવા ચાલ્યો પણ અરધ પુંછડીઓ ગુલામ ત્યાં પહેલો પહોંચી ગયો હતો. તેણે બાજરીને એવી હાલતમાં કરી હતી કે મુખાનું દાતરડું કામમાંજ ન આવે. મુખો ઘેર દોડી ગયો અને બીજું હથીઆર લાવ્યો, અને બાજરી પુરી કરી રહ્યો.

મુખે વીચાર કર્યો: "હવે હું ઓટ ભાગ ઉપર જાઉં."

અરધપુંછડીયાએ આ સાંભળ્યું અને મનમાં બોલી ઉઠયો: "ઘાસમાં ને બાજરીમાં તો મુખાને ન પહોંચ્યો હવે જોઉં છું આમાં શું થાય છે."

બીજી સવારે મુખો તો બહુજ વહેલો ઉઠયો હતો અને અરધ પુંછડીયો પહોંચે તેના પહેલાં મુખે પોતાનું કામ પુરૂ કર્યું હતું. અરધ પુંછડીયો ગભરાયો અને ખીજાયેલે તે બોલી ઉઠયો: "મુખાએ તો મને બધે હરાવ્યો અને થકાવ્યો. આતો ખરેખરો મુખોજ. મુખાને તે કંઇ શીંગડાં હોય, બેવકુફ પુરૂં સુતો પણ નથી. એને તે કેમ પહોંચી વળાય! હવે તો હું દાણાના ઢગલામાં પેસી જાઉં અને બધાં સડાવી દઉં."

આમ વિચારી અરધ પુંછડીયો દાણાના ઢગલામાં પેઠો; દાણા સડવા લાગ્યા. તે દાણાંને તેણે ગરમ કર્યા તેથી પોતાને પણ ગરમી છુટી તેથી તેમાંજ ઉંઘી ગયો.

મુખો મોંઘીની સાથે ઘોડી જોડીને ચાલ્યો. દાણા ગાડામાં નાખવા લાગ્યો. બે ઝપાટા પુરા કર્યા અને ત્રીજી વખત ભરવાને જાય છે તો દાંતલો અરધ પુંછડીયાની પીઠમાં ગરી ગયો. ઉંચકે છે તો દાંતલા ઉપર તેણે અરધ પુંછડીયાને તરફડતો ને નીકળી પડવાનો પ્રયત્ન કરતો જોયો.

તેને જોઇને મુખો બોલી ઉઠયો "અરે અસા! પાછો તું આવ્યો કે!"

અરધ પુંછડીયો બોલ્યો: "હું તે નહીં પેલો તો મારો ભાઇ હતો; હું તો તારા ભાઇ સમઢીરની પૂઠે હતો."

મુખો બોલ્યો: "ભલે ભમે, તું ગમે તે હોય તારી પણ એજ વલે થશે." એમ કહીને મુખો તેને ઝાડીના સાથે અફળાવવા જતો હતો તેટલામાં તેણે કહ્યું: "મને તમે જવા દો, હું ફરીને નહીં આવું અને તમે જે કહો તે કરૂં."

મુખાએ પુછ્યું: "તું શું કરી શકે છે?"

ગુલામે જવાબ દીધો "તમે કહો તેમાંથી હું સીપાઇ બનાવી શકું છુ."

મુખો બોલ્યો: "તે મારે શું કામના"

ગુલામે ઉત્તર વાળ્યો: "તમે જે ચાહો તે તેની પાસે કરાવી શકો છો."

મુખે પુછ્યું: "તેઓ ગાઇ શકે ખરા?"

ગુલામે કહ્યું: "હા."

સુરખે કહ્યું: "ભલે, ત્યારે થોડા બનાવ."

ગુલામે પછી કેટલાંક બાજરાના ડુંડાં લીધાં અને પોતાને હાથે ફુફાડીને બતાવ્યું. "આમ તેને પછાડો અને હુકમ કરો એટલે ડુંડાંમાથી સીપાઇ પેદા થશે."

મુર્ખાએ તેમ કર્યું અને ડુંડાંના સીપાઈ બન્યા તેમાં એક નગારચી અને શરણાઇ ફુકનારો પણ હતા. આને જોઇ મુર્ખો હરખ્યો અને બોલ્યો. "વાહ આતો ઠીક છે. છોડીયો તમાશો જોઇ રાજી થશે."

અરબ પુંછડીઆએ કહ્યું: "હવે મને જવાની પરવાનગી આપો."

મુરખે કહ્યું. "એમ નહીં જવાય. બાજરીના ડુંડાંના સીપાઇ બનાવુ તે મને મોંઘા પડે. મારે તો ડુંડાંના બનાવવા છે. સીપાઇમાંથી પાછાં ડુંડાં કેમ બનાવવા એ પણ તારે શીખવાડવું જોઇશે." એટલે અરબ પુંછડીયાએ સીપાઇના ડુંડાં બનાવવાની રીત પણ શીખવી, અને જવાની રજા માગી.

મુર્ખાએ તેને રજા આપી, અને અગાઉ જેમ બોલ્યો: "ઇશ્વર તારી સાથે સદાય રહેજો." મુર્ખાએ ઇશ્વરનું નામ લીધું તેવોજ અરબ પુંછડીઓ ગુલામ તેના ભાઇબંધની માફક જમીનમાં પેસી ગયો અને માત્ર ખાડોજ જોવાનો રહ્યો.

હવે મુર્ખો ઘેર આવે છે, તો તેના ભાઇ ધન્વંતરી અને તેની વહુને જોયાં. બન્ને વાળુ કરતાં હતાં. ધન્વંતરી તેનું કરજ ચુકવી શક્યો નહોતો. લેણદારોની પાસેથી ભાગીને બાપને ઘેર રહેવા આવ્યો હતો. મુર્ખાને જોઇને તેણે કહ્યું "ભાઈ હું ધંધો પાછો શરૂ કરી શકું ત્યાં લગી મને અને મારી સ્ત્રીને તારે ત્યાં રહેવા દેજે."

મુર્ખો બોલ્યો: "ભલે સુખેથી રહો."

પછી મુર્ખો લુગડાં ઉતારી જમવા બેઠો ધન્વંતરીની વહુ બોલી ઉઠી "મુર્ખો તો પસીનાથી ગંધાઇ રહ્યો છે. તેની પડખે બેસી આપણે કેમ જમીએ! તેથી ધન્વંતરીએ મુર્ખાને બહાર જઇ ખાવા કહ્યું.

મુર્ખો કહે "એ બહુ ઠીક વાત છે, મારે હજી બહુ કામ પણ છે." એમ બોલી થોડો રોટલો લઇ બહાર ગયો.

---

## પ્રકરણ ૫ મું.

ધન્વંતરીવાળો ગુલામ પણ છુટો થવાથી કરાર પ્રમાણે પોતાના ભાઇબંધને મદદ કરવા આવી પહોંચ્યો. ખેતરપર આવતાં અને શોધ કરતાં તેણે તો કોઇને નહી જોયા. માત્ર એક ખાડોજ જોયો. તેથી તે વીડીમાં ગયો, ત્યાં જોયું તો એજ વાળા જગ્યામાં પુંછડી જોઇ, અને જ્યાં બાજરીનાં ડુંડાં હતાં ત્યાં બીજો ખાડો જોયો, તેણે મનમાં વિચાર્યું: "મારા ભાઇબંધોને કંઇ પણ નુકસાની પહોંચી છે એમાં તો શક નથી. મારે હવે તેઓની જગ્યા લેવી જોઇએ. જોઉં કે હું મુર્ખરાજને ભમાવી શકું છું કે નહીં!"

હવે આ ગુલામ મુર્ખરાજને શોધવા ગયો. મુર્ખરાજે ઘણાં ઠેકાણાં સર કર્યાં હતાં, અને હવે તે ઝાડ કાપતો હતો. બે ભાઇઓ તેની સાથે રહેતા હતા તેને ઘરમાં સંકડાશ લાગતી હતી તેથી ઝાડો કાપીને બીજાં ઘર બનાવવાનું તેઓએ મુર્ખાને કહ્યું હતું. ગુલામ ઝાડો તરફ આવ્યો અને ડાળીઓમાં ભરાઇ ગયો, અને મુર્ખાના કામમાં વીઘ્ન નાંખવા શરૂ કર્યા. મુર્ખાએ એક ઝાડનું થડ તળેથી એવી રીતે કાપ્યું કે તે કયાંએ ગુંચવાયા વીના ખાલી જમીનપર પડે, પણ ગુલામની કરામતથી તેમ નહીં પડતાં એ તો બીજાં ઝાડોની ડાંખળામાં ભરાયું. મુરખે એક વાંસ કાપ્યો કે જે વતી તે થડને જમીન ઉપર લાવી શકે અને કેટલીક મુશ્કેલી વેઠયા પછી પોતાની મહેનત સફળ થઇ હવે તે બીજા ઝાડ તરફ ગયો, અને પછી ત્રીજા ઉપર બધામાં પુષ્કળ મહેનત પડી.

મુર્ખાની ઉમેદ તો એવી હતી કે સાંજ પડતાં પચાસેક નાનાં ઝાડ કાપી લઇશ, પણ તેટલા વખતમાં તેણે તો માત્રેજ ૭ કાપ્યાં. તે ખુબ થાકયો હતો અને તેના પસીનાની વરાળ આખા વનમાં ફેલાઇ રહેલી છતાં તેણે [illegible] છોડયું નહી. તે બીજું ઝાડ કાપવા ગયો પણ તેની પીઠ એટલી બધી દુખવા લાગી કે તે ઉભો રહી ન શક્યો કુહાડી થડ [illegible] રાખી રાખી જરા આરામ લેવા બેઠો. મુર્ખાને થાક્યો જોઇ ગુલામ મનમાં ફુલાયો અને વિચારવા લાગ્યો "આખરે

મુરખો થાક્યો તો ખરો. હવે તે મારી ગયો એટલે હું પણ જરા થાક ખાઉં."

આમ વીચારી તે એક ડાળ ઉપર બેઠો, પણ મુર્ખો તો તેટલામાં ઉભો થયો, કુહાડી ખેંચી કાઢી, અને જોરથી ઉગામી ને એવા તો ઝપાટાથી મારી કે ઝાડ તુરતજ તુટી ગયું અને જમીન પર પડયું. ગુલામને તો આવી આશા જરાયે નહોતી. તેના પગ બેગી લેવા જેટલો વખત ન હોતો રહ્યો. તેની એક ડાળીમાં તેનો પંજો ભરાયો. મુર્ખો ડાળ એો કાપવા જતો હતો તેટલામાં તેણે ગુલામને જોયો અને તે આશ્ચર્ય પામીને બોલ્યો: "ઓ! શેતાન, તું વળી પાછો આવ્યો કે?" ગુલામે જવાબ દીધો "હું તો બીજો છું. હું તમારા ભાઇ ધન્વંતરીની સાથે હતો."

મુર્ખો બોલ્યો: "તું ગમે તે હો, પરંતુ તારાએ એજ હાલ થશે." એમ કહી મુરખે કુહાડી ઉગામી અને મારવા જતો હતો તેટલામાં ગુલામ કરગરવા લાગ્યો: "મને ન મારો, અને તમો કહેશો તે હું કરીશ."

મુર્ખો બોલ્યો: "તું શું કરી શકે છે!"

ગુલામ બોલ્યો: તમો કહો તેટલા પૈસા બનાવી શકું છું."

મુર્ખો બોલ્યો: "ઠીક છે. જોઇએ, બનાવ."

એટલે ગુલામે પૈસા કેમ બનાવવાં તે બતાવ્યું. તેણે કહ્યું: "પેલા ઝાડનાં પાંતરાં લઇને તમારા હાથમાં ચોળો એટલે તમારા હાથમાંથી સોનાનાં ફુલ ખરશે."

મુરખે પાતરાં લીધા, હાથમાં ચોળ્યાં અને સોનાનાં ફુલ પડવા લાગ્યાં. મુર્ખો બોલી ઉઠયો "આ તો મજેનું કામ થયું. હવે મારાં માણસો પોતાના જરૂરના વખતમાં એનાથી રમશે."

ગુલામ બોલ્યો: "હવે મને રજા આપો." મુરખે રજા આપી અને કહ્યું "ઇશ્વર તારી સાથે વસજો." એટલું મુરખો બોલ્યો કે તુરત ગુલામ જમીન તરફ પેસી ગયો અને માત્ર એક ખાડોજ રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

ભાઇઓએ તો ઘણ ખાધાં, અને ગોખા રહેવા લાગ્યા. મુરખાએ લણવાનું કામ પુરૂં કર્યું, અને તેણે એક તહેવારને દીવસે તેના ભાઇઓને નોતર્યા. પરંતુ તેઓ ન આવ્યા. તેઓ બોલ્યા "ખેડુતનો તહેવાર કેમ શોભે એ આપણે શું નથી જાણતા? ત્યાં જઇને શું કરીએ?"

તેથી મુરખાએ આસપાસના ખેડુતો અને તેની સ્ત્રીઓને બોલાવ્યાં. તેઓને જમાડયા પછી મુરખાએ તેઓને સોનાનાં ફુલ આપ્યાં. સોનાનાં ફુલ જોઇને એક પર એક અથડાવા લાગ્યાં અને એક બીજાથી છુટી તેમાં કચડાઇ પણ મુઆ તેથી મુરખો બોલ્યો: તમો કેવાં બેવકુફ છો, તમારે વધારે જોઇએ તો હું વધારે આપું" અને એમ કહીને તેણે ખુબ ફેંક્યાં. પછી છોકરાઓ ગાવા નાચવા લાગ્યાં. મુરખો બોલ્યો "તમને ગાતાં આવડે છે? જુઓ હું બતાવું." એમ કહી તેણે તો ખડમાંથી સીપાઇઓ બનાવ્યા, અને તેઓ ઢોલ શરણાઇ વગાડવા લાગ્યા. આમ થોડીવાર ગમ્મત કરાવીને પાછા સીપાઇઓને ખેતરમાં લઇ ગયો અને તેનું ખડ બનાવીને ફરીથી ગંજી ખડકી લીધી. પછી થાક્યોપાક્યો ઘેર ગયો અને તબેલામાં સુતો.

---

## પ્રકરણ ૭ મું.

સમશેર બહાદુરે આ બધી હકીકત વિષે બીજે દહાડે સાંભળ્યું અને મુરખરાજની પાસે બીજી સવારે ગયો. તેણે પુછયું "તને સીપાઇઓ ક્યાંથી મળ્યા અને તું ક્યાં લઇ ગયો એ તું મને કહે." મુરખરાજ બોલ્યો: "તેની તારે શી પરવા!" સમશેર બોલ્યો: "મારે શી પરવા! સીપાઇઓ આપણી પાસે હોય તો આપણે ગમે તે કરી શકીએ, આપણે રાજ્ય સુદ્ધાં મેળવી શકીએ."

મુરખરાજને આશ્ચર્ય લાગ્યું, અને બોલ્યો: "જો એમજ છે તો મને તેં અગાઉ કેમ ન કહ્યું? તું કહે એટલા સીપાઇ હું બનાવી શકું એમ છે. ઠીક થયું કે બ્હેને અને મેં મળીને ઘણાં ઠીક એકઠાં કર્યાં છે" પછી મુરખો તેના ભાઇને કોઠાર પાસે લઇ ગયો, અને બોલ્યો: "જો હું સીપાઇ તો બનાવું છું પણ તારે તેઓને તરતજ લઇ જવા પડશે. કારણ કે જો તેઓને ખવરાવવું પડે તો તેઓ એક દહાડામાં ગામનો દાણો પુરો કરી નાખે."

સમશેરે સીપાઈઓને લઈ જવાનું વચન આપ્યું. મુરખે સીપાઈ બનાવવાનું શરૂ કર્યું. ખોળ ઉપર તેણે ડુંડાંની એક ભારી પછાડી અને એક પલટણ તૈયાર થઈ. બીજી ભારી પછાડી અને બીજી પલટણ ઉભી થઈ. આમ કરતાં આખું ખેતર ભરાઈ રહ્યું. પછી મુરખે પુછ્યું: "હવે તો બસ થયું કે નહીં?"

સમશેર ગર્વિષ્ઠ થઈ બોલી ઉઠયો "હવે બસ, ભાઈ તારો હું પાડ માનું છું." મુરખે જવાબ વાળ્યો "ઠીક, તને વધારે જોઈએ તો મારી પાસે આવજે અને હું વધારે બનાવી આપીશ. આ મોસમનો પાક સારો ઉતર્યો છે એટલે ડુંડાં પુષ્કળ છે."

સમશેર આ પલટણોનો સેનાપતિ બન્યો, અને લડાઈ કરવા ચાલ્યો. તેટલામાં ધન્વંતરી આવ્યો. તેણે પણ ગયા દહાડાની વાત સાંભળી હતી અને હરખાતો હરખાતો તેના ભાઈને પુછવા લાગ્યો. "તને સોનું ક્યાંથી મળે છે એ મને તું કહે. જો મારી પાસે ભરપુર સોનું હોય તો હું તેમાંથી આખી દુનીયા ખરીદી લઉં."

મુરખો તો ઘણો તાજુબ થયો અને બોલ્યો: "તેં મને પહેલું કહ્યું હોત તો તને હું સોનાના ઢગલા ને ઢગલા આપત. હવે પણ જોઈએ તેટલું માગ."

ધન્વંતરી આ સાંભળી ગર્વિષ્ઠ બની ગયો અને બોલી ઉઠયો "હાલ તો તું મને ત્રણ ટોપલી ભરીને આપ એટલે બસ છે." મુરખે કહ્યું "ઠીક છે. ત્યારે ચાલો આપણે ખેતરમાં જઈએ. હું ગાડી પણ જોડું. કેમકે એટલું સોનું તારાથી કંઈ ઉચકી શકાશે નહીં."

પછી તેઓ ખેતર તરફ હાંકી ગયા. ઢેફાંને કેટલાક પાતરાં ઘસ્યાં અને સોનાનો મોટો ઢગલો થયો. પછી ધન્વંતરી તરફ જોઈ બોલ્યો: "આટલું બસ થશે કે નહીં."

ધનવંતરી બોલ્યો: "તેં તો બહુ કરી. હાલ તુરતને સારૂ તો એટલું સોનું બહુ થશે. તારો પાડ હું કદી ભૂલીશ નહીં." મુરખે જવાબ દીધો: "મારી પાસે પાતરાં પુષ્કળ છે. વધારે જોઈએ તો આવજે, એટલે બીજું સોનું ઘસી કહાડીશ." ધનવંતરી ઢગલો લઈ વેપાર કરવા ચાલ્યો.

આમ એક તરફથી સમશેર લડાઈમાં અને ધનવંતરી વેપારમાં એમ બન્ને ભાઈ મચ્યા. સમશેરે એક રાજ્ય જીતી લીધું અને ધનવંતરીએ પુષ્કળ દોલત મેળવી. બન્ને ભાઈ પછી ભેળા થયા અને સમશેરે ધનવંતરીને કહ્યું. "મારી પાસે રાજ્ય તો છે, પણ સીપાઈઓને નીભાવવા જેટલા પૈસા નથી." ત્યારે ધનવંતરી બોલ્યો: "મારે પૈસાની ખોટ નથી. પણ રખેવાળની ખોટ છે." આ સાંભળી સમશેર બોલી ઉઠયો "ચાલો ત્યારે આપણે પાછા મુરખા પાસે જઈએ" હું વધારે સીપાઈ બનાવવાનું કહીશ અને તું તેને સોનું ઘસી કહાડવાનું કહેજે. મારા સીપાઈ તું લઈ જજે એટલે તેઓ તારી દોલતની રખેવાળી કરશે. અને હું સોનું લઈશ એટલે તેમાંથી મારા સીપાઈઓ પોષીશ."

આમ મસલત કરી બન્ને જણા મુરખા પાસે ગયા. સમશેરે વધારે સીપાઈની માંગણી કરી. મુરખો માથું ધુણાવી બોલ્યો: "હું હવે બીજા સીપાઈ નહીં બનાવું."

સમશેર બોલ્યો: "પણ તેં તો મને વચન આપ્યું હતું."

મુરખે જવાબ આપ્યો: "હા એ ખરૂં, પણ હું હવે વધારે બનાવવાનો નથી."

સમશેર બોલી ઉઠયો: "શું કામ હવે નહીં બનાવે!" મુરખે જવાબ વાળ્યો, તારા સીપાઈઓએ એક માણસને મારી નાખ્યો તેથી એક દહાડો હું હળ ખેડતો હતો તેટલામાં મેં રસ્તેથી જતી એક ઠાઠડી જોઈ. પુછપરછ કરતાં માલુમ પડયું કે તારા સીપાઈઓએ એક બાઈના ધણીને લડાઈમાં મારી નાખ્યો હતો. હું તો ત્યાં લગી એમ સમજતો કે સીપાઈઓનું કામ ગાવા બજાવવાનું હતું. પરંતુ તેઓ તો માણસમારા દેખાય છે. એટલે હવે હું એક પણ સીપાઈ બનાવવાનો નથી."

ધનવંતરીને પણ મુરખાએ સોનું બનાવી આપવાની ચોખ્ખી ના પાડી. અને કારણ બતાવ્યું કે ધનવંતરીના સોનાથી એક પાડોશીને પોતાની ગાય ખોવી પડી હતી. અપૂર્ણ.

# शीख गुरु नानक.

(અનુસંધાન ગતાંકથી.)

२

ગુરૂ નાનકની નવ વર્ષની ઉમ્મર થઈ એટલે તેમને ઉપવિત–જનોઇ આપવા માટેની તૈયારી કરી. તેમને જનોઇ આપતી વખતે તેમણે ગોરને કહ્યું: મહારાજ આ તાંતણાઓ શાના છે? એને ગળામાં નાખવાથી શો લાભ છે? અને તે પહેરનારે શું શું કરવું જોઇએ?" આ સાંભળી ગોરે કહ્યું: "આ જનોઇ પહેર્યા સિવાય કોઇ પણ બ્રાહ્મણ ધર્મક્રિયામાં ભાગ લઈ શકતો નથી. તેને જનોઇ દીધા પછી તે સર્વ ધર્મક્રિયામાં ભાગ લઇ શકે છે."

નાનકે કહ્યું—"જો કોઈ માણસને જનોઇ દીધા પછી તે પોતાની રીતભાત બદલે નહિ અને સદાચરણી થાય નહિ તો શું આ તાંતણા તેને પવિત્ર રાખી શકે ખરા કે? તેને પોતાનાં કરેલાં કર્મનાં ફળ ભોગવવાં પડે કે નહિ?" જવાબમાં ગોરે કહ્યું: "તેની મને ખબર નથી પણ આપણા શાસ્ત્રમાં લખ્યું છે અને પરાપૂર્વથી આપણા બાપદાદાના ચાલતા રીવાજ પ્રમાણે જનોઈ દેવું પડે છે." નાનકે આ સાંભળી કહ્યું: "તમે જ્યારે આ સમજાવી શકતા નથી અને માત્ર ચાલતા રીવાજને આધિન થવાનું કહો છો તો તે કેમ બને? હું રૂઢિનો ગુલામ થવા ચાહતો

આ સાંભળી ગોરે કહ્યું. એ વાત તો ખરી પણ કોઈ જનોઈ દીધા વગર ચાલે? તમારા મા બાપે આજે તમને જનોઇ દેવાને ખર્ચ કર્યું છે તેમના સામું તો જુઓ, તે કેવા નિરાશ થઈ ગયા છે! નાનકે કહ્યું. "હું તેમને રાજી રાખવા કે આજે કરેલા ખર્ચને માટે રૂઢીનો ગુલામ થવા માગતો નથી. બહારના દેખાવ કરતાં અંદરના તત્ત્વ તરફ હું તમારૂં લક્ષ ખેંચું છું. ખરી શ્રદ્ધાથી માણસ પૂજ્ય બને છે અને ઇશ્વરની ભક્તિથી તેમ સદ્વર્તનથી પૂર્ણતાને પામે છે."

નાનક સમજતા હતા કે જનોઈ એ માણસને એકદેશીય બનાવવાની અમુક પ્રકારની મજહબની ફાંસી છે. જો હું તેને પહેરૂં તો મારી મહેનત પણ એક દેશીયમાંજ થાય, મારે તો હિન્દુ મુસલમાન બંનેને સરખા ગણીને તેમને હિતોપદેશ કરવાનો છે અને મક્કા મદીના સુધી પ્રવાસ કરવાનો છે અને જનોઈ તો તેમાં બંધનકર્તા થઇ પડે તેમ છે અને તેના વિના મને જરા પણ હાનિ થાય એમ જણાતું નથી તે પછી શામાટે હાથે કરીને બંધનમાં પડવું.

નાનકની આ રીતભાતથી વેદીકુટુમ્બને જાણે

હેવાઈશું અને લોક મ્હેણાં ટુંણાંથી અમને ફુંપી ખાશે તે જોવા શુ તું રાજી છે? તું હઠ મૂકી તારી આ ગરીબ માની ખાતર પણ જનોઈ પહેરાવવા દે.

નાનકે માતાનાં આંસુ અને સ્નેહપૂર્ણ ડાહ્યા શબ્દોથી તેમનું કહેવુ માની લીધુ અને જનોઈ પહેર્યું.

નાનક નાનપણમાં ભણવા તરફ કાંઈ વધુ લક્ષ આપતા નહોતા. તેમનું લક્ષ નાનપણમાંથીજ માત્ર પ્રભુપ્રેમ ઉપર હતું ગામમાં નાનકનીજ વાતો ચાલતી હતી કોઈ તેમને ગાંડા કહેતા, કોઈ તેમને ભગત કહેતા, કોઈ તો તેમને હરામ હાડકાંના અને એદી ગણતા. આ વાતો કાલુવેદીના કાન સુધી પણ આવી તેમણે એક દિવસ પુત્રને પાસે બેસાડી કહ્યું: "બેટા, લોકો કહે છે કે તું ગાંડો છે, આળસુ અને એદી છે, તે મારાથી સંભળાતું નથી માટે જો તું ન ભણે તો કંઈ ધંધો કરે તો સારૂં. આપણું ખેતર સાચવે તો પણ સારૂં. ત્યાં તને હરવાફરવા ને બેસવાનું મળશે અને તું આળસુ છે એવો લોકોનો જે ભ્રમ છે તે ખોટો પડશે. હવે વળી તું મોટો થયો, કાંઈ નિરૂદ્યમી થઈ બેસી રહેવાથી પાલવે નહિ. તું કશુ ન આવડે તો ખેતી કરે તો પણ સારૂં."

નાનકને ખેતરમાં ફરવાનું અને કુદરતી લીલા જોયા કરવાનું ઘણું ગમતું તેમને એકાંતમાં રહેવાનું સારૂં લાગતું તેથી તેમણે પિતાની આ વાત જાણી તરત જ કહ્યું કેઃ "પિતાજી, જો તમારી એવીજ ઇચ્છા છે તો હું કાલથી જ ખેતરમાં જઈશ

નાનકે તરતજ પોતાની વાત કબુલ કરી તે જાણી કાલુવેદીને પણ હર્ષ થયો. અને ધાર્યું કે હવે સુધરશે ખરો.

નાનકે બીજા દિવસથી જ ખેતર સાચવવા જવા માંડ્યું. ગાયોના ટોળાં લઈ ગોવાળો ખેતરોમાં ફરતા તેમની સાથે નાનકે મિત્રતા કરી અને તેમને ઉપદેશ આપવા માંડ્યો. એક દિવસે સમીસાંજ થતાં ગામમાં જવા માટે ગોવાળીયા તૈયાર થયા અને તેથી એક ગોવાળીયે વાંસળી વગાડી જેથી દૂર ગયેલી ગાયો પણ તે સાંભળી તેની પાસે દોડી આવી ભેગી થઈ. આ જોઈ નાનકે ગોવાળને કહ્યું: જુઓ તમારી વાંસળી સાંભળી ગાયો પણ જાણી ગઈ કે આપણને બોલાવે છે અને જવાનો વખત થયો છે. પણ આપણે મનુષ્યો પશુઓ કરતાં પણ પામર છીએ. પ્રભુ અનહદ વાંસળી વગાડી રહ્યો છે છતાં તેના ગીતના ભેદો આપણે સમજી શકતા નથી અને તે પ્રમાણે વર્તી શકતા નથી.' આમ વાતોમાં ગોવાળીયાઓનું બીજી તરફ લક્ષ રહ્યું નહિ તેથી ગાયો પાસેના ખેતરમાં પેસી ચરવા લાગી.

એવામાં તે ખેતરનો માલીક આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે "તમે ઉપર રહીને મારૂં ખેતર ભેળાડાવ્યું માટે ચાલો તમને બધાને હું થાણદાર પાસે લઈ જઉં છું." આ સાંભળી ગોવાળો તો ગભરાયા પણ નાનકે તેમને હિંમત આપી પછી બધાને તે ખેતરવાળો થાણાદાર પાસે લઈ જઈ ત્યાં ફરીયાદ લખાવી કેઃ "આ લોકોએ મારૂં ખેતર ભેલાડી મૂક્યું છે માટે તેમને યોગ્ય સજા થવી જોઈએ."

ગોવાળીઆઓએ જણાવ્યું કેઃ "મ્હારાજ! નાનક અમને ઉપદેશ આપતો હતો તેથી અમે અમારૂં ભાન ભૂલી તેની વાતો સાંભળતા હતા જેથી ગાયો તરફ અમારૂં લક્ષ ન રહેવાથી અજાણતાં તેમનો બગાડ થયો હશે, માટે માફ કરવુ જોઈએ."

આથી તહોમતનો બધો ભાર નાનકના ઉપર આવ્યો તેથી તેને વધુ સજા કરવાનું ઠર્યું. પણ તે પહેલાં નાનકે કહ્યું કે; આપ ન્યાય આપતા પહેલાં ખેતરમાં જઈને તપાસતો કરો કે કેટલું નુકસાન થયું છે! અને પછી અમને સજા કરશો તો તે અમે ભોગવવા ખુશી છીએ. આ વાત થાણદારે કબુલ કરી અને નુકશાન જોવા માટે ખેતરમાં ગયા તો ત્યાં જઈ જોતાં આખું ખેતર હતું તેવુજ જણાયું તેમાં કાંઈ પણ બગાડ થયેલો દીઠો નહિ.

થાણદારે જાણ્યું કે ખેડુતે જુઠી ફરિયાદ કરી છે, ખેતરમાં તો નુકશાન થયુ નથી. જેથી તેને સખત ઠપકો આપ્યો અને કહ્યું કેઃ "જો હવે પછી કોઈના ઉપર જુઠી ફરીયાદ કરશે તો તને સખત સજા કરીશ." પછી તેમણે નાનક અને ગોવાળોને છોડી મૂક્યા.

નાનકના ખેતરમાં બરોબર ફાલ આવ્યો હતો અને આ વર્ષે દર વર્ષે કરતાં વધુ પાક ઉતરવાની આશા હતી આજુબાજુના લોકો પોતાના ખેતરોમાંથી પંખીઓને ગોફણો મારીને, હોકારા કરીને ઉડાડી દેતા, જેથી તે પંખીઓ ત્યાંથી ઉડી બધાં નાનકના ખેતરમાં ફરી વળ્યાં. નાનકના હૃદયમાં પંખીઓ માટે પણ પ્રેમનું સ્થાન હતું. જેથી તેણે પોતાના ખેતરમાંથી પંખીઓને ન ઉડાડતાં જેમ જેમ વધુ પક્ષીઓ આવ્યાં તેમ તેમને હર્ષ થવા લાગ્યો, અને આનંદમાં આવી જઇ બંને હાથ ઊંચા કરી તેમણે ગાવા માંડયું કેઃ

"रामदी चिड़ीयाँ रामदा खेत
खा लो चिड़ीया भर भर पेट."

આ પ્રમાણે બધાં પક્ષી એકજ ખેતરમાં ચરાઇ પાક ખાવા લાગ્યાં અને ખેતરમાં જે આ વર્ષે સારો પાક ઉતરવાનો હતો તેનો એક પણ દાણો રહ્યો નહિ. નાનકના પિતાએ આ જોયું ત્યારે તેમને ઘણું દુખ થયું અને તેમણે નાનકને કહ્યુંઃ "બેટા, તેં આળસમાં રહી આપણી આખી ફસલ ગુમાવી." આ સાંભળી નાનકે કહ્યુંઃ "પિતાજી, હું કદી પણ આળસુ બેસી રહ્યો નથી. મારૂં કામ હંમેશાં કર્યાજ કરૂં છું. આ શરીર એ મારૂં ખેતર છે અને મનોનિગ્રહરૂપી હળથી હું તેને ખેડું છું, વિનયરૂપી જળનું તેમાં સિંચન કરૂં છું અને પવિત્ર મંત્રરૂપી બીજ તે ખેતરમાં મેં વાવ્યાં છે. તેનો એવો પાક આવશે કે જેથી મારી સાથે શાશ્વત રહેશે. આ જગતમાં કોઇના ધન ભંડારો તેની સાથે જતા નથી. પણ હું એવું અનાજ ભેગું કરૂં છું કે તે સદાને માટે મારી સાથે રહેશે અને તેમાંથી કોઇ કશું પણ ખુંચાવી શકશે નહિ."

આ વાત કાલુ વેદીને શી રીતે ઠીક લાગે? તેથી તેમણે કહ્યું "હું સમજ્યો તને ખેતીનો, જાતમહેનતનો અને તાકતકામનો ધંધો પસંદ પડતો નથી, હવે બસ કર," તે પછી નાનકને ખેતરમાં જવાનું કહ્યું નહિ.

એક દિવસે મર્દાના નામનો ગવૈયો નાનક પાસે આવ્યો અને તેણે કહ્યું કે પાક પટ્ટન શહેરમાં બાબા ફરીદનો મેળો ભરાવાનો છે એ વખતે ત્યાં અનેક સાધુ સંતો અને ફકીરો ભેગા થશે. આપ જો ત્યાં પધારશો તો ઘણો આનંદ થશે અને હું પણ સાથે સાથે ત્યાં મેળો જોઇ શકીશ." મર્દાનાની આ વાત નાનકે સાંભળી ત્યાં જવાનો વિચાર કર્યો, પોતાનાં માબાપની રજા લઇ તે સંવત ૧૫૪૧ ના જેઠ સુદ ૧૧ ના પાક પટ્ટનના મેળામાં ગયા, બાબા ફરીદના સ્થાન ઉપર આ વખતે શેખ ઇબ્રાહિમ હતા તેમની સાથે ગુરૂ નાનકને કેટલોક વાદવિવાદ થયો હતો. ત્યાં ત્રણ દિવસ રહી મેળો વેરાતાં નાનક ઘેર આવ્યા.

નાનક સાધુસંતો અને ફકીરોમાં ફરતા હતા તે જોઇ તેમના પિતાજીને ચિંતા થઇ કેઃ વખતે સાધુઓની સોબતથી પુત્ર સાધુ તો નહિ થઇ જાય, માટે હવે તેને ગમે તે કોઇ ધંધામાં જોડું તો સારૂં તેમણે નાનકને બોલાવી કહ્યુંઃ "બેટા, તને ખેતીનો ધંધો ન ગમતો હોય તો એકાદ ગાંધીઆટાની દુકાન કરે તો પણ સારૂં. નવરા બેસી રહેવાથી શો લાભ!" નાનકે આ સાંભળી કહ્યુંઃ "પિતાજી મેં તો ક્યારનીએ દુકાન માંડી છે. કાળ અને દિશા રૂપી મારી દુકાન છે તેમાં સત્ય અને ઇંદ્રિયસંયમરૂપી માલ ભરેલો છે, હું મારા ગ્રાહકોને તે માલ આપું છું અને તેમાં મને સારો નફો મળે છે.

આ સાંભળી તેમના બાપે કહ્યુંઃ "અરે, તને દુકાનમાં આખો દિવસ બેસી રહેવાનું ન ગમે તો તું ઘર વેચવાની સોદાગીરીનો ધંધો કરે તો ઠીક, તને તે પસંદ પડશે અને ફાયદો પણ થશે."

નાનક—"સત્ય એ મારૂં ઘર છે અને શાસ્ત્રો એ મારા ભોમીઆ છે. સત્કર્મોરૂપી સુવર્ણ મહોરોથી ભરેલી કોથળી સાથે હું પરમાત્માના દેશમાં જરૂર જઇ શકીશ."

આ સાંભળી વળી તેમના બાપે કહ્યુંઃ "તારાથી તે પણ ન બને તો અહિંના સુબાની કચેરીમાં કોઇ નોકરી લે તો પણ સારૂં."

નાનકે કહ્યુંઃ "પિતાજી, મેં તો નોકરી લીધીજ છે. પરમાત્માને મેં મારી જાત સોંપી દીધી છે, અને તેની સેવા કરવાને હું યત્ન કરૂં છું અને એ પ્રસન્ન થાય તેનીજ રાહ જોઉં છું."

આ સાંભળી વળી તેમના પિતાએ કહ્યું: "બેટા, તારાથી એ કશું ન બને અને રોજ આનંદમાં રહે તોપણ સારું; જ્યારે હું તેને આવી રીતે ઘણી વાર વિચારમાં પડેલો અને ગાંડા જેવાં આચરણ કરતો જોઉં છું ત્યારે મને ઘણું દુઃખ થાય છે.

નાનકે કહ્યું: "પિતાજી આ જગત્ સંબંધી જે સત્ય વાત હતી તે મેં જણાવી છે, બાકી હું તો આપની આજ્ઞા પ્રમાણે ચાલવા તૈયાર છુ કારણ કે પિતાની આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે.

આ સાંભળી તેમના પિતાના મુખ ઉપર આનંદની છટા પ્રસરી અને તે બોલ્યા. "તારી વાત હવે મને ગમી. ભવિષ્યમાં તું મોટો માણસ થઈશ એમ મને લાગે છે, મારો મત એવો છે કે કાલે હું તને વેપાર કરવા માટે રૂપિઆ આપીશ અને તારે શું કરવું તે રસ્તો બતાવીશ."

બીજે દિવસે સવારે કાલુએ નાનકને બોલાવી તેમના હાથમાં ૨૦ રૂપિઆ મૂકી કહ્યું: "બેટા, આ રૂપિઆનો તું એવો વેપાર કર કે જેથી તને તેમાં સારો નફો થાય."

નાનકે પૂછયું: "પિતાજી એવો વેપાર કયો કરવો ?"

પિતાજીએ કહ્યું: 'સાચો સોદો' કરવો કે અંતે જરી પણ ખોટ ન આવે, બસ એટલુંજ ધ્યાનમાં રાખવામાં આવે તો બધાજ વેપાર નફા કારક છે, આ વખતે તું બરાબર સોદો કરીશ તો ભવિષ્યમાં એ કામ માટે હું તને મોટી રકમ આપીશ.

નાનકે કહ્યું: "આપના કહેવા પ્રમાણે હું તે બરાબર કરીશ અને તેથી તમે પ્રસન્ન થશો એમ મને લાગે છે."

તે પછી નાનક બાલા નામના એક જાટ સાથે ગામમાંથી પરદેશ જવા નીકળ્યા. બારેક માઈલ ગયાપછી ચુહડકા નામના ગામમાં તે આવી પહોંચ્યા. ત્યાં એક ઝાડની ઘટા નીચે ફકીરપંથી સાધુઓનું એક ઝુંડ ઉતરેલું તેમણે જોયું. તેમાંના કેટલાક સાધુ ધ્યાનમગ્ન થયેલા હતા. કેટલાક ભજન કીર્તન કરતા હતા કેટલાક ચારે બાજુ ધુણી ધીકાવી તડકામાં બેસી પંચાગ્નિથી તપ કરતા હતા અને કેટલાક હાથ ઉંચા કરી પોતાના શરીરને કષ્ટ આપતા હતા. તેમનો મહંત એક મૃગચર્મ ઉપર બેઠો હતો તેને માથે મોટી જટા હતી કેટલાક શિષ્યો તેની પાસે બેસી પાઠ કરતા હતા. તેમના દર્શનથી નાનકને ઘણો આનંદ થયો, પણ એવામાં કોઈએ તેને ધીમેથી કહ્યું: આ સાધુઓ ત્રણ દિવસથી અહિં આવીને પડયા છે છતાં કોઈ તેમનો પાણીનો પણ ભાવ પૂછતું નથી.

આ સાંભળી ગુરુજીને અખેદ આશ્ચર્ય થયું અને બાલાને પોતાની પાસે બોલાવી કહ્યું: આ માણસો એવા છે કે એમની સાથે સોદો કરવાથી આપણને ઘણો લાભ થવાનો સંભવ છે. મારા બાપે કોઈ લાભદાયક ધંધો કરવાનું કહ્યું છે તો આપણે આવી ઉમદા તક ગુમાવવી ન જોઈએ. આ મૂડીને આપણે તેમને ભોજન કરાવવામાં રોકવી જોઈએ.

બાલાએ કહ્યું: આ બાબતમાં તમારા પિતા ઘણા સખત છે માટે કંઈ કરતા પહેલાં પૂર્ણ વિચાર કરજો. એમ કહી તેણે રૂપિઆ નાનકને આપ્યા નાનક તે લઈ મહંત પાસે ગયા અને તેમને પ્રણામ કરીને નમ્રતાપૂર્વક પૂછ્યું કે: "આપ વયઅવસ્થાના છો તેથી ટાઢ તાપ સહન કરવાં પડતાં હશે, આ શરીર ધુળ અને રાખથી રગદોળાય છે. આ જીંદગી મૂળ તો દુઃખરૂપ છે તેને તમે આમ વધુ દુઃખમય કેમ કરો છો ?

મહંતે કહ્યું: "બચ્ચા, શરીરને કષ્ટ આપવાથી આપણાં પાપ બળી જાય છે અને તેથી આપણો આત્મા ઉચ્ચ પ્રદેશમાં વિહરવા લાયક બને છે. માટે અમે અમારા સંપ્રદાયના આદેશ પ્રમાણે આમ તપ કરીએ છીએ.

નાનક—"તો શું આપ જમતા પણ નથી?"

મહંત—"જો કંઈ અનાયાસે આવી મળે તો તે અમે ગ્રહણ કરીએ છીએ પણ તેની અમે પરવા રાખતા નથી. અમે જગતથી કંટાળેલા હોવાથી તેનાં માયિક સુખો ઉપર લક્ષ આપતા નથી."

નાનક—"તો કૃપા કરી આ નજીવી રકમનો સ્વિકાર કરીને જોઈતી સામગ્રી મંગાવી લો."

મહંત—'ભાઈ, તું હજુ બાળક છે. આ પૈસા તારા બાપે તને કોઈ કામને માટે આપ્યા હશે માટે તે અમારાથી લેવાય નહિ."

નાનક—મારા બાપે મને આ રૂપીઆ આપતાં કહ્યું હતું કે તું આનો સારો સોદો કરજે અને આપના જેવા સંત પુરુષોની સેવાના સોદા સિવાય બીજો સારામાં સારો કયો સોદો છે? એજ વાસ્તવ સોદો છે અને બીજા બધા તો સાંસારી છે.'

નાનકનાં આવાં વચન સાંભળી તે મહંત ઘણો રાજી થયો અને તેણે હસતાં હસતાં કહ્યું: ખરે, તું બહુ સમજુ જણાય છે. જ્યારે તારી ઇચ્છાજ અમને રૂપિઆ આપવાની છે તો પછી તુંજ બજારમાં જઇને તેનું ખાવાનું લઈ આવ. અમે ત્રણ દિવસથી કશું પણ ખાધું નથી."

આ સાંભળી નાનક ગામમાં ગયો અને લોટ, ઘી, દાળ, ચોખા ગોળ વિગેરે સામાન લાવીને સાધુઓને જમાડયા. મહંતે તેને આશિર્વાદ આપ્યો.

તે પછી નાનક બાલા સાથે પોતાને ગામ ગયા. નાનક ગામ પાસે આવતાં એક પીલુના ઝાડ નીચે આસન વાળીને બેઠા અને બાલાને ઘેર મોકલી દીધો. આ જગા હજુ પણ તં[illegible] સાહેબના નામથી પ્રસિદ્ધ છે.

તેણે ઘેર જઇ કાલુ વેદીને સઘળી હકી[illegible] કહી એટલે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તે[illegible] નાનકને ઘણા ધમકાવ્યા અને તેમને ગામ[illegible] હાકેમ રાયબુલાર પાસે લઇ ગયા. તેમણે ઘણું [illegible] હાકેમની ધાકથી નાનકના ઉપર સારી અસર થ[illegible] પણ નાનકે કહ્યું: "પિતાજી આપની આજ્ઞા [illegible] પાળી છે આપે મને ખૂબ નફાકારક ધંધો કર[illegible] કહ્યું નહોતું? તેથી મને સોદો સાચો અને ન[illegible] કારક લાગ્યો તે કર્યો એમાં ખોટું શું કર્યું છે?

ગુરુનાનકની આ વાત સાંભળી રાયબુલા[illegible] કરયો અને તેણે કાલુને કહ્યું: "મહેતાજી, ત[illegible] આ ઘિંઘરે વીંટેલા રત્નથી ક્યાં સુધી અજ્ઞા[illegible] રહેશો? આ જે રીતે રૂપિઆ ખર્ચે તે રી[illegible] તેને ખર્ચવા દો અને તે મારે નામે લખ્યા [illegible] રજો. અને ખજાનામાંથી લેતા રહેજો પણ એ[illegible] દીલ દુભાય તેવું કશું કરશો નહિ;'

ગુરુ નાનકની આવી પ્રવૃત્તિથી અને ઉદાર તાથી પિતાને તો સદા કલેશ રહ્યા જ કરતો પ[illegible] ગુરુજીનો ઉદારભાવ જે કુદરતીજ હતો તે ગયો નહિ

# दीर्घायुषि न निवडवानां कारणो.

લેખક:—આયુર્વેદ મયારામ સુંદરજી.

વેદ, ઉપવેદ વિગેરે ધર્મ પુસ્તકોમાં મનુષ્યને ૧૦૦ વર્ષનો આશિર્વાદ અપાએલ છે છતાં મનુષ્ય મધ્યેના ઘણાખરા એથી ઓછું આયુષ્ય ભોગવી મૃત્યુ પામે છે તેનાં કારણો મુખ્યત્વે કાંઇ હોવાંજ જોઇએ, અને તે વૈદકશાસ્ત્રના આરોગ્ય-રક્ષણાદિ શાસ્ત્રોદ્વારા વિચારવા તથા અમલરૂપે સમજી વર્તવા જેવું બને તો દીર્ઘાયુષિ નીવડી શકાય એમ વેદકદ્વારા માલમ પડે છે. દીર્ઘાયુષિ ન નિવડવાનાં કારણ મુખ્યત્વે નીચે પ્રમાણે વૈદક વિચારે જણાવવામાં આવે છે.

આરોગ્ય, બળ અને દિર્ઘાયુષ્યનો આધાર ઇશ્વરી કુદરતના અવિનાશી કાયદા (નિયમો) ઉપર અવલંબી રહેલ દિસે છે. જેને દૈવ (કેવળ નસીબ) ની સાથે સંબંધ માનવામાં ભુલ થાય છે. પ્રથમ આપણાં માતાપિતા અને આપણે પોતે તેને માટે જવાબદાર છીએ. કેટલાક વ્યાધિઓ આપણીને પણ ગાંઠતા નથી અને તેથી મનુષ્ય જાતિનો ચોથો ભાગ, વાસ્તવિક જીવનમર્યાદાને જોઇતો હીસ્સો પૂર્ણ કર્યા વિના બચપણમાંજ મૃત્યુ પામે છે, તે માટે ઇશ્વરની કુદરત જરાપણ જવાબદાર નથી. જો તેને આ માટે જવાબદાર ઠેરવવામાં આવે તો મનુષ્યો ચોરી વ્યભિચારાદિ કુકર્મ કરે છે તે માટે પણ એનેજ જવાબદાર ગણવા જેવું કરે। પરંતુ આવર્તનને માટે કર્મકર્તા ભોક્તા જીવાત્માજ જવાબદાર હોય તેમ દિસે છે.

અકસ્માત અને બનતો વિગેરે દુરાચરણોને બાદ કરીએ તો મનુષ્યો તેની ઇચ્છાનુસાર દિર્ઘાયુષ્ય ભોગવી શકે તેમ છે. જો તેમ સદ્વર્તન બને તો દેશ, વિદેશમાં લાખો વૈદો ને ડાક્તરોનો જઇ

કરી ખપ પડશે નહિં. યતાજ મંટાડી શકાય એવા રોગોથી વર્ષે જગતમાં ઓછામાં ઓછા એક ક્રોડ માણસો મરી જાય છે એ આધુનિક કેળવણીની સંસ્કૃતિ ઉપર કેવું મોટું કલંક છે તેમાં ખામીનો તે દોષ છે.

ઈશ્વરે મનુષ્યોને દીર્ઘાયુષ્ય અર્પેલું છે; પરંતુ મનુષ્યો જ પોતાના વર્તનનો વડેજ તેને ટુંકું બનાવી દે છે! ઘણા થોડાજ લોકો વૃદ્ધ થતાં સુધી જીવવાનું પૂર્ણ જ્ઞાન ધરાવતા હોય છે. અને વૃદ્ધાવસ્થા ભોગવી મરણ પામે; તે વાતો અપવાદજ હોય છે; બાકી ઘણી સંખ્યા બચપણમાં અને યુવાવસ્થામાંજ મરણ શરણ થાય છે. સેંકડે ૩–૪ મનુષ્યો જ વૃદ્ધાવસ્થામાં મરણ પામી શકે છે, એવી સરેરાસ આવે છે. કુદરતે માનવ શરીરનું જે અદ્ભુત સંચાકામ બનાવ્યું છે તે ઉપરથી તો સ્પષ્ટ માલમ પડે છે કે આપણે સદ્ધર્મ ને બ્રહ્મચર્યને વળગીએ તો સો વર્ષ સુધી આરોગ્ય પૂર્વક જીવી શકીએ એમ કુદરતી નિયમો જોતાં વૈદક વિદ્યા કહી શકે છે.

ઘણાં મનુષ્યો મધ્યેના અમુક ૧૫૦, ૧૨૫, ને ૧૦૦ વર્ષ પર્યંત દીર્ઘાયુષ્ય ભોગવ્યાના દાખલા આરોગ્યરક્ષક વૈદક ખાતામાં નોંધાએલા છે. અને તેવાઓનાં વર્તન, કુદરતના આરોગ્યરક્ષક ને શક્તિરક્ષક નિયમો સચવાય તેવાં સાદા ને સરલ (નિષ્પાપ) હતા એમ પણ માલમ પડેલ છે.

મનુષ્ય શરીરની રચના અને ધાતુઓ બાબત મનુષ્ય સમુદાય અજ્ઞાન છે તેટલો બીજી બાબતોમાં નથી જણાતો. હજાર મનુષ્યે એકાદ મનુષ્ય પોતાના શરીરની અંદરના મુખ્ય અવયવોનું સાચું જ્ઞાન ધરાવતા નથી અગર તેમનો શું ઉપયોગ કે શું કાર્ય છે તે પણ કહી શકતાં નથી. આ કાંઇ પોતાનું આરોગ્યને માટે જેવી તેવી અવગણના નથી.

મનુષ્ય કેળવણીના મહાવિદ્યાલયો અને વિશ્વ વિદ્યાલયોમાંથી "પૂર્ણ શિક્ષણ!" લઇને બહાર પડતા તરૂણ સ્ત્રિ પુરૂષો, કે જે ભાષાઓમાં, સંગીતમાં અને કળાકૌશલ્યમાં બહુ કુશળ બને છે! તેઓ જે અવયવો અને તેમનાં કાર્યોપર પોતાના જીવવાનો આધાર છે તેનું યથાજ્ઞાન, સ્પષ્ટીકરણરૂપે જાણી, જણાવી શકતાં નથી. એ કુદરતના કર્તા પ્રત્યે મોટું અપમાન કરવા બરોબર છે. આગળ જતાં એવો વખત આવશે કે તે જમાનાના કુશળ લોકો આજના આરોગ્ય સાચવવાના દેહધર્મ સમજવા સાચવવામાં બેપરવા હતા અને તેથી ઘણા રોગના ભોગ થઇને અધુરી અવસ્થાએ મૃત્યુ પામતા હતા એમ કહેશેજ. તેઓ પશુને વનસ્પતિ માટે જેટલું જાણતા હતા તેટલું પોતાને માટે જાણતા નહતા તેમ કહેશેજ, એ આજે શરમાવા જેવુંજ છે. મનુષ્યો પોતા માટેની અજ્ઞાનતાથી કેટલું નુકશાન સહન કરે છે તેનો પ્રત્યુત્તર એકાદ સંકુચીત, અર્ધવિકસિત એકાંગી, અલ્પાયુ પ્રજા તરફથી મળી શકે છે.

જે શરીર—તનથી બિમાર કે અનારોગ્ય હોય છે તે મનથી પણ તેવીજ સ્થિતિ ભોગવવા પામે છે. જેમ અસત્યાચારી પ્રભુને પસંદ નથી; તેમજ, અજીર્ણાદિ રોગોવડે પીડાતા અકાંતિયા દરદીઓ પણ પ્રભુને પસંદ નથી. રોગી શરીર વાળાનું મનોસામર્થ્ય, કંજુસના દ્રવ્ય પ્રમાણે વગર વપરાતું પડતર રહેવા પામે છે. તેવાથી સ્વપરને લાભ મળવાનું બનતું નથી, આ જ્ઞાની. ઓનું કહેવું યથાર્થ છે.

ઘણીવાર પેટના અજીર્ણને લઇને માથાનો દુઃખાવો કે પેટનો દુઃખાવો થઇ આવે છે અને તેથી કેટલીક વખત જવરાદ રોગ થઇ આવી એક અવયવના પાપને માટે શરીરના દરેક અવયવને દુઃખ સહન કરવું પડે છે. તે ઉપરથી સમજી શકાય છે કે શરીરના દરેક અવયવો તથા જ્ઞાનતંતુઓ એક બીજાની સાથે કેટલો બધો સંબંધ ધરાવે છે!

## મનુષ્યના દુર્ગુણોને વ્યસનોવડે થનાર, આરોગ્ય ને દીર્ઘાયુષ્યની પાયમાલી.

૧. બહુ અતિ કસરત કે અતિ હદ બહાર મહેનતવડે મન ઉશ્કેરાય છે, ધુસાદાર થાય છે અને તેથી આરોગ્ય ને આયુષ્યને હાની પહોંચે છે.

૨. તમાકુ, ચહા, કાફી ને દારૂ કે અફિણ વિગેરે કેફી ને માદક વસ્તુઓના સેવન (વ્યસન) વડે પ્રથમ તન, મન ઉશ્કેરાય છે ને તેમાં હદ બહાર શરીરશક્તિનો વ્યય (ક્ષય) થાય છે, અને પાછળથી તેમ વપરાએલ શક્તિ થાકવાથી તેનાથી થનારા સતત શરીરના મન તનના વ્યા-

પારમાં ખલલ પહોંચવાથી આરોગ્યને અને આયુષ્યને હાની થતી જોવામાં આવે છે.

૩. ખોરાકનું અલ્પસેવન કે અતિસેવન અગર સત્વહીનનું સેવન, અતિ અપવાસ, અતિ ઉષ્ણ કે શીત ઋતુમાં શરીર સાચવવાની બેપરવાઇથી પણ આરોગ્યને આયુષ્ય બાધિત થવા પામે છે.

૪. મનને ઉદ્વેગ, ક્રોધ, લોભ વિગેરેથી અતિ અકળાવવાથી મન તનની હાલત બગડે છે ને તેથી પણ આરોગ્યને અને આયુષ્યને હાની પહોંચે છે.

૫. મન, તનથી મલીન અને દુષ્ટ, ક્લીષ્ટ રહેવાથી પણ એજ પરિણામ આવે છે.

૬. અતિ રસાસ્વાદ, અતિ વિષય ભોગ અને અતિ ઉજાગરાથી તથા ખોટી ખટપટોમાં મચ્યા રહેવાથી આરોગ્ય અને આયુષ્યને ન કળાય તેવી નિદાન હાની પહોંચતી જાણવામાં આવેલી છે.

૭. હદ બાહેર વિદ્યાભ્યાસ કરવાથી તેમજ કશી પણ તનમનની કેળવણીની જોઇતી કસરત ન લેવાથી તેમજ આળસ્ એદીપણું ભોગવવાથી પણ દેખતી રીતે ન કળાય એમ મુદે આરોગ્યને અને આયુષ્યને કોઇપણ રોગરૂપે હાની થવાનો પુરતો સંભવ છે.

૮. કાચાં ફળો, કાચાં અન્ન, શાક પત્રાદિના સેવનથી તથા ઉતરેલાં અન્ન, ફળ, શાક તરકારી વિગેરે ખાવાથી તથા બગડેલાને પડતર પાણી વિગેરે પીવાથી, કે બગડેલાં કે રોગી જાનવરોનાં દુધ વિગેરેનું સેવન કરવાથી જ્વરાદિ કે ક્ષયાદિ રોગ લાગુ પડી, આરોગ્ય તથા આયુષ્યને હાની પહોંચે છે.

૯. ઉડતા કોલેરા, ઇન્ફ્લુએન્ઝા વિગેરે રોગ વખતે તેથી બચવાના નિયમ, એકને અનેક સાચવવાથી પણ ઉપર મુજબ પરિણામ આવેછે.

૧૦ કોઇ પ્રકારનો આઘાત, પ્રત્યાઘાત કે અકસ્માત, અગ્નિદાહ, કે સર્પાદિકના ઝેરી ક્ષય માટે સાવચેત ન રહેવાથી પણ કેટલાએકનાં દર વર્ષે અકાળ મરણ થવા પામે છે. અને તેમાં રાજ્યોભની લડાઇઓથી તો નિર્દોષ મનુષ્યોનો કચરઘાણ નિકળવા પામે છે! તે પાપ તો આરોગ્ય તથા દીર્ઘાયુષ્યને હાની પહોંચાડનાર કોઇ જેવું તેવું નથી. આમ મનુષ્યોના દોષોથીજ મનુષ્યો અલ્પાયુષિ, અનારોગ્ય ને રોગવાન થવા પામે છે.

ઇશ્વરી કુદરતના નિયમો અવિચળ હોય છે તેને વિધિ નિષેધરૂપે જ્યાં જેમ ઘટે તેમ આરોગ્યતાના નિયમો અમલમાં લેવાની જરૂર છે.

આશ્ચર્યની વાત એ છે કે મનુષ્ય દીર્ઘ જીવવા ઇચ્છે છે છતાં તેમ જીવવાના નિયમોનો પોતાના ક્ષણીક સુખ કે લાભને માટે ભંગ કરે છે! અને એથી ખરાબ પરિણામ આવે છે ત્યારે તેનાં ખરાં કારણો ન વિચારતાં, કેવળ નસીબને દોષ દઇને રોવા લાગે છે. એથી આશ્ચર્યકારક અજ્ઞાન બીજું કયું હોઇ શકે? કેવળ નસીબથી સર્વ બનતું નથી, તેમના કર્મ કર્તા ઇશ્વર પણ નથી; કર્મ કર્તાને ભોક્તા કેવળ જીવાત્માઓજ હોય છે અને તેથી તેઓ વ્યષ્ટી, સમષ્ટીરૂપે જેવાં કર્મ (કાર્ય—વર્તન, આચરણ) કરે છે તેવાં તેનાં ફળ ભોગવવા પામે છે. કર્મફળદાતા ન્યાયી ઇશ્વર તેવાપર મિથ્યા દયા કરે તો તેનાં કર્મ તેના ફળ ભોગવી ખપીને તે પુનઃ શુદ્ધ થઇ શકેજ નહિં. એથી અચળ સૃષ્ટિ નિયમો વેદાદિ શાસ્ત્રોએ કે મહાત્માઓએ ફરમાવેલા છે તેવા જનારોગ્યના અને જનસુખાકારીના સાચા નિયમો, તે માટેના વિધિ નિષેધવડે દરેક મનુષ્યને પાળવા—પળાવવાની, વ્યષ્ટિ, સમષ્ટિરૂપે પુરી જરૂર છે.

કેવળ નસીબથી જ સુખ દુઃખ મળે છે તેવું માની બેસવું એ પાગલનું કે અજ્ઞાનીનું અજ્ઞાન છે; પરંતુ જ્ઞાનવાનો સમજે છે કે, કદાચ નસીબ કદાચ દેશ, કદાચ સમય, કદાચ સમુહ, કદાચ ચાલ, રીવાજ, કદાચ કાયદા કાનુન, કદાચ અવસ્થા, કદાચ વ્યક્તી કે સમાજ—સમુહનું સામર્થ્ય, કદાચ મન, તન કે ધનથી કે જ્ઞાન વિજ્ઞાનવડે તન, મન કે ધન દ્રવ્યાદિનાં સુખદઃખાદિ સાંપડી શકે છે. ઇતિ.

---

# मोहिनीकुमारी.

૧૨

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૨ જું.

### લુંચરાઓનો ત્રાસ.

મોહનીને પતિની આજ્ઞા સિવાય એકલાં ઘરમાંથી બહાર નીકળવું, એ કેટલું બધું ભયપ્રદ છે તે સમજાયું. સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી એ કેટલું બધું હાનિકારક છે તેનું ભાન તેને થયું. તે યુવાન મુસલમાનનું કહેવું સાંભળી તેને શો જવાબ દેવો તે ન સુઝયું. અત્યારે તેમનું રક્ષણ કરનાર કોઇ નહોતું. સુલોચના પણ ગભરાઇ. મુસલમાનનું નામ ચાંદમીયાં હતું. આ લોકોની એક એવી ટોળીજ હતી કે તેઓ દિવસે જુદા જુદા ધંધા કરતા અને રાત્રે ગમે તે સ્ત્રીઓને ફસાવી લાવતા. ચોરીઓ કરાવતા, જુગાર રમતા અને એવી રીતે હલકા ધંધા કરી ચેનબાજીઓ ઉડાવતા. આ ટોળીને લોકો ચંડાળચોકડી કહેતા. ઘણીવાર તો નાનાં બાળકોને ગેરીમાંથી ઉંચકી લાવતા અને તેના માબાપ પાસે બસો-પાંચસો રૂપિઆ આપે તો તમારા બાળકને શોધી લાવીએ એમ કહી રૂપીઆ પડાવતા. આ લોકોનો આ પ્રકારનો ધંધો જ થઇ પડયો હતો. પોલીસ તેની તપાસમાં તો હતી પણ તેમનો પત્તો મળતો નહિ.

તેમનામાં બેચાર માણસો પોલીસમાં પણ નોકરી કરતા હતા એટલે તેઓ આવી પોલીસની તપાસની સઘળી બાતમી તેમને આપી દેતા. જેથી તેઓ ચેતી જતા. આજ અરસામાં સુરતના એક મોટા ઝવેરીને ત્યાં ચોરી થઇ હતી અને તેમાં લાખો રૂપિઆનો માલ ચોરાયો હતો. તે ચોરી પકડવા માટે ઘણી તજવીજ કરી પણ કંઇ પત્તો ખાધો નહોતો. તે ચોરીનો માલ નજીવો માલ તાપી નદીના કિનારે આવેલા કેટલાક દુબળા લોકોના ઘર આગળ જઇ તે લોકોએ દાટયો. અને પછી તેમનાજ સોબતી જે પોલીસમાં રહેતા હતા તેમણે પોતાના ઉપરી સાથે તપાસ કરાવી માલ દુબળા લોકોના ઘર પાસેથી કઢાવી બેચાર દુબળાને પકડાવ્યા. તેમને બિચારાઓને માર મરાવ્યો અને ચોરીનો બીજો માલ કયાં છુપાવ્યો છે તે બતાવવા જણાવ્યું. પણ તે બિચારા તો કશુંજ નહોતા જાણતા તેથી શી રીતે માને ? આ પ્રકારે ચોરી કરે પોતે અને સજા કરાવે બીજાને, આવો ઘાટ આ લોકોની મંડળી મારફતે થતો.

ચાંદમીયાં પણ બદમાશ ગણાતો, તે આ ટોળીનો મુખ્ય માણસ હતો. શહેરમાં તેની સોના ચાંદીની દુકાન હતી. ઇન્કમટેક્ષ પણ ભરતો, અને આબરૂદાર ગણાતો. સારા સારા શેઠ શાહુકારો સાથે ઓળખાણ રાખતો. તેના વર્તન ઉપરથી તેને બધા ભલો માણસ સમજતા. નદી કિનારે તેનો બંગલો હતો. તે મોટા મોટા માણસોમાં ફરતો અને તેની બાતમી લાવતો. વ્યભિચારી, વ્યસની અને સર્વ વાતે તે પૂરો હતો. લોકો તેને સારો અને આબરૂદાર ગણતા પણ તેનામાં સર્વ દુર્ગુણો હતા.

પ્રસન્નકુમારને ત્યાં તે પોતાના એક બે કેસમાં ગયો હતો ત્યારે સુલોચના ઉપર તેની દૃષ્ટિ પડી હતી. ત્યારથીજ સુલોચનાને કોઇપણ રીતે ફસાવવાની તેણે બાજી માંડી હતી. ગાડીવાળો પણ તેનીજ મંડળીનો માણસ હતો, અને ઘણી વખતે એકલદોકલ માણસોને ગાડીમાં બેસાડી અવળે રસ્તે ચડાવી અહિં લઇ આવતો. સુરત જીલ્લામાં આ વખતે ઘણી ધાડો પડતી હતી.

નાનાં નાનાં ગામોની સહિસલામતી ઓછી હતી. પંદર વીસ માણસોનું ધાડુ બંદુકો લઈ ગમે તે નાના ગામને લુંટી લેતાં અચકાતું નહિ. આ ધાડપાડુઓનો સરદાર જમાતખાં એ ચાંદખાંનો અંગત સંબંધી અને મિત્ર હતો. લુંટનો માલ પણ ભાગે ચાંદખાંને ત્યાં આવતો, ત્યાં ગળાતો અને સોના ચાંદીની પાટો બનાવી વેચવામાં આવતો.

જમાતખાં પણ ઘણીવાર ઘણા ગામોમાંથી કોઈ સારી રૂપવતી સ્ત્રી હાથ આવતાં ઉપાડી જતો અને હજાર બે હજાર રૂપીઆ લઈ પાછી સોંપતો, દરેક ગામમાં પણ તેના મળતીયા રહેતા. તેઓ દિવસે તપાસ કરે અને પછી રાત્રે જમાતખાંને કહી લુંટ કરાવતા. સરકારનો જે ભય હતો તે મટી ગયો હતો. કેદમાં જવું એતો મહેલમાં જવુ એવુ માનતાં લોકો શીખી ગયા હતા અને તેથી લોકોનો ભય ઓછો થતો ગયો. અસહકારની ચળવળમાં મોટા મોટા વકીલ બેરીસ્ટરો કેદમાં જવા કરતા નહોતા તેમનું અનુકરણ કોળી, ભીલ અને હલકી જાતના લોકોએ કર્યું. તેઓ ધારતા કે સરકાર શું કરશે ! પકડશે તો વળી વર્ષ બે વર્ષ મોસાળ જઇ આવીશું. પણ છોકરાં તો સુખે ખાશે, આવા વિચારથી અનીતિમાન લોકોએ સરકારનો ભય મુકી દીધો હતો. અને તેથી લુંટફાટ ઘણી ચાલતી.

આવા લોકોથી બીજા સુશીલ લોકો બ્હીતા, પણ ઘણા કોઇ માણસ આ લોકોની બાતમી પણ ડરને લીધે આપી શકાતું નહિ અને આપે તો બીજે દિવસે તેની ખબર લેવાતી. ભૂંડાથી ભૂત નાસે એ કહેવત પ્રમાણે લોકો ભયભીત બની ગયા અને ચોર લુંટારાઓ નીર્ભય થઇ ગયા. ચાંદખાં આ ચોર લુંટારાઓનો પણ ખાસ સંગી હતો. પોલીસથી આ લોકોને પકડી શકાય તેમ હતુંજ નહિ. જેથી સરકારે સ્પેશ્યલ પાર્ટી રાખી હતી. તેમાં પણ જમાતખાંનાં માણસો ઘુસી ગયાં હતાં અને તેની બાતમી રાતદિવસ તેમને મળવાથી તે ચેતતા રહેતા. આ પ્રકારે જમાતખાંનો ત્રાસ વર્તાઈ રહ્યો હતો. ચાંદખાંને લોકો વેપારી સમજતા પણ તે ચોર લુંટારાઓનો સરદાર બની બેઠો હતો. તેનો બંગલો નદીપાર હતો અને તે સ્થળ એકાંત અને નિર્જન જગાએ હતું. રાતની વખતે ત્યાં મીટીંગ ભરાતી. આ પ્રકારે આ બંને યવનોનો ત્રાસ સુરત અને તેની આસપાસના પ્રદેશમાં ફેલાઈ રહ્યો હતો.

મોહિની અને સુલોચના જેમ વાઘ આગળ બકરૂં તરફડે તેમ અત્યારે ચાંદખાં આગળ બની ગયાં હતાં. તેમનાથી એક પણ શબ્દ બોલાયો નહિ. ચાંદખાંએ ફરી પૂછ્યું.

"વ્હાલી સુલોચના, જો તમે બંને જણ મારી ઇચ્છાને આજે પુરી કરશો અને ભવિષ્યમાં મારા સ્થાનમાં હું તેડાવું ત્યારે આવવાની કબુલત આપશો તો હું તમને છોડી મુકીશ અને ન્યાલ કરી દઇશ. તમે તો તમારા પતિથી સ્વતંત્ર છો. ગમે ત્યાં જઇ આવી શકો તેમ છો, અને તેથી તમને વારવાર અહિં આવવામાં અડચણ નહિજ આવે. જો હા પાડશો તો હું સદાનો તમારો તાબેદાર રહીશ. પણ મોહિનીએ હિંમત લાવી કહ્યું: "ભાઇ, અમે અજાણી સ્ત્રીઓ છીએ. આપે અમને આશ્રય આપવાનું કહી અહિં લાવી અમારી ફજેતી કરવાની વાત કરો છો તે આપને શોભતું નથી. અમે પતિવ્રતા સ્ત્રીઓ છીએ. પતિવ્રતા સ્ત્રી કદીપણ પરપુરુષનો સંગ કરી શકે નહિ એ તમે જાણો છો. તમે અમને રજા આપો અને અમારી આબરૂ ઉપર હાથ નાંખવાની વાત જવાદો."

ચાંદખાં–"અરે, એમ તે બને ! તમે રાજીખુશીથી નહિ માનો તો પછી મારે તમારા ઉપર બળાત્કાર કરવો પડશે. અને તેમાં તમારૂં ભલું નહિં થાય. હું તમને હવે છોડી શકું તેમ નથી. માટે જેવો હોય તેવો જવાબ આપો."

સુલોચના–"અરે શીવાભાઇ, આ વાત જાણવામાં આવતાં તમારી શી દશા થશે તેનું ભાન છે ! અમને જવા દો અને તમારી બુરી લાલસા છોડી દો. અમે પ્રાણ છતાં તો તમારે તાબે નહિજ થઇએ. ભલે ઇશ્વરે ધાર્યું હશે તેમ બનશે. મિથ્યા બે ઓરતોનું પાપ માથે વ્હોરી ન લેતાં અમને અમારે ઘેર જવા દો."

ચાંદખાંએ માન્યું કે આ સ્ત્રીઓ એમ તો માને તેમ નથી. તેણે ઘણીએ વાર આવી સ્ત્રીઓને

ફસાવી હતી અને તેને તે રમત સમજતો હતો. તેણે આગળ જઈ તરત સુલોચનાનું કાંડું પકડયું. અને પલંગ તરફ ખસડવા માંડયું. સુલોચનાના હોશકોશ ઉડી ગયા. તેણે કાંડુ છોડાવવા ઘણુંય તરફડીયાં માર્યાં પણ જમ જેવા ચાંદખાં આગળ તે બિચારીનું શું ચાલે! મોહિનીનો એક બીજા યુવકે આવી હાથ પકડીને એક ખંડ તરફ ચાલવા માંડયો. તેમણે ધાર્યું હવે તો આપણું કામ સિદ્ધ થયું. મોહિની તો જેવું પેલા યુવકે કાંડુ પકડયુ કે તરત જ બેભાન થઇ નીચે પડી આ વખતે તેમને છોડવનાર માત્ર ઇશ્વર વગર બીજું કોઇ નહોતું.

આ પ્રસંગ જ્યાં બની રહ્યો છે ત્યાં એકાએક કોઇએ દિવાનખાનામાં પ્રવેશ કરી કહ્યું "બાપુ, ભાગો ભાગો, આવી બન્યું. ઘોડેસ્વાર સિપાઇઓએ મગનને ઘેરો ઘાલી તમને પકડવા અંદર પ્રવેશ કર્યો છે." આ સાંભળી ચાંદખાંએ સુલોચનાનું કાંડુ છોડી દીધુ, તેના હોશકોશ ઉડી ગયા. મોહિની પણ છુટી થઈ ગઇ. નાસાનાસ થઇ રહી. ચાંદખાંએ આવા પ્રસંગે નાસી જવા માટે એક ગુપ્ત દ્વાર રાખેલું હતું તે રસ્તે થઇ નાસવા માંડયું. જે જોતામાં તો પોલીસ ઇન્સપેકટર હીંમતલાલે અંદર પ્રવેશ કર્યો. તો ત્યાં ચાંદખાં મળી શકયો નહિ પણ સુલોચના અને મોહિની બે સ્ત્રીઓ રૂદન કરતી ઉભેલી દીઠી. તેમને ત્યાંજ ઉભાં રહેવાની આજ્ઞા કરી તેણે બંગલામાં સર્વ સ્થળે ચાંદખાંની તપાસ કરી પણ તેનો પત્તો ન લાગ્યો.

આવી રીતે સુલોચના અને મોહિની તો અચાનક વિકાળ પશુ પાસેથી જેમ બાકરૂં છુટે તેમ છુટી ગઇ. પોલીસે ચાંદખાંની મિલકત જપ્ત કરી અને તેમાંથી સુરતના ઝવેરીનો કેટલોક ચોરીનો માલ નીકળ્યો. હિંમતલાલ નાગર બ્રાહ્મણ હતો. તે નાનપણથીજ પોલીસની નોકરી કરતો હતો અને ધીમે ધીમે ઇન્સ્પેકટર સુધી પહોંચ્યો હતો. સુરતમાં ચોરી અને લુંટફાટ ઘણી થતાં તેને સ્પેસ્યલ પાર્ટી સાથે અહિં નીમ્યો હતો. અને તેણે બાહોશીથી આ ચોર લુંટારાઓને પકડવા માટે મહેનત કરવા માંડી હતી. ઘણા દિવસથી તેની દ્રષ્ટિ ચાંદખાં ઉપર પડી હતી. બીજાઓને જ્યારે તે વેપારી અને શાહુકાર જણાતો ત્યારે હીંમતલાલની નજરમાં તે ચોર અને લુંટારાનો સરદાર હોય એમ લાગ્યા કરતું. હિંમતલાલની સાથે ચારેક પોલીસના માણસો ખાસ તેના વિશ્વાસુ હતા. તે ઘણી બાતમી મેળવી લાવતા. આ પાર્ટીમાં ભળેલા ચાંદખાંના માણસોની હિલચાલ ઉપરથી તેમણે તે લોકોનો પીછો લીધો હતો. તેમાંના એક બે જણે તો તે લોકોનો પુરેપુરો વિશ્વાસ મેળવી લીધો હતો, તે પણ વારંવાર ચાંદખાંની સાથે પેલા લોકોને ત્યાં જતા અને એવી રીતે ચાંદખાંની વર્તણુંકની બાતમી તેમણે મેળવી હિંમતલાલને કહી હતી.

હિંમતલાલે મોહીની અને સુલોચનાની જુબાની લઇ લીધી અને પછી તેમને બીજે દિવસે સવારે પોતપોતાને ઘેર પહોંચતી કરી દીધી. આ વાત પેપરોમાં પણ આવી ગઇ. મોહિની અને સુલોચના તો એવી શરમાઇ ગઇ હતી કે ઉંચું મો કરી જવાબ પણ દેઇ શક્તાં નહિ. નવલકિશોર બહાર ગામ હતો ત્યાંજ તેણે આ વાત પેપરમાં વાંચી અને બીજે દિવસે ઘેર આવ્યો. મોહિનીને સઘળી વાત પૂછી અને ઘણો ઠપકો આપ્યો. તેણે કહ્યું: "પુરૂષ અને સ્ત્રીમાં જે ભેદ છે તે આટલોજ છે. સ્ત્રીએ એકલાં સ્વતંત્રપણે ફરવુ એ તેની પોતાની આબરૂ ગુમાવવા જેવું છે એની ખાત્રી તને હવે થઇ હશે. વાતો કરવી સ્હેલી છે પણ જ્યારે આવી પડે ત્યારે બચાવ કરવો એજ મુશ્કેલ છે. સ્ત્રીએ એકલાં ગમે તે પુરુષની સાથે હરવું ફરવું, ગમે તે વખતે ગમે ત્યાં મેળાવડામાં જવું આવવુ અને પુરુષની માફક સ્વતંત્રતા ભોગવવી એથી શો લાભ છે તેનો તને અનુભવ થઇ ગયો હશે. એ તો ઠીક કે પોલીસ અચાનક ત્યાં આવી ગઇ અને તમને બચાવ્યાં પણ કદાચ તે ન આવી હોત તો તમારી શી વલે થાત તેનો ખ્યાલ તો હવે થઇજ ગયો હશે. બોલ હવે સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી એ સારી છે કે પોતાના પતિના કબ્જામાં રહેવું એ સારૂં છે?"

મોહિની—"વ્હાલા, મારી ઘએલી ભૂલને માટે હું આપની માફી માગું છું. સ્ત્રીએ સ્વતંત્ર થઇ હરવું ફરવું એ કેટલું બધું હાનિકારક છે તેનો મ્હને પુરેપુરો અનુભવ થઇ ચુકયો છે. જો પોલીસ ન આવી હોત તો અમારે તો ત્યાં મરવું

જ પડત. સુધારાવાળી સ્રીઓના ફંદે હું ફસાઇ ગઇ. હજુ મારી ઉમ્મર તો કાચી છે એટલે જ્યાં સુધી માથે વાગે નહિ ત્યાં સુધી શું ખબર પડે કે શું થાય છે. હું સુલોચનાને લીધે ફસાઇ ગઇ. શહેરમાં જ્યાં ત્યાં અમારીજ વાતો થાય છે. સર્વ કોઇ અમારી નિંદા કરે છે. એ સર્વ ઓછું વીત્યું મનાય! પ્રભુ! આપનું કહેવું ન માન્યાથી મારી આ દશા થઇ અને તેને માટે હું તમારી માફી માગુ છું. હવે પછી કોઇ દિવસ આપની આજ્ઞા સિવાય કંઇ જઇશ નહિ અમો સ્રી જાતીએ તો હંમેશાં પતિના ચરણમાંજ ચિત્ત લગાડી પતિનું ધ્યાન પુજન કરવું જોઇએ એની હવે મને ખાત્રી થઇ છે."

આ પ્રમાણે મોહિનીને પુરેપુરો પસ્તાવો થઇ ગયો. તે પછી કોઇ દિવસ એકલી કોઇને ત્યાં જતી નહિ, પરપુરુષ પછી ભલે તે પોતાના પતિનો મિત્ર હોય છતાં પણ તેની સાથે છુટથી વર્તતી નહિ હંમેશાં પતિભક્તિ કરવામાંજ ચિત્ત રાખી કામકાજ કરવા લાગી.

નવલકિશોરને તે પછી વધુ અભ્યાસ માટે વિલાયત જવાનો પ્રસંગ આવ્યો. તેના વિયોગથી મોહિનીને ઘણુંજ દુઃખ થયું, હવે પતિ વગર કેમ રહી શકશે. તેની તેને ચિંતા થવા લાગી, પણ શું કરે, ભવિષ્યના સુખની ખાતર તેણે તરતનું દુઃખ સહન કરી લીધું. મોહિની પોતાના પિએર રહેવા લાગી. નવલકિશોર પોતાના એક મિત્રની સોબતથી વિલાયત ઉપડી ગયો. જેમ જેમ દિવસો વિતતા ગયા તેમ તેમ મોહિનીને પતિના વિયોગનું દુઃખ જણાવા લાગ્યું. સ્રીએ પતિ વગર એકલા રહેવું, સ્વતંત્રતા ભોગવવી એ કેટલું દુઃખજનક છે તેનો તેને હવે ડગલે અને પગલે અનુભવ થવા લાગ્યો. તેના માબાપની સ્થિતિ જો કે સારી હતી છતાં પણ પતિ સંગે રહેવા કરતાં પીયેરમાં રહેવાથી કેટલું સહન કરવું પડે છે તેનો તેને ખ્યાલ આવ્યો.

ચાંદખાં તે દિવસે તો સહિસલામત છટકી ગયો. પણ તેનું નામ જે વેપારી તરીકે અને શાહુકારમાં ગણાતું તે હવે, ચોર લુંટારામાં ગણાવા લાગ્યું, તેની સર્વ મિલકત સરકારે જપ્ત કરી. તેના જે જે સંબંધી જણાયા તેમને સરકારે પકડયા અને ચાંદખાંને બતાવવાનું દબાણ કર્યું. હવે ચાંદખાં ત્યાંથી છુટી જમાતખાંની ટોળીમાં ભળી ગયો. લુંટફાટ કરવાને બદલે વધી-દર રોજ કોઇ ગામ લુંટાયાની તો કોઇનું ખૂન થયાની ખબર આવ્યાં કરતી સરકારે પણ આ લોકોને પકડવા ઘણો યત્ન કરવા માંડયો પણ કંઇ પત્તો લાગ્યો નહિ, હિંમતલાલને માથે હવે કામ ઘણું વધી ગયું. તેણે ગમે તેમ કરીને પણ આ દુષ્ટ લોકોને પકડવાનો નિશ્ચય કર્યો.

એક વખતે એક ગામના ચોરામાં તેનો મુકામ હતો, સાથે થોડા પોલીસના માણસો પણ હતા. લુટારાઓએ પણ હવે તેનો પીછો લીધો રાત્રે તેજ ગામમાં લુંટારાઓ આવ્યા અને ભાગોળે બંદુકોના બાર થવા લાગ્યા. હિંમતલાલ જાગી ઉઠયો અને હથીયાર સજ્જ કરી પોતાનાં માણસો સાથે જે તરફથી બાર થવા લાગ્યા તે તરફ ગયો. તે ચાલાક અને હોશીયાર હતો. પણ સામા પક્ષમાં માણસો વધુ હતાં. વળી તેઓ તો જીવ આદરીનેજ કામ કરતા અને પોલીસનાં માણસોને તો બૈરાં છોકરાંની ચિંતા હતી.

હિંમતલાલે આ માણસોની સામે ન જતાં પાછળથી છાપો માર્યો. તેમાં બેએક પોલીસ વાળા ઘવાયા. સામા પક્ષમાંથી ચારેક લુંટારા મરાયા અને માત્ર બે જણ પકડાયા. આજ ટોળીમાં ચાંદખાં અને જમાતખાં હતા પણ તેઓ આબાદ છટકી ગયા. જે માણસો પકડાયા તેમની પાસેથી હિંમતલાલે ઘણી બાતમી મેળવવા ધારી પણ તેમણે કંઈ પણ કહ્યું નહિ. એ લોકો તેજ ગામના રહીશ હતા. અને ધાડપાડુઓને લાવવામાં તેમનોજ હાથ હતો, પોલીસે કેશ કમીટ કર્યો. તેના સાક્ષી પુરાવા તૈયાર કર્યા. આ કેસમાં જે સાક્ષી આપનાર હતા તેમાંના એક જણને લુંટારાએ બીજેજ દિવસ મારી નાખ્યો અને તેની સાથે એક નનામો કાગળ ચોરા આગળ લટકાવ્યો કે: "જે લોકો આ કેસમાં સાક્ષી પુરશે તેની આવીજ વલે થશે," લોકો બ્હી ગયા. પોલીસે ઘણી માથાકુટ કરી પણ પત્તો ન લાગ્યો. છેવટે કેસ સેસન કમીટ તો થયો પણ ત્યાં જે જે સાક્ષીઓ હતા તેમાંના ઘણા ફરી ગયા. પુરાવાના અભાવે ખરા ગુન્હેગારો છુટી ગયા અને હિંમતલાલના હાથ હેઠા પડયા, તે લોકો છુટી પાછા પોતાની ટોળીમાં ભળી ગયા. [અપૂર્ણ.]

# इश्वरनी साथे एकाग्रता साधवानी कळा.

જે મનુષ્યને સંસારના પદાર્થો મેળવવાની ઇચ્છા હોય તેણે તેની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો જોઇએ, ઉત્સાહથી તે પદાર્થ ન મળે ત્યાં સુધી પ્રયત્ન કર્યો કરવો જોઇએ. જેમને આવા પદાર્થો મેળવવાની ઇચ્છા હોય છતાં પણ તે માત્ર તે પદાર્થોની ઇચ્છાજ કરે અને આળસુ થઇ કાંઇ પ્રયત્ન ન કરે તો તેને તે પદાર્થો કોઇ પણ કાળે મળી શકતા નથી. આવા આળસુ મનુષ્યોની મૂર્ખમાંજ ગણત્રી થાય છે તેઓ હંમેશાં પોતાની હોય છે તેની તેજ સ્થિતિમાં પડ્યા રહે છે. દરેક મનુષ્યે જાણવું જોઇએ કે વગર પ્રયત્ને, વગર ઉદ્યોગે કોઇપણ પદાર્થ મળી શકવાનો નથી. જ્યારે મનુષ્ય સાચા દિલથી સત્યના સામ્રાજ્યમાં કામ કરવું શરૂ કરે છે ત્યારથી તેને સ્વર્ગીય પદાર્થોની પ્રાપ્તિ થાય છે. એમને એમ માત્ર બેસી રહી વિચાર કર્યા કરવાથી કાંઇ મળતુ નથી. જો તમારે આધ્યાત્મિક જ્ઞાનને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોયતો તમારે ધૈર્ય અને દૃઢતાથી તે સંબંધમાં પ્રયત્ન કરવો જોઇએ. જો તમે સત્યના અભિલાષી હો, માત્ર ઇન્દ્રિયલોલુપતાને માટે નહિ પણ તમે સત્યને સંપૂર્ણ જગતના પદાર્થો કરતાં વધુ ઇચ્છતા હો, તેને હર્ષ અને આનંદ કરતાં પણ ઉચ્ચતર સમજતા હો તો તમારે તેની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરવો જોઇએ.

જો તમે દુઃખ અને શોકથી મુક્ત થવાની ઇચ્છા રાખતા હો, જો તમે એ નિર્દોષ અને પવિત્રતાનો સ્વાદ લેવાની ઇચ્છા રાખતા હો, તેની તમે હૃદયથી ઇચ્છા રાખતા હો, જો તમે જ્ઞાન અને બુદ્ધિને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા હો, જો તમે નિત્ય અને પૂર્ણ શાંતિના પદ ઉપર પહોંચવાની ઇચ્છા કરતા હો, તો તમારે હમેશાં ઇશ્વર સાથે એકાગ્રતા સાધવાની જરૂર છે. તમારૂં ધ્યેય સત્ય અથવા પરમાત્મ અવસ્થા હોવું જોઇએ. એકાગ્રતા સાધવા માટે ધ્યાન ધરવાની કળા આવડવી જોઇએ.

ધ્યાન અને નિરર્થક ચિન્તા કરવી એ બેમાં ભેદ છે ધ્યાનમાં કોઇ વાત અસત્ય, વ્યર્થ કે નિરર્થક હોતી નથી. તેમાં જે હોય છે તે સત્ય, સાર્થક અને વિચારપૂર્વક હોય છે. નિષ્પક્ષ અને શુદ્ધ હૃદયે આત્મા કે પરમાત્માનું ચિન્તન કરવું એનું નામ ધ્યાન છે. આ પ્રકારનું ચિન્તન કર્યા કરવાથી તમારી અંદર પક્ષપાત રહેતો નથી. અને તમે સ્વાર્થને સર્વથા ભૂલી જાઓ છો. માત્ર તમને એજ યાદ રહે છે કે તમે સત્ય અને જ્ઞાનને શોધી રહ્યા છો. આ પ્રમાણે કરવાથી તમે ભૂતકાળમાં કરેલી સર્વ ભૂલોને દૂર કરી શકો છો અને તમે ધૈર્ય અને સંતોષની સાથે સત્યના પ્રકાશને મેળવવાની ઇચ્છા રાખ્યા કરો છો. તમારા હૃદયમંદિરમાં તમે સારી રીતે સમજી શકો છો કે આપણુ સર્વમાં એવું ગુપ્ત અને ગુહ્યસ્થાન છે કે જ્યાં પૂર્ણ સત્ય અને જ્ઞાન વિરાજમાન છે. અને તેની ચારે તરફ ચામડી અને માંસની દીવાલ છે કે જે તેને જોવા દેતી નથી. જ્ઞાનનો પ્રકાશ એ શું છે ? કેવળ આ માર્ગને સાફ કરી ઉઘાડવો તે છે કે જ્યાંથી ગુપ્ત પ્રકાશ પ્રકટ થાય, પ્રકાશ આપણી અંદર છે એ કાંઇ બહાર નથી.

પરમાત્મપ્રતિ એકાગ્ર થવા માટે ધ્યાન કરવાને માટે દિવસનો કોઇપણ એક વખત નક્કી કરી રાખવો અને તેટલા વખત સુધી માત્ર ધ્યાન જ કર્યા કરવું. બીજું કાંઇ પણ કામ કરવું નહિ બને ત્યાં સુધી આ સમય પ્રાતઃકાલનો ઘણો ઉત્તમ છે. તે વખતે ઘણે ભાગે સર્વ સ્થળે શાંત હોય છે. રાત્રે ભૂખ્યા રહેવાથી તમારી વાસનાઓ મંદ પડી જાય છે. સવારમાં મનુષ્ય-

નું મન સ્વસ્થ અને શાંત હોવાને લીધે આધ્યાત્મિક જ્ઞાનનો સ્વિકાર કરી શકે છે આ વખતે આળસનો ત્યાગ કરવો અને ઇન્દ્રિયલોલુપતા રાખવી નહિ. આ સમયે નિયમસર ઇશ્વરનું ધ્યાન કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ થાય છે. સાથે સાથે માનસિક અને શારીરિક ઉન્નતિ પણ થાય છે.

જે મનુષ્યો આળસુ હોય છે અને વિષયવાસનાના દાસ હોય છે તેમને સત્યજ્ઞાન થઇ શકતું નથી જે મનુષ્યો હૃષ્ટપુષ્ટ, સ્વસ્થ અને બળવાન હોવા છતાં પણ જો સવારના શાંત અને કીંમતી સમયને આળસ અને નિદ્રામાં નષ્ટ કરી દે છે તે પણ આ સત્યજ્ઞાનને મેળવવાને યોગ્ય હોતા નથી અને તેથી તે પોતાની ઉન્નતિ કરી શકતા નથી.

જે મનુષ્યને એ જ્ઞાન થઇ ગયું હોય છે કે હું પોતે પોતાની ઉન્નતિ કરી શકું એમ છું અને ઉચ્ચપદને પ્રાપ્ત કરી શકું તેમ છું, તેમજ જે મનુષ્ય અજ્ઞાનાંધકારને દૂર કરવાની ઇચ્છા રાખે છે, તેવા મનુષ્યો આકાશના તારા અસ્ત થતા પહેલાં, કે જે વખતે જગતના મનુષ્યો ગુલાબી ઉંઘ લઇ રહ્યા હોય છે તે બ્રાહ્મ મુહુર્તે ઉઠે છે અને શૌચ સ્નાનાદિથી પરવારી પોતાની સાંસારિક વાસનાઓને મંદ કરીને ઉચ્ચ અને પવિત્ર આકાંક્ષાઓ દ્વારા સત્યાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે તેમજ ઇશ્વરનાં દર્શન કરવાને માટે મનને એકાગ્ર કરી ઇશ્વરનું ધ્યાન ધરે છે. પૂર્વે જે જે મહર્ષિઓએ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમણે તેને માટે અહર્નિશ પ્રયત્ન કર્યો હતો. ભલે બીજા મનુષ્યો આળસ અને નિદ્રામાં પડ્યા હોય છતાં તેઓએ તો રાત્રે જાગીને જ્ઞાન પ્રાપ્તિને માટે કઠિન તપ કર્યાં હતાં.

આ સંસારમાં પૂર્વે એવા કોઇ પણ મહાત્મા, જ્ઞાની કે ઋષિમુનિ ઉત્પન્ન થયા નહોતા કે જે પ્રાતઃકાલે ઉઠતા ન હોય. જે જે મહાપુરૂષો થઇ ગયા છે તે સર્વે હમેશાં સવારે બ્રાહ્મમુહુર્તે (સવારના ચાર વાગે) ઉઠી સ્નાનાદિથી શુદ્ધ થઇ શાંત સ્થળે જઇ ઇશ્વરની સાથે એકાગ્રતા સાધતા હતા. બુદ્ધદેવ, શ્રી શંકરાચાર્ય વિગેરે મહાપુરૂષો સવારમાં ચાર વાગે ઉઠી ધ્યાનસ્થ થઇ જતા હતા અને તે પોતાના શિષ્યોને પણ તે પ્રમાણેજ ઉઠવાની આજ્ઞા કરતા હતા. દરેક મનુષ્યે કે જેમને ઇશ્વરની સાથે એકાગ્રતા સાધવાની ઇચ્છા હોય તેમણે હંમેશાં સવારના ચાર વાગે ઉઠી સ્નાનાદિથી શુદ્ધ થઇ એકાંત અને શાંત સ્થળે જઇ ઇશ્વરનું ધ્યાન ધરવું જોઇએ.

ઘણા મનુષ્યોને સવારનું કામકાજ હોવાને લીધે તેમનાથી સવારમાં ધ્યાન થઇ શકતું નથી; તેમણે રાત્રે એકાદ કલાક એકાગ્રતા સાધવા બેસી જવું. જેમને રાત્રે પણ નવરાશ ન મળતી હોય તેમણે દિવસના જે જે વખતે થોડો થોડો સમય મળે તે વખતે શાંત થઇ અંતરમાં ઉંડા ઉતરવાનો અભ્યાસ પાડવો. મનુષ્ય ઘણીવાર પોતાને ફુરસદ નથી, નવરાશ નથી એવાં બ્હાનાં કાઢે છે પણ જો ખરી રીતે નીરીક્ષણ કરવામાં આવે તો આવા ઉદ્યોગી પુરૂષો દીવસમાં કેટલોય વખત નકામો ગાળતા હોય છે. એવા મનુષ્યો વાતો કરવામાં, ચ્હા પીવામાં, નાટક ચેટકમાં, પાર્ટીઓમાં કલાકના કલાક ગાળી દે છે. પોતાના વેપાર રોજગારમાં પણ તેવીજ રીતે ઘણો સમય નકામો ગાળે છે છતાં ઇશ્વરની સાથે એકાગ્ર થવાની વાત આવે છે ત્યારે કહે છે કે અમને નવરાશ મળતી નથી એ ઘણું શોચનીય છે.

મનુષ્ય દરેક અવસ્થામાં ઇશ્વરનું ધ્યાન અથવા તો ચિન્તન કરી શકે છે. જેમને નિરન્તર ઉદ્યોગમાં ગરક રહેવાનું હોય છે તેઓ પણ ધ્યાન કરવાને માટે તેમજ બળવાન કે ઇશ્વર દર્શનની પ્રાપ્તિ કરવાને માટે વખત મેળવી શકે છે.

આત્મચિન્તન કરવું અને પોતાના મનને વશ કરી ઇન્દ્રિયનિગ્રહ કરવો એ બંનેમાં કાર્ય કારણનો સંબંધ છે. અને તેથી તમારે તમારા પોતાનાજ સંબંધી વિચાર કરવા કે જેથી તમે તમને પોતાને સારી રીતે ઓળખી શકો કે સમજી શકો. તમારે તમારા અવગુણો કે ખરાબ ટેવોને દૂર કરી દેવી જોઇએ કે જેથી તમે નિશ્ચિંતપણે સત્ય જ્ઞાનને મેળવી શકો. તે વખતે તમે તમારા ભાવો, વિચારો અને કાર્યોની સમાલોચના કરી શકશો, ન તમારા આદર્શ પ્રમાણે છે કે કેમ તે જાણી શકશો અને તેને શાંત ચિત્તે જોઇ શકશો. આ પ્રકારે કરવાથી ત-

તમારૂં મન અને તમારો આત્મા બન્ને હંમેશાં સાથે સાથે ઉન્નતિ કર્યા કરશે.

જ્યાં સુધી મનુષ્ય માનસિક અને શારીરિક બન્ને પ્રકારની ઉન્નતિ નથી કરી શકતા ત્યાં સુધી તેનું જીવન વ્યર્થ અને નિષ્ફળ સમજવું. જો તમારો સ્વભાવ ક્રોધી હોય અને તમને બીજા ના દોષ જોવાની કે બીજાનો દ્વેષ કરવાની ટેવ પડી હોય તો તે વખતે તમારે પ્રેમ અને શાંતિનો વિચાર કરીને જેના ઉપર તમને ક્રોધ કે દ્વેષ થતો હોય તેના ઉપર પ્રેમ રાખતાં શીખો. એટલે તમને તમારો સ્વભાવ છોડવાનો વિચાર થવાનો. ધીમે ધીમે અભ્યાસથી ક્રોધને બદલે શાંતિના અને દ્વેષને બદલે પ્રેમના વીચારો કર્યા કરવાથી તમારો તે ક્રુર સ્વભાવ છુટી જાય છે, અને પછી તમે પ્રેમ, પવિત્રતા, ક્ષમા અને શાંતિના વિચારોમાં તમારૂં જીવન વ્યતીત કરવા માંડો છો. અને જે પ્રમાણમાં તમે તમારી નીચ વાસનાઓને દબાવીને ઉચ્ચ આકાંક્ષાઓ કર્યા કરશો તેજ પ્રમાણમાં ધીમે ધીમે પ્રેમનો ઇશ્વરીય પ્રભાવ તમારા હૃદયતટ ઉપર પડતો જવાનો અને તમારા જીવનનું પ્રત્યેક કાર્ય કેવું પ્રભાવજનક છે તેના નિયમને તમે પ્રાપ્ત કરી શકવાના. જ્યારે તમે આ જ્ઞાનને તમારા વિચારો, શબ્દો અને કાર્યોમાં ઉતારો છો ત્યારથી તમે દિન પ્રતિદિન શક્ય, સુશીલ, પ્રેમી અને ધર્માત્મા બનતા જવાના.

ઇશ્વરના ચિન્તનની મહાન શક્તિની આગળ તમારી સર્વ પ્રકારની મૂર્ખતા, સ્વાર્થ પરાયણતા, અને અજ્ઞાનતા નષ્ટ થઇ જાય છે અને જેમ જેમ તમારા અંદરથી પાપી વાસનાઓ નીકળતી જશે તેમ તેમ સત્ય અને જ્ઞાનનો સ્પષ્ટ અને નિર્મળ પ્રકાશ તમારા આત્માને પવિત્ર અને ઉજ્વલ બનાવતો જશે. આ પ્રકારે ધ્યાન કરવાથી તમે હમેશાં તમારી સ્વાર્થી વાસનાથી સુરક્ષિત રહેશો અને તમારી અંદર સત્ય અને જ્ઞાનનો પ્રકાશ કરી શકશો. તમારા ધ્યાન અર્થાત યોગ સાધનાથી તમારામાં શાંતિ અને આત્મિકબળ ઉત્પન્ન થશે તેનું પ્રથમ ફળ મળશે. પવિત્ર વિચારોની શક્તિ પ્રબળ થશે, એકાંત સ્થાનમાં ઇશ્વરનું ધ્યાન ધરવાથી જે બળ અને જ્ઞાન પ્રાપ્ત થાય છે તે આત્માનાં દુઃખ, શોક અને ચિંતાને દૂર કરી તેને પ્રફુલ્લિત બનાવી શકે છે. જેમ જેમ ધ્યાનના બળથી તમારામાં જ્ઞાન વધતું જશે તેમ તેમ તમારી અસ્થિર ક્ષણભંગુર અને દુઃખ તેમજ શોકના કારણભૂત સ્વાર્થી વાસનાઓનો ત્યાગ કરી શકશો. અને વધુ બળ, શ્રદ્ધાપૂર્વક નિત્ય અને સ્થાયી સિદ્ધાંતોને ધારણ કરતા જશો અને સ્વર્ગીય સુખનો અનુભવ કરશો. ધ્યાન કરવાથી ઇશ્વરીય સિદ્ધાન્તોનું જ્ઞાન થઇ શકે છે અને એક એવી શક્તિ ઉત્પન્ન થાય છે કે તેવડે આપણે એ સિદ્ધાન્તો ઉપર પૂર્ણ રૂપે શ્રદ્ધા રાખી ઇશ્વરમાં તલ્લીન થઇ જઇએ છીએ. ધ્યાનનું ફળ બ્રહ્મજ્ઞાનની સાથે પરમ શાંતિનો અનુભવ થવો એ મળે છે.

ધ્યાનમાં તમારા વિચાર તમારી વર્તમાન માનસિક અવસ્થાથી પ્રકટ થવા જોઇએ. તમે દૃઢતાથી નિરન્તર ઉન્નતિના માર્ગે પ્રયત્ન કર્યા કરશો તો સત્ય જ્ઞાનને પ્રાપ્ત કરી શકશો. તમારે સત્યશીલ મહાપુરુષ થવું હોય તો પૂર્વે થઇ ગયેલા મહાપુરુષોનાં ઉત્તમ ચરિત્રમાંથી નિર્દોષ પવિત્ર જીવનની ઉત્તમતાને માટે નિરંતર વિચાર કર્યા કરવો અને તમારા જીવનમાં મન, વચન અને વર્તનથી તેમના ઉપદેશનું પાલન કર્યા કરો કે જેથી તમે તેમના જેવી પૂર્ણતા અને પવિત્રતા પ્રાપ્ત કરી શકો. તમે જે ધર્મ પાળો તે માત્ર ઉપર ઉપરથી બીજાને બતાવવાની ખાતર ઢોંગ કરવા જેવો ન પાળો. ઘણા મનુષ્યો માત્ર બીજા મનુષ્યોને બતાવવા ખાતર ઉપર ઉપરથી પાઠ પુંજાના બાહ્ય દેખાવો કરે છે અને તેથીજ તેઓ પોતાના દુઃખનો ત્યાગ કરી શકતા નથી. આવા બાહ્ય ઢોંગનો સર્વદા ત્યાગ કરવો. પણ માત્ર જીવન ઉચ્ચ કરવા, દૈવી ગુણો મેળવવા ઇશ્વરના સાનિધ્ય જવા અને સત્ય જ્ઞાનને મેળવવા ધ્યાનના પ્રયોગ કર્યા કરો. બાહ્ય સધ્યા પુંજા કે ધ્યાનના દેખાવો કરવા અને અંતરમાં કલુષિત વિચારો કર્યા કરવા, અસત્ય અને પ્રપંચ ખેલ્યા કરવા એ અવનતિ કરનાર છે માટે તેનો ત્યાગ કરી જ્ઞાન અને વિવેકપૂર્વક સત્ય માર્ગે ચાલી ચિત્તન એકાગ્ર કરી ઇશ્વરના પ્રતિ વળો. દરરોજ આજ માર્ગે આગળ અને આગળ ધ.

શ્વર પ્રાત અભિમુખ થયાં કરો. અને અંતે સ્થાયી અને સત્ય સુખ તમને મળવાનુંજ.

જે મનુષ્યો પહેલવહેલા ધ્યાનનો અભ્યાસ કરવો શરૂ કરે છે તેમને શરૂઆતમાં તો સત્ય અને પ્રભુ ઘણે દૂર હોય એમ લાગે છે, પરંતુ જો તે દરરોજ આજ પ્રયત્ન કર્યા કરે છે તો અંતે તેજ સત્ય જ્ઞાન અને પ્રભુનો તેને સાક્ષાત્કાર થઇ શકે છે. પ્રભુવાક્યો અનુસાર ચાલનાર મનુષ્યજ સત્ય અથવા તો બ્રહ્મના મહિમાને જાણી શકે છે, જો કે વિચારોની શુદ્ધતા અને પવિત્રતાથી સત્ય માર્ગ જણાય તો છે પણ તેની પ્રાપ્તિ તો તે મેળવવાને યત્ન કર્યા પછીજ થાય છે. બુદ્ધદેવ કહેતા કે જે મનુષ્યો સ્વાર્થ અને માયાની જાળમાં ફસી રહે છે, અને ધ્યાનમાં પોતાના મનને જોડતો નથી તે જીવનના વાસ્તવિક ઉદ્દેશને ભૂલીને સાંસારિક સુખોને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. એવા પુરુષો ધ્યાન ધરનારા મહા પુરુષોની ઈર્ષ્યા કરવાનું પણ ચુકતા નથી. બુદ્ધદેવે પોતાના શિષ્યોને આ પ્રકારે પાંચ પ્રકારનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપ્યો છે.

પ્રથમ ધ્યાન પ્રેમનું કરવું. આ ધ્યાનમાં [illegible]રે તમારા મનમાં ઇચ્છા કરવી કે પ્રાણિ[illegible]નું ભલું થાવ, તમારા શત્રુનું પણ ભલું ઇચ્છી [illegible] સાથે ભ્રાતૃભાવ રાખો. બીજું ધ્યાન દયા [illegible] કરુણાનું છે. તેમાં તમે ચિન્તન કરો [illegible] સર્વ જીવ માત્રના દુઃખનું ચિન્તન કરી તેમના પ્રતિ દયા રાખો અને બને તે પ્રમાણે તેમને મદદ કરો.

ત્રીજું ધ્યાન હર્ષ અર્થાત સુખનું છે. તેમાં તમે બીજાનાં સુખનું ચિંતન કરી તેના સુખે સુખ માનતાં શીખો. ચોથું ધ્યાન અપવિત્રતા છે કે જેમાં તમે રોગ, શોક, અને પાપનાં ખરાબ પરિણામો ઉપર વિચાર કરો કે ઇન્દ્રિયજન્યસુખ ઘણે ભાગે કેવાં તુચ્છ હોય છે અને તેનાથી કેવાં ભયંકર પરિણામ આવે છે.

પાંચમું ધ્યાન શાન્તિનું છે. તેમાં તમારા મનમાંથી રાગ, દ્વેષ, હાનિ, લાભ, અન્યાય અને અત્યાચારના વિચારો નીકળી જાય છે. તમને કોઇ વસ્તુના ઇચ્છા થતી નથી અને કશાની જરૂર પણ તમને જણાતી નથી. તમારી અંદર પૂર્ણ શાંતિ અને પ્રત્યેક અવસ્થામાં સુખનો તમને અનુભવ થાય છે. આજ ઉપદેશથી બુદ્ધદેવના શિષ્યોએ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ કરી હતી. તમારે જો સત્ય જ્ઞાનની ઇચ્છા હોય તો આજ ઉપદેશને આચારમાં ઉતારો.

આ સર્વ તમારો ઉદ્દેશ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ કરવાનો અને તમારૂં જીવન નિર્દોષ બનાવી, હૃદયને વિશુદ્ધ કરવાનો હોવો જોઇએ. જ્યારે તમે ધ્યાનમાં બેસો ત્યારે તમારા મનમાં સર્વપ્રતિ પ્રેમ અર્થાત્ પ્રાણિમાત્ર પ્રતિ મૈત્રી ભાવ હોવો જોઇએ. દ્વેષ અને સંકીર્ણતાનો હૃદયમાંથી ત્યાગ કરીને સર્વનું ભલું થાય એવું ચિંતન કરવું જોઇએ. તમારૂં હૃદય વિષયવાસના, ઈર્ષ્યા અને દ્વેષથી રહિત થઇને જીવ માત્રના કલ્યાણના ઉપાયો સાધિ અને સર્વ પ્રતિ પ્રેમ અને સહાનુભૂતિ રાખે એવું થવું જોઇએ. જેવી રીતે સવારમાં કમળ પ્રકાશની ઇચ્છાથી પોતાની પાંખડીયોને ઉઘાડી દે છે તેવી રીતે તમારે પણ તમારા આત્માને ઉદારતાની સાથે ઈશ્વરના દેદિપ્યમાન પ્રકાશને અંદર આવવાને માટે ખુલ્લો કરી દેવો.

ઉચ્ચ આકાંક્ષાઓ વડે જ ઉન્નતિ કરો. નિઃશંક અને નિર્ભય બનો અને ઉચ્ચતમ વાતોમાં શ્રદ્ધા રાખો. મનુષ્ય પૂર્ણ પવિત્ર, નમ્ર, અને વિશુદ્ધ જીવન વ્યતીત કરી શકે છે. અને પૂર્ણ સત્યનો અનુભવ કરી શકે છે એવો દૃઢ વિશ્વાસ તમારે રાખવો જોઇએ. આથીજ આત્મા પરમાત્મરૂપ બની શકે છે. જે મનુષ્યોને આ પ્રમાણે વિશ્વાસ હોય છે અને જેમને દૃઢ શ્રદ્ધા હોય છે તે જલદીથી સ્વર્ગીય શિખરો ઉપર ચઢી શકે છે. જેમને આ વાતમાં શ્રદ્ધા હોતી નથી તેઓ ઉંડા અંધારા કુવામાં પડી અનેક પ્રકારનાં કષ્ટોને સહન કરે છે.

આ પ્રકારે શ્રદ્ધાપૂર્વક ઉચ્ચ આકાંક્ષાઓ રાખીને ધ્યાન ધરવાથી તમને આત્માનો સુન્દર અને આનંદમદ અનુભવ થાય છે. ઇશ્વરનો જે પ્રકાશ તમારી અંદર છે તે તમારામાં વધુ દેદીપ્યમાન થાય છે. અને તમારો આત્મા પરમાનંદનો અનુભવ કરી શકે છે. જે પ્રમાણે તમે તમારામાં ઇશ્વરીય પ્રેમ, ઇશ્વરીય ન્યાય, ઇશ્વરીય પવિત્રતા, ઇશ્વરીય નિયમ અને ખાસ ઇશ્વરનો અનુભવ કરતા જશો તેટલાજ વધુ સુખ અને આનંદને પ્રાપ્ત કરી શકો છો.

## ગુલ્મ ચિકિત્સા.

( ગતાંકથી ચાલુ. )

સમયને જાણનાર વૈદ્યે, પિત્ત અથવા પિત્ત ગુલ્મને પકવાશયમાં સ્થિત જાણીને કડા સહિત દૂધની બસ્તિ આપીને દૂર કરવું. (૩૨) અથવા બસ્તિ અને બળનો વિચાર કરીને કડા સહિત કેવળ ગરમ દૂધ, ઘી તથા તેલવડે રેચ આપવો. ૩૩

ગુલ્મવાળાને તૃષા, જ્વર, દાહ, શુળ, પરસેવો, મન્દાગ્નિ તથા અરુચિ હોય તો રક્તમોક્ષણ ( ફસ ખોલાવવી ) કરવું જોઇએ. (૩૪) રક્તમોક્ષણથી ગુલ્મોનું મૂળ કપાઈ જવાથી ગુલ્મ પાછો થતો નથી પણ ક્ષીણ થઇ જાય છે. કેમકે રક્તમોક્ષણથી ( ફસ ખોલાવી લોહી કઢાવવું ) રુધિરનું ખાટાપણું નષ્ટ થઇ જાય છે અને ખાટાપણું નષ્ટ થઇ જવાથી કોઈ પ્રકારની પીડા થતી નથી. ૩૫.

ગુલ્મરોગોમાં દોષ નીકળી ગયા પછી ક્ષીણ થયેલા રોગીને જાંગલ દેશના જીવોના માંસના રસથી તૃપ્ત કરીને સાવધાન કરવો તે પછી બાકી રહેલી પીડાને શાન્ત કરવાને માટે ઘીનું સેવન કરાવવું. ૩૬

રુધિર તથા પિત્ત ઘણું વધી જવાથી અથવા ચિકિત્સા ન થવાને લીધે જો ગુલ્મ પાકી જાય તો તેનો ઉપાય શસ્ત્ર વડે જ કરવો જોઇએ. ( નસ્તર મૂકાવવું ) ૩૭

અપક્વ ગુલ્મનાં લક્ષણ—જે ગુલ્મ ભારે, કઠોર, ગુઢ, માંસથી ઢંકાયલા, અવિવર્ણ, (શરીર જેવા રંગને ) તથા સ્થિર હોય તેને અપક્વ જાણવો જોઇએ. ૩૮

પાકેલા ગુલ્મનાં લક્ષણ. દાહ, શૂળ, મન્દાગ્નિ, ઉંઘનો નાશ, બેચેની; તથા જ્વર આ લક્ષણોથી ગુલ્મને વિદહ્યમાન (પાકતો) જાણવો જોઇએ. એવા ગુલ્મમાં લેપ કરવો જોઇએ. ૩૯

વિદાહનાં લક્ષણો ઓછાં થયા પછી જે ગુલ્મ બહારની તરફ વધેલો જણાય, કીનારો ઉપર રક્તવર્ણનો થાય, વચમાં પીળા રંગનો, સ્પર્શ કરવાથી બસ્તિની સમાન જણાય, (૪૦) દબાવવાથી નીચો થઇ પાછો ઉંચો થઇ જાય, જાડ઼ા પલા જેવો જણાય તથા કિનાર ઉપર દબાવવાથી શૂન્ય સરખો જણાય અને જેમાં સંપૂર્ણ પીડા એકઠી થઇને એકજ સ્થાન ઉપર આવેલી જણાય, તેને પાકેલો જાણવો જોઇએ. ૪૧

એવા ગુલ્મની ચિકિત્સામાં વ્યધ ( ચીરવું ) શોધન ( ઘાને શુદ્ધ કરવો ) તથા રોપણ ( ઘા રૂઝવવો તે ) સારી રીતે જાણનાર ધનવંતરીય વૈદ્યનો અધિકાર છે. ૪૨

અંદરના ગુલ્મનાં લક્ષણ અને ચિકિત્સા. અંદરના ભાગમાં પણ પાકતા ગુલ્મનાં ઉપર પ્રમાણે લક્ષણ જાણવાં જોઇએ. જ્યારે ગુલ્મ અંદરના ભાગમાં હોય ત્યારે હૃદય તથા કરોડમાં સોજો આવે છે, અને જ્યારે સોજો બહાર આવે છે ત્યારે પાંસળી બહાર જણાય છે. ૪૩

પાકેલો ગુલ્મ ક્લેદવાળો (ભીનો) કરીને ઉપરની તરફ તથા નીચેની તરફ જાય છે. જો ગુલ્મ કારક દોષ તેની મેળેજ પ્રવૃત્ત થઇ જાય તો હિતકારક ભોજનથી વૈદ્યે ચિકિત્સા કરવી. ૪૪

તે પછી દસ અથવા બાર દિવસ સુધી ઉપદ્રવોને નિવૃત્ત કરનાર વિરેચન કરનાર ઘી પાવું૪૫

કફ ગુલ્મની ચિકિત્સા-પછી રેચથી દોષ નીકળી ગયા પછી તિક્ત ઔષધોની સાથે પકવેલા ઘીમાં મદ નાંખીને પાવું, શીતલ, ભારે તથા સ્નિગ્ધ વસ્તુઓના સેવનથી ઉત્પન્ન થયેલા કફજ ગુલ્મમાં (૪૬) જે પુરુષ ઉલ્ટી કરાવવાને યોગ્ય ન હોય, અને મન્દાગ્નિ હોય તો પહેલાં ઉપવાસ કરાવવા. જે ગુલ્મમાં મંન્દાગ્નિ, પીડાનું ઓછું થવું, કોઠાનું ભારે થવું, તથા ભીના કપડાથી ઢંકેલા જેવું થવું, કરોલ તથા અરુચિ થાય તે ગુલ્મની ઉલ્ટી કરાવીને ચિકિત્સા કરાવી. ૪૭

ઉલ્ટી તથા ઉપવાસ ઉપરાન્ત ગરમ વસ્તુઓ વડે પણ ચિકિત્સા કરવી જોઇએ અને કડવી તથા તીખી ઔષધો મેળવીને ભોજન કરાવવું જોઇએ. ૪૮

જે ગુલ્મમાં રોગીને આફરો અને બંધકોશ હોય અને જે ગુલ્મ કઠણ અને ઉન્નત હોય તે ગુલ્મને વૈદ્યે યુક્તિપૂર્વક પહેલાં સ્વેદન કરીને નષ્ટ કરવો. ૪૯

• કફગુલ્મમાં ઉપવાસ, ઉલ્ટી અને સ્વેદન (પરસેવો કરવો) કરાવી અગ્નિ દીપ્ત થતાં ક્ષાર તથા કડવાં ઔષધોવાળુ ઘી સમયસર પાવું ૫૦

કફગુલ્મમાં પોતાના સ્થાનથી ખસેલા ગુલ્મને વિરેચન અથવા દશ મૂળની સ્નેહબસ્તિદ્વારા શુદ્ધ કરવો. ૫૧

કફગુલ્મમાં અગ્નિના મંદ થયા પછી વાયુ કોપિત થાય તો અને આમાશયના સ્નિગ્ધ થયા પછી ગોળી, ચુર્ણ અને ઉકાળાનો પ્રયોગ કરવો જોઇએ. ૫૨.

જો કફગુલ્મ જામેલો, ઘણો કઠોર, ભીનાં કપડાંથી ઢંકેલા જેવો, તથા ભારે હોય તો તેને ક્ષાર, અરિષ્ટ તથા અગ્નિ કર્મવડે નષ્ટ કરવો. ૫૩

શરીર, બળ તથા દોષોની વૃદ્ધિ અને ક્ષીણતાને જાણનાર વૈદ કફગુલ્મમાં દોષોની પ્રકૃતિ, ગુલ્મ, યોગ અને બળ તથા દોષોના પ્રમાણને જાણીને એક દિવસ, બે દિવસ અથવા ત્રણ દિવસના અંતરે ક્ષારનો પ્રયોગ કરવો. (ગુલ્મ ઉપર ક્ષાર લગાવવો.) ૫૪-૫૫

ક્ષર (પાડનાર) હોવાને લીધે માંસ, ઘી તથા દુધનું સેવન કરનાર પુરૂષના આશયોનું વિદીર્ણ કરી કરીને સ્નિગ્ધ તથા મધુર કફને નીચે કહાડે છે. ૫૬

કફજ ગુલ્મમાં મન્દાગ્નિ તથા અરુચિ થાય તો સ્નિગ્ધ વસ્તુ જમનાર જે પુરુષોને મદ્ય હિતકર જણાય તેની નાડીયોને શુદ્ધ કરવાને માટે અરીષ્ટનો પ્રયોગ કરવો જોઇએ. ૫૭

જે પુરૂષનાં કફગુલ્મ ઉપવાસ, ઉલટી, સ્વેદન, ધૃતપાન, વિરેચન, બસ્તિ, ગોળી, ચુર્ણ, ક્ષાર તથા અરીષ્ટ વડે શાન્ત ન થાય તો તેના ગુલ્મને (ફ્રસ ખોલાવી કે જરો વળગાડી) લોહી કહાડીને બાણુ કે લોઢાની સળી વડે ડામ દેવો. ૫૮-૫૯

અગ્નિ ઉષ્ણતા તથા તીક્ષ્ણતા વડે ગુલ્મના કફ તથા વાયુને શાંત કરે છે અને એ બનેના શાંત થયા પછી ગુલ્મનો સંઘાત (ગોળા જેવો આકાર) નષ્ટ થઈ જાય છે. ૬૦

આ ડામ દેવામાં પણ ધન્વન્તરિના મતને જાણનાર વૈદ્યોનેજ અધિકાર છે. અને ક્ષારના પ્રયોગમાં ક્ષાર તન્ત્રોને જાણનાર વૈદ્યોનેજ અધિકાર છે. દ્વન્દ્વજ ગુલ્મોમાં પૂર્વોક્તચિકત્સા મેળવીને કરવી જોઇએ તે ચિકિત્સાનો ક્રમ કહેવામાં આવ્યો ૬૧

## ઔષધો.

ત્ર્યુષણાદિઘૃત.—એ ઉપરાંત ગુલ્મનાશક સિદ્ધિયોગ કહું છું. સુંઠ, પીંપર, મરી, હરડે, બ્હેડાં, આંમળાં, ધાણા, વાવડીંગ, ચવક તથા ચિત્રક એ સર્વ સરખે ભાગે લઇ તેનો કલ્ક કરવો તે કલ્ક અને દુધની સાથે પકાવેલું ઘી વાતગુલ્મને નષ્ટ કરે છે. ૬૨

બીજું ત્ર્યુષણાદિઘૃત.. ઉપરનાં ઔષધોનો કલ્ક તથા પંચમૂળ અથવા નાના અને મોટાં બંને પંચમૂળોના ઉકાળાની સાથે પકાવેલું ઘી વાતગુલ્મને જરૂર નષ્ટ કરે છે. ૬૩

ગુલ્મષટપલઘૃત રાજ્યક્ષ્મા રોગ (ક્ષય) માં જે ષટપલ ઘી કહેલું છે તે પણ વાતગુલ્મમાં પીવુ જોઇએ. પરન્તુ તે ઘીને પકાવવાને માટે દૂધને બદલે પ્રસન્ના (મદ્યની જાત) સુરા (દારૂ) દાડમનો રસ અથવા દહિંની મલાઇ નાંખવી જોઇએ. ૬૪.

હિંગુસૌવર્ચલાદ્યઘૃત. હિંગ, સંચર, મીઠું જીરૂ, બીડલવણ, દાડમ, અજમો, પુષ્કરમૂળ, સુંઠ પીપર, મરી, ધાણા, અમલવેત, જવખાર, ચિત્રક (૬૫) કચુરો, વજ, અજમોદ, ઇલાયચી, તથા વરીયારી એ સર્વનો કલ્ક તથા દહીની સાથે પકાવેલું ઘી શુળ, આફરો તથા વાતજગુલ્મને નષ્ટ કરે છે. ૬૬

## वैदक प्रयोगो.

હરસ—હરડે ૨ ટાંક અને જુનો ગોળ ૫ ટાંક બંનેનું પાણી સાથે દરરોજ સવન કરે ઉપરથી ગાયની છાસ પીએ તો મસા મટે છે.

(૨) ચુનો, સાજીખાર, ખડીઓખાર, મોરથુથુ, સરખે ભાગે લઈ થોરના રસમા ૩ દિવસ પલાળી રાખી પછી ઘુંટી મસા ઉપર ચોપડવાથી મસા મટે છે.

કૃમિ—ખોરાસાની અજમાના ચુર્ણમાં ગોળ મેળવી વાસી પાણી સાથે ફાકે તો પેટના કૃમિ મટે છે.

વાતરક્ત—ગોળ અને ઘીને એકત્ર મેળવી સેવન કરવાથી કફ વાતરક્ત, રતવા અને કપડુ રોગ મટે છે.

# वनस्पति विज्ञान.

( અનુસંધાન ગતાંકથી. )

## ઇન્દ્રવરણું—इन्द्रवारुणी.

ઇન્દ્રવારણાંના સંસ્કૃત નામ-पन्द्री, इन्द्रवारुणी, चित्रा, गवाक्षी, जवादिनी, એ નાના ઇન્દ્રવરણાંના નામ છે. वारुणी, महाफला, वेशाला, श्वेत पुष्पा, मृगाक्षी, અને मृगादेनी. એ મોટા ઇન્દ્રવારણાંના નામ છે.

સં. इन्द्रवारुणी, महाफला. ગુ ઇન્દરવારણું. મ. રાખાલશશા, રાખા લતાકુ- ક. હામે કે. હિં. ઇન્દ્રાયણ, ફરફેંદુ. તા. પેયકામટ્ટી, ટુમટ્ટી. મ. લઘુ ઇન્દ્રાવણ, લઘુ કવંડળ. ફા. ખુર્બજતલ્ખ. અ. હંજલ. મા. તસતુંબો, ગુડતુંબો. તે. એતિપુચ્છા. અં. Colocynth કોલોસીંથ. લા. Citrullus colocynthis કો. કવંડળ. સીટ્રલસ કોલોસીંથીમ.

મોટાં ઇન્દ્રવરણાનાં જુદી જુદી ભાષાનાં નામ. સં. वरुणी महाफला કો. કવંડળ તા. કોરટ્ટી शवरी पद्मम्, હીં. બડી ઇન્દ્રાયણ. ગુ. મોટા ઇંદ્રાયણાં તુ કકર ઉળું, બં. બડવા કાલ. ક. હિરિયહેમ ફ્કે. મલા. પેટીકારી અનુ તુમ્માટ, મ. ઘોર ઇન્દ્રાવણ. તૈ. પાપરશુડમા. કાકીરુકમુ. ફા. હજલ મ્હર, અ. શેમહંજલ વેરિં પુચ્યા અં. Better Apple ( બીટર -એપલ ) લા. Trichosanthes Plamata ( ટ્રિકોસંથસ પાલમેટા )

ઇન્દ્રવરણીના વેલા થાય છે તેનાં પાન રંગડીના જેવાં પણ બારીક હોય છે. તેનાં ફળોને ઇન્દ્રવરણાં કહે છે. પાકેલાં ફળ પીળાં હોય છે. તેનાં ફુલ પીળાં પાંચ પાંખડીનાં થાય છે. તેની બે જાત છે. નાની અને મોટી. મોટીનાં ફળ કેરી જેવાં હોય છે અને નાનીનાં ફળ લીંબુ જેવડાં થાય છે. ઇન્દ્રવરણાં કડવાં હોય છે. તેના વેલા ઉજ્જડ ખેતરોમાં તેમ ખારી જમીનમાં થાય છે. ઇન્દ્રવરણાં તીવ્ર રેચક છે. ઇન્દ્રવરણાંનાં ફળ સૂક્ષ્મ કાંટાવાળાં પીળાશ પડતા રંગનાં નાની નારંગીના જેવાં અત્યંત શોભાયમાન હોય છે. તેમાં વચ્ચે બી ઘણાં હોય છે. તેમાં ઇલેટીરયમ નામનું સત્વ હોય છે. બીજી જાત રેતાળ ભૂમિમાં થાય છે તેનાં ફળનો રંગ પીળો હોય છે અને ફુલ સફેદ હોય છે. તેનું પતિનિધી નસોતર છે. તેની માત્રા ૬ રતીથી ૨ માસાની છે.

ગુણ-ઇન્દ્રવરણાં કડવાં, શીતલ, ચરપરાં અને રેચક, સારક, ઉષ્ણવીર્ય, અને હલકાં છે, તે ગુલ્મ, પિત્ત, ઉદરરોગ, કફ, કૃમિ, કોઢ, જ્વર, વ્રણ, શ્વાસ, ખાંસી, પ્રમેહ, ગ્રંથી, મૂઢગર્ભ, છોડ, કમળો, બરોળ, શુષ્કગર્ભ, કંઠમાળ, વિષ, વાત, અપચો, આમ, સર્વ પ્રકારના ઉદરરોગ, પાંડુરોગ, વિનાશ કરનાર છે.

બંને પ્રકારનાં ઇન્દ્રવરણાંના ગુણ લગભગ સરખા છે. મોટા ઇન્દ્રવરણાં કંઠરોગ અને શ્લીપદ રોગને મટાડનાર છે

ઇન્દ્રવરણીનાં મૂળ અને ફળ દવામાં વપરાય છે. તેને ચરક સુશ્રુતે સંશોધન દ્રવ્યમાં ગણી છે. તે ઉદરરોગ, કાળજાના રોગમાં, બરોળ અને ગુલ્મમાં તેમ સ્ત્રીઓના મૂઢગર્ભ ( છોડ ) ને બહાર કાઢવામાં વપરાય છે. તે પિત્તનો રેચ કરે છે અને કફને બહાર કાઢે છે. તેના ફળના ગર્ભનું સત્વ ખેંચીને ' કોલોસીન્થ ' નામની અંગ્રેજી દવા બને છે તે ઘણી રેચક છે.

ઇન્દ્રવરણાંના વેલા ઘણી જગાએ બારે માસ રહે છે. ચોમાસામાં તે ઘણા ઉગે છે. તેની શાખાઓ જમીન ઉપર પથરાય છે. તેનાં પાન ૩ થી ૫ ખૂણીયાં હોય છે, તેનાં ફળ પહેલાં લીલાં હોય છે તે પાછળથી પીળાં થાય છે. તેના ઉપર ૮ થી ૧૦ ઉભા ધોળા પટા હોય છે. તેની સપાટી ઉપર ખરસટ કાંટા હોય છે. તેનો વેલો પણ કડવો હોય છે. તેનાં બી ચપટાં, ચળકતાં અને લીસાં હોય છે, અંદરનો મગજ ધોળો, તેલીયો અને ચળકતો હોય છે. પણ કડવો હોતો

નથી. ઇન્દ્રવારણાં ઘણાં સુંદર દેખાય છે. તેનાં ફળ સારાં હોવા છતાં પાકયા પછી પણ કડવાં હોય છે. તેનાં મૂળ સુંઠ, અજીર્ણ અને તાવમાં મરીકે મીઠા સાથે ચવાય છે. અથવાતો તેનાં મૂળ પાણીમાં વાટી સુંઠ કે મરીની ભૂકી સાથે પાણી છમકારી તાવ ઉપર અપાય છે. મગજમાં લોહીનો જમાવ થયો હોય ત્યારે ઇન્દ્રવરણનો જુલાબ અપાય છે. તેના વેલાનો તાવવાળાને નાસ ( બાફ ) પણ અપાય છે.

ઉપયોગ.

સર્પદંશ—ઇન્દ્રવરણાંના ભૂકાને બીડીમાં નાંખી તે બીડી પાવાથી ઝેર ઉતરે છે. અથવાતો ઇન્દ્રવરણાંના મૂળ નાગરવેલના પાનમાં ખવરાવવાથી ઝેર ઉતરે છે.

સ્તનરોગ—ઇન્દ્રવરણાંના મૂળ ઉકાળી તેનો લેપ કરવાથી સ્તન પાકતું હોય છે તો તે મટેછે.

ઝેરી જનાવરનો ડંખ અને સોજા—ઇન્દ્રવરણાંનાં મૂળ ઘસીને ચોપડવાથી મટે છે.

નખ પાકવો—નખ પાકતો તેનું ફળ નખ ઉપર પહેરવાથી મટે છે.

ઘોડાને ઉપયોગી—ઘોડાના પેટમાં જીવાત પડી હોય છે તો ઇન્દ્રવરણાં ખવડાવવાથી નીકળી જાય છે. તે નરવાં ગણાય છે, તે કડવાં હોય છે છતાં ઘોડાં ખાય છે.

ચુંક—ઇન્દ્રવરણાંના મૂળ પાણીમાં ઉકાળી તેમાં સુંઠ, મરી, પીંપર નાંખી પીવાથી શુળ મટે છે.

સંધિવા—ઇન્દ્રવરણાંનાં મૂળ, પીંપર અને ચાર ઘણો ગોળ એકત્ર મેળવી તેમાંથી હમેશાં ૧ તોલો ખાવાથી સંધિવા મટે છે.

અંડવૃદ્ધિ—તેનાં મૂળને દીવેલ સાથે ઉકાળી ગાયના દૂધ સાથે ૩ દિવસ સુધી પીવાથી અંડવૃદ્ધિ કે વધરાવળ મટે છે.

બળતરા—ગાંઠ—તેનાં ફળ અને મૂળને ટાઢા પાણીમાં વાટી ગરમ કરી બળતરા, ગાંઠ, ગુમડાં ઉપર લગાડવાથી મટે છે.

યોનિશુળ—તેનાં મૂળ બકરી કે ગાયના દૂધમાં ઉકાળી લેપ કરવાથી કે પીવાથી યોનિશુળ મટે છે.

ચામડીનો રંગ બદલવો—તેનાં ફળનો રસ ચોપડવાથી રંગ બદલાય છે.

જલોદર—તેના ફળનો રસ સાકર સાથે પીવાથી જલોદર મટે છે.

અટકાવ લાવવો—તેનો ધુમાડો લેવાથી સ્ત્રીને અટકાવ આવે છે. તેમ ઇન્દ્રવરણાંનાં મૂળ ગુપ્તેન્દ્રિયમાં રાખવાં અને તેનાં ફળ મીઠા સાથે ખાવાથી ઋતુ આવે છે.

વાળો—તેનાં લીલાં ફળ વાળા ઉપર બાંધવાથી વાળો મટે છે.

દાંતના જીવડા—તેના ફળનો ધુમાડો દાંતને આપવાથી દાંતની અંદરના કૃમિ મરી જાય છે.

( અપૂર્ણ. )

---

## હુન્નર પ્રયોગો.

---

ડાન બાણુ કે લોઢાની સળી.

અગ્નિ ઉષ્ણતા તથા તીક્ષ્ણગુણ દેવી:—નારંકફ તથા વાયુને શાંત કરે છે અને એ બન્નેના શાંત થયા પછી ગુલ્મનો સઘાત ( ગોળા જેવા આકાર ) નષ્ટ થઈ જાય છે. ૬૦

આ કામ દેવામાં પણ ધન્વન્તરિના મતને જાણનાર વૈદ્યોનેજ અધિકાર છે. અને ક્ષારના પ્રયોગમાં ક્ષાર તન્ત્રાને જાણનાર વૈદ્યોનેજ અધિકાર છે. દ્વન્દ્વજ ગુલ્મોમાં પૂર્વોક્ત ચિકિત્સા મેળવીને

આડવાડિયા સુધી રાખીને આમતેમ પાંદડાં ફેરવ્યા કરવાં. પછી તેમને બાંધી દેવાં.

૫ વાસણ ઉપરથી ડાઘ કહાડવા:—નીકલનાં વિ. વાસણો ઉપર કેટલાક ન જાય તેવા-ગ્રેમ્બરામ ડાઘ હોય છે. તે કઢાડવાને ૧ ભાગ સલ્ફ્યુરિક એસિડ, ૫૦ ભાગ સરકો મેળવીને ડાઘ ઉપર ચોપડો. થોડીક સેકંડ પછી કપડા વડે તે લુછી નાંખો, અને પાણીથી ધોઇ નાખવા. ૫ થી રાગ઼કડાના વહેરથી તે ડાઘને ઘસવા તેથી તે જતા રહેશે.

## सोवरीन.

આ દવામાં સુવર્ણ, સાચા મોતી જેવી કીંમતી વસ્તુઓ પડેછે. આ દવાનો ઉપયોગ કરવાથી ગમે તેવા શક્તિહીન અને ધાતુહીન થયેલા માણસોને નવી જુવાની અને શક્તિ પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુષ્કળ વધારો થાય છે. વળી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે શિથિલ થયેલી ઇંદ્રિયો બળવાન અને સતેજ થાય છે. પ્રમેહ મટેછે. હરસ, સંગ્રહણી ક્ષય, જીર્ણજ્વર,દમ, પણ મટે છે. શરીર નીરોગી અને રૂપવાન થઇ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. કીં. રૂ. ૧૫

## अफीणनाशकगुटि,

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે. ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી, અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે.ડબી૧ની કિં.રૂ. ૨

ઝીંઝુવાડાથી રામઅવતાર વખતરામ લખે છે કે આ દવાથી ૬૦ વરસનું અફીણનું બંધારણ માત્ર પચીસ દિવસમાં છુટી ગયું છે. મેસરાડથી મુસાભાઇ અપુભાઇ—તમારી દવાથી અફીણ છુટી ગયું છે.

## जय गुटिका,

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ—અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે, અનયમીત અટકાવ આવતો હોય, અને વખતે તે દુઃખ પેદા થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે અને પીડા મટાડે છે. કીં. રૂ. ૧ ત્રણની રૂ. ૨–૧૦

## कफसीरप,

ઉધરસ, કફ અને દમને મટાડે છે, દવા દુધ સાથ દિવસમાં ત્રણ વખત પીવી. કીં. રૂ. ૧.

## कोलेरा पील्स,

ગમે તેવા કોલેરા, ઝાડો, ઉલટી અને ગોટલા ચઢતા હોય, મોતનું પણ હોય તેને આ દવા તુરતજ મટાડે છે. કી. રૂ. ૧. ત્રણની રૂ. ૨–૧૦

ઉનથી બેચરભાઇ મકનભાઇ આપની દવાથી ઘણા કેસ તુરત સુધર્યા છે. બીજી ૩ ડબી મોકલો.

## दंतमंजन,

દાંત દુઃખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાખતા હોય, અવાળુ ફુલ્યુ હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાતે ઘસવાથી દાંતના તમામ દરદો, સણકા અને અવાળા મટાડી દાંતને મજબુત કરે છે. કી. ॥

## वन्ध्या पील्स,

ગમે તેવી વંધ્યા સ્ત્રીને—જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા થઇ જીવતી ન હોય તેવી વંધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે, ડબીની કિં. રૂ. ૪ અનુપાનની કિં. રૂ. ૨–૦ જનેની કિ. રૂ ૬—૦

મોતીજથી સોની દલસુખરામ અમથારામ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નહોતી તે તમારા વંધ્યાપીલ્સના થઇ છે તેથી તમારો આભાર માનીએ છીએ.

કાસીન્દ્રાથી હરીલાલ સપતરામ—તમારી દવાથી મારા સ્નેહીના બૈરીને પુત્ર પ્રાપ્ત થઈ છે.

## नेत्र फुलहर पील्स,

આંખમાં પડેલુ ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં, રતાંધળાપણુ અને મોતીઓ પાયો હોય તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે.

આંખના કોઇ પણ રોગ, ખીલ થવા, આંખ દુઃખવી, પાંપણો ગળી જવા, વિગેરે વ્યાધિ આ દવાથી મટી તેજને વધારે છે. ડબી ૧ ની કી. રૂ. ૧

## दीलरंजन हेर ओइल,

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાંખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી. કી. રૂ ૧

## हेरग्रो ओइल,

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતિની દવાઓ નાખી બનાવેલું છે, અત્યંત સુગંધીદાર હોવા છતાં તે લગાવવાથી વાળ ખરી પડતા નથી. વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તો ઉગાડી લાંબા વધારી સુંવાળા નરમ ને કાળા ભમર જેવા બનાવે છે. કી. રૂ.૧

## सर्व व्याधिहर गुटीका,

જુદાજુદા અનુપાનથી આ દવાનો ઉપયોગ કરવાથી અનેક દરદોના સમુહ મટે છે. શક્તિને બળ આપે છે. તેનાથી તમામ પ્રકારના તાવ, ઝાડો, હરસ, સંનીપાત, ખાંસી, દમ, પાંડુ, કમળો, સુંઢ, ગોળો, કઠમાળ, ઉપદંશ, પ્રમેહ, કોઢ, રતવા, ધાતુક્ષય, સન્નિપાત વિગેરે અનેક દરદો મટે છે. કી. રૂ.૩—૦

સાબાપારથી નેણસી લધા—આ દવાના ચમત્કારો દરેક રાજને માટે આપતા અફસર જણાય છે.

સુરતથી રણછોડ ફુલચંદ—તમામ રોગ ઉપર આ દવાની મેં ખાત્રી કરી છે, નડિઆદ રાજવૈદ્ય ગરબડભાઇ નારાયણભાઇ તમે જે જે રોગ મટવાનું વચન કહ્યુ છે તે તમામ રોગ આ દવાથી મે મટાડ્યા છે. ( હજારો અભિપ્રાય મળ્યા છે. )

દવે કેમીકલ વર્કસ—ચાર રસ્તા, રીચીરોડ—અમદાવાદ.

Registered No B, 1042.

થોડાજ વખતમાં બહાર પડનાર અતિ ઉત્તમ પુસ્તક

# સ્વધર્મનિષ્ઠ દૈવિ જીવન

અને

# ધર્મસંસ્થાપક મહાપુરુષોનાં જીવન વૃત.

આ પુસ્તક છપાય છે. થોડાજ વખતમાં બહાર પડશે. તેની અંદર મનુષ્ય સ્વધર્મનિષ્ઠ બની ઉત્તમ જીવન કેવી રીતે ગાળી શકે તે સંબંધી ઉત્તમ દૃષ્ટાંતો સહિત વિષયો છે. દરેક મનુષ્યે ધર્મનિષ્ઠ થવુંજ જોઇએ. બાળકોને નાનપણથીજ ધર્મપ્રતિ શ્રદ્ધાવંત બનાવવા, ઉચ્ચ અને દૈવીજીવન ગાળતાં કરવા. સંસારમાં ઉત્તમ જીવન ગાળી સુખી થઇ આનંદનો અનુભવ કરવો એ દરેકને ગમે છે તે માટે મનુષ્યે શું કરવું તેનું અપૂર્વ વર્ણન આ પુસ્તકમાં છે. આ પુસ્તકની અંદર હિંદુધર્મમાં થઇ ગયેલા ઇશ્વરના ૨૪ અવતારોનું વર્ણન, તેમણે કરેલાં કાર્યો, શ્રી કૃષ્ણનું જીવનચરિત્ર, શ્રીરામચંદ્રનું જીવનચરિત્ર, બુદ્ધદેવનું જીવન ચરીત્ર, શ્રીમાન શંકરાચાર્ય, શ્રીમાન વલ્લભાચાર્ય, શ્રીમાન રામાનુજાચાર્ય, શ્રીમહજાનંદ સ્વામી, ગુરૂનાનક, રામાનંદ સ્વામી, શ્રીમાન નૃસિંહાચાર્યજી, ગૌરાંગપ્રભુ. દયાનંદ સરસ્વતી, મહમદ પેગમ્બર, ઇશુખ્રીસ્ત, જરથોસ્ત વિગેરે ધર્મ સંસ્થાપક મહાપુરુષોના જીવન ચરીત્રોનો સંગ્રહ છે ને ઉપરાંત કર્તવ્યશીલ અને ધર્મનિષ્ટ મહાપુરુષો, શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, શ્રીરામતીર્થ, જ્ઞાનેશ્વર, તુકારામ, એકનાથ મહારાજ, વિગેરે મહાપુરુષોના જીવનચરિત્રોનાં સંગ્રહ છે એકંદરે ૧૫૦ ઉપરાંત મહાપુરુષોનાં જીવન ચરીત્રોનો સમાવેશ છે. તે વાંચવાથી મનુષ્ય તેમના જેવું આદર્શમય જીવન ગાળી શકે છે. જુજ નકલો છપાશે. ગ્લેઝ કાગળો પાકુ પુઠું કીંમત રૂ. ૫—૦—૦ છતાં હાલમાં ગ્રાહક થવા ઇચ્છનાર પાસે માત્ર રૂ. ૪—૦—૦ જ લેવાશે તમારે માટે, તમારાં સ્ત્રીપુત્રાદિ માટે, તમારા સ્નેહિ મિત્રો માટે આજેજ આ પુસ્તક મગાવો તેની અંદર જુદા જુદા દરેક ધર્મનાં રહસ્યો અને તે તે ધર્મના સંસ્થાપક આચાર્યો અને મહાપુરુષોનાં, ઇશ્વરાવતારી મહાપુરુષોનાં જીવન ચરીત્રોના વિસ્તારવાળો સંગ્રહ હોવાથી દરેક મનુષ્ય પોતાના તેમજ પારકા ધર્મના રહસ્યને સમજી શકે છે. અને ધર્મનિષ્ટ બને છે આ પુસ્તક જોવાથી જ તેની ઉપયોગીતાની ખાત્રી થશે. થોડાજ વખતમાં બહાર પડશે. આશા છે કે આજેજ મંગાવવા માટે અગાઉથી નામ નોંધાવો.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

# મહાત્મા ગાંધી

અને

# હિંદના મહાન નરરત્નો.

આ પુસ્તકમાં મહાત્મા મોહનદાસ ગાંધીજીનું જીવન ચરિત્ર છે. તેમજ પંડિત મોતીલાલ નેહેરૂ, દેશબંધુ ચિત્તરંજનદાસ, લાલા લજપતરાય, પંડિત મદનમોહન માલવીયા, લો. બા. તિલક, દાદાભાઇ નવરોજજી, શ્રી અરવિન્દઘોષ, સર ફીરોજશાહ મેહેતા, શ્રીયુત ગોખલે વિગેરેનાં જીવન ચરીત્રોનો સંગ્રહ છે. કાગળ ગ્લેઝ, પાનાં ૨૨૪, પાકુ પુઠું, તીલક અને ગાંધીજીના ફોટા સાથે કીંમત રૂ. ૧-૮-૦ છે તે ભાગ્યોદયના ગ્રાહક થનારને માત્ર રૂ. ૧—૦ માંજ અપાય છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

[illegible] "[illegible] પ્રિન્ટિંગ પ્રેસ" માં પોતાને માટે છાપીને [illegible] પ્રસિદ્ધ કર્યું.

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ] એપ્રીલ સને ૧૯૨૨. [ અંક ૩ જો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭

છાપવાના, વણવાના, કાગળો, ભાડા તખતા, પાલીશપેપર, કામનો ઉદ્યોગ—જુદી જુદી જાતના પ્રથ ... વવાના પ્રયોગો. ચામડાનો ઉદ્યોગ—ચામડાને શુધ્ધ કરવાની, પકવવાની તેના પર જુદા જુદા રંગ ... વવાની રીત, સાબુ બનાવવા—ઉસમાંથી સાબુ બનાવવો, ચરબીનો, કોકમના તેલનો, કોપરેલનો એરંડીયાનો, ડોળીયાનો, રાળનો સાબુ બનાવવાની રીત, કાળા રંગનો સાબુ સફેદ બનાવવો; પાપડીઆ ખાર માંથી બનાવવો, અર્ધા કલાકમાં સાબુ બનાવવો, ગ્લીસરાઇન કાઢવાની રીત, આયોડીન, ટેનીન; ટીસેન્ટેઇર, ટાર, મરક, બારસોપ, વીન્ડસર, ફીનાનો, લેમન, કેરડાનો, નારંગી, કાર્બોલીક, હની સક્કર, પારદર્શક મધ કાઢવાનો સાબુ બનાવવાની રીત, ધોવાનો પાવડર, સાબુનો અર્ક બનાવવો, વીગેરે. મીણબત્તિ બનાવવાની ક્રિયા અને તેની બનાવટ. ફોટોગ્રાફર બનવાનો ધંધો; કેમેરા વીગેરેની સમજણ, ફોકસ મેળવી ફોટો પાડવાની રીત; કાચને દવાથી ધોવાની રીત, દવાઓ, કાચ ઉપરથી ફોટો કાગળ ઉપર કેવી રીતે ઉતારવો, કાગળ ઉપર ઉતારેલા ફોટાને દવાથી ધોવાની રીત તથા તેની દવાઓ તેને તૈયાર કરવાની રીત વીગેરે; સીમેન્ટ બનાવવાની ક્રિયા—જુદી જુદી જાતના અનેક પ્રકારના સીમેન્ટ બનાવવાની જુદી જુદી બનાવટો. વારનિશ—દરેક પ્રકારનાં વારનીશ બનાવવાની બનાવટો, લાખ બનાવવાની ક્રિયાઓ, શાહી—જુદી જુદી જાતની અનેક પ્રકારની શાહી બનાવવાની રીત જેમાં તમામ પ્રકારની છાપવાની, લખવાની, શાહીઓ, પથ્થર કે લાકડાં વિગેરે પર લખવાની રબરસ્ટેમ્પની, પરમેનન્ટ શાહી, ટાઇપરાઇટરની શાહી, વીગેરે અનેક જાતોની બનાવટો. બટનો—તમામ પ્રકારના બટનો બનાવવાની બનાવટો. દીવાસળીઓ—દરેક જાતની બનાવવાની ક્રિયાઓ, સોનું અને રૂપું બનાવવાના લગભગ ૪૦ પ્રયોગો, બનાવટી ધાતુ બનાવવી. ધાતુ વિગેરે સાંધવાની, તેનો રસ કરવાની ક્રિયા, રેતુ વિગેરે ધાતુઓ ધોઇ પાલીસ કરવી, તેના ઉપર અક્ષરો કોતરવાની રીત. ધાતુ ઉપર વીજળીની મદદ વડે ગીલેટ ચડાવવો, વીજળીની બેટરી બનાવવી. વીજળીને ઉત્પન્ન કરવી ગીલટ કરવાની સોનેરી અને રૂપેરી ભુકી બનાવવાની રીત, લાકડાને રંગવાના તથા તેની બનાવટના કેટલાક પ્રયોગો. હાથીદાંત જેવું લાકડું બનાવવું, લાકડાના વહેરની વસ્તુઓ બનાવવી, અબુનસનાં લાકડાં જેવાં લાકડાં બનાવવાં, હાથીદાંતને સાંધવાનું મિશ્રણ, પાણીથી પલળે કે અગ્નિથી બળે નહિ તેવાં લાકડાં, જીવજંતુઓને દુર કરવાં, સાપ, ઉંદર, માંકણ, ઉધેઇ, કીડી, મચ્છર થતા અટકાવવા અને હોય તો દુર કરવાના તથા ફરી આવે નહિ તેના ઉપાયો, અનાજ બગડે નહિ તેના ઉપાય. અનાજમાં જીવડાં ન પડે તેના ઉપાય, લાકડાં સડે નહિ તેના ઉપાય, કોઇ પણ વસ્તુ ઉપરથી ડાઘ કાઢવા, સુતરાઉ, રેશમી ઉનનાં, મખમલનાં કે દરેક જાતનાં કપડાં, સોડું, સોનેરી કસબ ઉપરથી ચીકણી શાહીના કે ડામર, મેશ, ચરબી વિગેરે ગમે તેના ડાઘ કાઢવાના પ્રયોગો રંગેલાં કપડાં ધોવાં; મોતી ઉપરથી ડાઘ કાઢવા, સોના રૂપાની જણસો ઉપરથી ડાઘ કાઢવા, કાચ આરસપહાણ; હાડકાં, શરીર, લોખંડ; તરવાર, હોરા વગેરે દરેક ઉપરથી ડાઘ કાઢવાનો તથા તેને ધોઇ સાફ કરવાની રીત ભેળ પારખવાની રીત—દુધમાં, પાણીમાં, ઝેરનો; સોનું ચાંદી, ધાતુ; તેલ, ઘી વગેરે દરેક ચીજમાંથી ભેળ પારખવાની રીત, કેટલીક સુગંધીવાળી બનાવટો, અગરબત્તી, ધુપ, બરાસ વગેરે અનેક ચીજોની બનાવટ; કંકુ, અબીલ, ગુલાલ, કાથો બોગીચો વગેરે બનાવવાની રીત, દુધની ભુકી કરવાની રીત, બનાવટી વસ્તુઓ બનાવવાની રીત, બનાવટી આરસપહાણ, પત્થરો અબુનસનાં લાકડાં, હાથીદાંત, ચામડાં, મધ; ચીનાઇ, કેસર, કસ્તુરી; કેરબા, હીરા, નીલમ, મોતી, માણેક, પોખરાજ, પન્ના, અકીક, કપાસ, રેશમ બનાવવાની રીત, શરીરને સ્વચ્છ બનાવનાર—ચોરા બનાવનાર પ્રયોગો ખીલ દુર કરવાના, ચાઠાં દુર કરવાના, છુંદણાના ડાઘ કાઢવાના, શીતળાનાં ચાઠાં દુર કરવાના, ચામડી માટે તેના ઉપાય, ખરી જતા વાળ અટકાવવાના, વાળ વધારવાના, વાળ કાળા કરનાર કલપો, વગેરે અનેક બનાવટો, આઇસક્રીમ બનાવવા, લીંબુ, ગુલાબ, દ્રાક્ષ વગેરે દરેક જાતનું શરબત બનાવવાની રીત, શરબત તૈયાર કરવાનો પાવડર, ચાસણી વગેરે બનાવવાની રીત, અત્તરો બનાવવાં, ગુલાબ, નારંગી, સુખડ, કેવડો, અંબર વગેરે ગમે તે ફુલમાંથી અત્તર કાઢવાની રીત; સુગંધી તેલો બનાવવાની રીત, જેમાં ગુલાબ, જાઇ, ચમેલી મોગરો; કપુર, લોબાન, બદામ કોપરેલ, તજ, લવીંગ, શીલારસ, જાયફળ, નાગરમોથ, ખસ વગેરેનાં તેલ કાઢવાની બનાવટો, બદીઆગમાં પુરવાનું તેલ, કેશને વધારનાર તેલ, વાળ ઉગાડનાર ગુલાબી, તેલ હેરઓઇલો, કોપરેલ શુદ્ધ કરવાની રીત, જુદી જુદી જાતના હેરઓઇલ બનાવવાની રીત. તેની વસ્તુઓના વજન, લવંડર વોટર, કોલનવોટર, ફ્લોરીડા વોટર. હનીસકલ વોટર, પાકદાડી અંબરાજ ફ્લાવર, વોટર ગુલાબજળ, ઓરંજ વોટરવગેરે અનેક બનાવટો, સોડા લેમોનેડ, સોડાવોટર, લેમોનેડ વોટર, ટોનીક વોટર, જીંજર બનાવવાની રીત, તેનો પાવડર બનાવવાની રીત. જુદી જુદી જાતનાં બીસ્કીટ બનાવવાની

રીત, ભીંડાની બનાવટ—જેમાંથી કસ્તુરીની મહાસી વગેરે અનેક જાતની તપખીર બનાવવાના પ્રયોગો, મોલ છાપા બનાવવાની, પીળા મીણને સફેદ કરવું, તંબુ કે કેનવાસ પાણીમાં ન પલળે તેવા કરવાના વગેરે અનેક પ્રયોગો, બનાવટી સ્લેટ અને પેન્સીલ બનાવવી, દીવાસળીનું કારખાનું બનાવવાના અનેક પ્રયોગો અદ્દભુત આપની સળીયો બનાવવી. દાટેલું ધન શોધી કાઢવાના અનેક પ્રયોગો તથા તે ક્યાં દાટ્યું છે તે જાણવાના વિદ્યા, કેટલાક ચમત્કારી પ્રયોગો, દિવ્યદૃષ્ટિ, જળપ્રવેશ, મૃતસંજીવન, અગ્નિપ્રવેશ, આકાશગમન વિગેરેના અદ્દભુત પ્રયોગો, પાણીમાં ભડકા કરવા, દેવતાને પકડવો, રંગ ઉડાડી દેવો, ભડકા બનાવવા લોહી કાઢવું, અદ્દભુત દીવો. પૈસો ચોટાડવો, વગર દેવતાએ ચા કે રસોઈ બનાવવી વિગેરે કેટલાક ઉપયોગી પ્રયોગો લીંબુનો રસ ટકાવી રાખવો, સરેસ કે ગુલકંદનું પાણી ટકાવી રાખવું, ગુલાબના ફુલ તાજા રાખવાં, બદામ તાજી રાખવી, ઘી જાળવી રાખવાં, સ્વદેશી ચ્હાની બનાવટ, બરફ બનાવવો, તુરત આમ ઓગળવી, તીડના ઉપદ્રવ દુર કરવા, શીંગડાના શીપ જેવા બટન બનાવવા, કપડાના બટન શીંગડા જેવા બનાવવા, રબરસ્ટેમ્પ બનાવવા દુધમાંથી માખણ વધુ નીકળે તેવા પ્રયોગો, વીજળી બનાવવી, કાનમાંથી કીડા, માથામાંથી જુ ને ખોડો કાઢવાની રીત, વીજળીની અંગુઠી બનાવવી, ખારી સુંઠ, પીપર બનાવવી, સીગારેટ બનાવવાની રીત, બીડીઓ બનાવવી, ઘાસ બનાવવા, તકતા તૈયાર કરવા, કાચ સાથે ધાતુ ચોટાડવી, કાગળને ચોટાડવાનું મિશ્રણ, રાગ સુધારવાના પ્રયોગો, ખાસના દીવા કરવા. વીજળીનું તાવીજ કરવું, દારૂ ઉડાવવાના પ્રયોગો, અફીણ છોડાવવાના પ્રયોગો, કપુરની માળા અને પ્યાલો બનાવવો, પારાનો પ્યાલો બનાવવાની પાંચ બનાવટો, સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવાની દવા, મસા કાપી નાંખવાની દવા, કાળું, ધોળું અને ગુલાબી દંતમંજન બનાવવું, સોનાના વરખ બનાવવાના પ્રયોગો.

ભાગ ૧૦ મો—વૈદક પ્રયોગો—દરેક પ્રકારના એસન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ જેવી કે કાર્બોનેટ ઓફ એમોનીયા, કાર્બોનેટ સોડા, લાઈમ, ઓક્સાઈડ ઓફ આયર્ન, નાઈટ્રેટ ઑફ આ-યર્ન, ક્લોરાઈડ ઓફ ગોલ્ડ, લાઈમજ્યુસ, ખાંડનો સરબત, પોટાસ બનાવવો, ગાઉટપીલ્સ, બ્લીસ્ટર કોલાડિ-યન, કોલેરા મીક્ષ્ચર, દારૂનો મલમ, ક્લોરોફોર્મ, ક્વીનાઈનની ગોળીઓ, ફેરફરસપીલ્સ, આયર્નપીલ્સ, કમ્પાઉન્ડ આયર્ન મિક્ષ્ચર, સીરપ ઓફ હાઈપોફોસ્ફાઈટ ઓફ લાઈમ, નાઈટ્રેટ ઓફ પોટાસ, ક્વિનાઈન આયર્ન મિક્ષ્ચર, ઑક્સાઈડ ઓફ કોપર, પેનકીલર, ક્લોરોડાઈન, સાઈટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કાર્બોલીક ઓફ સોડા, નાઈટ્રીક એસીડ, હ્યુરીઆટિક એસીડ, ફોસ્ફરસ, ડેમીયાની ટોનીક પીલ્સ, ઈસ્ટન્સપીલ્સ, ઈસ્ટ-ન્સસીરપ, સાર્સાપરીલા, બાલામૃત, ખરજવાનો મલમ, મેથોલ બામ, મેન્થોલ અર્ક, હેરડાઈ (૨) વાળ પીવાનું પાણી, ખાસનાશક સાબુ, ખાસનાશક તેલ, ખાસનાશક અર્ક, તાજીમવટી, બહેરાપણાનું તેલ, બાળા-ગોળી, પારાનો મલમ, કાળોમલમ, સાદોમલમ, લસણનો મલમ, ફટકડીનો, માથાનો, હીરાકસીનો, દાઝ્યાનો, કરપનટાઈનનો વિગેરે મલમ બનાવવા.

ભાગ ૧૧ મો—આયુર્વેદિક દવાઓ, તેમાં તમામ પ્રકારના કવાથો, ચુર્ણ ગુટિકાઓ ગુગળ, આ-સવ, અવલેહ, અરીષ્ટ, ભષ્મો, રસો ને માત્રાઓનો સમાવેશ છે ઉપરાંત દરેક જાતના ક્ષારો કાઢવાની રીત, પાકો મુરબ્બા, અથાણાં, ચટણી વિગેરેની બનાવટો.

ભાગ ૧૨ મો—ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો. જેમાં દરેક માણસ ધનવાન થઈ શકે છે ધનવાન થવા માટે કોનો આશ્રય ગ્રહણ કરવો. ધનવાન થવાના કેટલાક ઉપાયો, ધનવાન બનાવનાર માનસિક ક્રિયા, ધનવાન થવા માટે ઈશ્વર પાસે કરવાની માગણીનો વિધિ, ધનવાન થવા માટે શારીરિક ક્રિયા, ફળપ્રદ ધંધો, ધનવાન બનાવી શકે તેવા નિયમો, સિદ્ધિ લાભ વિગેરે.

ભાગ ૧૩ મો—જેમાં અનેક ગરીબમાંથી ધનવાન થયેલા પુરૂષોના જીવન ચરિત્રોનો સમાવેશ કર્યો છે. તે વાંચી ધનવાન થવા ઇચ્છનારે શીખવા યોગ્ય અનેક વાતો જાણી શકાશે.

આમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવીન અને હજારો રૂપિયા ખરચતાં શીખી ન શકાય તેવા ગુપ્ત હતા તે પણ દાખલ કર્યા છે. કીંમત માત્ર રૂ. ૧૦–૦–૦ પો. ૦–૮–૦ ( તેર ભાગ ભેગાજ છે )

પંસાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે. જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નરનો અજમાયશ લીધો જેમાં હું ઘણોજ ફતેહમંદ થયો છું. ને આપનો આભાર માનું છું, ધનવાન તે ધનવાન જ છે આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે.

બાટા ઉદેપુરથા—અબ્દુલ હુસેન કમરૂદીન લખે છે કે—ધનવાન નામનું પુસ્તક તેની મહેનત જોતાં કીમત રૂ. ૧૦ રાખી હોત તો પણ થોડી છે. આપે તે બનાવી દેશી ભાઈઓને ઉત્તેજન આપ્યું છે. આવું જ્ઞાન ભરેલું ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઈ શકાય તેમ છે.

જેઠાલાલ રેવાશંકર દવે, ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

## ને માટે વિદ્વાનો શું કહે છે ?

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો વગેરેના યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું પ્રમાણભૂત પ્રમાણેનું મહાત્મ્ય, ઐતિહાસીક માહિતિ, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ બહાર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતિર્થ, સિંધ, હીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, ઇંદોર, મથુરાં, આગ્રા, દિલ્હી, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંઝાબ, બાદ્રીકેદારનાથ, શ્રીનગર–કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબલી, નાસક, ત્રંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુક્લતિર્થ, ડાકોર, દ્વારકા, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ. યાત્રાનાં લગભગ ૨૫૦ સ્થળો તથા બીજાં વેપારના અને જોવા લાયક ૮૫૦ સ્થળોનું વર્ણન છે.કીં. રૂ. ૭–૦.

વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ—બી. એ. એલ. એલ. બી. લખે છે કેઃ હિન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને શુશોભીત છપાઇ તથા બાંધણીવાળું પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરફે ગરજ સારે એવા પુસ્તકની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. રેલ્વે, રસ્તા વિગેરેની માહિતી સંપૂર્ણ છે એટલુંજ નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઇતિહાસ એ વગેરે બાબતોની માહિતી પણ જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે.

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સંઘને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની સાથે રાખવા જેવું છે. આવાં સારાં અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડતો હશે તથા ઘણું ખર્ચ કરવું પડતું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્યવાદ ઘટે છે. આપનાં પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બર આવે એમ અંતઃકરણ પૂર્વક ઇચ્છું છું.

મુંબાઇ સ્મૉલકૉઝ કોર્ટના વડા જડજ સાહેબ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—એમ. એ; એલ, એલ. બી. લખે છે કેઃ હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી થાય એવું છે. વાંચતાં ઘણોજ રસ પડે છે. જરૂરી ખબર બધીજ એમાંથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે એની શોભા વધી છે. ને એમાં નકશો હોવાથી એની એની કદરશનાસી ઘણીજ થવી જોઇએ. ગુજરાતીમાં અત્યાર સુધી તિર્થયાત્રાનાં જે પુસ્તકો બહાર પડયાં છે, તેમાં તમારૂં પુસ્તક પહેલી પંક્તિમાં મુકવા લાયક છે.

સુરતથી રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રીન્સીપાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કેઃ

" રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આનંદ થયો છે. યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવું દરેક જાતની હકીકતથી ભરેલું એક પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ માહીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવાના માર્ગ વગેરે બધી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક સ્ત્રીપુરુષોને તેમજ અન્ય સામાન્ય વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં રચાય છે, પરંતુ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે ને વાચક વર્ગ પર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રાળુઓને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક થશે.

આ સિવાય અનેક પ્રસિદ્ધ વિદ્વાનોનાં તેમજ શારદાપીઠના જગદ્‌ગુરુ શંકરાચાર્ય અને કાંચી પ્રતિવાદી ભયંકર મઠના શ્રીમદ્‌રામાનુજાચાર્યજી વિગેરે ધર્માચાર્યોના પણ અનેક પ્રમાણ પત્રો મળ્યાં છે. આજે મંગાવો.

**વ્યવસ્થાપક ભાગ્યોદય–અમદાવાદ.**

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] મે. મને ૧૯૨૨ [અંક ૩ જો.

## संयम साधन निमित्त उत्सुक साधकना अभिलाष.

ઠુમરી

સંયમનાં અનુષ્ઠાન, સુન્દર, સધશું કંઇ કંઇ આજ,
અવસર અનુપમ આજ મળ્યો છે, સાધન સાધવા કાજ; સુન્દર૦
ધ્યાન ધરશું હૃત્પદ્માદિકમાં, સવાર ને વળી સાંજ; સુન્દર૦
સૂક્ષ્મેન્દ્રિય નિરોધશું નિશ્ચલ, નિરીન્દ્રિય વસ્તુમાં[1] જ સુન્દર૦
વૃત્તિ ફેરી બાહર મુખકાલે, સ્મરશું શ્રી ગુરુરાજ; સુન્દર૦
અંતર અગાધ તત્ત્વસિન્ધુમાં, ચલાવીશું મન-ઝાઝ; સુન્દર૦
આંતરકરણઉપર આત્માનું, મેળવશું સ્વરાજ્ય; સુન્દર૦
થઇ એકાગ્ર સુણીશું અભયપ્રદ, આત્મા તણો અવાજ; સુન્દર૦
ચિત્ત સમાહિત[2] રાખશું સતત, સર્વ અવસ્થામાં જ, સુન્દર૦
સચ્ચિત્પદમાં વિલીન થઇને, અનુભવશું સામ્રાજ્ય; સુન્દર૦

श्री ज. देसा.

## क्युं हृदय महा मस्तिने अनुभवी शके ?

( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

સત્યને સહેજ જેહ પાળે, તે હૃદય અમૃતને ઝીલતાં
નિત્ય મહા મસ્તીમાંહિ મ્હાલે.

જગતમાં રહ્યા છતાંય સંયમથી આત્મમને,
રમ્ય ને પવિત્ર જીવન ગાળે; તે૦

જેના આનન્દતણી ખીલી કલિકા,
કરમાતી ના કોઇ કાળે; તે૦

તત્ત્વતણા ચિન્તનરસ પોષણને પામતી,
અચર વૃત્તિ જેની સદા ફાલે; તે૦

દૈવી અલૌકિક પરમ સ્વાદુ ફલ ચાખવા,
ઝુલતાં જે મેરુ વૃક્ષ ડાળે;[3] તે૦

પળ-પ્રતિપળ આત્માની ઉન્નતિ સાધવા,
સતત સત્પ્રયત્નપથે ચાલે; તે૦

તાપત્રય ટાળવાને પરમ શાન્તિ ભાળવા,
ગગન ગુફામાંહિ[4] ડાળો ઢાળે; તે૦

ઉપેન્દ્રઉપાસ્ય સાથે એકતાને પામી,
અંતર અદ્વૈતની મઝા લે; તે૦

भा. उ.

---

૧ આત્મામાં. ૨ સર્વ પ્રસંગમાં સમાહિતવૃત્તિ. ૩ મેરુ [illegible] ૪ ગુફાના.

# श्रीब्रह्मसूत्रोनो सिद्धांत.

( લેખકઃ—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામ શર્મા. )

( અનુસંધાન ગતાંકથી. )

શ્રુતિઓ, સ્મૃતિઓ ને યુક્તિઓના આધારવડે બ્રહ્મસૂત્રોમાં જીવ, જગત્ ને ઈશ્વર બ્રહ્મથી ભિન્ન નથી, બ્રહ્મ સચ્ચિદાનંદ સ્વભાવવાળું છે, બ્રહ્મરૂપે સ્થિતિ કરવી તે મોક્ષ છે, તે મોક્ષ આત્માથી અભિન્ન બ્રહ્મના દૃઢ જ્ઞાનવડે પ્રાપ્ત થાય છે, અને આત્માથી અભિન્ન બ્રહ્મનું દૃઢ જ્ઞાન શમદમાદિ સાધનોવડે પ્રાપ્ત થાય છે, એમ નક્કી કરવામાં આવ્યું છે. બ્રહ્મસૂત્રોએ નક્કી કરેલા એ સિદ્ધાંતને જિજ્ઞાસુએ શ્રદ્ધાપૂર્વક સત્ય માનવો જોઇએ. મનુષ્યના હૃદયમાં જ્યાંસુધી અશ્રદ્ધારૂપી ડાકિની નિવાસ કરે છે ત્યાં સુધી સંશયરૂપ રાક્ષસ તેના હૃદયનો પરિત્યાગ કરતો નથી. તેમ તે મનુષ્ય જિજ્ઞાસુ થઈ શકતો નથી.

પોતાને જિજ્ઞાસુ માનનાર પ્રત્યેક મનુષ્યે પ્રથમ પોતાના હૃદયને સૂક્ષ્મદૃષ્ટિવડે જોવું જોઇએ, ને તેમાં રજોગુણની ને તમોગુણની વૃદ્ધિવડે ઉપજનારા જે જે દોષો જણાય તે તે દોષોનો ક્રમપૂર્વક પરિત્યાગ કરવાના દૃઢ નિશ્ચયવાળા થઇ તેણે તે તે દોષોનો તેનાથી વિપરીત શુભગુણોના સેવનવડે ને બીજા યોગ્ય ઉપાયોવડે પરિત્યાગ કરવો જોઇએ. પોતાના સમર્થ આચાર્યની ભાવપૂર્વક સેવા, પરમાત્મસ્મરણ, સત્યાસત્યનો વિવેક, અસત્યમાં વૈરાગ્ય, શમ દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરત ને તિતિક્ષા, અને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા એ ઉપયોગી શુભ ગુણો તેણે પ્રાપ્ત કરવા જોઇએ. પછી ઉપનિષદોના, ભગવદ્ગીતાના ને બ્રહ્મસૂત્રોના સિદ્ધાંતનું સ્વરૂપ તે ગ્રંથોના વાચનથી વા શ્રવણથી વા પોતાના આચાર્યના કથનથી સમજી તેનું એકાંતમાં મનન કરવું જોઇએ. પછી સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, અસંગ, અક્રિય, અવિકારી, એક, અદ્વિતીય ને વ્યાપક બ્રહ્મસ્વરૂપનો આદરપૂર્વક વારંવાર વિચાર, વા તેનું આદરપૂર્વક વારંવાર ધ્યાન કરવું જોઇએ. આદરપૂર્વક કરેલા બ્રહ્મવિચારથી વા બ્રહ્મધ્યાનથી બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધક સંસ્કારો દૂર થયે મુમુક્ષુને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થવાથી તે જ્ઞાની કૃતાર્થ થાય છે, ને તેના કર્તવ્યનો અવધિ આવે છે.

જેમને ઉપરના નિરૂપણમાં સત્યતાનું ભાન થતું હોય તેમણે પ્રથમ શ્રવણાદિમાં વિઘ્ન ઉપજાવનારા પોતાના અંતઃકરણાદિના કુસ્વભાવોને ઓળખી યોગ્ય ઉપાયોવડે તેમની તથા શ્રવણાદિવડે આત્મસ્વરૂપને આવરણ કરનાર અજ્ઞાનની નિવૃત્તિ કરવા ઘણામાં ઘણો પ્રયત્ન શુદ્ધભાવથી સતત કરવો જોઇએ. જેઓ ઇંદ્રિયોને તથા પોતાના મનને વશ રાખી એવા પ્રયત્નમાં સતત આદરપૂર્વક જોડાતા નથી તેમના ઉપરના નિરૂપણમાં સત્યપણાની બુદ્ધિ ઉપજી નથી એમ અનુમાન કરી શકાય.

હે સજ્જનો ! જો તમે દુઃખરહિત નિર્દોષ પરમાનંદને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો તમે તમારા અંતઃકરણમાંથી આસુરી સંપત્તિને દૂર કરવાનો ને દૈવીસંપત્તિને વધારવાનો પ્રયત્ન નિરંતર આદરપૂર્વક કરતા રહેજો, તથા પરમાર્થનાં સાધનોમાં તમારા અંતઃકરણને પ્રીતિવાળું કરીને તેના સંસારના વિષયો ભણીથી [illegible] કરતા રહેજો.

હે વિવેકીઓ ! તમારા હૃદયને પવિત્ર કરો, તેને સત્યમાં પ્રીતિવાળું કરો, અને પરમાત્માની તથા સદ્‌ગુરુની અમોઘ કૃપાનું સુખપૂર્વક તમારા હૃદયમાં આગમન થવા તથા જ્ઞાનને આનંદથી તમારા હૃદયને ભરી દેવા તમે તમારા હૃદયનાં દ્વારો સર્વદા પૂર્ણ રીતે ઉઘાડાં રાખો.

મનુષ્યનું અંતઃકરણ જ્યારે દુઃખરહિત પરમાનંદનો સુદૃઢ અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે ત્યારે તે અંતઃકરણનો સ્વામી જીવ પોતાને કૃતાર્થ માને છે, કેમકે હવે એને આ લોકના સુખ માટે, સ્વર્ગલોકથી માંડીને સત્યલોક સુધીના લોકના સુખ માટે, ચિત્તશુદ્ધિ માટે, ચિત્તની એકાગ્રતા માટે, શાસ્ત્ર સંબંધી સંદેહો દૂર કરવા માટે, આત્મસ્વરૂપના ને બ્રહ્મસ્વરૂપાદિના સંદેહો દૂર કરવામાટે, દેહાદિમાંથી આત્માની બુદ્ધિ દૂર કરવામાટે, ને જગત્‌માંથી સત્યપણાની બુદ્ધિ દૂર કરવામાટે, કાંઇ પણ કર્તવ્ય લેશ પણ બાકી રહ્યું નથી. સર્વ દુઃખોથી રહિત સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મને સંશયવિપર્યય રહિત અભેદભાવે જાણવાથી ને તેને અભેદભાવે પ્રાપ્ત કરવાથી હવે તેમને આ વિશ્વમાં કાંઇ પણ જાણવા યોગ્ય કે પ્રાપ્ત કરવા યોગ્ય બાકી રહ્યું નથી, તેથી તેમને હવે તેમના અંતઃકરણમાં આગળ પ્રતીત થતો હતો તે કર્તવ્ય ચિંતારૂપ અગ્નિની શાંતિ કરવાનો પ્રયત્ન કરવો બાકી રહ્યો નથી, કેમકે તે અગ્નિ હવે પરમ શાંત થઇ ગયો છે. આવી રીતે કર્તવ્યનો પાર પામેલા મહાપુરુષનું અંતઃકરણ સ્વાભાવિક પરમશાંતિનો ને સ્વાભાવિક પરમસુખનો સતત અનુભવ કર્યા કરે એ વિના કહેજ વિવેકીથી સ્પષ્ટ સમજી શકાય એવું છે.

જેઓ પોતાના અંતઃકરણમાં રહેલા પાપ સંસ્કારોના બહુપણાથી મલિન અંતઃકરણવાળા હોય છે તેઓ મિથ્યાભિમાની હોવાથી સતશાસ્ત્રોનાં ને મહાપુરુષોનાં વચનોમાં વિશ્વાસ વિનાના હોય છે. આવા વિશ્વાસ વિનાના મનુષ્યો પોતેજ પોતાના હિતને હાનિ પહોંચાડે છે. બંને બાજુનો પૂરતો વિચાર કરી સત્યમાં યોગ્ય વિશ્વાસ રાખવામાં કાંઇ પણ હાન નથી, કિંતુ લાભ છે. આવો વિશ્વાસ મનુષ્યના અંતઃકરણને નિર્ભય ઉત્સાહનો પ્રાદુર્ભાવ કરે છે. એ ઉત્સાહ મનુષ્યના અંતઃકરણને નિર્ભય રાખી તેને સદાગ્રહપૂર્વક શુભ પ્રયત્ન સતત કર્યા કરે તેને ઇચ્છિતનો લાભ વહેલોમોડો મળ્યા વિના રહેતો નથી એ વાત સર્વ વિવેકીઓને જ્ઞાત છે. આ સર્વનો શાંતિથી વિચાર કરી પ્રત્યેક મનુષ્યે પોતાના અંતઃકરણમાં શાસ્ત્રોક્ત વિષયોમાં યોગ્ય વિશ્વાસ ઉપજાવી, ઉત્સાહાદિને પ્રાપ્ત કરી, બ્રહ્મ સાક્ષાત્કારપર્યંત પોતાનો શુભ પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ.

જેમનાં અંતઃકરણો પાપસંસ્કારોના વધારાવડે ચાળણીજેવાં હોવાથી જેમાં ઉપદેશરૂપી જળ રહી શકતું નથી તેમને તો આ સર્વ ઉપદેશ નિરૂપયોગી છે, તેમજ જેમનાં અંતઃકરણો તમોગુણના ને રજોગુણના વધારાથી બહુમૂઢ ને બહુ ચંચલ છે તેમને પણ આ સર્વ ઉપદેશ નિરર્થક છે, માત્ર જેમના અંતઃકરણમાં સત્વગુણનો વધારો થવા માંડયો છે, ને જેઓ ઉપદેશનું શ્રવણ કરી પોતાના કર્તવ્યાનુષ્ઠાનમાં રૂચિવાળા છે તેમને આ સર્વ ઉપદેશ ઉપયોગી છે.

પોતાના જીવનને ક્ષણભંગુર સમજી, તથા મનુષ્યજન્મનું ને સત્સંગનું દુર્લભપણું વિચારી, પ્રત્યેક સમજુ મનુષ્યે ઉપનિષદોએ, ભગવદ્‌ગીતાએ ને બ્રહ્મસૂત્રોએ જે સિદ્ધાંત પ્રદર્શિત કર્યો છે તે સિદ્ધાંત સમજવા અને તેનો યથાર્થ અનુભવ કરી કૃતાર્થ થવા પણામાં ઘણો શુભ પ્રયત્ન કરવો જોઇએ. નકામાં બાનાં કાઢી તથા સંસારમાં રચ્યાપચ્યા રહી આ અગત્યના કર્તવ્યનું વિસ્મરણ કરવું એ કોઇ પણ સમજુ મનુષ્યને માટે કોઈ પણ પ્રકારે યોગ્ય ગણાય એમ નથી. ૐ.

---



# उपनिषदनां ब्रह्मविद्या

## मुंडकोपनिषद्

( અનુસંધાન ગતાંકથી )

## તૃતીય મુંડક.

### પ્રથમ ખંડ.

તત્ તથા ત્વં પદાર્થનું નિરૂપણ

સર્વદા જોડાયેલાં તથા ચિત્સ્વરૂપ હોવાથી સમાન રૂપવાળાં બે પક્ષીઓ અર્થાત જીવ અને બ્રહ્મ એક જ વૃક્ષનો (શરીરનો) આશ્રય કરીને રહેલાં છે. આ પક્ષીઓ માંહેલું એક પક્ષી (જીવ) વડના ઝાડના સ્વાદવાળા ફળને અર્થાત્ સુખદુઃખાત્મક કર્મફળને ભોગવે છે. તથા બીજું પક્ષી (બ્રહ્મ) ભક્ષણ કર્યા વિના અર્થાત્ કર્મ ફળ ભોગવ્યા વિના કેવળ જોયાજ કરે છે ૧

એક જ વૃક્ષ અર્થાત્ તુલ્ય શરીરમાં પુરુષ અર્થાત્ કર્મ તથા તેનાં ફળને ભોગવનારો જીવ દેહની સાથેના તાદાત્મ્યપણાના અભિમાનને પામેલો છતાં દીન ભાવને પામવાથી શોક કરે છે તથા અવિવેકથી અનેક પ્રકારની ચિંતાને પામે છે. પણ જ્યારે યોગીથી ઉપાસના કરાયેલો દેહોપાધિથી રહિત જીવથી વિલક્ષણ ઇશ્વરને તે જુવે છે, અર્થાત્ ઇશ્વરની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે તથા હું ઇશ્વર સ્વરૂપનો જ આ મહિમા છે એમ જાણે છે ત્યારે તે શોક રહિત અર્થાત્ કૃત્યકૃત્ય થાય છે. ૨

જે સમયે જ્ઞાનયોગ અધિકારી પુરુષ, જગતના નિયંતારૂપ, સર્વત્ર પૂર્ણસ્વરૂપ એવા હિરણ્યગર્ભના કારણને જુવે છે ત્યારે પુણ્યપાપનો ત્યાગ કરી અવિદ્યાદિ ક્લેશથી રહિત થયલો તે, નિરતિશય તથા નામ રૂપ રહિત એવો બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૩

આ પ્રાણ—પરમાત્મા સર્વ ભૂતોરૂપે પ્રકાશે છે. જે કોઈ વિદ્વાન્ આ પ્રમાણે જાણે છે તે કદી અતિવાદી હોતો નથી. આવા પુરુષની ક્રીડા આત્મામાં હોય છે, પણ પુત્ર-દારાદીમાં હોતી નથી, તેની રતિ, પ્રીતિ તથા કર્મ કેવળ આત્મામાંજ હોય છે; તથા તે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠરૂપ થાય છે. ૪

સત્ય, તપ, સમ્યક પ્રકારે થયેલ બ્રહ્મજ્ઞાન ને બ્રહ્મચર્યથી આત્માની સર્વદા ખરેખર પ્રાપ્તિ થાય છે. જેઓનાં કામક્રોધાદિ ક્ષીણ થયાં છે એવા યતિઓ ખરેખર આ આત્માને જોઇ શકે છે, આ આત્મા શરીરના મધ્યભાગમાં પ્રકાશરૂપે તથા શુદ્ધ રૂપે છે. ૫

સત્યનો જ કેવળ જય થાય છે, પણ અનૃતનો જય થતો નથી. સત્યની સહાયતાથી જ દેવયાન નામનો માર્ગ ખુલ્લો થાય છે. જેઓની કામનાઓ તૃપ્ત થએલી હોય છે, એવા ઋષિઓ આ માર્ગે કરી ગમન કરે છે. તથા પરમાત્માના પરમધામને પહોંચે છે. ૬

આ બ્રહ્મ મહાન, દિવ્યસ્વરૂપ, જેનું સ્વરૂપ વિચારમાં નહિ આવે એવો તથા તે સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે. આ બ્રહ્મ અનેક પ્રકારે પ્રકાશે છે. તે જે કાંઈ દૂર છે, તથા સમીપતામાં જોઈએ. તો તે આપણા શરીરમાં જ છે. કારણ સમીપમાં જે જુવે છે તે આ પરબ્રહ્મને હૃદયાકાશરૂપી ગુહાને વિશે અર્થાત્ બુદ્ધિમાં રહેલ જુવે છે. ૭

આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી તેમ બીજી ઇન્દ્રિયોનો પણ વિષય નથી. તે તપ–ચાંદ્રાયણાદિ વ્રત અથવા કર્મનો વિષય પણ નથી. પણ જેનું મન બ્રહ્મજ્ઞાન રૂપી જ્યોતિ વડે વિશુદ્ધ થયેલું છે. તે નિષ્કલ અર્થાત્ વિભાગોવા રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો તેને જુવે છે. ૮

જે શરીરમાં પાંચ પ્રકારે વહેંચાયલો પ્રાણ પ્રવેશ કરી રહેલો હોય છે, તે શરીરમાં રહેલો આ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ જ્ઞાન વડે જાણવા યોગ્ય છે. દરેક પ્રાણી માત્રનું ચિત્ત પ્રાણો વડે ઓતપ્રોત થઇ રહેલું હોય છે. આ ચિત્ત જ્યારે વિશુદ્ધ થાય છે ત્યારે આત્મા પોતાની મેળે તેમાં વ્યક્ત થાય છે. ૯

જ્યારે મનુષ્ય વિશુદ્ધ અંતઃકરણવાળો થાય છે ત્યારે જે જે લોકની તથા જે જે કામનાઓની મનવડે તે સ્પૃહા કરે છે તે તે લોક તથા તે તે કામોને પ્રાપ્ત થાય છે. માટે ભૂતિની ઇચ્છાવાળાએ, જે મનુષ્યને આત્મજ્ઞાન હોય છે, તેની ઉપાસના કરવી જોઇએ.૧૦

इति तृतीयमुण्डके प्रथम खण्डः ॥ १ ॥

---




(લેખકઃ—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.)

(અનુસંધાન મતાંકથી)

ધનવંતરીએ તેનું કારણ પૂછ્યું મુરખે કહ્યું: "મારા એક પાડોશીને ઘેર એક ગાય હતી. તેનું દુધ દહીં તેના છોકરાઓને સુખેથી મળતું હતું. એક દહાડો તે છોકરાઓ મારી પાસે દુધ માગવા આવ્યા. તેઓને પુછતાં મને માલુમ પડ્યું કે તારો ખજાનચી છોકરાંઓની માને સોનાની ત્રણ લગડીઓ આપીને ગાય લઇ ગયેલો. તેથી છોકરાઓ દુધ વીનાના થઇ રહેલાં હતાં. મેં તો એમ ધાર્યું હતું કે સોનાના લખોટા બનાવી તું રમશે. પણ પરીણામ તો વિપરીત આવ્યું. બીચારાં બાળક છોકરાંઓ ગાય વીનાનાં થઈ દુધની તંગીમાં આવી પડ્યાં. એટલે હવે મારી પાસેથી સોનું મેળવવાની આશા ફોકટ સમજવી."

નીરાશ થઈ બને ભાઇ પાછા ફર્યા અને પોતાની મુશીબતનો વીચાર કરવા લાગ્યા. સામગેરે ધનવંતરીને કહ્યું: "મારા સીપાઈઓ નીભાવવા જેટલા પૈસા તું મને આપ. હું તને મારૂં અડધું રાજ્ય આપું એટલે તારી દોલતનું રક્ષણ થશે."

ધનવંતરીને આ સુચના ગમી: ભાઇઓએ પોતાની પાસે હતું તેના ભાગ પાડયા. હવે બંને રાજ્યવાળા બન્યા અને બંનેની પાસે પૈસો એકઠો થયો.

## પ્રકરણ ૮ મું.

મુરખરાજ શાંતિથી પોતાને ઘેર રહેતો હતો. પોતાનાં ઘરડાં માબાપનું ભરણ પોષણ કરતો અને મુગી બ્હેનની સાથે ખેતરના કામમાં મચ્યો રહેતો હતો. એક દહાડો તેનો કુતરો બીમાર થયો અને મરવાની અણીપર આવ્યો, મુર્ખાને દયા આવી, અને તેને રોટલીનો ટુકડો આપ્યો. આ રોટલીનો ટુકડો તેણે પોતાની ટોપીમાં ઘાલ્યો હતો. તેની ટોપીમાં પેલા ગુલામે આપેલાં મુળીયાં પણ મુર્ખો રાખતો, આમાંનું મુળીયું રોટલીના કકડાની સાથે પડી ગયું. કુતરો રોટલીની સાથે તે પણ ગળી ગયો અને તુરતજ સાજો થઇ, રમવા, ભસવા અને પુંછડી હલાવવા મંડી ગયો, મુર્ખાનાં માબાપ આ જોઇ આશ્ચર્ય પામ્યાં અને પુછ્યું: "આ કુતરાને તેં કઇ રીતે સાજો કર્યો?"

મુરખે જવાબ આપ્યો: "હર કોઇ પણ દરદ મટાડવાને સારૂ મારી પાસે બે મુળીયાં હતાં તેમાંથી એક આ કુતરો ગળી ગયો તેથી તે સાજો થયો છે."

આ સમયે મુર્ખાના ગામના બાદશાહની દીકરી માંદી હતી. બાદશાહે એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે જે માણસ તે બાઇને સાજી કરે તેને ઈનામ મળશે અને જો તે માણસ કુંવારો હશે તો તે છોકરી તેને પરણશે.

આ ઢંઢેરાની વાત મુર્ખાના બાપે મુર્ખાને કરી અને કહ્યું: "બેટા તું રાજાને ત્યાં જા. તારી પાસે મુળીયું છે તે તેની છોકરીને આપજે, અને આથી તું સુખી થશે."

મુર્ખો બોલ્યો: "ઠીક બાપા. હું જાઉં છું."

મુર્ખો જવાને તૈયાર થયો. માબાપે તેને શણગાર્યો. જેવો તે બહાર નીકળ્યો તેવોજ તે એક લકવો થએલ હાથ વાળી ભીખારી ઓરતને મળ્યો. મુરખાને જોઇ આ ઓરત બોલી: મેં સાંભળ્યું છે કે તમારી પાસે દરદો મટાડવાની અકસીર દવા છે. ભાઇ સાહેબ, મારો હાથ મટાડો. હું મારાં કપડાં પણ મારે હાથે પહેરી શકતી નથી."

મુરખો બોલ્યો: "ઠીક છે." એમ કહી તેણે મુળીયું ભીખારણને આપ્યું. તે ગળી ગઇ. અને તેનો લકવો તુરત દુર થયો. મુરખાને આશીરવાદ આપી તે ચાલતી થઇ. મુરખાનાં માબાપ રાજાને ત્યાં તેની સાથે જતાં હતાં. જ્યારે મુરખે આમ તેનું મુળીયું ભીખારણને આપી દીધું અને તેની પાસે કંઇજ ન રહ્યું એમ જોયું ત્યારે તેઓ દીલગીર અને ગુસ્સે થયાં.

તેઓ બોલ્યાં: ભાઈ, તને ભીખારણની ઉપર દયા આવી. રાજાની દીકરી સારૂ તું બીલકુલ દીલગીર થતો નથી?" મુરખાને તો તેની પણ દીલગીરી હતી, પણ તેની સામે આવી ઉભેલી ભીખારણને તે કેમ કાઢી મુકે? મુરખો ગાડી જોડી તેમાં કુંડાં નાખી ચાલતા લાગ્યો. બાપે પુછ્યું: "કેમ અલ્યા, ક્યાં જાય છે?"

મુરખે જવાબ આપ્યો: "રાજાની દીકરીની દવા કરવા."

"પણ તારી પાસે તો દવા કંઇ રહી નથી." એમ બાપ બોલી ઉઠયો.

મુરખે ધીમેથી વિનયપુર્વક જ્વાબ આપ્યોઃ "બાપા, તમે ફીકર ન કરો. બધું સારૂં થઈ રહેશે." પછી તે રાજાને મહેલે ગયો, અને જેવો તે ઉંબરા પાસે પહોચ્યો કે તરત રાજાની દીકરી સાજી થઇ. રાજા તેથી ખુશી થયો. તેણે આ મુરખાને પોતાની પાસે તેડાવ્યો. અને તેને ભારે પોશાક પહેરાવી રાજા બોલ્યોઃ "તમે આજથી મારા જમાઇ છો."

મુરખે કહ્યું: "જેવી આપના મરજી."

પછી મુરખરાજના વીવાહ થયા. થોડા કાળ પછી રાજા મરણ પામ્યો, અને રાજાને કુંવર ન હોવાથી મુરખરાજ ગાદીપતિ થયો. આમ ત્રણે ભાઈ બાદશાહી ભોગવતા થયા.

## પ્રકરણ ૯ મું.

આમ ત્રણે ભાઇઓ રાજકર્તા થઈ રહ્યા. સમશેર બહાદુર આબાદ થયો. કુંડલાના સીપાઇ વડે બીજા સીપાઇઓ પણ મેળવી શક્યો. ઘર દીઠ એક સીપાઇ આપવાની રૈયત ઉપર ફરજ પાડી. આમ તેની પાસે સીપાઇઓની ઠીક સંખ્યા જામી. અને જો કોઇ તેની સામે થાય તો તે તુરત તેની સાથે લડી પોતાનું ધાર્યું કરતો. આથી તેના મનમાં એવો ભરોસો આવ્યો કે આવી સ્થિતિ હમેશાં નભી રહેશે.

ધનવંતરી પણ સુખે દીવસ ગાળવા લાગ્યો. મુર્ખાની પાસેથી મળેલા પૈસામાં પણ વધારો કર્યો. પોતાના રાજનું ભંડારણુ બાંધ્યું. લોકો ઉપર કર નાંખી ખજાનો વધાર્યો. માથા દીઠ વેરો નાખ્યો. ગાડીઓવાળા પાસેથી તથા જોડા વગેરે વસ્તુઓ વેચનાર પાસેથી કર લીધા. બધા તેની ગરજ ભોગવતા થઇ પડ્યા. એટલે તેને પણ વિશ્વાસ બેઠો કે તેની સ્થિતિ સદાયે કાયમ રહેશે.

મુરખરાજ તો રાજ્યનો માલીક બન્યા છતાં, હતો તેવો રહ્યો. પોતાના સસરાની મરણ ક્રીયા કરીને પોતાના રાજ્યનો જભ્ભો ઉતારી એક કોરે મુકી દીધો. અને પોતાની પાણકોરાની બંડી અને ઓખાઇ જોડા ફરી ધારણ કર્યા. અને ખેતરમાં કામ કરવાનું ફરી શરૂ કર્યું. પોતાનાં માબાપ અને તેની બહેન મોંઘી તેની સાથેજ રહ્યાં.

લોકો કહેવા લાગ્યા કે "આપ તો હવે બાદશાહ છો. આપને આમ કરવું ઘટે નહીં."

મુરખે કહ્યું: "ત્યારે શું રાજા ખાય નહીં? અને જો ખાય તો કામ ન કરે!"

જે ધોરણે મુરખરાજે વહેવાર રાખ્યો તેમાં પઇસાની લેવડદેવડનો અવકાશ રહ્યો નહીં. તેથી સસરાના વખતના ચોવદીઆ અમલદારો આવીને કહેવા લાગ્યાઃ "નામદાર, નોકરોના પગાર આપવાને સારૂ ખજાનામાં પઇસા નથી."

મુરખરાજે જ્વાબ આપ્યોઃ "ત્યારે તેઓને પગાર નહીં આપવા."

એક અમલદાર બોલી ઉઠ્યોઃ "આ પ્રમાણે તો કોઇ નોકરી નહીં કરે."

મુરખરાજ બોલ્યોઃ "ભલે, આપણને તેઓની નોકરીનું કામ નથી તેઓ જમીન ખેડશે તો બસ થશે અને તેટલુંએ નહીં કરે તો ભુખે મરશે."

વળી લોકો મુરખરાજની પાસે ન્યાય કરાવવા આવતા ત્યારે તેના ન્યાયનું ધોરણ વિચિત્ર લાગતું.

એક વેળા એક શેઠીઓ પોતાના ઘરમાં થએલી ચોરીની રાવ લાવ્યો.

મુરખરાજે ઇનસાફ આપ્યોઃ "જે માણસ પઇસા ચોરી ગયો તેને તેની જરૂર હશે, એટલે ફરીઆદીએ શાંતિ રાખવી ઘટે છે."

આમ થવાથી લોકોમાં મુરખરાજ નામ પ્રમાણે ગુણવાળો જણાવા લાગ્યો. એક વેળા તેની રાણીએ તેને કહ્યું: "તમને તો બધા તમારા નામ પ્રમાણે ગુણ છે એમ માને છે."

મુરખરાજે જવાબ આપ્યો "એ તો ભલી વાત થઇ."

રાણી કાંઇક વિચારમાં પડી ખરી. પણ પોતે મુરખાના જેવી સાદી ને ભલી હતી. એટલે મુર્ખાના જવાબથી નારાજ ન થઇ. મનમાં તેણીએ વિચાર્યું "શું હું મારા ધણીની સામે થાઉં ? એ તો બનેજ કેમ ? જેમ સોય ચાલે તેમ દોરી તો તેની પાછળ ચાલશેજ." તેથી તેણી મેધીની પાસે ખેતરનું કામ શીખવા લાગી. તે કામમાં પાવરધી થઇ, અને પોતાના ધણીને કામમાં મદદ કરવા લાગી.

પરીણામ એ આવ્યું કે ડાહ્યા ડમરાઓ મુરખાનું રાજ્ય છોડી ચાલ્યા ગયા, માત્ર સાદા રહ્યા. કોઇની પાસે ધન દોલત ન મળે. મહેનત મજુરી કરી પોતાનું પોષણ કરવા લાગ્યા. અને તે ગામમાં વખતો વખત સાધુ પુરૂષો ચઢી આવતા, તેઓની આ બધા માણસો આગતાસ્વાગતા કરતા.

---

## પ્રકરણ ૧૦ મું.

---

સેતાન તો તેના ગુલામોની રાહ જોઇ રહ્યો હતો કે તેઓ મુરખરાજ અને તેના ભાઇઓને પછાડવાના ખબર કયારે લાવે ? પણ ખબર તો ન આવ્યા. તે પોતે તપાસ કરવા નીકળી પડયો. ખુબ ઢુંઢતાં ત્રણ ગુલામોને જોવાને બદલે તેણે તો ત્રણ પાતાળીયા ખાડા જોયા.

આથી તેણે વીચાર્યું કે 'એટલું તો ચોખ્ખું દેખાય છે કે ગુલામો પોતાના પ્રયત્નમાં સફળ નથી થયા. હવે તો મારે જાતે જવું પડશે છે."

પછી તે પેલા ભાઇઓને શોધવા ગયો. તેણે જોયું કે તે પોતાને અસલ ઠેકાણે નહતા, અને ત્રણે જણ રાજ્ય કરતા હતા. આ તેને બહુ દુઃખરૂપ થઇ પડયું. પહેલો તે સમશીરને ત્યાં ગયો. સેતાને સેનાધીપતિનો વેષ લીધો હતો. સલામ કરીને સેતાન બોલ્યો "મહારાજાધીરાજ, મેં સાંભળ્યું છે કે આપ બહાદુર લડવૈયા છો આપની કૃપાથી લડાઇનું કામ હું સારૂં જાણું છું. અને મહાને નોકરી આપશો તો મારી ફરજ બજાવીશ."

સમશીર ભોળવાયો, લલચાયો, ને સેતાનને નોકર રાખ્યો.

નવા સેનાધિપતીએ નવા સુધારા ખુબ દાખલ કર્યા. ઘણા માણસો જે તેના મનને વધારે ધખાવાળા લાગતા હતા, તેઓને સીપાઇગીરી કરવાની ફરજ પાડી. જુવાનીયા માત્રની પાસે સીપાઇગીરીની નોકરી લીધી આમ એક તરફથી સીપાઇઓ વધ્યા, અને બીજી તરફથી દારૂગોળાનું ખર્ચ વધ્યું. નવી તોપો એવી બનાવી કે જેમાંથી પાંચસે ગોળી એકદમ છુટે.

સમશીરને આ બધું ગમ્યું. હવે આટલા બધા સીપાઇને કાંઇક ધંધો તો ચોક્કસ જોઇએ. તેથી તેણે પાસેના રાજાની સામે લડાઇ શરૂ કરી. તેની નવી તોપોથી પાસેના રાજાનું અર્ધું લશ્કર માર્યું ગયું. તે બીનો, શરણે ગયો, પોતાનું રાજ્ય સમશીરને સોંપ્યું. સમશીર બહુ ખુશી થયો તેનો લોભ વધ્યો, એટલે તેણે વળી બીજા રાજાની ઉપર ચઢાઇ કરવાનો મનસુબો કર્યો

સમશીરના નવા દારૂગોળાની વાત બધે ફેલાઇ હતી. આ બીજા રાજાએ સમશીરની નકલ કરી. પોતાના લશ્કર, દારૂ ગોળો, વગેરે વધાર્યાં. સમશીરના સુધારામાં વળી ઉમેરો

પણ કર્યો. તેણે જુવાન મરદોને લડવાની ફરજ પાડી એટલુંજ નહીં પણ વગર પરણેલી ઓરતો પાસે પણ સીપાઈગીરી કરાવ્યું. તેણે વળી હવાઈ વહાણો બનાવી તેમાંથી શત્રુઓની પર દારૂગોળા નાંખવાની યુક્તિ શોધી કાઢી હતી.

સમશેર પોતાના મદમાં આવા રાજાની સાથે લડવા આવ્યો. પણ તેનું લશ્કર સામેના લશ્કરને દારૂગોળા અસર કરે એટલે સુધી પહોંચ્યું તે પહેલાં તો શત્રુના લશ્કરની ઓરતો દારૂગોળાનો વરસાદ હવામાંથી વરસાવવા લાગી. સમશેર હાર્યો, જીવ લઈને નાઠો, અને પોતાનું રાજ્ય ખોયું.

સેતાન ફુલાયો. હવે ધનવંતરી પાસે પહોંચ્યો. અહીં વેપારીને વેષે આવ્યો.

ધનવંતરીના રાજ્યમાં પોતે પેઢી ખોલી. લોકોને વધારે દામ આપી તેઓનો માલ ખરીદી લેવા લાગ્યો.

સેતાનને ત્યાં વેચનારાઓની ભીડ બેહદ થવા લાગી. લોકો ઝપાટાભેર ધનવંતરીને કરો ભરવા લાગ્યા. ધનવંતરી ખુશ થયો ને વિચાર્યું: "મારા રાજ્યમાં આ નવો વેપારી ભલે આવ્યો હવે મને વધારે પૈસા મળશે, ને હું વધારે સુખ માણીશ."

આમ વિચારી ધનવંતરીએ સુધારા આદર્યા. નવો મહેલ ચણવાનું શરૂ કર્યું. લોકોને તેણે પથરા ને લાકડાં આણવાનો હુકમ કર્યો. મજુરો બોલાવ્યા. દાડોયુ સરસ આપવાનું કર્યું. અને પોતાના મનમાં ધારી લીધું કે લોકો હોંશે કામ કરવા આવશે. આમાં તે ખોટો હતો એમ તેને તુરત માલુમ પડયું. બધું લાકડું, બધા પથરા, અને મજુરો પેલા સેતાન વેપારીને ત્યાં પહોંચ્યાં હતાં. ધનવંતરીને સેતાનના કરતાં વધારે પૈસા આપવાનાં કહેણ મોકલ્યાં. એટલે સેતાન તેની ઉપર ચડયો. ધનવંતરીની પાસે પુષ્કળ પૈસો હતો. સેતાનની પાસે તેથી વધારે હતો. એટલે સેતાન ધનવંતરી કરતાં વધતોજ ગયો. રાજાનો મહેલ મહેલને ઠેકાણેજ રહ્યો. ધનવંતરીએ બગીચો બનાવવાની શરૂઆત કરી. પણ મજુરો તો સેતાનને ત્યાં તળાવ ખોદતા હતા. જે કંઈ વસ્તુ જોઈએ તે બધીનો જમાવ સેતાનને ત્યાં થયેલો માલુમ પડયો.

ધનવંતરી વિચારમાં પડયો, કામદારો બધા સેતાનને ત્યાં જાય અને ધનવંતરીને માગ્યા કર મળે. આથી તેની પાસે પૈસો એકઠો થયો કે તેને કયાં સાચવવો એ વિચારવાની વાત થઈ પડી. જીવવું પણ ભારે થઈ પડયું. ધાતુ શીવાય દરેક વસ્તુની તાણ પડવા લાગી. રસોઈઆ, ગાડીવાળા વગેરે પેલા વેપારીને ત્યાં જવા લાગ્યા. બજારમાંથી ખાવાનું પણ ન મળે. બધું વેપારીએ ખરીદી લીધુ.

ધનવંતરી ખીજાયો. વેપારીને દેશ પાર કર્યો. એટલે તેણે ધનવંતરીની સરહદની બહાર છાવણી નાંખી. તેની સ્થિતિ આગળના જેવીજ રહી. ધનવંતરીની પાસે જવાને બદલે લોકો તો સેતાનના પૈસાથી અંજાઈ તેની પાસેજ જતા રહ્યા.

રાજાનું શરીર દુબળ થતું ગયું. ખાવાના સાંસા પડયા. તે ગભરાયો, શું કરવું તે સુઝે નહીં. તેવામાં ખસીયાણો થયેલો સમશેર આવી પહોંચ્યો. ને બોલ્યો "ભાઈ મને તું મદદ કર, મારૂં તો બધું હું હારી છુટયો છું. અને જીવ લઈને નાઠો છું.

ધનવંતરી પોતે દુઃખ દરીયામાં ડુબેલો એ શું મદદ કરે! "મને તો ખાવાનાએ સાંસા છે. બે દીવસનો ભુખ્યો છું. મારા પૈસા મને પથરા જેવા થઈ પડયા છે. માગ્યા મુલ દેતાં કોઈ મારૂં કામ કરવા પણ આવતું નથી. તું તારૂં દુઃખ રડીશ, કે હું મારૂં તારી પાસે રડું!" એમ બોલી ઊંડો નીસાસો નાંખી ધનવંતરી મુંગો રહ્યો. (અપૂર્ણ.)

# ब्रह्म अने माया

મનુષ્યના અંતઃકરણમાં બે સરદારો રાજ્ય સિંહાસન પ્રાપ્ત કરી હૃદયઉપર સામ્રાજ્ય ભોગવવા માટે નીરંતર લડ્યાં કરે છે. તેમાંથી એક માયા છે જેને લોકો રાજકુમાર પણ કહે છે, અને બીજો બ્રહ્મ છે, જેને પરમપિતા પરમાત્મા માનવામાં આવે છે. માયા સરદાર દ્રોહિ અને ઉચ્છૃંખલ છે. તેનાં શસ્ત્ર કામ, ક્રોધ, લોભ, મોહ વીગેરે છે, જે હંમેશાં પાપ અને અંધકારના સાધનરૂપ છે. પરંતુ બ્રહ્મ સરદાર નમ્ર અને સભ્ય છે. તેનાં શસ્ત્ર સભ્યતા, નમ્રતા, પ્રેમ, પવિત્રતા અને સંતોષ વીગેરે છે. એ સર્વ પુણ્ય અને પ્રકાશના સાધનરૂપ છે. દરેક મનુષ્યના આત્મામાં આ લડાઇ થયાં કરે છે અને જે પ્રકારે એક સિપાઇ બે શત્રુઓની સેનામાં એકી વખતે ભળી જઇ શકતો નથી તે પ્રકારે પ્રત્યેક હૃદયની ગમે તો માયાની સેનામાં ભરતી થયેલી હોય છે અથવા તો બ્રહ્મની સેનામાં ભરતી થયેલી હોય છે. કોઇપણ મનુષ્યનું હૃદય એવું નથી હોતું કે તે માયાને વશ પણ હોય અને બ્રહ્મને વશ પણ હોય. માયા અને બ્રહ્મ એ જુદી જુદી વસ્તુ છે. જ્યાં માયા છે ત્યાં બ્રહ્મ નથી અને જ્યાં બ્રહ્મ છે ત્યાં માયા નથી. મનુષ્ય એક વખતે બે વિરોધી સ્વભાવવાળાની નોકરી કરી શકતો નથી. કારણકે તે ગમે તો એકના ઉપર દ્વેષ રાખશે અથવા બીજાના ઉપર પ્રેમ રાખશે. માયા અને રામ બન્ને એકજ સાથે મળી શકતાં નથી. બ્રહ્મમાર્ગ એવો સીધો, સાદો અને સરળ છે કે તેમાં કોઇપણ પ્રકારની કઠીનતા કે બંધન નથી પરંતુ માયાનો માર્ગ એવો વાંકો ચુંકો છે અને સ્વાર્થ અને વાસનાથી ઘેરાયલો છે કે તેમાં સેંકડો પ્રકારની કઠીનતા છે. જે લોકો માયાની જાળમાં ફસેલા હોય છે તેઓ એકી સાથે સંસારની ઇચ્છા પણ પૂરી કરે અને મુક્તિના માર્ગે પ્રયાણ પણ કરી શકે એ વાત ખોટી છે. જો સત્ય ઇચ્છાથી મુક્તિને ઇચ્છવી હોય તો તેણે સ્વાર્થ અને માયાનો ત્યાગ કરી માત્ર મુક્તિના માર્ગેજ વળવું જોઇએ અને સ્વાર્થનો ત્યાગ કરી સાંસારિક ઇચ્છાઓને તિલાંજલી આપવી જોઇએ.

જો તમારે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આજથીજ સ્વાર્થનો ત્યાગ કરી, માયાને જીતવા માટે તૈયાર થવુ જોઇએ. જ્યારે સ્વાર્થ અને માયાનો સર્વથા અભાવ થઇ જાય છે અને તેનું બીલકુલ નામ નિશાન રહેતું નથી ત્યારેજ બ્રહ્મ પોતાના પૂર્ણ પ્રકાશ રૂપે પ્રકટ થઇ શકે છે. ખરા ત્યાગી મહાપુરુષો પોતાના શીષ્યોને પ્રથમજ કહે છે કે તેમણે સર્વથી પહેલાં સ્વાર્થનો ત્યાગ કરતાં શીખવું જોઇએ. જો તમે સ્વાર્થ અને સાંસારિક વાસનાઓનો ત્યાગ કરવાનો વીચાર કરશો તોજ પછી તમે મોક્ષના માર્ગે વળી શકશો અને ત્યારેજ પરમાનંદ અને શાંતિને પ્રાપ્ત કરી શકશો.

...પોતે 'પોતાના જીવાત્વને ભૂલી જવું અર્થાત્ પોતે પોતાને સર્વથા ભૂલી જઇ
... નાશ કરવો તેનું નામ જ ઉચ્ચ કોટીનું બ્રહ્મજ્ઞાન છે. જ્યાં માયા છે
... છે ત્યાં માયા નથી. એકજ વાસણમાં બે વસ્તુ સાથે રહી
વનચરના નવા દારૂગોળાની ... બીજી વસ્તુ અંદર રાખી શકાય છે તેવીજ રીતે
... કરી. પોતાના બક્કર, દારૂ ગોળા, વીગેરે

જ્યારે તમે માયાનો ત્યાગ કરી દેશો ત્યારે બ્રહ્મમાં બ્રહ્મને મેળવી શકશો. પણ જો તમે માયામાં રચીપચી રહેશો તો બ્રહ્મ તમારાથી અદૃશ્ય જ રહેશે. જ્યાં સુધી તમે માયામાં ફ્રમી રહેશો ત્યાંસુધી તમને તમારા માર્ગમાં અનેક વિઘ્નો જણાશે અને દુઃખ, શોક, સંકટ અને નિરાશાનો તમને ડગલે ડગલે અનુભવ થવાનો; પરન્તુ તેથી વિપરીત બ્રહ્મ અને મોક્ષના માર્ગમાં વળતાં તમારાં સર્વ વિઘ્નો દૂર થઈ જવાનાં. બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરવાથી તમે સર્વ પ્રકારનાં દુઃખો અને કષ્ટોનો ત્યાગ કરી શકશો.

બ્રહ્મ એ કાંઈ છૂપી વસ્તુ નથી તે સદા પ્રકટ છે. તે અત્યંત સ્વચ્છ અને નિર્મળ છે, પરંતુ માયાના ફુરામક અને આવરણથી તેને મનુષ્ય જોઈ શકતો નથી. જેમ સૂર્ય તો સદા પ્રકટે જ છે. તેનો પ્રકાશ સર્વ કોઇ જોઇ અનુભવી શકે છે પણ આંધળો મનુષ્ય જ તેને જોઈ શકતો નથી એજ પ્રકારે બ્રહ્મનો પ્રકાશ સર્વ સ્થળે પ્રકટેલો હોવા છતાં પણ મનુષ્ય માયાના આવરણથી અંધની માફક તેને જોઇ શકતો નથી. જો તે માયાના આવરણને દૂર કરે તો પછી તેને બ્રહ્મનો પ્રકાશ જણાયા વિના રહેજ નહિ. આ જગતમાં બ્રહ્મજ એક સત્ય વસ્તુ છે. તેનુંજ નામ માનસિક સુખ, પૂર્ણ જ્ઞાન અને નિત્ય પ્રેમ છે. તેમાં ન્યૂનતા અથવા તો અધિકતા થઇ શકતી નથી. તેનો કોઇપણ મનુષ્યના ઉપર આધાર નથી પણ સર્વ મનુષ્યોનો તેના ઉપર આધાર છે. જ્યારે તમે સ્વાર્થ, માયા અને અજ્ઞાનતાનાં નેત્રોથી તેને જોવા ઇચ્છો છો ત્યારે તમે બ્રહ્મનું રૂપ લાવણ્ય જોઈ શકતા નથી. જો તમે સ્વાર્થી અને અભિમાની હો છો તો પ્રત્યેક વસ્તુ ઉપર તમારો સ્વાર્થ અને અભિમાનનો રંગ ચઢયા વગર રહેતો નથી, જો તમે વિષયવાસનામાં લિપ્ત રહો છો તો તમારૂં મન અને હૃદય કષાય અને વાસનાની ધુમાડીથી એટલું બધું કાળું થઇ જાય છે કે જેથી પ્રત્યેક વસ્તુ તમને સત્યરૂપમાં જણાવાને બદલે ભયકર અને કુરૂપ જણાય છે. જો તમને તમારી વાત જ ખરી અને બીજાની ખોટી એવી ભ્રમણા હોય છે તો સર્વત્ર તમને તમારા જ વિચારોનું મહત્વ જણાય છે અને તમો બીજાની વાત સાંભળતાંજ તે કહે છે તે ખોટું છે એમ માની બેસો છો.

એક ગુણ એવો છે કે જેથી તમે અજ્ઞાનમાં અથવા તો માયાની જાળમાં ફસાયલા મનુષ્યમાં પણ તેને સ્પષ્ટરૂપથી ઓળખી શકો છો, તે ગુણ નમ્રતા છે. કેવળ સ્વાર્થ, અભિમાન અને અહંકારથી રહિત થવું એટલુંજ નહિ પણ પોતાને અને પોતાના વિચારોને તુચ્છ સમજવા તેનું નામ વાસ્તવમાં નમ્રતા છે. જે મનુષ્ય સ્વાર્થ અને માયામાં ફસાયેલો છે તે માત્ર પોતાનાજ વિચારોને સાચા સમજે છે અને બીજાના વિચારોને જુઠા સમજે છે, પરંતુ જે મનુષ્ય સત્ય દિલથી બ્રહ્મને મેળવવાની ઇચ્છા રાખે છે અને જેને સત્ય અને મિથ્યાનો ભેદ સમજાય છે તે સર્વ મનુષ્યોમાં પ્રેમ અને ઉદારતાની દ્રષ્ટિથી જુએ છે. અને તેથી તે તેની સાથે વાદવિવાદ કરી પોતાના વિચારો ખરા છે એમ મનાવવાને યત્ન કરતો નથી; પણ પોતાના વિચારોને તે ઇશ્વરીય પ્રેમની વૃદ્ધિને માટે તેમજ સત્યનો પ્રકાશ થાય તેને માટે ત્યાગી દેછે. સત્ય એ વસ્તુ અકથનીય છે. તે તો અનુભવથી જ સમજાય છે. જેનામાં સર્વથી વધુ પ્રેમ અને ઉદારતા છે તેનામાં જ સર્વથી વધુ સત્ય અને બ્રહ્મનો પ્રકાશ હોય છે.

આજે ઘણા મનુષ્યો મિથ્યાશાસ્ત્રના વાદવિવાદમાં અમે કહીએ છીએ તે ખરૂ છે અને બીજા તેનો ઉંધો અર્થ કરે છે એવું માનનાર હોય છે. આવા મનુષ્યો માત્ર પોતા

ના સ્વાર્થની ખાતર પોતાના ઉદ્દેશો સિદ્ધ કરવાને માટે જ આવા વાદવિવાદ કર્યા કરે છે. સ્વાર્થ અને માયામાં ફસાયેલા મનુષ્યો જ બીજાઓના ઉપર હુમલો કરી શકે છે અને તે નામાં દોષ જોયાં કરે છે. જે મનુષ્ય સત્યનો અનુયાયી છે, અને બ્રહ્મમાં લીન રહે છે તે પોતાના ઉપર પોતે જ આક્રમણ કરે છે અર્થાત તે નિરંતર પોતાનાજ દોષો શોધીને તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે. ઘણા મનુષ્યોને એવી ટેવ જ પડી ગયેલી હોય છે કે તે જેને તે સર્વ મનુષ્યોના દોષજ જોયા કરે છે. જ્યાં બેસે ત્યાં અન્યનામાં આવા આવા દોષો છે તેનું જ કથન કર્યા કરે છે. પણ આવા મનુષ્યો બીજાના દોષો જોવાને બદલે પોતાનામાં કયા કયા દોષો છે તે જોતા નથી અને તેથી તે બીજાના કરતાં વધુ દોષપાત્ર રહ્યાં કરે છે. સત્ય અથવા તો બ્રહ્મ નિત્ય અને સ્થાયી છે. તેમાં કદી ફેરફાર થતો નથી અને તેથી તેને માટે કોઇના પણ અભિપ્રાયની જરૂર હોતી નથી. આપણે તો સત્ય અને બ્રહ્મનો સ્વિકાર કરી શકીએઅથવા તો તેથી વેગળા રહી શકીએ છીએ. જે મનુષ્યો સ્વાર્થી, ક્રોધી અને અભિમાની છે બીજાના તરફ તિરસ્કાર દૃષ્ટિથી જોનારા છે અને પોતાની ઇન્દ્રિયોના દાસ બની બેઠા હોય છે; તેજ માત્ર પોતાના ધર્મ અને વિચારોને સાચા માની બેસે છે અને બીજા સર્વને તે જુઠા માને છે. અને જેમ બને તેમ બીજા લોકોને પોતાના ધર્મના અનુયાયી બનાવવાનું ઇચ્છે છે. પણ આવા લોકોની આ મોટી ભૂલ છે. વાસ્તવમાં માત્ર એકજ ધર્મ છે અને તે ધર્મ સત્ય છે. અને એક જ અધર્મ અથવા તો પાપ છે કે જેનો સ્વાર્થ અને માયામાં સમાવેશ થઇ શકે છે. સત્યનું પાલન કરવું એ એવો ધર્મ છે કે જેથી મનુષ્યનું હૃદય નિઃસ્વાર્થ અને પવીત્ર બને છે અને પોતાની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખ્યાં કરે છે. જે મનુષ્ય સત્યનો અનુયાયી છે તે સર્વપ્રતિ ભ્રાતૃભાવ રાખે છે અને પ્રાણીમાત્રનું શુભ ઇચ્છનારો હોય છે.

જો તમે તમારા મન, હૃદય અને ચરિત્રનું અવલોકન કરશો તો તમને સ્હેલાઇથી જણાશે કે તમે સત્યના અનુયાયી છો કે મિથ્યાના, બ્રહ્મને ચ્હાનારા છો કે માયાને, તમારા મનમાં ઇર્ષા, દ્વેષ, કામ, ક્રોધ, લોભ અને માનના વિચારો છે કે તમે દૃઢતાપૂર્વક તેનો ત્યાગ કરવાનુ ઇચ્છો છો. જો તમે સત્ય અને બ્રહ્મના પક્ષપાતી હશો તો તમને તમારા દોષો જણાયા વગર રહેવાના જ નહિ. તમે ક્રોધી અને અભિમાની બની હંમેશાં તમારા પોતાના જ સ્વાર્થની ચિંતા રાખનારા છો, તમારી પોતાનીજ ઇન્દ્રિઓના દાસ બની રહે-નારા છો, કે માયામાં લિપ્ત છો કે તમે સભ્ય, શાંત અને સુશીલ છો, પરોપકારી અને નિઃસ્વાર્થી છો, કે ઇન્દ્રિય નિગ્રહ કરવામાં અને સ્વાર્થની આહુતી આપવાને માટે સદા તૈયાર છો તેનો વિચાર કરો. પ્રથમ દશામાં હો તો તમે માયાને વશ છો, અને બીજી દશામાં હો તો તમે બ્રહ્મના પ્રેમી છો એમ માનજો.

જો તમે ધનને ઇચ્છનારા હો, પોતાના શત્રુઓની સાથે ઉમંગ ભેર લડયા કરતા હો, તમને બળવાન થવાની અને મોટાઇ મેળવવાની ઇચ્છા હોય તો ભલે તમે તમારા મનમાં માન્યા કરતા હો કે હું ઇશ્વરનો ભક્ત છું અને ઈશ્વરની ઉપાસના કરું છું; પરન્તુ ખરી રીતે તમે માયાની જાળમાં ફસાયલા અને માયાના ઉપાસક છો. પરતુ જો તમે ધન સંપત્તિની ઇચ્છાનો ત્યાગ કર્યો હોય, કોઇ પ્રકારના લડાઇ ઝગડામાં સંબંધ ધરાવતા ન હો, નામ કાઢવાની કે મોટાઇ મેળવવાની પણ તમને ઇચ્છા ન હોય અને તમે તમારી પોતાની પ્રશંસા કરવા કે સાંભળવાની પણ ઇચ્છાનો ત્યાગ કર્યો હોય અને પછી ભલે

તમે ઇશ્વરની ઉપાસના કરવાનો બાહ્ય ઢોંગ ન કરતા હો છતાં પણ તમે ઇશ્વરના સાચા ભક્ત છો અને ઇશ્વર તમારી નિકટ છે એમ સમજજો.

શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

> अभयं सत्त्व संशुद्धिर्ज्ञानयोग व्यवस्थिति।
> दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्॥ १ ॥
> अहिंसा सत्य क्रोधस्त्यागः शांतिरपैशुनम्।
> दया भूतेष्व लोलुप्त्वं मार्दवं ह्रीर चापलम् ॥ २ ॥
> तेजः क्षमा धृतिः शौचमद्रोहो नाति मानिता।
> भवन्ति सम्पं दैवीम भिजातस्य भारत ॥ ३ ॥

ભાવાર્થ—શુદ્ધ સાત્વિક વૃત્તિ, જ્ઞાન અને યોગથી વ્યવસ્થા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય અર્થાત્ સ્વધર્માનુસાર આચરણ, તપ સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, કર્મફળનો ત્યાગ, શાંતિ, અપૈ શુન્ય, અર્થાત ક્ષુદ્ર દષ્ટિનો ત્યાગ કરી ઉદારભાવ રાખવો, સર્વ પ્રાણિ માત્ર પ્રતિ દયા રાખવી, તૃષ્ણા ન રાખવી, મૃદુતા, લાજ, અચપળતા અર્થાત મિથ્યા કાર્યોનો ત્યાગ, તેજસ્વિતા, ક્ષમા, ધૃતિ, શુદ્ધતા, દ્રોહ ન કરવો, અતિમાનનો ત્યાગ, એ સર્વ ગુણો દૈવી સમ્પત્તિમાં જન્મેલા પુરુષોને પ્રાપ્ત હોય છે.

જ્યારથી મનુષ્ય અજ્ઞાન અને માયાના અવળે રસ્તે ભટકી સત્ય અને બ્રહ્મને ભૂલી ગયો છે ત્યારથી તેણે એક બીજાને ઓળખવાના કૃત્રિમ ચિન્હ નક્કી કર્યા છે. તે પોતાના જ ધાર્મિક સિદ્ધાંતોને માને છે અને તેને જ સત્ય માને છે અને તે અનુસાર ચાલે છે તેનેજ સત્ય માર્ગમાં ચાલનારા માને છે અને જે તેથી વિપરીત માર્ગે ચાલે છે તેમને મિથ્યાભિમાની માને છે. આથી કેટલાક પરસ્પર વિરોધી ભાવને બાંધી બેસે છે.

વાચક, જો તારે બ્રહ્મ અને સત્યને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તેનો માત્ર એક જ ઉપાય છે અને તે એ છે કે સ્વાર્થ અને માયાનો ત્યાગ કરવો. અત્યાર સુધીમાં તું જે ઇચ્છાઓ, વાસનાઓ, લાલસાઓ, ભાવનાઓ અને વિચારોમાં ગુંચાયલો હોય તે સર્વનો ત્યાગ કર. આજથી તેને આધિન ન રહે એમ કરવાથી તું બ્રહ્મને પ્રાપ્ત કરી શકીશ. સવ ધર્મના રહસ્યને ઉચ્ચ માનતાં શીખો, સર્વમાં સત્યતા છે એમ માની નમ્રતા પૂર્વક દયા અને ઉદારતા રાખતાં શીખો.

સ્વાર્થ અને માયાનો ત્યાગ કરવાનો એ ભાવાર્થ નથી કે તમારી પાસેની સર્વ બાહ્ય વસ્તુઓ છોડી વનમાં ચાલ્યા જવું. પણ અંતરનાં પાપ, બૂરી વાસનાઓ અને અજ્ઞાનતાનો ત્યાગ કરવાનો છે. માત્ર ધનવૈભવ ત્યાગ કરવાથી, કપડાંલત્તાં અને ઘરબાર છોડી વનમાં રહેવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ ન માનશો. બ્રહ્મની પ્રાપ્તિને માટે તો તમારા મનમાં જે સ્વાર્થબુદ્ધ છે, જે મમત્વ છે તેનો ત્યાગ કરવો જોઇએ. ધન દોલત માટેની લોલુપતનો ત્યાગ કરવો, ઇન્દ્રિયજન્ય સુખોમાં તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન કરવી. ઇર્ષ્યા, દ્વેષ, સ્વાર્થ અને અભિમાનનો ત્યાગ કરી તેને બદલે પ્રેમ, સભ્યતા, પરોપકાર અને નમ્રતાનો પ્રકાશ પોતાનામાં કરવો. ગમે તો તમે જગતનો ત્યાગ કરી નિર્જન વનમાં જશો, પહાડની ગુફામાં જશો તો પણ ત્યાં તમે સ્વાર્થને લઇ તો જવાના જ જ્યાં સુધી તમે તે સ્વાર્થને નહિ છોડો ત્યાં સુધી તમને વધુ વિપત્તિ જણાવાની જ. એથી તમે ગમે ત્યાં ભલે રહો પણ જો તમારાં કર્તવ્યોને સારી રીતે પાલન કરતા રહો અને

તમારા અંતર શત્રુ કામક્રોધાદિનો ત્યાગ કરો. જગતમાં રહેવા છતાં વ્યવહાર પ્રપંચમાં ન ફસાવું. જે પ્રકારે કમળનું ફુલ પાણીમાં રહેતાં છતાં પણ પાણીથી અલગ રહી શકે છે તે જ પ્રકારે તમે જગતમાં રહેતા છતાં પણ જગતથી નીરાળા રહેતાં શીખો તેનું નામ જ ઉચ્ચકોટીની શાંતા છે અને એજ સુખપ્રદ સ્થિતિ છે. સ્વાર્થ અને માયાનો ત્યાગ કરવો એ જ સત્ય અને બ્રહ્મને મેળવવાનો માર્ગ છે. અને તેથી માયાનો ત્યાગ કરી બ્રહ્મમાં લિન્ન થઇ જાઓ. ઇર્ષા અને દ્વેષથી વધુ કોઇ શોકકારક નથી. વિષયવાસના જેવું કોઇ દુઃખકર નથી અને ઇન્દ્રિયોથી વધુ કોઇ છેતરપીંડી કરનાર નથી. જે મનુષ્ય તેમાંના કોઇપણ એકને પોતાના પગ તળે દાબીને ચાલી શકે છે તે બ્રહ્મના માર્ગે ગમન કરે છે એમ સમજવું.

જેમ જેમ તમે માયાને વશ કર્વાથી શકશો તેમ તેમ તમને વસ્તુઓના વાસ્તવિક સંબંધનું જ્ઞાન થતું જશે. જે મનુષ્ય કોઈ ઇચ્છા કે વાસનાને વશ થાય છે. તેને કોઇ વસ્તુમાં પ્રેમ અને કોઇ વસ્તુપ્રતિ દ્વેષ થાય છે. તે પ્રત્યેક વસ્તુનું ઇચ્છા અને વાસનાથી અનુમાન કરે છે. પરંતુ જે મનુષ્ય ઇચ્છા અને વાસનાથી રહિત છે અને જેનામાં પક્ષપાત બિલકુલ નથી તે પોતે પોતાને અને બીજાને પણ ખરા રૂપમાં જોઈ શકે છે. તે કોઇના ઉપર આક્રમણ કરતો નથી કે કાંઇ છુપાવતો નથી કે કોઇમાં તેનો સ્વાર્થ હોતો નથી. તેથી તેને શાંતિનો અનુભવ થાય છે. તેને ઉચ્ચકોટીનું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. કારણ કે મન અને હૃદયની શાંત, પવિત્ર અને નિષ્પક્ષ અવસ્થા એજ બ્રહ્મની અવસ્થા છે. જે મનુષ્ય આ અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે તે દેવસમૂહમાં પ્રવેશ કરી શકે છે અને ઇશ્વરનાં દર્શન કરી શકે છે.

જે મનુષ્યને ઇશ્વરી નિયમોનું જ્ઞાન છે તે શોક, દુઃખનું વાસ્તવિક કારણ સમજે છે. અને જે સમજે છે કે બ્રહ્મનું જ્ઞાન થવુ એજ સત્ય મોક્ષ છે, તે કદાઇ ટંટામાંકે કોઇનું બગાડવામાં સામેલ થતો નથી. કારણ કે તે સમજે છે કે આંધળુ અને સ્વાર્થી જગત્ જ માયા અને અંધકારમાં ડુબી બ્રહ્મના સ્વાયી પ્રકાશને જોઈ શકતું નથી. માયાને લીધે જ મનુષ્યને બ્રહ્મનું જ્ઞાન થતુ નથી.

મનુષ્યો માયાને જ સત્ય સમજે છે. અને તેથી તેમાં જ રચ્યાપચ્યા રહે છે. જો કે માયા તો સર્વદા મિથ્યા છે છતાં મનુષ્યો તેના ઉપર પ્રેમ રાખ્યાં કરે છે. જ્યારે તે તેનો ત્યાગ કરે છે ત્યારેજ નિત્ય બ્રહ્મના તરફ પ્રયાણ કરે છે, જ્યારે મનુષ્ય વિષયવાસના, સ્વાર્થ અને અભિમાનરૂપી મદિરા પીવાથી બેભાન બની જાય છે ત્યારે તે માનવા લાગે છે કે આ શરીર નિત્ય અને અવિનાશી છે. જ્યારે તેને પોતાનાં અશુભ કર્મોનું ફળ મળે છે અને દુઃખ આવે છે ત્યારેજ તેની નીદ્રા ઉતરી સ્વાર્થનો ત્યાગ કરવા તૈયાર થઇ ભ્રમને દૂર કરે છે. કેવળ બ્રહ્મ જ શાંત અને આનન્દમય છે તે પ્રાપ્ત થતાં સર્વ પ્રકારના શોક દૂર થઈ જાય છે. જ્યાં સુધી મનુષ્ય માયાનો ભક્ત રહે છે ત્યાં સુધી તે દુઃખી અને ચિંતાતુર રહે છે. સર્વ દુઃખનું મૂળ કારણ માયા છે અને સર્વ દુઃખોનો અંત બ્રહ્મ છે. જ્યારે મનુષ્ય બ્રહ્મમાર્ગે વળે છે ત્યારે તેનો શોક, સંતાપ, નિરાશા, પશ્ચાતાપનાં દુઃખ સહન કરવાં પડતાં નથી.

માયારૂપી જેલખાનામાં જીવરૂપી આત્માને સદા બંધનમાં રહેવું પડે છે. બ્રહ્મમાં એવી શક્તિ છે કે જેથી તે માયાના પાશ તોડી શકે છે. જગતના મનુષ્યોને જે જે

દુઃખ જણાય છે તે તેમનુંજ ઉત્પન્ન કરેલું છે. દુઃખને અંતે સુખ મળે છે જ. માયાનો ત્યાગ કરવા જે પ્રયત્ન કરે છે અને પ્રભુનો અનુયાયી બને છે તેજ દુઃખને ટાળી શકે છે. ઘણા બુદ્ધિમાન મનુષ્યો પણ માયામાં એવા ફસાયલાં હોય છે કે તેમાંથી તે અંતસુધી પણ નીકળી શકતા નથી. આ જગતના વ્યવહારમાં રચીપચી તેના સિદ્ધાંતને સત્ય માને છે. તેમણે માયાના બંધનમાંથી છુટવા નીતિ અને બ્રહ્મચર્ય મેળવવું જોઇએ. જ્યારે તે સત્ય માર્ગે ચાલે છે ત્યારે તેને પ્રભુની પ્રાપ્તિ થાય છે.

મનુષ્યે પોતાના હૃદયમાં નિઃસ્વાર્થ પ્રેમ અને અપરિમિત દયાના જળનું નિરંતર સિંચન કરવું અને જે વિચારો અને ભાવોનો પ્રેમની સાથે સબંધ ન હોય તેને હૃદયમાંથી બહાર કાઢવા. કોઇ તમારૂં ભુડું કરે તોપણ તમારે તેનું ભલું કરવાની ઇચ્છા રાખવી કોઇ તમારો દ્વેષ કરે, તમારી નિંદા કરે તો પણ તમારે તેની સાથે મિત્રતા રાખવી એ પ્રમાણે કરવાથી તમે તમારી સ્વાર્થી વાસનાઓને વિશુદ્ધ પ્રેમમાં બદલી શકો છો, અને પ્રભુની આગળ માયા કપુરની માફક ઉડી જશે. આવી રીતે મનુષ્યે નિર્ભય થઇ નમ્રતા અને દીનતાપૂર્વક અન્યની સાથે વર્તવું. આ પ્રકારના શુદ્ધ વર્તનથી મનુષ્ય માયાના આવરણને દૂર કરી પ્રભુનાં દર્શન કરી શકે છે.




( અનુસંધાન ગતાંકથી. )

હવે પછી નાનકનું મન પ્રભુભક્તિમાં વધારે જોડાતું ગયું તેમની અધ્યાત્મિક ઉન્નતિનો પ્રવાહ ઘણા વેગથી વહેવા લાગ્યો. ગમે તે ધર્મ કે સંપ્રદાયનો સાધુ તેમને મળતો તો ઘણો આનંદ થતો ને તેની સેવા ઉઠાવતા. તે ઘણીવાર સાધુઓ સાથે વેદાન્ત ઉપર ચર્ચા કરી શંકા સમાધાન કરતા. આ પ્રકારની નાનકની ધ્યાનથી તેમના પિતાને મન તે સુધરે એમ ન લાગવાથી તેમને થોડો વખત પરદેશ મોકલવાનો વિચાર કર્યો.

તેમણે નાનકને પોતાની પુત્રી નાનકી જેને સુલતાનપુરના શેઠ જયરામ સાથે પરણાવી હતી તેને ત્યાં મોકલ્યા. આ વખતે નાનકનું વય વીસ વર્ષનું હતું. નાનકને તેનાં બેન અને બનેવીએ સારો આદરભાવ આપ્યો અને તેમની ઇચ્છામાં આવે તેવી રીતે રાખવા લાગ્યા. અહિં નાનક એકાન્તમાં રહેતા અને જ્યારે બહાર નીકળે ત્યારે સાધુ સંતની સાથે જ્ઞાન ચર્ચા કરતા. તેમણે સાધુ ફકીરની વધુ સોબત કરવા માંડી તે જોઇ તેમની બેનને ચિંતા થઇ કે વખતે કોઇ સાધુ સાથે નાશી જશે તો માથે કહેવત આવશે અથી તેમણે નાનકને કાંઈપણ કામમાં જોડવાનો વિચાર કર્યો. નાનકનો બનેવી જયરામ એ સુલતાનપુરના નવાબ દોલતખાનના દિવાન હતા તેમણે પોતાની લાગવગથી નાનકને સંવત ૧૫૪૨ માં નવાબના મોદીખાનામાં ભંડારીની નોકરી અપાવી. જે નાનકે ખુશીથી લીધી.

અહીં ભંડારમાં અનાજ, ઘી, ગોળ વિગેરે સર્વ હતું. અને તેમણે ચાર્જ લીધા પછી તરતજ સદાવર્ત ચાલુ કર્યું. આથી અનેક સાધુ ફકીરો નાનકની પાસે આવવા લાગ્યા.

નાનક ભંડારમાંથી છુટે હાથે સર્વને અનાજ વિગેરે આપતા અને ભિખારીઓને આનંદ કરાવતા. આ વાત નાનકના બાપ કાલુ દીના કાને આવી તેથી તેમને ફીકર થતાં અહિં આવ્યા. નાનકે ભંડારમાંથી છુટે હાથે સાધુ ફકીર અને ભિખારીઓને અનાજ વગેરે વ્હેંચવા માંડ્યાની વાત નવાબને કાને પણ આવી. જેથી સરકારી માણસોએ ભંડારનો હિસાબ તપાસતાં ભૂલ કે ખોટ ન જણાઈ પણ તેમાં નાનકના કેટલાક રૂપિઆ જમાં નીકળ્યા. આથી નવાબના આગળ લોકોએ ઉઠાવેલો બુમારો ખોટો પડયો અને નવાબની નાનકના ઉપર પ્રીતિ વધી. આ પછી પણ સદાવ્રત તો પહેલાંની માફકજ ચાલુ હતુ. એક દિવસે હજારો માણસોને છુટે હાથે અનાજ આપવામાં આવતું હતું તે વખતે તેમના પિતા ત્યાં આવી ચઢયા. તેમણે નાનકને ઠપકો આપ્યો. પણ નાનકે ચોપડા બતાવ્યા અને કહ્યું કે આ ચોપડા જુઓ એમાં મે કાંઇ નુકશાન કર્યું હોય તો બતાવો, અને પછી આપને જે કહેવું હોય તે કહો. કાલુવેદીએ ચોપડા તપાસ્યા તો તેમાં ખોટ ન દીઠી પણ નાનકના રૂપીઆ જમાં જોયા. એથી તેમને સંતોષ થયો. આ પ્રમાણે નાનકે છ વર્ષ સુધી ત્યાં અખંડિતપણે સદાવ્રત ચાલુ રાખ્યું અને અનેક ભિખારીઓની આંતરડી ઠારી હતી. આ મોદીખાનાનુ સ્થાન હજુપણ ત્યાં હટીસાહેબના નામથી પ્રખ્યાત છે.

આ પછી કાલુવેદીએ પોતાના જમાઇ દિવાન જયરામને કહ્યું કે હવે નાનકને શી રીતે સુધારવા. ત્યારે જયરામે કહ્યું કે: જેમ અંધકારને દુર કરવા માટે દીવો કરવો જોઇએ તેમ વૈરાગીને રાગી બનાવવા માટે સ્રી વળગાડવી જોઇએ. સ્રી રૂપી કોમળ પ્રેમ શૃંખલા એ સખ્ત લોહની સાંકળ કરતાં પણ વધુ બળવાન છે. મજબૂત બેડીથી પણ ન બાંધી શકાય તેવા મનુષ્યોને સ્રીની વેણી એક ક્ષણમાં બંધીખાને નાંખી શકે છે માટે નાનકને પરણાવી ગૃહસ્થાશ્રમી બનાવો તો સારૂં. એ પછી કાલુવેદીએ સંવત ૧૫૪૫ માં ગુરુદાસ-પુર જીલ્લાના પખોગામના ક્ષત્રિય મૂળચંદ્રની સ્રી સુલક્ષણીની સાથે નાનકનું લગ્ન કર્યું. લગ્નના મંગળફેરા ફરતાં પણ નાનક મનમાં ઇશ્વરભક્તિનાંજ ભજન ગાવામાં લિન હતા.

એ પછી નાનક પોતાની સ્રી સાથે રહી ગૃહસ્થાશ્રમી થયા. તેમને ત્યાં સંવત ૧૫૫૧ ના શ્રાવણ સુદ ૫ ના રોજ એક પુત્ર જન્મ્યો. તેનું નામ શ્રીચંદ્ર રાખ્યું. આ પુત્ર પણ નાનકના જેવોજ થયો, તે શ્રીચંદ્ર ઉદાસીન સાધુ સંપ્રદાયના આદ્યપ્રવર્તક થયા હતા. પછી સંવત ૧૫૫૩ ના ફાગણ વદ ૪ ના રોજ બીજા પુત્રનો જન્મ થયો અને તેનું નામ લક્ષ્મીચંદ્ર રાખ્યું તેમના વંશજ સાહેબ જાદાના નામથી હાલ પણ પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં છએક વર્ષ તો ગયાં અને લોકોએ જાણ્યું કે હવે નાનક કુટુંબ પ્રેમમાં પડયા ખરા. આ પ્રમાણે નાનક કોઇ અમુક વ્યક્તિ ઉપર જ પ્રેમ રાખે એવા નહોતા. સંકુચિત પ્રેમ તે પ્રેમ કહેવાય નહિ. જ્યારે મનનુ સંકુચિતપણું ટળી જાય અને પ્રાણિમાત્ર આત્મવત લાગે અને કોઈ સાથે વિરોધ રહે નહિ ત્યારે તે પ્રેમ ઉત્તમમાં ઉત્તમ મણાય છે તેને જ શાસ્ત્ર મોક્ષ કહે છે. નાનક આવા પ્રેમના વિશ્વ વ્યાપી પ્રેમના ધારક હતા.

એક વખત તેમણે બધુ ભંડારમાંથી ખેલાડી દીધું છે એવી ફરી બુમ થઇ અને તેથી ફરી તેમના ચોપડા તપાસવાનો નવાબે હુકમ કર્યો તે વખતે પણ ચોપડા તપાસવાનો નવાબે હુકમ કર્યો તે વખતે પણ નોકરીને તિલાંજલી આપી દીધી. તેમને નોકરીમાં રહેવા ઘણા સમજાવ્યા છતાં પણ તેમણે તે નોકરીની પરવા ન કરી.

તે પછી તે એક દિવસે નદીએ સ્નાન કરવા ગયા હતા ત્યાં તેમને એક સાધુ મહાત્મા સાથે મુલાકાત થઈ. તે સાધુએ નાનકને કહ્યું: "હે ભાઇ, તું શા માટે આ સંસારમાં આવ્યો છું ? તારે માટે સાચા દરબારનું શું ફરમાન છે એ ભૂલી તું આ થી ગડમથલમાં પડયો રહ્યો છું.

તે પછી નાનક આ સાધુની પાસે ત્રણ દિવસ સુધી એકાન્તમાં રહ્યો. લોકોએ ધાર્યું કે નાનક ન્હાવા ગયા હતા તે કેમ ન આવ્યા ? કદી ડુબી તો નહિ ગયા હોય ! પણ ત્રીજે દિવસે પાછા તે જણાયા. ત્રણ દિવસના મહા પુરુષના સંગથી તેમનામાં ઘણો ફેરફાર થઇ ગયો. તે પાછા ઘેર ન જતાં ગામ બહાર એક આંબાવાડીયામાં આસન લગાવી બેસી ગયા.

તેમની આવી સ્થિતિ જોઇ તેમનાં બેન, બનેવી, મા, બાપ અને સંબંધી તેમને ઘેર તેડી લાવવા ગયાં પણ તે ઘેર ન ગયા. અને તેમણે ઘણું સમજાવ્યા છતાં પણ તેમની સર્વ વાત મિથ્યા ગઇ. નાનકે ભેખ લઇ લીધો અને જણાવ્યું કે "મારે હવે ફરજ બજાવવાનો વખત આવ્યો છે. હવે મારે મોદીખાનાનું કે કોઇપણ બીજું કામ કરવાનું નથી." આથી સર્વ સંબંધી નીરાશ થઇ પાછાં ગયાં. લોકોએ ગપ ઉરાડી કે મોદીખાનામાં ગોટાળો કરીને નાનક સાધુ થઈ નાસી જવાનો ઢોંગ કરે છે. આથી વળી દીવાને ફરી હિસાબ તપાસાવરાવ્યો અને છતાં નાનકના રૂ ૪૦૪ જમાં નીકળ્યા.

નાનક સાધુ થઈ ગયાની વાત તેમના સસરાને કાને આવી તેથી તે ત્યાં આવ્યા અને નવાબ પાસે ફરીયાદ કરી કે નાનકને ભૂત વળગ્યું છે. એટલે તેણે ભૂતને કાઢવા માટે એક મોલવી સાહેબને બોલાવ્યા. નાનકનો સસરો પણ એક ભૂવાને તેડી લાવ્યો. મૌલવી અને ભૂવાએ ધુપદીપક કર્યા. નાનકને સુગંધી લેવરાવી, જંત્ર, મંત્ર કર્યાં, અને ભૂત કાઢવાની અનેક ક્રિયા કરી અને નાનકને પુછ્યું કે: "તું કોણ છે ? આ મનુષ્ય શરીરમાં કેમ આવ્યો છે ?"

નાનકે કહ્યું: "કોઇ કહે છે કે ભૂત છે, કોઈ કહે છે કે ગાંડ છે, અને કોઇ કહે છે કે ગરીબ નાનક છે. મારામાં પ્રભુ ભક્તિ જાગ્રત થવાથી મારી સર્વ સ્વાર્થી તૃષ્ણાઓ જતી રહી છે. જે જ્ઞાન પ્રભુના ચરણ કમળથી આપણને દૂર લઇ જાય તેને હું સત્ય જ્ઞાન કહેતો નથી. શું ગાંડા મનુષ્યમાં એકતાનની ભક્તિ હોઇ શકે ? શું તેનામાં ઇશ્વર તરફનો પ્રેમ સંભવે ખરો ? જે મનુષ્ય સ્વાર્થનો વિચાર છોડી પરમાર્થ ચિંતનમાં મચ્યો રહેતો હોય તેને શું ગાંડો કહી શકાય ?"

આ સાંભળી મૌલવીએ નવાબને કહ્યું: નાનકને ભૂત વળગ્યું નથી અને તે ગાંડો પણ નથી તે તો ફકીર હોવાનો ઢોંગ કરે છે." વળી નાનકના ઉપદેશથી કેટલાક મુસલમાનો પોતાના મજહબની જરાપણ પરવા રાખ્યા સિવાય કાજી મોલવીયોને ગણતા નહોતા તેની ઇર્ષાથી મોલવીએ વધુ જણાવ્યું કે: "નાનક હિન્દુ મુસલમાનને એક સરખા ગણતો હોવાનું જણાવે છે પણ તે વાત બરાબર નથી. તે હિંદુઓને સુધારે છે પણ મુસલમાનોને તો પાક મજહબથી વંચિત કરે છે માટે એને યોગ્ય નસીયત કરવી જોઇએ.

મોલવીની આ વાત સાંભળી નવાબ ગુસ્સે થયો અને તેણે નાનકને બોલાવવા માણસ મોકલ્યું પણ નાનક આવ્યા નહિ જેથી નવાબ વધુ ચીડાઇ ગયા. અને ફરી નાનકને પકડી મંગાવવા સિપાઇ મોકલ્યા. તે પછી નાનક દરબારમાં ગયા. તેમણે નવાબને કુરનસ બજાવી નહિ આથી નબાબે ક્રોધે ભરાઇ પૂછ્યું.

"મેં પ્રથમ મોકલેલા સિપાઇ સાથે તું કેમ ન આવ્યો ?"

નાનકે આ સાંભળી શાંત ચિત્તે કહ્યું: "નવાબ સાહેબ, હવે હું તમારો નોકર નથી પણ ઇશ્વરનો નોકર થયો છું."

નવાબ—"શું તું એક ઇશ્વરને માને છે કે અનેક દેવને માને છે ?"

નાનક—"હું એક અવિભાજ્ય, સ્વયંભૂ, અજેય, સર્વવ્યાપક પૂજ્ય ઇશ્વરને માનું છું."

નવાબ—"જો એમ છે તો તારો અને મારો ઇશ્વર એક જ છે. જો તું એમ કે તેમ એક જ ઇશ્વરને માનતો હોય તો મારી સાથે મસીદમાં ચાલ અને નમાજ પઢ."

નાનકે તેમ કરવા કબુલ કર્યું અને તે સાંભળીને તેનો સસરો જે ઇન્સાફ લેવા સાથે આવ્યો હતો તેણે હાથ ઘીંચ નાંખ્યા અને દરબારમાંથી ચાલવા માંડ્યું. તેણે ધાર્યું કે નાનકે મુસલમાની ધર્મ અંગિકાર કર્યો છે.

નવાબ નાનકને લઇ મસીદમાં ગયા. ત્યાં કાજીએ બંદગી કરવા માંડી એટલે રીવાજ પ્રમાણે નવાબ અને તેની સાથેના માણસો માથું નમાવી નમાજ પઢવા લાગ્યા પણ નાનક તો જેમના તેમ ઉભાજ રહ્યા. બંદગી થઇ રહ્યા પછી નવાબે નાનક તરફ જોઇ ગુસ્સાથી કહ્યું: "તું જુઠો છે, ઢોંગી છે. શું તું અહિં લાકડાના ઠીમચાની માફક ઉભો રહેવા આવ્યો હતો ? શા માટે તેં માથું નમાવ્યું નહિ ? શા માટે અમારી સાથે તું નમાજ પઢ્યો નહિ ?"

કાજીએ વચમાં કહ્યું: "તું હિન્દુ અને મુસલમાનને એક સરખો ઇશ્વર ગણવાની વાત કહેતો હતો તે કેવળ ખોટી વાત છે. જો તું દીનને ચ્હાતો હોત તો અમારી સાથે નમાજ પઢ્યા વિના રહેત નહિ. દુનિયામાં પોલ ક્યાં સુધી ચાલી શકે ? દંભ કંઇ ઉઘાડો પડ્યા વગર રહે કે ?"

આ સાંભળી નાનકે ગંભીરતાથી કહ્યું: "જે પુરૂષ એક ચિત્તે અંતઃકરણપૂર્વક ખુદાની પ્રાર્થના કરે છે તેની સાથે હું સામેલ થાઉં છું. પછી તે હિન્દુ હો કે મુસલમાન હો. તે સંધ્યા કરતો હોય કે નમાજ પઢતો હોય પણ જેનું ચિત્ત ઠેકાણે રહેતું નથી અને કેવળ ઇશ્વર ભક્તિનો બાહ્યાડંબર જ કરે છે તેનો હું સાથી થઇ શકતો નથી. અહિં નવાબ સાહેબનું માથું જમીનને અડતું હતું ખરૂં પણ તેમનું મન તો કંદહારમાં ઘોડા લેવામાં રોકાયું હતું અને કાજી સાહેબ પણ રિવાજ પ્રમાણે નમાજ પઢતા હતા, પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં જ એક વર્ષ તો ગયાં ... તો એમને ત્યાં પરમ ચિત્તે વ્યવહારી પોતાના કુવામાં તો નહિ પડી જાય તેવા જ પડવા લાગ્યું. આ પ્રમાણે નાનક કોઇ અમુક વ્યાક્તિ...

1. સંકુચિત પ્રેમ તે પ્રેમ કહેવાય નહિ. જ્યારે મનનું સંકુચિતપણું ... માત્ર આત્મવત લાગે અને કોઇ સાથે વિરોધ રહે નહિ ત્યારે તે પ્રેમ ઉપજાવી શકે અને ... છે તેને જ શાસ્ત્ર મોક્ષ કહે છે. નાનક આવા પ્રેમના શિક્ષ આપી ... હોય છે તેઓ ... આવ્યો અને

... વખત તેમણે અમુક અંગત્યની ભેળાણી દીધું છે એવી ફરી ... થઇ અને ... મના ચોપડા તપાસવાનો નવાબે હુકમ કર્યો તે વખતે પણ ચોપડા તપાસવાનો ... કર્યો તે વખતે પણ ... ને ખુશીથી આપી દીધી. તેમને નોકરી તો રહેવા ... ત્યાં પણ તેમણે તે નોકરીની પરવા ન કરી.

પગથીયું કયું ! તેનું છેલ્લું પગથીયું કયું ! તેની કુંચી શી ! અને તેનો પ્રકાશ શો ! તેનો પોશાક શો ! જો તું ખરો ફકીર હોય તો આ મારા પ્રશ્નોનો જવાબ દે. "

નાનક—અહંકારનો નાશ એ સાધુતાનું પ્રથમ પગથીયું છે અને અનન્ત જીવનનો અનુભવ એ તેનું છેલ્લું પગથીયું છે. નમ્રતા અને મનઃસંયમ એ તેની કુંચી છે, શાંત, ધ્યાન એ તેનું તેજ છે અને સત્ય તથા સહનશીલતા એ સાધુપણાનો ખોરાક છે."

કાજી—તેં માથું કેમ મૂડાવ્યું નથી અને ફકીરનાં વસ્ત્રો કેમ પહેર્યાં નથી!

નાનક—માથું મુંડાવવાથી શો ફાયદો ! ખરી રીતે તો મનનું મુંડન થવું જોઇએ. આખું જીવન ગુરુદેવના ચરણકમળમાં સમર્પવું જોઇએ અને રાગ આસક્તિ તમામ દૂર થવાં જોઇએ. જ્યાં સુધી મનુષ્ય વિષયતૃષ્ણાથી મનુષ્ય જકડાઈ રહેલો હોય ત્યાં સુધી કફની પહેરવાથી શું વળે ?

કાજી—ત્યારે લાંબા વખતથી ફકીરો શા માટે અમુક રંગનાં જ વસ્ત્રો પહેરતા આવ્યા છે ! શું તે મૂર્ખ હતા ?"

નાનક—કાજી સાહેબ, મારા કહેવાનો ભાવાર્થ તમે સમજ્યા નહિ. જેઓ વૈરાગ્યમાં હજી કાચા છે તેમને પોતાની પ્રતિજ્ઞા અને ફરજો પ્રતિપળે યાદ આવ્યા જ કરે તેટલા માટે તેવાં વસ્ત્રો પહેરવામાં આવતાં. માથું મુંડાવવું અને ટોપી પહેરવી એ એમ સૂચવે છે કે: તે પહેરનાર બાળકના જેવો નિર્દોષ છે. કફની એ મુડદાનો પોષાક છે. અને તે એ જણાવે છે કે: તેને પહેરનારાએ શરીર તદ્દન કાબુમાં રાખવું જોઇએ. તેની તૃષ્ણાઓ અને રાગ મટીજ જવાં જોઇએ. શરીરે રાખ માટી ચોળવાનો અર્થ એ છે કે: તેમ કરનારે પૃથ્વી જેવા સહનશીલ થવું જોઇએ અને તપ તપવાનો હેતુ એ છે કે ઇન્દ્રિયોની લાલસાને તે અગ્નિમાં બાળી નાંખવી અને ભક્તિનો અગ્નિ હૃદયમાં પ્રદિપ્ત કરવો.

કાજી—પણ એ સર્વ આસક્તિઓ નાશ કેવી રીતે પામે ?

નાનક—ઈશ્વર તરફની પ્રેમભક્તિ જગતની વસ્તુઓના મોહને ભષ્મ કરે છે અને આત્માને પાંખો આપે છે. જેના બળથી તે પરમાત્મા તરફ ઉડી શકે છે. "

આ સાંભળી કાજીનો ગર્વ ઉતરી ગયો અને નવાબનો પણ નાનક પ્રતિ અતિ સદ્‌ભાવ ઉત્પન્ન થયો. તેમણે નાનકના આગળ માથું નમાવી માફી માગી.

નાનક—પ્રાણિ માત્ર પ્રભુનાં પ્યારાં બાળક છે અને તેથી તેમને પ્રભુના તરફથી માફી મળી રહે છે. "

નવાબે પૂછ્યું " મારે માટે દીન અને દુનિયા એ બન્નેના કલ્યાણનો કયો માર્ગ છે?

નાનક—જો તમે દીન અને દુનીયા બન્નેના લાભની ઇચ્છા રાખતા હો તો આ પાંચ નમાજ હંમેશાં પઢયા કરવી:—

" પ્રથમ સત્ય બોલવું, ધર્મને રસ્તે નિર્વાહ કરવો, ત્રીજું પરમેશ્વરના નામ ખાતર અતિથી અને અનાથોને દાન આપવું, ચોથું દાનત સાફ રાખવી અને પાંચમું પરમેશ્વરનાં ગુણ કીર્ત્તન સદા કરવાં. આ પાંચ કાર્યો બરાબર પાલન કરવાં એટલે પાંચ નમાજ પઢયા સમજવું પોતાના વર્ત્તનને સુધારવું એજ આ કલમા છે. આ પછી નવાબ સાહેબ ગુરુ નાનકના અનુયાયી થઇ ઘેર ગયા. તેમને આજસુધી કોઈ સંતાન નહોતું પણ પાછળથી વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો તેથી તેમને ઘણો હર્ષ થયો.

(અપૂર્ણ)

# मोहिनी कुमारी.

( અનુસંધાન ગતાંકથી. )

લુંટફાટ તો વધવા જ માંડી. જેમ જેમ લુંટારા પકડાતા જાય તેમ તેમ કેસ પણ શરૂ થવા માંડયા પણ તેમાંના ઘણા કેસ છુટી જતાં લુંટારાઓ હવે બેફીકરા થઇ ગયા. તે સર્વને હિંમતલાલ ઉપર દુશ્મનાવટ થઇ, કેટલાક દિવસ થયા પછી હિંમતલાલની ગાદી નીચેથી એક કાગળ મળી આવ્યો. આ કાગળ લાલ શાહીથી લખેલો હતો. તેમાં લખ્યું હતું કેઃ "તું અમને પકડવા મથે છે પણ આજથી આઠે દિવસે તારૂ ખુન થઇ આ શહેરની ભાગોળે તારૂં માથું લટકાવવામાં આવશે. જો તેમાંથી તારે બચવુ હોય તો નદી કિનારે જે મોટો વડ છે તે વડની નીચે મંગળવારે બે હજાર રૂપીઆ મૂકી જવા. યાદ રાખજે કે જો તે વખતે અમને પકડવાની ધાંધળ કરી તો મૂવો સમજજે."

આ કાગળ હિંમતલાલે વાંચ્યો અને તે વળી પોતાની ગાદી નીચેથી મળી આવ્યો તે જાણી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે ધાર્યું કે લુંટારાઓનું જોર વધી ગયું લાગે છે. પોલીસના માણસોમાં ફુટ જણાય છે. હવે શું કરવું તેની ચિંતા કરવા લાગ્યો. થોડી વારે તેણે પોતાની ત્હેનાતના માણસને બોલાવી પૂછ્યું કેઃ "આજે કોઇ અહિં આવ્યું હતું કે ?" તેણે કહ્યુંઃ "હા સાહેબ, એક ઠાકોર સાહેબ આવ્યા હતા અને તેમણે કહ્યું હતું કે મારે સાહેબને મળવું છે. અને લુંટારાઓના સંબંધી વાતચિત કરવી છે તેથી મેં તેમને અહિં બેસાડયા અને હું મેડે આપને બોલાવવા આવ્યો. પણ આપ ન મળવાથી હું નીચે ગયો તો ત્યાં તે માણસ હતો નહિ. આ સાંભળી હિંમતલાલને આશ્ચર્ય થયું. તેણે તેને માટે શું કરવું એનો નિશ્ચય કરવા માટે તરતજ તે ચીઠી લઇ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના બંગલે ગયો.

સાહેબને સલામ કરી પેલો કાગળ તેમના હાથમાં આપ્યો. સાહેબે તે વાંચી જોયો અને પૂછ્યું કે આ તમને કોણે આપ્યો. હિંમતલાલે બનેલી સર્વ વાત કહી દીધી. સાહેબ પણ આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યુંઃ ફીકર નહિ. આપણે તેમાં જણાવેલી તારીખે રૂપીઆ ત્યાં મૂકાવવા અને પછી શું થાય છે તે જોવું, આ વાતની કોઇને ખબર ન આપવી માત્ર આપણે બેજ આ કામ માથે લઇશું. હું મારૂં તમામ કામ પડતું મુકી તમારા રક્ષણને માટે તૈયાર છું. જોઇએ છીએ કે હવે પછી તે લુંટારાઓ શું કરે છે ?

## પ્રકરણ ૩ જું.

### ઘર ખટપટ.

મોહિની હવે પીયેર રહેવા લાગી. દૈવયોગે છએક માસ પછી તેના બાપ ગરી ગયા. મા તેથી પહેલી મરી ગઇ હતી તેથી હવે તેને તેના બે ભાઇઓ અને ભોજાઇઓ

સાથે રહેવું પડયુ. પતિ તો વિલાયતથી કોઇ કોઇ વખતે કાગળ લખતા. સ્ત્રીઓ સ્વતંત્રતાથી એકલી રહી શકે કે કેમ! તેનો હવે તેને અનુભવ થવા માંડયો. તેના મોટા ભાઇનું નામ મણિલાલ હતું. તેને હાલમાં ત્યાંના એક ઝવેરીની પેઢીમાં મુનિમની જગ્યા મળી હતી. તેની સ્ત્રીનું નામ ચંદનલક્ષ્મી હતું. મણિલાલને પગાર સારો મળતો. તેમ ઘરની પણ કેટલીક આવક હતી. તેનો નાનો ભાઇ સુમંત હજુ ભણતો હતો. તેનું લગ્ન પણ થયેલું હતું. તેની સ્ત્રીનું નામ કાંઠીલક્ષ્મી હતું.

મોહિનીને થોડા દિવસ તો પીયેરમાં રહેવાથી કાંઇ અડચણ ન પડી. પણ માબાપ મરી ગયા પછી કેટલેક વખતે તેના ઉપર ચંદનલક્ષ્મી જરા હુકમ બજાવવા લાગી. તેને ઘરમાં કામ કરવું પડતું. જરા કંઇ નુકશાન થતું તો ચંદનલક્ષ્મી તેની વિરુદ્ધમાં મણિલાલને ભરવતી. ચંદનલક્ષ્મીનો સ્વભાવ કાંઈક દ્વેષી હતો, તે કાંઇ ભણેલી નહોતી. તેનાં માબાપ પણ ગરીબ સ્થિતિનાં હતાં. તેની બેન અને ભાઈ વારંવાર તેને ત્યાં આવતાં જતાં.

મણિલાલ જમીને નોકરી ઉપર જતો એટલે ઘેર માત્ર સ્ત્રીમંડળ રહેતું. ચંદનલક્ષ્મી ગામગપાટા મારવામાં, નાતજાતની ડાહી ડાહી વાતો કરવામાં હોંશિયાર હતી. રસોઇનું કામ મોહિનીને કરવું પડતું. ઘરકામ તો કાંઠીલક્ષ્મીને કરવાનું હતું. મોહિનીને અહિં રહેવું એ હવે એક પ્રકારની પરાધિનતા જણાવા લાગી પણ શું કરે! બીજો ઉપાય નહોતો. મણિલાલને એક છોકરી અને એક છોકરો હતાં. તે છોકરાંને ન્હવરાવવાં, કપડાં પ્હેરાવવાં, સાચવવાં, સઘળું કામ મોહિની કરતી. તે પોતાની ભોજાઈ ચંદનલક્ષ્મી રાજી રહે, પોતાના ઉપર ગુસ્સે ન થાય તે માટે ઘણી કાળજી રાખતી.

ચંદનલક્ષ્મીએ જેમ જેમ ઘરનું સ્વામિત્વ મળતું ગયું તેમ તેમ હવે ઘરનાં બધાં માણસો ઉપર રોફ મારવા માંડયો. જો કોઇ તેના સામું બોલતું કે તેનું કહ્યું માનતું નહિ તો તેના વિરુદ્ધમાં રાત્રે પોતાના પતિને ભરવતી. ચંદનલક્ષ્મીના કૃત્રિમ પ્રેમથી મણિલાલ પણ તેનું સઘળું સાચું જ માનતો, ઘણી વાર તો તે પોતાની સ્ત્રીનું માનીને મોહિનીને ધમકાવતો પણ ખરો.

ઘરમાં દીયર, નણદ, દેરાણી એ સર્વ એકત્ર રહેતાં હોવાથી ચંદનલક્ષ્મીનું ધાર્યું કામ બનતું નહિ. તે પોતાના પીયેરનાં સગાં આવે તો તેને અછોછોવાં કરે, પોતાની બેન આવે તેને ઘણા દિવસ રહેવાનો આગ્રહ કરે, જાય ત્યારે સાલ્લો લઇ આપે. ભાઇને વળી તેડાવે. આવી રીતે તેની વૃત્તિ પીયેર તરફ હતી. તેનાં માબાપ ગરીબ સ્થિતિનાં હોવાથી ઘણીવારતો તે પાતથી છાના પૈસા એકઠા કરી પીયેર પોચાડી દેતી. આ વાત જ્યારે મોહિનીએ જાણી ત્યારે તેને ઠીક ન લાગ્યુ. વળી ધીમે ધીમે ચંદનલક્ષ્મી એકલપેટી બની ગઇ. તેને લાગ્યું કે મારો ધણી એકલો કમાય અને આ બધાં ખાય એથીતો પાઇ બચતી પણ નથી. આવો વિચાર કરી તેણે એક રાત્રે પોતાના પતિને કહ્યું: " જુઓ, આ તમે એકલા કમાવ છો, અને તમારી સઘળી કમાણી આ બધાંનાં પેટ ભરવામાં પુરી થઈ જાય છે. એક પાઈ પણ બચતી નથી. વળી હવે પેટે વસ્તાર પડયો છે, કાંઇ નમાલ્લ્સુંતાં નથી, કાલે ઉઠીને છોકરીને પરણાવવી પડશે, છોકરાને પરણાવવો પડશે, ખર્ચ ઉપર ખર્ચ આવશે તે આપણે શી રીતે ઉકાવીશું. કમાઇતો બધી ખર્ચાઈ જાય છે અને એક પાઇ પણ એકઠી થતી નથી. વળી જ્યાં સુધી તમારા કર ચાલે છે ત્યાં સુધી તમે કમાશો અને તે કમાણી તો ચટણીની પેઠે ચાલી જાય છે. પણ કદાચ શું છે કે શું નહિ તો મારી અને આ છોકરાંની શી વલ્લે થશે તેનો કાંઇ વિચાર કરો છો ? તે વખતે આ

તમારા ભાઇ કે બેન કોઇ સગાં થવાનાં નથી અને મારાં છોકરાં રઝળશે. માટે મારૂં માનો તો હવે તમે જુદું કરો તો સારૂં. કાંઈ સુમંત ભાઇ હવે નાના નથી. નોકરી ધંધો કરે અને કમાય તેવા છે, પણ તમે કમાવ છો તેથી તેમને કાંઈ ફીકર છે.

કોઇ માગતાવાળો આવે તેને તેમને કાંઇ જવાબ આપવો છે ? જે હોય છે તે તમારો જીવ ખાય છે. માટે હવે ક્યાં સુધી આમ ભેગાં હુંદઇ મરવું છે ?

આ સાંભળી મણિલાલે કહ્યું: અરે વ્હાલી ! તારી વાતતો ખરી છે પણ જો, સઉસઉના નસીબનું ખાય છે. ભાઇ હજુ ભણે છે, ભણી રહેશે એટલે એ પણ કમાશે. તેની સ્ત્રી પણ કેવી સુશીલ છે ! તને સાસુ જેટલું માન આપે છે. વળી તે છે તો તારે કાંઇ કામ કરવું પડતું નથી. એ તારો બોલ પણ કદી ઉથામતી નથી. વળી જો મોટી બેન છે તે પણ સર્વ કામકાજમાં અર્થ આવે છે. નવલકિશોર હવે વર્ષેક દિવસ પછી આવશે એટલે એ કાંઇ આપણે ઘેર ઓછાંજ રહેવાનાં છે. આપણું નસીબ આપણી પાસે છે. આ સર્વનું આપણે ભરણપોષણ કરીએ છીએ, એ તું કહે છે પણ એ વાત ખરી નથી. ઇશ્વર સર્વનું ભરણપોષણ કરે છે. સર્વના નસીબનું જ મળે છે. તને ખબર છે કે હું રહ્યો ત્યારે મને માત્ર રૂ. ૭૫) પોણોસોજ પગાર મળતો. અને હાલતો ત્રણસો રૂપિઆ પગાર મળે છે. તે સર્વનુંજ નસીબ માનજે. કોઇ કોઇનું પુરૂં કરતુંજ નથી એમ નક્કી માનજે. વળી તને ભવિષ્યની ચિંતા પણ થાય એ સ્વાભાવિક છે. પણ જેણે બે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપે છે. એમ નક્કી સમજજે. છોકરાંનું નસીબ છોકરાં પાસે છે. માટે તેની ચિંતા અત્યારથી શી ? જે મનુષ્યો ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી વ્યવહારને સેવે છે તેનો વ્યવહાર ઇશ્વર જ નીભાવે છે. માટે એ સંબંધમાં તારે ચિંતા કરવાનું પ્રયોજન નથી.

આ સાંભળી ચંદનલક્ષ્મીએ કહ્યું: એ તમે ગમે તેમ સમજાવો પણ તે વાત મારા માન્યામાં ન આવે. જુઓ અત્યારે ઘરનું ખર્ચ કેટલું છે ? શા વગર ચાલે. કમાનાર તમે એકલા અને ખાનાર ડઝન ! પાઇતો બચતી નથી. મારે તો જુદું કર્યા વગર એક દિવસ પણ નહિ ચાલે ! તમારૂં રળેલું ખાય અને વળી મને આંખો બતાવે તે કેમ પાલવે ? કોઇને એક અક્ષર પણ કહેવાતો નથી. તમે કહોછો કે ડાહી અને બેન તારૂં કામ કરે છે ! પણ તે તો મારૂં મન જાણે છે. દરરોજ એમનાં ચઢેલાં મોં મારાથી જોવાતાં નથી. અત્યારે તમે ભાઇ ભાઇ, કરોછો પણ તે ભાઇનાં લક્ષણ એવાં છે કે તે પછીતો તમારા સામું જોનાર પણ નથી. અને મારાં છોકરાંને શું છે કે શું નહિ તે વખતે તેમના સામું પણ તે જુવે તેવા નથી. હજુ તમને એમની ખબર નથી. એ તો બાયડીનાજ થઇ ગયા છે. મને પણ એક દિવસ કહેતા હતા કે " તમારે એનું નામ ન દેવું. આવું આવું મારે ક્યાં સુધી સહન કરવું ! માટે એ ભલે જુદા રહે, જ્યારે પૈસો કમાવામાં પરસેવો ઉતરશે ત્યારે ખબર પડશે, અત્યારે તમારી બધી આવક ખર્ચાઇ જાય છે. પણ જુદું થતાં માત્ર પાંચ પચીસ ખર્ચ થશે ને બધી રકમ બચશે. તો ભવિષ્યમાં મારાં છોકરાં તો ભીખારી નહિ રહેને ! ઇશ્વર કાંઇ ઘેર નાંખી જવાનો નથી, હાથ પગોઠું હલાવીશું તો ખાઇશું માટે ગમે તેમ કરો પણ હવે મારાથી તો સર્વના ભેગું રહેવાશે નહિ !

મણિલાલે તેને ઘણું સમજાવી પણ તેણે હઠ છોડીજ નહિ. વળી થોડા દિવસ ચાલ્યા ગયા. એટલે પાછી મણિલાલનું માથું પકવવા લાગી. તેને હવે સ્વતંત્ર થવું હતું.

દેરાણી કે નણંદ ભેગાં રહે તે એક પ્રકારની પરતંત્રતા સમજતી મણિલાલ તેના કંકાશથી કાયર થઇ ગયો. તેને તેના ભાઈ સુમત ઉપર ઘણું હેત હતું તેથી તેને જુદો કાઢવો એ ઘણુંજ દુઃખદાયક લાગતું વળી તેના બાપે મરતી વખતે સુમંતની ભાળવણી રાખવાનું કહ્યું હતું. તે સઘળું સાંભળી આવતા તે સુમંતને કેમ જુદો કહાડી શકે તે સમજાતું નહિ

જેમ જેમ દિવસ વીતવા લાગ્યા તેમ તેમ ઘરમાં કલેશ વધતો ગયો હવે તેણે મોહિની અને ડાહી લક્ષ્મી સાથે જરા જરામાં લડવા માંડયું. રહેજસાજ દોષ જોઈ લડતા મચતી અને હલકા શબ્દો પણ સંભળાવતાં ચુકતી નહિ. એક દિવસે મોહિનીથી પાણીની માટલી અજાણતાં ફુટી ગઇ, તે જોઇ તેનો મિજાસ ગયો અને કહેવા લાગી કેઃ "જરા જુઓતો ખરાં આમ છણક છણક શું કરો છો ? બે આનાની નવી માટલીના કકડા કરી દીધા આ આખું ઘર પલળી ગયું. કાંઇ કમાતાં જોર પડે છે ! કમાનાર કમાય અને ફોડનાર ફોડે ! તમારૂં શું જાય. આમ ભાન તો રાખો શું સુઝતું નથી કે એટલી માટલી ન સુઝી. કહીએ છીએ ત્યારે તો ચટકો ચઢે છે અને મિજાસનો તો પાર નથી એ મને નહિ પાલવે. રાંડ દયા ડાકણને ખાય તેવો પોરો છે હવે તો કાંઇ કહેવાનુંજ નથી. આ સાંભળી મોહિની બિચારી ગાભરી બની ગઇ. તેણે ધીમે રહી કહ્યુંઃ ભાભી આટલો બધો ગુસ્સો શા માટે, કાંઇ હું નાની કીકી છું કે જાણી જોઇને માટલી ફોડું. આની નજીવી બાબતમાં ન કહેવાનું પણ કહેતાં જરા શરમાતાં નથી. હું કાંઇ તમારે ઘેર જન્મારો તો નથી રહેવાની. જેવું તમારા ધણીનું છે તેવું મારા બાપનું ઘર છે. જરા વિચાર કરીને બોલો."

આ સાંભળતાંતો ચંદનલક્ષ્મીનો મિજાસ ગયો. કોઇ પણ તેને એક અક્ષર પણ સામો જવાબ આપે તે તેને પસંદ નહોતું તેણે તો મોહિનીને ઉચડી લીધી. અને કહી દીધું કે ના, તે આવો મિજાસ કરવો હોયતો ભલે તમારે ઘેર જાવ, અમને નહિ પાલવે. નુકશાન ન કરો અને કહીએ ત્યારે ઉલ્ટાં મારા સામું બોલતાં શરમ નથી આવતી ?"

આ પ્રમાણે ચંદનલક્ષ્મીએ રહેજ રહેજમાં જેની તેની સાથે લડવાનું શરૂ કર્યું ઘરમાં આખો દિવસ કંકાસ ચાલ્યાં કરતો. ડાહી લક્ષ્મીને તો ઉધડીજ લેતી અને રાત્રે પતિ ઘેર આવે ત્યારે ડબક ડબક આંસુ પાડી મણિલાલને સર્વેનાં સાચાં જુઠાં ભરવતી. સુમતને પણ કોઇ કોઇ વખત તો ઉધડો લેતાં અચકાતી નહિ. કદાચ કોઇ દિવસ તે પોતાના મોટા ભાઇ પાસે કંઈ પૈસા માગે અને તે વાત ચંદનલક્ષ્મીના જાણવામાં આવે તો તરતજ આવી કહેતી કેઃ ના, એવા પૈસા નહિ મળે, કાંઇ જોર પડે છે ? એવા પૈસા ઉડાવવા અમને નહિ પાલવે. હવે કાંઇ નાના કાલા છો. કમાઇને વાપરોને કોઇ ના કહે છે ! એકલા જીવ ઉપર કેટલુ ચાલે ! તમને એમ થાય છે કેઃ આ તમારા ભાઈ પૈસા માટે અધરાત મધરાત ટીચાય છે અને તમે તો ભાઇબંધ દોસ્તદારોમાં મઝા ઉડાવો છો, છે કાંઇ પૈસા ટકાની ચિંતા ! મારે તો છોકરાં નાનાં છે. કાંઈ ભીખ માગવી નથી એવા પૈસા ઉડાવવાના નથી. અને એમ ડગલેને પગલે પૈસા જોઇતા હોયતો રહોને જુદા."

આમ વારવાર સુમંતને પણ કહેતી સુમત પણ બિચારો મનમાં બળ્યો ઝળ્યો રહેતો. આમ ચંદનલક્ષ્મીના કોપના છાંટા આખા ઘરમાં ઉડ્યા. ડાહીલક્ષ્મી પણ હવેતો ચંદનલક્ષ્મીને જવાબ આપતાં શીખી હતી. ચંદનલક્ષ્મી હવે જેની તેની સાથે લડતી. અને કંટાળતી ત્યારે રડીને મણિલાલને જુઠું ભરાવ્યાં કરતી મણિલાલ પણ કાયર થઈ ગયો હતો. તેણે સુમંતને એક દિવસે બોલાવી કહ્યુંઃ ભાઇ, હવે મારો વિચાર એવો છે કે

બાઈએ ઘરની બધી રીતભાત જોઈ લીધી. મણિલાલને ચંદનલક્ષ્મી વારંવાર કપડાં ઘરેણાં માટે સતાવતી તે જાણી તેણે ચંદનલક્ષ્મીનું મન ભમાવવાનો વિચાર કર્યો.

આ બાઈ ચંદનલક્ષ્મીને સારાં સારાં કપડાં ઘરેણાં પ્હેરવાની સલાહ આપતી. ચંદનલક્ષ્મી પહેલાં ઘરમાંથી બહાર નીકળતી નહિ તે હવે તેની સોબતથી બજારમાં જાણુસભાવ જાતે જઈ ખરીદવા જતાં શીખી. ઘેરથી ગાડી કરી બંને જણ બજારમાં જતાં, પોતાને જોઈતી ચીજ લઈ આવી વળી મણિલાલના આવતા પહેલાં પાછાં આવતાં. આ બાઈએ થોડા જ વખતમાં ચંદનલક્ષ્મીનો વિશ્વાસ મેળવી લીધો. તેને તે પોતાની સગી બ્હેન કરતાં પણ વધુ ગણતી. ચંદનલક્ષ્મી ગમે તેવી હતી તો પણ તે ખોટે રસ્તે તો જાય તેવી જ નહોતી. પણ જેને વારંવાર પોતાની સાથે કલેશકંકાસ થયાં કરે; જે વારંવાર પતિને હઠ કરી સતાવ્યાં કરે તેની બુદ્ધિ કોઈ પણ એક વખતે ભૂલ્યાં વગર રહેતી નથી. મણિલાલની ગેરહાજરીમાં આ બાઈના સોબતીઓએ પણ હવે તેને ઘેર આવવા માંડયું. તે બાઈ કહેતી કે એ તો મારા છોકરાનો ભાઈબંધ છે, મારો સગો છે, આમ કહેતી. તે લોકો વારંવાર આવે ત્યારે છોકરાંના હાથમાં બે પાંચ રૂપિઆ મૂકતા. ચંદનલક્ષ્મી ના ના કહેતી પણ પેલી બાઈ કહેતી કે કાંઈ નહિ, બેન, એતો છોકરાંને આપે છે ને ? એમ કહી લેવા દેતી. આવી રીતે મણિલાલથી છાના આ લોકોએ છોકરાં મારફતે પૈસા આપવા માંડયા. આ પૈસા ચંદનલક્ષ્મી છાના રાખતી, તેની મણિલાલને ખબર ન પડી. વળી કોઈ કોઈવાર સારી સારી સાડીઓ, ઉત્તમ ઘરેણાં પણ આપતા અને ચંદનલક્ષ્મીને કહેતા કેઃ તું તો અમારી બેન છે, એટલે લેવાય ચંદનલક્ષ્મીને પણ હવે લાલચ વળગી. એટલે ના ના કહેતી જાય અને પેલી બાઈના આગ્રહથી લેતી જાય. આમ ચાર પાંચ દિવસે જમાલખાં ચાંદખાંની ટોળીના માણસો ત્યાં વેશ બદલીને આવવા લાગ્યાં. તેમના વારંવાર આવવા જવાથી ચંદનલક્ષ્મીને તેમની સાથે બોલવા ચાલવાની પણ છુટ થઈ ગઈ હતી. ઘણીવારતો તે પોતાને ત્યાં આ લોકોને જમાડતી પણ ખરી. આ રીતે મણિલાલના ઘરમાં લંપટ લોકોએ પગપેસારો કર્યો.

એક દિવસે બપોરના ડાહીલક્ષ્મી અને મોહિનીકુમારી મણિલાલને ત્યાં બેસવા ગયાં. તે જુદાં રહ્યા પછી આજે જ તેને ઘેર ગયાં હતાં. કારણ કે ચંદનલક્ષ્મી તેમને જુદાં કાઢ્યા પછી પણ એક બે વાર તેમને ઘેર જઈ લડી આવી હતી. આમ છતાં પણ તેઓએ વિચાર કર્યો કે લાવો, આજે તો ભાભીને ત્યાં જઈએ કે તે શું કરે છે ? ત્યાં જઈ જોયું તો એક અજાણી બાઈને ઘરમાં કારભાર કરતી જોઈ. વળી ચંદનલક્ષ્મી પણ આજે કાંઈ બહુ કામમાં અને ઉમંગમાં હોય તેમ લાગ્યું. તેમને જોઈ ચંદનલક્ષ્મીના પેટમાં તો મોટો ધ્રાસ્કો પડયો, કે આજે આ રાંડો વળી ક્યાંથી આવી ! કેમકે આજે તેમને ત્યાં પેલી બાઈના બે સાગ્રીતો આવનારા હતા અને તેમને જમાડવાના પણ હતા. તે મોં ઠેકાણે રાખી બોલી, આવો બેન, ઘણે દહાડે નવરાશ મળી ! આ સાંભળી ડાહીલક્ષ્મીએ કહ્યુંઃ શું કરીએ ભાભીજી, નવરાશ મળતી નથી. પણ આજે તો તમારા દીએર વ્હેલા બહાર ગયા છે ત્યારે કહ્યું ચાલો ભાભીજીની ખબર તો જોઈએ ?

આમ ઘરમાં બેસી વાતો કરે છે એવામાં કોઈ બે અજાણ્યા પુરુષો બહારથી ત્યાં આવતા જણાયા. આ બંને માણસોએ આજે વાણીયાનો વેશ લીધો હતો. તે ઘરમાં વગર પૂછપે આવ્યા અને કહ્યુંઃ કેમ ચંદનલક્ષ્મી બેન શું કરો છો ?

આ જોઇ ચંદનલક્ષ્મી તો આભીજ બની ગઇ, તેણે ધાર્યું કે આ રડિા અત્યારે ક્યાંથી જમ જેવી આવીને ચોટી છે ! જો વાત ફુટશે તો ભોગ મળશે ! તેણે આવેલા બંને જણને આવકાર આપ્યો અને કહ્યુંઃ આવો ભાઈ, બેસો. તમારા ભાઇતો દુકાને ગયા છે. એમ કહી પાણીનો લોટો પવાલું આપ્યું.

ચંદનલક્ષ્મીને આ લોકો જ્યારે આવતા ત્યારે વારંવાર પોતાને ત્યાં આવવાનું કહેતા. અને કહેતા કે બેન, તમારી ભાભી રોજ સંભાળે છે માટે એક દહાડો તો ભાઇનું ઘર પવિત્ર કરો. ચંદનલક્ષ્મીએ આજે પેલી દાસીના કહેવાથી તેમને ઘેર જવાનું ઠરાવ્યું હતું. છોકરાને ઘેર પોતાની બેનને સોંપી પોતે એકલીજ ત્યાં જવાની ઇચ્છા રાખતી. તે આ ભાઇ અને બેનને બરાબર ઓળખતી નહોતી એટલે પેલી વૃદ્ધ દાસીના કહેવા ઉપર વિશ્વાસ રાખી તે જે કહેતાં તે સાચુ માનતી. આવેલા બે માણસોમાં એક ચાંદખાં લુચ્ચો હતો અને એક તેનો સામીત હતો. તેમણે અહિં આવી આ બે અજાણી સ્ત્રીઓને જોઈ તેથી વિચાર કર્યો કે ખેલ બગડી ગયો.

મોહિનીએ આવેલામાંના એક જણને ઓળખી કાઢયો તેને કાંઇ વહેમ પડયો. તેણે કોઈ દેખે નહિ તેમ તરત જ પોતાની ભોજાઇ ડાહીલક્ષ્મીના કાનમાં કાંઇક કહી ઉઠી અને ચંદનલક્ષ્મીને કહ્યુંઃ ભાભી, છોકરો રડતો હશે માટે હું તો જઉં છું. ઘેર જઇને આવુંછું. આમ કહી જવાબની રાહ જેયા વગર જ તે ત્યાંથી ઉઠી.

તેના ગયા પછી થોડીવારે એક ગાડી ચકલે ઉભી રહી તેમાંથી એક બાઇ ઉતરી ઘરમાં આવી. આ બાઇની ઉમ્મર ત્રીસેક વર્ષની હતી. તેનાં કપડાં લત્તાં ઉપરથી તે કોઇ ગૃહસ્થ કુટુંબની હશે એમ જણાતું. તેને જોઇ આવેલા પૈકી એક જણે કહ્યુંઃ લ્યો, આ તમારી ભાભી પણ આવી પહોંચ્યાં. ચંદનલક્ષ્મીનું કાળજું તો થરથરતું હતું. હૃદયના ધબકારા વધી ગયા હતા. તે ધારતી હતી કેઃ ભાઈ શેઠ રોજ બે પાંચ રૂપીઆ આપી જાય છે તો તેને ઘેર જઈશું તો વળી કેટલુંય આપશે. પણ આજે ડાહીલક્ષ્મીના આવવાથી સર્વ બાજી ધુળમાં મળી જવા જેવી લાગી. તે આઘીપાછી થતી અને ક્યારે ડાહીલક્ષ્મી ઘેર જાય તે ઇચ્છતી ડાહીલક્ષ્મી તો કાંણુ જાણે મોહિની શું કાનમાં કહીને ગઇ હતી કેઃ ચુંદરની ગારની માફક ઉઠતી જ નહોતી. કલાક તો વીતિ ગયો. સર્વે જમીને જવાનાં હતાં પણ હજુ કોઈ ઉઠતું નહિ. બધાં એક બીજાના સામું જેવા લાગ્યાં, શું કરવું તે સમજ ન પડી. ડાહીલક્ષ્મી તો જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ બેઠી બેઠી ડાહી ડાહી વાતો કરવા લાગી.

છેવટે ચંદનલક્ષ્મી અને પેલી દાસી દીવાળી અકળાયાં. ચંદનલક્ષ્મીએ કહ્યુંઃ અલિ ડાહી ભાભી, આજ તો તું કંઇ બહુ બેઠી, છોકરાની કાંઇ દયા આવે છે કે નહિ. જા હવે મોડું થયું છે, છોકરો રડતો હશે. વળી કાલે આવજે. આ સાંભળી પેલી બાઇ દીવાળીએ પણ કહ્યું કેઃ હા બા, ખરી વાત છે. જાવ હવે છોકરો રડતો હશે. આ વાત ડાહીલક્ષ્મીએ સાંભળી ન સાંભળી કરી, કોણ જાણે કે મોહિનીએ તેને શું કહ્યું હતું કે તે ઉઠતી જ નહોતી. ફરી પણ તેને ચંદનલક્ષ્મીએ જવાનું કહ્યું એટલે તેણે કહ્યુંઃ કેમ ભાભીજી, આજે હું બેઠી છું તે નથી ગમતું કે શું ? અમે જાણીએ કે લાવો આજે ભાભીજી પાસે જઇએ તો તમે ઉઠ કહેતાંય શરમાતાં નથી. વળી મોટી બેન ગયાં છે તે છોકરાને લઈ હમણાં અહિં આવશે.

ચંદનલક્ષ્મીએ જાણ્યું કે: આ વાત તો બગડી, આ રાંડ ઉઠતી પણ નથી. અને મારાથી જવાતુંય નથી. થોડીવારે એક માણસ વળી આવ્યો અને પેલા બેઠેલા માણસને કહ્યું કે: સર્વ તૈયારી કરી રાખી છે માટે હવે પધારો આટલું કહી ચાલ્યો ગયો. એટલે પેલા બે માણસો ઉઠી ચાલતા થયા. પણ પેલી આવેલી બાઇ બેસી રહી. ડાહીલક્ષ્મીતો આ બધી શી ખટપટ છે તે સમજી શકી નહિ. તે માત્ર મોહિનીના કહેવા પ્રમાણે બેઠી બેઠી જોયાજ કરતી. છેવટે ચંદનલક્ષ્મી કંટાળી અને છએક વાગ્યા એટલે બોલી, આજે તો મહાદેવનાં દર્શન કરવા જવું છે. માટે ડાહી ભાભી તારે આવવું હોય તો ચાલ. મારી સાથે આ બાઈ એમના ભાઇબંધની સ્ત્રી છે. તે પણ આવે છે. એમ કહી કપડાં પહેરી તૈયાર થઇ. એટલે ડાહીલક્ષ્મીએ કહ્યું: હા, હમણાં મોટી બેન આવે એટલે જઇએ. હું પણ આવીશ. આમ છતાં તે ઉઠી નહિ.

હવે તે કેવી રીતે જાય અને ઘરમાંથી બહાર જવાય તેનો ચંદનલક્ષ્મીને વિચાર થઈ પડયો.

( અપૂર્ણ. )

---

# वनस्पतिविज्ञान.

## ઇન્દ્રવ ણાં—इन्द्रवारुणी.

( અનુસંધાન ગતાંકથી. )

---

ધાવણ ચઢવું—ઇન્દ્રવરનાં મૂળ વાટી તેનો જાડો લેપ કરવાથી સ્ત્રીની છાતીમાં ધાવણ ચડી જવાથી થનારી પીડા શાંત થાય છે.

રક્તગુલ્મ—ઇન્દ્રવરણીનું મૂળ અરીઠાના પાણીમાં ઘસીને પીવાથી અથવા ઇન્દ્રવરણીનું મૂળ યોનિમાં રાખવાથી સ્ત્રીઓનો રક્તગુલ્મ મટે છે.

પાઠુ—કડવી ઇન્દ્રવરણીનાં મૂળ ઘસી તેનો લેપ કરવાથી પાઠુ અને ફોલ્લા મટે છે.

નખ પાકવો—ઇન્દ્રવરણીનાં મૂળ, ફુલ અને કેરકચોરૂ વાટી ગોમૂત્રમાં મેળવી લેપ કરવાથી મટે છે.

બાળકોને ભાર રહેવો—ઇન્દ્રવરણીનાં મૂળ ઘસી તેનો પેટ ઉપર લેપ કરવો અને સમુદ્રફળ ગાયના દૂધમાં ઘસી થોડું પાવું તેથી ઉલ્ટી થશે અને રેચ થઇ સર્વ મળ નીકળી જશે.

ગંડમાળ—ઇન્દ્રવરણીનાં મૂળની છાલ અને કડવા સરગવાની છાલ સરખે ભાગે એકત્ર વાટી તે ગુમડાં ઉપર ચોપડવાથી ગંડમાળ મટે છે.

જલ્દી પ્રસવ થાય—ઇન્દ્રવરણીનું મૂળ સ્ત્રીને ચોટલે બાંધવાથી જલ્દી પ્રસવ થાય છે.

પેટ ફુલવું—ઇન્દ્રવરણાને ભેંસના દૂધમાં ઘસી તે થોડું થોડું પાવું અને ભેંસના

મૂત્રમાં રાંધી તે મૂત્ર સાથે ઘુંટી તેમાંથી એકેક વાલ અને સંચોરો ૧ રતીભાર બંને સાત દિવસ મદ સાથે ચાટવાથી પેટ ફુલેલું મટે છે.

ઉદરસ—ઇન્દ્રવરણામાં મરી ભરી તે છાપરા ઉપર મૂકી સુકવવું પછી તેમાંથી રોજ સાત મરી, મદ અને પીંપર સાથે ખાવાથી ઉદરસ મટે છે.

વાળ કાળા થઈ વધે—ઇન્દ્રવરણાના બીનું તેલ માથે ચોપડવાથી વાળ વધે છે અને કાળા થાય છે.

બરોળ—ઇન્દ્રવરણાના ફળમાં મીઠુ ભરી તેના ઉપર મઉનો લોટ ચોપડી પછી ચુલામાં બાફવું. ફળ બળી ન જવું જોઇએ. પછી તે ફળને મીઠા સહિત વાટીને ભૂકો કરવો તેમાંથી ૦। થી ૦॥ તોલો પાણી સાથે રોજ સવારે ખાવાથી બરોળની ગાંઠ મટે છે.

ઝાડો પેશાબ છુટે—ઇન્દ્રવરણાનું મૂળ ૦॥ તોલો પાણી સાથે પાવાથી ઝાડો કે પેશાબ બંધ થયો હોયતો તે એક પહોરમાં છુટી જાય છે,

જલંધર—ઇન્દ્રવરણાનું એક તાજુ ફળ બશેર પાણીમાં ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ગળીને તે પાણી પીવાથી જલંધર મટે છે.

સોજા—ઇન્દ્રવરણાનું મૂળ પાણીમાં ઘસી ગરમ કરી લેપ કરવાથી સોજા મટે છે.

અંતરગળ—ઇન્દ્રવરણાને છુંદીને લેપ બનાવી ૬ દિવસ સુધી ગોળી ઉપર બાંધેતો અંતરગળ મટે છે.

રેચક સરબત—ઇન્દ્રવરણાંની છાલ ૨ ભાગ, પાણી ૧૦ ભાગ ઉકાળી બે ભાગ રહે ત્યારે છાલ જેટલી ખાંડ નાંખી સરબત બનાવી બે તોલા સરબત પાણી સાથે પીવાથી રેચ લાગે છે.

સાપનું ઝેર—ઇન્દ્રવરણાના તાજા ફળનો રસ ૧ તોલો સાપ કરડગો હોય તે દરદીને પાવો અર્ધો કલાક પછી ઉલ્ટી થઇ ઝેર ઉતરી જાય છે. શરીર તપી આવે તો નવટાંક ઘી પાવું અને ઉંઘવા દેવો નહિ.

અજીરણ મટી ભૂખ લાગે—ઇન્દ્રવરણાનું ફળ લઇ તેની અંદર બાખડુ પાડી તેમાં ફળનાથી ૧૬ મો ભાગ અજમો અને ૧૬ મો ભાગ કાળાં મરી ભારી પછી બાખડુ મારી સુકવવુ સુકાયે તેનું ચુર્ણ કરી તેમાંથી ૦। તોલો પાણી સાથે ખાવાથી અજીરણ મટે અને ભૂખ લાગે.

દાંત દુખવા—તેના મૂળનો ભૂકો દાંતે ઘસવાથી દાંતનો દુઃખાવો મટે છે.

હરસ—ઇન્દ્રવરણાનાં મૂળ પાણીમાં ઘસી હરસ ઉપર લગાવવાથી હરસ મટે છે.

ચાંચડ જાય—ઇન્દ્રવરણાનાં પાન પાણી સાથે વાટી છુંદી તેનો રસ કહાડી છાંટવાથી ચાંચડ જાય છે.

આંખનાં પરવાળાં કે આંખમાં વાળ ઉગે છે તે—ઇન્દ્રવરણાના લીલા ફળમાં સુરમાનો કકરો ઘાલવો. તે ફળ સુકાય ત્યારે સુરમો અંદરથી કહાડી બીજાં લીલાં ફળમાં મુકવો. તે સુકાયે સુરમો અંદરથી કહાડી ત્રીજા ફળમાં મુકી સુકવવું. ત્રીજી વારના ફળને સુરમા સાથે બારીક ભૂકો કરીને આંખમાં આંજવાથી પરવાળાં મટે છે.

અંડવૃદ્ધિ—ઇન્દ્રવરણાનાં મૂળનું ચુર્ણ ૧ તોલો, દીવેલ ૨ તોલા, ગાયનું દૂધ ૪

તોલા આટલું એકત્ર કરી દરરોજ ખાવું. ત્રણ દીવસ ખાય તો આંડવૃદ્ધિ કે ગોળીનો સોજો મટે છે. ૨૦ દીવસ ખાય તો જન્મમાં ફરી આ વ્યાધિ થાય નહિ.

**સ્ત્રીના થાનમાં શક્તિ વધે**—ઇશ્વરિયાનાં મૂળને ચોખાના ધોવણમાં ઘસી ડીંટડીની આસપાસ થાન ઉપર લગાડવાથી સ્ત્રીના થાનમાં શક્તિ આવે છે.

વિશાલાચુર્ણની બનાવટ—ઇન્દ્રવરણાનું ચુર્ણ ૫ માસા, ગોમુત્ર સાથે ખાવાથી સર્વ પ્રકારના ઉદરરોગ તથા સ્ત્રીઓનો મૂઢ ગર્ભ (છોડ) મટે છે.

અપૂર્ણ.

---

# श्री चरकसंहिता—चिकित्सास्थान.

---

## गुल्मचिकित्सा.

( અનુસંધાન ગતાંકથી. )

---

### હપુષાદ્યઘૃત.

હપુષા ( **પલાશી** ) સુંઠ, પીંપર, મરી, મોટી ઇલાયચી, ચવક, ચિત્રક, સીંધાલુણ જીરૂં, પિપરીમુળ તથા અજમો એ સર્વનો કલ્ક કરવો, બીજોરાનો રસ, દહીં, દુધ, બોરનો રસ, મૂળાનો રસ, તથા દાડમનો રસ તે સર્વની સાથે પકાવેલું ઘી વાતજગુલ્મ, શળ, આફરો, યોનિદોષ, હર્ષ, ગૃહણીરોષ, શ્વાસ, ખાસી, અરૂચી, જ્વર, અને બસ્તિ, હૃદય તથા પાંસળીઓની પીડાને મટાડે છે. ૬૬, ૬૮, ૬૯.

પિપલ્યાદિ ઘૃત—પીપર દોઢ તોલો, દાડમ ૮ તોલા, ધાણા ૪ તોલા, ઘી ૨૦ તોલા, સુંઠ ૧ તોલો; અને દુધ ૧ શેર એ સર્વને સાથે પકાવીને જ્યારે દુધ બળી જાય અને માત્ર ઘી બાકી રહી જાય ત્યારે ઉતારી ગાળી લેવું. એ ઘી વાતજ ગુલ્મ, યોનીની પીડા, માથાની પીડા અર્શ અને વિષમજ્વરને મટાડે છે. ૭૦, ૭૧.

એ સર્વ ઘીમાં જે ઔષધી કહેલી છે તે સર્વનું ચુર્ણ ગોળી કે ઉકાળો બનાવીને ગુલ્મરોગમાં આપવાથી ફાયદો થાય છે. ૭૨.

બોર, દાડમ, તાપમાં રાખેલું પાણી, દારૂ દહીંની તોર, કાંજી, અને બીજોરાના રસ સાથે પકાવેલી કાંજી, શળ તથા આફરો ચઢયો હોય તો તેને નષ્ટ કરે છે, ૭૩

બીજોરાના રસમાં બીજોરાનું ચુર્ણ ઘુંટીને ગોળી કે ટીકડી બનાવી તેનું સેવન કરે તો ગુલ્મ અને આફરાની પીડા મટે છે. ૭૪

હિંગ્વાદિ ચુર્ણ—હીંગ, સુંઠ, પીંપર, મરી, કાળોપાટ, પલાશી (હપુષા ), હરડે, કચુરો, અજમો, ખુરાસાની અજમો, ડોકમ, અમલબેદ, દાડમ, પુષ્કરમૂળ, ધાણા, જીરૂ, ચિત્રક, વજ, જવખાર, સાજીખાર, સીંધાલવણ, સંચર તથા ચવક એ સર્વ ઔષધિયોનું એકત્ર ચુર્ણ કરીને જમતા પહેલાં મદ કે ગરમ પાણીની સાથે પીવું. અથવા તેમાં અનુપાનનો કાંઇ બાધ નથી. આ ચુર્ણના સેવનથી પાંસળી, હૃદય તથા બસ્તિની પીડા, વાત, કફજ ગુલ્મ, આફરો, મુત્રકચ્છ, ગુદા અને યોનિની પીડા, ગ્રહણી દોષ, અર્શ,

બરોળ, પાંડુરોગ, અરુચિ, છાતીનું જકડાઈ જવું, ઉદરસ, હેડકી, શ્વાસ, તથા ગલગ્રહ એ સર્વ રોગોનો નાશ થાય છે.

એ ચુર્ણને બીજોરાના રસમાં ઘુંટીને ગોળી બનાવવી. એ ગોળી ચુર્ણથી પણ વધુ ગુણ કરે છે. ૮૦

બીજોરાનો રસ, હીંગ, દાડમ, બિડલવણ, સીંધાલુણ, એ સર્વના ચુર્ણને સુરા (દારૂ) માં ઘુંટીને પીવાથી વાતગુલ્મનો નાશ થાય છે. ૮૧

કચુરો. પુષ્કરમુળ, હીંગ, આમલવેત, જવખાર, ચિત્રકમુળ, ધાણા, અજમો, વાવડીંગ, સીંધાલુણ, વજ (૮૨) ચવક, પિપરીમુળ, ખુરાસાની અજમો, દાડમ, જીરૂ, અજમોદ એ સર્વ ઔષધિયોનું ચુર્ણ કરીને ખાવું. (૮૩)

અથવા બીજોરાના રસ કે મદની સાથે એ ચુર્ણને ઘુંટીને ચણીબોરના જેવડી ગોળીઓ બનાવવી. (૮૪)

તેથી ગુલ્મ (ગોળો ચઢવો), પ્લીહા (બરોળ), આફરો ચઢવો, શ્વાસ, ખાંસી, અરુચિ, હીક, હૃદયનો રોગ, અર્શ, માથાના અનેક રોગ, (૮૫), પાન્ડુરોગ, મોમેથી કફ પડવો, સર્વ પ્રકારના ઝાડા, અને પાંસળીઓ, હૃદય તથા બસ્તિની પીડા એ સર્વ રોગોને આ ગોળી નષ્ટ કરે છે. ૮૬

બે તોલા સુંઠ, આઠ તોલા ફોતરાં સિવાયના તલ, અને ચાર તોલા ગોળ એ સર્વને એકત્ર ખાંડી, ઘુટી ગરમ દુધની સાથે પીવાથી (૮૭) વાતજ ગુલ્મ, ઉદાવર્ત, યોનિની પીડાનો નાશ થાય છે. જે વાતજ ગુલ્મમાં કફ સહાયક હોય તેમાં વારુણી મંડની સાથે દીવેલ પીવું જોઇએ. અને જે વાતજગુલ્મમાં પિત્ત સહાયક હોય તેમાં દુધની સાથે દીવેલ પીવું જોઇએ. ૮૮–૮૯

સોળ તોલા સુકા લસણને આઠગણા જળયુક્ત દુધમાં નાંખીને પકવવું જ્યારે પાણી બળી જાય અને માત્ર દુધ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ. પછી તે પીવું (૯૦)

એ દુધ પીવાથી જલ્દીથી વાતજ ગુલ્મ ઉદાવર્ત, ગૃધ્રસી (વાનેરોગ) વિષમ જ્વર, હૃદયના રોગ, વિદ્રધિ તથા શોથનો નાશ થાય છે. ૯૧

તેલ, મદ, ગોમુત્ર, કાંજી તથા જવખાર એ સર્વને એકત્ર મેળવી પીવાથી ગુલ્મ, ઉદરરોગ તથા આફરો મટે છે. ૯૨.

પંચમૂળના ઉકાળા તથા દુધની સાથે શિલાજીત પીવાથી વાતજગુલ્મનો નાશ થાયછે.

પીંપરનો ક્વાથ તથા મુળાના રસની સાથે ઘીયુક્ત જવનો મન્ડ (ચૌદગણા પાણીમાં પાક કરેલા ચોખા કે બીજું અન્નનો જે પાતળો રસ તૈયાર થાય છે તેને મન્ડ કહે છે.) તે પીવાથી ઉદાવર્ત તથા વાતજ ગુલ્મનો નાશ થાય છે. ૯૪

અપૂર્ણ.

# ખેતીવાડી માટે ઢોર.

બળદઃ—

હિંદમાં ખેતીવાડી માટે મુખ્ય ઢોર બળદ, ગાયો અને ભેંસો છે. સને ૧૯૧૩–૧૪ના રિપોર્ટ પ્રમાણે બ્રિટિશ હિંદમાં બળદની સંખ્યા ૪,૮૦,૦૦,૦૦૦ હતી. એમાંથી ૩,૨૦,૦૦,૦૦૦ એટલે લગભગ બે ત્રતીયાંસ જેટલા બળદ નાના અને નિરૂપયોગી હતા. ખેતીના કામમાં આવે તેટલા માત્ર ૧,૬૬,૦૦,૦૦૦ બળદ હતા. આ સંખ્યા દેશની ખેતી માટે ઘણીજ ઓછી ગણાય. હિંદમાં દરવર્ષે ૨૨,૦૦,૦૦,૦૦૦ એકર જમીન ખેડાય છે.

આ હિસાબે દર ૨૭ એકરે એક જોડ બળદ સરેરાસ ગણાય. પણ એવું જણાવાય છે કે દર બે એકરે એક જોડ બળદ જોઇએ. આથી ચોખ્ખી ખાત્રી થાય છે કે હિંદમાં ખેતી માટે પુરતા બળદ નથી. ખેડવા માટે જેટલા બળદની જરૂર છે તે પ્રમાણમાં ઘણુજ ઓછા છે. અને તેથીજ બળદની કિંમત ઘણી ભારે થઇ પડી છે. ઉપરના આંકડા બતાવવાનો હેતુ એ છે કે હિંદમાં ખેતીની કેવી દશા છે- પણ આ એટલુંજ પૂરતું નથી. જેટલા બળદ મળે છે તેટલા પણ સારા અને તંદુરસ્ત હાલતમાં હોતા નથી. આનું શું કારણ? એનું મુખ્ય કારણ એ છે કે ઢોર વાસ્તે પૂરતો ખોરાક નથી.

**ગાય તથા ભેંસ:—**

દૂધ આપનારાં ઢોર પણ ઓછાં હોવાથી દૂધ ઘણુંજ ઓછું મળે છે. થોડાંક વર્ષ પહેલાં દૂધ ૬ પાઇએ શેર મળતું. તે આજે ગામડાંમાં પણ ૧૮ પાઇએ શેર નથી મળતું. તેથી હિંદનો મુખ્ય ખોરાક દૂધ, ઘી તે પણ હવે મળવો કઠિન થઈ પડ્યો છે. આના પરિણામે લોકોના મર્મ ભાગનાં દરદ થયાં. અને કોલેરા, મેલેરિયા ને ઇન્ફ્લુએંઝા જેવા રોગ ફાટી નીકળ્યા. હવે તો ખેતી માટેનાં અને દૂધ દેનારાં ઢોર તરફ જો બિનકાળજી રાખીએ તો જરૂર પ્રજાએ આપઘાત કર્યો કહેવાય.

ઉપાયો—૧ કાનડા અને અમેરિકાની પેઠે ખેતીવાડી ખાતા તરફથી એક એવી શાખા ઉઘાડવી જોઇએ કે તે દેશનાં ઢોરનો જથ્થો વધારવા પ્રયત્ન કરે.

૨ જંગલનો કેટલોક ભાગ ચરા માટે ખુલ્લો રાખવો. અહિં પણ ખેડુતોને કેટલી મુશ્કેલીઓ છે. દેશમાં રસ્તા સારા ન હોવાથી દૂર સુધી ઢોરને ચરાવવાં લઇ જવાં અઘરાં પડે છે. તેથી દરેક ગામને પાદરે ઢોરોને ચરવાને પડતર જમીનો રહેવી જોઇએ. સરકારે આ ટુકડા ખરીદી લઇને વગર ભાડે લોકોને વાપરવા દેવા જોઇએ.

૩ ઉનાળાની મોસમમાં પાણીનો જથ્થો ઓછો હોય છે. દુષ્કાળ અને દુઃખના દિવસોમાં આ બાબત ઘણીજ ખટકે છે. એટલું તો નક્કીજ છે કે આવા દિવસોમાં ઢોરોને પીવા સારૂં પાણી પણ પૂરૂં મળતું નથી. તેથી લાખો ઢોર મરી જાય છે. ખાનગી ઉદારાણું કરવાથી આ મુશ્કેલી ટળે. ગામને તળાવ બંધાવી આપવામાં પુણ્ય છે એ જૂની માન્યતામાં કંઇક હેતુ છે અને એવી માન્યતા ચલાવવા પ્રયત્ન થવા જોઇએ. જીલ્લાબોર્ડ અને તાલુકાબોર્ડદ્વારા સરકારે વધારે કુવા અને વધારે તળાવ ખોદાવવા જોઇએ.

## હિંદમાં ખેતીમાંથી કસ ગયો શું ?

હિંદની ખેતીવાડીની સ્થિતિનું નીચે પ્રમાણે બયાન થઇ શકે:—

૧. હિંદની જમીનનો મોટો ભાગ રસકસ વિનાનો થયો છે અથવા થાય એવી સ્થિતિ છે.

૨. ખાતામાં ઉપયોગી થાય એવી કેટલીક વસ્તુઓ દેશની બહાર એટલી ભારે કિંમતે મોકલી દેવાય છે કે પરિણામે હિંદનો નાનો ખેડુત એટલી કિંમત આપીને તે ખરીદી શકતો નથી.

આ ખોટ પૂરી પાડવાને (अ) એવી વસ્તુઓ જતી અટકાવવી અને (ब) નાઇટ્રોજન બેસે થાય એવી રીતોથી ખાતર બનાવાય તો દેશની જમીનને ઘણો ફાયદો થાય. (क) ફોસ્ફરસ ઉત્પન્ન થાય એવી વસ્તુઓનો દેશમાંથી ઉપયોગ કરવો.

---

Registered No. B, 1081.

થોડાજ વખતમાં બહાર પડનાર અતિ ઉત્તમ પુસ્તક

# સ્વધર્મનિષ્ઠ દૈવિ જીવન

અને

## ધર્મસંસ્થાપક મહાપુરુષોનાં જીવન વૃત્ત

આ પુસ્તક છપાય છે થોડાજ વખતમાં બહાર પડશે. તેની અંદર મનુષ્ય સ્વધર્મનિષ્ઠ બની ઉત્તમ જીવન કેવી રીતે ગાળી શકે તે સબંધી ઉત્તમ દ્રષ્ટાંતો સહિત વિષયો છે દરેક મનુષ્યે ધર્મનિષ્ઠ થવુંજ જોઈએ. બાળકોને નાનપણથીજ ધર્મ પ્રતિ શ્રદ્ધાવંત બનાવવા, ઉચ્ચ અને દૈવીજીવન ગાળતાં કરવાં. સંસારમાં ઉત્તમ જીવન ગાળી સુખી થઇ આનંદનો અનુભવ કરવો એ દરેકને ગમે છે તે માટે મનુષ્યે શું કરવું તેનું અપૂર્વ વર્ણન આ પુસ્તકમાં છે. આ પુસ્તકની અંદર હિંદુધર્મમાં થઇ ગયેલા ઇશ્વરના ૨૪ અવતારોનું વર્ણન, તેમણે કરેલાં કાર્યો, શ્રી કૃષ્ણનું જીવનચરિત્ર, શ્રીરામચંદ્રનું જીવનચરિત્ર, બુદ્ધદેવનું જીવન ચરિત્ર, શ્રીમાન શંકરાચાર્ય, શ્રીમાન વલ્લભાચાર્ય, શ્રીમાન રામાનુજાચાર્ય, શ્રીમુકતાનંદ સ્વામી, કબીર, નાનક, રામાનંદ સ્વામી, શ્રીમાન નૃસિંહાચાર્યજી, ગૌરાંગપ્રભુ, દયાનંદ સરસ્વતી, મહમદ પેગમ્બર, ઇશુખ્રીસ્ત, જરથોસ્ત વિગેરે ધર્મ સંસ્થાપક મહાપુરુષોનાં જીવન ચરીત્રોનો સંગ્રહ છે તે ઉપરાંત કર્તવ્યશીલ અને ધર્મનિષ્ઠ મહાપુરુષો, શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, શ્રીરામતીર્થ, જ્ઞાનદેવ, તુકારામ, એકનાથ મહારાજ, વિગેરે મહાપુરુષોનાં જીવનચરિત્રોનો સંગ્રહ છે એકંદરે ૧૫૦ ઉપરાંત મહાપુરુષોનાં જીવન ચરીત્રોનો સમાવેશ છે. તે વાંચવાથી મનુષ્ય તેમના જેવું આદર્શમય જીવન ગાળી શકે છે. જુજ નકલો છપાશે. ગ્લેઝ કાગળો પાકુ પુઠું કીમત રૂ. ૫—૦—૦ છતાં હાલમાં ગ્રાહક થવા ઇચ્છનાર પાસે માત્ર રૂ. ૪—૦—૦ જ લેવાશે. તમારે માટે, તમારાં સ્ત્રીપુત્રાદિ માટે, તમારા સ્નેહિ મિત્રો માટે આજેજ આ પુસ્તક મંગાવો તેની અંદર જુદા જુદા દરેક ધર્મનાં રહસ્યો અને તે તે ધર્મના સંસ્થાપક આચાર્યો અને મહાપુરુષોનાં, ધર્મ ધરાવનારી મહાપુરુષોનાં જીવન ચરીત્રોના વિસ્તારવાળો સંગ્રહ હોવાથી દરેક મનુષ્ય પોતાના તેમજ પારકા ધર્મનાં રહસ્યને સમજી શકે છે. અને ધર્મનિષ્ઠ બને છે આ પુસ્તક જોવાથી જ તેની ઉપયોગીતાની ખાત્રી થશે. થોડાજ વખતમાં બહાર પડશે. આશા છે કે આજેજ મંગાવવા માટે અગાઉથી નામ નોંધાવો.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# મહાત્મા ગાંધી

અને

## હિંદના મહાન નરરત્નો.

આ પુસ્તકમાં મહાત્મા મોહનદાસ ગાંધીજીનું જીવન ચરિત્ર છે. તેમજ પંડિત મોતીલાલ નેહેરૂ, દેશબંધુ ચિત્તરંજનદાસ, લાલા લજપતરાય, પંડિત મદનમોહન માલવીયા, લો. મા. તિલક, દાદાભાઈ નવરોજજી, શ્રી અરવિન્દઘોષ, સર ફીરોજશાહ મેહેતા, શ્રીયુત ગોખલે વિગેરેનાં જીવન ચરીત્રોનો સંગ્રહ છે. કાગળ ગ્લેઝ, પાન ૨૬૪, પાકુ પુઠું, તીલક અને ગાંધીજીના ફોટા સાથે કીંમત રૂ. ૧–૮–૦ છે તે ભાગ્યોદયના ગ્રાહક થનારને માત્ર રૂ. ૧—૦ માંજ અપાય છે

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

આ માસિક છોટાલાલ દેવશંકર દવેએ અમદાવાદ-ખાડીઆમાં આવેલા પોતાના " શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ " માં પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી પોતે પ્રસિદ્ધ કર્યું.

રીત, છીંકણી બનાવવી-સુગંધી, કસ્તુરીની મકરાસી વગેરે અનેક જાતની તપખીર બનાવવાના પ્રયોગો, મોજું કાપડ બનાવવાની, પીળા મીણને સફેદ કરવું, તંબુ કે કેનવાસ પાણીમાં ન પલળે તેવા કરવાના વગેરે અનેક પ્રયોગો, બનાવટી સ્લેટ અને પેન્સીલ બનાવવી ફોડવાનું દારૂખાનું બનાવવાના અનેક પ્રયોગો જાદુઈ સાપની સળીયો બનાવવી. દાટેલું ધન શોધી કાઢવાના અનેક પ્રયોગો તથા તે ક્યાં દાટ્યું છે તે જાણવાની વિદ્યા, કેટલાક ચમત્કારી પ્રયોગો, દિવ્યદૃષ્ટિ, જળપ્રવેશ, મૃતસંજીવન, અગ્નિપ્રવેશ, આકાશગમન વિગેરેના જાદુઈ પ્રયોગો, પાણીમાં ભડકા કરવા, દેવતાને પકડવો, રંગ ઉડાડી દેવો, ભડકા બનાવવા લોઢી ગરમ જાદુઈ દીવો. પૈસો ચોંટાડવો, વગર દેવતાએ ચા કે રસોઈ બનાવવી વિગેરે કેટલાક ઉપયોગી પ્રયોગો લીંબુનો રસ ટકાવી રાખવો, સરેસ કે ગુંદરનું પાણી ટકાવી રાખવું, ગુલાબનાં ફુલ તાજાં રાખવાં, બદામ તાજી રાખવી, ઘી જાળવી રાખવાં, સ્વદેશી શાહી બનાવટ, બરફ બનાવવો, તુરત આમ ઓગળવી, તીડનાં ઉપદ્રવ દુર કરવાં, છીંગડાના છીપ જેવાં બટન બનાવવાં, લાકડાનાં બટન શીંગડાં જેવાં બનાવવાં, રબરસ્ટેમ્પ બનાવવાં દુધમાંથી માખણ વધુ નીકળે તેવા પ્રયોગો, વીજળી બનાવવી, કાનમાંથી કીડા, માથામાંથી જુ ઓઆ કાઢવાની રીત, વીજળીની અગુંઠી બનાવવી, ખારી સુંઠ, પીપર બનાવવી, સીગારેટ બનાવવાની રીત બીડીઓ બનાવવી, ઘાસ બનાવવા, તકતા તૈયાર કરવા, કાચ સાથે ધાતુ ચોંટાડવી, ફોટાને ચોંટાડવાનું [illegible] રાગ સુધારવાના પ્રયોગો, ખાસના દીવા કરવા વીજળીનું તાવીજ કરવું, દારૂ છોડાવવાના પ્રયોગો, અફીણ છોડાવવાના પ્રયોગો, કપુરની માળા અને પ્યાલો બનાવવો, પારાનો પ્યાલો બનાવવાની પાંચ બનાવટ, ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવાની દવા, મસા કાઢી નાખવાની દવા, મજીઠ, ઘી અને ગુલાબી દંતમંજન બનાવવું, સોનાના વરખ બનાવવાના પ્રયોગો.

ભાગ ૧૦ મો—વૈદક પ્રયોગો—દરેક પ્રકારના એસેન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ જેવી કે કાર્બોનેટ ઓફ એમોનીયા, કાર્બોનેટ સોડા, લાઇમ, ઓક્સાઇડ ઓફ આયર્ન, નાઇટ્રેટ ઑફ ચ મન, ક્લોરાઇડ ઓફ ગોલ્ડ, લાઇમજ્યુસ, ખાંડનો સરકો, પોટાસ બનાવવો, માઉટપીલ્સ, બ્લીસ્ટર કોલોજન, કોલેરા મીક્ષ્ચર, દાદરનો મલમ, ક્લોરોફોર્મ, ક્વનાઈનની ગોળીઓ, ફોસ્ફરસપીલ્સ, આયર્નપીલ કમ્પાઉન્ડ આયર્ન મિક્ષ્ચર, સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રેટ ઓફ પોટાસ, ક્વિનાઇન આયર્ન મિક્ષ્ચર, ઑક્સાઇડ ઓફ કોપર, પેનકીલર, ક્લોરોડાઇન, સાઇટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કાર્બોનેટ ઓફ રોઝ, નાઇટ્રીક એસીડ, સલ્ફ્યુઆર્ટિક એસીડ, ફોસ્ફરસ, ઉમીયાની ટોનીક પીલ્સ, ઇસ્ટન્સપીલ્સ, ઇસ્ટન્સસીરપ, સાસાપરીલા, બાલામૃત, ખરજવાનો મલમ, મેથોલ બામ, મેન્થોલ અર્ક, હેરડાઇ (૨) વાળ ધોવાનું પાણી, આમનાશક સાબુ, બાલનાશક તેલ, બાલનાશક અર્ક, તાપુબવટી, બહેરાપણાનું તેલ, બાલ ગોળી, પારાનો મલમ, કાળોમલમ, સાદોમલમ, લસણનો મલમ, ફટકડીનો, માયાનો, હીરાકસીનો, દાઝ્યાનો ટરપનટાઇનનો વિગેરે મલમ બનાવવા.

ભાગ ૧૧ મો—આયુર્વેદિય દવાઓ, તેમાં તમામ પ્રકારના ક્વાથ, ઘી, ચુર્ણ ગુટિકાઓ ગુગળ, આસવ, અવલેહ, અરીષ્ટ, ભસ્મો, રસો ને માત્રાઓનો સમાવેશ છે ઉપરાંત દરેક જાતના ક્ષારો કાઢવાની રીત પાકો મુરબ્બા, અથાણાં, ચટણી વગેરેની બનાવટો.

ભાગ ૧૨ મો—ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો. જેમાં દરેક માણસ ધનવાન થઇ શકે છે ધનવાન થવા માટે કોનો આશ્રય ગ્રહણ કરવો. ધનવાન થવાના કેટલાક ઉપાયો, ધનવાન બનાવનાર માનસિક ક્રિયા ધનવાન થવા માટે ઇશ્વર પાસે કરવાની માગણીનો વિધિ, ધનવાન થવા માટે શારીરિક ક્રિયા, ધંધો, ધનવાન બનાવી શકે તેવા નિયમો, સિદ્ધિ લાભ વગેરે.

ભાગ ૧૩ મો—જેમાં અનેક ગરીબમાંથી ધનવાન થયેલા પુરૂષોનાં જીવન ચરીત્રોનો સમાવેશ છે. તે વાંચી ધનવાન થવા ઇચ્છનારે શીખવા યોગ્ય અનેક વાતો જાણી શકાશે.

આમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવીન અને હજારો રૂપિયા ખર્ચતાં શીખી ન શકાય તેવા હતા તે પણ દાખલ કર્યા છે. કીંમત માત્ર રૂ. ૧૦-૦-૦ પો. ૦-૮-૦ ( તેર ભાગ ભેગાજ છે )

કંસારાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે. જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નર અભ્યાસ લીધા જેમાં હું ઘણોજ ફતેહમંદ થયો છું. ને આપનો આભાર માનું છું, ધનવાન તે ધન જ છે આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે.

છોટા ઉદેપુરથી—અબ્દુલ હુસેન શમસુદીન લખે છે કે—ધનવાન નામનું પુસ્તક તેની મહેનત ને કીમત રૂ. ૧૦ રાખી હોત તો પણ થોડી છે. આપે તે બનાવી દેશી ભાઇઓને ઉત્તેજન આપ્યું છે. ગુણ ભરેલ ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઇ શકાય તેમ છે.

છોટાલાલ સ્વરાકર દવે, ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

## ને માટે વિદ્વાનો શું કહે છે ?

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલા હિન્દુ, મુસલમાન, જૈનો વિગેરેના યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય, ઇતિહાસીક માહિત, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતિર્થ, સિંધ, હીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, ઇંદોર, મથુરાં, આગ્રા, દિલ્હી, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બાદ્રીકેદારનાથ, શ્રીનગર–કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબળી, નાસક, ત્રંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુક્લતિર્થ, ડાકોર, દ્વારકા, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ. યાત્રાનાં લગભગ ૨૫૦ સ્થળો તથા બીજાં વેપારનાં અને જોવા લાયક ૮૫૦ સ્થળોનું વર્ણન છે.કીં. રૂ. ૭–૦.

વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ—બી. એ. એલ. એલ. બી. લખે છે કે: હિંન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને શુશોભીત છપાઇ તથા બાંધણીવાળું પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરફે ગરજ સારે એવા પુસ્તકની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે. રેલ્વે, રસ્તા વિગેરેની માહતી સંપૂર્ણ છે એટલુંજ નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઇતિહાસ એ વગેરે બાબતોની માહતી પણ જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે.

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સંઘને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની સાથે રાખવા જેવું છે. આવાં સારાં અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડતો હશે તથા ખર્ચ કરવું પડતું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્યવાદ છે. આપનાં પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બર આવે એમ અંતઃકરણ પૂર્વક ઇચ્છુ છું.

મુંબાઇ સ્મૉલકૉઝ કોર્ટના વડા જડજ સાહેબ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—એ; એલ, એલ. બી. લખે છે કે: હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી થાય એવું છે. વાંચનાં ઘણોજ રસ પડે છે. જરૂરી ખબર બધીજ એમાંથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે એની શોભા વધી છે. ને એમાં નકશો હોવાથી એની એની કદરદાની ઘણીજ થવી જોઇએ. ગુજરાતીમાં અત્યાર સુધી તિર્થયાત્રાનાં જે પુસ્તકો બહાર પડયાં છે, તેમાં તમારૂં પુસ્તક પહેલી પંક્તિમાં મુકવા લાયક છે.

સુરતવાળા રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રીન્સીપાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કે:

" રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આનંદ થયો છે. યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવું, દરેક જાતની હકીકતથી ભરેલું એક પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ માહીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવાના માર્ગ વગેરે બધી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક ઓપુરુષોને તેમજ અન્ય સામાન્ય વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં રચાય છે, પરંતુ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે તે વાચક વર્ગપર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રાળુઓને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક થશે.

આ સિવાય અનેક પ્રસિદ્ધ વિદ્વાનોનાં તેમજ શારદાપીઠના જગદ્ગુરુ શંકરાચાર્ય અને કાંચી પ્રતિવાદી ભયંકર મઠના શ્રીમદ્રામાનુજાચાર્યજી વિગેરે ધર્માચાર્યોના પણ અનેક પ્રમાણ પત્રો મળ્યાં છે. આજે મંગાવો.

વ્યવસ્થાપક ભાસ્પોદય—અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] જુન-જુલાઈ. સને ૧૯૨૨. [ અંક ૪-૫ મો.

## ज्ञातव्यना अनुभव पछी अन्यने ज्ञाननो करेलो उपदेश फळजनक थाय छे.

( માનવ દેહમાં જીરે, એ લય. )

શોધી સત્યને, જીરે પછી આ વિશ્વને સુધારજો;
મધ્યબિંદુ હાથ કરજો, રડવડો નાહ બહાર. શોધી૦

મધ્યબિંદુમય જીવન જો આપણું થઈ જાયજી;
ગુરુત્વાકર્ષક નિયમથી ખેંચાશે સમુદાય. શોધી૦

સૂર્યનું જીવન જુઓ, શીખવે ખરૂં વેદાંત જી,
બળ અહી પામે ઉદય કંઈ કરે ન જાહેરાત. શોધી૦

સૂર્ય આ ઉગતાં સચેતન, જગત્ તત્ક્ષણ થાય જી;
ખીલે પુષ્પો, વહે નદીઓ જનો જાગી જાય. શોધી૦

પૂર્ણ જીવનશક્તિથી ભરપૂર રહે રવિ નિત્ય જી;
વિશ્વથી નિઃસ્પૃહ રહે પણ, વિશ્વ ધરતું પ્રીત. શોધી૦

જીવનચર્યા આવી કરજો, સત્યનો કરી શોધજી;
મૂકી રહેશો પણ તમારો, જગત શુણશે બોધ. શોધી૦

પરીધમાં ભ્રમતાં કદી નવ, સત્ય અનુભવ થાયજી;
મધ્યબિંદુ નિજાત્મમાં ઠર્યે, સત્યરૂપ થવાય. શોધી૦

धी ज. देवी.

## मानवी.

માનવી! વજ્ર થા ના વીંધાઇશ કદી, તુજતણા દુઃખના કોટિ બાણે;
માનવી! કુસુમ થા, જોઇ પરદુઃખને, ધા તરત તેમના પરિત્રાણે.

માનવી! સૂર્ય થા, જેથી સઘળું તિમિર, તુજથી આઘું આઘું જ ભાગે;
માનવી! તિમિર થા, અન્યના દોષ જવ, દેખવાનો સમય આવી લાગે.

માનવી! થૈ તું લ્હાવા તણો રસ, કરી ખળખળ (તુજ) કઇ પ્રદેશે પ્રસરજે;
માનવી! થૈ સુકોમલ સરિતનું ઝરણ, સર્વપર સ્નેહસિંચન તું કરજે.

માનવી! ક્રૂર થા, દુષ્ટ દોષાદિપ્રતિ તુજ ઉરે પ્રવેશાવીશ ન તેને.
માનવી! કરુણ થા, અન્યની ભૂલપર, આખરે એહ પણ જીવ છેને.

માનવી! અગ્નિ થૈ (તુજ) જ્વાળ, અજ્ઞાન ને અવિદ્યા ઉપર ફેલાવજે તું;
માનવી! ચન્દ્ર થૈ પોયણા સરીખડાં પ્રાણિપ્રતિ અમૃત ફેલાવજે તું.

માનવી! સકલ સંપત્તિ સંપન્ન થૈ, યોગીને યોગ્ય માગે તું તેને;
માનવી! વિશ્વમાં નિજ અને પરતણાં, રમ્ય કલ્યાણ કંઇ સાધી લેને. श्री र.




( અનુસંધાન ગતાંકથી )

## તૃતીય મુંડક.

### દ્વિતીય ખંડ.

આત્મઉપાસકને ફળ.

તે વિદ્વાન ઉત્કૃષ્ટ તથા સર્વ કામનાઓના આશ્રયરૂપ આ બ્રહ્મને જાણે છે. કે જે બ્રહ્મમાં સમસ્ત જગત્ રહેલું છે, જે શુદ્ધરૂપ છે તથા જેના પ્રકાશે કરી સર્વ પ્રકાશે છે. તૃષ્ણા આદિ કામનાઓથી રહિત જે મુમુક્ષુઓ બ્રહ્મજ્ઞાનની ઉપાસના કરે છે તે બુદ્ધિમાનો શરીરની ઉત્પત્તિના કારણરૂપ વીર્યનો ત્યાગ કરે છે. અર્થાત્ તેને માતાના ગર્ભમાં પ્રવેશ કરવો પડતો નથી. ૧

વિષયનું મનન કરતો એવો જે કોઇ કામનાઓની ઇચ્છા કરે છે તે પોતાની કામનાથી આવૃત્ત થયેલો તે તે વિષયોમાં જન્મને ધારણ કરે છે. પણ જેની કામના નિવૃત્ત થઇ હોય છે તથા વિષયમાંથી નિવૃત્ત થઈ વિદ્યાવડે જેનું મન સંસ્કારયુક્ત થયલું હોય છે, તેની સર્વ કામનાઓનો અંત આવે છે.

આત્મા વેદના જ્ઞાનવડે, બુદ્ધિવડે તેમજ અનેક પ્રકારનાં શાસ્ત્ર શ્રવણવડે લભ્ય થઇ શકતો નથી. આત્માને જે મુમુક્ષુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે તે અભેદદર્શી પુરૂષ વડે જ આત્મા પ્રાપ્ત થઇ શકે છે, તથા ગુરુની કૃપાવડે અનુગ્રહ કરાયલા મુમુક્ષુને આ પ્રકૃત આત્મા પોતાનું આનંદાત્મક સ્વરૂપ વ્યક્ત કરે છે. ૩

આ આત્મા બળથી રહિત એવા પુરુષથી પ્રાપ્ત થઇ શકતો નથી, પ્રમાદે કરી પ્રાપ્ત થઇ શકતો નથી, તે તપવડે પ્રાપ્ત થતો નથી તેમજ સંન્યાસ રહિત જ્ઞાનરૂપ તપવડે પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી. જે વિદ્વાન આ ઉપાયોવડે—બળ, અપ્રમાદ, સંન્યાસયુક્ત જ્ઞાનરૂપ ઉપાયવડે પ્રયત્ન કરે છે, તેઓ પ્રત્યક્ સ્વરૂપ ચૈતન્યાત્મા બ્રહ્મમાં પ્રવેશ કરે છે. ૪

જે ઋષિઓ આનંદરૂપ આત્માને મેળવી આત્મજ્ઞાને કરી તૃપ્ત થાય છે, જેઓએ આત્માનું જ્ઞાન પૂર્ણ રીતે પ્રાપ્ત કર્યું છે. જેઓએ રાગનો ત્યાગ કરી દીધો છે તથા જેઓ શાંત ચિત્તવાળા અર્થાત જીતેંદ્રિય છે, તે અધિકારી પુરુષો એકાગ્રચિત્તવાળા થઈ તથા સર્વ વ્યાપક બ્રહ્માત્માને સર્વત્ર પામી સર્વરૂપ એવા બ્રહ્મમાં પ્રવેશ કરે છે. ૫

વેદાન્તથી ઉત્પન્ન થયેલા વિજ્ઞાનના અર્થને જેઓએ સમ્યક્ પ્રકારે જાણ્યા છે, જેઓનું અંતઃકરણ કર્મ, ત્યાગ તથા યોગ અર્થાત બ્રહ્મનિષ્ઠાવડે શુદ્ધ થયું છે, તેવા સર્વ યતિઓ પોતાના છેવટના મૃત્યુ સમયે પરમ અમૃતભાવને પામે છે તથા બ્રહ્મમાં લય પામી જન્મમરણાદિના ફેરામાંથી તેઓ મુક્ત થાય છે અર્થાત્ ઉપાધિનો ત્યાગ કરી બ્રહ્મની સાથે એક ભાવને પામે છે. ૬

વિદ્વાનની મુક્તાવસ્થાને સમયે તેની પંદર કળાઓ–પ્રાણ, શ્રદ્ધા, પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ, ઇન્દ્રિયો, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ તથા લોક આ સર્વ કળાઓનો પોતપોતાના કારણમાં લય થાય છે. તથા સર્વે ઇન્દ્રિયોનો લય તેના અધિષ્ઠાતા દેવોમાં થાય છે, આ સમયે વિજ્ઞાન સ્વરૂપ એવો આત્મા તથા કર્મો બન્ને પરરૂપ, અવ્યયરૂપ તથા સર્વરૂપ એવા પરમાત્મામાં એકરૂપે થઇ જાય છે. ૭

જેની રીતે વહેતી નદીઓનો જ્યારે સમુદ્રમાં લય થાય છે ત્યારે તેઓ પોતાના નામરૂપાદિનો ત્યાગ કરે છે. તેજ પ્રમાણે અધિકારી મનુષ્ય શ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ એવા દિવ્ય પુરૂષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામરૂપાદિથી રહિત થાય છે.૮

જે કોઇ આ પરમબ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મરૂપ થાય છે. આવા બ્રહ્મવેત્તાના કુળમાં કદી બ્રહ્મને નહિ ઓળખનાર કોઇ પણ ઉત્પન્ન થતો નથી. તે શોક તથા પાપનું ઉલ્લંઘન કરે છે તથા હૃદયાકાશને વિશે રહેલા બંધનોમાંથી તે મુક્ત થઇ અમૃતરૂપ થઇને રહે છે. ૯

જેઓ નિષ્કામ કર્મ કરનારા હોય છે, વેદમાં જેઓ કુશળ છે તથા જેઓ સગુણ બ્રહ્મના ઉપાસક છે, જેઓ શ્રદ્ધાયુક્ત થઇ એક ઋષિ અર્થાત્ અગ્નિને હવિ આપે છે તથા જેઓએ શિરોવ્રત વિધિ પુરઃસર કર્યું છે તેવા અધિકારયુક્ત શિષ્યને જ ગુરૂએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઇએ. ૧૦

અંગિરા નામના ઋષિએ શૌનક મુનિને આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. જેણે પોતાનું (શિરોવ્રત) કીધું નથી, તેવા આ બ્રહ્મવિદ્યા સંબંધી ઉપનિષદ્નું કદી અધ્યયન કરવું નહિ. જે પરમબ્રહ્મનો સાક્ષાત્કાર જાણવાવાળા છે, તેવા મહાન ઋષિઓને હું નમસ્કાર કરૂં છું. ૧૧

॥ इति मुण्डकोपनिषद् समाप्त ॥

---

# મનુષ્યે પોતે પોતાનું હિત કેવી રીતે સાધવું ?

જે મનુષ્યોને પોતાની શક્તિનો વિશ્વાસ હોય, જેઓ બળપૂર્વક કોઇ પણ કામ કરી શકે તેમ હોય, જેઓ પોતાના કામમાં આવેલા વિઘ્નોની સામે થઈ શકતા હોય તેવા મનુષ્યો જગતમાં ઘણા થોડા હોય છે. આત્મબળની વાતો કરનારા ઘણા હોય છે પણ જેમનામાં આત્મબળ હોય તેવા ઘણા થોડા હોય છે. જેઓ પોતાની શક્તિ ઉપર આધાર રાખી કામ કરતા હોય, અને મહાન કાર્યો રહેલાઇથી ઉપાડી શકે તેવા ઘણા થોડા હોય છે.

ઘણા મનુષ્યો આવેલા અવસરને હાથમાંથી જવા દે છે. જેમનામાં આત્મબળ છે. જેમને પોતાની શક્તિ ઉપર શ્રદ્ધા છે તેઓ જગતમાં વિજય મેળવી શકે છે જેમને પોતાની સ્થિતિ ઉત્તમ પ્રકારની કરવાની ઇચ્છા હોય, અને પોતાની શક્તિયો ઉપર પૂર્ણ વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે પોતાની માનસિક સ્થિતિ સુધારવી જોઇએ અર્થાત પોતાને માટે ઉત્તમ વિચારો રાખવા જોઇએ.

જે મનુષ્યો પોતાને માટે તુચ્છ વિચાર રાખે છે તે પોતે પોતાની મેળેજ પોતાની હલકાઈ જણાવે છે. તે ઇશ્વરની નિંદા કરે છે. કારણ કે મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે. પોતે આત્મસ્વરૂપ છતાં પોતાની કિંમત હલકી આંકનારા આત્માનીજ હલકી કિંમત આંકે છે. ઘણા થોડાજ મનુષ્યો એવા હોય છે કે જે પોતાને માટે ઉત્તમ વિચાર ધરાવતા હોય છે. ઇશ્વરના અંશરૂપ હોવાથી પોતાને પવિત્ર સમજનારા, પોતાની શક્તિ; યોગ્યતા, ચરિત્ર અને ચાતુર્યને લીધે પોતાની કિંમત વધુ આંકનારા ઘણા થોડાજ હોય છે. અને તેથીજ ઘણા મનુષ્યોનાં ચરિત્ર ઘણે ભાગે દુર્બળ અને પ્રભાવશૂન્ય હોય છે.

મનુષ્યે પોતે પોતાને તુચ્છ માનવો નહિ અને પોતાને ઇશ્વરના અંશરૂપ હોવાથી મહાન, આત્મબળવાળો અને શક્તિસંપન્ન માનવો એ તેનો અભ્યુદય કરવાનો માર્ગ છે. જે મનુષ્યો સદા પોતાને હલકા માને છે, પોતાનામાં અનેક દોષો છે એમ માની બેસે છે, પોતાનામાં હલકાપણું અથવા તો નીચતા પોતાના પૂર્વજોથી ચાલતી આવે છે એમ માને છે તેઓ જાતેજ પોતાના દોષોને, નિર્બળતાને અને નીચતાને પોતાનામાં વ્હોરી લે છે. તેઓ કદી પણ વિચાર કરતા નથી કે ઇશ્વરે તેમને કેવા મહાન કાર્યને માટે ઉત્પન્ન કર્યા છે તેઓ તો હંમેશાં પોતાને પોતાના મનથી બીજા કરતાં તુચ્છ, હલકા અને નિર્બળ માની લે છે અને તેમના તે વિચારોને લીધે તે ધીરે ધીરે તેવા તુચ્છ અને હલકા બની રહે. અને તેનો આવા હલકા વિચારને લીધે તેની આકૃતિ જીવન અને તેનું ચરિત્ર પણ એવું હલકુ થઇ જાય છે કે તેને જોતાંજ કોઇ કહી શકે કે તે કાંઇ મહત્વનું કામ કરી શકે તેમ નથી. તે પોતાને જેવા તુચ્છ નિંદિત અને હલકા માની બેઠા હોય છે તેવાજ તે થઇ જાય છે.

મનુષ્ય જેવો પોતાને માટે પોતાના મનમાં વિચાર કરે છે તેવોજ તે જાતે બની શકે છે. મનના વિચારોનો જીવનમાં અને જીવનનો શરીર ઉપર પ્રભાવ પડે છે. તેથી તમારે જેવા બનવાની ઇચ્છા હોય, જે પુરૂષ કે સ્ત્રીના જેવા તમારે થવું હોય તેવાજ થવાના મનમાં વિચાર કરતા રહો. જ્યારે તમે તમારે માટે વિચાર કરો ત્યારે તમે સદા પોતાને સભ્ય, સુંદર અને સ્વસ્થ માનો. જેવા વિચારથી, વર્તનથી કે જેવા માનવાથી તમારૂં ગારવ કે મહત્વ ઘટતુ હોય તેને કદી જુવો નહિ, અથવા તો સાંભળો પણ નહિ.

હંમેશાં યાદ રાખવું કે ઇશ્વરે તમને પોતાના અંશરુપે ઉત્પન્ન કર્યાં છે. તમારામાં સર્વ કાંઇ છે. કોઇ પણ કાર્ય કરવાની શક્તિ તમારામાં રહેલી છે. તમે જેવા થવાનું ધારો તેવા થઇ શકો તેમ છો, છતાં જો તમે હલકી સ્થિતિમાં મૂકાયા હો તો તેનું કારણ તમારી જ અજ્ઞાનતા અને તમારા જ મનના વિચારો અને હલકી ભાવના છે. તમે તમારે પોતાને માટે જે કાંઇ વિચાર રાખો છો, અને તમારા મનમાં તમારા માટે જેવું ચિત્ર કલ્પો છો તેનો તમારા ઉપર બીજાના વિચારો કરતા કંઇક વધુ પ્રભાવ પડે છે.

જો તમે જીવનને વાસ્તવમાં ઉપયોગી બનાવવાનું ઇચ્છતા હો અને જો તમે તમારી શક્તિ અનુસાર થવા અથવા તો કરવાની ઇચ્છા રાખતા હો તો તમારે માત્ર તમારૂં ભલુ ઇચ્છવું એટલુંજ નહિ પણ તમારા શરીર અને સ્વાસ્થ્યના હિતૈષી બનવું જોઇએ. તમારે તમારી પૂર્ણ રીતે ઉન્નતિ કરવાને માટે ઉત્તમ બનવાને માટે તમારે તમારા મન જેટલીજ તમારા શરીરની પણ ચિંતા રાખવી જોઇએ જેવી રીતે મનુષ્યની ઉન્નતિ કરવાને માટે માનસિક શક્તિયોની વૃદ્ધિની આવશ્યકતા છે તેવીજ રીતે શારીરિક શક્તિયોની પણ વૃદ્ધિ કરવાની જરૂર છે.

ઘણા મનુષ્યો એવા હોય છે કે જે બીજાનું તો ભલુ ઇચ્છતા હોય છે પણ પોતે પોતાનું ભલું ઇચ્છતા નથી. તેઓ પોતાના શરીર કે આરોગ્યની પરવા કરતા નથી. પોતાની શક્તિયોનો સદુપયોગ કરતા નથી અને પોતાના સાધનોનો ઉપયોગ કરતા નથી. બીજાની સાથે ભલાઇ કરવી એ ઘણી સારી વાત છે પરંતુ પોતે પોતાની સાથે ભલાઇ કરવી એ તેથી પણ વધુ ઉત્તમ છે. જેટલું બીજાની સાથે બૂંડાઇ કરવામાં પાપ છે એટલુંજ પાપ પોતાની સાથે બૂંડાઇ કરવામાં છે.

દરેક મનુષ્યે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પોતાના મન અને શરીરને સ્વસ્થ રાખવું એ તેનું કર્તવ્ય છે. જ્યાં સુધી તે આ નિયમને પાળતો નથી ત્યા સુધી તે સંસારને એ સંદેશો આપી શકવાનો નહિ કેઃ "મને ઇશ્વરે બનાવ્યો છે અને હું ઇશ્વર રૂપ છુ." દરેક મનુષ્યનો ધર્મ છે કે તેણે યથાસમ્ભવ અને યથાશક્તિ મહાનમાં મહાન કાર્યો કરવાને માટે તૈયાર રહેવું. જે મનુષ્ય સમય આવે ત્યારે તે કામ કરવાની ગફલત કરી બેસે છે અથવા તો જરૂર વખતે પોતાને અયોગ્ય, નિર્બળ અને અસમર્થ માની બેસે છે તે મહાન પાપનો ભાગી બને છે.

ઘણા મનુષ્યો એવા હોય છે કે જો ધારે તો ઘણાંજ મોટાં મોટાં કામ કરી શકે છે. પરંતુ તે ઘણાંજ નાનાં નાનાં કામ જ કરે છે અને તેથી તેમનું જીવન નિરાશાથી પૂર્ણ રહે છે. તેનું કારણ એ છે કે તે પોતાના મન અને શરીરને ઉત્તમ કાર્યો કરવાને યોગ્ય રાખતા નથી. જ્યાં કામ અધિક હોય છે ત્યાંના મનુષ્યો અધમૂવા જેવા હોય છે. તેઓ ખરાબ વિચારો, ખરાબ ટેવો અને ખરાબ કામોથી પોતાના શરીરમાં અનેક પ્રકારના રોગ અને વિષને વ્હોરી બેઠા હોય છે.

ઘણા મનુષ્યો એવા હોય છે કે તેઓ નાનપણથી તે આજ સુધી જેની તે સ્થિતિમાંજ પડયા-રહેલા હોય છે. જ્યારથી તેમણે નિશાળ છોડી હતી ત્યારથી તે આજ સુધી તેઓ પોતાની તેની તે અવસ્થામાંજ હોય છે. તેમણે પોતાની કાંઇપણ ઉન્નતિ કરી હોતી નથી. કેટલાક તો ઉન્નતિને બદલે ઉલટી અવનતિ કરે છે. તેને એ આશ્ચર્ય થાય છે કે પોતાને કોઇ કાર્યમાં સફળતા કેમ મળતી નથી તે પોતાની ઉન્નતિ કેમ કરી શકતા નથી તેની ચિંતા પણ કરે છે. પરન્તુ તેની તપાસ કરતાં તે પોતેજ પોતાની અવનતિના કારણરૂપ હોય છે. તે પોતાના આરોગ્ય તરફ બિલકુલ અસાવધાન રહે છે. આરોગ્ય રક્ષણના નિયમોનું નિત્યપ્રતિ ઉલ્લંઘન કરે છે. અનિયમરૂપે જીવન વ્યતિત કરે છે અને અનેક ખરાબ ટેવોના ઘરરૂપ તે થઇ ગયા હોય છે. એજ કારણથી તે પોતાની ઉન્નતિ કરી શકતા નથી. એજ કારણોથી મોટા મોટા વિદ્વાનો અને બુદ્ધિમાનોની પણ ઉન્નતિ થઇ હોતી નથી.

ઘણા મનુષ્યો એવા પણ છે કે જે મહાન કાર્યો કરી શકવાની યોગ્યતાવાળા હોય છે છતાં પણ તેમનાથી તેવાં કાર્યો થઇ શકતાં નથી. કારણ કે તેમનામાં એટલી શક્તિ નથી કે તે પોતાની કઠીનતાને દૂર કરી શકે કે આવી પડતાં વિઘ્નોને હઠાવી શકે. તેમણે પોતાનાં શરીરનું રક્ષણ કર્યું હોતું નથી અને એજ કારણથી તેમનું હૃદય દુર્બળ થઇ ગયું હોય છે. અને તેની ઇન્દ્રિયો શિથિલ પડી ગઇ હોય છે. સ્હેજ સ્હેજ કામ કરતાં પણ તેઓ થાકી જાય છે.

જે લોકોમાં જીવનશક્તિ હોતી નથી તેની લેખીનીની પણ કાંઇ અસર વાંચકો ઉપર થતી નથી. જે ભાષણ કર્તામાં શારિરીક બળ હોતું નથી. તેનો અવાજ કમજોર હોવાથી તેના શબ્દોની અસર શ્રોતાઓ ઉપર થતી નથી. જે શિક્ષકમાં સાહસ અને ઉત્સાહ નથી હોતાં તે કામ કરી શકતા નથી અને જેથી તેના શિષ્યો આળસુ અને મૂર્ખ રહે છે. એવા ઘણા મનુષ્યો હોય છે કે જેમનામાં કામ, સાહસ, અને ઉત્સાહ હોતાં નથી. કામ કરવામાં જેનુ મન ચોટતું નથી અને કામ ન કરવાથી જેને આનંદ થાય છે તેઓને કામ કરવું એ કંટાળા ભર્યું લાગે છે. તેને કદાચ કોઇ કામ કરવું પડે છે તો તે અરૂચિથી કરે છે. તેનું કારણ એજ છે કે તેનું આરોગ્ય બગડેલું છે. તેનું શરીર નિર્બળ થવાથી તેનામાં બળ અને તેજ હોતાં નથી.

આપણે આપણી આવક અને ખર્ચની વાત ઉપર નિરંતર લક્ષ આપીએ છીએ. ખર્ચ કમી થાય અને આવક વધે તેની કાળજી રાખીએ છીએ પરન્તુ આપણા શરીરની ઉન્નતિ, અવનતિ કે હાનિ વૃદ્ધિની કાંઇ ચિંતા કરતા નથી. આપણામાં કેટલું બળ ઘટયું છે તે ઉપર કદી ધ્યાન આપતા નથી. આપણે પહેલાં એક કલાકમાં કેટલું કામ કરી શકતા હતા અને કેટલા ચાલી શકતા હતા અને આ વર્ષે આપણી શી અવસ્થા છે એનો સ્વપ્ને પણ વિચાર કરતા નથી.

આપણામાં એવા કેટલાક દુશ્મન ગુપ્ત પણે રહે છે કે તે સદા આપણું અહિત કર્યા કરે છે. આપણે આશાઓ તો મોટી મોટી રાખીએ છીએ પરંતુ આપણે પોતાને મહાન કામો કરવાને યોગ્ય નથી. આપણે રાત દિવસ આળસુ થઇ પડયા રહીએ અથવા તો રાત દિવસ કામ કર્યા કરીએ કે માંદા પડી જઇએ. કદાચ આપણે આરામ લઇએજ નહિ અને લઇએ તો રાતદિવસ આરામ લેવાંજ કરીએ એ બન્ને અવસ્થા ખરાબ છે. અને

સ્વાસ્થ્યને હાનિ કરનાર છે. આપણું શરીર એ એક પ્રકારના મશીન જેવું છે. તે કામ કરવાને માટે છે પરંતુ મશીન ને જો તેની કળો વિગેરે સાથા કામને સારી રીતે સાફ કરી તેલ વિગેરે પૂરવામાં આવે તો તે બરોબર કામ કરી શકે છે, જો કોઇ મશીન રાતદિવસ ચલાવવામાં આવે અને તેને સાફ કરવામાં ન આવે તો તેનું પરિણામ એ આવે કે મશીન ઘણુંજ ખરાબ થઈ જવાનું. એજ હાલ આપણા શરીર માટે પણ સમજવા. શરીર એ કામ કરવા ને માટે છે પણ કામ કર્યા પછી તેને આરામ પણ જરૂર આપવો જોઇએ. તેના અંગ ઉપાંગોને ઠીક રાખવાં જોઇએ. કોઇ અંગ ખરાબ થાય તો તેને સારૂં કરવું જોઇએ. જો માનસિક કામ કરવામાં મગજ થાકી જાય તો શારિરીક શ્રમ કરીને તેના થાકને દૂર કરવો જોઇએ. જો શરીરની પાસે કોઇ પણ કામ લેવામાં આવતું નથી તો તે લોઢાને નાંખી મુકવાથી જેમ કટાઇ જાય તેમ કટાઈ જવાનું અને જો શરીર પાસે હદથી જાદે કામ લેવામાં આવે તો શરીર દુર્બળ અને બળહીન થઇ જવાનું, અને તેથી શરીર પાસે હદથી જાદે કામ લેવું નહિ તેમ તેને કામ વગર આળસુ પડી રહેવા ન દેવું જોઇએ. કામ કર્યા પછી આરામ લેવો અને આરામ પછી કામ કરવું એ શરીરને આરોગ્ય રાખનાર છે.

આપણે શરીરને આપણી જાતેજ અસ્વસ્થ બનાવી દઇએ છીએ. જેમકે ભોજન ત્યારેજ કરવું જોઇએ કે જ્યારે પ્રથમનું ભોજન પચી જાય. જો આપણે જે કાંઇ ખાઇએ તે પચે નહિં અને વારંવાર ઘણું ખાયા કરીએ તો તેથી શરીરમાં કાંઈ બળ મળતું નથી કે તે ખાધેલા પદાર્થનું લોહી પણ થતું નથી. ખાવાનો સમય પણ રોજ નિયમિત હોવો જોઇએ. એકવાર જમ્યા પછી તે જ્યારે પચી જાય અને ખૂબ ભૂખ લાગે ત્યારેજ બીજી વાર જમવું. કેટલીકવાર ભૂખ લાગ્યા વગર જ ખાવાની ઇચ્છા થાય છે. પણ તેવી રીતે ખાવું એ આરોગ્ય બગાડનાર છે. કવખતે જમવાથી પ્રથમનું ખાધેલું પચતું નથી તેમ પછીથી ખાધેલું પણ પચતું નથી. તેથી પાચનશક્તિ બગડી જાય છે અને શરીર દુર્બળ પડી જાય છે.

ઘણા મનુષ્યો ગળ્યા પદાર્થોને ખાવા માટે લલચાય છે પછી તે ભલે દૂધ પણ ન પચાવી શકતા હોય છતાં હલવો, મુરબ્બો, લાડુ વિગેરે ઉડાઉપાજ કરે છે, તેથી તેમને અપચો થતાં મંદાગ્નિ થાય છે. આજે લાખો મનુષ્યો આ પ્રકારે અનિયમિત ખાવાથી ભૂખ ન હોવા છતાં વારંવાર ખાવાથી, અપચાનાં અને અજીર્ણનાં દરદોથી પીડાય છે. તેનું મૂળ કારણ એજ છે કે તેમણે પોતાની પાચનશક્તિ મંદ પડી જવા છતાં પણ મિષ્ટાન્ન જેવા ભારે પદાર્થો ખાધેલા હોય છે, ઘણા તો અતિ, તેલ, ખટાશ અને મર્ચાં મશાલા ખાવાના શોખીન હોય છે અને તેથી પણ તે પોતાના આરોગ્યને બગાડે છે.

જ્યારે ઘણા મનુષ્યો હદ કરતાં વધુ ખાવાથી આરોગ્યને બગાડે છે ત્યારે ઘણા મનુષ્યો ઓછું ખાવાથી માંદા પડે છે. અને દુર્બળ રહે છે. ઘણા મનુષ્યો પેટ ભરીને જમતા પણ નથી. કદી ઘી, દુધ પણ ખાતા નથી, કેટલાક એવા કૃપણ હોય છે કે ખાવા-માં કંજુસાઇ કરે છે. માંદા થતાં લોભને લીધે દવા પણ કરતા નથી. પૈસામાં લાભ થાય તે માટે ખરાબ અને સસ્તુ અનાજ કે શાક ભાજી લાવી તેનો ઉપયોગ કરે છે. તેમ છતાં પણ તે પેટ ભરી જમતા નથી કોઇને ઘેર જમવાનું હોય તો પોતાને ત્યાં આગલે દિવસે કાંઇ પણ ખાતા નથી આવી કંજુસાઇથી તે વધુ દુર્બળ થઇ જાય છે અને તેથી તે વધુ કામ કરી શકતા નથી.

આરોગ્ય રક્ષણને માટે વધુ ખાવું એ પણ હાનિકર્તા છે તેમ ઓછું ખાવું તે પણ નુકશાનકર્ત્તા છે. ખાવા પીવામાં પણ મનુષ્યે સંયમી થવું જોઇએ. જે મનુષ્યો ખાવા પીવામાં સંયમી હોતા નથી તેઓ જ મદિરા વિગેરેનું સેવન કરનારા થાય છે, અને તેઓજ વિષય વાસનામાં લોભાય છે. સંયમી મનુષ્ય એ સર્વ ઉપર અંકુશ રાખી શકે છે. તે જેટલું પચાવી શકે તેટલુંજ જમે છે,

શરીર અને આરોગ્ય રક્ષણને માટે ઘણાજ સાદા અને હલકા ભોજનની જરૂર છે. દરેકે પોતાને માટે તેવા સાદા અને હલકા ખોરાકની યોજના કરવી જોઇએ, ગાયનું દુધ ઘણુંજ સાદુ, હલકુ, સ્વાદિષ્ટ અને આરોગ્યપ્રદ છે. તે બાળકથી વૃદ્ધપર્યંત સર્વને ઉપયોગી છે. તેનું દરેક મનુષ્યે દરેક અવસ્થામાં સેવન કરવું જોઇએ. ખોરાક જ્યાં સુધી બને ત્યાં સુધી રોજ એકનો એક ન હોવો જોઇએ. બને તો તેમાં વારંવાર ફેરફાર કરતા રહેવું જોઇએ. દરરોજ એકનું એક ભોજન લેવાથી તેના ઉપર અરુચિ થઇ જાય છે અને એ અરુચિને લીધે ભૂખ ઓછી લાગે છે જમવાના પદાર્થો રોજ જુદા જુદા બદલાતા રહેવાથી જમવાની રુચિ ઉત્પન્ન થાય છે અને તેથી ભૂખ પણ ઘણી લાગે છે. જેમ બને તેમ મિષ્ટ પદાર્થો ઓછા ખાવા જોઇએ.

જેવી રીતે આપણે ફળ ઝાડને માટે તેને અનુકુળ આવે તેવા ખાતરને તેના મૂળમાં પૂરીએ છીએ તેજ રીતે આપણે આપણા શરીરને અનુકુળ આવે તેવો ખોરાક લેવો જોઇએ. શરીરને અનુકુળ ભોજન જમવાથી આરોગ્ય સચવાય છે. આપણા શરીરમાં જે રોગો થાય છે તેમાંના ઘણા રોગો અનિયમિત આહારવિહારથીજ થાય છે. ખાવાપીવામાં અસાવધાન રહેવાથી મનુષ્યો માંદા થાય છે જે મનુષ્યો ખાવાપીવામાં સાવધાન રહી સંયમ જાળવે છે તેઓ નિરોગ રહે છે. તેમને દવાની પણ જરૂર પડતી નથી. ઘણા મનુષ્યો તો માત્ર જીભના સ્વાદને લીધેજ ખાવાપીવાના નિયમોનું ઉલ્લંઘન કરી હાથે કરી માંદા પડે છે.

ઘણા બુદ્ધિમાન મનુષ્યો પણ શરીરના રક્ષણને માટે જરા પણ કાળજી રાખતા નથી. કેટલાક કંજુસાઇથી હલકું અન્ન, બળેલું કે કાચું રહેલું કે વધેલું વાસી અન્ન જમે છે. અને તેથી થતાં દરદોને સહન કરે છે.

ઉત્તમ કાર્ય કરવાને માટે ઉત્તમ સાધનાની જરૂર હોય છે. જ્યાં સુધી ઉત્તમ સાધન નથી મળતું ત્યાં સુધી કોઇ પણ કાર્ય સફળતા પૂર્વક થતું નથી. જેમ ઉત્તમ ચાકુ વગર કઠણ વસ્તુ કાપી શકાતી નથી, ઉત્તમ સાંચા કામ સિવાયનું મશીન ચાલી શકતું નથી, સારા કાગળ, શાહી કે કલમ વગર વિદ્યાર્થી ઉત્તમ લખી શકતો નથી અને ઉત્તમ ચિત્રકાર પણ આવશ્યક વસ્તુઓ વગર ઉત્તમ ચિત્ર ખેંચી શકતો નથી. તેજ પ્રકારે મનુષ્યે દરેક કાર્ય કરવાને માટે તેનાં ઉત્તમ સાધન મેળવવાની જરૂર છે.

દરેક મનુષ્યે પોતાના શરીર રૂપી મશીનને બરાબર રીતે ચલાવવાને માટે સર્વથી પ્રથમ પોતાના વીર્યનું રક્ષણ કરવું જોઇએ મનુષ્ય જીવનમાં સર્વથી મૂલ્યવાન વસ્તુ વીર્ય અર્થાત બળ છે. તેજ તેના જીવનની પુંજીરૂપ છે તેનો સંચય કરનાર સફળતા મેળવી શકે છે. તે વગરનો મનુષ્ય દરેક કાર્યમાં નિષ્ફળ જાય છે. તેનો દુરૂપયોગ ન કરવો. હંમેશાં બાળપણથીજ બ્રહ્મચર્ય પાળી વીર્યનું રક્ષણ કરવું એ શરીરને સુદૃઢ બનાવવાનો ખરો માર્ગ છે. વીર્યનું રક્ષણ કરનાર બળવાન બને છે. તે ગમે તેવા મહાન કાર્યને પણ

કરી શકે છે. વીર્યનું રક્ષણ કરવું એ અમુલ્ય વસ્તુનું રક્ષણ કરવા તુલ્ય છે. સોની, ચાંદી, રત્નો સર્વ પદાર્થો વીર્યના આગળ તુચ્છ છે. જે મનુષ્યો વીર્યરૂપી અમૂલ્ય દોલતનો ખોટે રસ્તે ઉપયોગ કરી નાખે છે તે નિર્માલ્ય બની રહે છે. તે પોતાને હાથેજ પોતાની જીવનશક્તિનો નાશ કરી દે છે.

જે મનુષ્યમાં યોગ્યતા હોય તેનો તેણે ઉપયોગ કરવો જોઈએ જે મનુષ્યમાં શારિરીક બળ હોતું નથી, તેણે પોતાના વીર્યને નષ્ટ કરી નાખ્યું હોય છે. તેનામાં ગમે તેટલી બુદ્ધિ હોય છતાં પણ તે નકામી છે. તે માણસ સ્હેજ શ્રમ કરવાથી થાકી જાય છે. અને વધુ મહેનત કરતાં માથે ચક્કર આવ્યાં કરે છે. જ્યારે શરીરમાં બળ હોય, ઉત્તમ આરોગ્ય હોય છે ત્યારે જ તેની બુદ્ધિ પણ તેને ઉપયોગી અને લાભદાયક થાય છે.

મનુષ્ય પોતાનું આરોગ્ય પોતાને પડેલી કેટલીક કુટેવોને લઈ બગાડે છે. મનુષ્યના શરીરમાં મુખ્ય વસ્તુ વીર્ય છે. તેનામાં જે કાંઈ પ્રભાવ, કે બળ છે તે સર્વ વીર્યના પ્રતાપ છે. વીર્ય વગરનું શરીર એ માંખણ કાઢી લીધેલા દૂધ કે સાપરેટ જેવું છે. અને તેથી શરીરના રક્ષણ માટે, ઉત્તમ આરોગ્ય માટે વીર્યનું રક્ષણ કરવુ એ દરેક મનુષ્યનું કર્તવ્ય નહિ પણ મુખ્ય ધર્મ છે. માટે વીર્યનું રક્ષણ કરી શરીરના સ્વાસ્થ્યને મેળવવું. પડેલી કુટેવોનો ત્યાગ કરવો. જે કુટેવોથી શરીર પુષ્ટ થવાને બદલે રોગી થાય તે સર્વ કુટેવો છોડી દેવી.

જે શરીરમાં તેજ, બળ, કાંતિ કે પ્રભાવ હોતો નથી એવા શરીરને ધારણ કરવું એ પણ શરમની વાત છે. મનુષ્યે અર્જુન, ભીમ, હનુમાન, જેવું બળવાન શરીર બ્રહ્મચર્ય પાળીને બનાવવું જોઈએ. મનુષ્યે સર્વથી પ્રથમ પોતાના શરીરનું રક્ષણ કરવું, પોતાના જીવનને ઉત્તમ બનાવવું, ખરાબ વાસનાઓ અને કુટેવોનો ત્યાગ કરવો. શીલ, સંયમ અને સદાચારના નિયમોનું પાલન કરવું. જે કામ કરવું તે પૂર્ણ વિચાર કરીને કરવું. એવું કામ કરવું કે જેથી શરીર, આરોગ્ય સુરક્ષિત અને બળવાન થાય. અનેક શક્તિઓ પ્રકટ થાય અને શારિરીક ઉન્નતિની સાથે આત્મોન્નતિ પણ થઇ શકે.

મનુષ્ય પોતાનું ઘણું બળ ક્રોધાદિ દુશ્મનોને લીધે નષ્ટ કરી નાખે છે. શરીરને ભષ્મ કરી દેનાર ક્રોધના જેવો બીજો અગ્નિ નથી. ક્રોધી મનુષ્ય રાતદિવસ બળ્યાં કરે છે. તે કોઇ કામ શાંતિથી કરી શકતો નથી, તેનામાં આનંદ કે સુખનું ભાન થતું નથી માટે મનુષ્યે પોતાના આરોગ્ય, શાંતિ અને આનદને માટે ક્રોધનો ત્યાગ કરવો.

ચિંતા પણ શરીરમાં વિષતુલ્ય કાર્ય કરે છે. ચિંતા એ સળગતી ચિતા જેવી છે. ઇર્ષ્યા, દ્વેષ, નિંદા, તિરસ્કાર, એ સર્વ શરીરને પાયમાલ કરી દેનાર છે. એથી મન અને શરીર બન્નેને હાનિ થાય છે. એક મનુષ્ય સવારથી સાંજ સુધી કામ કરવા છતાં પણ એટલો બધો થાકી જતો નથી કે જેટલો બીજો મનુષ્ય એક કલાક ક્રોધ કરવાથી કે ચિંતા કરવાથી થાકી જાય છે. ઘણા મનુષ્યો ક્રોધના આવેશમાં બેભાન થઇ ગરબડી પણ પડે છે. કેટલાક ક્રોધના આવેશમાં આત્મઘાત પણ કરી દે છે. એ સર્વનો વિચાર કરી મનુષ્યે જો પોતામાં આ દુર્ગુણો હોય તો તેનો ત્યાગ કરવો. ચિંતા શરીર અને આત્મા બન્નેને બાળે છે તેનાથી બચવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. તેણે પોતાના હૃદયમાં કદાપી પણ ચિંતાને સ્થાન ન આપવું.

હંમેશાં પોતાનું અને પરનું ભલું ઇચ્છવું અને ઉત્તમમાં ઉત્તમ કામ કરવાનો પ્રયત્ન કરવો એ કરવું એજ ઉત્તમ છે. ચિંતા, ક્રોધ, દ્વેષ નિંદા કરવાથી વ્યર્થ સમય અને શક્તિ નષ્ટ થાય છે, માટે શરીરના આરોગ્ય માટે અને પોતાના સુખને માટે મનુષ્યે આ દુર્ગુણોનો ત્યાગ કરવો.

દરેક મનુષ્યે જે કામ કરવું તે કામ મન અને ઇંદ્રિયોને તેમાં જોડીને કરવું જોઇએ. કામ કંઇ થતું હોય અને મન બીજે ભટકતું હોય તો તે કામમાં કાંઇ યશ મળતો નથી. મનુષ્યે પોતાની શક્તિયોને ઉંચામાં ઉંચી બનાવવી અને પોતાના આરોગ્ય અને બળને વધારી શરીરને એવું બનાવવું કે અમે તે વખતે તે ગમે તે કામ કરી શકે.

મનુષ્ય શરીર એ કાંઈ સાધારણ વસ્તુ નથી. દેવોને પણ મનુષ્ય શરીર ધારણ કરવાની ઇચ્છા થાય છે. તેનો દુરુપયોગ કરી આયુષ્ય વ્યર્થ ગુમાવી દેવું એ મૂર્ખાઇ છે. મનુષ્ય શરીરમાં ઇશ્વરનો અંશ છે વેદ કહે છે કે તમે જ આત્મસ્વરુપ છો. તમે જીવ નથી પણ શીવ છો. પુરાણો પણ તેજ કહે છે. તો પછી પ્રયત્નથી આ શરીરમાંજ તે સત્ય વાક્ય પ્રમાણે આપણા આત્માનો અનુભવ કરવા પ્રયત્ન કરવો એજ ખરૂં કર્તવ્ય છે. જ્યારે મનુષ્યમાં આત્માનો નિવાસ છે તો પછી તેનામાં ઇશ્વરીય ગુણધર્મો પણ વિદ્યમાન છે. માત્ર તેના ઉપર જીવભાવનું આવરણ હોવાથી તેનો આપણને સાક્ષાત્કાર થતો નથી. તે આવરણને દુર કરતાં ચૈતન્ય સ્વરુપ આત્માનો અનુભવ થાય છે. તેનો અનુભવ થતાં આત્મબળ પણ પ્રકટે છે

આત્મબળ પ્રકટાવવા માટે વિષયવાસના અને ઇન્દ્રિય સુખોમાં ઉન્મત ન બની જવું. તેનો ત્યાગ કરી પ્રીતિનો વિષય પોતાના આત્માને માનવો. જ્યારે આપણે પોતાને આત્મસ્વરુપ માનીએ અને પછી બીજજ ક્ષણે આપણે હલકા, નિર્બળ, અશક્ત, તુચ્છ છીએ એમ માનીએ તો પછી આત્માનાં ઐશ્વર્ય આપણામાં શી રીતે પ્રકટે? આત્મબળ અને આત્માનું ઐશ્વર્ય પોતામાં પ્રકટાવવા માટે તો આપણે પોતે આત્મા છીએ, મહાન છીએ, સર્વ કરી શકીએ તેમ છીએ, બળવાન છીએ, નિર્ભય છીએ, સુખી છીએ, આનંદી છીએ, અને સત્ય વચન બોલનારા છીએ એમ માનવું જોઇએ. અને તે પ્રમાણે વર્તવું જોઇએ અને તેનો આપણા પોતામાં અનુભવ કરવો જોઇએ.

મનુષ્ય શરીર એ આત્મા નથી. શરીર જડ છે નાશવંત છે. પણ તેમાં રહેલું ચૈતન્ય તેજ આત્મા છે. શરીરની અંદર અનંતશક્તિ વિદ્યમાન છે. તેને પ્રકટાવી તેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. મોટી મોટી વાતો કરવાથી કાંઇ બનતું નથી. મોટી વાતો કરી કે આત્મબળથી અમે આમ કરીશું અને તેમ કરીશું પણ જ્યાં સુધી પોતામાં આત્મબળ પ્રકટાવ્યું નથી ત્યાં સુધી તેનાથી કાંઇ કાર્ય થઇ શકતું નથી.

આત્મબળ પ્રકટાવવા માટે તમારે તમને પોતાને તુચ્છ ન માનવા, તમારી પશુ વૃત્તિઓનો ત્યાગ કરવો. તમને પોતાને ઉચ્ચ માનતાં શીખો, ઇશ્વર રુપજ સમજો. મોટી વાતો ન કરો પણ તે પ્રમાણે માની તેનો અનુભવ કરો. વર્તનમાં પણ ઇશ્વરીય ગુણોને ઉતારો. કોઇ પણ મનુષ્ય ગમે તેવો હોય છતાં તેનાથી ડરવું નહિ, કોઇના પ્રતિ ગરીબડું મોં કરી વાત કરો નહિ. તમે ઇશ્વરના બાળ છો તો પછી તમારે અન્ય આગળ દીન થવાની જરૂર નથી. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો., તેનું જ ચિંતન કરો, તેનેજ તમારામાં

પ્રકટાવા યત્ન કરો. વિષયી વૃત્તિનો ત્યાગ કરો. જ્યાં સુધી તમે તમારા આત્મસ્વરુપનો અનુભવ ન કરી શકો ત્યાં સુધી ઝંપો નહિ બીજી કોઇ પણ વસ્તુ ઉપર અત્યંત પ્રીતિ ન રાખો. એક માત્ર આત્માને જ પ્રીતિનો વિષય માની તેને જ પ્રાપ્ત કરવાનું મુખ્ય ધ્યેય રાખો

ઇશ્વરાભિમુખ થતાં ઇશ્વર તમને સહાય થશે. સૂર્ય ઉગતાં જેમ અંધારૂં અળપાઇ જાય છે તેમ તમે જ્યાં ઇશ્વરાભિમુખ થશો કે તરત તમારી મનોવૃત્તિઓ બદલાવાની, તમારી વિષયલોલુપતા ઓછી થવાની. દુઃખ દારિદ્રય અળપાઇ જવાના, આજથી જ પ્રયત્ન કરો. તમારા શરીરને તમારા કર્તવ્યને સિદ્ધ કરવાનું સાધન માની તેનું સંરક્ષણ કરો અને તે વડે તમે આજ જીવનમાં આત્માનુભવ કરી આત્માનાં અનેક ઐશ્વર્યને મેળવો એમાંજ તમારૂં હિત છે.




લેખક—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

[ અનુસંધાન ગતાંકથી. ]

## પ્રકરણ ૧૧ મું.

આમ બે ભાઇને પાયમાલ કરી સેતાન મુરખરાજની પુઠે પડયો. પોતે સેનાપતિ બન્યો ને મુરખરાજની પાસે આવી કહ્યું “ મહારા ! આપની પાસે લશ્કર હોવું જોઇએ. આપ બાદશાહ ગણાઓ, અને લશ્કર ન હોય એ શોભીતી વાત નથી. આપ મને હુકમ કરો કે તુરત હું માણસો એકઠા કરીને તેઓને શીખવી સિપાઇ બનાવીશ.”

મુરખરાજે સાંભળ્યું, અને બોલ્યોઃ “ ભલે, એક લશ્કર બનાવો; તેઓને ગાતાં શીખવવું. કારણ કે મને ગાવું પસંદ છે. ”

સેતાન ગામમાં ફરી વળ્યો. બધાને સિપાહીગીરી લેવાનું સમજાવ્યું, અને લાલચો આપી. માણસો હસી પડયા, લાલચોની કાંઇ અસર ન થઇ. અને બધાએ ના પાડી.

સેતાન મુરખા પાસે ગયો અને બોલ્યોઃ “આપની રૈયત પોતાની મેળે લશ્કરી કામ શીખે એવું લાગતું નથી. તેઓને તો ફરજ પાડવી પડશે. ”

મુરખ બોલ્યોઃ ભલે એમ અજમાવી જો. ”

એટલે સેતાને ડાંડી પીટાવી કે જે કોઇ માણસ વગર કારણે લશ્કરી ખાતામાં દાખલ નહીં થાય તેને ફાંસી દેવામાં આવશે. ”

લોકો આ સાંભળીને સેતાનની પાસે આવ્યા, અને બોલ્યાઃ "તમે એમ ધમકી પીધલી છે કે, જો અમે લશ્કરી ખાતામાં દાખલ નહીં થઈએ તો, અમને ફાંસી મળશે પણ અમે દાખલ થઈએ તો અમારે શું કરવું પડશે, અને અમારૂં શું થશે? એ તો તમે જણાવ્યું નથી. કોઈ તો એમ કહે છે કે સિપાઈઓને વગર કામનું મરવું પણ પડે છે."

સેતાને જવાબ દીધોઃ "એમ પણ કોઈ વેળા બને."

આવું સાંભળીને લોકે હઠ પકડી અને લશ્કરમાં દાખલ થવાની ના પાડી. તેઓ બોલી ઉઠ્યાઃ ગમે તે પ્રકારે અમારે મરવું તો છેજ. ત્યારે ભલે અમે ઘેર બેઠા ફાંસીએજ ચઢીએ."

સેતાન ખીજાઈને બોલ્યોઃ "તમે બધા બેવકુફ છો. લડાઈમાં તો મરીએ પણ ને મારીએ પણ જો તમે દાખલ નહીં થાઓ તો તો તમારૂં મોત ખચીત જ છે."

આથી લોકો જરા મુંઝાયા, અને મુરખરાજની પાસે ગયા, અને કહેવા લાગ્યા. "આપનો સેનાપતિ કહે છે કે અમે લશ્કરી ખાતામાં દાખલ નહીં થઈએ તો આપ અમને બધાને ફાંસી દેશો. શું આ વાત ખરી છે?"

મુરખો હસીને બોલ્યોઃ હું એકલો તમને બધાને કઈ રીતિએ ફાંસીએ ચઢાવું! હું તો મુરખો કહેવાઉં. એટલે તમને આ બધું સમજાવી શકતો નથી. પણ સેનાપતિનું બોલવું હું પોતે નથી સમજતો."

બધા બોલી ઉઠ્યાઃ ત્યારે અમે કદી દાખલ થઈશું નહી,

મુરખો બોલ્યોઃ "એ બહુ ઠીક વાત છે. ન થજો એટલે લોકોએ સેનાપતિને ચોખ્ખી ના પાડી.

સેતાને જોયું કે તેના દાવમાં તે ન ફાવ્યો તેથી તે મુરખરાજને છોડી પાસેના રાજા આગળ ગયો અને નીચે પ્રમાણે બોલ્યોઃ મહારાજાધિરાજ મુરખરાજનો દેશ મેં જોયો છે. તેના માણસો બધા નમાલા છે. તેમની પાસે પૈસો નથી, પણ દાણા ઢોર વિગેરે ખુબ છે, આપ જો લડાઈ કરો તો એ બધુ લુંટી લેવાય,

રાજા ફુલાયો અને લલચાયો તેણે લડાઈની તૈયારી કરી દારૂગોળા ઓછા કર્યો. અને મુરખરાજની સરહદ ઉપર પડાવ નાખ્યો.

લોકોને ખબર પડતાં તેઓ મુરખા પાસે આવ્યા અને બોલ્યાઃ "કોઈ રાજા આપણી ઉપર ચડાઈ કરવા આવે છે."

મુરખો બોલ્યોઃ "ભલે આવે. તેને આવવા દો."

રાજા સરહદ ઓળંગ્યો ને મુરખરાજનું લશ્કર તપાસવા પાગીઓ મોકલ્યા. લશ્કર તો ના મળે એટલે પાગીઓ શું શોધે? રાજાએ પોતાનું લશ્કર લુંટ કરવા મોકલ્યું. મરદો અને ઓરતો તાજુબી પામી સિપાઈઓને જોવા લાગ્યાં સિપાઈઓએ અનાજ અને ઢોર ઉપર હાથ નાખ્યો. લોકો સામે ન થતા સિપાઈઓ જ્યાં જાય ત્યાં આમજ બન્યું. લોકો સિપાઈઓને કહેવા લાગ્યા. તમારે અમારા દાણા અને ઢોરનો ખપ હોય તો ભલે લઈ જાઓ. પણ તમારા ગામમાં તેની તંગી હોય તો તમે અમારા ગામમાં આવીને વસો, એમ કરશો તો તમને દાણા ચોરી જવાની અને ઢોર હાંકી જવાની તસદી ઓછી થશે.

- આવાં વચન સાંભળી પ્રથમ તો સિપાઈઓ હસ્યા પછી વિચારમાં પડયા. કોઈ સામે ન થાય એટલે લુંટમાં તો સ્વાદ રહ્યો નહી.

તેઓ થાકયા, રાજાની પાસે નિરાશ થઈ પાછા ગયા ને બોલ્યા " આપે અમને લડવા મોકલ્યા પણુ અમે કોની સાથે લડીએ ? અહીં તો અમારી તરવાર હવામાં ઉગામવા જેવું છે. કોઈ અમારી સામેજ થતું નથી. ઉલટા તેઓ પોતાની પાસે હોય તે અમને સોંપી દે છે, અહીં અમે શું કરીએ ! "

રાજા ગુસ્સે થયો. સિપાઈઓને દાણુ, ઘર વીગેરે બાળી નાંખવાનો, અને ઢોરને કાપી નાંખવાનો હુકમ કર્યો અને બોલ્યો " જો મારા હુકમ પ્રમાણે નહીં ચાલો તો હું તમને બધાને કતલ કરીશ. "

આ સાંભળી સીપાઈઓ બ્હીના અને હુકમ પ્રમાણે કરવા ચાલ્યા તેઓ ઘરબાર બાળવા લાગ્યા છતાં તેઓ સામે ન થતાં નાના મોટા બધા રોવા લાગ્યા અને બોલ્યા તમે આમ શું કામ કરો છો ! અમારો માલ તમને જોઈએ તો લઈ જાઓ પણુ નકામુ નુકશાન ન કરો તો તમારો પાડ. "

સિપાઈઓ પીગળી ગયા તેઓએ લુંટફાટ કરવાની ચોખ્ખી ના પાડી. અને રાજાને છોડી ચાલતા થયા.

---

## પ્રકરણુ ૧૨ મું.

---

આમ સેતાન નાસીપાસ થયો. તેનું સેનાપતિપણું સુરખરાજની રૈયત આગળ કામ ન આવ્યું, એટલે હવે ભાઈબંધ નાણાવટી બન્યો તેણે સુરખાના રાજ્યમાં નાણાવટીની દુકાન કહાડી નાણાંથી સુરખરાજને અને તેની રૈયતને દબાવવાની તેણે આશા બાંધી.

સેતાન સુરખરાજ કને જઈ બોલ્યો " આપનુ ભલું કરવા મારી ઉમેદ છે, હું આપની રૈયતને ડહાપણુ શીખવવા માગુ છું એક કોઠી હું આપના રાજ્યમાં રહી સ્થાપવા ઇચ્છું છુ "

સુરખરાજે જવાબ આપ્યો ' મારા રાજમાં સુખેથી રહો, ને જે કંઈ ઠીક હોય તે કરો.'

બીજે દહાડે સેતાને ચોટામા જઈ માણુસોને એકઠા કર્યા. તેની પાસે મહોરોની થેલી હતી. તે બોલ્યો.

" તમે લોકો ઢોરની માફક રહેતા જણાઓ છો, માણુસને છાજે તેમ રહેતાં તમને બતાવું એ પ્રમાણે ઘર બાંધવામાં મને મદદ કરો. મારી દેખરેખ નીચે તમારે કામ કરવુ ને હું તમને મહેનતાણા બદલ સોનાની મહોરો આપીશ. '

આટલું કહી તેણે મહોરો બતાવી.

મહોરો જોઈ લોકો અચંબો પામ્યા. તેઓમાં નાણાનું ચલણ નહતું. તેઓ એક બીજાની સાથે માલનું સાટું કરતા. ખેડુતો દાણાઓથી કાપડીઆ પાસેથી કાપડ લે, મજુર જોઈએ તો દાણા દઈ મજુરી લીએ. ' આ કેવાં ચકચકીત ચકતાં છે, ' એમ કહી તેઓ હસવા લાગ્યા.

લોકોની આંખને ચકતાં ગમ્યાં તેથી તેઓ તો વગર વિચાર્યે પોતાનો માલ સેતાનને આપી મહોરો એકઠી કરવા લાગ્યા.

સેતાન રાજી થયો. તેણે વિચાર્યું " હવે મને લાગ ફાવ્યો છે. લોકોનો બધો માલ લઈ લઈશ ને તેઓને પાયમાલ કરી શકીશ."

પણ સેતાનની ગણતરી ખોટી પડી, લોકો કંઈ નાણું સમજીને મહોરો નહોતા લેતા. તેઓને મન તો સિક્કા તે રમકડાં હતાં તે બધી મહોરો પોતાના છોકરાં છૈયાંને આપી દેતા હતા. જ્યારે સિક્કાની છત થઈ એટલે લોકો તે લેતા બંધ પડી ગયા.

દરમીયાન સેતાનનો મહેલ પુરો ચણાયો ન હતો તેના કોઠારમાં તેને જોઈતો હતો એટલો દાણો પણ એકઠો નહોતો થયો એટલે તેણે મજુર વિગેરેને બમણા સિક્કા આપવાનું કહ્યું

મજુરો કે ખેડુત શાના આવે ? તેઓને સેતાનની મંજુરી પેટને ખાતર કરવાની હાજત ન હતી. કોઈ વેળા છોકરાંઓ સેતાનની પાસે પહોંચી જાય ને થોડાં બોર આપી સિક્કા રમવાને સારૂ લઈ આવે. બોરથી કંઈ સેતાનનું પેટ ન ભરાય. એટલે સેતાનને તો છતે નાણે ખાવાના સાંસા પડવા લાગ્યા.

તે ઠેકાણે ઠેકાણે ભમવા લાગ્યો ને તેણે મહોરો આપી ખાવાનું માગ્યું. સહુએ કહ્યું કે તેઓની પાસે રમકડાં પુષ્કળ હતાં એટલે ન જોઈએ.

એક ખેડુતને ત્યાં જતાં તેને નીચેનો જવાબ મળ્યો " ભાઈ, મારે તારી મહોરો તો ન જોઈએ. પણ જો તું ભુખ્યો હોય તો ઇશ્વરપ્રીત્યર્થે તને ખાવાનું આપીએ."

ઈશ્વરનું નામ સાંભળતાંજ સેતાન નાઠો. ઈશ્વરનું નામ જ્યાં લેવાય ત્યાં સેતાન ઉભો પણ શાનો રહે ? તો પછી ઇશ્વરને નામે કઈ તે ખાવાનું લીએ ?

સેતાન હવે મુઝાયો. પૈસા સિવાય બીજું તો તેની કને હોય શું ? કામનું તો નામ નહીં. જો મજુરી કરીને પેટ ભરે એવી સ્થિતિ હોય તો પછી સેતાન કેમ ગણાય ? હવે તે ગુસ્સે થયો ને બોલી ઉઠયો.

" તમે લોકો જાનવરથી પણ ખરાબ છો. અક્કલના તો બારદાન લાગો છો. પૈસાથી આખું જગત લેવાય પણ તમને તો ગમે તેટલા પૈસા આપું છતાં અસર નથી."

લોકો બોલ્યાઃ " અમે તારા પૈસાને શું કરીએ ? અમારે કર વેરા નથી ભરવા પડતા."

આમ સેતાન અનાજ વગર ભુખે દિવસ ગુજારવા લાગ્યો.



## પ્રકરણ ૧૩ મું.



સેતાન ભુખે મરવા લાગ્યો એ વાત લોકોએ ઇવાનને કરી, મુરખો બોલ્યોઃ " આપણે તેને ભુખે ન મરવા દેવો. બધાએ એક એક દિવસ ખાવાનું આપવું."

સેતાન નિરૂપાય થયો. તેને ભીખ કબુલ કરવી પડી. એક દહાડો તે મુખાને ઘેર વારા પ્રમાણે ખાવા આવ્યો. (મુરખરાજને ત્યાં ગજા કેવત વચ્ચે આવી બાબતમાં ભેદ ન હતો.) મુંગી ખાવાનું તૈયાર કરતી હતી. મુંગી અનુભવી હતી. ઘણીવાર આળસુ લોકો કંઇ કામ કર્યાં વિના વહેલા ખાઇ જતા. આથી મુંગી અકળાએલી. માણસના હાથ ઉપરથી તે જાણતી કે માણસો મહેનતુ છે કે આળસુ જેના હાથ ઉપર કોદાળીનાં આંટણ ન પડયાં હોય તેને આળસુ માની, આંટણવાળા માણસો જમી રહે તે પછી આળસુ માણસોને તે ખાવાનું દેતી.

હવે મુંગીએ સેતાનના હાથ જોયા. તે તો લીસા ને આંટણ વિનાના હતા. એટલે મુંગીએ તેને ઇશારો કરી સમજાવ્યું કે તેને મજુરો ખાઇ લેશે પછી ખાવાનું મળશે.

મુંગીની માએ સેતાનને સમજ પાડી. સેતાન શરમાયો, ને નારાજ થઇને બોલ્યોઃ "તમારો કાયદો તો આંધળો લાગે છે. બધા માણસોએ અંગમહેનત કરવી જોઇએ એવું તો મેં તમારા રાજમા જ જોયું શું તમે એમ માનો છો કે અક્કલવાન માણસોએ પણ મજુરી કરવી પડે?"

મુરખરાજ બોલ્યો: એ તો મને ખબર ન પડે. અહીં તો બધું કામ હાથે ને પગે થાય છે."

સેતાને કહ્યુંઃ "માણસો અક્કલ વિનાના છે તેથી જ. તો પણ મગજશક્તિથી કેમ કામ કરવું એ હું તમને બધાને શીખવી શકું છું. પછી તમને માલમ પડશે કે હાથ પગ વડે કામ કરવા કરતાં મગજવડે કામ કરવું એ વધારે ફાયદાકારક છે."

મુરખરાજ તાજુબી પામ્યો ને બોલ્યોઃ "ત્યારે તો હું મુરખ કહેવાઉં છું એમાં કંઇ ખોટું નહીં."

સેતાને પોતાનું ભાષણ જારી રાખ્યુંઃ "પણ એટલું યાદ રાખવું કે મગજથી કામ કરવું એ સહેલ નથી. મારા હાથ ઉપર આંટણ નથી તેથી તમે લોકો મને આળસુ ગણી બીજા પછી ખાવાનું આપો છો. તમે ખાતરીથી માનજો કે હાથથી કામ કરવા કરતાં મગજથી કામ કરવું એ સો ગણું મુશ્કેલ છે. કેટલીક વાર મગજ ચીરાઇ જાય છે."

મુરખરાજ વિચારમાં પડયો ને બોલ્યો "એમ છે તો એટલી તકલીફ શાને સારૂ વેઠો છો ભાઇ? માથું ચીરાય એ કંઇ ઠીક લાગતું હશે? હાથ પગ વતી સહેલું કામ કરવું એ ઠીક નહીં?"

સેતાન બોલ્યોઃ "હું એટલી તકલીફ તમો લોકોને સારૂ ઉઠાવું છું. જો હું તેમ ન કરૂં તો તમે બધા સદાયના મુરખા રહો. મુરખને જ્ઞાન આપવું એ જ અમારા જેવા માણસોનું કામ છે. તેથી અમે પરમાર્થી કહેવાઇએ છીએ. મને મગજથી કામ કરતાં આવડે છે તે બધું તમને બધાને શીખવવા તૈયાર છું."

મુરખ વધારે વિચારમાં પડયો ને બોલ્યોઃ "ત્યારે તો, ભાઇ, અમને જરૂર શીખવ. અમારા હાથ પગ થાકશે ત્યારે અમે મગજનો ઉપયોગ કરશું."

સેતાને શીખવવાનું વચન આપ્યું. મુરખરાજે લોકોમાં જાણ કરી કે એક અહરસ લોકોને મગજવતી કામ કરતાં શીખવશે. જ્યારે તેઓના હાથ પગ થાકે ત્યારે મગજ વાપરવું ને મગજથી વધારે કામ થાય છે એમ તે અહરસ કહે છે.

મુરખરાજના ગામમાં એક ઉંચો મીનારો હતો. તેને ઉંચી ને સીધી સીડી હતી. તે મીનારા ઉપર સેતાનને મુરખે મોકલ્યો કે જેથી બધા લોક તેને જોઇ શકે ને સાંભળી શકે.

સેતાન અગાસીએ ચડયો. લોકો તેને જોવા ને સાંભળવા આવ્યા. લોકોના મનમાં તો એમ હતું કે હાથને બદલે મગજ કેમ વાપરવું તે કંઇક કળા કરી સેતાન શીખવશે. તેને બદલે સેતાને તો ભાષણ શરૂ કર્યું ને લોકો અંગમહેનત કર્યા વગર કેમ નભી શકે એ બોલવા લાગ્યો. લોકો તો આ બધું ન સમજ્યા. થાકીને પોત પોતાને કામે ચડયા.

સેતાન તો બરાડા પાડવાજ કરે. આવતા જતા લોકો સાંભળે, ઉભે જુવે ને ન સમજે એટલે ચાલતા થાય. અગાશી ઉપર ખાવાનું હતું નહીં. સહુના મનમાં હતું કે મગજથી કામ કરી સેતાન પોતાના ખાવાનો બંદોબસ્ત કરતો હશે એટલે કોઇને ખાવાનું પહોંચાડવાનું ન સુઝ્યું.

મુરખરાજે પુછાવ્યું: "કેમ પેલા મહરષે મગજવતી કામ કરતાં શીખવ્યું કે!"

લોકો બોલ્યા "ના જી, તે તો હજુ બોલ બોલ કર્યા કરે છે."

બોલતો બોલતો સેતાન થાક્યો. ભુખથી નબળો પડયો. તે લથડયો ને અગાસીની દીવાલ સામે તેનું માથું પછડાયું. આથી લોકોને લાગ્યું કે મહરષે મગજથી કામ કરવાનું શરૂ કર્યું. મુરખરાજને ખબર મળી કે મહરષ હવે મગજવતી કામ કરવાનું બતાવવા લાગ્યો છે.

આ સાંભળી મુરખ મીનારા પાસે આવ્યો. મુરખ પહોંચ્યો ત્યારે તો સેતાન તદન લેવાઈ રહ્યો હતો તેથી તેનું માથું પછડાયાજ કરતું હતું. તે ઉતરવા ગયો પણ પગમાં જોર નહીં તેથી તે પગથીએ પગથીએ માથું પછાડતો નીચે પડયો.

મુરખ બોલ્યો: "મહરષ કહેતો હતો એ વાત તો ખરી. તે કહેતો હતો કે કેટલી-વાર મગજવતી કામ કરતાં તે ચીરાઇ જાય છે. આ તો હાથમાં આંટણ પડે તેના કરતાં પણ ખરાબ કહેવાય. આવી રીતે કામ કરતાં તો માથા ઉપર મોટાં ઢીમડાં ઉઠશે."

મુરખ તેની પાસે જઇ તેણે કેટલું કામ કર્યું તે તપાસવા જતો હતો. પણ સેતાન જેવો નીચે પડયો કે તુરત ધરતીમાં સમાઇ ગયો ને માત્ર તે જગાએ ખાડો જોવામાં આવ્યો.

મુરખરાજ હવે સમજ્યો કે સેતાન પડયો તે કંઇ કામ કરતાં નહીં, પણ તમરી ખાવાથી પછડાયો. તે બોલ્યો: "આ તો પેલા ગુલામ આવેલા તેનો બાપ જણાય છે."

આમ સેતાનનું મુરખાની પાસે બળ ન ચાલ્યું. મુરખરાજના રાજ્યમાં તો ઘણા સારા માણસો એકઠા થવા લાગ્યા. તેના બન્ને ભાઇ તેને શરણ આવ્યા. તેઓ મુરખાની સાદી પણ ભવ્ય રહેણીનું રહસ્ય સમજ્યા. તેઓએ પણ તેની સલાહ પાળી, ને સહુ નીતિ ધર્મ આચરી, સત્યનું સેવન કરી અંગ મહેનત કરી, સુખેથી કાળ ગુજારવા લાગ્યા.

સમાપ્ત.

---




( અનુસંધાન ગતાંકથી )

૪

ગુરુ નાનકે નવાબ સાથે કરેલી વાતો ચોતરફ ફેલાઈ. તે વખતે લાહોર જીલ્લાના કસુર શહેર પાસે આવેલા મનસ્યા ગામમાં ભાગીરથ નામનો ક્ષત્રીય દેવીભક્ત રહેતો હતો તેણે આ વાત જાણી તે પોતાના શિષ્યો સાથે નાનકનાં દર્શન કરવા આવ્યો. નાનક સાથે થયેલી વાતચિતથી તે પ્રસન્ન થયો અને અને તે નાનકનો શિષ્ય થયો અને દેવીભક્ત મટી પરમાત્માનો ઉપાસક બન્યો તે પછી તો નાનકની કીર્તિ દેશપરદેશ ફેલાવા માંડી તેથી અનેક માણસો તેમની પાસે આવવા લગ્યા લોકો તેમના આગળ હજારો રુપિયાની ભેટ મૂકવા લાગ્યા. આવેલી તમામ રકમ નાનક અપંગો, અનાથો, અને ગરીબોમાં વહેંચી નાંખતા. પોતાની પાસે કાંઇ પણ રાખતા નહિ

દિવસે દિવસે લોકોની ભીડ જામવા લાગી તેથી નાનકને હરિકીર્તન કરવાનો કે ધ્યાન ધરવાનો વખત પણ ઓછો મળવા લગ્યો એટલે તે સંવત ૧૫૫૬ માં કેટલાક ફકીરો અને ગાયક મર્દાનાની સાથે લાહોર જઇ ભક્ત જવાહરમલને ત્યાં મુકામ કર્યો. અહિં પણ નાનક આવ્યાની વાત ફેલાતાં લોકો દર્શન માટે આવવા લાગ્યા. બાદશાહ સિકન્દર' લોદીના ગુરુ સૈયદ અહમદ સાથે તેમને પરમાત્મા સંબંધી ચર્ચા થવા લાગી. તેના પરિણામે નાનકનાં વચનો સાંભળી તે પોતાનો ધર્મમત છોડી જ્ઞાન માર્ગના અનુયાયી થયા.

લાહોરમાં સાત દિવસ રહ્યા તે પછી તે એમનાબાદમાં ગયા. ત્યાં સંધ્યાકાળ થઈ ગઈ હતી એટલે તેમણે લાલુ નામના એક સુનારની દુકાન સામે એક ઝાડ નીચે મુકામ કર્યો. તે સુતાર ગરીબ હતો પણ સાધુ સેવામાં તત્પર રહેતો. લાલુએ તેમને ખાટલો ઢાળી આપ્યો તેમ સાદુ ભોજન આપ્યુ આ વાત શહેરમાં લોકોએ જાણી તેથી પોતે ક્ષત્રીય હોવા છતાં શુદ્રના ઘરનું ભોજન લીધુ એ વાતની ઘણી ચર્ચા થવા લાગી, આજ ગામમાં રાયભાગ નામનો જમીનદાર હતો તે ઘણો અત્યાચારી હતો તે ત્યાં બીજે દિવસે બ્રાહ્મણો જમાડતો હતો તેમાં નનકને પણ જમવા તેડાવ્યા. ગુરુ નાનક ત્યાં ગયા ખરા પણ જમવાની ના પાડી. તેથી રાયભાગે પૂછ્યુ કે તમે જમવાની કેમ ના કહો છો ! તે સાંભળી નાનકે કહ્યું કે. તમે જે ભોજન આપો છો તે પાપના પૈસાનું છે, તમે કીર્તિ માટે જમાડો છો વળી તમારી દક્ષિણા તામસી છે તેથી અપવિત્ર છે.

આ સાંભળી રાયભાગે કહ્યુ "શું તમે મારા ખોરાકને અપવિત્ર માનો છો, અને લાલુ નામના નીચ વર્ણના સુતારના ઘરના ખોરાકને પવિત્ર ગણો છો ! "

નાનક—"હા, તેની ખરી મહેનતનો હકનો રોટનો દૂધ ભરેલો છે, પણ અત્યાચારથી મેળવેલા દ્રવ્યનું તમારૂં મિષ્ટાન્ન રક્તપૂર્ણ છે તમે તમારા આશ્રિતજનોપ્રતિ અપમાન અને તિરસ્કારની નજરથી જુનો છો એજ તમારી તામસી વૃત્તિનુ પ્રદર્શન છે. લાલુનું ભોજન પ્રેમપૂર્વક રધ્યું હતુ અને બદલાની આશાવગર ભક્તિપૂર્વક પીરસાયુ હતું.

રાયભાગ—તમે જે કહો છો તેની સાબીતી શી !

આ સાંભળી નાનકે એક હાથમાં લાલુના ઘરનો રોટલો અને બીજા હાથમાં રાયભાગનો ખોરાક લઈ મુઠીમાં દબાવ્યો તો રાયભાગના ખોરાકમાંથી લોહીનાં ટપકાં ઝરવા માંડ્યાં અને લાલુના ખોરાકમાંથી દૂધની ધાર પડી.

આ જોઈ રાયભાગ શરમાયો. પણ તેણે કહ્યું કે આ તો જાદુગરનો ખેલ છે. આ પછી તે અને ત્યાંનો નવાબ હસનખાન ગુરુને જાદુગર ગણવા લાગ્યા.

તે ગામના એક મુસલમાન અમીરની છોકરીનું લગ્ન હતું તે પ્રસંગે મર્દાનાને જમવા બોલાવ્યો. તેને જમ્યા પછી કેટલાક ઝનુની મુસલમાનોએ તેને 'તું મુસલમાન થઈ કાફરની સાથે ફરે છે' એમ કહી ખૂબ માર માર્યો. તેનો આર્તસ્વર સાંભળી ગુરુજી નાનકે લાલુને કહ્યું કેઃ " ઘણા થોડા દિવસોમાં આ લોકોની બૂરી હાલત થશે, એમની સ્ત્રી છોકરાં કતલ થઈ જશે અને માલમતા જે રસ્તે આવી હશે તેજ રસ્તે હરામ જશે. જેમ એક પાપીને લીધે સો સારા માણસોથી ભરેલું વહાણ ડુબે છે તેમ આ અત્યાચારીનાં પાપથી આખું શહેર ક્લેશ પામશે.

લાલુ—એવી સ્થિતિ કોણ કરશે અને ક્યારે !

નાનક—" આવન અઠત્તરે જાન સતાનવે ઔર ભી ઉઠસી મરદકા ચેલા. "

એમના કહેવા પ્રમાણે સંવત ૧૫૭૮ માં બાબર બાદશાહે એમનાબાદ બરબાદ કરી દિલ્લીમાં રાજગાદી સ્થાપી હતી. ફરી ૧૭૯૭ માં નાદીરશાહે મુગલોની બાદશાહી હચમચાવી ત્યારે મરદના ચેલા–ગુરુ ગોવિંદના ખાલસા સિપાહીઓએ પંજાબ ઉપર અધિકાર જમાવ્યો હતો.

આ પ્રમાણે ગુરુજીની વાણી સત્ય થઈ હતી.

તે પછી નાનકે લાલા અને મર્દાનાને લઈ હરદ્વાર તરફ પ્રયાણ કર્યું. તે રસ્તામાં આવતા ગામોમાં મુકામ કરતા, જ્ઞાનોપદેશ આપતા જતા હતા. આગળ જતાં શીયાલકોટમાં જઈ તેમણે એક બોરડી નીચે મુકામ કર્યો. તેમને આવ્યાની વાત જાણી ઘણા લોકો તેમનાં દર્શને આવવા લાગ્યા. તે લોકોએ કહ્યું કે હમજાગૌંસ નામનો ફકીર આ શહેરનો નાશ કરવા માટે એકાંતમાં અનુષ્ઠાન કરે છે.

આ સાંભળી ગુરુએ તે ફકીરને બોલાવી પૂછ્યું કેઃ "આપ આ શહેરનો નાશ કરવા માટે કેમ ઇચ્છો છો ? "

ફકીરે કહ્યું—" અહિંના લોકો મિથ્યાવાદી અને જુઠા છે. એક જણે મને પોતાનો છોકરો આપવાનું કહી પાછળથી ન આપ્યો. તેથી મને લાગ્યું કે આ શહેરનો નાશ થવો જોઇએ."

નાનક—" આ બધુ શહેર જુઠું છે કે શું ! .

ફકીર—" હા, બધા લોકો જુઠા છે.

આ પછી નાનકે મર્દાનાને બે પૈસા આપી શહેરમાં મોકલ્યા અને કહ્યું કે ૧ પૈસાનું જુઠ અને એક પૈસાનું સત લઈ આવ. મર્દાના દરેક ઘેર ઘેર ફર્યો, પણ એને ચીજ મળી નહિ. આખરે મૂળચંદ નામના એક ક્ષત્રિય દુકાનદારે તે બે પૈસા લઈ એક કાગળ ઉપર લખી આપ્યું કે " મરવું એ સત છે અને જીવવું એ જુઠું છે. "

મર્દાનાએ આ કાગળ ગુરૂ નાનકને આપ્યો એટલે તેમણે તે માણસને બોલાવ્યો. પછી ફકીરને કહ્યું કે: "જુઓ, આખી દુનીયા એક સરખી હોતી નથી કોઇ એકાદના અપરાધ માટે અનેકનું અહિત કરનાર ખુદાની ખફગીમાં આવી પડે છે." પછી પેલા માણસને કહ્યું કે. "ભાઇ, મરવું એ સત્ય છે અને જીવવું એ જુઠું છે આમ જાણવા છતાં તું આ સંસારની જાળમાં શા માટે ગુંચાઇ રહ્યો છે?" આ સાંભળી તેણે ઘરબારનો ત્યાગ કર્યો અને વિરક્ત થઇ ગુરૂજી સાથે પ્રભુભક્તિમાં તેમની સેવામાં લીન થયો. આ જોઇ પેલા ફકીરનું મન પણ શાંત થયું તેણે પણ નાનકને ગુરુ કર્યા અને પોતાને સ્થાને ગયો.

સીયાલકોટમાં જ્યાં નાનક ઉતર્યા હતા તે જગા હાલ પણ "બેર સાહેબ" ના નામથી પ્રસિદ્ધ છે. તેને અંગે સરકાર તરફથી ત્રણ ચાર હજાર રૂપીઆની જાગીર હજુ પણ ચાલુ છે.

તે પછી નાનક ત્યાંથી પોતાના વતન તલવંડી ગયા. નાનપણમાં જેને ગાંડો કહી મારતા હતા તે નાનક હવે તો મોટો સિદ્ધ થયેલો જોઇ ગામના સર્વ લોકોએ તેમને વધાવી લીધા. નાનક ઘેર આવ્યા તે જોઇ તેમનાં માબાપ અને સ્ત્રી છોકરાંને કેટલો આનંદ થયો હશે! તેમને સંન્યાસીના વેશમાં જોઈ કેટલું લાગ્યું આવ્યું હશે!

પોતાના વતન તલવંડીમાં કેટલાક દિવસ રહ્યા તે પછી તે નાનપણમાં પોતાની સાથે જે બાલા નામનો માણસ સોટો લેવા ગયા ત્યારે હતો તેને સાથે લઇ છાનામાના જંગલમાં ચાલી ગયા. અહિં જે સ્થળે પોતે રહ્યા હતા તે સ્થાને 'છોટા નાનકાના સાહેબ' નામનો એક ઉત્તમ ગુરુઆશ્રમ હાલ પણ છે.

ત્યાંથી નીકળી પોતે સુલતાનપુર થઇ સતલજ પાર મરૂ ભૂમિમાં થઇ ફરતા ફરતા હરદ્વાર જઇ પહોંચ્યા.

ત્યાં હજારો યાત્રાળુ ગંગા સ્નાન કરી સૂર્યને નમસ્કાર કરતા હતા. તેમની પાછળ અનેક પંડયાઓ દક્ષણા માટે ફરી વળતા હતા. નાનક ત્યાં જઇ ગંગામાં સ્નાન કરી હાથમાં જળનો ખોબો ભરી સૂર્યથી ઉલ્ટુ પશ્ચિમ તરફ પાણી રેડવા લાગ્યા. આ જોઈ એક પંડ્યાએ કહ્યું. "તું કોણ છે? ક્યાંની આવે છે અને શી ન્યાત છે?"

નાનકે આ સાંભળી કહ્યું, "મારી કોઇ નાત નથી અને જ્યાં દિવસ કે રાત્રી કશું પણ નથી તેવા વિચિત્ર શહેરમાંથી હું આવું છું."

પંડ્યા—"આ તું શું કરે છે? જો હું કહું તેમ કર!

નાનક—"હું પરદેશી મુસાફર છું. આ બધા લોકો પૂર્વ તરફ જળના ખોબા ભરી ભરીને કેમ ફેંકે છે?"

પંડ્યા—"તું કેવો મૂર્ખ છે, આ લોકો તર્પણ કરે છે અને પોતાના પિતૃને જળ પહોંચાડે છે, એ પણ તું જાણતો નથી!

નાનક—"તો તો હું જે કરૂં છું તે બરોબર છે, મારા ગામમાં એક ખેતર છે. અને હું તેમાં આ પ્રમાણે પાણી સિંચું છું"

પંડ્યા—"તારૂં ગામ અહિંથી કેટલે દૂર છે?"

નાનક—"સો ગાઉ દૂર છે."

પંડયા—"તો તું કેવો મુર્ખો છે, એટલે દૂર ખેતરમાં આ પાણી કેવી રીતે પહોંચશે"

નાનક—"જેવી રીતે આ લોકો અહિં પાણી ચઢાવી પિતૃઓને પાણી પહોંચાડે છે તેવી રીતે મારૂં પાણી પણ મારા ખેતરમાં પહોંચશે."

આ સાંભળ્યું પણ પંડયો કોઇ વિદ્વાન નહોતો. માત્ર દક્ષિણા લેવાનુંજ જાણતો હતો એટલે તે શ્રાદ્ધના ખરો આશય અને તત્વ રહસ્ય નાનકને સમજાવી શક્યો નહિ. એટલે આ ચર્ચા અહિંવાજ અટકી.

હરદ્વાર-કનખલમાં જે સ્થળે ગુરુજી ઉતર્યા હતા તે સ્થળ હાલમાં પણ નાનકવાડાના નામથી પ્રખ્યાત છે.

કેદમાં—ગુરુજી તે પછી હરદ્વારથી નીકળી સંવત ૧૫૬૧ માં દિલ્હી ગયા. તે વખતે ત્યાં સિકન્દર લોદી રાજ્ય કરતો હતો. તે માનતો કે જે સાધુ કંઇ ચમત્કાર બતાવી શકે નહિ તે ખરો સાધુ કે ફકીર નથી પણ ઢાગક છે. માટે એવા માણસોને દેશમાં ભટકવા દેવાથી પ્રજાનું અહિત થાય છે. આથી તે જે કોઇ સાધુ કે ફકીર જણાય તેને પકડી કેદમાં પૂરી દેતો અને ચા ઘંટીએ બેસાડી દેતો.

નાનક દિલ્હી ગયા. તેની ખબર બાદશાહ સાંભળતાં વળી જાણ્યું કે તેનો ઉપદેશ સાંભળી ઘણા હિન્દુ-મુસલમાનો તેના શિષ્ય બને છે. એ સાંભળી બાદશાહે ગુરુ નાનકને પકડી મંગાવ્યા અને તેમના સાથેના બીજા માણસો સાથે તેમને કેદ કર્યા. અને પ્રત્યેકને એક ઘંટીએ બેસાડી મણ મણ દાણા દળવા આપ્યો. ત્યાં બીજા પણ કેટલાક સાધુઓને દળવા બેસાડેલા હતા.

આમ થતાં મર્દાનાએ કહ્યું: ગુરુજી, અમે તો જાણ્યું કે આપની સાથે રહેવાથી સારો લાભ થશે પણ અહિં તો નસીબમાં આ પથરો ખખડાવવાનો આવ્યો.

આ સાંભળી ગુરુએ કહ્યું: "ભાઇ તને પરમેશ્વરની શક્તિ અને મહિમાની હજુ ખબર નથી. તેવાજ તું ગભરાઇ ગયો છે. સર્વ શક્તિમાન ભક્તવત્સલ ભગવાન શું નથી કરી શકતા ? જા, તું સઘળા ફકીરોને કહે કે કોઇ ઘંટી ફેરવશો નહિ."

મર્દાનાએ ગુરુજીના આજ્ઞા પ્રમાણે સર્વ સાધુઓને ઘંટીઓ છોડાવી દીધી. તેમ છતાં પણ સૌના આશ્ચર્ય વચ્ચે ઘંટીઓ જેમની તેમ ફરતી રહી અને દાણા પણ તેમાં રીતસર એની મેળે જ પડવા લાગ્યા. સાધુઓને આ જોઇ આશ્ચર્ય થયું. જેલર પણ આ ચમત્કાર જોયો. જેથી તેણે જઇ બાદશાહને આ વાત કહી તે સાંભળી બાદશાહ કેદખાનામાં આવી જુએ છે તો સર્વ સાધુઓ પગ વાંખા કરી પડેલા હતા અને ઘંટીઓ ઝપાટાબંધ ફર્યા કરતી હતી." આવો વિચિત્ર ચમત્કાર જોઇ બાદશાહ ગુરુના ચરણમાં લાંબો પડયો અને પોતાની ભૂલ માટે ક્ષમા માગી.

આ પછી તેણે ગુરુજીના પાસે ઉપદેશ માગ્યો ત્યારે ગુરુએ કહ્યું કે:

"યક અરજ ગુફતમ પેશ તો દરગોશ કુન કરતાર,
હક્કા કબીર કરીમ તુ બેઐબ પરવરદીગાર."

અર્થાત:—"હે પરમાત્મન, હું આપની પાસે દીન થઇને એક વિનંતિ કરૂં છું. તે આપ કાન દઇ સાંભળો. આપ સદા નરીમના બેલી, કૃપાળુ અને નિર્દોષનું પાલન કરનાર

છે. અને હું સદાનો પતિત, કૃતઘ્ન અને ખરાબ કર્મોમાં પ્રીતિવાળો છું તો મારો ઉદ્ધાર કરવો એ માત્ર આપની કૃપા દૃષ્ટિનેજ અધીન છે.'

આ પછી ગુરુજીએ તેને સઘળા સાધુ ફકીરોને છોડી દેવાની અને ફરીથી કદી પણ સાધુ સંતોને સતાવવા નહિ એવી આજ્ઞા કરી. અને કહ્યું કે કોઇ ફકીરની હાય (નિસાસા) તમારૂં આખુ રાજ્ય નષ્ટ કરી નાખે તોહ તેની સાવચેતી રાખજો. બાદશાહ પ્રજાના સંરક્ષણ માટે છે. નહિ કે પીડા માટે, સર્વ જીવજીવમાં પરમેશ્વર છે અને તે પરમાત્માનું એક સ્વરુપ તે આ સર્વ જીવો છે. તેની તમને ખબર નથી.

આ સાંભળી બાદશાહ ગુરુના ચરણે પડયો. ઘણી ઘણી ભેટ મૂકી. ગુરુએ તેની ભેટનો સ્વિકાર ન કર્યો. અને કહ્યુઃ આવી દુનીઆની દોલતથી અમારૂં કામ જરા પણ સરતું નથી." આમ કહી પોતે પોતાના સ્થાને ગયા. આ પ્રમાણે તેમણે અનેક સાધુ સંતોને છોડાવ્યા તેથી તેમની ઘણી ખ્યાતિ ફેલાઇ.

ગુરુ કેટલાક દિવસ ત્યાં રહ્યા પછી કાશી તરફ જવા નીકળ્યા.

**કાશી યાત્રા**—ગુરુ દિલ્હીથી નીકળી અલીગઢ, મથુરાં, વૃંદાવન, આગ્રા, કાનપુર, લખનૌ અને અયોધ્યાની યાત્રા કરતા કરતા સંવત ૧૫૬૬માં કાશી આવી પહોંચ્યા. ત્યાં તેમણે પશ્ચિમઘાટ ઉપર મુકામ કર્યો. જે સ્થળે તેઓ આહિં ઉતર્યા હતા તે સ્થળ હજુ પણ 'ગુરુના બાગ' ના નામથી પ્રસિદ્ધ છે.

ગુરૂ નાનક આવ્યાની વાત શહેરમાં ફેલાતાં સેંકડો મનુષ્યો તેમનાં દર્શને આવવા લાગ્યા. પોતે તે સર્વને ધર્મ, જ્ઞાન અને ગ્નાનનો દૃષ્ટાન્ત અને પ્રમાણ સાથે ઉપદેશ આપવા લાગ્યા. તેમના ઉપદેશથી તેઓ કયા પંથના છે અને ક્યા સિદ્ધાંતને માનનાર છે તે કોઇ કળી શકાતું નહિ. હિન્દુ, મુસલમાન, સર્વ તેમનો ઉપદેશ સાંભળવા આવતા અને દરેક જણ એમ માનતા હતા કે ગુરુ નાનક અમારા જ સિદ્ધાન્તના પુષ્ટિનો ઉપદેશ આપે છે. આથી હિન્દુઓ કહેતા કેઃ ગુરુ નાનક અમારા મતનું અનુમોદન આપે છે. મુસલમાનો કહેતા કે એતો અમારા પાક મજહબનોજ પ્રચાર કરે છે. વૈષ્ણવો માનતા કે આ સાધુ વૈષ્ણવ છે, શૈવો માનતા કે આ તો શૈવ મતના છે.

એક વખતે સર્વ કોઇ તેમની પાસે બેઠા હતા તે વખતે શાસ્ત્રી વાસુદેવ સર્વના અગ્રેસર થઇ પૂછવા લાગ્યા કે હે સાધુ પુરુષ, આપ ક્યા વર્ણ અને આશ્રમને શોભાવો છો?

ગુરુજી આ સાંભળી બોલ્યા કેઃ "એની મને બરાબર ખબર નથી પણ પરમાત્મા સાથે મારો સર્વ કરતાં વધુ સબંધ છે માટે જે વર્ણાશ્રમ તેમનાં (પરમાત્માના) છે તેજ મારાં છે.'

શાસ્ત્રી—"ચિદાત્મા-પરમાત્માની સાથે ચેતનનો અધિક સંબંધ હોય તે સંબંધી મારો પ્રશ્ન નથી, પણ અમે તો વર્ણાદિ સતશાસ્ત્ર પ્રતિપાદિત સ્થૂલ દેહના સાથે સંબંધ ધરાવતા વર્ણાશ્રમ વિષે પૂછીએ છીએ."

ગુરુ—"જો એમ હોય તો ધર્માત્મા સાક્ષાત્કાર પછી ધર્મની જિજ્ઞાસા જ અવિચાર પૂર્વક છે. વર્ણાશ્રમ ધર્મનો સબંધ તો આપણા સ્થુળ શરીર સાથ કહો છે અને મારૂં ધર્મરૂપ સ્થૂલ શરીર તો આપની નજર સામે જ છે.

શાસ્ત્રી—તો આપના ઉપાસના સંબંધી સિદ્ધાંત કયા છે?

ગયાજી—કેટલાક દિવસ ત્યાં રહ્યા પછી ગુરુજી શિષ્યમંડળ સાથે ગયાજી ગયા. ત્યાં તેમણે અનેક હિન્દુ લોકોને પિન્ડદાન આપતા જોયા. ત્યાં એક બ્રાહ્મણ પિન્ડદાન આપતો હતો, તેની પાસે એક ઘીનો દીવો હતો. તે જોઇ ગુરુજીએ પૂછ્યું કે: તમે આ શું કરો છો?"

બ્રાહ્મણે કહ્યું. હું મારા પૂર્વજોનું શ્રાદ્ધ કરૂં છું.

ગુરુ—આ દીવો કેમ કર્યો છે ?

બ્રાહ્મણ કાંઇ શાસ્ત્રનું રહસ્ય જાણતો નહોતો તેથી તેણે કહ્યું: જે અંધારી ગલીમાં થઇ તેમને સ્વર્ગમાં જવાનું છે. તે ગલીમાં તેમને માર્ગ બતાવવા માટે આ દીવો છે.

ગુરુ—ભાઇ, તમે જ્યારે ઉંઘી જાઓ છો અને સ્વપ્નમાં જુદાં જુદાં વિકટ સ્થળોમાં ફરવાનો અનુભવ કરો છો ત્યારે શું તમને માર્ગ બતાવવા માટે દીવાની જરૂર પડે છે ?

બ્રાહ્મણ—ના, તે વખતે તો દીવાની જરૂર પડતી નથી.

ગુરુ—તો આ દીવો પણ તમારા પૂર્વજોને માર્ગ બતાવવા માટે જરા પણ ઉપયોગ નો નથી. આ શરીર એ દીપક છે. અને ઇચ્છાઓથી ઉત્પન્ન થતું દુઃખ એ તેમાં તેલ રૂપ છે. ઇશ્વરના નામથી તે દીવાને પ્રકટાવો એટલે તેલ બળી જશે. અને તમે દિવ્ય પ્રકાશની સાથે એકતા અનુભવી શકશો.

ગુરૂજી પણ પિતૃશ્રાદ્ધ કરાવશે એ જાણી પંડયાઓ તેમની આસપાસ વિંટાઇ વળ્યા પણ ગુરૂજીની આ વાત સાંભળી તેમણે જાણ્યું કે ગુરૂ કાંઇ શ્રાદ્ધ કરાવવાના નથી. તેથી તે સર્વે નિરાશ થયા.

ગયાજીથી નીકળી પોતે બુદ્ધગયા ગયા. ત્યાંના ગોસ્વામી દેવગિરી જે મહંત ને મોટા જાગીરદાર હતા તે ગુરૂના ઉપદેશથી મુગ્ધ થયા. તેમની પછી ગાદીએ આવનાર તેમનો શિષ્ય ભક્તગિરિ પોતાની સંપત્તિ છોડી શિષ્યમંડળ સાથે પંજાબમાં આવી ગુરૂ હરરાય ના વખતમાં તેમનો શિષ્ય બન્યો હતો.

બુદ્ધ ગયાથી નીકળી ગુરૂજી મુંગેર, ભાગલપુર, સાહેબગંજ અને રાજમહેલ થઇ સંવત ૧૫૬૪ ના અષાઢમાં માલદેવ આવ્યા. ત્યાં એક આંબાવાડીયામાં પોતે મુકામ કર્યો. જે જગ્યા હાલ પણ 'ગુરૂકા બાગ' ના નામથી પ્રસિદ્ધ છે. કેટલાક દિવસ ત્યાં રહી લોકોને ઉપદેશ આપ્યા પછી પોતે ત્યાંથી નીકળી મુર્શિદાબાદ, બરદ્વાન, હુગલી, કૃષ્ણનગર, શાહજાદપુર, અને ફિરાજપુરના લોકોને ઉપદેશ આપતા આપતા ઢાકામાં આવી પહોંચ્યા.

ઢાકામાં તે વખતે જાદુ વિદ્યા ઘણી હતી. તેથી અનેક જાદુગરો ગુરૂજી પાસે આવી પોતાની વિદ્યા અજમાવવા લાગ્યા. પણ તેમનું નાનક આગળ કાંઇ ચાલ્યું નહિ. એથી તેમનું અભિમાન ગળી ગયું. તે પછી તેમણે નાનકને પૂછ્યું કે: "આપની પાસે એવી તે કઇ વિદ્યા છે કે જેની આગળ અમારા મંત્ર જંત્રનું કશુંય ચાલતું નથી."

ગુરૂએ હસીને જવાબ આપ્યો કે: "જાદુ અને મંત્ર તંત્ર એ સઘળું દેવને આધીન છે. જેવો જેનો મંત્ર તેવો તેનો પ્રતાપ. મારી પાસે જે મંત્ર છે તે મહામંત્ર છે. તેનો દેવતા કાંઇ સાધારણ દેવ નથી. એટલે તે મંત્રદ્વારા સંસાર માત્રને મોહન, મારણ, અને ઉચ્ચાટનાદિથી વશ કરી શકાય છે."

આ સાંભળી જાદુગરો આશ્ચર્ય પામ્યા અને એવો તે વળી કેવો મહામંત્ર હશે એ જાણવા ઉત્સુક થયા.

તેમની ઇચ્છા જાણતાં ગુરુ નાનકે કહ્યું કેઃ તે મંત્ર " ૐ सत्य नाम " એ છે. તેનો અધિદેવ તે સર્વાન્તર્યામી પરમાત્મા છે, માટે એ મંત્રની સામે તમારા બીજા સામાન્ય દેવોના મંત્ર બિલકુલ પાછા પડી જાય છે. "

આ પછી ગુરુજીના સદુપદેશથી ઢાકાના જાદુગરો પોતપોતાની મલિન વિદ્યાનો ત્યાગ કરી ગુરુને શરણે આવ્યા અને તેમના સાચા ભક્ત બની પ્રભુ ભક્તિમાં તલ્લિન થયા.

નાનક ઢાકાથી નીકળી આગળ ચાલતાં ત્રણેક ગાઉ ઉપર એક ગામમાં મુકામ કર્યો. ત્યાંની સ્ત્રીઓ જાદુમાં ઘણી કુશળ હતી. અને તે દ્વારા તે પોતે દુરાચારમાં પ્રવૃત્ત રહેતી. તે સવની સરદાર એક નૂરશાહજવાન નામની સ્ત્રી હતી. તે સ્ત્રીના જોવામાં મર્દાના આવ્યો અને તરત તે તેના ઉપર મોહિ પડી. તેણે યુક્તિથી મર્દાનાને કેદ કર્યો. પણ આ વાતની ગુરુજીને ખબર પડતાં જ તેઓ તે સ્ત્રીને ઘેર પહોંચી ગયા. ગુરુજી જેવા પવિત્ર પુરૂષના ઓજસ્થી અને તેમના અમૃત સમાન ઉપદેશથી તે સ્ત્રી પણ શરમિંદી બની ગઇ. ગુરુજીનો પ્રભાવ તે દુરાચારી સ્ત્રીઓ ઉપર એટલો બધો પડી ગયો કે તે સઘળી સ્ત્રીઓ પોતાનાં દુષ્કૃત્યોનો પશ્ચાતાપ કરી નીતિને માર્ગે જીવન ગુજારવા લાગી.

તે ગામનું પાણી ખારૂં હતું. તેથી લોકોની પ્રાર્થનાથી ગુરુ નાનકે પોતાના હાથે એક સ્થળે બરછી મારી. ત્યાં કુવો ખોદવાનું કહ્યું એટલે ત્યાં કુવો ખોદતાં ત્યાંનું પાણી પણ મીઠું નીકળ્યું. ગુરુજીએ ત્યાં જે બરછી મારી હતી તે હજુ પણ ત્યાંના ગુરુ સ્થાનમાં જાળવી રાખવામાં આવી છે. અને યાત્રાળુને તેનાં દર્શન કરાવવામાં આવે છે. એ સ્થળ ગુરુએ બરછી મારવાથી 'બરછા સાહેબ'ના નામથી પ્રસિદ્ધ છે.

તે પછી ગુરુ નાનક કામરુપ દેશ (આસામ)માં ગયા આ દેશ ઘણે ભાગે વામમાર્ગી હતો ત્યાંની સ્ત્રીઓ અતિ સુંદર હતી અને પુરૂષો નિર્બળ હોવાથી જ્યાં ત્યાં દુરાચાર ફેલાઇ રહ્યા હતો.

આ દેશમાં કામાક્ષીદેવીનું મંદિર છે. તેમાં યોનિ ચિહ્ન મૂર્તિને બદલે હતું. તે ઉપર મહિનાના મહિના સુધી પાણીમાં રાતો રંગ ઘોળીને અભિષેક કરાતો અને તેને દેવીનું રજ માનીને લોકો કપાળે ચોપડતા. ગુરુ નાનક તે મંદિર પાસે ઉતર્યા. લોકો દેવીને જગજ્જનની માની પુજતા. તે લોકોને નાનકે સત્ય ધર્મનું દર્શન કરાવી સત્યસ્વરૂપ અવિનાશી પુરુષની ભક્તિ તરફ પ્રેર્યા.

તે પછી ગુરુ નાનક ત્યાંથી નીકળી ગૌરીપુર બંદરે થઇ આસામમાં અજમેરીગંજ, કરીમગંજ, સિલ્હટ વિગેરે પ્રદેશોમાં ફરી મણિપુર થઇ લોશાઇ આવ્યા.

આ વખતે ત્યાં દેવલોન રાજા રાજ્ય કરતો હતો તેણે પોતાના રાજ્યમાં એવો નિયમ કર્યો હતો કેઃ કોઇ પણ પરદેશી મનુષ્ય દેશમાં દાખલ થાય તો તેને મારી નાખવો. ગુરુ નાનક પણ અહિં પરદેશી હતા તેથી કાયદા પ્રમાણે તેમને પણ મારી નાખવાનો ઠરાવ થયો. પણ ગુરુ નાનકના અનુપમ તેજ આગળ રાજા ઝંખવાણો પડ્યો અને તેમને શરણ થયો ગુરુએ તેને ઉપદેશ આપ્યો કેઃ જે અધિકારી નેત્ર, મન, વાચા, અને કર્મથી લોકોને પ્રસન્ન રાખે છે તેની પ્રસન્નતા મેળવવા લોકો પ્રયત્ન કરે છે. પણ જેનાથી અધિકારીને જોતાં જેમ મૃગો ભયભીત થઇ જાય છે તેમ સર્વ પ્રાણી બ્હીતાં હોય છે તે પુરુષ ભલે તો સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરે તો પણ અંતે ગુમાવી બેસે છે. તે પછી રાજા ગુરુનો શિષ્ય થઇ નીતિપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો. ત્યાંથી નાનક અનેક ગામોમાં

ઉપદેશ આપતા કલકત્તામાં આવ્યા. એ વખતે કલકત્તા એક ગામડું હતું અને કાલિઘાટના નામથી ઓળખાતું હતું ત્યાંથી હુગલી ઉતરીને બાનેશ્વર મેદનીપુર વગેરેમાં ફરતા તે કામદી, વૈતરણી, બ્રાહ્મણી અને મહાનદી નદીઓ ઉતરી કટકમાં આવ્યા.

જગન્નાથપુરી—સંવત ૧૫૬૬ માં ચૈત્ર મહિનામાં ગુરુ નાનક આ પ્રમાણે ફરતા ફરતા જગન્નાથપુરી આવી પહોંચ્યા ત્યાં મંગુમઠ નામના સ્થાનમાં બિરાજ્યા. ત્યાં તેમણે ભજનકીર્તન ગાવા માંડયાં તે સાંભળી લોકો તેમની પાસે આવવા માંડયા. સંધ્યાકાળે આરતી વખતે પોતે મંદિરમાં ગયા અને જગન્નાથજીનાં દર્શન કરી પુજારીઓથી જુદા પડી પોતે એકલા જ સ્તુતિ કરવા મંડયા આથી પુજારીઓએ કહ્યું કે: તમે અમારી સાથે જ આરતી ગાવ! એટલે ગુરુએ કહ્યું કે: "તમારી અને મારી આરતીમાં ઘણો ભેદ છે માટે હું તમારી સાથે ભળી શકું તેમ નથી!" આરતી પૂરી થતાં બધા પૂજારીઓએ કહ્યું કે: અમારી અને તમારી આરતીમાં શો ફેર છે તે કહો.

આ પુજારીઓ અજ્ઞાનથી મૂર્તિદ્વારા પરમાત્માને પૂજવાનું ભૂલી ગયેલા હતા અને માત્ર મૂર્તિનેજ ભગવાન અર્થાત મૂર્તિ જેટલા જ ભગવાનને માનતા. તેથી ગુરુએ તેમને કહ્યું કે: "તમારી આરતી અને તમારા જગન્નાથ બન્ને કૃત્રિમ છે અને મારી આરતી તથા મારા જગન્નાથ બન્ને સ્વતઃસિદ્ધ છે."

પૂજારીએ આ સાંભળી કહ્યું: "અમારા જગન્નાથથી જુદા એવા આપના કયા જગન્નાથ છે? જગન્નાથ તો સંસાર માત્રમાં આ એકજ છે."

ગુરુ—"જગન્નાથ નામ સર્વ જગતના સ્વામીનું છે. અને તે કદી પણ એક દેશમાં રહી શકતા નથી. પરંતુ સર્વ વ્યાપી જ હોય છે. જે એક દેશીય હોય તે કૃત્રીમ અને અને નાશવંત હોવાથી તે સર્વ જગતનો સ્વામી થઇ શકતો નથી હું ઈશ્વરને જે સ્વરૂપે ભજું છું તે કલ્પનારૂપ નથી પણ સ્વતઃસિદ્ધ છે.

આ વિગેરે કેટલોક ઉપદેશ આપ્યો. કેટલાક દિવસ નાનક જગન્નાથપુરીમાં રહી પછી પાછા ત્યાંથી નીકળ્યા. થોડે જતાં શોર નદીના કિનારે રમણીય જગામાં ગુરુજીએ મુકામ કર્યો એ વખતે જગદીશનો પૂજારી જે ઘણો સમૃદ્ધિવાન હતો છતાં સંતાન રહિત હતો તે ગુરુજી પાસે આવ્યો, અને પ્રાર્થના કરીકે આપ કેટલોક વખત અહિં જ રહી અમને ઉપદેશામૃત આપી કૃતાર્થ કરશો તો ઉપકાર થશે. આપની ઇચ્છા પ્રમાણે આપના મુકામની સગવડ કરવા સેવક ઇચ્છે છે.

આ સાંભળી ગુરુએ કહ્યું: અમારે માટે કદી રત્નજડીત સુંદર મંદિર બને; અનેક ભોગ વૈભવો તેમાં હોય, સેવા માટે ઇન્દ્રની અપ્સરાઓ હોય તો પણ કેવળ એક પરમાત્માના સ્મરણ સિવાય અમારે તેમાંનું કશું ઉપયોગમાં આવે તેમ નથી જે પદાર્થો જોતાં પરમેશ્વરનું વિસ્મરણ નહિ થતાં તેની યાદ તાજી રહ્યા કરે એવા પદાર્થો અમારે જોઇએ. આ સાંભળી પંડયાનો સંપત્તિ મદ ઉતરી ગયો. તે ગુરુના ચરણે પડયો અને ગુરુએ તેને હાથે કરી ઉઠાડી આશીર્વાદ આપ્યો તે પછી તે પંડયાને ત્યાં પુત્ર પ્રાપ્તિ થઇ તેના વંશજો અત્યારે પણ રાજાની લોકોના પંડયા તરીકે પ્રસિદ્ધ છે.

ત્યાંથી નીકળી ગુરુ ચીલકા સરોવર થઇ અનેક શહેરો અને ગામોમાં મુકામ કરતા ઉપદેશ આપતા મહા નદી ઉતરીને સુહાગપુર આવી પહોંચ્યા. ત્યાંના લોકો શનિશ્વરને જ પરમાત્મા માની તેની ભક્તિ કરતા હતા. આગળ જતાં વિન્ધ્ય પર્વતની એક શાખા

કાઠકંટક પર્વતમાં અનેક સાધુ સંતો અને ફકીરોને જળની જ ઉપાસના કરતા જોયા. તેમને ગુરુ નાનકે સત્યદેવનું દર્શન કરાવ્યું.

વિજય પ્રદેશમાં કેટલાક દિવસ સુધી ગુરુ નાનક ફર્યા અને કુદરતની લીલા જોઇ આનંદ પામતા. એ પ્રદેશમાં એક કૌડા નામનો ભીલ રાજા હતો, એ પ્રજા હજુ પણ ઘણી જંગલી છે અને તે તે વખતે તો તેમનામાં અને હિંસક વનપશુઓમાં ભાગ્યેજ ફેર હતો. તેઓ મનુષ્યાહારી હતા. જે કોઇ અજાણ્યું મનુષ્ય નજરે પડે તેને નૈવેદ્ય ધરાવી દેવામાં વિલંબ કરતા નહિ. આ પ્રદેશમાં ફરતાં મર્દાના તેમની જાળમાં ફસાયો તેનો દેહ તે રાક્ષસો રૂપી મનુષ્યોનો ભક્ષ્ય બને તે પહેલાં તો ગુરુ સાહેબે તેને મુક્ત કરાવી તે ભીલ લોકોને ભક્ત બનાવી અનેક લોકોને પ્રાણદાન આપ્યાં.

આગળ ચાલતાં તે એક ઘાટ જંગલમાં જઇ ચડયા. જ્યાં વાઘ, વરુ વિ. હિંસક પશુઓની ગર્જના વારંવાર સંભળાતી હતી. જેથી મર્દાનાના હોશકોશ ઉડી ગયા. તેણે ગુરુને કહ્યું કેઃ "આ ભયાનક જંગલમાં તો જીવ બચવો પણ મુશ્કેલ છે." ગુરુએ તેને ધીરજ આપી કહ્યુંઃ "ધીરજ રાખ તારી ખાવા પીવાની ઇચ્છા થોડા વખતમાં પુરી થશે."

ત્યાંથી આગળ ચાલતાં એક સુંદર વન આવ્યું. ત્યાં અનેક સાધુ, સંતો, યોગીઓ અને ફકીરો પ્રભુભક્તિમાં મસ્ત રહેતા હતા. તે સ્થળ સુગંધિત પુષ્પોથી સુવાસિત થઇ રહ્યું હતું. સ્વાદિષ્ટ ફળોની ખોટ નહોતી. ત્યાં ગુરુની આજ્ઞાથી મર્દાના અને બાલાએ અનેક જાતનાં ફળ લાવી ખાધાં. તે પછી મર્દાનાએ સારંગી વગાડી ભજન લલકાર્યું. તે સાંભળી પશુ પક્ષીઓ પણ આકર્ષાયાં.

ત્યાં પંદરેક દિવસ રહી ત્યાંના સાધુ સંતો સાથે જ્ઞાન ચર્ચા કરી. પછી ગુરુ નર્મદા કિનારે જગલપુરમાં ગયા. ત્યાંના કુલ નામના જાદુગર ફકીરનું અભિમાન તોડી પોતે ચિત્રકુટ થઇ પાછા ફરીદવાડા આવ્યા. ત્યાં એક કુવો હતો ત્યાં ફરીદ નામના ફકીરે ઉંધે માથે લટકાઇ તપ કર્યું હતું. તે સ્થળનાં દર્શન કરી ગુરુ ચંદેરી, કાલાબાટના કાંઠી, ગ્વાલિયર, ભરતપુર, ધોળપુર, રેવારી અને કરોની વિગેરે સ્થળે ફરી કરનાલમાં આવ્યા. ત્યાં પ્રસિદ્ધ શેખ શરફદ્દીનો શિષ્ય શેખ કમરદીન અનેક ફકીરો અને અમીરો સાથે ગુરુજી પાસે આવ્યો. તે સઘળા ગુરુના પવિત્ર આદેશથી શીખ ( શિષ્ય ) બની ગયા.

આ પ્રમાણે તેમણે અનેક મહાપુરુષોને પોતાના શિષ્ય બનાવ્યા.

તે પછી સૂર્યગ્રહણ આવવાનું હતું અને તે વખતે કુરુક્ષેત્રમાં લાખો લોકો યાત્રા માટે ભરાતા હોવાથી ગુરુજી કરનાલથી નીકળી કુરુક્ષેત્ર ગયા. ત્યાં લોકોને ઉપદેશ આપી પછી સંવત ૧૫૧૬ ના પોષ સુદ ૧૧ ને રોજ પોતે પોતાની બેન નાનકીને મળવાની ઇચ્છા થવાથી સુલતાનપુર ગયા.

સુલતાનપુરમાં નાનક સદાવ્રત ઉપર રહેતા હતા અને તે વખતે લોકોએ તેમને માટે ખોટી અફવાઓ ફેલાવી હતી તે હવે ગુરુ નાનકનો પ્રતાપ જોઇ પસ્તાવા લાગ્યા તે સર્વ ગુરુ નાનકનાં દર્શન કરી સેવા કરવા લાગ્યા હવે ગુરુ સુલતાનપુર રહી ઉપદેશ આપ્યા કરે એવી લોકોની ઇચ્છા હતી.

બીજી વખતની યાત્રા—થોડોક વખત ગુરુ સુલતાનપુરમાં રહ્યા પછી સંવત ૧૫૬૭ માં વૈશાખ મહિનામાં ગુરુજી દક્ષિણની યાત્રા કરવા માટે મર્દાના અને બાલા સાથે નીકળ્યા.

રસ્તામાં કસુરમાં ફકીર શેખ ખવાજુદ્દીન, કેન નુરનંદ વ.રા વિ. નો મુલાકાત

લઈ તેમની સાથે જ્ઞાનગોષ્ટિ કરી તેમના પવિત્ર ચિત્તને પોતાતરફ આકર્ષી ગુરુ આગળ ચાલ્યા.

સંવત ૧૫૬૭ ના અષાડમાં તે સરસા પહોચ્યા ત્યાં ખ્વાજા સાહેબ નામના પ્રસિદ્ધ સ્થળમાં ઉતરી શેખ ફરીદજી વિ. મહાત્માઓ સાથે સમાધિમાં લીન્ન થયા તે પછી આગળ જતાં બિકાનેર મુકામ કર્યો. ત્યાં વસતા જૈન ધર્મને માનનારાને ગુરુએ ઉપદેશ કર્યો. પણ જૈનો ઉપર તેમની કાંઇ અસર થઈ નહિ તેમનો પ્રતિકુળ ઉપદેશ સાંભળી જૈન ધર્મના ઢુંઢીયા પંથના સાધુઓ ગુરુજી આગળ વાદવિવાદ કરવા આવ્યા. તેમણે નાનકને પૂછ્યું કેઃ " આપ કયા ધર્મને માનો છો ? "

ગુરુ નાનકે આ સાભળી કહ્યુંઃ " પોતે સન્માર્ગે ચાલવુ અને બીજાઓને તેવો માર્ગ બતાવવો એ જ મારો ધર્મ છે. "

સાધુ—" એવો અલૌકિક સન્માર્ગ કયો છે ? "

ગુરુ—" પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સમજવાનો અને તેમનું અસ્તિત્વ સ્વિકારવાનો."

સાધુ—પરમાત્માનું વાસ્તવ સ્વરૂપ કેવું છે અને તેને જાણવા ને માનવાથી શો લાભ છે ?

ગુરુ—સત્ય એ પરમાત્માનું વાસ્તવ સ્વરૂપ છે. તે સત્ય શ્રી અકાલ પુરૂષ જ સંસારનો કર્તા હર્તા છે. તે નિર્ભય, કૃપાળુ, અકાલ મૂર્તિ, અજન્મા, અને પ્રકાશ સ્વરૂપ છે. એવા પરમાત્માને જાણવાથી અને માનવાથી આત્માનું કલ્યાણ થાય છે.

સાધુ—અમારા મત પ્રમાણે આ સંસાર અનાદિ, અંત શાશ્વત અને સત્ય સ્વરૂપ છે. માટે તેનો કોઇ કર્તા માનવાની જરૂર નથી અણુઓથી બનેલા પદાર્થો સિવાય બાકીનાં બધાં વિશેષણો વ્યર્થ છે, જીવનું કલ્યાણ તો શુભ કાર્ય કરવાથી જ થઇ શકે છે.

ગુરૂ—કર્મોનો ફળ પ્રદાતા તો કોઈ માનવો જોઇએ ને!

સાધુ—કર્મો પોતેજ પોતાનાં ફળ જીવને આપી શકે છે!

ગુરૂ—કર્મો તો ક્રિયાવિશેષણ જેવાં છે તે જડ અને ક્ષણભંગુર છે. તેનામાં ફળ આપવાનું સામર્થ્ય કયાંથી આવી શકે ! "

સાધુ—વિષ એ જડ તથા નાશ પામે એવું છે છતાં તે પોતાના સંસર્ગમાં આવનારને મરણરૂપ ફળ આપી શકે છે.

ગુરૂ—મરણ એ નામ તો પ્રાણના વિયોગનું છે. સાવયવ જડરૂપ સાવયવ જડ દેહને અસર કરી શકે છે પણ નિરવયવ જડરૂપ કર્મ નિરવયવ ચેતન જીવને તેના કર્મનું ફળ કદાપિ આપી શકતુ નથી માટે ફલપ્રદાતા તરીકે તો ઇશ્વરને અવશ્ય માનવો જોઇએ.

તે પછી બિકાનેરથી નીકળી ગુરૂ નાનક જેસલમીર જોધપુર થઇ અજમેર ગયા. ત્યાં ખ્વાજા કુતબુદ્દીનનું મકાન જેને તેઓ અઢી દિનની ઝુંપડી તરીકે ઓળખતા હતા તેનાં દર્શન કર્યાં તે પછી તીર્થક્ષેત્ર પુષ્કરજીના મેળામાં જઇ હજારો સ્ત્રીપુરુષોને સદુપદેશ આપી પછી આબુ પર્વત ઉપર ગયા. અહિં અનેક જૈન મુનિયો અને જૈનો યાત્રા કરવા આવ્યા હતા તેમની સાથે જ્ઞાન ચર્ચા કરી હતી.

ત્યાંથી નીકળી પછી પાટણ પડર, અહમદનગર, ડુંગરપુર વાંસવાડા થઈ માળવામાં ઉજ્જન તરફ ગયા, તે પછી તે કામઠી, નાગપુર અને હુગલીમાં થઈ ભક્ત નામદેવના

જન્મસ્થાન અવંઢામાં ગયા. ત્યાં નામદેવ સાથે જ્ઞાન ચર્ચા કરી તેથી નાનક ઘણા પ્રસન્ન થયા તે પછી ગોદાવરી ઓળંગી ગોવળકોંડા, હૈદરાબાદ થઈ જન્મમાં એક પહાડના શિખર ઉપર ગયા આ સ્થળે કાનફટા નાથ યોગી ઘણા રહેતા હતા તેમણે જાણ્યું કે ગુરૂ નાનક પાસે જે કાંઇ ભેટ લઇ જવામાં આવે છે તે સર્વેને વહેંચી દેવામાં આવે છે. આથી તેમની પરીક્ષા કરવા તેઓ તલનો એક દાણો લઇ ગુરૂને ભેટ ધર્યો.

ગુરૂએ તરત બાલાને બોલાવી પેલા તલને પ્રસાદના જંગમાં વાટી નાંખી સઘળાને વ્હેંચી દેવા જણાવ્યું એ સ્થળ હજુપણ તિલગંજ નામથી પ્રસિદ્ધ છે. તે પછી ગુરૂજી ત્યાંથી વાંઢોબાના પંઢરપુરમાં ગયા ત્યાંથી તાંજોર ત્રિચિનાપલી નેગાપટમ અને માપલ કોટની મુલાકાત લઈ શિયાળાની આખરે સેતબંધુ રામેશ્વર જઇ પહોંચ્યા.

ત્યાં તેમણે દરિયા કિનારે અનેક સાધુ બ્રહ્મચારી અને યાત્રાળુઓને એકત્ર થયેલા જોયા. તેમાંના કેટલાક માથા ઉપર વસ્ત્ર નાંખી ગામુખીમાં હાથ નાંખી માળાના મણકા ફેરવતા હતા. કેટલાક ઘંટ વગાડતા હતા તો કેટલાક શંખ ફુંકતા હતા. કેટલાક શાલિગ્રામને પુષ્પ નૈવેદ્ય ધરાવી પુંજતા હતા. ગુરૂ તેમાંના એક ટોળા તરફ વળ્યા તેમને આવતા જોઇને એક સાધુ બોલ્યો કે ઉભો રહે જોજે મારૂં ભોજન અભડાવતો નહિ.

ગુરૂએ આ સાંભળી કહ્યું: અનાજ એ દેવ છે, જળ એ દેવ છે અને અગ્નિપણ દેવ છે. તો પછી તારૂં ભોજન કેવી રીતે અભડાવાતું હતું ! ”

સાધુ—એ બધું હું કાંઇ ન સમજુ પણ જો તું મારા ચોકામાં પગ મૂકશે તો આજે મારે ભૂખ્યા રહેવું પડશે.

ગુરૂ—શું તમને ખબર નથી કે આપણે જ આપણી અપવિત્રતાથી આ ખોરાકને અપવિત્ર બનાવીએ છીએ. જ્યારે તમારી સાથે તમારા આ ચોકામાં અજ્ઞાન, વિકાર, ક્રોધ અને દ્વેષ વિગેરે અપવિત્ર દુર્ગુણો બેઠેલા છે ત્યારે આ ચોકાના લીટાથી શો લાભ? જ્યાં સુધી તમારામાં આ અશુભ વિચારોના ભૂત ભરાયેલા છે, ત્યાં સુધી તમે આવો અપવિત્ર ખોરાક શાલિગ્રામને કેવી રીતે ધરાવી શકવાના ?

સાધુ—“ તો પ્રભુને ધરાવવા યોગ્ય નૈવેદ્ય કેવી રીતે બનાવાય ? ”

ગુરૂ—તમારી જાતને શુદ્ધ બનાવો, આત્મઘાતનો નાશ ન કરો, અભિમાનનો ત્યાગ કરો, નિઃસ્વાર્થપણે ભક્તિપૂર્વક અર્પાયેલા ગમે તેવો ખોરાક પણ પ્રભુ સ્વિકારે છે. અજ્ઞાનથી દોરવાવું નહિ. કારણ તેમ થતાં છાયાનેજ સત્યરૂપ માની બેસશો તમો જેવું વાવો છો તેવુંજ લણો છો. પ્રભુ ક્ષમાપ આપતા નથી ને ક્રોધ પણ કરતો નથી. તેના નિષ્પક્ષપાત ઇન્સાફનો હરિ વો તેમને તમારાં કાર્યોના યોગ્ય બદલો આપશેજ.

ગુરૂ—“ ગુરૂદેવની કૃપાથી સદ્ અને અસદ્ વસ્તુ વચ્ચેના વિવેક જ્ઞાનથી તૃષ્ણાનો અંત લાવી શકાય છે. સત્ય ઉપર પ્રીતિ રાખવાથી માયા જીતાય છે. અહંતાનો નાશ હું પણાનો વિચાર દૂર કરવાથી થાય છે. અને ગુરૂદેવને પોતાની જાત અર્પણ કરી દેવાથી મોક્ષપદ થાય છે. અહંતાનો નાશ થતાં મનુષ્ય આત્મિક ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકે છે. ”

સાધુએ આ સાંભળી કહ્યું “ ના એમ નહિ જ્યાં સુધી તમે સંન્યાસી થશો નહિ ત્યાં સુધી જન્મમરણના ચક્રમાંથી કદાપિ મુક્ત થશો નહિ ચાલો હું તમને દીક્ષા આપું અને તમારા કાનમાં કુંડળ પહેરાવું. ” ગુરૂએ આ સાંભળી કહ્યું: સંન્યાસી થવા માટે

ભમવાં વગેરેની જરૂર નથી. જે માણસ પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખી શકે છે અને સઘળાં કાર્યો પોતાનું કર્તવ્ય સમજી પ્રભુ પ્રીત્યર્થે બજાવી જાણે છે તેજ ખરો સંન્યાસી છે. તેનેજ મુક્તિ મળે છે. એજ માણસ ગંગાજળ કરતાં પણ વધુ નિર્મળ છે.

આ સાંભળી પેલો સાધુ તો અભિમાન ત્યજી તેમને શરણુ થયો.

રામેશ્વરથી ગુરુ નાનક સમુદ્રમાર્ગે સિંહલદ્વીપ–લંકા ગયા. તે વખતે ત્યાં રાજા શિવનાભ રાજ્ય કરતો હતો. તે પ્રશંસા સાંભળી તેમનાં દર્શને આવ્યો અને પોતે સંતાન રહિત છે એમ જણાવ્યું. તેની ગુરુ ઉપર ઘણીજ શ્રદ્ધા ચોંટી હતી તેથી તે પોતાના સેવક તરીકે ગણાવતો. રાણીએ આ વાત જાણી તે પણ ગુરૂજી પાસે આવી ચરણે પડી અને સંતાનની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી. વળી રાણીએ કહ્યું કેઃ " મહારાજ મને એવો કોઇ મંત્ર બતાવો કે જેથી મારા પતિ મારે વશ થઇ રહે. "

આ સાંભળી ગુરૂએ તેને કહ્યું કેઃ વિનયપૂર્વક મધુર ભાષણ બોલવું, ક્ષમા ધારણ કરવી; પતિનાં વચન સહન કરવાં એજ વશીકરણનો મહામંત્ર છે. આ સાંભળી રાણીને ઘણો સંતોષ થયો અને ગુરૂને નમી ઘેર ગઇ. તે પછી તેને ગર્ભ રહ્યો હતો અને પુત્રનો જન્મ થયો હતો. ત્યાંથી નીકળતી વખતે રાજાના આગ્રહથી ગુરૂ નાનકે ઝંડા તક્ષક નામના એક પોતાના ભક્તને ત્યાં પ્રતિનિધિ તરીકે મૂક્યો હતો.

લંકામાંથી પાછા ફરી ગુરૂ મલબારમાં થઇને શૃંગેરી મઠના શ્રીમચ્છંકરાચાર્યની મુલાકાતે ગયા હતા. તેમણે ગુરૂ નાનકનું સારૂં આતિથ્ય કર્યું હતું. બંને મહાત્માઓએ પરસ્પર જ્ઞાનાનંદ મેળવ્યો હતો. ત્યાંથી નીકળી ગુરૂ સાહેબ કોચીન, પુલીકટ, ત્રાઇમ્બતુરા, કાલિકટ, બેંગલોર, ગોવા, રત્નાગીરી વિગેરે અનેક સ્થળોએ ફરી નાસીકમાં આવી શ્રીરામચંદ્રના નિવાસથી પવિત્ર મનાયલી પંચવટીનાં દર્શન કર્યાં. તે પછી તાપી અને નર્મદા નદી ઓળગી ભરૂચ, વડોદરા અને અમદાવાદ થઇ તેમણે કાઠીયાવાડ તરફ ગયા. ભાવનગર થઇ ત્યાં પાસે આવેલા જૈનોના પ્રસિદ્ધ તીર્થ પાલિતાણાના શત્રુંજય થઇ પોતે ભક્ત નરસિંહ મહેતાનાં દર્શન કરવા જુનાગઢ ગયા. ત્યાં બંને પરસ્પર મળી અત્યંત આનંદ અનુભવ્યો.

આ વખતે જુનાગઢમાં ફેજબક્ષ નવાબ હતો તે સાધુ ફકીરો તરફ ઘણી માનની લાગણી ધરાવતો હતો તે ગુરૂનાં દર્શને આવ્યો. તેણે ગુરૂજી પાસે જુનાગઢ છોડતાં તેમની પાદુકા માગી લીધી હતી જે કિલ્લા પાસેની એક ધર્મશાળામાં હજુ પણ છે ત્યાંથી નાનક ગિરનારની યાત્રા માટે પર્વત ઉપર ચઢયા. ત્યાં ગિરનારી બાવા નામના એક પ્રસિદ્ધ સાધુ રહેતા હતા તેમની મુલાકાત લઇ બનેએ પરસ્પર મળી જ્ઞાન ચર્ચા કરી આનંદ મેળવ્યો હતો.

તે પછી વેરાવળ, પ્રભાસપાટણ અને સોમનાથપાટણના દર્શન કરી તે પોરબંદર થઇ દ્વારકા ગયા. ત્યાંથી કચ્છ ગયા અને ત્યાં વસતા વામમાર્ગીઓને સત્ય માર્ગ જણાવી તે અંજાર, ભુજ વિ. સ્થળે ફરી ઉમરકોટ અને સિંધમાં થઇ મુલતાન આવ્યા.

મુલતાનમાં આ વખતે ઘણા પ્રભુભક્ત ફકીરો રહેતા હતા તેમણે ગુરૂના આગમનથી પોતાના શિષ્ય સાથે એક કટોરામાં છલોછલ દૂધ ભરીને ગુરુજી તરફ મોકલી દીધો. તેમાં તેમનો આશય એ હતો કે આ કટોરાની પેઠે અહિં સાધુ ફકીરો વસતા છે તેમાં આપના આગમનથી વધારો થશે. તેમનો આ ભાવ જાણી ગુરૂએ તે કટોરામાં બે ચાર પતાસાં ભાગી નાંખ્યાં અને એક ચંબેલીનું ફુલ મૂકયું. એનું તાત્પર્ય કે જેમ મગપણ

દૂધમાં ભળી જઈ સ્થાન મેળવી શકે છે. અને ચંબેલીનું ફુલ ઉપર તરવા છતાં વિકૃતિ ન થતાં દુધ સુરસિત થાય છે. તેમ તમે મને પણ જાણુશો.

પ્યાલાના દૂધમાં મિઠાશ અને પુષ્પ જોઇ ગુરૂજીનો ભાવાર્થ ત્યાંના સાધુ ફકીરા સમજી ગયા. અને તે પછી હજરત મહાવલ વિ. સર્વ ફકીરા તેમનાં દર્શને આવ્યા. સર્વે મળી આનંદ વાર્તા કરી.

કેટલોક વખત ત્યાં રહી ગુરૂજી પાછા આમળ-ચાલતાં તલંબા ગામમાં આવ્યા. અહી એક સજ્જન નામનો ઠગ રહેતો હતો. તેણે ધાર્યું કે ગુરૂજીને લોકો ઘણી ભેટ ધરાવે છે અને તેથી તેમની પાસે ઘણી મુડી થઇ હશે. એમ ધારી તેણે ગુરૂજીના કારભારી મર્દાનાને ઘણાપ્રેમપૂર્વક પોતાને ત્યાં બોલાવી એક ઓરડામાં પૂરી હાથ પગ બાંધી ખૂબ માર માર્યો. અને કહ્યું કે: ગુરૂજી પાસે જે ધન એકઠું થયું હોય તે મને આપી નહિ દે ત્યાં સુધી છોડીશ નહિ.

મર્દાનાએ ઘણું કહ્યું કે ગુરુજીને જે કાંઇ મળે છે તે તો તે તરત જ ગરીબોમાં વ્હેંચી નાંખે છે અને એક પાઇ પણ પાસે રાખતા નથી. પણ આ વાત તેણે માની નહિ.

ગુરુ નાનકને આ વાતની ખબર પડી તેથી તે બાલાને સાથે લઇ તે ઠગને ઘેર ગયા. અને મર્દાનાને છોડાવ્યા. ગુરુએ તેને કહ્યું કે: ભાઇ, જો અમને તમારી પહેલાંથી ખબર મળી હોત તો જરૂર તમારે માટે થોડું ઘણું દ્રવ્ય સંગ્રહી રાખત પણ શું કરીએ અમે તો એવા ભયથી તેને ત્યાંજ વ્હેંચી દીધું કે જ્યારે અમુક માણુસે ધનનો સંગ્રહ કર્યો છે એવો ભ્રમ થતાં જ તે માણુસની એવી દશા થાય છે કે જીવ બચવો પણ કઠીન થઇ પડે છે. તો જેની પાસે ખરેખરૂં ધન હોય તેના કેવા હાલ થાય!

ગુરુના ઉપદેશથી ઠગ શરમાયો અને ગુરુને ચરણે પડયો અને પોતાનાં પાપની માફી માગી સજ્જન બની ધાર્મિક જીવન ગુજારવા લાગ્યો.

ગુરુ નાનક પોતાની બેન સાથે પ્રતિજ્ઞાથી બંધાયા હતા કે હું વખતો વખત આવી તમારાં દર્શન કરતો રહીશ. તે પ્રમાણે તે પોતાના જન્મસ્થાન તલવંડી જઇ માતા પિતાનાં દર્શન કરી સંવત ૧૫૬૨ માં સુલ્તાનપુર પોતાની બ્હેન નાનકી પાસે ગયા. ત્યાં કેટલાક દિવસ રહી પછી પોતે લાહોર ગયા.

લાહોરમાં મુસલમાનોના હાથે દરરોજ અનેક ગાયો, ઘેટાં, બકરાં વિગેરેની કત્લ થતી જોઇ તેમણે કહ્યું કે આ શહેરમાં આવો કેર વર્તાતો હોવાથી અફઘાનોના રાજ્યપર થોડાજ દિવસોમાં આઘાત થશે. એમ કહી ત્યાંથી તે ચાલી નીકળ્યા અને ત્યાંથી ૨૫ ગાઉ ઉપર રાવી નદીના કિનારે એક રમણીય જગ્યામાં આવી ત્યાંના જાટ લોકોની વિનતિથી સંવત ૧૫૬૯ માં ત્યાં કર્તારપુર નામનું ગામ વસાવ્યું. તેનું સ્વાધીનતાપત્ર દિવાન કરોડીમલ ક્ષત્રિયે પ્રસન્નતા પૂર્વક લખી આપ્યું. ગામ આબાદ થતાં શિષ્ય લોકોની વિનતિ ઉપરથી ગુરુજીએ પોતાના પરિવારને પણ ત્યાં રાખ્યો અને પોતાનો વાસ પણ ત્યાંજ રાખ્યો.

અપૂર્ણ.



# बाळानी असाधारण बुद्धि.

લેખક—પ્રો. હેન્રી ઓલ્ડરીચ. ( તે છોકરીના પિતા. )

મીસ વાએોલા રોઝેલીઆ ઓલ્ડરીચે કેટલું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેની આ ટુંક નોંધ છે. તે છોકરીએ નવમહિને રમતમાં પાઠ શીખવાના શરૂ કર્યા. અઢાર મહિનાની વયે સાદાં પુસ્તકો તે વાંચી શકતી હતી અને શબ્દોની જોડણી કરી શકતી હતી. તથા તદન ચોકખી રીતે લખી શકતી હતી બે વર્ષ અને આઠ માસની વયે તે અંગ્રેજી ભાષાનું કોઇ પણ પુસ્તક દેખતાં વાર છુટથી અને અસર કરે તેવી રીતે વાંચવાને શક્તિમાન્ થઇ.

જ્યારે તે વીસ મહીનાની હતી, ત્યારે તે બધા આંકડા વાંચી શકતી. નવ રંગોને પારખી શકતી, અને તેના આગળ ભૂમિતિના જુદા જુદા આકારોના ૩૪ જાતના પદાર્થો મુકવામાં આવ્યા હોય, તો તે બધાનાં નામ તે કહી શકતી હતી એ માગ્યા પ્રમાણે તે પદાર્થ લાવી આપતી હતી. ૨૧ મહિનાની ઉમ્મરે દુનિયાની મોટી ૨૫ પ્રજાઓના વાવટાઓનાં નામ તે જાણતી હતી, અને યુનાઇટેડ સ્ટેટસનાં રાજ્યો પરગણાંઓ અને રાજધાનીને નકસાપર બતાવી શકતી હતી. અને સો કરતાં વધારે સંખ્યામાંના પ્રસિદ્ધ પુરૂષો અને સ્ત્રીઓના ચિત્ર ઓળખતી હતી અને તેમનાં ચિત્ર જોઇ નામ પણ કહેતી હતી. જ્યારે તે ૨૩ મહિનાની થઇ, ત્યારે ભૂમિતિમાં વપરાતી ૨૫ જાતની લીટીઓ અને ખુણાઓ તે જાણતી હતી અને શીશીઓમાં મૂકેલાં ૩૨ જાતનાં બીજને તે ઓળખતી હતી. તેમજ તેટલી જાતનાં પાંદડાં અને ફળ જાણતી હતી.

અને મનુષ્ય શરીરના નકસા પરથી કોઇપણ હાડકાનું નામ તે આપતી હતી. અને ૧૦૦ ડોલર ઉપરાંતના બીલ સિવાય યુનાઇટેડ સ્ટેટસનાં બધી જાતના સીક્કા તે જાણતી હતી.

જ્યારે તે બે વર્ષની થઇ, ત્યારે તે છુટથીવાર વાંચનાર, ઉત્તમ જોડણી કરનાર, અને ચતુર લેખક હતી.* તે બાવીશ જાતનાં વિરામચિન્હો તથા વેબ્સ્ટરના કોષના ઉચ્ચાર કરવાનાં સઘળાં ચિન્હો તે જાણતી હતી. અને કોષમાંથી ઘણી ત્વરાથી કોઇપણ શબ્દ ખોળી કહાડતી હતી. બધાં રાજ્યો, પરગણાંઓ, મહિનાઓ, અઠવાડીઆના વાર વગેરેના ટુંકા રૂપ તે ઓળખતી હતી અને લખી શકતી પણ હતી. આ વખતે તે ભાષાના આઠ વિભાગોને તે ઓળખતી હતી, અને વાકયોના, તેના ઉપયોગ અને રૂપ ઉપરથી, ભેદ પાડી શકતી હતી. અને થોડી પળમાં કોઇ પણ પ્રસિદ્ધ દેશ અને તેની રાજધાની બતાવી શકતી હતી. આ ઉમરે તે સૂર્ય, ગ્રહો અને ઉપગ્રહોનાં નામ જાણતી હતી, અને આખા સૂર્યમંડળમાં તે દરેકની જગ્યા પણ બતાવી શકતી હતી. તેને બે વર્ષ પુરાં થયાં તે પહેલાં પાંચ દિવસ પૂર્વે તેની એક પરીક્ષક કમિટીએ તપાસ કરી હતી અને વસ્તુઓ તથા ચિત્રો ઉપરથી તે

---

* આ લેખ તેના પિતાએ જ્યારે તે પંદર વર્ષની હતી, ત્યારે લખ્યો હતો.

૨૫૦૦ કરતાં વધારે નામ જાણતી હતી. તેનો શબ્દસમૂહ ઘણોજ મોટો હતો. તે પોતે જે વાંચતી તે સમજવાની તેનામાં શકિત હતી, તેમ જ લખાણમાં તથા છાપેલા પુસ્તકમાં ભૂલો હોય તો તે શોધી શકતી હતી.

વાંચકને જણાવવાની જરૂર નથી કે મીસ વાઓલા આ બધું રમતદ્વારા શીખી હતી અને રમતનાં સાધનોમાં રમુજ-પદાર્થો-જેવા કે-પત્તાં, વાનરાઓ, પુતળીઓ, ચોપડીઓ, ચિત્રો, નકશાઓ, ચાર્ટસ, ભૂમિતિના આકારો, રંગો, બીજ, પાંદડાઓ, પુષ્પો, ફળો, ઘાસ, ઝાડની છાલો, પથરાઓ, ખનીજો, અને ઘણા કુદરતી અને બનાવટી પદાર્થો—હતાં. આ બધાં તેની રમતનાં સાધનો હતાં તે સંબંધમાં તેના માતાપિતા નાની નાની વાત કહેતા હતા. અને મીસ વાઓલા પણ તે સંબંધમાં કુદરતી અભ્યાસનાં પુસ્તકોમાં જાતે વાંચતી હતી.

તેનો જન્મ ૧૮૯૭ના ફેબ્રુઆરીની ૧૦મી તારીખે થયો હતો, અને નવમાસની થઇ તે પૂર્વે તેણે રમતદ્વારા પાઠ શીખવા માંડયા હતા. તે સમયથી તે અત્યાર સુધી (૧૯૧૨ સુધી ) તેણે ઘરમાંજ કેળવણી લીધી છે. અને તેની ઇચ્છા પ્રમાણે તેને કેળવણીનાં સાધનો પુરાં પાડવામાં આવ્યાં છે.

ખરી કેળવણી અને નિપુણતા માટે બુદ્ધિ, દયા, અને પૂર્ણ સ્વતંત્રતા આવશ્યક સાધનો છે, એ સિદ્ધાંત અનુસાર તેને કેળવવામાં આવી હતી. અત્યારે તે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અને વિશ્વવ્યવસ્થા આ બધાં શાસ્ત્રોના મુખ્ય સિદ્ધાંતો સારી રીતે સમજે છે. તે સારી કાર્યદક્ષ, નિપુણ, પરીક્ષક, તીક્ષ્ણ ટીકાકાર, અને ચમત્કારિક જોડણી કરનાર છે. તેની તંદુરસ્તી સારી છે, અને તેનો સ્વભાવ મળતાવડો છે. અને ભૂતકાળમાં તેણે જેવી રીતે કેળવણી સ્વતંત્ર રીતે પ્રાપ્ત કરી છે, તેવી રીતે ભવિષ્યમાં પણ તે આગળ વધશે, એમ માનવાને અત્યારે પુરતાં કારણો છે.

નોંધ. ' લેસ્લી વીકલી ' પત્રનો અધિપતિ મીસ વાઓલાને "અદ્ભુત શક્તિવાળી" બાલિકા ગણે છે. અને આવું પરિણામ લાવવામાં ઘણાં સારાં નિમિત્તો કારણભૂત થયાં છે. તે બાલિકા અને તેની સમજવાની તથા ગ્રહણ કરવાની સ્વાભાવિક શકિતને આપણે દૂર રાખીએ તો પણ વાઓલાનું મન આવા પ્રકારનું બનાવવામાં જે કારણો મોજુદ હતાં, તે કારણોનું પ્રથક્કરણ કરીએ. કેટલાક હિંદી માબાપો પોતાનાં બાળકોનાં મગજને ઘણી બાબતની માહીતીઓથી ભરી દે છે. તેવી આ રીત ન હતી, પિતાએ પોતાના પુત્ર કે પુત્રીના સ્વભાવને બરાબર સમજવો જોઇએ, અને તેનું ઉત્તમમાં ઉત્તમ પરિણામ લાવવું જોઇએ. જો પિતા બુદ્ધિશાળી અને આગ્રહી હોય તો આ કામ એટલું બધું કઠણ નથી. બાળકને તો આ બધું શિક્ષણ રમત રૂપે, ખેલ રૂપે, અથવા આનંદ રૂપે લાગવું જોઇએ. નિશાળમાં જેમ આપણા વિદ્યાર્થીઓને લાગે છે કે અમારે ભણવું પડે છે, તેમ આ રીતે કેળવાતા બાળકને લાગવું જોઈએ નહિં. આનંદપૂર્વક જ્ઞાન ગ્રહણ કરનાર રહેલાઇથી તે જણાવી શકે છે, અને વધારે ગ્રહણ કરવાને લાયક બને છે જ્યારે વિદ્યાર્થી ઉપર અત્યંત દબાણ હોતું નથી, એક બાજુએથી તેના મગજમાં ઉતારવાની ઉતાવળ હોતી નથી, ત્યાં પિતા અથવા શિક્ષક અને બાળક બન્નેને લાભ થાય છે, વડીલને શાંતિ મળે છે, અને બાળકને આરામ પ્રાપ્ત થાય છે. બીજી બાબત નોંધવા જેવી એ છે કે શિક્ષણ નિયમિત, મધ્યમ પ્રમાણમાં અને અમુક સમયને અંતરે-દાખલા તરીકે સવાર અને સાંજ-આપવું જોઇએ. જો શિક્ષણ વચ્ચે લાંબો સમય પસાર થાય, અથવા તો માબાપ બેદરકાર રહે તો ભણેલું ભૂલી જવાનો સંભવ છે.

બાળકનું ધ્યાન ખસી જતું હોય તે વખતે પણ તેને તે વિષયમાં તેનું ધ્યાન રોકી રાખવાનો પ્રયત્ન કરવાથી બાળકની સામાન્ય તંદુરસ્તી બગડે છે, અને તેના મગજને ભારે નુકશાન થાય છે બાળકના મગજના વિકાસ માટે જુદી જુદી જાતના રમુજી પદાર્થો બાળકના નિરીક્ષણ માટે ધરવા જોઇએ. બાળક બહારની વસ્તુઓના સબંધમાં જે કાંઇ "હીલા સવાલો" પુછે તેનો બહુ જ પ્રેમપૂર્વક વડીલોએ જવાબ આપવો, અને તે બાળક તે ગ્રહણ કરે, તેવી રીતે તે કામ થવું જોઇએ.

છેવટે એક વિશેષ વાત એ સમજવાની છે કે બાળકની બુદ્ધિ જ કેવળ ખીલવવાની નથી કેટલાક બાળકોમાં બુદ્ધિતત્ત્વ વિશેષ હોય પણ બીજા બાળકો આધ્યાત્મિક, લાગણીવાળા કે ભક્તિવાળા, અને કળાપ્રિય હોય છે કેટલાક બાળકોમાં બીજાઓને મદદ કરવાનું સ્વાભાવિક વલણ હોય છે, જો તેઓને બરાબર કેળવવામાં આવે તો તેમાંથી તેઓ સારા કર્મયોગી થઇ શકે. શિક્ષણ તેમજ વૈદકીય ધંધાને વાસ્તે પ્રેમ સ્વભાવ ખીલવવાની ઘણી જરૂર છે. અત્યાર સુધી આ બે વિષયમાં શુષ્ક જ્ઞાને ઘણું કર્યું છે. પણ શુષ્ક જ્ઞાનની સાથે ખરી દીલસોજી અને દયાનું મિશ્રણ હોય તો તે બન્ને ધંધા ઘણા ઉમદા અને આધ્યાત્મિક બની જાય.

અનુવાદક મણીલાલ ન. દોશી. બી. એ.




( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૪૧ મું.

### ચંદન લક્ષ્મીનું ફેસાણું.

હિંમતલાલ પોતાની ગાદી તળેથી મળી આવેલા લુંટારાના પત્રના વિચારમાં હતો. આવતી કાલે તેને નદી કિનારે વડ નીચે રૂપિયા મુકી જવાની લુંટારાઓએ મુદત આપી હતી સાહેબની સાથે તેણે ત્યાં રૂપિયા મુકી આવવા અને પછી શું થાય છે તે જોવું એવો વિચાર હતો. પોલીસ કુમેતી હતી લુંટારાના માણસો જ પોતાની ત્હેનાતમાં ઓર્ડર્લી તરીકે રહેલા હતા. કોઇનો વિશ્વાસ કરવા જેવું નહોતું. તેના મનની વાત બ્હાર આવતાં તરત લુંટારાને ખબર પડી જતી જો ત્યાં રૂપિયા ન મુકી આવે તો ખુન કરવાની ધમકી પણ આપી હતી એટલે હિંમતલાલના માથા ઉપર જીવ સટાનું કામ આવી પડયું

ચારેક વાગ્યા છે ત્યાં હાંફતી હાંફતી મોહિની તેને ઘેર આવી. હિંમતલાલ મુળ ગરીબ સ્થિતિમાં હતો અને તે નાનપણમાં મોહિનીના બાપને ત્યાં રહી ભણ્યો હતો. ઘરનું કામકાજ કરતો અને નિશાળે જતો. તેથી મોહિનીને તે પોતાની સગી બ્હેન તરીકે ગણતો. તેના બાપ સુમત તેમ મણિલાલને બાપ તરીકે ગણતો. હિંમતલાલ ચાલાક

હોશિયાર, પ્રેમાળ અને કામ કરવામાં કુશળ હતો. તેથી નાનપણથી જ તેના ઉપર ઘરનાં સર્વ માણસોની પ્રીતિ હતી. તેને મણિલાલના બાપે પોતાની લાગવગથી પોલીસ ખાતામાં રાઈટીંગ કોન્સ્ટેબલની જગા અપાવી, જેથી તે નોકરી ઉપર ચઢ્યો. પોતાની કામ કરવાની કુશળતા અને અધિકારીઓના મન રાજી રાખવાની કળાથી તેને ધીમે ધીમે પ્રમોશનો મળતાં ગયાં. તેના વખતમાં એક પોલીસ સબ ઇન્સ્પેક્ટર રણછોડરાય કરીને હતા. તેની ઓફીસમાં તેની બદલી થઇ. હિંમતલાલ રસોઇ કરવામાં પણ કુશળ હતો તેથી રણછોડરાયને ત્યાં રસોઇ કરવાનું પણ તે કરતો. એટલે રણછોડરાયની તેના ઉપર પ્રીતિ વધી.

રણછોડરાયે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને તેને માટે ભલામણ કરી જમાદાર બનાવરાવ્યો. અને એવી રીતે આગળ જતાં તેને પોલીસ સબ ઇન્સ્પેક્ટરની જગા પણ લાગવગથી મળી. કામ કરવામાં ગુન્હા પકડવામાં તે ઘણો કુશળ હતો. ઘણા મશહૂર લુંટારાઓને તેણે પકડ્યા હતા. એટલે તેના ખાતામાં તે કુશળ ગણાતો. સુરતમાં લુંટફાટ વધી જતાં હમણાં જ તેને અહિં મૂક્યો હતો. નોકરી મળ્યા પછી ઘણાં વર્ષે તે સુરતમાં આવ્યો હતો. તે પોતાના ઉપર ઉપકાર કરનાર મણિલાલના બાપનો ઉપકાર ભૂલ્યો નહોતો. મણિલાલને તે વારંવાર કહેતો કે આપના પુણ્યપ્રતાપથી જ હું આ દરજ્જે આવ્યો છું. તમારા બાપાજીએ મને પુત્રની પેઠે પાળી ઠેઠ સુધી મમતા રાખી તમારાથી જુદો ગણ્યો નથી. મારાથી તેમનું રૂણ વળાવાનું નથી. મણિલાલ મોહિની સર્વ પણ હિંમતલાલને ભાઇ તરીકે ગણતાં અને તેના ઉપર તેવોજ પ્રેમ રાખતાં.

હાલ મણિલાલના જુદા થયા પછી તેની બદલી અહિં થઇ હતી. મણિલાલે સુમંતને જુદો રાખ્યો ત્યારે તેણે સુમંતને મદદ કરી ધીરજ આપી હતી. મણિલાલ જુદો થયા પછી ઓને વશ થઇ મિથ્યા મોજશોખમાં પડ્યો. ચાંદખાની ટોળીના માણસોએ તેની હવે મિત્રતા સાધી. તેમણે તેને લાલચ આપી જુગાર, વ્યભિચાર અને વ્યસનના છંદે ચઢાવ્યો. હંમેશાં જેવી સોબત તેવી જ અસર થાય છે માણસ લાલચથી ફસાય છે. તેના મિત્રો તેને ઘણીવાર પોતાને ત્યાં મિજલસમાં બોલાવતા. ખાનપાન અને ગાનની ધુનમાં ફસાતાં તેનો હાથ ભીડમાં હોય ત્યારે પૈસા ટકાની પણ મદદ કરતા અને તેથી મણિલાલે જાણ્યું કે આ મિત્રો ખરા મિત્રો છે. આ જ મિત્રોએ તેને દારૂનું વ્યસન લગાડ્યું. આ પછી મણિલાલની સ્થિતિ બગડવા લાગી. આ બધી બાતમી હિંમતલાલને હજુ પડી નહોતી.

મણિલાલના ઘરની પોલ પણ હજુ હાંઇ ઉઘાડી પડી નહોતી. ચંદનલક્ષ્મી ઉછરતી જુવાન વયની અને મોજશોખની ભોગી હોવાથી લાલચમાં ફસાવા લાગી. મોહિનીએ ત્યાં આવતાં જ ધારી લીધું હતું કે આ બાઇ હવે લુંટારાના હાથમાં જવાની તૈયારી છે. અને તેથી જ તે જેવી મણિલાલને ત્યાં બેઠી અને અજાણ્યા માણસોને ત્યાં આવેલા જોયા કે તરત જ ઉઠી. તેને લુંટારાની ટોળીનો પુરેપુરો અનુભવ હતો. તેણે ધાર્યું કે અહિંથી જઇ આ વાત હિંમતલાલને કહીશું તો તરત તે મદદ કરશે. આથી તે ત્યાંથી ઉઠી હિંમતલાલ પાસે આવી.

હિંમતલાલ આવતી કાલે શું કરવું તેની ચિંતામાં હતો ત્યાં મોહીની આવી. અને તેણે કહ્યુંઃ ભાઇ, મોટી આફત આવી પડી છે. એકદમ મારી સાથે ચાલો, નહિ તો બાજી બગડી જશે.

આ સાંભળી હિંમતલાલે કહ્યું: "પણ બેન, છે શું તે તો કહો. આટલો બધો ગભરાટ કેમ થાય છે?"

મોહિની—"ભાઈ, વાત કરવાનો પણ વખત નથી. ચંદનભાભીને ત્યાં લુંટારાની ટોળી જાગી છે. તેને ત્યાં હું તે બદમાસોને જોઈને જ આ તરફ આવી છું. જો વિલંબ થશે તો તે લોકો જતા રહેશે. વળી ચંદનભાભીને આજે કાંઈ બુદ્ધિજ વેરણ જણાય છે. ભાઈ તો ઘેર નથી. નાનો ભાઈ પણ બહાર છે. તમે એકદમ ચાલો, મણીભાઈને ત્યાં આવો, હું જઉં છું. વ્હેલા નહિ આવો તો બાજી બગડી જશે."

આમ કહી મોહિની તરત ત્યાંથી પાછી વળી અને હિંમતલાલ તૈયાર થઈ હથિયાર વિગેરે સાથે લઈ તેની પાછળ પાછળ મણિલાલને ત્યાં જવા નીકળ્યો.

અહિં ચંદનલક્ષ્મીને જવાની ઉતાવળ હતી અને ડાહીલક્ષ્મી ખસતી નહોતી. તેથી તેણે કહ્યું, ડાહીભાભી, તું ત્યારે બેસજે. હું હમણાંજ આ બેન સાથે જઈને પાછી આવું છું. આમ કહી તેતો ડાહીલક્ષ્મીને ઘર સોંપી પેલી આવેલી સ્ત્રી સાથે બહાર નીકળી. ડાહીલક્ષ્મી આ બધાનો ભેદ જાણતી નહોતી. એટલે ચંદનલક્ષ્મીને ના પણ કેમ કહી શકે! તે તો પોતાની નણંદ આવતા સુધી ત્યાંજ બેસી રહી.

ચંદનલક્ષ્મીને આજે એમ હતું કે ભાઈને ત્યાંથી સારાં સારાં કપડાં, પૈસા ટકા, ઘરેણાં લઈ આવીશું ભાઈ કેવાય પૈસાદાર હશે! સાથે ભાભી (લુંટારાની સ્ત્રી) પણ તેડવા આવ્યાં છે એટલે જવાની ના તો પડાય નહિ વળી એકવાર ઘર જોઈ આવીશું તો ફરી જવું હશે તો પણ જવાશે. આમ માની લાલચને લીધે તે પેલી સ્ત્રી જોડે પોતાની દાસી દીવાળી સાથે જવા તૈયાર થઈ. પાસેજ ગાડી તૈયાર હતી એટલે તે ત્રણે સ્ત્રીઓ તેમાં બેઠી અને ગાડીવાળે ગાડી હંકારી મૂકી.

તેમના ગયા પછી થોડીવારે મોહિની આવી. તેને ડાહીલક્ષ્મીએ કહ્યું કે: ચંદનલક્ષ્મી તો કોઈ એક સ્ત્રી આવી હતી તેની સાથે ગાડીમાં બેસી દર્શન કરવા ગયાં અને મને કહ્યું કે "તું અહિં બેસજે હું હમણાંજ આવું છું." આ સાંભળી મોહિનીને તો ફાળ પડી કે અરે! બાજી હાથમાં આવેલી બગડી. રાંડ ચંદનલક્ષ્મી ઉપડી ગઈ, તેને ફીકર થવા લાગી. તેથી તે પાછી ફરી હિંમતલાલને ત્યાં જવા નીકળી. ત્યાં રસ્તામાં એક જમાદાર મળ્યો અને તેણે કહ્યું: "કેમ બેન, હિંમતલાલભાઈ પાસે જાઓ છો? મને તેમણે મોકલ્યો છે, ચાલો હું તમારી સાથે આવું છું.'

મોહિનીએ આ સાંભળી કહ્યું. "અરે ભાઈ હિંમતલાલભાઈનું કામ હતું, અને તે કેમ ન આવ્યા? મ્હારી પાછળ જ તે આવવાનું કહેતા હતા અને કેમ ન આવ્યા?"

જમાદાર—"બેન, તે જ અહિં આવતા હતા પણ રસ્તામાં એકાએક સાહેબની ચીઠી મળી અને તેમને તરતમાં જ સાહેબે બોલાવ્યા હોવાથી તે મને અહિં મોકલી સાહેબ પાસે ગયા. ત્યાંથી તે હમણાં જ આવશે. મને સઘળી વાત તે કહેતા ગયા છે. માટે હું આ તમારી સાથે આવી સઘળું બંદોબસ્ત કરૂં છું."

આ સાંભળી મોહિની નિરાશ થઈ. તેણે જમાદારને કહ્યું: "ઠીક ભાઈ, જુઓ ત્યારે આ રસ્તે જ હમણાં એક ગાડી ગઈ છે, તેમાં ત્રણ સ્ત્રીઓ છે એક મારી ભાભી ચંદનલક્ષ્મી છે તે ગાડીની તપાસ કરી રોકો. જાવ, હવે વિલંબ ન કરો હમણાંજ જાવ."

આમ કહી મોહિની પાછી ઘેર આવી અને જમાદાર ત્યાંથી તરત જ ગાડીની તપાસ કરવા ગયો.

હિંમતલાલ ખરે વખતે મદદે ન આવી શક્યો. તેને તેના જીવની પડી હતી. આવતી કાલે લુંટારાઓના રૂપિયા મૂકવા જવાના હોવાથી તે સંબંધી વાતચિત માટે સાહેબે હિંમતલાલને રૂબરૂ બોલાવવા તાકીદની ચીઠી લખી હતી. હિંમતલાલ તૈયાર થઇ મોહિનીની પાછળ જ જવા તૈયાર થયો. ત્યાં તો ચીઠી મળી એટલે તે પોતાનું કામ એક જમાદારને સોંપી સાહેબ પાસે ગયો.

સાહેબે તેને કહ્યું: "કહો હિંમતલાલ, કાલે તો રૂપિયા મૂકવા જ જોઇશું. તેને માટે તમે શું વિચાર કર્યો ?

હિંમતલાલ—"હા સાહેબ, કાલે રૂપિયા પણ મૂકવા અને બદમાશોને પકડવા પણ ખરા. આજે જ મને તે લોકોની બાતમી મળી છે, અને હું તેની તપાસમાં જ જતો હતો ત્યાં આપની ચીઠી આવી એટલે ત્યાં એક જમાદારને મોકલી અહિં આવ્યો. મારે ત્યાં જવાની હમણાં જ જરૂર છે. કારણ કે તેઓ એક સ્ત્રીને લઇ જવાની તૈયાર કરવા એક ગૃહસ્થને ત્યાં હમણાં જ ભરાયા છે."

આ સાંભળી સાહેબે તેને બીજી વાત કરવી પડતી મૂકી કહ્યું: "તમે જાવ, હમણાંજ જાવ, અને શું કર્યું તે મને જણાવો, રાતની આપણે મળીશું.

આવો સાહેબે હુકમ કર્યો કે તરત જ હિંમતલાલ ત્યાંથી મણિલાલના ઘર તરફ રવાના થયો. તે બિચારો અહિં આવ્યો હતો પણ તેનો જીવ તો મણિલાલને ત્યાં હતો. તે તરતજ મણિલાલને ત્યાં ગયો તો ત્યાં માત્ર મોહિની અને કાશીલક્ષ્મી જ હતાં. મોહિનીને તેને આવતો જોઇ હિંમત આવી. તેણે કહ્યું: ભાઇ, બાજી તો હાથથી ગઇ. ચંદનલક્ષ્મી, અને પેલાઓની સામીલ એક બાઇ અને દાસી ત્રણેય હમણાંજ ગાડીમાં બેસી ગયાં. તમે મોકલેલો જમાદાર તેની પાછળ ગયો છે માટે તપાસ કરો. હમણાંજ જાવ.

હિંમતલાલ તેણે બતાવેલી દિશા ભણી ગાડીની તપાસ કરવા ગયો.

લુંટારાઓ તો મોહિનીના ગયા પછી તરત જ ત્યાંથી ચાલતા થયા હતા. પેલી સ્ત્રીને ચંદનલક્ષ્મીને ગાડીમાં લઇ આવવા સૂચના આપી હતી. તે લોકો શહેરમાં પણ રહેતા હતા. ઘણા માણસોને ભય અને લાલચ આપી તેમણે ફોડ્યા હતા. ગાડી હાંકનાર પણ તેમાંનો જ એક હતો. તેણે ચંદનલક્ષ્મીને ગાડીમાં બેસાડી ગાડી પૂર્વ તરફ હાંકી, આગળ જતાં જ એક ખાંચામાં વાળી, બીજા ખાંચામાં લઈ ગાડી પશ્ચિમ તરફ વાળી અને એક ગલીમાં જઇ એક મકાન પાસે ગાડી ઉભી રાખી ત્રણે સ્ત્રીઓને ઉતારી. ગાડી ખાલી લઇ ત્યાંથી ચાલતો થયો. ત્યાંથી થોડેજ દૂર ગાડી લઇ જઇ છોડી નાખી અને ઘોડો એક ઘરમાં બાંધી દીધો. આ બધું માત્ર પાએક કલાકમાં બન્યું. તે ધારતો કે પોલીસ પીછો લીધા વગર છોડશે નહિ. તેથી તેઓ ઘણા સાવચેત રહેતા. મોહિની હિંમતલાલને ત્યાં ગઇ અને હિંમતલાલ આવવા તૈયાર થઈ ગયો છે તેની બાતમી પણ લુંટારાઓને મળી હતી.

કહેવત છે કે જેનું ઘર ફુટ્યું તેનું કર્મ ફુટ્યું. એ ખોટું નથી. હિંમતલાલ ચાલાક, હોશિયાર અને મહેનતુ હતો. પણ તેની પાસેના માણસો જ ફુટેલા એટલે તેની સઘળી

બાતમી બહાર જતી અને લગ્ના કામમાં તેને પાછા પડવું પડતું. ચંદનલક્ષ્મી. રાજીખુશીથી લાલચની મારી નવા ભાઇ બેનોનો સંબંધ કરવા લાગી તો તે ફસાય તેમાં શું ખોટું ! તે એક મકાન આગળ ઉતરી, પેલી સ્ત્રીની સાથે અંદર ગઇ. મકાન બહારથી નાનું સરખું જણાતું હતું પણ અંદરથી ઘણું મોટું હતું. તે બહારની પરસાળમાંથી અંદરના ચોકમાં ગયાં ત્યાંથી એક ઓરડામાં ગયાં, ત્યાંથી મેડે ગયાં, ત્યાંથી બાજુના ખંડમાં ગયાં, ત્યાંથી વળી નીચે ઉતરી પાછલા ખંડમાં ગયાં. આ ખંડ ઉત્તમ હતો. અનેક પ્રકારનું સુંદર ફરનીચર ગોઠવેલું. સુંદર ગાલીચો પાથરેલો હતો. ઝુમર, હાંડી, તકતા વિગેરે ઉત્તમ પ્રકારનું લટકાવેલું હતું. હાલમાંજ રંગ કરાવેલો જણાતો હતો. આવું સુશોભિત સ્થાન જોઇ ચંદનલક્ષ્મીને લાગ્યું કે અહો, આ લોકો તો કેવાય પસાપાત્ર હશે. આવા પૈસાદાર માણસો વગર મને એક બેન ગણીને આટલી બધી મતા બીજું કોણ આપે !

ચંદનલક્ષ્મીને તે ખંડમાં એક કોચ ઉપર બેસાડી પેલી સ્ત્રી અંદરના ખંડમાં ગઇ. થોડી વારે એક સ્ત્રી સાથે ચ્હા લઇ બહાર આવી. ચંદનલક્ષ્મીએ ચ્હા પીવાની મરજી નહોતી છતાં વિવેકની ખાતર ના ન કહેવાયું. થોડીવારે ચાંદખાં ત્યાં આવ્યો. તેને જોઇ ચંદનલક્ષ્મીએ કહ્યું. આવો ભાઇ, તમારૂં ઘર જોઇ મને ઘણોજ આનંદ થયો છે. મારાં ભાભી કહેતાં હતાં તેમાં શું ખોટું કે તમારા ભાઇને ત્યાં તો નવેનીધિ છે.

ચાંદખાંએ અત્યારે વાણીઆનો પહેરવેશ પહેર્યો હતો, દાઢીનો રાખતો જ નહિ. માથાના વાળ અત્તરાદિ નાંખી ઓળેલા હતા. પૉલીસ કરેલું ખમીસ પહેર્યું હતું. તેને જોઇ ચંદનલક્ષ્મીને તો જાણે પોતાના ભાઇને જોઇ આનંદ થાય તેમ આનંદ થયો. ચાંદખાંએ કહ્યું: બેન, તમે આજે મારે ત્યાં આવ્યાં તેથી મને ઘણોજ આનંદ થયો છે. તમને અહિં બોલાવી લાવવાનું મારૂં ઘણા દિવસથી મન હતું પણ દીવાળી કહેતી કે કોઇ વખતે આવીશું. આજે તો બેન તમે અહિજ રહો. કાલે સવારે તમે ઘેર જજો, તમો અને તમારી ભાભી નિરાંતે બેસી વાતો તો કરો.

ચંદનલક્ષ્મીએ કહ્યું: "ના ભાઇ, મારાથી બહુ વાર અહિં થોભાશે નહિ. એ આવે તો મને ઠપકો દેશે. વળી પેલી મારી દેરાણી ઘેર બેસી રહી છે તે વાટ જોશે. મારી નણંદને તો તમે ઓળખો છો ને ! એ તો વળી રજનું ગજ કરે તેવી છે. હવે તમે મને રજા આપો વળી બીજી કોઇ વખતે આવીશું.

ચાંદખાં—"ના બેન, એમ તે બને ? ભાઇને ઘેર આવીને આમ તરત તે કોઇ જવાય ! હું હમણાંજ માણસ મોકલી માણેકલાલને પણ અહિં બોલાવું છું. "હજુ રસોઇ થાય છે જમો તો ખરા એમ કોઇ આવીને તરત ચાલ્યાં જવાય."

ચંદનલક્ષ્મીને તો ઘણુંય ઉઠવાનું મન હતું પણ તે ચાંદખાંનો આગ્રહ જોઈ ના પાડી શકી નહિ તેને લાલચ એવી વળગી હતી કે તેમાં તેણે પોતાની જાતને અત્યારે ભરમાં મુકી દીધી હતી. તેને ખબર નહોતી કે આ તે પોતાનો ભાઇ છે કે રાક્ષસ ! તેને ખબર નહોતી કે આ ઘર તે સદ્‌ગૃહસ્થનું હતું કે લુંટારાનું ! તે તો બિચારી ભોળે ભાવે ફસાઇ હતી. આ પ્રકારે ઘણી સ્ત્રીઓ ભોળે ભાવે મુશ્કેલીમાં આવી પડે છે. જે સ્ત્રીઓ પોતાના ઘરની અને પતિની આશા મુકી, પારકી લાલચમાં ફસાય છે તેની અધોગતિ થયા વગર રહેતી જ નથી.

સ્ત્રીઓને હમેશાં સ્વતંત્ર થવાની, સાસુ સસરાથી કે દીયેર જેઠથી જુદું થવાની ઇચ્છા રહ્યાં કરે છે. તેને સાસુ કે નણંદની ફુસ ગમતી નથી. તે ધારે છે કે જુદા થઈશું તો સ્વતંત્રપણે સુખે જીંદગી ગાળીશું પણ તેને ખબર નથી કે આ સંસારમાં પણ એવાં નીચ મનુષ્યો હોય છે કે એવી નાની ઉમ્મરમાં જુદી નીકળેલી સ્ત્રીઓને લાલચ આપી ફસાવનારા પણ તેની વાટ જોઇને જ રહ્યા હોય છે. સ્ત્રીઓ જ્યાં સુધી યુવાન હોય, સ્વભાવ ઠરેલ થયો ન હોય ત્યાં સુધી તેને વૃદ્ધ સ્ત્રીની સોબતની જરૂર હોય છે. પુરૂષ કાંઈ આખો દિવસ ઘેર બેસી રહેતો નથી, જમી પરવારી તે વેપાર કે નોકરી અર્થે બહાર જાય એટલે સ્ત્રી ઘરમાં એકલી, વળી ઉછરતી વયની હોય સ્વતંત્ર થવાને ઇચ્છતી હોય, ખરાબ સ્ત્રીયોની સોબત હોય એટલે તે પોતે જ પોતાનું ભવિષ્ય બગાડે છે.

નોકરો રાખવા તે પણ જોઇ વિચારી સારા વિશ્વાસુ પ્રમાણિક આધેડ વયના અને કોઇ પણ પ્રકારની બહારની ગરબડ જેને નહોય તેવા જોઇએ. સ્ત્રીઓએ પારકે ઘેર જવું એ પણ કેટલીકવાર તેને ફસાવનાર હોય છે માટે સ્ત્રીએ તો હમેશાં પોતાના પતિની મરજી પ્રમાણે, પતિ રાજી રહે અને તે કહે તેમ વર્તવું જોઇએ. બને ત્યાં સુધી ઉછરતી વયનાં સ્ત્રી પુરૂષોએ જુદાં રહેવાનો આગ્રહ ન રાખવો.

સ્ત્રીએ પોતાના ઘરની ગમે તેવી સ્થિતિ હોય તે જ સ્થિતિમાં સુખ માનવું. ઘરમાં સુકો રોટલો મળે તો તેથી સંતોષ માનવો. પારકી લાખો રૂપિયાની મિલ્કત જોઇ તે લેવાની ઇચ્છા ન કરવી. પતિ સિવાય કોઇ પણ પરપુરૂષ કે સ્ત્રી પાસેથી એક પાઇ પણ મેળવવાની ઇચ્છા ન રાખવી, ઘરમાં કોઇ વસ્તુ ન હોય તો તેના વગર ચલાવવું પણ પારકે ઘેરથી તે મેળવવાની ઇચ્છા ન કરવી.

સ્ત્રીઓને સારાં સારાં કપડાં પહેરવાની અને ઉત્તમ ઘરેણાં પહેરવાની ઘણી મરજી હોય છે. પોતાની જેવી સ્થિતિ હોય તે સ્થિતિને અનુકુળ જ જે કપડાં કે ઘરેણાં પોતાના પતિ તરફથી મળે તેમાંજ સંતોષ માનવો. અન્યનાં ઉત્તમ કપડાં કે નવી નવી જણસો જોઇ તે પહેરવાની લાલચ રાખવી નહી. જો તે આ લાલચનો ત્યાગ કરે છે તો પછી તેને કોઇ ફસાવનાર નથી.

ચંદનલક્ષ્મીએ જુદી થઇ સ્વતંત્ર થઇ સુખી થવાની આશાથી પોતાની નણંદ દીયેર અને દેરાણીને જુદાં કાઢ્યાં. સ્વતંત્ર થતાં સારૂં સારૂં ખાવા પીવાની અને પહેરવા ઓઢવાના મરજી થતાં છુટા હાથે ધનનો વ્યય કરવા માંડયો. કોઇ સ્ત્રીએ કોઇ ઉત્તમ સાડી પહેરી તો તેને તેના જેવીજ સારી પહેરવાનું મન થઇ જતું. કોઇએ કદાચ જુદી ફેશનની ઉત્તમ સોનાની કે મોતીની બંગડીયો પહેરી તો તેની જ બંગડીયો પહેરવાનું તેને મન થતું. ઘરમાં આવક ઉપરાંત ખર્ચ વધી જતું દેવું થવા માંડયું છતાં પણ તેનો જણસો અને કપડાં ઉપરનો મોહ ન ગયો અને લુટારાની સોબત દીવાળીનો પગ ઘરમાં પડ્યો. તેણે તેનો સ્વભાવ જોયો અને તે અનુસાર લુટારાઓની મારફતે સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાં મેળવવાની સલાહ આપી. એકવાર કોઇ રસ્તે ગયા હોતા નથી ત્યાં સુધી તે રસ્તે જતાં આંચકો લાગે છે, એક વાર જેણે બીડી પીધી હોતી નથી ત્યાં સુધી બીડી પીતાં આંચકો લાગે છે. તેવી જ રીતે પારકી વસ્તુ એક વાર લેવી પડે તો તે વખતે આનાકાની થાય પણ જ્યાં એક વાર ગ્રહણ કરી કે પછી તે વારંવાર લેવાનું મન થવાનું. ચંદનલક્ષ્મીને

પણ દીવાળીના ઓળખીના (લુંટારાઓ) પહેલાંકહેલા ભાઇ જ્યારે સાડી આપવા લાગ્યા ત્યારે તે લેતાં તેને સંકોચ થયો હતો. પણ દીવાળીના આગ્રહથી લઇ તે છાની ગયી. વળી બીજીવાર સોનાની બંગડીયો આપવા માંડી ત્યારે તો તેને થયું કે આ કેમ લેવાય ! પણ સારી સારી જણસો પહેરવાના મોહે તેને ફસાવી અને બંગડીઓ લીધી. આમ વારંવાર જણસો, કપડાં અને પૈસા લેવાથી પછી તે તે વસ્તુઓ મળતાં તે તરત લેતી અને ન લેવાનું મન પણ થતું નહિ. આ લાલચે જ તેને અત્યારે લુંટારાના કબજામાં સોંપી હતી.

ચંદનલક્ષ્મી જાણતી નહોતી કે અત્યારે નીચ, અધમ અને ક્રુર લુંટારાઓના ઘરમાં તે ફસાઈ છે. તે તો જાણતી કે ગૃહસ્થ, ઉદાર અને ભોળા ભાઇઓને ત્યાં આવી છે. ચાંદખાંની મીઠી વાણીથી તે લોભાઇ તેને ઘેર જવાનું મન થતું પણ મોંથી જવાનું નામ દેતાં આંચકો ખાવા લાગી.

થોડીવારે રસોઇ થતાં ચંદનલક્ષ્મી, પેલી સ્ત્રી અને ચાંદખાં વિગેરે અંદર ગયાં અને અંદર રસોડામાં સાથે બેસી જમ્યાં. જમવાની પણ જુદી જુદી અનેક પ્રકારની વાનીયો હતી. ચંદનલક્ષ્મીને આગ્રહપૂર્વક જમાડી પછી સર્વે બહાર દીવાનખાનામાં ગયાં. ચંદનલક્ષ્મીના આનંદનો આજે પાર રહ્યો નહોતો, તેને તો મનમાં અનેક વિચાર આવતા. તે ધારતી કે આ તો મારા સગા ભાઇ કરતાં પણ વધુ છે. મારે માટે તે બિચારો કેટલો અડધો અડધો થઇ જાય છે ઘર જોયું છે અને સંબંધ થયો છે તો અહિં હવે ઘણીવાર આવીશું. ભોજાઇ પણ ઘણી પ્રેમાળ છે. બિચારાં બધાં મારા ઉપર કેટલું હેત રાખે છે.

દિવાનખાનામાં બેસી આમ વાતચિત કરે છે ત્યાં થોડીવારે ચાંદખાં આવ્યો. સર્વે પાન ખાઇ આનંદવાર્તા કરી અંધારૂં થતાં દીવા પ્રકટાવ્યા. ઘણીવાર થવાથી ચંદન-લક્ષ્મીએ હવે ઘેર જવાની ઇચ્છા કરી અને કહ્યું: ભાઇ, હવે મને ઘેર મોકલો. ઘણું મોડું થયું છે. એ જાણશે તો મારા ભોગ મળશે. પેલી રાંડો વળી કંઇનું કંઇ ભરવશે. વળી તમારો સ્નેહ છે તો કાલે પરમ ફરી આવીશ. હું તમારા સ્નેહનો શો બદલો વાળી શકું તેમ છું." આમ કહી ઉઠી. એટલે ચાંદખાંએ કહ્યું: અરે બેન, એમ તે કાંઇ જવાય. જુઓ અમે તમારે માટે આ વસ્તુઓ આણી છે તે તો લ્યો. એમ કહેતાં એક દાસીએ આણેલા ટાટમાં મૂકેલી રેશમી કસબી અને વારેલી બે સાડીયો, સુંદર ભરત ભરેલાં બે પોલકાં, એક હીરાકંઠી, હાથની સાંકળી મોતીની બંગડીઓ વિગેરે બતાવ્યું.

આ જોઇ ચંદનલક્ષ્મીના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે ધાર્યું કે આ ભાઇએ તો કામ કાઢી નાખ્યું. આવી સાડીનું તો મેં જન્મારામાં મોં પણ જોયું નથી, આ ભાઇનો બદલો મારાથી કયે કાળે વળશે. આમ વિચાર કરતી વળી તે બેઠી અને હસતી હસતી કપડાંને જણસો જોવા લાગી. ચંદનલક્ષ્મીનું હૈયું હર્ષથી ઉછાળા મારવા લાગ્યું. તેણે મોં ઉપલું કહ્યું: "અરે ભાઇ, આ બધું શું કામ મંગાવ્યું. હું તમારૂં જ પહેરૂં છું ને.

ચાંદખાંએ કહ્યું: અરે એમ તે થાય, બેનને ખાલી હાથે પાછી કઢાય. તારા પુણ્યથી પરમેશ્વરે ભર્યું છે. લે આ બધું તું પહેરી તો જો, તું તે પહેરીશ ત્યારે મને વધુ આનંદ થશે.

ચંદનલક્ષ્મીએ અંદરના ખંડમાં જઇ બધાં કપડાં પહેર્યાં. બધી જણસો પહેરી, બંગડીયો તો હીરાની હતી તે પહેરી તેણે તકતામાં જોયું તો તેનું સ્વરુપ અત્યારે છે. ઇન્દ્રની અપ્સરાને પણ વેગળુ મૂકે તેવું તેને લાગ્યું. તે પહેરી બહાર આવી તેને જોઇ ચાંદખાંના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે મનમાં ધાર્યું કે આવી ખુબસુરત સ્ત્રી તો મેં મારા જન્મારામાં પણ જોઇ નથી. ખરેખરૂં રત્ન હાથમાં આવ્યું છે.

ચંદનલક્ષ્મી કપડાં ઘરેણાં પહેરી મોં મલકાવતી દિવાનખાનામાં આવી. લાઇ ચાંદખાં પાસે ઉભી, તે પછી થોડીવાર ત્યાં બેઠી, વળી જવાની વાત કરી. ચાંદખાંએ કહ્યું: બેન આજની રાત તો અહિં રહે કાલે સવારે જજે. તારે કોઇ વાતની ફીકર રાખવી નહિ. વળી મેં મણિલાલને બોલાવવા પણ મોકલ્યું છે તે પણ હવે આવતા જ હશે.

ચંદનલક્ષ્મીએ આ સાંભળી કહ્યું: ભલે, તમારી એવી જ મરજી છે અને એ પણ અહિં આવશે તો આજ મને ભાઇને ઘેર રહેવાનો લ્હાવો મળશે. એમ કહી ત્યાં નિરાંતે બેઠી. પછી બરાબર પાંજરામાં પુરાઇ. જે ખંડમાં સેંકડો સ્ત્રીઓની લાજ લુંટાઇ હતી તેજ ખંડમાં આજે ચંદનલક્ષ્મી મોં મલકાવતી ઘણી ખુશીથી નવાં કપડાં ઘરેણાં પહેરી વાતો કરવા લાગી. તે બિચારી જાણતી નહોતી કે આ તો ભાઇ નથી પણ દુષ્ટ કર્મ કરનારા રાક્ષસો કરતાં પણ હલકા અને ક્રુર મનુષ્યો છે. ઘડી પછી સર્વ સૌંદર્ય નષ્ટ થવાનું છે.

ચાંદખાં મોં મલકાવતો હવે ચંદનલક્ષ્મીનો ઘાટ ઘડવાનો વિચાર કરી ઉઠયો અને અંદરના ઓરડામાં ગયો.

હિંમતલાલે તેમ જમાલદારે ગાડીની ઘણી તપાસ કરી પણ ગાડીનો કાંઇ પત્તો ન મળ્યો. જે ઘરમાં ચંદનલક્ષ્મી હતી ત્યાં થઇને જ તે બે ચાર વાર ગયો આવ્યો પણ ગાડીનો પત્તો ન લાગ્યો. બેએક કલાક થાકી રવડી તે મોહિની પાસે આવ્યો અને કહ્યું: બેન, બહુ તપાસ કરી પણ કઇ પત્તો ન લાગ્યો. હવે કાલે તો મારે ખાસ કામમાં રોકાવાનું છે એટલે પરમ દિવસે ગમે તેમ કરીને પણ તપાસ કરીશ.

મોહિની આ સાભળી ઘણી દુઃખી થઇ, તે રડી પડી અને ચંદનલક્ષ્મી હાથે કરીને ખોટે રસ્તે ફસાઇ પડી જાણી દિલગીર થઇ. થોડીવારે મણિલાલ આવ્યો તેણે આ સઘળી વાત જાણી તે પણ ઘણો જ દિલગીર થયો.

અપૂર્ણ.

---

## પેટનાં કરમની શુદ્ધ દવા.

૧. ખાખરાના બિજ્જણપડા, વાવડીંગ, અમિજવો, અને કાળીજીરી સમભાગે લઇ ચુરણ કરવું. તે સવાર સાંજ અર્ધ આની ભાર, ૩ દિવસ સુધી લેવાથી પેટમાંના કરમ ચપટાં, ગોળને સુતરીયાં વિગેરે ગુદદ્વારા બાહેર પડે છે છેલ્લો દિ. ૧ એરંડીયાનો જુલાબ લેવો, આ દવાથી તાવ પણ મટે છે ૨. શુદ્ધ સાચો કપીલો ૩. ૦॥ ભાર ગોળમાં મેળવી આપવાથી કૃમિનો નિકાલ થાય છે. ૩. કનચથીંગ (મેરશીંગ) ૧ જાઇફળ શરીરની બાહેર ત્વચાને ન લાગે તેમ વાટકી દહીંમાં ખેરી મેળવી પાવાથી અને વગને દિ. એરંડીનાનો જુલાબ લેવાથી કરમનો નિકાલ થાય છે.



# मनुष्य जीवननो उद्देश.

દરેક મનુષ્યે પોતાને આ સંસારમાં જન્મવાનું શું કારણ છે તે જાણવું જોઇએ તેનું કાંઇ ખાઇ પી વિષય ભોગ ભોગવવા, ધન કમાવું, સારાં વસ્ત્રો પહેરવાં, સ્ત્રી પુત્રાદિમાં મગ્ન રહેવું એ કાંઇ ખાસ કર્ત્તવ્ય નથી પણ તેણે શુદ્ધ આત્મા એ કઈ વસ્તુ છે, તેની કઇ શક્તિ છે તેનો અનુભવ કરવો એ તેનું ખાસ કર્ત્તવ્ય છે આત્માની વાસ્તવિક શક્તિને જાણવી એજ પરમાત્માની શક્તિને જાણવા તુલ્ય છે. એજ મનુષ્ય માત્રનો ઉદ્દેશ છે. જેટલો આપણે આપણા સમયને આનંદથી વ્યય કરીએ છીએ અને જીવનની બદલાતી અવસ્થાઓમાં સમાન ભાવથી પ્રવૃત્ત થઇએ છીએ તેટલાજ આપણે આપણા ઉદ્દેશ અને મનોરથને સિદ્ધ કરીએ છીએ એથી આપણે જીવનની પ્રત્યેક અવસ્થામાં ધીરજ અને હિંમત રાખવી જોઇએ. ગમે તો તે અવસ્થા સારી હોય કે ખોટી હોય, ગમે તો નીચી હોય કે ઉંચી હોય.

જે કામ કરવાની આપણામાં શક્તિ હોય તે કામને યથાસંભવ સારી રીતે કરવું જોઇએ અને જે કાર્ય આપણી શક્તિથી બહાર હોય તેમાં વ્યર્થ પડવું ન જોઇએ. સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ પરમાત્મા એ સર્વ વાતોને પોતે જાણે જોઇ રહેલા છે. જેથી તે સંબંધી આપણે જાતે કાંઇ ભય કે ચિંતા કરવાનું કારણ નથી. જે કાર્યનો આપણી સાથે સબંધ હોય તેને સર્વોત્તમ રીતે કરવું પોતાના માર્ગને અનુસાર ચાલનારા અન્ય બંધુઓને યથાશક્તિ મદદ કરવી, બીજાઓની ભૂલો અને વિઘ્નોને દૂર કરી તેને કુમાર્ગથી પાછા વાળી સત્ય માર્ગે વાળવા કે જેથી તે પાપમય જીવન ગાળવાને બદલે ધાર્મિક જીવન ગાળે.

પોતાના સ્વભાવને હમેશાં સરળ, શુદ્ધ અને વિનયી રાખવો કે જેથી ઇશ્વરીય શક્તિનો આપણામાં વિકાસ થાય. આપણે હમેશાં ઉત્તમ કાર્યો કરવાને માટે તૈયાર રહેવું જોઇએ. સર્વ પ્રતિ પ્રેમ અને સહાનુભુતિ રાખવી, અને કોઇથી પણ ન ડરતાં નિર્ભય રહેવું છતાં પાપથી તો હમેશાં બીતા રહેવું સર્વ પદાર્થોના ઉત્તમ ગુણોને જોવાનો અભ્યાસ રાખવો અને તેને આપણામાં પ્રકાશ થવાની આશા રાખવી એથી જીવન ઉત્તમ પ્રશસ્ય અને આનંદમય થશે અને તે પછી આપણે કોઇ પણ પદાર્થથી—જીવનથી કે મૃત્યુથી પણ ડરવાની જરૂર નથી.

દરેક મનુષ્યે પોતાના જીવનમાં તત્ત્વજ્ઞાનને મેળવવું જોઇએ. તેથી સર્વ અવસ્થામાં મહાન લાભ થાય છે વિપત્તિના કઠિન સમયે પણ તેથી શાંતિ રહે છે. તત્ત્વજ્ઞાની મનુષ્ય પાસે ભલે દ્રવ્ય ન હોય છતાં પણ તેની પાસે એક એવું અમૂલ્ય રત્ન રહે છે કે જેનો જીવનના વાસ્તવિક ઉદ્દેશ ઉપર પ્રભાવ પડે છે એ વસ્તુ પોતાની સઘળી સમ્પત્તિ તો

થઈ પણ આખા જગતનું ધન આપવા છતાં પણ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. તે વસ્તુ પ્રાપ્ત કરવાથી અનેક દુઃખ ઉપર જય મેળવાય છે.

જ્યાં સુધી આપણે સંસારમાં છીએ ત્યાં સુધી સાંસારિક કાર્યોમાં આપણે આપણો વેશ વીરતા અને ધૈર્યતાપૂર્વક ઉત્તમતાથી ભજવવો જોઈએ. તેની સર્વ બદલાતી અવસ્થાઓમાં આપણો પ્રેમ અને ઉત્સાહ બરોબર રાખવો જોઇએ. આપણે પોતે આ સંસારની વારંવાર બદલાતી અવસ્થાઓને અનુકુળ રહેવું જોઇએ. આપણા મિત્રો કે સંબંધી આપણા ઉપર પ્રેમ ન રાખતા હોય તો તેમાં આપણો પોતાનોજ દોષ હોય છે. આપણા સ્વભાવમાંજ કાંઈ એવું દૂષણ હોવું જોઇએ, અને તે દૂષણને શોધી કાઢવું એ આપણું કામ છે. દરેક મનુષ્યે સર્વ અવસ્થામાં બીજાના પ્રીતિપાત્ર બનવું જોઇએ. આપણે બીજાની પ્રીતિ આપણા ઉપર રહે એવું ઇચ્છતા હોઇએ તો આપણે પણ તેમના ઉપર પ્રીતિ રાખવી જોઇએ.

આપણું જીવન એ એક પ્રકારનું મહાન લીલા નાટક જેવું છે, જેમાં હર્ષ, શોક, ઉમંગ, તડકો, છાંયા, શરદી, ગરમી સર્વ છે, આપણે તે સર્વને ભજવવાનું છે. આપણે દરેક અવસ્થાઓમાં અનુકુળ પ્રવૃત્તિ કરી પ્રસન્નતાપૂર્વક રહેતાં શીખવું જોઇએ. કદાચ હર્ષશોકાદિ પ્રસંગો આવી પડે તો તેની હૃદય ઉપર ઉંડી અસર થવા ન દેવી. હૃદયમાં હંમેશાં આપણા ઉદ્દેશપર દૃષ્ટિ રાખતા રહેવું. અને સંસારના બદલાતા રંગોની તેના ઉપર અસર થવા ન દેવી જોઇએ જેમ નાટકમાં ઉતરેલા એક્ટરો ઘડીમાં રાજા બને છે, ઘડીમાં રંક બને છે, ઘડીમાં ખડખડાટ હસે છે તો ઘડીમાં રડયા કરે છે. આમ છતાં પણ તે સર્વ અવસ્થાઓની તેના હૃદય ઉપર કાંઇ પણ અસર થતી નથી. તે જાણે છે કે આ રાજા થવું કે રંક થવું એ માત્ર જોનાર લોકોનાં મન ખુશી કરવા માટે છે. તેને તે સર્વ અવસ્થા સાથે કાંઇ પણ સબંધ નથી. તેવી રીતે આ સંસાર પણ મહા નાટક છે. તેમાં મનુષ્યે જુદા જુદા રંગ અને વેષ ભજવવાના છે. તેની તેના હૃદયઉપર અસર થવી ન જોઇએ. ઉત્તમ વસ્તુ મળતાં હર્ષ ન થવો જોઇએ કે ખરાબથી શોક ન થવો જોઇએ. પણ દરેક વાતને સમાન ભાવથી કરતા રહેવું. કદાચ આ શરીરને ઉચ્ચ પદ મળે તો તેથી અભિમાન ન કરવું. કદાચ કોઇ નીચ અવસ્થા પ્રાપ્ત થાય તો તેથી ખેદ ન કરવો. પ્રત્યેક દશામાં સમભાવ અને સમરુપ રહેવું. આપણા જીવનની વર્તમાન સ્થિતિ ગમે તેવી નીચ કે ઉચ્ચ ભલે હોય પરન્તુ જો આપણે તે સ્થિતિને અનુકુળ આપણો શેર ઉત્તમ રીતે ભજવીશું તો આપણે આ સંસારનાટકને પાર તરી આપણા મુળ સ્વરુપને આનંદથી પ્રાપ્ત કરી શકીશું.

મૃત્યુ એ આપણા સ્થાયી જીવનના દ્વાર રૂપ છે. અર્થાત આ સ્થુલ શરીરનો વિનાશ થતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. આત્મા શુદ્ધતમ અવસ્થાને પ્રાપ્ત થઈ અનન્ત સુખનો અનુભવ કરે છે પછી તેને કોઇ બંધન નથી. જન્મમરણ નથી કે દુઃખ નથી અને તેથી મનુષ્યે મૃત્યુથી કદી પણ ડરવું ન જોઇએ. પરંતુ નિરંતર મૃત્યુને લક્ષમાં રાખી આ ક્ષણભંગુર શરીર ઉપર મોહ ન રાખતાં મૃત્યુ આવતાં આપણને આપણાં કરેલાં કૃત્યોનો પસ્તાવો ન થાય પણ કરેલાં સત્કર્મથી સંતોષ થાય તેવી રીતે હંમેશાં તૈયાર રહેવું જોઇએ. આપણે એવું જીવન વ્યતીત કરવું કે જેથી જન્મમરણનું બંધન આ એક જ

અંતરમાં ડુબી જાય. જો કે એમ બનવું એ કઠિન છે. તેને માટે અનેક શત્રુઓ સાથે યુદ્ધ કરવુ જોઇએ. ઘોર દુ:ખ સહન કરવું પડે, કઠિન વ્રતનિયમોને ધારણ કરવાં જોઇએ, ઇંદ્રિયોનું દમન કરવું જોઇએ, ક્રોધાદિ વિકારોનું શમન કરવું જોઇએ. તેમ છતાં પણ જીવનમાં ઉપર પ્રમાણે શુદ્ધ નિયમોને પાળી સરળ માર્ગે જીવન વ્યતીત કરવાથી અનંત અને અપાર લાભ મળવાનો સંભવ છે.

આપણા જીવનના સંપૂર્ણ આચાર, વિચાર અને વ્યવહારનો આધાર આપણી આંતરિક દશા ઉપર છે અને તેથી આપણે આપણી આંતરિક દશાઉપર વધુ વિચાર કરવો જોઇએ, આપણે પ્રતિદિન થોડો વખત પણ શાંતિપૂર્વક એકાંતમાં બેસી આ વિષય ઉપર વિચાર કરવો જોઇએ. એ વખતે આપણા ચિત્તને અશુભ વિચારોથી રોકીને શાંત ભાવ ધારણ કરી પોતાના આત્મસ્વરૂપનું ચિંતન કરવુ જોઇએ. આમ હમેશાં કરવાનો અભ્યાસ રાખવો એ આપણને ઘણું લાભદાયી જણાશે. કારણ કે તેમ કરવાની ખાસ જરૂર છે. પ્રથમ તો તેનાથી એ લાભ થશે કે આપણે આપણા હૃદય અને આપણા જીવનમાંથી ખરાબ તત્વોનાં બીજનો નાશ કરી શકીશુ બીજુ આપણે આપણા જીવનનો ઉદ્દેશ ઉચ્ચ બનાવી શકીશુ. ત્રીજુ આપણે જે વિષય ઉપર આપણા વિચારોને એકત્ર કરવા ઇચ્છતા હોઇશુ તે વિષયને સ્પષ્ટરૂપે દેખી શકીશુ, ચોથું આપણે આપણા આત્મા અને પરમાત્મામાં શો ભેદ છે અને તેનો કેવો સંબંધ છે તે જાણી શકીશું. અને તેથી આપણે તેની ભક્તિમાં વધુ લીન્ન થઇ શકીશુ. પાંચમું આપણે આપણા રોજના સાંસારિક પ્રપંચોમાં એ યાદ રાખી શકીશુ કે જે સર્વશક્તિમાન, અનંતજ્ઞાનૈશ્વર્યસંપન્ન અનંતદર્શનસંયુક્ત પરમાત્મા કે જે જગદ્‌ગુરુ છે તેજ આપણા જીવનના મુળરૂપ અને આપણી સંપૂર્ણ શક્તિયોના પ્રવાહરૂપ છે તેથી જુદુ આપણું જીવન નથી તેમજ તેનાથી જુદી આપણી શક્તિયો પણ નથી. એ સર્વને આપણે સારી રીતે સમજી અને હમેશાં તે અનુસાર ચાલવું એ ઇશ્વરને પ્રાપ્ત કરવાનો-સર્વોત્તમ માર્ગ છે. તેનું જ નામ ઇશ્વર-દર્શન, સત્યાર્થ ભક્તિ અને શુદ્ધ ઉપાસના છે. ઇશ્વર આપણા ઘટમાં વિરાજમાન છે. તે આપણાથી જુદો નથી. તે વિચાર પરિપક્વ થતા આપણા હૃદયમાં ઇશ્વરીય જ્ઞાનનો પ્રકાશ થવા લાગે છે. અને જેટલો એ પ્રકાશ વધતો જાય છે. તેટલુંજ આપણું જ્ઞાન, અનુભવ અને બળ વધતુ જાય છે.

વાસ્તવરીતે આત્મામાંજ પરમાત્માનું જ્ઞાન થવું એ સર્વ મતમતાંતરોનો સિદ્ધાંત છે. એથી આપણું પ્રત્યેક કાર્ય એ ધર્મનુ એક અંગ બની રહે છે. અને પછી આપણું ઉઠવુ, બેસવુ ચાલવુ, ફરવુ, ખાવું, પીવુ એ સર્વ પણ દર્શન, પૂજા અને વ્રત ઉપાસના જેવું થઇ રહે છે.

જે ધર્મ મનુષ્યની પ્રત્યેક ક્રિયા ઉપર અસર કરતો નથી, જે ધર્મમાં પ્રત્યેક કાર્ય સાથે પુણ્ય પાપનો સંબંધ હોતો નથી તે નામ માત્રનોજ ધર્મ છે. તે ખરો ધર્મ નથી. સર્વ મહાપુરૂષોએ આજ વાતનુ સમર્થન કર્યું છે. જ્યાં સુધી તમે નાનાં અને નિષ્પાપ બાળકોના જેવા ન થાવ ત્યાં સુધી તમે ઇશ્વરીય રાજ્યમાં પ્રવેશ કરી શકવાના નથી. જેમ નાનાં બાળકોની પાપમાં પ્રવૃત્તિ થતી નથી, તેનામાં ક્રોધ, માન, માયા, લોભની તીવ્રતા નથી હોતી, તે પીતળ અને સોનાને સરખું સમજે છે, એવી રીતે તમારે પણ

# श्री चरकसंहिता—चिकित्सास्थान

## गुल्मचिकित्सा.

( અનુસંધાન ગતાંકથી )

જે વાતજગુલ્મમાં શળ, આફરો, તથા વિબન્ધ હોય તેમાં સ્વેદાધ્યાયમાં કહેલા નાડીસ્વેદ, પ્રસ્તરસ્વેદ, અને શંકરસ્વેદદ્વારા સ્વેદન કરવું જોઇએ. ૯૫

બસ્તિકર્મ ગુલ્મનો અત્યંત નાશક છે કેમકે બસ્તિ કર્મ કરવાથી પ્રથમ પોતાના સ્થાનમાં સ્થિત વાયુને જીતીને શીઘ્ર ગુલ્મને દુર કરે છે. ૯૬

જેથી વારંવાર નિરુહ તથા અનુવાસન બસ્તિનો પ્રયોગ કરવાથી વાતજ, પિત્તજ તથા કફજ ગુલ્મોનો નાશ થાય છે. ૯૭

સિદ્ધિ સ્થાનમાં ગુલ્મનાશક અનેક પ્રકારની બસ્તિ કહેવામાં આવશે અને વાત રોગોની ચિકિત્સામાં ગુલ્મનાશક તેલ પણ કહેવામાં આવશે. ૯૮

એ તેલોનું પાન, મર્દન તથા અનુવાસન બસ્તિદ્વારા પ્રયોગ કરવાથી વાતજગુલ્મનો જલ્દી જ નાશ થાય છે. કેમકે ઘણે ભાગે તેલ વાતઘ્ન હોય છે. ૯૯

વાતજગુલ્મમાં જેનો મળ રોકાયેલો હોય તેને ગળીના ચૂર્ણની સાથે પૂર્વોક્ત મળ શોધક ઘૃત પાવું જોઇએ. ૧૦૦

ગળી, નસોતર, દન્તીમૂળ, હરડે, કંપીલો, એ સર્વ ઔષધીઓની સાથે બિડલવણ, સુંઠ યુક્ત ઘૃત સંશોધનને માટે આપવું જોઇએ. ૧૦૧

નીલિન્યાદિ ઘી—ગળી, હરડે, બહેડાં, આમળાં, રાસ્ના, વરીયારી, કડુ, વાવડીંગ, તથા કડુ, એ સર્વ ઔષધિયો ચાર ચાર તોલા લઇ ૨૫૬ તોલા પાણીમાં પકવવાં (૧૦૨) જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળીને તે પાણીની સાથે ઘી ૬૪ તોલા, દહીં ૬૪ તોલા, તથા થોરનું દૂધ ૪ તોલા મેળવી પકવવું ( ૧૦૩ )

જ્યારે પાણી બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ઉતારીને રાખી મૂકવું, પછી યવાગૂ અથવા મન્ડની સાથે ચાર તોલા એ ઘી પીવું. ઘીના પચી ગયા પછી અથવા તો તે દ્વારા સારી રીતે વિરેચન થઇ ગયા પછી ભોજન કરવું. ( ૧૦૪ )

આ નીલિન્યાદિ ઘૃતના સેવનથી ગુલ્મ, કુષ્ઠ, ઉદર, વ્યંગ, શોજા પાન્ડુ, જ્વર, શ્વેતકુષ્ઠ, પ્લીહા, તથા ઉન્માદનો નાશ થાય છે. ૧૦૫

માંસનો પ્રયોગ શ્લોક ૧૦૬ માં છે.

વાતજગુલ્મવાળાને ઉષ્ણ, દ્રવ, તથા સ્નિગ્ધ ભોજન હિતકારક છે અને મન્ડ સહિત વારુણી મદિરા અથવા ધાણાની સાથે ઉકાળેલું જળ પીવું હિતકારક છે. ૧૦૭

અગ્નિમંદ થતાં ગુલ્મ વધે છે અને અગ્નિ દિપ્ત થતાં ગુલ્મ શાન્ત થાય છે. એથી ગુલ્મરોગવાળાએ બહુ તૃપ્તિ થાય તેટલું ભોજન કરવું નહિ તેમ ઘણા ઉપવાસ પણ કરવા નહિ. ૧૦૮

તમામ પ્રકારના ગુલ્મોમાં પ્રથમ સ્નેહન તથા સ્વેદન કરીને જે ચિકિત્સા કરવામાં આવે છે તે સફળ થાય છે. પરતુ રૂક્ષ ગુલ્મમાં જે ચિકિત્સા કરવામાં આવે છે તે સફળ થતી નથી ૧૦૯

વૈદ્યે પિત્તજગુલ્મને આત્યયિક (જલદી હાનિ કરનાર) જાણીને વિરેચન કરનાર ઔષધિયોની સાથે પકાવેલું ઘી અથવા દૂધ દ્વારા ચિકિત્સા કરવી. ૧૧૦

રોહિણ્યાદિ ઘૃત—કડુ, વરીયારી, લીંબડાની છાલ, જેઠીમદ, હરડે, બ્હેડાં, આંબળાં, તથા ત્રાયમાણુ એ સર્વ એક એક તોલો, પરોળ તથા નસોતર ચાર ચાર તોલા (૧૧૧) મસૂર આઠ તોલા, એ સર્વને ખાંડી આઠ ગણા પાણીમાં મેળવી ઉકાળવું જ્યારે સોળ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. એ ઉકાળાની સાથે સોળ તોલા ઘી (૧૧૨) પીવાથી પિત્તજ ગુલ્મ, જ્વર, તૃષા, શૂળ, ભ્રમ, મૂર્ચ્છા તથા અરુચિનો નાશ થાય છે ૧૧૩.

ત્રાયમાણાદિઘૃત—દસગણા પાણીમાં ૧૬ તોલા ત્રાયમાણુ નાંખી ઉકાળવુ જ્યારે પાંચમો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ પછી તે ઉકાળાની સાથે વરીયારી, કડુ, નાગરમોથ, ત્રાયમાણુ ધમાસો, ભોંયઆંબલી, કાકોલી, જીવતી, રતાંજળી, તથા ઉપલેટ એ સર્વનો કલ્ક એક એક તોલો અને આમળાનો રસ, દૂધ તથા ઘી બત્રીસ બત્રીસ તોલા એકત્ર મેળવીને ઉકાળવુ. જ્યારે પાણી બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ. આ ઉત્તમ ઘીના સેવનથી પિત્તજ ગુલ્મ, રક્ત ગુલ્મ, ઝેરી વા, પિત્તજ જ્વર, હૃદયનો રોગ, કમળો તથા કુષ્ટનો નાશ થાય છે ૧૧૪–૧૧૫, ૧૧૬, ૧૧૭.

આમળાં તથા શેરડીના રસની સાથે સોળ સોળ તોલા ઘી તથા હરડેનો કલ્ક મેળવીને પાક કરવો. જ્યારે પાણી બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ગાળીને રાખી મૂકવું. એ ઘીના સેવનથી પીત્તજ ગુલ્મનો નાશ થાય છે. ૧૧૮

### દ્રાક્ષાદિ ઘી.

દ્રાક્ષ, જેઠીમદ, ખજુર, વિદારીકંદ, શતાવરી, ફાલસા, હરડે, બ્હેડાં, તથા આમળાં એ સર્વ ચયાર તોલા લઇ ચુર્ણ કરી ૨૫૬ તોલા પાણીમાં નાંખી ઉકાળવાં જ્યારે ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ એ ઉકાળાની સાથે આંમળાનો રસ, ઘી, શેરડીનો રસ, મદ, હરડેનો કલ્ક મેળવી પાછુ ઉકાળવુ જ્યારે પાણી બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું પછી ચોથા ભાગનું મદ તથા સાકર મેળવીને આ ઘીનું સેવન કરવાથી પિત્તજગુલ્મ તથા પિત્તજ સપૂર્ણ રોગોનો નાશ થાય છે. ૧૧૯–૧૨૦–૧૨૧

### વાસાઘૃત.

પીળી અરડુસીના પચાંગને વાટીને આઠ ઘણા પાણીમાં ઉકાળવી જ્યારે આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ. પછી તે ઉકાળા સાથે અરડુસીના ફુલોનો કલ્ક તથા ઘી મેળવીને ઉકાળવું જ્યારે પાણી બળી જાય અને ઘી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ. મદની સાથે આ ઘીનુ સેવન કરવાથી પિત્તજ ગુલ્મ, રક્તપિત્તજ્વર, શ્વાસ, ખાંસી તથા હૃદયના રોગોનો નાશ થાય છે ૧૨૨–૧૨૩.

### ત્રાયમાણાદિ ઘૃત.

એક સો અઠાવીસ તોલા પાણીમાં આઠ તોલા ત્રાયમાણ (કરીયાતાનાં ફળ) નાખી ઉકાળવાં જ્યારે આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું પછી કંઈક ગરમ ગરમ તે ઉકાળામાં સરખે ભાગે દૂધ મેળવીને પીવું (૧૨૪) અને તેના ઉપર બળ પ્રમાણે ગરમ દૂધ પાવું એથી દોષો નીકળી જવાથી પિત્તગુલ્મનો નાશ થાય છે. ૧૨૫

પિત્તજ ગુલ્મમાં દ્રાક્ષ તથા હરડેના ઉકાળામાં ગોળ મેળવીને પીવું અથવા કપિલા ચૂર્ણ મધમાં મેળવીને જુલાબને માટે ચાટવું. (૧૨૬)

પિત્તજ ગુલ્મમાં જો શૂળ હોય તો ઘી, ચંદનાદિના તેલ અથવા જેઠીમધનું તેલ ચોળવું. ૧૨૭

પિત્તજ જ્વરવાળાને માટે જે તિક્ત ઔષધિવાળા દૂધની બસ્તિ કહેલી છે અને સિદ્ધિ સ્થાનમાં જે બસ્તિ કહેવામાં આવશે તે પિત્તજ ગુલ્મમાં પણ હિતકર થાય છે. ૧૨૮

પિત્તજ ગુલ્મમાં શાલના ચોખા, જંગલ જીવોનું માંસ, બકરી અને ગાયનું દૂધ, તથા ઘી, ખજુર, આમળાં, દ્રાક્ષ, દાડમ, અને ફાલસા (૧૨૯) એ સર્વ વસ્તુ ખાવાં અને ઉકાળેલું પાણી પીવાને માટે આપવું જોઇએ. વરીયારી અને વિદારીકન્દ વિગેરે વડે પિત્તજ ગુલ્મની ચિકિત્સા કરવી જોઇએ. ૧૩૦

આમવાળા પિત્તજ કફજ તથા વાત જ ગુલ્મમાં ઉપવાસ કરાવી આમના દોષને નિવૃત્ત કરાવી યવાગુ તથા યડયુષ વડે અગ્નિને પ્રજ્વલિત કરવો. ૧૩૧

તમામ દોષોનું કોપવું તથા શાન્ત રહેવું એ અગ્નિને આશ્રિત છે એથી હંમેશાં અગ્નિનું રક્ષણ કરવું અને નિંદાનો ત્યાગ કરવો. ૧૩૨

જો કફજ ગુલ્મવાળો ઉલ્ટી કરાવવાને યોગ્ય હોય તો ઉલ્ટી કરાવવી જોઇએ. કફજ ગુલ્મવાળાને સ્નેહન, સ્વેદન કરાવી ગુલ્મ શિથિલ થઇ ગયા પછી (૧૩૩) વસ્ત્ર વડે ગુલ્મને લપેટી દેઇ પછી વૈદે એક ઘડામાં બળતું બાલ્વજ (એક જાતનું ઘાસ) તથા ડાભ નાખી ઘડાનું મુખ ગુલ્મવાળી જગ્યામાં રાખી દાબી રાખવું. ૧૩૪

જ્યારે આ પ્રકારે કરવાથી ગુલ્મ (ગોળો) હાથથી પકડાય તેવો ઉપસી આવે ત્યારે તે ઘડાને લઇ લઇ તે પછી ગુલ્મના પ્રમાણને જાણનારા વૈદે વસ્ત્રથી ગુલ્મને લપેટીને વિદીર્ણ કરવો. (૧૩૫) અને ગુલ્મ વિપરીત માર્ગમાં જ્યારે જણાય ત્યારે જેટલો હાથમાં પકડી શકાય એટલો ખૂબ દબાવવો. પરન્તુ માત્ર ગુલ્મને જ દબાવવો. હૃદયનો સ્પર્શ ન થાય તે સાચવવું. ૧૩૬

તલ, દીવેલ, અળસી, તથા સરસવ એ સર્વનો લેપ કરીને વૈદે સ્હેજ ગરમ લોઢાની વસ્તુથી કફજ ગુલ્મમાં સ્વેદન કરવું. (પરસેવો કાઢવો) ૧૩૭

### દશમૂળીઘૃત.

સુંઠ, પીંપર, મરી, જવખાર, સિંધવ, મીઠું, હિંગ, બિડલવણ તથા દાડમ એ સર્વની સાથે દશમૂળી ઘી (દશમૂળની સાથે પકાવેલું ઘી) નું સેવન કરવાથી કફજ ગુલ્મનો જલ્દી નાશ થાય છે. ૧૩૮.

### ભલ્લાતકાદિ ઘૃત.

ભિલામાં આઠ તોલા, દશ મૂળના દશે ઔષધ ચચાર તોલા, અને વિદારીકન્દાદિ ગણની સર્વ ઔષધિ ચચાર તોલા, એ સર્વ ઔષધીને બાકી ૨૫૬ તોલા પાણીમાં

નાંખી ઉકાળવાં (૧૩૯) જ્યારે ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું પછી તે ઉકાળાની સાથે પીપર, સુંઠ, વજ, વાવડીંગ, સિંધાલુણ, હીંગ, જવખાર, બિડ લવણ, કચુરો, ચિત્રક, જેઠીમધ, તથા રાસના એ સર્વ ઔષધીઓનો કલ્ક એક એક તોલો; દૂધ ચોસઠ તોલા અને ઘી ૬૪ તોલા મેળવીને ઉકાળવું જ્યારે પાણી બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. ( ૧૪૦-૧૪૧ ) આ ભલ્લાતકાદિ ઘૃતના સેવનથી કફજગુલ્મ, પ્લીહા, પાન્ડુરોગ, શ્વાસ, ગ્રહણીરોગ તથા ઉદરરસ મટે છે. ૧૪૨

## પંચકોલ ઘૃત.

પીંપર, પિપરીમુળ, ચિત્રક, સુંઠ અને જવખાર એ દરેક ઓસડો ચાર ચાર તોલા લઇ ખાંડી તેમાં ૬૪ તોલા દૂધ તથા ૬૪ તોલા ઘીમાં મેળવી ઉકાળવાં જ્યારે દૂધ બળી જાય અને માત્ર ઘી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું આ ઘીના સેવનથી કફજ-ગુલ્મ, ગ્રહણી, પાંડુરોગ, ખાંસી તથા તાવ મટે છે. ૧૪૩-૧૪૪.

## મિશ્રક સ્નેહ.

નસોતર, હરડે, બ્હેડાં, આમળાં, દંતીમૂળ, અને દશમૂળ એ સર્વ ઓસડો ચાર ચાર તોલા ખાંડીને ચાર ગણા પાણીમાં નાખી ઉકાળવાં જ્યારે ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવાં (૧૪૫) પછી તે ઉકાળાની સાથે સરખે ભાગે ઘી, દીવેલ તથા દૂધ મેળવીને ફરી ઉકાળવું. જ્યારે દૂધ તથા ઉકાળો બળી જાય અને માત્ર ઘી તથા દીવેલ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવું. આ મિશ્રક સ્નેહમાં મધ મેળવીને તેનું સેવન કરવાથી કફજગુલ્મ, કફવાતજ વિબંધ, કોઢ, બરોળ, ઉદરરોગ, તથા યોનિશૂળનો નાશ થાય છે. ૧૪૬-૧૪૭.

વાતજગુલ્મમાં અંસનને માટે જે નીલિન્યાદિ ઘૃત કહેલું છે તે ઘી કફજગુલ્મમાં જુલાબને માટે બમણું પાવું જોઇએ. ૧૪૮

નસોતરના ચુર્ણને વિલાયતી થોરના દૂધમાં ઘુંટીને તોલા ભાર ચુર્ણ મધ તથા ઘીની સાથે ચાટવાથી સારી રીતે જુલાબ થાય છે ૧૪૯

મોટી હરડે ૨૫, દંતીમૂળ (જમાલ ગોટાનાં મૂળ) ૧૦૦ તોલા અને ચિત્રક ૧૦૦ તોલા ચુર્ણને ૧૦૨૪ તોલા પાણીમાં મેળવી ઉકાળવાં જ્યારે આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ પછી તે ઉકાળામાં તે ૨૫ હરડે, ૧૦૦ તોલા ગોળ, આઠ તોલા તલનું તેલ, ૧૬ તોલા નસોતરનું ચુર્ણ, ૪ તોલા પીપરનું ચુર્ણ, અને ૪ તોલા સુંઠનું ચુર્ણ મેળવીને ઉકાળવુ. જ્યારે અવલેહ જેવી ચાસણી થઇ જાય ત્યારે ઉતારી લેવું. પછી ઠંડું થયે તેમાં મધ ૮ તોલા, અને તજ, નાની એલચી, તમાલપત્ર અને નાગકેસરનું ચુર્ણ ચાર ચાર તોલા મેળવવું, ૧૫૧, ૧૫૨, ૧૫૩.

તેમાંથી દરરોજ એક હરડે ખાઇ ચાર તોલા અવલેહ ચાટવાથી વિરેચન દ્વારા ૧૪ તોલા મળ નીકળે છે. ૧૫૪

અને ગુલ્મ, સોજા, અર્શ પાન્ડુરોગ, અરુચી, હૃદયનો રોગ, ગૃહણી રોગ, કમળો, વિષમજ્વર, કોઢ, બરોળ, તથા આફરાનો નાશ થાય છે. આ દવાના સેવનથી કોઇ પ્રકારનો ખેદ થતો નથી. આ ઔષધનું સેવન કરી ભાત ખાવો જોઇએ. ૧૫૫, ૧૫૬

સિદ્ધિસ્થાનમાં કફજ ગુલ્મોને નષ્ટ કરનારી નિરુહબસ્તિ કહેવામાં આવશે. મદણી દોષ તથા દર્શની ચિકિત્સામાં જે અરિષ્ટ યોગ કહેવામાં આવશે તે કફજગુલ્મમાં પણ હિતકર થાય છે. ૧૫૭

વાતજગુલ્મમાં જે ચુર્ણ તથા ગોળી કહેવામાં આવી છે તેમાં પ્રમાણ કરતાં બમણો ક્ષાર, હીંગ તથા અમલવેતસ મેળવીને સેવન કરવાથી કફજગુલ્મમાં હિતકર થાય છે. ૧૫૮

ગ્રહણીરોગની ચિકિત્સામાં જે ક્ષાર કહેવામાં આવશે તે કફજગુલ્મમાં પણ હિતકારક થાય છે. તેના સેવનમાં કોઇ પ્રકારનો ક્લેશ થતો નથી, જો એ સર્વ ઔષધિયોદ્વારા પણ કફજગુલ્મ શાન્ત ન થાય તો યુક્તિ પૂર્વક તેને ( દાહ કરવો ) ડામવો એ શ્રેષ્ટ છે. ૧૫૯

કફજ ગુલ્મમાં........કળથી, મગનું ઓસામણ, પીપર, સુંઠ, સુકા મૂળાનું ઉકાળેલું પાણી, બીલી, વરણો, ખજુરના અંકુર, અજમો તથા ચિત્રક, અને બીજોરૂં, હિંગ, અમલવેત, જવખાર, દાડમ, છાશ, તેલ, ઘી, એ સર્વના યોગથી બનાવેલું શાક એ સર્વ વસ્તુ ભોજનને માટે હિતકારક છે. ૧૬૦-૧૬૧-૧૬૨

અને પંચમૂળની સાથે ઉકાળેલું પાણી, જુનો વારુણી મદિરા, તથા ગાર્ગીક (દ્રાક્ષાસવ) કફ ગુલ્મવાળાએ સમયપરત્વે પીવો ૧૬૩

તાજી છાસમાં અજમાનું ચુર્ણ તથા બિડલવણ, મેળવીને પીવાથી અગ્નિ દીપ્ત થાય છે અને વાતકફ તથા મળ પોત પોતાના માર્ગ અનુસાર થઇ જાય છે. ૧૬૪

જે ગુલ્મ ( ગોળો ) ક્રમથી સંચિત થઇને ઘણે દૂર સુધી ફેલાયો હોય, બહુજ પુષ્ટ થઇ ગયો હોય, નસોથી બંધાયા જેવો હોય, કાચબાની માફક ઉપસેલો હોય. (૧૬૫) અને જેમાં રોગી દુર્બળતા, અરુચિ, ઉદરસ, ઉલટી, બેચેની, જ્વર, તૃષા, તન્દ્રા, તથા સળેખમવાળો હોય તેનો ગુલ્મ નષ્ટ થતો નથી. ૧૬૬

જે ગુલ્મરોગી જ્વર, દમ. ઉલટી, તથા ઝાડાથી પીડાતો હોય અને હૃદય, ડુંટી, તથા હાથે પગે સોજા ચઢી ગયા હોય તે જીવતો નથી. ૧૬૭

રક્તજ ગુલ્મમાં ગર્ભ સમયે અર્થાત દસમો માસ વીતી ગયા પછી સ્નેહન તથા સ્વેદન કરાવી ઘી વિગેરેના સ્નેહદ્વારા વિરેચન કરાવવી. ૧૬૮.

ખાખરાનો ક્ષાર ૫૧૨ તોલા, ઘી ૨૫૬ તોલા, અને તેલ ૨૫૬ તોલા એ સર્વને ઓકડી સાથે ઉકાળીને તે ઉકાળો રક્ત ગુલ્મને શિથિલ કરનાર છે. આ દવા રક્ત ગુલ્મવાળી સ્ત્રીને પાવો. ૧૬૯

જો આના સેવનથી રક્તજગુલ્મ નષ્ટ ન થાય તો યોનિને શુદ્ધ કરનાર દવા આપવી. ક્ષાર સાથે અથવા વિષાપતી થોરના દુધ સાથે તલનો કલ્ક (૧૭૦) અથવા ક્ષાર તથા વિષાપતી થોરનું દુધ બંને વિરેચનકારક તથા વમનકારક ઔષધિઓના રસમાં સારી રીતે ઘુંટેલું મદ સાથે......અથવા ગોળ તથા ક્ષારવાળુ કિણ્વ ( આસવ ) યોનિને શુદ્ધ કરવા માટે યોનિમાં રાખવું. ૧૭૨

રક્તજગુલ્મમાં રક્તપિત્તનાશક ક્ષારને ઘી તથા મદમાં મેળવી ચટાડવું, અને લસણ તથા તીક્ષ્ણ અરિષ્ટ સેવન કરાવવું. ૧૭૩

રક્તજગુલ્મમાં રજોધર્મ ન આવે તો ગુલ્મને નષ્ટ કરવાને માટે ક્ષારવાળુ ગામુત્ર અથવા ક્ષાર સહિત દશમૂળના ઉકાળાની બસ્તિ આપવી. ૧૭૪

જ્યારે રજોધર્મ આવે ત્યારે માંસરસ સાથે ભાત ખવરાવવો. શરીરમાં ઘી તથા તેલ ચોળાવવુ અને નવું મદ્ય પાવું. ૧૭૫

રજોધર્મમાં ઘણું રુધિર વહે તો રક્તપિત્તનાશક ચિકિત્સા કરવી. અને જો વાતજ પીડા હોય તો વાતનાશક સર્વ ચિકિત્સા કરવી. ૧૭૬

ઘી તથા તેલ ચોળાવવું. સુરામન્ડ પાય ખાટી ઔષધીયોની સાથે ઉકાળેલા ઘીની ઉત્તરબસ્તિ આપવી. અને રુધિર વધુ નીકળતાં તિક્ત અનુવાસન બસ્તિ કરાવવી ૧૭૭

કફજગુલ્મમાં સ્નેહન, સ્વેદન, ઘી, ચુર્ણ, ધાતુવર્ધક ગોળી, વમન, વિરેચન, [ અને વાતજગુલ્મની ચિકિત્સાને માટે ( ૧૭૮ ) તિક્ત ઔષધીયોની સાથે ઉકાળેલું ઘી, અસન, ક્ષીર, નિરુહ બસ્તિ, રક્તોમોક્ષણ ( ફસ ખોલાવવી ) આશ્વાસન તથા સંશમન યોગ. ૧૭૯

પિત્તજગુલ્મની ચિકિત્સાને માટે ઉપનાહન શસ્ત્રપ્રયોગ, અંદર પાકેલા કે ફુટેલા ગુલ્મનું શોધન તથા સંશમન ૧૮૦

કફજગુલ્મની ચિકિત્સાને માટે સ્નેહન, સ્વેદન, ભેદન, લંઘન વમન, વિરેચન, ઘી, બસ્તિ, ગુટિકા, ચુર્ણ, અરિષ્ટ, ક્ષાર તથા અંતે ગુલ્મનો દાહ (ડામ) સ્ત્રીઓને થનારા રક્ત જ ગુલ્મ કહેલા છે તેની ચિકિત્સાનો ક્રમ ૧૮૧ ૧૮૨

ગુલ્મોમાં હિતકારક અન્ન તથા પીવાની વસ્તુઓનું સેવન, પોતપોતાના નિદાનોનો ત્યાગ કરવો, હમેશાં જઠરાગ્નિની રક્ષા કરવી, સ્નેહન ઉપરાંત સર્વ પ્રકારની ચિકિત્સા કરવી. ૧૮૩

ગુલ્મોનો હેતુ, લક્ષણ સિદ્ધિ ચિકિત્સાનો ક્રમ, સાધ્યતા અને અનુયોગ એ સર્વ વિષય ગુલ્મચિકિત્સિત અધ્યાયમાં ભગવાન આત્રેયજીએ અગ્નિવેશને કહ્યા. ૧૮૪

**इति गुल्म चिकित्सिते पंचमोऽध्यायः समाप्तः॥५॥**

ઇતિ અગ્નિવેશકૃત ચરક પ્રતિ સંસ્કૃત તંત્રમાં ચિકિત્સાસ્થાનનો ગુલ્મચિકિત્સત નામનો પંચમોધ્યાય સમાપ્ત થયો. ૫

અપૂર્ણ.

---

# वनस्पतिविज्ञान.

( અનુસંધાન ગતાંકથી )

### ઇસબગુલ—સ્નિગ્ધજીર

તેને સંસ્કૃતમાં સ્નિગ્ધજીર કહે છે. હિ૦ મ૦ ક૦ તે૦ માં ઇસબગોલ ( ગુજ ) કહે છે. ફા૦ ઇસ્પગુલ અ૦ બાઝરે કાતુન. તા૦ ઇસપ્પુ કોલવીર. ઇં૦ ઇસ્ફાગુલસીડ કહે છે લા૦ પ્લેંટાગોઇસ્ફાગુલ, ગુ૦ ઇસબગુલ કહે છે

ઇસબગુલની ઉત્પત્તિ મિસર ને રૂશિયા દેશમાં થાય છે. ત્યાંથી અહીંયાં આવે છે.

તેનાં બી ચાંચડના આકારનાં હોય છે. તેનું ઝાડ એક હાથ ઉંચું થાય છે. તેનાં પાનં ઝીણાં ને લાંબાં થાય છે. તે ઝાડ ઉપર ઘઉંના જેવી ઉંબીઓ આવે છે તેમાં તેનાં બી હોય છે. તેની ત્રણ જાત છે ધોળાં, રાતાં ને કાળાં. તેમાં ધોળાં બી દવામાં ઉત્તમ છે. કાળાં વપરાતાં નથી, ઇસબગોલની ઝીણી ભૂકી માણસના ખાવામાં આવતાં ઝાડો બંધ થઈ મરી જાય છે માટે તેવી ભૂકી ન આપવી.

ઇસબગોલનાં બી પાણીમાં નાંખી ખૂબ ચોળવાથી તળે જઇ બેસે છે.

**બાળકોની રક્તસંગ્રહણી**—ઇસબગોલ અને ખડીસાકર ચાવીને ખાવાથી મટે છે.

**ગરમીની તરસ છીપાવવી**—ઇસબગોલ પાણીમાં નાંખી તે પાણી ગાળી પીવાથી તરસ છીપે છે. એ પાણી પૌષ્ટિક છે.

**ઝાડો બંધ થયો હોય તો**—ઇસબગુલ ૪ માસા સાત માસા પાણીમાં પલાળી પછી તે પાણી ગાળી લઇ તેમાં બદામનું તેલ અને સાકર નાંખી આપવું એટલે રેચ થઇ કોઠો સાફ થશે.

**સોમલનું ઝેર**—ઇસબગુલને પાણીમાં પલાળી ચોળી ગાળી લઈ લુઆબ કાઢી તેમાં ગુંદલાણા, દહિં, અને ગુલાબનું પાણી મિશ્ર કરી આપવાથી વિષ ઉતરે છે.

**જ્વરાતિસાર-રક્તાતિસાર**—રાત્રે બેથી ચાર તોલા ઇસબગુલ પાણીમાં પલાળી સવારે ચોળી તેમાં ૨ તોલા ખડીસાકર નાંખી આપવું, જેથી જ્વરાતિસાર, રક્તાતિસાર જીર્ણ અતિસાર, હરસમાં લોહી પડવું, રક્તસ્રાવ, જ્વર, પ્રમેહ અને દાહ મટે છે.

**મરડો**—ઇસબગુલનાં બી ૦ાા થી ૧ તોલો લાલ ખાંડ સાથે ફાકવાથી મરડો મટે છે. ને લોહી પડતું બંધ થાય છે.

**સોજો**—ઇસબગુલને પાણી સાથે વાટી તેનો સોજા ઉપર લેપ કરવાથી સોજો મટે છે.

**લોહીના ઝાડા**—ઇસબગુલ ૦ા તોલો સેકીને વાટી દહીં સાથે ખાવાથી લોહીના ઝાડા મટે છે. ઇસબગુલ અને એખરાનો લુઆબ સાકર સાથે ખાવાથી લોહીના ઝાડા મટે છે.

## ઇફ્ળ.

સમુદ્રની ખાડીમાં જે ઠેકાણે વધુ કાદવ કે જે જગા ભરતી વખતે બુડી જાય છે તે ઠેકાણે તેનાં મોટાં ઝાડ હોય છે. તેમાં કાન્ઝા અને ઇફ્ળ એ લોકોના જાણવામાં છે. ઇફ્ળનું ઝાડ ૭ સાત હાથ કરતાં બહુ ઉંચું હોતું નથી તેની ઘણી ડાળીઓ સમુદ્રમાં ડુબેલી રહે છે. તેનો પાલો ઢોરને ખવરાવે છે તેનાં લાકડાં કડણ અને ચીકણાં હોય છે તેને બાળવાથી તેમાંથી એક જાતનો ક્ષાર થાય છે તે ધોબી લુગડાં ધોવા વાપરે છે તેમ બૈરાં માથું ચોળે છે.

## ઇસેસ—( શરી લોબાન )

તેને સંસ્કૃતમાં ચીચેટ હિં. વિશેષ ધુપ, મ. ઇગેસ, ઈં. ગમોલાપમ સેન્ડારેક. લા૦ ટ્રેકિલોબિયમ, હાર્નેમેનિએનમ.

ઇસેસનાં ઝાડ હિમાલય ઉપર ઘણાં થાય છે. તેનાં જુદી જુદી જાતનાં ઝાડ થાય છે. તે ઝાડમાંથી જે ચીકણો પદાર્થ નીકળે છે તેને ધૂપ, ઇસેસ, લોબાન કહે છે. ઇસેસ દવામાં અને ધુપમાં કામ આવે છે ઇસેસનાં ઝાડ અરબસ્તાન અને આફ્રિકાના પૂર્વ

કિનારા ઉપર ઘણું થાય છે. ત્યાંથી ઈંમસ અહિં આવે છે. ધસેસ વ્રણશોધન કરનાર છે.

ધસેસ તીખો, કડવો, સ્નિગ્ધ, તુરો, મધુર, સારક, ઉષ્ણ, વ્રણરોપણ છે અને પિત્ત, રક્તદોષ, વાયુ, યોનિદોષ, મહપીડા, મસ્તકશુળ, નેત્રરોગ, કંઠરોગ, વ્રણ, રાક્ષસપીડા, પીનસ, અજીર્ણ, આધ્માનવાયુ, દુર્ગંધ, પરસેવો, કંડુ, વિષ, વાત, રક્તવિસર્પ, કોઢ અને ખાંસી મટાડે છે

મલમ—ધસેસ, તલનું તેલ, અને મીણ, દેવતાઉપર તપાવી પાતળુ થાય ત્યારે ગુમડા વગ્ણ ઉપર ચોપડવાથી મટે છે.

અંતરગળ—ધસેસ, હીરાદખણ, એળીયો, હીરાબોળ, કપડછંદ કરી સરેસના પાણીમાં ગરમ કરી તે લેપનો અતરગળ ઉપર પરો કરી લગાડવાથી મટે છે.

## ઉતકંટો-કાંટાશેરીયો उष्ट्रकंद.

તેનાં સસ્કૃત નામ-उष्ट्रकाण्ट, फण्टालु, करमादन એ ઉતકંટાનાં સંસ્કૃત નામ છે. (તેનાં બીજા ગ્રંથમાં-ઉત્કંટક, કટાલ, શુગાધ, શુનકાસન, તીક્ષ્ણાગ્ર, વૃતગુચ્છ, મુખદન્તરુજાપટ, ઉત્કોત્કટ એ સસ્કૃત નામ છે)

| | |
|---|---|
| સં–उष्ट्रकाण्ट. | અ. Thistle થીસ્ટલ. |
| હિં–ઉટકટીરા. | લા. Echinops echinatus. |
| મ० ઉંટકટારા, ઉતાંટી. | એકિનોપસ એકીન્ટસ |
| ગુ० ઉતકટો–કાંટાશેરીયો કે દારૂડીયો. | બં. છાગલ દાંડી. |

ઉતકંટાના નાના હાથદોઢહાથ છોડ થાય છે. પાન અને ફળમાં કાંટા હોય છે. તેની પાંખડીયોમાં તીક્ષ્ણ અણીવાળા કાંટા હોય છે તેનાં ફળ ગોળ હોય છે તેના ઉપર લાંબા લાંબા કાંટા, હોય છે તેનાં ફુલ આસ્માની રંગતો હોય છે તેનું મૂળ અને પંચાંગ દવામાં વપરાય છે તેનો રંગ પીળો હોય છે ઉનાળામાં આ ઝાડ સુકાય ફરી ચોમાસામાં થાય છે. તળાવ કે નદીની ભીનાશવાળી જમીનમાં ઘણું થાય છે.

ઉતકંટો—ચરપરો, કડવો, કફવાતનાશક, હલકો છે, તે રુચિકારક, ગરમ, કડવા, વીર્યવર્દ્ધક છે. મૂત્રકચ્છ, પિત્તવાત, પ્રમેહ, તૃષા હૃદયરોગ ને વિસ્ફોટકને મટાડે છે.

તેનાં બી શીતલ, વીર્યવર્દ્ધક, તૃપ્તિકારક અને મધુર છે. તેનાં બી અને મૂળ દવામાં વપરાય છે.

સુખે પ્રસવ થાય—ઉતકંટાનાં મૂળ ચોટલે બાંધવા ને પ્રસવ થયે છોડી નાખવા તેથી સુખેથી પ્રસવ થાય છે.

શીઘ્ર પ્રસવ—તેનાં મૂળ પાણી સાથે ઘસીને પીવાથી સ્ત્રીયોને જલ્દી પ્રસવ થાય છે.

હરસના મસા—તેનાં બીનો ધુમાડો આપવાથી હરસના મસા નરમ પડે છે.

વીર્ય વધે—ઉતકટાના જે છોડને ૧ મુળીયું હોય તે મુળનુ ચુર્ણ બા તોલો બા શેર દૂધમાં ઉકાળીને રોજ પીવાથી વીર્યની વૃદ્ધિ થાય છે ને શક્તિ આવે છે.

બાળકનો ઉટાંટીયો—ઉતકટાનાં મૂળ હાથવતી શનીવારે કે રવીવારે ઉખાડી લાવી બાળકને ગળે બાંધવાથી બાળકોનો ઉંટાંટીયો મટે છે.

ઉદરરસ—ઉતકંટાનાં મુળ વાટી પીવાં કે તેનુ ચુર્ણ મધમાં ચાટવાથી મટે છે.

પ્રમેહ—વીર્યવૃદ્ધિ—ઉતકંટાના મૂળની છાલ સુકવી ખાંડી તે ચુર્ણ લુધડે ગાળી રાત્રે મોગરી એલચા ૧ તોલો અને ખડીસાકર ૨ તોલા ભેળવી પાશેર પાણીમાં પલાળી રાખી સવારમાં તેનો રસ લુઘડાથી ગાળી કાઢવો. પછી તેમાં છાલનું ૬ માસા ચુર્ણ નાંખી ખાવું. જેથી ઘણા દિવસનો પ્રમેહ, મુત્રકચ્છ, પેશાબે ધાતુ જવી તે મટે છે ને વીર્યવૃદ્ધિ થઇ પુષ્ટી થાય છે.

ધાતુપુષ્ટિ—ઉતકંટાનાં મૂળ, ગોખરૂ, કૌચાનાં બી ને દુધમાં પકાવી તે દુધ પીવાથી અથવા ઉતકંટાનાં મૂળનું ચુર્ણ દુધમાં નાંખી સેવન કરવાથી પુરૂષત્વ આવે છે.

સર્પ કે વીંછીનું ઝેર—ઉતકંટાનાં મુળ ઉકાળી તેનો ડંખઉપર લેપ કરવાથી તેમ પીવાથી સાપને વીંછીનું ઝેર મટે છે.

રેચક—તેનાં મૂળનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવાથી રેચ લાગે છે.

ગુમડુ ફુટે—તેનાં મૂળનો લેપ કરવાથી ગુમડાં—ફુટી જાય છે.

ગયેલું પુરૂષત્વ આવે—દારૂડીની છાલ ૧ માસો, વડનું દુધ ગરમ કરી તેની ચણા જેવડી ગોળી કરી તે ૧૪ દિવસ પાનમાં ખાવાથી પુરૂષત્વ આવે છે.

ચાંદી—કાંટાશેરીયાનું પાન તોડવાથી ચીકણો રસ નીકળે છે તે ચાંદી ઉપર ચોપડવાથી ચાંદી રૂઝાઇ જાય છે.

ન રૂઝાતાં ઘારાં કે ઘા—કાંટાશેરીયાનાં પાંદડાં લાવી વાટી તેને ઘીમાં તળીને ઘારાં ઉપર તેની લેપડી મારી પાટો બાંધવાથી જખમ કે ઘારાં રૂઝાઈ જાય છે ને ચોવ આવે છે.

સંધિવા—ઉતકંટાનાં મૂળ ઉકાળી પીવાથી સંધિવા મટે છે.

દમ—ઉતકંટાના પાનનો રસ ઉદરસે ને દમ ઉપર મધ સાથે આપવાથી મટે છે.

ગડગુમડ—ઉતકંટાનાં પાનપરના કાંટા કાઢી નાંખી તેને છુંદી તેની લેપડી સખ્ત ગડગુમડપર બાંધવાથી મટે છે.

માથાનો દુઃખાવો—ઉતકંટાનું મૂળ સુંઠ સાથે વાટી તેનો માથાપર લેપ કરવાથી માથાનો દુઃખાવો મટે છે.

તાવ—પથરી—ઉતકંટાનાં મૂળનો કવાથ કરી તાવ, પથરી અને મૂત્રકચ્છ તથા કફ ઉપર અપાય છે.

ભેંસનું દુધ વધે—ઉતકંટાના છોડને સારી રીતે છુંદી ભેંસને ખવરાવવાથી તે ભેંસ દુધ ઘી વધુ આપે છે.

કફ—ઉતકંટાનું મુળ વાટી પીવાથી કફ અને વા મટે છે. તેના ચુર્ણની માત્રા ૦ થી ૦॥ ભારની છે.

---

## વૈદક પ્રયોગો.

અફીણનું ઝેર ઉતરે—દમ ચોખા બાર વીસ ફુલાવવી પછી તે જેટલું અફીણ ખાધું હોય તેથી બમણા વજને ખવરાવવાથી ઝેર ઉતરી જાય છે.

ભાંગેલું હાડકું સાંધાય—ઘણા વર્ષની જુની પાકેલી ઇંટ લઇ તેને ખાંડી તેમાંથી ૦ તોલો ભૂકો દુધમાં મેળવી ચોખા સાથે રાંધી ને તે ત્રણ અઠવાડીયાં ખાવામાં આવે તો ભાંગેલું હાડકું આપોઆપ સંધાય.

વિસ્ફોટક—ઉમરડાના ઝાડના પાનાંની રાખ ૦। તોલો પાનમાં મૂકી રોજ ખાવાથી વિસ્ફોટક મટે છે.

ચાંદી—સોપારી બાળીને કોલસો કરી તેને માથા સાથે મિશ્ર કરી મોંઢામાંના થુંક સાથે ચાંદી ઉપર લગાવવાથી રૂઝ આવે છે.

ટાઢીયા તાવનો અકસિર ઉપાય—આવળનાં સુકાં પાન ૧॥ તોલો, કાયકાંતીબીજ ( દૈયાં ) ૫ તોલા, જીરૂં ૧ તોલો, લીંડી પીપર ०॥ તોલો, સઘળું એકત્ર વાટી મધમાં ઘુંટી ચણા ચણા જેટલી ગોળીઓ બનાવી તેમાંથી બબ્બે ગોળીઓ બનાવી તેમાંથી બબ્બે ગોળીઓ ત્રણ ત્રણ કલાકે આપવાથી ટાઢીઓ તાવ મટે છે.

પેશાબની પથરી—કસુતરની અપાર ૧ વાલ, મરી ૧ વાલ, એકત્ર વાટી મધમાં ઘુંટી ત્રણ ગોળી વાળવી, દીવસમાં ત્રણ વાર એકેક ગોળી ખાવી. આ રોજ ખાવાથી પેશાબની પથરી પીગળાઇ જાય છે.

આધાશીશી—ચણોઠીનાં મૂળને પાણીમાં ઘસી જે બાજુ માથું દુઃખે તે બાજુ નસકોરામાં સુંઘવાથી ત્રણ દિવસમાં દુઃખ મટે છે.

કુતરાનું ઝેર—લસણ વાટી તેની લુગદી કુતરાના ડંખ ઉપર મૂકવી અને લસણનો રસ પાવો તથા ખાવામાં પણ રોજ લસણનો વધુ ઉપયોગ કરવાથી ઝેર ચઢતું નથી.

દાંત બંધ થઇ જવા—લવીંગ, લીંડી પીપર, ફુલાવેલો ટંકણખાર સર્વે સરખે ભાગે લઇ ઠીકરા ઉપર જરા શેકી તે સર્વનું ચુર્ણ કરવું પછી તે શીશીમાં ભરી રાખવું પછી તે મધ સાથે મેળવી દાંતની બત્રીસી અને દાંતના પારા ઉપર લગાડવાથી વાયુથી દાંત બંધ થઇ ગયા હોય તો ઉઘડે છે.

ઝાડા—વડની કુમળી વડવાઇઓની કુંપળો, અને કુમળાં પાન લાકડાની ખાંયણીમાં ખાંડી તેના કુચાથી ૧૬ ઘણું પાણી રેડી એકત્ર કરી ઉકાળવું અર્ધું પાણી રહે ત્યારે કુચા ગાળી લેવા પછી તે ગાળેલું પાણી ઘટ થાય ત્યાં સુધી ઉકાળવું ને ગોળ જેવું થયે ઉતારી તેની ૧ વાલની ગોળી કરવી તે ગોળી ૨ દીવસમાં ૩ વાર દહીં સાથે ખાવાથી ઝાડા મટે છે.

રતાંધળાપણું–કાનમીંનો મેલ મધ સાથે કાલવી આંખમાં આંજવાથી રતાંધળાપણું મટેછે.

હીસ્ટીરીઆ—૧૦૦ વર્ષનો જુનો અમદાવાદી કાગળ લઇ પીત્તળની થાળીમાં બાળવો પછી તેની ભષ્મ ગાંખણ સાથે મેળવી આંખે આંજવાથી હીસ્ટીરીઆ મટે છે.

હરસ—કુકડવેલના ફુલનાં બીને ગાયના મુત્રમાં વાટીને ૩ વખત હરસ ઉપર લેપ કરવાથી હરસ મૂળમાંથી ખરી પડે છે.

કમળો—કપીલો અને વાવડીંગ દરેક પા પા તોલો વાટીને મધ સાથે ઘુંટી ખાવાથી કમળો મટે છે.

---

## હુન્નર ઉદ્યોગ.

ઓઆઇડ ફોટોગ્રાફનું મોટું ચિત્ર બનાવવાની રીત—રા ૧૦૦ની મૂડીથી આ ધંધો સારી રીતે ચાલી શકે. પચાસેક રૂાનો એક કેમેરા લાવવો, અને એક અંધારા

ઓરડામાં તેને ગોઠવવાનું રાખો. પછી દરેક રો—ના મશાલા બ્રોમાઇડ કાગળ અને ૧-૪ ઇંચની એક કાચની પ્લેટ લાવો, પછી બ્રોમાઇડ ઍન્લાર્જમેન્ટ કેવી રીતે કરવું તેની કેટલીક ટુંકી સૂચનાઓ કોઇ ફોટોગ્રાફર પાસેથી મેળવો. પછી તમારૂં કામ ચલાવો. આ મોટા બનાવેલા ફોટામાં ચિત્ર વિચિત્ર રંગ પૂરવાથી તે ઘણુંજ સારા દેખાશે. આ ધંધો ઘણોજ સસ્તો તેમજ આનંદથી પૈસા મેળવનાર થઇ પડશે.

દુકાનદાર કેમ થવાય ? દુકાન એવે ઠેકાણે જમાવવી જોઇએ કે જ્યાં બીજા દુકાનદારોની બહુ હરિફાઈ ન હોય. આમ કર્યા પછી જીવનની જરૂરની ચીજો વસાવવી. જેમકે મશાલા, ચોખા, દાળ, ઘઉં, તેલ, તમાકુ, દીવાસળી વગેરે, હવે કામ કરવાનો વખત સવારમાં ૭થી ૧૧ સુધી અને બપોરે ૧૨થી ૮ સુધી રાખવો. જથાબંધ માલ ખરીદવો અને તેને જથામાં કે થોડે થોડે વેચી દેવો. પરંતુ જથામાં વેચતી વખતે છુટક કરતાં કંઇક ઓછી કીંમત રાખવી, એક રૂપીએ બે આના નફો જથાબંધ વેચવામાં લેવો, જો નામરવેલનાં પાનની દુકાન કરી હોય તોપણ માસિક રૂા—૨૫ તો પુરેજ. અને તેમાંથી પોતાના નિર્વાહ ઉપરાંત પણ કંઇક બચાવ થઈ શકે છે, નિર્લોભ અને ધીરજ એ દુકાનદાર માટે ઘણાજ ઉત્તમ ગુણો છે અને તે કદી ભૂલવા ન જોઇએ.

---

## ખેતીની ખબરો.

( લે॰ ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ. )

જગતની ઉત્પત્તિથી માંડીને હજી પણ દારૂડા જે માળા બાંધતો હતો તે બાંધે છે, કરોળીઆ જે જાળ ગુંથતો હતો તે ગુંથે છે. ખેડુતનું પણ તેમજ. કુદરત તેનું કાર્ય કર્યા કરે છે, મનુષ્ય તેની સામે હાથ જોડી રહ્યો છે. જંગલો કાપીને મનુષ્યે મહેલ બાંધ્યા. પક્ષીઓએ જાણ્યું આપણા માળા મનુષ્યે પડાવ્યા તો લાવો ને આપણે એમના મહેલોમાં જઇને માળા બાંધીએ આ એક સામાન્ય સ્વભાવ છે. મનુષ્ય તો એથી વધારે ઉંચી કોટીમાં મુકાય છે. મનુષ્યને તો સ્વભાવ પ્રમાણે વર્તવાનું છે અને બુદ્ધિનો સ્વતંત્ર ઉપયોગ પણ કરવાનો છે. ખેડુત એક વિઘું ખેડે ને હજાર વિઘાંવ ખેડે. જો બુદ્ધિનો ઉપયોગ ન કરે તો તેને કપાળે હાથ દઇને બેસી રહેવું પડે. હિંદના ખેડુતોનું અંતર જીવન તપાસીયે તો તેને ઉપર આભ અને નીચે પૃથ્વી વિના એનું બીજું કોઇ સહાય કરનાર નથી. એનું શું કારણ ! વરસાદ ઓછો પડે છે ? જમીન ફળતી નથી ? ઢોર વિ॰ સાધનો નથી ? આપણી મહેનત ઓછી છે ! આપણી દાનત ઓછી છે ! કે કૃપાળુ પરમેશ્વરે બક્ષેલી બુદ્ધિનો ઉપયોગ આપણે કરતા નથી ? તેમજ વરસાદ પુરતો વરસે છે. જમીન પણીજ સારી છે. સાધનો પણ જરૂર જોગાં તમામ છે. મહેનત પણ હિંદનો ખેડુત પુષ્કળ કરે છે. માત્ર તેની રીતભાતમાં ફેર પડી જાય છે. ખેતીની ખબરો ચોપાનીયામાંથી મળે અને ખેડુતો પોતાના કામમાં યોગ્ય ફેરફાર કરીને રસ બધો લાભ લે તો જરૂર તેની મહેનત સફળ થાય. ખેતીની સાથે સાથે વાડીઓ કરે તો તેથી પણ ઘણોજ લાભ થાય. ખેડુતે પોતાની સ્થિતિઓમાં શા શા ફેરફાર કરવા જોઇએ એ બતાવવાનો આ લેખનો હેતુ છે.

# હીસ્ટીરીઆહર પીલ્સ

સ્ત્રીઓને જવાન વયમાં આ રોગ લાગુ પડે છે ચક્કર આવે, બેભાન થઈ મોંએ ફીણ આવે હાથપગ ખસે, કેટલીક સ્ત્રીઓ ધ્રુણે ને લવારી કરે છે કેટલાકોને ભુતના વ્હેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે, આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ, વઈ, મૂર્છા અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કી. રૂ. ૨–૦–૦ અનુપાનની કી. રૂ. ૨ મળી રૂ. ૪–૦–૦ સુધ ...ની ડબી રૂ. ૧ ની મફત.

પાલણજીથી ભગવાનજી રણછોડજી લખે છે કે,—અમારા ઘરમાં એક બાઈને હીસ્ટીરીઆ થયો હતો ને ...ભુત છે એમ કહેતા. ધુણતી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટીરીઆપીલ્સ, અને અનુ...ાનનો ઉપયોગ કરાવ્યાથી અડવાડીયું ન થયું તેટલામાં તો તેને આરામ થઈ ગયો છે જેથી મને નિશ્ચય ...યો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે.

## ઉદરસ નીવારણ પીલ્સ

આ દવાથી ઉદરસ એકજ દીવસમાં મટે છે ...થી ખાંસી, ઉદરસ, કફ પડતો હોય, ઘણી દવા ...વાથી ન મટતું હોય તો જરૂર અમારી દવા ...પરી ખાત્રી કરો. કી. રૂ. ૧–૦–૦

## ઘાતેલ

વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડયો ...ય. લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના ...તી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી ...ધ થઈ જલદી તોષ આવી જાય છે કી ૦–૮–૦

## એગ્યુમીક્સ્ચર

તાવને માટે અકસીર ઇલાજ ગમે તેવો તાવ એકજ દીવસમાં મટે છે. તેથી ટાઢીઓ, ચોથીઓ રોજનો કે એકાંતરીઓ તાવ મટે છે શક્તિ આવે છે. બાટલી ૧ ની કી. ૦–૮–૦

## દીલપસંદ વૉટર

આ સુગંધીદાર વોટર મુખપર લગાવવાથી મોં ઉપરના ખીલ કરોળીઆ વિગેરે મટાડે છે અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે કી ૦–૮–૦

હજારો વાના દરદીઓને ફાયદાકારક થઈ પડેલી

# વાતહરપીલ્સ.

ગમે તેવો વા, સંધિવા, પક્ષાઘાત, હાથ પગનું રહી જવું, સાંધાનું જકડાઈ જવું, કાટ, શુલ, ...કોટી કેડેડાનું રહી જવું વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટી ગયા છે જેને ...ીના ઠીંચાયા ચલાવા વગર ખાટલે પડી રહેવું પડેલું તેવા દરદીઓ ઉઠી સાજા થઈ ગયા છે. આ ...ના દરદીને આશીર્વાદ સમાન છે. ડબી ૧ ની કી. રૂ ૨ અનુપાનની કી. રૂ ૨ ચોપડવાની ...૧ ની મફત મળે છે.

નોજરથી હમેલભાઈ કાશીભાઈ જણાવે છે કે એક દરદી ખલીજ વર્ષથી રહી ગયા હતા તે ...ના હાથ વળી ગયા હતા, શરીર ખુંધો થયો હતો ને હલાતું ચલાતું નહોતું તેને વાતહરપીલ્સ આ...થી આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે.

# સંગ્રહણી પીલ્સ

સંગ્રહણી અને ઝાડાના દરદીને માટે આ દવા રામબાણ ઉપાય છે, ખાધું ન પચવું, વારંવાર ઝા...વા, શરીર સુકાઈ જવું, પાણી લાગવું અને અનેક ઝાડા સબંધી દરદોને આ દવા મટાડે છે. તેના ...ગ ભવારો. ભુખ લાગવી પચીને દસ્ત સાફ થઈ શરીરમાં લોહી ને શક્તિ વધશે ને ઝાડા મટશે. ખા...અજમાવી જોવા ભલામણ છે. કી રૂ. ૨. અનુપાનના ડબાની કી. ૨. મળી રૂ. ૪.

## વેદનહરબામ.

આ બામ ચોપડવાથી—માથાનો દુઃખાવો, વા, ચસકા, કળતર તરતજ મટે છે. સંધિવા ઉપર ગુણ-કારી છે કી ૦–૮–૦ ત્રણ બાટલીની કી રૂ. ૧–૦–૦

## ઇન્ફ્લુએન્ઝા મીક્ષ્ચર.

ગમે તેવો તાવ, ને ઇન્ફલ્યુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે. ૨૪ કલાકમાં ઇન્ફ્લુએન્ઝા ...

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવ્યાથી તરત વાળ ખરી પડે છે વાળ કે બગતર બળતી નથી. વાળ ઘણી લાંબી મુદત સુધી ઉગતા નથી. ચામડી નરમ ને સુંવાળી રહે છે. કી. ૦– ત્રણ ડબીના રૂ. ૧–૦.

દવે કેમીકલ વર્ક્સ—...

ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શક્તિ નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.

# ટૉનીક પીલ્સ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. હાંફ, ચુસ, કળતર, અશક્તિ, હાથ ચડવો, કમરનો દુઃખાવો મટાડે છે. મગજને ઠંડક આપે છે, ને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે. ધાતુગત દોષો મટાડી ખરું પુરુષત્વ બક્ષે છે. પેશાબે કે સ્વપ્ને કે કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે, અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોવા છતાં પણ જો શરીર નબળું હોય; વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોથી, બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી અને બાળલગ્નથી ઘણા યુવાન પુરુષો નીરતેજ અને વિર્યવિહિન થઇ ગયેલા હોય છે તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાનાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એકવાર વાપરી જોવી. ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કી. રૂ. ૧) ત્રણની કીમત રૂ. ૨–૧૦–૦.

## આનંદવટી

આ દવાથી—કબજીઆત-સુખ લાગે છે. ખાધેલું હજમ થઇ જાય છે અને નિયમસર દસ્ત સાફ આવે છે. પેટના ગડગડાટને મટાડે છે. ખાવા ઉપર રૂચી થાય છે. અજીરણ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોંને સ્વાદિષ્ટ બનાવે છે. કી. રૂ. ૧.

ગમે તેવા તાવને ૨૪ કલાકમાંજ મટાડનાર

## જ્વરહર ગોળીઓ

ગમે તેવા ન ઉતરતો તાવ, રોજીઓ, એકાંતરિયો, ચાથીઓ, ટાઢીઓ, જીર્ણજ્વર, વિષમજ્વર, મેલેરીઆ, ટાઇફોઇડ, વાયરસ, ઇન્ફ્લુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાં જ મટાડે છે, કોઇ પણ તાવ માટે અતિ ઉત્તમ દવા છે. દરેક ઘરમાં ૧ ડબી રાખવીજ જોઇએ. કી. ડબી ૧ ની રૂ ૧) ત્રણની કી. રૂ. ૨–૧૦ છની કી. રૂ. ૭)

## વીસ્ફોટક નીવારણ પીલ્સ

વીસ્ફોટક ગરમી ને ચાંદી ઉપર ઘણીજ ગુણદાયક શરીરે ગરમી ફુટી નીકળવી, ચાંદી પડવી, હાથે પગે કે શરીરે ચાઠાં પડી જવાં, વિગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. હજારો વીસ્ફોટકના રોગીઓ આ દવાથી સારા થઇ ગયા છે આ દવાથી તમારો ગરમીનો રોગ મટશે. લોહી સુધરી શરીરમાં શક્તિ આવશે, ડબી ૧ ની કી. રૂ. ૨ અનુપાનની કીમત રૂ. ૨ બંન્ની રૂ. ૪ થી એક મહીનામાંજ મટી જશે.

મુંબાઇથી સુનાર મગન વલભ લખે છે કે તમારી વિસ્ફોટકનીવારણપીલ્સથી અને ગરમીનો રોગ મટયો છે માટે બીજી ૧ ડબી મોકલશો.

## ક્ષયહર પીલ્સ

આજકાલના ઘણા માણસોને ક્ષયના રોગો લાગુ પડયા પછી જો તરતજ દવા ચાલુ કરવામાં આવતી નથી તો પાછળથી અસાધ્ય થઇ જતાં દરદી મરણને શરણ થાય છે, માટે આ દરદ લાગુ પડતાંજ અમારી દવાના ઉપયોગ કરવા સલાહ છે તેનાથી ક્ષય મટે છે, સુકી ઉધરસ ને જીર્ણ તાવ મટે છે, અને ભુખ લાગે છે, શરીર ગજવુ બંધ પડે છે, અને શક્તિ આવે છે. ઘણા દરદીઓ આ દવાથી મટી ગયા છે, તેની ૧ ડબીની કી. રૂ. ૩–૦–૦ અનુપાનના ડબાની કી. રૂ. ૨ બંન્ની રૂ. ૫

સુરતથી નારણજી ઉકા લખે છે કે, અમારી આપની ક્ષયને મારી દવા મંગાવવી હતી તે ઘણી આશીર નાવડી છે, જેવી હું મારા મિત્રોને ભલામણ કરૂં છું.

દેશી વનસ્પતિનો—શરીરના ગરમીના રોગો મટાડી લોહીને શુદ્ધ કરનાર

## દવેનું સારસાપરીલા

જો તમે ગરમીના દરદથી પીડાતા હો, શરીર ભમ, ફોલ્લા કે ગરમી ફુટી નીકળતી હોય, શરીર નબળું જતું હોય, લોહી ફાટુ પડી જતું હોય, અને ચળ આવ્યાં કરતી હોય, પેશાબે લાલ કે બળતરા બળતી હોય તો જરૂર અમારી સારસાપરીલા વાપરવું કારણ કે તેવા લોહી સુધારી શરીર પુષ્ટ બનાવી ભુખ લાગે છે ગરમીના રોગો જડમુળથી મટી જાય છે, ઘણા માણસોએ વાપરેલ છે, કીમત રૂ. ૧ ત્રણની રૂ. ૨–૧૦

આમોદથી દામોદર મથુરામ લખે છે આપની દવા સારસાપરીલા વાપરવાથી ફાયદો થયો છે માટે તેવીજ બીજી ૧ બાટલી મોકલશો.

દવે કેમીકલ વર્કસ અમદાવાદ

## સુચના.

કોઈપણ રોગ વૈદ્ય કે ડૉક્ટરોથી ન મટયો હોય, અને તમે નિરાશ થયા હો તો, અમારા ઉપર એક પોસ્ટ કાર્ડ લખવાથી તમારો તે રોગ મટે તેવી સલાહ અને ઉપાયો મફત બતાવીશું અમારા કારખાનામાં બનાવેલાં ઔષધો નિર્ભય ને ખાત્રીવાળાં અનુભવસિદ્ધ હોવાથી અત્યારે લાખો માણસો વાપરે છે. ને લાખોના રોગો અમારી દવાથી મટયા છે, એકવાર વાપરી ખાત્રી કરી લાભ મેળવશો.

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ બક્ષી મગજને પુષ્ટ કરનાર

# જીવન

એ ખરેખર જીવન જ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. મગજપુષ્ટ થઈ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વોત્તમ હોવાથી આજે સર્વ કોઈના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયું છે. તેમાં પડતી વસ્તુઓ વનસ્પતીની, અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદીષ્ટ, વધેજતદાર અને આરોગ્યને જાળવે માટે ફાયદો બક્ષનાર છે. નબળાઈ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અગ્નિમાંદ્ય તથા ધાતુવિકારનાં દરદોમાં તેનો ગુણ અનુભવસિદ્ધ છે. અમે બીજાઓની માફક હલકા ભારા જુદા દર ન રાખતાં માત્ર ભારે—કે જેમાં ભસ્મો અને કિંમતી માત્રાઓ પડે છે, તેવી એકજ જાત બનાવીએ છીએ (કીંમત રૂ. ૨) રાખી છે. ત્રણની કીંમત (રૂ. ૫) પોસ્ટેજ જુદું. વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસીક મહેનત કરનારને તો તે અમૃતતુલ્ય છે. ખડરોમી કામેશ્વર નથુરામ લખે છે કેઃ જીવનથી ઘણો ફાયદો થયો છે,

---

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાંજ દવાખાનું.

# અમૃતજીવન (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવાનો લાભ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ રોગો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઈ પડી છે. આ દવા પાસે રાખવાથી સેંકડો રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. આ દવા જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો હંમેશાં પાસે રાખજો તેનાથી અજીર્ણ, અતીસાર, હીસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમરો કેડનો દુખાવો. બંધકોશ, નબળાઈ, કોલેરા, ન્યુમોનિઆ, ખસ, ગુમડાં, મોઢાં ચડવા, ચુંક, તાવ, દમ, દાંતનો દુખાવો, દાદર, નપુંસકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, જરોળ, પ્લેગ સાંધાનો દુખાવો, મધુપ્રમેહ, ક્ષય, રતવા, વાઈ, વીર્યદોષ, વાળા, સંગ્રહણી, વરાધ, સંધીવા, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, શુળ, હીસ્ટીરીયા, વઈ, દાંત, નાક, કાનના દરદો, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું વીગેરે લગભગ તમામ દરદો માટે છે અને તેથી તેનો લાભ દરેક માણસ લઈ શકે છે. કી રૂ. ૧) ત્રણની કી. રૂ. ૨—૧૦—૦. ગામબીલીમોરાના મે. પ્રોફેસર સાહેબ લખે છે કે અમૃતજીવન દરેક રોગ ઉપર ફાયદો કરે છે તેનો અનુભવ થયો છે.

બાળકોને ભણવામાં હોંશીયાર, ચાલાક અને બુદ્ધિમાન કરવા હોય તો

# એમોરાઈન (રજીસ્ટર્ડ)

વાપરજો. આ દવા સ્વાદિષ્ટ અને વધેજતદાર હોવાથી બાળકો ખુશીથી ખાઈ શકે છે. નાનાં બાળકોને નાનપણમાંથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે. કોઈ પણ અઘરા વિષયો સહેલથી શીખી શકે છે, તેમનું મગજ ઠંડુ રહે છે જ્ઞાનશક્તિઓ ખીલે છે. ગણીતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે, તેનાથી તેની યાદશક્તિ તીવ્ર થશે. દર વરસે સહેલાઈથી પાસ થઈ શકશે, અને જમે તેવા વીષયો સહેજ વારમાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. દરેક બાળકને માટે આ દવાની ખાસ જરૂર છે, જેથી તેનું મગજ સુધરશે, આંખોનું તેજ વધશે, બોલી સુધરશે, અને શરીર નીરોગી રહી પુષ્ટ થશે. આ દવાનો હજારો વિદ્યાર્થીઓએ લાભ લઈ પોતાની જીંદગી સુધારી છે. કીં. રૂ ૨–૦ અજરામેથી સ્કુલ માસ્તર ભીમભાઈ મોહનભાઈ લખે છે કે—એમોરાઈનથી નાણુને ફાયદો થયો છે માટે બીજો ૧ ડબ્બો વી. પી.થી મોકલશો. મગજની અસ્થિરતા મટી છે ને ઉપ લાગી આવે છે. વસોથી બબુભાઈ નરોતમદાસ. લખે છે કે—એમોરાઈનથી સારો ફાયદો છે. બીજો ડબ્બો તુરત મોકલો.

દવે કેમીકલ વર્કસ, પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.

# મારાં પુસ્તકો અને ભાગ્યોદય માટે સજ્જનો શું કહે છે.

ધનવાન માટે—કોટડા સાંગાણીથી છોટાલાલ પુરૂષોત્તમ લખે છે કેઃ ધનવાન પુસ્તકમાંથી અમે ઘણા પ્રયોગો કર્યા છે તો તે તમામ સાચા જણાયા છે સાબાસ તમોને જે ૫૦૦) રૂપીઆ આપતાં પણ આવા પ્રયોગો અને હુન્નરકળા શીખવે નહિ તો તમે તેવા પુસ્તકની કીંમત રૂ ૧૦ ને બદલે રૂ. ૨૦ રાખી હોતતો તે પણ ઓછી જ ગણાય. તેથી હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે.

કોડીનારથી માસ્તર પ્રભાશંકર દુર્લભજી ઉપાધ્યાય લખે છે કેઃ

ધનવાન પુસ્તક પુરેપુરૂં વાંચ્યું તેથી ઘણો સંતોષ થયો છે ખરેખર આ પુસ્તક ઘણુંજ ઉમદા જણાય છે તેમાં બતાવેલી હકીકત મુજબ જે કોઇ ઉદ્યોગ આદરશે તે ધનવાન થશે. થોડી મુડીમાં પૈસાદાર થવાય તેવા ઉદ્યમો તેમાં છે માટે તે પુસ્તક પ્રત્યક્ષ ફળ આપનારૂં છે. ગરીબ લોકોને માટે આ પુસ્તક ખાસ આધારરૂપ છે. તેથી તેઓ પોતાનો નિર્વાહ આ પુસ્તકથી ચલાવી શકશે. આ પુસ્તક ખરીદવા દરેકને મારી ખાસ ભલામણ છે.

પુનાથી ફરામરોજ દારાબ દુબાશ લખે છેઃ ધનવાન પુસ્તક વાંચ્યું તેને માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તે ઘણુંજ ઉપયોગી પુસ્તક છે અને ખરેખર દરેક ઘરમાં તેની એક નકલ રાખવીજ જોઇએ એવું મારૂં મત છે.

ખંભરાથી દાર ગીરધરલાલ નરસીદાસ—ભાગ્યોદય વાંચી મને ઘણોજ આનંદ થયો છે તે ઘણું ગીચ થઇ પડ્યું છે. તેનાં ઘણાં ગ્રાહક વધારી આપવાની ઉમેદ છે.

અંજારથી વલભજી ભાણજી—આપનું ત્રીકાળ દર્શક દર્પણ પુસ્તક વાંચી ઘણોજ આનંદ થયો છે. તેમાં ઘણી ઉપયોગી બાબતનો સમાવેશ કરેલો છે તેથી આપનો આભાર માનું છું.

મુંબાઇથી બાલુભાઇ સુખલાલ લખે છેઃ આપનું અવિષ્યવેત્તા પુસ્તક ઘણુંજ ઉપયોગી થયું છે

અમરાવતીથી રણછોડદાસ હીરાભાઇ લખે છે. આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક ખરીદવાથી ઘણોજ ફાયદો થયો છે.

ટ્રાન્સવાલથી વી. કે. પરેખ લખે છેઃ ભાગ્યોદયમાંથી ઘણુંજ શીખવાનું મળે છે. આવા અત્યંત ઉપયોગી લેખો તથા અત્યંત ઉપયોગી ભેટના પુસ્તક આપવા છતાં લવાજમ નજીવું છે. જે આ ભાગ્યોદયના ગ્રાહક હશે તેમના મનમાં ખરાબ વિચારો અને કુટેવો પ્રવેશ કરી શકે એ અસંભવિત છે. તમે પરમાર્થને માટે જે શ્રમ ઉઠાવો છો તને માટે ગ્રાહકો આપનો જેટલો ઉપકાર માનશે તેટલો થોડો છે આગે આવો સત્ય માર્ગનો જે રસ્તો લીધો છે તે સદા ચાલુ રાખવા કરા રહે એવી મારી ખરા અંતઃકરણથી ભાવના છે.

મખાટીંબીથી માસ્તર હરિલાલ મંગળજી—આપનું ભાગ્યોદય વાંચતાં તે ખરેખર એક બેની ગરજ સારે તેવું છે તેમાં આવતા લેખો અવર્ણનીય અને અમુલ્ય છે. તમે તે ગ્રાહકો બહાર પાડી હીંદની સેવા કરી રહ્યા છો. પ્રભુ તે માસીકની દિનપ્રતિદિન ચડતી કળા રાખો એવી મારી પ્રાર્થના છે.

ભાવનગરથી ગુલામહુસેન નુરમામદ—આપે જુગનું ધનવાન પુસ્તક રચી ભારતની અદ્વિતીય, અત્યંત પ્રશંસનીય, સેવા કરી તેથી આનંદથી અમારૂં હૃદય વિકસી રહ્યું છે. પુસ્તકની કીંમત એકજ હુન્નરથી વસુલ થાય તેમ છે. પ્રભુ આપને દીર્ઘાયુષ આપે એવી ઇચ્છા છે.

મુંબાઇથી ભુરાભાઇ રણછોડદાસઃ આપનું ત્રીકાળદર્શક દર્પણ પુસ્તક ઘણુંજ ઉપયોગી દરેક દરેક કુટુંબે રાખવા યોગ્ય છે. એ પુસ્તક પ્રગટ કરનાર તમારા શ્રમને માટે ધન્યવાદ ઘટે છે.

મુંબાઇથી કેશવજી માધવજી—આપના ઔદ્યોગિક શિક્ષક, અને ત્રીકાળદર્શક દર્પણ વગેરે તો મંગાવ્યાં જે વાંચી મને ઘણો સંતોષ પ્રાપ્ત થયો છે.

"આવા હજારો અભિપ્રાયો મળ્યા છે, જે સ્થળ સંકોચથી આપી શક્યા નથી. પુસ્તક માટે મારી ગ્રાહકનંબર વાંચી જોઇ આજેજ પુસ્તકો મંગાવવા લખોઃ—

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

શરીર મન અને આત્માની ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] ઓગષ્ટ સને ૧૯૨૨. [અંક ૬ ઠો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે
ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭



# कर्ममहिमा.

( લેખક. પુ. મહાત્મન શ્રીમન નથુરામશર્મા. )

આ પૃથ્વીપર વસતાં મનુષ્યાદિ પ્રાણીઓની વિચિત્ર સ્થિતિ જોઇ તેમની તેવી સ્થિતિનું વાસ્તવિક કારણ જાણવાની ઇચ્છા રાખનાર કોઇ મનુષ્ય પોતાના દેશના કોઇ વિવેકી ને દયાળુ પ્રસિદ્ધ વિદ્વાનની સમીપ ગયો, અને તેમને આદરપૂર્વક નમન કરી પછી વિનયપૂર્વક તે આ પ્રમાણે પૂછવા લાગ્યોઃ—" હે ભગવન્ ! આ પૃથ્વિમાં કોઇ મનુષ્યો ઉત્તમ કુળમાં જન્મ પામેલા ને કોઇ મનુષ્યો અધમ કુળમાં જન્મ પામેલા, કોઇ સુરૂપ ને કોઈ કુરૂપ, કોઈ બહુધા નીરોગી ને કોઇ બહુધા રોગગ્રસ્ત, કોઇ બળવાન્ શરીરવાળા ને કોઇ બળહીન શરીરવાળા, કોઇ ધનવાન્ ને કોઇ દરિદ્રી, કોઇ પ્રતિષ્ઠિત અને કોઇ અપ્રતિષ્ઠિત, કોઇ રાજા ને કોઈ પ્રજા, કોઈ સર્વ ઇંદ્રિયોવાળા ને કોઇ એક કે વધારે ઇંદ્રિયોથી રહિત, કોઇ બળવાન્ ઇંદ્રિયોવાળા ને કોઇ નિર્બળ ઇંદ્રિયોવાળા, કોઇ બુદ્ધિબળવાળા ને કોઇ બુદ્ધિહીન જેવા, કોઇ વિદ્વાન્ ને કોઇ નિરક્ષર, કોઈ સદાચરણમાં પ્રીતિવાળા ને કોઈ દુરાચરણમાં પ્રીતિવાળા, કોઇ ભક્ત ને કોઇ અભક્ત, કોઇ ચિત્તને વશ વર્તાવનારા ને કોઇ ચિત્તને વશ વર્તનારા, અને કોઇ જ્ઞાની ને કોઇ અજ્ઞાની પ્રતીત થાય છે. વળી માણસથી ઉતરતા ગણાતા પ્રાણીઓમાં પણ કોઇ પ્રાણી સુખી ને કોઇ પ્રાણી દુઃખી તથા કોઇ પ્રાણી બળવાન્ ને કોઇ પ્રાણી નિર્બળ જોવામાં આવે છે. માણસોની અને તેનાથી ઉતરતા પ્રાણીઓની સ્થિતિની આવી વિચિત્રતા શાથી છે ! પ્રાણીઓને આ વિચિત્ર સ્થિતિઓ શું અકસ્માત્ જ પ્રાપ્ત થયેલી છે ! કે કોઇ નિયામકે તેમને આવી સ્થિતિઓ પોતાની ઇચ્છાપ્રમાણે આપી છે ? વા અન્ય કોઇ કારણથી તેમને આવી વિચિત્ર સ્થિતિઓની પ્રાપ્તિ થઈ છે ! મારા મનમાં બાણની પેઠે સાલતા આ સંદેહને હે પ્રભો ! આપ કૃપા કરીને દૂર કરશો. "

તે પૃચ્છા કરનાર મનુષ્યના આવા વચનો સાંભળી આ વિશ્વની સર્વ સ્થિતિઓને હાથમાં રાખેલા આમળાની પેઠે સંશયવિપર્યયરહિત જાણનારા ને ઉદારચિત્તવાળા તે પરમકારુણિક મહાવિદ્વાન્ તે મનુષ્યના સંશયને દૂર કરવા વેના અતિ પ્રસન્નમને ગંભીર ને મધુર સ્વરથી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—" હે સજ્જન ! તમે યોગ્ય પૂછ્યું. જે ઉપયોગી વિષય આપણને ન સમજાતો હોય તે વિષય આપણાથી વધારે જાણનારને પૂછવાથી આપણા મનનું સમાધાન થવાનો સંભવ છે, ને તે સમાધાનથી આપણને આપણા કર્તવ્યની દિશાનું યથાર્થ ભાન થાય છે, વા આપણા કર્તવ્યમાં કાંઇ સુધારો કે ફેરફાર કરવાજેવું હોય તો તે જણાઈ આવે છે. આમ થવાથી આપણે આપણા કર્તવ્યનું ઉત્તરોત્તર ઉત્તમ પ્રકારે પાલન કરીને અંતે કૃતાર્થ થઇએ છીએ. ' પૂછતા નર પંડિતા ' તથા ' પૂછનો સો ભૂલતો નહિ ' આ કહેવતો પણ યોગ્ય પુરુષને ઉપયોગી પ્રશ્નો કરવામાં રહેલા લાભને સૂચવે છે. મિથ્યાભિમાનથી કે શરમથી જે મનુષ્ય પોતાને ઉપયોગી હોય તેવા સંદેહવાળા વિષયનો પ્રશ્ન કોઇ યોગ્ય વિદ્વાનને પૂછી શકતો નથી તે પોતાના પ્રાપ્ત જ્ઞાનમાં વધારો

કરી શકતો નથી, ને જ્ઞાનની વૃદ્ધિના અભાવે તે પોતાની શક્તિમાં વધારો નહિ કરી શકવાથી કૃતાર્થ પણ થઇ શકતો નથી.

હે વિવેકિન્ ! આ પૃથ્વિપર રહેલાં તથા અન્ય જીવનોમાં રહેલાં પ્રાણીઓની જે વિચિત્ર સ્થિતિઓ આપણા જોવામા તથા સાંભળવામાં આવે છે તે સર્વ વિચિત્ર સ્થિતિઓ તેમનાં પૂર્વકર્મોને લીધે તેમને પ્રાપ્ત થઈ છે, અર્થાત્ પ્રાણીઓની ભિન્ન ભિન્ન રુચિ, પ્રવૃત્તિ, સ્થિતિ ને આકૃતિમાં તે પ્રાણીઓએ પૂર્વે કરેલાં કર્મો હેતુભૂત છે કર્મ એટલે ક્રિયા. કર્મ શુભ, અશુભ અને મિશ્ર એમ ત્રણ પ્રકારનાં છે. તેમાં શુભ કર્મ બે પ્રકારનાં છે, સકામ શુભ કર્મ ને નિષ્કામ શુભ કર્મ આ લોકના વા પરલોકના કોઇ પણ પ્રકારના ફળની ઇચ્છા રાખીને કર્તાપણાના અભિમાનપૂર્વક કરવામાં આવતું શુભકર્મ તે સકામ શુભકર્મ કહેવાય છે, અને ચિત્તશુદ્ધિ, જ્ઞાન ને પરમાત્માની કૃપા વા મોક્ષથી ભિન્ન કોઇપણ પ્રકારના સાંસારિક ફળની ઇચ્છાવિના નિરભિમાનપણે કરવામાં આવતું શુભ કર્મ તે નિષ્કામ શુભ કર્મ કહેવાય છે જે કર્મવડે પોતાને કે અન્યને વર્તમાનમા કે ભવિષ્યમા અપકાર ન થાય તથા પોતાને વર્તમાનમાં સંતોષ ને ભવિષ્યમાં નિર્દોષ સુખ મળે તે કર્મ શુભ કહેવાય છે જે કર્મવડે પોતાને કે અન્યને વર્તમાનમાં કે ભવિષ્યમાં અપકાર થાય તથા પોતાને વર્તમાનમાં પોતાના કોઇ મનોવિકારથી સંતોષ થવા છતાં પણ ભવિષ્યમાં દુઃખની પ્રાપ્તિ થાય તે કર્મ અશુભ કહેવાય છે, અને જે કર્મવડે પોતાને કે અન્યને વર્તમાનમાં કે ભવિષ્યમાં ઉપકાર અપકાર થાય તથા પોતાને વર્તમાનમાં હર્ષ ખેદને ભવિષ્યમાં સુખદુઃખ થાય તે કર્મ મિશ્ર કહેવાય છે શાસ્ત્રના શબ્દોમા કહીએ તો શાસ્ત્રે કરવાયોગ્ય કહેલી જે કર્મ તે શુભ, જે કર્મ કરવાની શાસ્ત્રે ના પાડી છે તે કર્મ અશુભ ને જે પુણ્યપાપ બન્ને રૂપ હોય એવું કર્મ તે મિશ્ર કહેવાય છે સ્થૂળશરીર, વાણી આદિ પાંચ કર્મેન્દ્રિયો, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, ને અંતઃકરણ એ સર્વ આ જીવને કર્મ કરવાના સાધનો છે. એ સાધનોવડે જે જે કર્મ કરવામાં આવે છે તે તે કર્મના સંસ્કાર તે કર્મ કરનાર મનુષ્યના અંતઃકરણમાં પડે છે, કર્મ અંતઃકરણાદિના મંદ વેગથી કરવામા આવ્યુ હોય તો તેના સંસ્કાર થોડા બળવાળા પડે છે, કર્મ મધ્યમ વેગથી કરવામાં આવ્યું હોય તો તેના સંસ્કાર મધ્યમ બળવાળા પડે છે, અને કર્મ તીવ્ર વેગથી કરવામાં આવ્યુ હોય તો તેના સંસ્કાર બહુ બળવાળા પડે છે થોડા બળવાળા સંસ્કારો જો તેનાથી વિપરીત સંસ્કારોવડે ફળ આપવાની શક્તિથી રહિત ન થાય તો તેઓ લાંબે કાળે ફળ આપવા સમર્થ થાય છે મધ્યમ બળવાળા સંસ્કારો જો તેનાથી વિપરીત સંસ્કારોવડે ફળ આપવાની શક્તિથી રહિત ન થાય તો તેઓ કેટલાક સમય વીત્યા પછી ફળ આપવા સમર્થ થાય છે, અને તીવ્ર ને તીવ્રતર બળવાળા સંસ્કારો જો તેનાથી વિપરીત સંસ્કારો વડે ફળ આપવાની શક્તિથી રહિત ન થાય તો તેઓ થોડા સમયમાં ફળ આપવા સમર્થ થાય છે

જેમ આઘાત અને પ્રત્યાઘાત એ બન્ને સમાન સામર્થ્યવાળા ને એક બીજાથી વિરુદ્ધ ગતિવાળા છે તેમ કર્મવડે પડતા સંસ્કારો અને તે વડે પ્રકટનારું ફળ એ બન્ને પણ સમાન સામર્થ્યવાળાં ને એક બીજાથી વિરુદ્ધ ગતિવાળાં છે કર્તાએ અન્યને સુખ કે દુઃખ આપવા માટે જે કર્મ કર્યું તેના સંસ્કારો પ્રથમ કર્તાના અંતઃકરણની અભિમુખ

થઇ તેના અંતઃકરણમાં સ્થિતિ કરે છે, ને વિપાકકાળે કર્તાને સુખની કે દુઃખની સામગ્રી મેળવી આપવા બાહ્યરંગવાળા થઇ સામા ઊછળે છે, તેથી તે સંસ્કારો ને ફળ એકબીજાથી વિરુદ્ધ ગતિવાળાં છે એમ કહેવાય છે.

શુભ કર્મવડે કર્તાના અંતઃકરણમાં શુભ સંસ્કાર પડે છે, ને તે શુભ સંસ્કારથી સમય આવે કર્તાના અંતઃકરણમાં શુભ વિચાર ઉપજી તેની શુભકર્મમાં પ્રવૃત્તિ થાય છે. અને અશુભ કર્મવડે કર્તાના અંતઃકરણમાં અશુભ સંસ્કાર પડે છે. ને તે અશુભ સંસ્કારથી સમય આવે કર્તાના અંતઃકરણમાં અશુભ વિચાર ઉપજી તેની અશુભ કર્મમાં પ્રવૃત્તિથાયછે.

તમે કોઇ મનુષ્યને મહાજ્ઞાની, કોઇને મહાયોગી, કોઇને મહા ભક્ત, કોઇને મહાવિરાગી, કોઇને ધર્મનિષ્ટ. કોઇને સદ્‌ગુણી, કોઇને સદાચારી, કોઇને વિદ્વાન, કોઇને પ્રતિષ્ઠિત કોઇને તીક્ષ્ણ બુદ્ધિવાળો, કોઇને સર્વ ઇંદ્રિયોના યોગ્ય સામર્થ્યવાળો, કોઇને સુરૂપ. કોઇને બળવાન, કોઇને નિરોગી, કોઇને ગુણવાન પતિવ્રતા ને સુરૂપ સ્ત્રીવાળો, કોઇને સુપુત્રવાળો કોઇને સુપુત્રીવાળો. કોઇને સારાં સગાંવહાલાંવાળો, કોઇને સુમિત્રવાળો. કોઇને સુસેવકવાળો, કોઇને ધનવાન અને કોઇને અન્ય અનુકુળ સ્થિતિવાળો જુઓ છો તે સર્વ સ્થિતિઓ તેમને તેમનાં પૂર્વજન્મોનાં વા આ જન્મનાં શુભકર્મોથી પ્રાપ્ત થઇ છે, અર્થાત્ ઉપર કહેલી સ્થિતિમાંની કોઇપણ એક વા તેથી વધારે ઇચ્છવાયોગ્ય સ્થિતિ તેમને તેમનાં શુભ કર્મોના પરિણામરૂપે પ્રાપ્ત થઇ છે; અને તમે કોઇ મનુષ્યને અજ્ઞાની, કોઇને ચંચળ ચિત્તવાળો, કોઇને પરમાત્માથી વિમુખ, કોઇને રાગી, કોઇને ધર્મમાં શ્રદ્ધાવિનાનો, કોઇને દુર્ગુણી, કોઇને દુરાચારી. કોઇને નિરક્ષર, કોઇને જ્યાં ત્યાં અપમાન પામતો. કોઈને જાડી બુદ્ધિવાળો, કોઇને ન્યુન ઇંદ્રિયવાળો, વા ઇંદ્રિયોના યોગ્ય સામર્થ્યવિનાનો, કોઇને કુરૂપ સ્ત્રીવાળો, કોઇને કુપુત્રવાળો, કોઇને કુપુત્રીવાળો, કોઇને નઠારાંસગાંવહાલાંવાળો. કોઇને કુમિત્રવાળો, કોઇને નઠારા સેવકવાળો, કોઈને નિર્ધન ને કોઇને અન્ય પ્રતિકૂળ સ્થિતિવાળો જુઓ છો તે સર્વ સ્થિતિઓ તેમને તેમનાં પૂર્વજન્મોનાં વા આ જન્મનાં અશુભ કર્મોથી પ્રાપ્ત થઈ છે. અર્થાત ઉપર કહેલી સ્થિતિમાંની કોઇપણ એક વા તેથી વધારે નહિ ઇચ્છવાયોગ્ય સ્થિતિ તેમને તેમનાં અશુભ કર્મોના પરિણામરૂપે પ્રાપ્ત થઇ છે. *સ્ત્રીઓની સુખીદુઃખી સ્થિતિમાં પણ તેમણે આચરણ કરેલાં શુભાશુભ કર્મો હેતુરૂપ છે.* પશુ, પક્ષી, તિર્યંક, (પેટે ચાલનારાં પ્રાણી) જળચર, કીટ ને પતંગાદિની સારી વા નઠારી સ્થિતિમાં પણ તેમનાં (તે જીવનાં) આગળ કરેલાં સારાં વા નઠારાં કર્મ હેતુરૂપ છે. આવી રીતે આ જગતમાં પ્રાણીઓની જે જે વિચિત્ર સ્થિતિઓ જોવામાં આવે છે તે તે વિચિત્ર સ્થિતિઓનું કારણ તે તે જીવોએ આગળ કરેલાં વિચિત્ર કર્મો જ છે.

હે સારાસારી બુદ્ધિવાળા! એક ઇશ્વરસદૃશ સમર્થ આચાર્યને તમે સિંહાસન ઉપર બેસી ધર્મોપદેશ કરતા જુઓ છો ને સહસ્રો મનુષ્યોને તેમના ચરણારવિંદ આગળ બેસી તેમના ઉપદેશામૃતનું પરમપ્રીતિ ને વિનયપૂર્વક પાન કરતા જુઓ છો, એક વિદ્વાનને તમે ઉચ્ચાસનપર બેસી અધ્યાપન કરાવતા જુઓ છો ને સેંકડો વિદ્યાર્થીઓને તેમની પાસેથી શાસ્ત્રોનું અધ્યયન કરતા જુઓ છો, એક રાજાને તમે સિંહાસન ઉપર બેસી અન્ય જનોને આજ્ઞા કરતા જુઓ છો ને તેમના સેંકડો સેવકોને તે નૃપની આજ્ઞાને મસ્તકપર ચઢાવતા જુઓ છો, એક ધનવાનને તમે વ્યવહારના ઉત્તમ સુખનો અનુભવ કરતો જુઓ છો ને એક નિર્ધનને વ્યવહારમાં દુઃખાનુભવ કરતો જુઓ છો. એક મનુ-

બ્યને તમે અનુકૂળ સમાંતરદાર્તા આદિનાળો ને અનુકૂળ સ્થિતિમાં જુઓ છો ને બીજાને તેથી કેવળ વિપરીત સ્થિતિમાં જુઓ છો, એક હાથીને તમે કોઇ મહારાજાની ગજશાળામાં શ્રમવિના માનપૂર્વક ઉત્તમ પ્રકારના આહારનો અનુભવ કરતો જુઓ છો ને એક હાથીને એક ખાસ વેચનારાને ત્યાં ઘાસ વહેવાનું શ્રમસાધ્ય કામ કરતાં છતાં માત્ર સાધારણ આહારપર પોતાના દિવસો વ્યતીત કરતો જુઓ છો, એક અશ્વને તમે રાજાની ઘોડારમાં મનુષ્યોથી સેવાતો જુઓ છો ને એક અશ્વને બરડાપર ભારો પડ્યાં છે તોપણ દુઃખપૂર્વક ભાર ઊપાડીને ચાલતો જુઓ છો. અને એક શ્વાનને તમે મહારાજાના કે ધનાઢ્યના માણસથી સેવાતો જુઓ છો ને એક શ્વાનને નગર કે ગામની શેરીઓમાં માર ખાતો જુઓ છો, આ તેમની વિપરીત સ્થિતિઓ શું તમારા અંતઃકરણમાં તેમના અધિકન્યૂન શુભ કર્મનું વા ચઢતાં ઊતરતાં શુભાશુભ કર્મના ફળનું ભાન કરાવતી નથી?

કર્મ જડ હોવાથી તે પોતાની મેળે કર્તાને શુભાશુભ સ્થિતિની સાથે જોડવારૂપ ફળ આપી શકે નહિ એમ તમને શંકા થાય તો તમારી તે શંકાનું સમાધાન આ પ્રમાણે છેઃ-શુભાશુભ કર્મ કરવાથી કર્તાના અંતઃકરણમાં શુભાશુભ સંસ્કાર પડે છે. તે સંસ્કારના અધિષ્ઠાનરૂપ જે ચેતન છે તે ચેતન તથા તે ચેતનને આશરે રહેલી માયા એ બેનો સંયોગ થવાથી પ્રતીત થનારું જે તત્ત્વ છે તેને અંતર્યામી એવું નામ આપવામાં આવે છે, તે અંતર્યામી વા ઇશ્વર કર્મફલપ્રદાતા મનાય છે. તે ઇશ્વર મનુષ્યનાં શુભાશુભ કર્મનું શુભાશુભ ફળ આપવામાં નિમિત્તરૂપ થાય છે આવી રીતે ઇશ્વરચેતન કર્મનું ફળ આપે છે, કર્મના જડ સંસ્કારો પોતે પોતાની મેળે ફળ આપતા નથી. કર્મનું ફળ થવામાં સંસ્કારો ઉપાદાનકારણરૂપ છે, ને ઇશ્વર નિમિત્તકારણરૂપ છે.

સંચિત, ક્રિયમાણ ને પ્રારબ્ધ એમ કર્મના ત્રણ પ્રકાર પણ ગણવામાં આવે છે. જે કર્મો અંતઃકરણાદિનો મદ વા મધ્યમ વેગવડે થયેલાં હોવાથી જેના સંસ્કારો બહુ બળવાન્ વેગથી પડ્યા નથી, તેથી વર્તમાનજન્મમાં જેનું ફળ ભોગવવામાં આવવાનું નથી એવા અપક્વ સંસ્કારો વા તેવા સંસ્કારોનું હેતુભૂત કર્મ તે સંચિતકર્મ કહેવાય છે. સંચિતકર્મના સમૂહમાંથી વર્તમાનદેહના પતનકાળે ફળ આપવામાટે પરિપક્વ થયેલા જે સંસ્કારો તુરતનો ભાવિજન્મ આપવામાં હેતુભૂત થાય છે તે સંસ્કારો વા તેનાં હેતુભૂત કર્મો તે પ્રારબ્ધકર્મ કહેવાય છે, અને પ્રારબ્ધકર્મનું ફળ ભોગવતા અભિમાનપૂર્વક જે જે કર્મ કરવામાં આવે છે તે તે કર્મ વા તે તે કર્મદ્વારા પડતા સંસ્કારો તે ક્રિયમાણ કર્મ કહેવાય છે. ક્રિયમાણકર્મથી પડેલા સંસ્કારોમાંથી જે સંસ્કારો વર્તમાન શરીરમાં ફળ આપી શકે એવા બળવાન્ હોય તે પ્રારબ્ધકર્મરૂપ થાય છે, ને જે સંસ્કારો બળહીન હોય તે સંચિતકર્મની સાથે ભળે છે.

જે કર્મમાં શરીરનું પ્રધાનપણું હોય તે શુભાશુભકર્મનું શુભાશુભ ફળ આ જન્મમાં કે આવતા જન્મમાં મુખ્યત્વે શરીરપર થાય છે, જે કર્મમાં કોઇ પણ ઇંદ્રિયનું પ્રધાનપણું હોય તે શુભાશુભકર્મનું શુભાશુભ ફળ આ જન્મમાં કે આવતા જન્મમાં મુખ્યત્વે તે કર્મ કરનાર ઇંદ્રિયપર થાય છે. અને જે કર્મમાં અંતઃકરણનું પ્રધાનપણું હોય તે શુભાશુભકર્મનું શુભાશુભ ફળ આ જન્મમાં કે આવતા જન્મમાં મુખ્યત્વે અંતઃકરણપર થાય છે, શરીરાદિવડે થનારાં તે શુભાશુભ કર્મ નાનાપ્રકારનાં હોવાથી તેનાં શરીરાદિને પ્રાપ્ત થનારાં ફળ પણ નાનાપ્રકારનાં હોય છે. મનુષ્ય પોતાના શરીરાદિવડે જે શુભાશુભ કર્મ કરે છે તે કર્મોને તથા તે કર્મદ્વારા તેને ભવિષ્યમાં પ્રાપ્ત થતાં ફળોને થોડાંક ઉદાહરણ આપીને તમને સમજાવવામાં આવે છે. અપૂર્ણ.



# यथार्थ मनुष्यत्व.

મનુષ્ય માત્રે ઉચ્ચજીવનની આશા રાખતી હોય તો તેણે ધર્મિષ્ટ બનવું જોઇએ. ધર્મિષ્ટ થવાને માટે પ્રથમ યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરવું જોઇએ. ઘણા મનુષ્યો મનુષ્યાવતારમાં હોવા છતાં પણ પશુમય જીવન ગાળે છે. તેવા મનુષ્યો મનુષ્ય હોવા છતાં પણ પશુતુલ્ય જ હોય છે. તેમના ગુણો મનુષ્ય જેવા હોતા નથી પણ પશુ જેવા હોય છે. મનુષ્ય માત્રે મનુષ્ય થવા માટે નૈતિક બળ પ્રાપ્ત કરવું જોઇએ. હંમેશાં જે મનુષ્યો નૈતિકબળ પ્રાપ્ત કરે છે તેજ મનુષ્ય યથાર્થ મનુષ્ય થઇ શકે છે.

મનુષ્યે યથાર્થ મનુષ્ય થવા માટે છળ, કપટ, પાખંડ, મિથ્યાભિમાન, જુઠ અને નિંદાનો પોતાના મનમાંથી બિલકુલ ત્યાગ કરવો જોઇએ. બીજાનો દ્વેષ કરવાની ટેવથી નિંદા કરવાની ટેવથી, અન્યનું અહિત કરવાની ઇચ્છાથી, કાયરતા, નિર્બળતા અને પ્રમાદ હિનતા પોતામાં આવે છે; પરંતુ અન્યનું હિત કરવાની ઇચ્છાથી પોતામાં વીરતા, દૃઢતા અને સાહસ આવે છે. અન્ય સ્ત્રીપુરુષોને અન્યનું હિત કરવાની સલાહ આપવાથી તેઓ દૃઢ અને સ્વતંત્ર બને છે અને આત્મશ્રદ્ધા પ્રાપ્ત કરે છે.

કેટલાક લોકો માને છે કે નમ્રતા, પવિત્રતા અને સંતોષ આદિ ગુણોથી તો નિર્બળ બની જવાય છે, પણ તે ભૂલ છે. એતો ઇશ્વરીય ગુણ છે. તેને ધારણ કરનાર મનુષ્ય વાસ્તવ રીતે મનુષ્ય થઇ શકે છે. તેનામાં જ વિજયીજીવન પ્રાપ્ત કરવાની શક્તિ આવે છે.

કેટલાક મનુષ્યોમાં એક પ્રકારની પાશવીક શક્તિ જણાય છે. જે કેટલીકવાર સમય આવતાં બહાર પ્રકટ થાય છે. ક્રોધ અને આવેશ આવતાં મનુષ્ય આંધળો બની જાય છે તે વખતે તે મનુષ્યતા ભૂલી જઇ પોતાના ગૌરવ અને શ્રેષ્ઠતાને તિલાંજલી આપી દે છે. જો મનુષ્ય તેના ઉપર પોતાનો કાબુ મેળવી શકે અર્થાત ક્રોધને જીતી શકે તો તે ઇશ્વરીય બળને પ્રાપ્ત કરી શકે છે અને તેના પરિણામે શ્રેષ્ટ, ઉતમ અને આનંદપ્રદ જીવન ભોગવી શકે છે.

આ પ્રકારે ક્રોધાદિ દુર્ગુણો જેવા પિશાચો તમારા હૃદયમાં આસન જમાવી પડયા હોય તો તેનો ત્યાગ કરી અર્થાત તેને વશ કરી આજ્ઞાપાલક બનાવવા જોઇએ. તમારે તમારા હૃદય અને મનના સ્વામી જાતે જ બનવું જોઇએ. જ્યાં સુધી તમે નીચ અને તુચ્છ વિચારોને આધીન રહેશો ત્યાં સુધી તમે હીન દશામાં રહેશો. તમારે તમારા હૃદયમાં ઉચ્ચભાવો અને ઉચ્ચ આકાંક્ષાઓને સ્થાન આપવું જોઇએ. તમારે હલકી વાસનાઓનો ત્યાગ કરવો જોઇએ. તેના દાસ કે ગુલામ ન બની જવું. પણ તમે તમારી વાસનાઓને તમારી તમારે વશ કરી તેને તમારી દાસ બનાવો, જો તમે તમારી ઇન્દ્રિયોને તમારે વશ કરી રાખશો અને તેના ઉપર પૂર્ણ સ્વામિત્વ જમાવી શકશો તો તે તમારી દાસી થઇને રહેશે. અને તમારી ઘણી જ સેવા કરી શકશે.

ઘણા મનુષ્યો પોતાને નીચ, હલકા નિર્બળ અને અશક્ત માને છે અને તેની ભાવના રાત દિવસ કર્યા કરવાથી તે હમેશાં તેવાજ બની રહે છે. કોઇ તેમને કહે છે કે તમે નિર્બળ કે નીચ નથી, તોપણ તે વાત તેમના માન્યામાં આવતી નથી, આથી જ તે જન્મારો દુઃખમાં ગાળે છે. તમે નીચ કે હલકા નથી. તમારૂં શરીર કે મન પણ તેવું નીચ નથી. તમે બળવાન અને સર્વ કરી શકો તેવા સમર્થ છો. ઇશ્વરના અંશરૂપ હોવાથી તમે જાતે મહાન છો. આવુ માનતાં શીખો અને આવી જ ભાવના કર્યા કરો તેનું પરિણામ જોશો ત્યારે જણાશે કે તમે પોતાને હલકા માનતા હતા તેમાં તમને નુકશાન હતું.

જગત્ માત્ર સત્ય ઉપર સ્થિર છે તમારી તમામ શક્તિયો અને વૃત્તિયો ઉત્તમ છે. તેને યોગ્ય રીતે કામમાં લેવી એજ બુદ્ધિમતા છે અને એજ પવિત્રતા અને પ્રસન્નતાનું કારણ છે પણ તેનો દુરુપયોગ કરવો એજ મૂર્ખતા અને દુઃખના કારણરૂપ છે.

મનુષ્ય પોતે જ પોતાનો શત્રુ છે તે પોતે કામથી, ક્રોધથી, તિરસ્કારથી દ્વેષથી, જીહ્વા લોલુપતાથી, તૃષ્ણાથી, ભોગવિલાસોથી પોતાનો નાશ પોતાના હાથે જ કરી નાંખે છે પણ પોતાના દુઃખનું કારણ અન્યને સમજીને અન્યને દોષી ઠરાવે છે તેજ તેની મૂર્ખતા છે. તેમાં બીજા કોઇનો દોષ નથી પણ તેનો પોતાનો જ દોષ છે.

જે મનુષ્ય હંમેશાં પોતે પોતાને ધિક્કારે છે અને પોતાના સ્વભાવની નિંદા કર્યા કરે છે. તે પણ પોતાના આત્મ ગૌરવને ખોઇ બેસે છે. એમ કરવું એ પણ યોગ્ય નથી. મનુષ્યે તો સદા પોતાના ઉપર અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ ઉતાવળાપો સ્વમાન અને આવેશને રોકવા જોઇએ તેણે પોતાનું હૃદય એવું ઉદાર રાખવું જોઇએ કે તેમા કદી પણ ક્રોધનો આવેશ ન આવી શકે. અથવા તો કદી કોઇ પણ મનુષ્યે, કોઇના મત કે સંમ્પ્રદાયપ્રતિ તિરસ્કાર કે નિંદા કરવાની વૃત્તિ ન જ રાખવી જોઇએ. જે મનુષ્ય દુરાગ્રહી અને વિતંડાવાદી હોય તેની સાથે કદી પણ વાદવિવાદ ન કરવા જોઇએ.

મનુષ્ય માત્રે શાંત રહેવું. વિનયશીલ થવુ અને નિર્દોષ રહેવુ એજ તેની પોતાની પૂર્ણતા અને સત્યતાને પ્રકટ કરે છે. જે મનુષ્ય શાંત હોય છે ગમે તેવા સંજોગોમા પણ ક્રોધ ન કરતાં શાંતિને જાળવી શકે છે, જે બીજાની વાતમાં વિના કારણ દખલ કરતો નથી, જે કોઇનો પણ દ્વેષ કે નિંદા કરતો નથી અને કોઇનો પણ જીવ દુખાવતો નથી તે મનુષ્ય જ સાચો મનુષ્ય છે.

બીજા મનુષ્યોનો આદર સત્કાર કરો, તમારૂં માન પણ જાળવતાં શીખો, તમારો માર્ગ નક્કી કરી તેમાં દૃઢતા અને નિર્ભયતાની સાથે પગ મૂકી આગળ ચાલો પણ બીજાનાં કાર્યમા કોઇ પણ રીતે વિઘ્ન ન નાખો. યથાર્થ મનુષ્ય થવા માટે આવા ઉત્તમ ગુણોને ધારણ કરવા જોઇએ. ઉત્તમ મનુષ્યમાં દયાળુતાની સાથે સાથે અદ્ભૂત શક્તિ પણ રહેલી છે. કે જેથી તે પોતાના માર્ગે અટલ રહી શકે છે. ને કોઇ પણ મનુષ્ય સાથે અથવા તો કોઈ પણ સમાજ સાથે તેનો પોતાનો જ માણસ હોય તેવી રીતે ભળી જાય છે છતાં પણ પોતાના દૃઢ સિદ્ધાંતોનો ત્યાગ કરતો નથી. તે મૃત્યુથી પણ ન બ્હીતાં સત્યતાનો ત્યાગ કરતો નથી. તેનામાં દયા અને સહાનુભૂતિ પણ એવી હોય છે કે પોતાના નિરાધાર અને અશક્ત શત્રુઓને પણ સહાય આપી તેમનું રક્ષણ કરી શકે છે. એવા મનુષ્યને જ યથાર્થ મનુષ્ય કહી શકાય. તેનામાં જ સત્યતા હોય છે.

હંમેશાં તમારા અંતરાત્માના આદેશને માનતાં શીખો. તમારાથી ભિન્ન વિચારનો મનુષ્યને પણ માન દૃષ્ટિથી જુઓ. જેનામાં સાચી દયા હોય છે તે કોઇને એમ નથી કહેતા કે મને અમુક ઉપર દયા આવે છે. તે તો માત્ર પોતાનું કાર્ય કર્યા કરે છે. પોતાના વિચારો બીજા માને કે ન માને તો પણ તેમની સાથે તે જબરજસ્તીથી મનાવવા માટે પ્રયત્ન ન કરો. તમારા વિચારને કોઇ મળતું ન આવે તો તેના પ્રતિ તિરસ્કાર ન રાખો, મનુષ્યતા તેનું નામ નથી કે તે એક બીજા સાથે લડવા તૈયાર થાય. લડવાનો ગુણ પશુનો છે. જે મનુષ્ય જેની ને તેની સાથે લડી પડે તેવા હોય છે તે યથાર્થ મનુષ્ય નથી પણ પશુતુલ્ય ગણાય છે. હિંદુ અને મુસલમાનોના ધર્મ ભલે એક બીજાથી જુદા છે છતાં પણ તે કારણને લઇ એક બીજાપ્રતિ દ્વેષ રાખવો, નહિ પણ સ્નેહથી રહેવું એજ મનુષ્યત્વ છે.

આપણને જેમ સ્વતંત્રતા જોઇએ છીએ. સ્વતંત્ર વિચાર પસંદ પડે છે તો પછી અન્યના સ્વતંત્ર વિચારોપ્રતિ પણ માનની દૃષ્ટિથી જોવું જોઇએ. જો આપણે દૃઢ અને પુરુષાર્થી બનવાનું ઇચ્છતા હોઇએ તો આપણે સર્વથી પ્રથમ ઉચ્ચ અને ઉદાર હૃદયવાળા બનવું જોઇએ. જો આપણે જીવનના દુઃખો ઉપર વિજય મેળવવાનું ઇચ્છતા હોઇએ તો આપણે તુચ્છ અને નિંદાપાત્ર વિચારોનો આપણા હૃદયમાંથી સમુળગો નાશ કરી દેવો જોઇએ.

મનુષ્યે પોતાના શાસક પોતે બનવું જોઇએ પોતાના હૃદયની નિર્બળતાનો બિલકુલ ત્યાગ કરવો જોઇએ. સ્વાર્થનું મોં કાળું કરી દેવું જોઇએ. કારણ એજ દુઃખ અને નિર્બળતાના કારણરૂપ છે. ખરાબ અસ્વાભાવિક અને પાપી ઇચ્છાઓના દાસ ન બનો, અન્યને દુઃખ દેવા જેવા કપટી પ્રેમ રાખતાં ન શીખો. પણ તેનો ત્યાગ કરો. મનુષ્યે પોતાનું જીવન પોતાની મુઠ્ઠીમાં રાખવું જોઇએ કે તે જ્યારે ધારે ત્યારે તેને ઉંચે ચઢાવી શકે કે ધારે ત્યારે નીચે રાખી શકે. તેણે વસ્તુમાત્રના સ્વામી બનવું જોઇએ પણ જાતે વસ્તુઓના દાસ ન બની જવું તેણે ભોગવિલાસના તેમજ અન્ય જોઇતા પદાર્થોના અનન્ય દાસ ન બની જવું પરંતુ દરેક અવસ્થામાં આત્મસંતોષી, આત્મસંયમી, અને સ્વતંત્ર રહેવું જોઇએ.

મનુષ્યે પોતાની ઇચ્છાઓને આત્માનું બળ પ્રાપ્ત કરવા તરફ વાળવી અને પ્રકૃતિના નિયમોનું પાલન કરવું. જે મનુષ્ય કુદરતના નિયમોનું ઉલ્લંઘન કરે છે તે મહા અપરાધ કરે છે. કારણ એથી દુઃખ પ્રાપ્ત થાય છે. પ્રકૃતિના નિયમોનું ઉલ્લંઘન કરવું એજ દુઃખનું મૂળ છે. કેટલાક મનુષ્યો અજ્ઞાનતાથી સમજે છે કે હું પ્રકૃતિના નિયમો ઉપર વિજય પ્રાપ્ત કરી શકું તેમ છું. તેમ બીજાની ઇચ્છાઓને મારે આધીન કરી શકું તેમ છું પણ આથી તો તે પોતાની શક્તિને નષ્ટ કરી દે છે. મનુષ્ય પોતાની કુતર્કના ઉપર, પોતાની અજ્ઞાનતા ઉપર, પાપ અને અહંકાર ઉપર અને પોતાના વિચારોની અરાજકતા ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે અને આત્મવિજયી બની શકે છે, તેમાં જ તેની મનુષ્યતા છે અને તેમાંજ તેની શક્તિ છે.

જેવી રીતે બાળક પોતાના પિતાની ઇચ્છાને સમજી તે પ્રમાણે કાર્ય કરી શકે છે. તેવી રીતે મનુષ્ય પોતાના જીવનના નિયમોને સમજી તે અનુસાર કાર્ય કરી શકે છે. તે પોતાનાં સમસ્ત કાર્યો અને શક્તિઓ ઉપર અધિકાર પ્રાપ્ત કરીને તેને નિઃસ્વાર્થ સેવામાં

જોડી શકે છે એવી કોઈ ખરાબ ટેવ નથી કે જેનો તે ત્યાગ ન કરી શકે કોઈપણ એવું પાપ નથી કે જેને તે ઉઠાડી ન શકે કોઈપણ એવું દુખ નથી કે જેને તે દૂર કરી ન શકે મનુષ્યે પોતાની શક્તિનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. અને જગતના સંપૂર્ણ પદાર્થોને પોતાના પગ તળે દબાવી રાખતાં શીખવું જોઈએ તેણે સમજવું જોઈએ કે આ જગત મારે માટે છે, અને હું જ તેનો સ્વામી છું તેને માટે હું નથી તેણે ભુંગારાની માફક આમતેમ તપાસ કરવાની જરુર નથી કે ભિખારીની માફક જ્યાં ત્યાં હાથ લાંબો કરી ભીખ માગવાની જરુર નથી જે જોઈએ તે વસ્તુ ઈશ્વર પાસેથી મેળવી લેવાની કુચી હાથ કરી તેની પાસે તે વસ્તુ પ્રાપ્ત કરતાં શીખવું જોઈએ

આત્મશ્રદ્ધા અને ઈશ્વરીયનમ્રતા બંનેનો પરસ્પર સંબંધ છે મનુષ્યમાં જેટલી આત્મશ્રદ્ધા હશે તેટલી જ તેનામાં વધુ નમ્રતા હશે જ્યારે મનુષ્ય બીજાના ઉપર દાબ રાખવા ઇચ્છે છે ત્યારે જ તેનામાં ગર્વ કે અભિમાન આવે છે એવા મનુષ્યો પોતે પોતાને પણ વશ કરી શકતા નથી. યથાર્થ મનુષ્ય તો તે છે કે જે પોતાના મન અને ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખી શકે છે અને તેના ઉપર પૂર્ણરૂપે કાબુ મેળવી શકે છે વળી તેની સાથે બીજાઓ ઉપર દયા અને મહાનુભૂતિ રાખી શકે છે

સર્વથી પ્રથમ તો મનુષ્યે સત્યવાદી અને પ્રમાણિક થતાં શીખવું જોઈએ છળકપટ કરવું એ મહા મૂર્ખતા છે સામા મનુષ્યને છેતરવો એ મોટામાં મોટી નિર્બળતા છે જે મનુષ્ય જુઠું બોલી અન્યને ઠગવાનો પ્રયત્ન કરે છે તે પહેલાં તો પોતે જ ઠગાય છે મનુષ્યે છળકપટ, નીચતા અને અધમતાથી તો એવી રીતે બચી જવું જોઈએ કે જેથી બીજાની આગળ નીચું મોં ન ઘાલવું પડે બીજાના આગળ શરમાવું ન પડે, અને મનમાં કોઈપણ પ્રકારનો ભય, સંકોચ કે શંકા ન થાય જે મનુષ્યમાં સત્યતા નથી તે, ખાલી ઘડા જેવો છે જે કાંઈપણ કરે છે તે નિરર્થક અને નિષ્પ્રયોજન થાય છે. જેમ ખાલી ઘડામાંથી માત્ર અવાજ સિવાય બીજું કાંઈ નીકળતું નથી તેવી રીતે જેના હૃદયમાં સત્ય નથી તેનામાંથી નિરર્થક શબ્દો સિવાય બીજું કાંઈ નીકળી શકતું નથી

કેટલાક મનુષ્યો જાણી જોઈને અપ્રમાણિક થતા નથી પણ કદી કદી ભૂલમાં અસત્ય બોલી અપ્રમાણિકપણું કરી બેસે છે તેનું પરિણામ તેનું ખરાબ જ આવે છે તેથી તેને દુખ આવે છે અને તેનું નૈતિક ચરિત્ર બગડે છે. ઘણા મનુષ્યો નિયમસર દેવમંદિરમાં જઈ પૂજા, દર્શન કરી ઇશ્વરની ઉપાસના કરે છે અને કથાવાર્તા સાંભળી આવે છે પણ જ્યાં મંદિરમાંથી નીકળ્યા કે તરત જ કોઈ શત્રુની નિંદા કરે છે, કોઈની મશ્કરી કરે છે, કોઈનો દ્વેષ કરે છે. વળી જેની નિંદા કે દ્વેષ કરતા હોય તે જો ત્યાં મળી જાય તો તેને મોઢે મીઠી મીઠી વાતો કરી ગાઢ પ્રેમ બતાવે છે આવા ઘણાય મનુષ્યો હોય છે કેટલાકને આમ કરવાનું કાંઈ કારણ પણ હોતું નથી માત્ર તેમનો આવો સ્વભાવ થઈ ગયો હોય છે જ્યારે તેને કોઈ માણસ ઓળખી જાય છે અને તેનો સંગ છોડી દે છે ત્યારે તે કહે છે કે " જગતના બધા મનુષ્યો આવા જ હોય છે સર્વ સ્વાર્થનું સગું છે કોઈના ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી " આમ કહી વળી તેની બીજાના આગળ નિંદા કરવા મચી પડે છે

આવા મનુષ્યોના સ્વભાવની ખબર પડતાં કોઈ તેની સોબત કરતું નથી. જે મનુષ્ય બીજાના ઉપર વિશ્વાસ રાખતા નથી તેમના ઉપર બીજા પણ વિશ્વાસ રાખતા નથી જો તમે બીજાઓ સાથે નિષ્કપટપણે વિશ્વાસથી કામ લેશો તો તે પણ તમારી સાથે તેવું

વર્તન રાખશો. તમે તમારા મિત્રનું તો શું પણ શત્રુનું ભૂંડું ઇચ્છો. મોઉપર પણ સારૂં બોલવું ને પાછળથી નિંદા કરવી એ ટેવ ઘણી ખરાબ છે. જો તમારામાં આ ટેવ હોય તો તેનો ત્યાગ કરજો. તમારા ઉપર જો સૌ કોઇને વિશ્વાસ ન હોય, તમારા ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હોય તો જાણજો કે તેમાં તમારી જ ભૂલ છે. અને તે તમારી ભૂલ તમારે શોધી કાઢી તેનો ત્યાગ કરવો જોઇએ.

સત્ય એ મહાવ્રત છે. સત્યતા જ મનુષ્યજીવનના મુકુટરૂપ છે. સત્યતા વગર મનુષ્યનું ઉત્તમમાં ઉત્તમ કાર્ય પણ નિરર્થક સમજવું. જે મનુષ્યો ઉપરથી અન્યને બતાવવા ધર્માત્મા બને છે. તે અંદરથી પાખંડી હોય છે. જો તમે શુદ્ધ હૃદયવાળા થવાની ઇચ્છા રાખતા હો તો અન્યને છેતરવાની વાત જવા દો. પાપ અને ખરાબ કાર્યો તરફ તિરસ્કાર કરતાં શીખો, અને જેમ કોઇ સુંદર વસ્તુને જોઇ તમને તેનાપ્રતિ પ્રેમ ઉપજી આવે છે તેમ અન્યનું હિત કરવામાં પ્રેમાળ બનો. તે વગર આત્મસંમાન પ્રાપ્ત થઇ શકતું નથી.

જે મનુષ્યને કાંઇ કામ કરવાનું હોતું નથી તે છાનામાના પોતાના સમયને કાંઇ ખરાબ કામ કરવામાં ગાળે છે. અને ધીમે ધીમે તેમનુ દુષ્ટતા વધી જાય છે. નિષ્કપટી અને શુદ્ધ હૃદયના મનુષ્યો આગળ તે છલકપટ ઢાંક્યું રહેતું નથી. તે જાતેજ પકડાઇ જાય છે. જે મનુષ્ય વધુ કામ કર્યા કરે છે તેના ઉપર સેંકડો મનુષ્યોની દૃષ્ટિ પડે છે.

સત્યશીલ મનુષ્ય કદી એવું કામ નહિ કરે કે જે વાત પ્રકટ થતાં તેને શરમાવું પડે. તે પોતાની સત્યતાને લીધે જ પોતાના મિત્રોની સાથે પણ દૃઢતા અને નિર્ભયતા થી રહે છે. તેની હાજરી માત્રથી લોકોમાં બળ આવે છે. તેનો શબ્દ સત્યને લીધે તેજસ્વી અને પ્રભાવશાલી બને છે તેમાં જ તેને સફળતા મળે છે.

સત્યવાદી મનુષ્યનો શબ્દ ભલે લોકોને પ્રિય ન લાગે તો પણ તે સત્ય શબ્દદ્વારા અન્યનાં હૃદયોને પોતાના તરફ આકર્ષિત કરી લે છે. અને અન્ય મનુષ્યો તેના ઉપર વિશ્વાસ અને આદરની દૃષ્ટિથી જુવે છે.

સાહસ, સત્યતા, ઉદારતા દયાળુના અને આત્મશ્રદ્ધાથી જ મનુષ્ય દૃઢ અને શક્તિશાલી બની શકે છે. જે મનુષ્યમાં આ ગુણો હોતા નથી તે માટીના રમકડાં જેવો સમજવો. તેનામાં કાંઇપણ શકિત કે સ્થિરતા હોતી નથી. તે સત્યજીવનનું કાંઇપણ સુખ ભોગવી શકતો નથી અને સ્વતંત્રતાનો અનુભવ કરી શકતો નથી. દરેક નવયુવકે આ ગુણોને જરૂર પ્રાપ્ત કરવા જોઇએ. જેમ જેમ આ ગુણોની વૃદ્ધિ થતી જાય છે. તેમ તેમ તે પોતાના જીવનમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે.

જ્યારે આ વિશ્વમાં એવા દૃઢ બળવાન અને સત્યનિષ્ટ મનુષ્યો, કામ ક્રોધાદિ દુર્ગુણો નો ત્યાગ કરશે, જ્યારે ક્ષમા, શાંતિ, દયા અને પ્રેમ એ ગુણોને ધારણ કરશે અને ઇર્ષ્યા અને દ્વેષનો સમૂળગો ત્યાગ કરશે, જ્યારે સ્ત્રીઓ પણ સાક્ષાત સીતા અને સાવિત્રી જેવી થશે, જ્યારે સત્ય અને પવિત્રતાને ધારણ કરશે અને કલહ તેમ ઇર્ષ્યાને સમૂળગાં ત્યાગશે, જ્યારે બાળકો ઉત્તમ અને ઉદાર થશે, ત્યારે આ જગતમાં એક નવો યુગ ચાલશે. ત્યારે મનુષ્યો ઉન્નતિના ઉચ્ચતમ શિખર ઉપર પહોંચી શકશે અને સુખ, શાંતી, અને પ્રેમની નદીયો, વ્હેવરાવશે, ત્યારે જ આ જગતમાં પાપ અને દુઃખનો ત્યાગ થઇ વિજયી જીવનનું રાજ્ય સ્થાપિત થશે.

મનુષ્ય માત્રે યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે ઉપરના ગુણો પ્રાપ્ત કરવા જોઇએ સત્યનું પાલન કરવું જોઇએ ક્ષમા અને શાંતિને ધારણ કરી આનંદી થવું જોઇએ. ઉદારતા અને દયા રાખવી જોઇએ. તોજ તે યથાર્થ મનુષ્ય થઇ શકે છે.

# उपनिषदनी ब्रह्मविद्या.

## कृष्णयजुर्वेदीय श्वेताश्वतर उपनिषद्

### પ્રથમ અધ્યાય

#### ब्रह्म निरुपण.

બ્રહ્મવાદીઓ માંહોમાંહે કહે છે કે બ્રહ્મ એ કયુ કારણ છે? શેમાંથી આપણી ઉત્પત્તિ થઈ છે? શેનાવડે આપણે જીવીએ છીએ? છેવટે આપણે શાને વિષે સુખે કરી રહીએ છીએ? હે બ્રહ્મવેત્તાઓ! સુખ અથવા દુઃખને વિષે નિયન્ત્રિત થયેલા આપણે કોના નિયમને અનુસરી ચાલીએ છીએ? ૧

શું કાલ બ્રહ્મરુપ અર્થાત કારણરુપ છે? શું વસ્તુનું સ્વરુપ બ્રહ્મરુપ છે? શુ નિયત કર્મમાંથી ઉત્પન્ન થતાં આવશ્યકીય ફળો બ્રહ્મરુપ છે? શુ યદચ્છા અર્થાત આકસ્મિક ઉત્પન્ન થનારી શક્તિ બ્રહ્મરુપ છે? શુ પંચ મહાભૂતો બ્રહ્મરુપ છે? શું યોનિ-પ્રકૃતિ બ્રહ્મરુપ છે? અથવા શું આત્મા બ્રહ્મરુપ છે? આ સબંધી વિચાર કરવો જોઇએ. આ સઘળાનો સમૂહ બ્રહ્મરુપ નથી, કારણ આત્મા સતરૂપ છે વળી આત્મા સુખદુઃખના કારણરૂપ હોવાથી સૃષ્ટિના કર્તારૂપ થવાને અશક્તિવાન છે. ૨

ધ્યાન તથા યોગને અનુસરનારાઓએ દેવાત્માની શક્તિને પોતાના ગુણોવડે ઢંકાયલી જોઇ, જે કારણોને વિષે કાલ પ્રથમ છે તથા આત્મા છેવટે છે તે સર્વના અધિષ્ઠાતારૂપ આ દેવાત્મા છે ૩

એક નેમિવાળુ, ત્રણ પાટાઓથી ઢંકાયલુ, સોળ ધારવાળુ, પચાસ આરાઓવાળુ, વિશ પ્રતિ આરાઓવાળુ, આઠઅષ્ટ છ અર્થાત અડતાળીસ ખીલાઓવાળુ ભિન્ન સ્વરૂપ વાળા એક દોરડાથી બંધાયલું, ત્રણ પ્રકારના માર્ગોને વિષે ગમન કરનારૂં, બે ચિન્હોવડે એક પરિવર્તન કરનારાળુ જાણે એક ચક્ર હોયની શુ તેની માફક સર્વ કારણોના અધિષ્ઠાતા પરબ્રહ્મને જાણવા ૪

જે નદીનું જળ પાંચ સ્રોતમાંથી ઉત્પન્ન થયું છે, જે નદી પાંચ કારણોવડે ભયંકર તથા વક્ર છે, જે નદીના તરંગો પાંચ વાયુઓ રૂપ છે જે નદીનું મૂળ પાંચ જ્ઞાનેન્દ્રિયોના ઉત્પન્ન કર્તા રૂપ છે, જે નદીને પાંચ આવર્તો છે, જે પાંચ પ્રકારના દુઃખના પ્રવાહવડે વેગવાળી છે, જે પાંચ પ્રકારના ક્લેશથી વિભક્ત થયેલ છે તથા જેને પાંચ વિભાગો છે, આવા નદરૂપ પરબ્રહ્મનું અમે ચિંતન કરીએ છીએ. ૫

જ્યાં સુધી આત્મારૂપી હંસ પોતાને તથા ઇશ્વરને ભિન્નરૂપે માને છે, ત્યાં સુધી તે હંસ સર્વ ભૂતોના લય તથા કારણોરૂપ તથા અનંતરૂપ બ્રહ્મચક્રમાં ભ્રમણ કરે છે. જ્યારે તેને પરમાત્માનું જ્ઞાન ઉત્પન્ન થાય છે અર્થાત જીવ અને ઇશ્વર એક છે, એવુ જ્ઞાન થાય છે ત્યારે તેને અમૃતતત્ત્વ પ્રાપ્ત થાય છે. ૬

પરમેશ્વર વ્યક્ત તથા અવ્યક્તથી જોડાયના, તેમ જ ક્ષર અક્ષરથી જોડાયલા આ વિશ્વનું પાલન કરે છે પણ જે જીવ ઈશ્વરરૂપ નથી તે ભોક્તાપણાના ભાવથી બંધાયલો

હોય છે. જ્યારે આ જીવ બ્રહ્મને ઓળખે છે, ત્યારે તે સર્વ બંધનમાંથી મુક્ત થાય છે. ૮

બ્રહ્મ જ્ઞાનરૂપ છે, કેઉ અજન્મા છે, એક સર્વ શક્તિમાન છે તથા એક શક્તિથી રહિત છે. માયા એ જ (જન્મથી રહિત) છે તથા તે ભોક્તા અને ભોગ્યવડે જોડાયલી છે. આત્મા અનંત છે તથા તેનું સ્વરૂપ વિશ્વરૂપ છે અને તેથી કર્તાપણાથી રહિત છે. આ ત્રણ પ્રકારના જગતરૂપ બ્રહ્મને જે મનુષ્ય ઓળખે છે. તે સર્વ પ્રકારના બંધનમાંથી મુક્ત થાય છે. ૯

પ્રથમ પ્રકૃતિ અથવા પ્રધાન ક્ષર (નાશવાન) છે. ઈશ્વરને હર કરી કહેવામાં આવે છે. કારણ તે અવિદ્યાદિનો નાશ કરે છે. આ હરને અમૃતરૂપ તથા અક્ષરરૂપ કરી કહેવામાં આવે છે. ને એક દેવ ક્ષર એવી પ્રકૃતિ તથા જીવનો નિયામક છે. આ પરબ્રહ્મનું ચિંતવન કરવાથી તેની સાથે અખીલ જગતને જોડવાથી તથા તત્ત્વભાવે કરી આત્માનું ચિંતવન કરવાથી છેવટે વિશ્વની માયાની નિવૃત્તિ થાય છે. ૧૦

દેવ-બ્રહ્મના જ્ઞાનવડે અવિદ્યા દુઃખાદિ સર્વ બંધનોનો નાશ થાય છે. દરેક પ્રકારના દુઃખનો ક્ષય થવા સાથે જન્મ તથા મરણ બંધ પડે છે. ઈશ્વરના જગતની સાથે અભિધ્યાનવડે બ્રહ્મની તૃતીયાવસ્થા. જે વિરાટરૂપ છે, જગતના કારણરૂપ છે, તથા જેની શક્તિ વિશ્વને સમાનરૂપ રાખે છે તે શરીરના ત્યાગ પછી પ્રાપ્ત થાય છે. જગતના કોઈ પણ પ્રકારના સંબંધથી રહિત સ્વતંત્ર પ્રકૃતિરૂપે જો બ્રહ્મનું ચિંતન કરવામાં આવે છે તો મનુષ્યને સર્વ કામનાની પ્રાપ્તિ થાય છે. અર્થાત બ્રહ્મના મૂળ સ્વરૂપે કરી તે બ્રહ્મરૂપ થાય છે. ૧૧

બ્રહ્મનું આ નિર્ગુણ સ્વરૂપ શાશ્વતરૂપે જાણવું. તથા આત્મામાં રહેલારૂપે અર્થાત પોતાના પ્રભાવને વિષે રહેલું જાણવું. આ બ્રહ્મ સિવાય અન્ય કાંઇ જાણવા યોગ્ય રહેતું નથી. ભોક્તારૂપ જીવ, ઉપભોગના વિષયો તથા ઇશ્વર આ ત્રણ પ્રકારના બ્રહ્મને ઓળખવાવડે મનુષ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૨

જેવી રીતે અગ્નિનું સ્વરૂપ તેના કારણરૂપ કાષ્ટમાં ગુઢ રહેલું હોય છે, તથા તેથી જોવામાં આવતું નથી તથા તે સમયે તેના સૂક્ષ્મ સ્વરૂપનો નાશ હોતો નથી છતાં મથનરૂપ ઉપાયે કરી કાષ્ટરૂપ કારણમાં તે જોવામાં આવે છે. તેજ રીતે ૐકારરૂપ પ્રણવ શબ્દના ઉપાયે કરી આત્મા શરીરને વિષે જોવામાં આવે છે. ૧૩

પોતાના શરીરને નીચેની અરણી કરી તથા પ્રણવરૂપી ૐકારને ઉપરની અરણી કરી મનુષ્ય મંથનરૂપ પુર્ણ યોગાભ્યાસે કરી જેમ ગુઢ અગ્નિ ઘર્ષણરૂપ ઉપાયવડે દૃશ્ય થાય છે તેમ ઇશ્વરને જોઈ શકાય છે. ૧૪

જેવી રીતે તલને પીલી તેમાંથી તેલ કાઢવામાં આવે છે, જેમ દહીંને વલોવી તેમાંથી માખણ કાઢવામાં આવે છે, સુકાયલી નદીમાં જમીનને ખોદતાં જેમ પાણી નીકળે છે તથા બે અરણીઓને ઘસવાથી તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ ઇન્દ્રિય તથા મનના દમનરૂપ તપ તથા સત્યવડે જે પુરૂષ આત્માને જુવે છે તે આત્માને પોતાના દેહમાં ગ્રહણ કરે છે. ૧૫

જેમ દુધમાં ઘી રહેલું છે, તેમ સર્વ વ્યાપી આત્મારૂપે તેમજ તપ તથા આત્મવિદ્યાના મૂળરૂપે જેને જોવામાં આવે છે તે બ્રહ્મ છે. જેમાં પરમશ્રેય સમાયેલું છે.

(અપૂર્ણ.)

# अशुभ तत्त्वनुं रहस्य.

(લેખક—મી. મણિલાલ ન. દોશી બી. એ.)

આ જગતમાં અશુભ ક્યાંથી ઉદ્ભવ્યું ? તેનું આ જગતમાં શું સ્થાન છે, એવા ઘણા પ્રશ્નો સ્વાભાવિક રીતે દરેકના મનમાં પ્રકટે છે. જો પ્રભુનું સર્વજ્ઞપણું અને સર્વ વ્યાપીપણું સ્વીકારીએ તો અશુભને ક્યાં સ્થાન મળે ? તે પ્રભુની અનંત દયા સાથે કેવી રીતે સંગત થઇ શકે ? આ બધા પ્રશ્નોનો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આ લેખમાં જવાબ આપવા પ્રયત્ન કરવામાં આવતો નથી. પણ સામાન્ય મનુષ્યોના પણ સમજવામાં આવે તેવી રીતે તેનો બુદ્ધિ ગ્રાહ્ય ઉત્તર આપણે વિચારીશું

આપણે કુદરત તરફ દૃષ્ટિ કરીશું તો આ પ્રશ્ન વાસ્તે એક ઉપમા જડી આવે છે

અંધકાર અને પ્રકાશનો જેવો સંબંધ છે, તેવો અશુભ અને શુભનો સંબંધ છે. અંધકારથી મનુષ્ય ગભરાઇ જાય છે. જો તદ્દન અંધકાર લાંબો સમય ચાલે તો બધાં જીવતાં પ્રાણીઓ મરણને શરણ થાય; તે છતાં અંધકાર એ નિશ્ચયાત્મક (positivo) શક્તિ નથી. તે નિષેધાત્મક શક્તિ છે તે પ્રકાશનો અભાવ છે. અંધકારને લોઢાના ઘણ-વડે મારીને નસાડવાનું નથી. અથવા વશ કરવાનું નથી. કારણ કે તેમાં ખરી રીતે બળ નથી. પ્રકાશલાવો અને અંધકાર અદૃશ્ય થશે. હજાર વર્ષનું અંધકાર એક નાની સરખી દીવાસળીથી નાશ પામે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે અશુભ એટલે શુભનો અભાવ. તેજ પ્રમાણે દ્વેષ એટલે પ્રેમનો અભાવ. અનુદારતા એટલે ઉદારતાનો અભાવ. તમારા હૃદયમાં પ્રેમને સ્થાન આપો, પછી દ્વેષ ક્યાં રહેશે ? તે તો પ્રેમનું નામ સાંભળતાં જ અદૃશ્ય થઇ જાય છે. રેનોલ્ડે 'ફોસ્ટ' નામનું એક આધ્યાત્મિક રહસ્યો જણાવનારૂં નોવેલ લખ્યું છે. તેમાં ૨૪ વર્ષ સુધીના જગતના અનેક પ્રકારના વૈભવ, સુખ, સમૃદ્ધિ અને વિષય સુખ વાસ્તે ફોસ્ટ પોતાની જાત સેતાનને વેચે છે પણ સેતાને એવી શરત કરી હતી કે ફોસ્ટે મંદિરમાં જવું નહિ અથવા પ્રભુનું નામ લેવું નહિ. જે પળે તે મંદિરમાં જશે, અથવા પ્રભુનું નામ લેશે. તેજ પળે સેતાન તેનો કબજો લઇ, તેના આત્માને નરકકુંડમાં ફેંકી દેશે. આ ભયથી ફોસ્ટે પ્રભુનું નામ લીધું નહિ અને આસુરી માયામાં ૨૪ વર્ષ સુધી ફસાઇ છેવટે સેતાનને સર્વથા વશ થઇ ગયો જો વચમાં ફોસ્ટે પ્રભુનું નામ લીધું હોત તો સેતાન તેનો કબજો લઇ શકયો નહોત કારણકે જ્યાં પ્રકાશ હોય ત્યાં અંધકાર રહી શકે નહિ, તેમ જ્યાં પ્રભુ હોય, ત્યાં સેતાન રહી શકે નહિ.

તમારા જીવનમાં સત્ય અને ભલાઇ દાખલ કરો, એટલે અસત્ય અને ઘાતકીપણું સર્વથા ચાલ્યાં જશે. અસત્ય અને અશુભ જગતમાં જરૂરનાં છે, એવી માન્યતાથી લોકો તેને ટેકો આપે છે, માટે તે ટકી રહે છે, બાકી અશુભમાં ખરી રીતે બળ નથી.

તે છતાં અશુભતત્ત્વ એવું ભયંકર લાગે છે કે તે કેટલીકવાર શુભતત્ત્વ કરતાં વધારે સમર્થ લાગે છે. તે શુભતત્ત્વ પર હલ્લો કરે છે. અને કોઇવાર તેના પર વિજય પામતું

હોય તેમ જણાય છે. તે છતાં જો આપણે અશુભનું મૂળ તપાસીશું તો જણાશે, કે આપણે તેને જે બળ આપીએ તે સિવાય અશુભતત્ત્વમાં પોતાનામાં બળ નથી. અશુભની સામા થતા ના. તે અશુભતત્ત્વ સામે થાય તો આપણે દૃઢ ઉભા રહેવું. સત્ય અને સદ્ગુણના બળનો આશ્રય લેવો, અને સર્વ અશુભતત્ત્વો જોતજોતામાં અદૃશ્ય થઇ જશે. શુભને પુષ્ટિ આપવાથી અશુભ ચાલ્યું જાય છે. ક્ષમાને આગળ ધરવાથી ક્રોધ વિલય પામે છે. પ્રેમને પ્રધાનપદ આપવાથી દ્વેષ સંતાઇ જાય છે.

આ નિયમ જીવનના સામાન્ય બનાવોને પણ લાગુ પડે છે. દરેક દૃઢ ઇચ્છાવાળા મનુષ્યને અનુભવ હોય છે કે જ્યારે તેના માર્ગમાં ભારે અડચણ આવી ઉભી લાગે છે, ત્યારે જો તે હીંમતથી આગળ ધસે છે. તો તે અડચણ કાંતો ત્યાં હોતી નથી અથવા તો તે ધારતો હતો તેટલી ગંભીર તે અડચણ હોતી નથી. બનીયને પોતાના પુસ્તકમાં જે મુક્તિ યાત્રાળુની કલ્પના કરી હતી તે યાત્રાળુએ પોતાના માર્ગમાં બે સિંહને ઉભેલા જોયા. પણ ભય છતાં જ્યારે તે આગળ વધ્યો ત્યારે તેને જણાયું કે તે સિંહો સાંકળો સાથે બંધાયેલા હતા અને તેને હેરાન કરવાને અસમર્થ હતા. એમર્સને આ હેતુ લક્ષમાં રાખીને એવી સલાહ એક સ્થળે આપી છે કે "જે કામ કરવા જતાં તમે ભય પામતા હો, તે કામ કરો." આથી પોતાના સામર્થ્યનો મનુષ્યને ખ્યાલ આવે છે.

જો જગતમાં અશુભતત્ત્વ જ ન હોત તો શુભની કીંમત જ થાત નહિ. જો સઘળા મનુષ્યો સત્યવાદી હોત તો હરિશ્ચંદ્રનું નામ લોકો લેત પણ નહિ. વળી જે પ્રમાણમાં મનુષ્ય દુર્ગુણ ઉપર પગ દઇ આગળ જાય છે, તેમને દુર્ગુણ તેના માર્ગમાં એક પગથિયા રૂપ થાય છે. બાઇસીકલના ચક્રને હાથમાં લઇ અમે તેટલું હલાવીએ પણ તે બાઇસીકલ જરાપણ આગળ જઇ શકશે નહિ. પણ જમીન ઉપર તે ચક્રને ફેરવવાથી તે બાઇસીકલ જલદીથી આગળ ચાલે છે. કારણ કે ધરતી સામો પ્રતિરોધ આપે છે. જેમ અશુભનો વિરોધ સામે થવાનું તેમ શુભનું બળ વિશેષ પ્રકટે છે. આ કારણથી જ જ્ઞાનીઓ કહે છે કે દુઃખો એ પ્રભુના છુપા આશીર્વાદો છે. આ કારણથી જ કુંતામાતાએ શ્રીકૃષ્ણ પાસે માગ્યું હતું કે "હે પ્રભો! તમારા પર શાશ્વત દુઃખ નાંખજો કે જેથી વારંવાર તમારૂં સ્મરણ થાય. અને તમારાં દર્શન કરવાનો પ્રસંગ આવે."

# રોગ મટાડવામાં મનોબળનો ઉપયોગ.

મનુષ્યે એવો નિશ્ચય કરવો જોઇએ કે "હું ઇશ્વરના અંશરૂપ હોવાથી સર્વશક્તિમાન છું" મનુષ્ય જો આજ વિચારને સેવે અને તેનો અનુભવ કરે તો પછી તે માત્ર એક સંકલ્પના બળથી જે ધારે તે કરી શકે છે. મનુષ્ય માત્ર બળવાન, સ્વસ્થ અને તેજસ્વી થવાને અધિકારી છે. તેણે હમેશાં પોતાના શરીરનું આરોગ્ય વધારવા માટે નિર્બળતાના વિચારો છોડી 'હું બળવાન છું' એવી ભાવના કરવી જોઇએ. હું વૃદ્ધ છું, નિર્બળ છું, દુઃખી છું પામર છું, અશક્ત છું એવા વિચાર કરનાર માણસ દિવસે દિવસે વૃદ્ધ થતો જાય છે, નિર્બળ બની જાય છે, દુખી થાય છે, પામર બની છેવટે અશક્ત બની જાય છે.

જે મનુષ્યે પોતાના સ્થુલ શરીરમાં બળનો અનુભવ કરવો હોય, શક્તિનો અનુભવ કરવો હોય તેણે તો નિર્બળતાનો વિચાર સરખો પણ ન કરવો જોઇએ, કાયરતાના અંશને પણ રાખવો નહિ. તેણે તો જાણ્યું ત્યારથી જ પોતાની કાયરતા અને દીનતાને છેવટના નમસ્કાર કરી લાત મારી કહાડી જોઇએ. અને તેણે પોતે માનવું કેઃ "હું સત સ્વરૂપ છું, બળવાન છું, મારા શરીરનો સ્વામી છું, તેમ હું જેવો થવા ધારૂં તેવો થઇ શકું તેમ છું.

ખરી રીતે મનુષ્ય સર્વ કરવાને સમર્થ છે. કેટલાક લોકો માને છે કેઃ "હું અજ્ઞાની છું, મારી ઇચ્છાશક્તિ નિર્બળ છે, મારૂં ચિત્ત અસ્થિર છે." પણ આ તેમનો માત્ર ભ્રમ છે. તે આવું માનીને, આવી અશુદ્ધ ભાવના કરીને જ અત્યાર સુધી નિર્બળતાનો અનુભવ કરે છે. તેણે માનવું જોઇએ કે હું ઇશ્વરના અંશરૂપ હોવાથી બળવાન છું, સ્વતંત્ર છું. પોતાના મનની સર્વ શંકાઓનો ત્યાગ કરી દેઇ ઉચ્ચ ભાવના કરતાં શીખવું.

કેટલાક મનુષ્યો કાંઇ કામ કરવાનું આવતાં કહે છે કેઃ "જો હું એવો હોત તો એ કામ કરત, જો આ વસ્તુ મારી પાસે હોત તો મારાથી એ કામ થઇ શકત." આવાં સંશયશીલ વાક્યો ઉચ્ચારે છે. તેમને પોતાની શક્તિનું પણ ભાન હોતું નથી. આવાં "તો" અને 'જો' વાક્યો જ મનુષ્યને આગળ વધવા દેતાં નથી. આવા વિચારો જ તેને કોઇ કાર્ય કરતાં અટકાવી દે છે. એવાં સંશયશીલ વાક્યો જ મનુષ્યના સામર્થ્યને ઠંડુ કરી દેઇ તેને નિર્બળ બનાવી દે છે.

ઘણા મનુષ્યો દુઃખી સ્થિતિમાં હોય છે ત્યારે તેમાંથી ઉગરવાનું શોધે છે ખરા, દુઃખી સ્થિતિ કોઇને પસંદ નથી છતાં પણ તેમાંથી છુટવા તેઓ યત્ન કરતા નથી. તેમને તેમાંથી છુટવાનો ઉપાય જડતો નથી. તેમને ખબર નથી કે દુઃખમાંથી છુટવાનો ઉપાય તેમના પોતાના જ હાથમાં છે મનુષ્ય સ્વતંત્ર છે જો તે પોતાની સ્વાભાવિક શક્તિઓનો ઉપયોગ કરતાં શીખે તો તે પોતાની મેળે જ સ્વતંત્ર તથા સુખી થઇ શકે છે,

મનુષ્ય માત્રમાં આવી એક અદ્ભુત શક્તિ રહેલી છે. તે શક્તિનો પોતાનામાં દરેક જણે વિકાસ કરવો જોઇએ ઘણા મનુષ્યો આ શક્તિ સંબંધી કંઇ જાણતા નથી. તેમને ખબર નથી કે આવી દૈવીશક્તિ આપણામાં છે, તેમને તે શક્તિ પોતાનામાં પ્રકટાવવાની કળા આવડતી નથી. આ શક્તિ મનુષ્યમાત્રમાં છે અને તે વડે જ દરેક જણ પોતાનું કાર્ય કરી શકે છે. પરંતુ તે તેને ઓળખી શકતા નથી.

તમે તમારા શરીર તરફ જુઓ કે તે શાનું બનેલું છે. ઉપરથી તે હાડકાં, લોહિ, ચામડી અને માંસમય જણાશે પણ ઉંડો વિચાર કરો. સૂક્ષ્મદર્શક યંત્રથી જુઓ, લોહિના એક ટપકાને અથવા વીર્યના નાનામાં નાના બિંદુને જુઓ, તો તમને તેમાં અસંખ્ય જીવનતત્વ જણાશે. રુધિર અને વીર્ય એ માત્ર જડ પદાર્થ નથી. તે માત્ર રસાયનિક પદાર્થોથી જ માત્ર બની ગયું નથી. તેમાં ચેતન પણ છે. પ્રત્યેક રુધિરના અણુમાં ચેતન છે એ પ્રકારે તમારૂં આખું શરીર જીવનતત્વોથી જ બનેલું છે. એ જીવનતત્વ, એ સર્વ પરમાણુ જુદાં જુદાં નથી એ અસંખ્ય તત્વોની એકતા થવાથી જ એક જીવિત શરીર બને છે. એ પ્રકારે પ્રાણી વનસ્પતિ અને જેને આપણે સામાન્ય ભાષામાં જડ પદાર્થ કહીએ છીએ તે સર્વમાં એ જીવનતત્વ સંકલિત થયેલું છે. આ સર્વ તત્વોને નિયમમાં રાખનાર એક ગમ્ય કારિ શક્તિ પ્રાણી માત્ર તેમજ પદાર્થ માત્રમાં રહે છે તેને પ્રાણ કહે છે. એ પ્રાણના બળથી સર્વ જીવનતત્વ નિયમિત અને વ્યવસ્થીત રહે છે.

પ્રાણનો અર્થ વાયુ કે આત્મા નથી આત્મા તો મનુષ્યનું મૂળ સ્વરૂપ છે. તે પ્રાણ અને બીજી સર્વ શક્તિઓનો સ્વામી છે આત્મા જ્યારે શરીરથી જુદો થઇ જાય છે ત્યારે શરીરમાં પ્રાણની જરૂર રહેતી નથી અને તેથી તે તરત જ વિશ્વના સર્વ વ્યાપી પ્રાણ સમૂહમાં ભળી જાય છે. પ્રાણનો અંકુશ દૂર થતાંજ શરીરનાં સઘળાં જીવનતત્વ જુદાં જુદાં થઇ જાય છે અને તે પછી તે પંચમહાભૂતમાં મળી નવીન શરીરની રચના કરવામાં મંડી પડે છે.

પ્રાણ એક મહાન શક્તિ છે તેને કેટલાક વિદ્યુતશક્તિ પણ કહે છે. કોઇ તેને HumanElectricity માનુષી વિદ્યુત શક્તિ ' પણ કહે છે, કેટલાક તેને Magnetism અથવા આકર્ષણ શક્તિ પણ કહે છે. પણ તેનું નામ ક્રિયાશક્તિ છે. તેને ગમે તે નામ આપો પરંતુ એટલું તો નક્કીજ છે કે તે એક મહાન શક્તિ છે. મનુષ્ય, પ્રાણી અને પદાર્થ માત્રમાં તે ગુપ્ત રીતે સ્થિત છે. તે પવન, પાણી, અને સૂર્ય કિરણો વિગેરે સર્વમાં છે. સંપૂર્ણ વિશ્વ તેથી વ્યાપ્ત છે. વિશ્વમાં આ શક્તિનો અખૂટ ખજાનો છે. એ સર્વ શક્તિ તમારી પોતાની છે. તમે આ શક્તિને પ્રકૃતિમાંથી જેટલી ખેંચી શકાય તેટલી ખેંચો અને તમને પોતાને બળવાન અને તેજસ્વી બનાવો. વાસ્તવમાં તમે સર્વ સંપત્તિઓના માલીક છો. દરિદ્રી અને દુઃખી તો તમે હાથે કરીને બન્યા છો.

ઇશ્વર સર્વદા દયાળુ છે. તેણે મનુષ્યને જરૂરના પદાર્થો આ વિશ્વમાં જ્યાં ત્યાં ભરી રાખ્યા છે. જેના વગર થોડાજ કલાકમાં મનુષ્યનું મોઢું સુકાઇ જાય અને જેના વિના અસહ્ય વેદના થાય છે તે ખાસ જરૂરની વસ્તુ પાણી છે. તે સર્વ સ્થળે મળી શકે છે. ક્યાંય પણ તંગી એમ નહિ. મહાન સુકા તથા નિર્જન મરૂસ્થળમાં પણ તે મળી શકે તેમ છે. ત્યાં પણ મીઠાં પાણીનાં નિર્મળ ઝરણાં વહ્યાં કરે છે. 'તાપ અને ગરમીથી થાકેલા મુસાફરો તે ઝરણાંના શીતળ જળથી, વૃક્ષોની છાયામાં બેસી વિશ્રામ કરે છે. એ ઇશ્વરની દયા છે.

પાણી કરતાં પણ વધુ જરૂરની વસ્તુ પવન છે. પાણી વગર તો કેટલાક કલાક મનુષ્ય જીવી પણ શકે છે. પરંતુ પવન વગર તો એક પળ પણ જીવવું કઠીન થઇ પડે છે. એવું કયું સ્થળ છે કે જ્યાં વાયુ ન હોય. સર્વ સ્થળે વાયુ ભરેલો જ છે. મનુષ્યને માટે

પાણી અને પવન એ ખરી જરૂરની છે તો તે ઇશ્વરે સર્વ સ્થળે મનુષ્યની નિકટ જ ભરેલી છે. મનુષ્યને જરુરની વસ્તુ તેની પાસેજ મળી શકે છે. તેને દૂર ખોળવા જવાની જરુર રહેતી નથી. ઇશ્વરની એવી દયા છે કે મનુષ્યને જે વસ્તુ જોઇએ તે તેની પાસે જ રાખેલી હોય છે.

ઇશ્વરે મનુષ્યને જોઇતી સર્વ વસ્તુ તેની પાસે જ મૂકેલી છે તો પછી વ્યાધિ થતાં તેને નિર્મૂળ કરનારી ઔષધીઓ લેવા જંગલમાં જવાની શી જરુર છે? કુદરતી રીતે રોગ સાજો થતો હોય તો પછી દવાની, વૈદની કે ડૉકટરની શી જરુર છે?

નાનું બાળક જ્યારે ભૂખ્યું હોય છે ત્યારે રડવા લાગે છે. તે કુતરાને કે અજાણ્યા માણસને જોઇ ચીસો પાડે છે. અથવા નાસી જાય છે. કારણ કે તેનામાં ઇશ્વરે આત્મ-સંરક્ષણ કરવાની બુદ્ધિ આપી છે. અને તેથી પોતાની બુદ્ધિ અનુસાર તેને જે કાંઇ ભયંકર કે ભયપ્રદ જણાય છે તેથી તે સારી રીતે પોતાનો બચાવ કરવાને માટે અને તે ભયજનક વસ્તુથી દૂર રહેવા માટે પ્રયત્ન કરે છે જે ઇશ્વરે બાળકો તથા સર્વ પ્રાણીઓને આત્મ-સંરક્ષણ કરવાની બુદ્ધિ આપી છે, તે જ ઇશ્વર માણસોને નાના પ્રકારના ઉપાધિયોગોથી બચાવવાને માટે મદદ કરે છે. પશુ જ્યારે માંદા થાય છે ત્યારે તે ભૂખ્યા રહે છે. ઉપવાસ કરવાથી વ્યાધિ સ્વભાવિક રીતે ગડી જાય છે. એવું આપણા વૈદકશાસ્ત્રો ઘણા કાળથી કહે છે, અને હાલમાં યુરોપ અને અમેરિકાના વિદ્વાનો પણ તે વાતને માનવા લાગ્યા છે. પરંતુ પશુઓ તો આ નિયમને સૃષ્ટિના આરંભથી જ જાણે છે.

મનુષ્ય પણ જ્યારે પોતાને કોઇ જગ્યાએ વાગે છે ત્યારે તેના ઉપર હાથ ફેરવે છે કે ફુંક મારે છે. પેટમાં દરદ થાય છે ત્યારે પેટ ઉપર હાથ ફેરવે છે. એ પ્રકારે આપણે પણ આપણા શરીરની એક ગુપ્ત શક્તિને કામમાં લઇએ છીએ. ભેદ માત્ર એટલો છે કે આપણને તે શક્તિનું જ્ઞાન નથી.

મનુષ્ય શરીર અને તેની આસપાસનું આખું વિશ્વ એક અદ્ભુત શક્તિથી વ્યાપ્ત છે. તમારે એ પણ માનવું જોઇએ કે આ શક્તિવડે દરેક વ્યાધિ મટાડી શકાય છે. આ વાત સત્ય છે. એ નક્કી માનજો તે સત્ય માની તેનો પ્રયોગ કરવાથી તેનો લાભ મળ્યાવગર રહેશે જ નહિ.

તમારૂં શરીર અને સંપૂર્ણ જગત્ એક પરમશક્તિથી ભરપુર છે. જો તમે કોઇ ઉપાયવડે આ શક્તિને તમારા શરીરમાં ભરી શકો તો તમે જોતજોતામાં સંપૂર્ણ વ્યા-ધિઓથી બચી જશો. તમારૂં લોહિ તમારી નસોમાં તેજથી વહેવા લાગશે. તમારૂં મંદ પડેલું હૃદય સચળ બની જશે. તમારાં નિસ્તેજ નેત્ર ચમકવા લાગશે. અને તમારી મંદ જઠરાગ્નિ પ્રદિપ્ત થઇ જશે. આ પછી તમે એક અપૂર્વ બળનો અનુભવ કરશો અને જીવનના સાચા આનંદને લુંટશો. તમે જેને મળશો તેને તમારી આ શક્તિથી પરાજીત કરી શકશો. એટલું જ નહિ પણ તેથી મકડો ઘણી સફળતા પ્રાપ્ત કરી શકશો. આ ક્રિયા ઉપર વિશ્વાસ રાખો. તમારી આ શક્તિમાં આત્મશ્રદ્ધા રાખો અને આ સ્થળે બનાવવામાં આવે તે ક્રિયાને આચારમાં મૂકો.

તમારી આજુબાજુ વાયુ છે. તમારી જીવનક્રિયાને ચાલુ રાખવા માટે તમારાં ફેફસાંમાં તેની જરુર છે. પણ જો તમે નાક બંધ કરીને બેસી રહેશો તો શું તે અમૃત-મય વાયુ તમારા શરીરમાં પ્રવેશ કરી શકશે? નહિજ. તેને માટે તો તમારે નાકનાં દ્વાર

ઉઘાડાં રાખવાં જ પડશે. કેફસાં ખાલી કરવાં પડશે કે જેથી વાયુ પોતાની મેળે જ તમારા શરીરમાં પ્રવેશ કરી શકશે. તેવી જ રીતે આ વિશ્વમાં અનંતશક્તિ ભરેલી છે અને તમે તે શક્તિ સમૂહની વચમાં બેઠેલા છો. હવે માત્ર તમારે તો તે ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવાનું જ શીખવાનું છે ઇચ્છાશક્તિવડે તમે તે શક્તિને તમારા શરીરમાં ખેંચવી શીખો. તે તમારી આશા પાળવાને યોગ્ય છે. તમે એવી ભાવના કરો કેઃ " તે અનંત શક્તિ મારા શરીરમાં પ્રવેશ કરી રહી છે. મારા શરીરના અવયવો તેનાથી પૂર્ણ થઇ રહ્યા છે. અને તેનાથી તેઓ સશક્ત બનવા માંડયા છે. " આ ભાવના દૃઢ ઇચ્છાપૂર્વક કરો અને પછી જુઓ કે તેનું પરિણામ શું આવે છે.

મનોબળનો અદ્‌ભૂત પ્રભાવ છે. તમારા હાથપગના સ્નાયુઓમાં શક્તિ છે, તમે પાંચ દશ માઇલ ચાલી શકતા હો, જેથી તમે એમ માનતા હશો કે એ બળ તમારા સ્નાયુઓનું છે. પણ નહિ તેમાં વધુ બળ તો તમારા મનનું છે. સ્નાયુઓનું બળ તો માત્ર એટલું જ છે કે તે તમારા મનની આજ્ઞા અનુસાર કાર્ય કરે. ધારો કે તમે દસ માઇલ ચાલીને આવવાથી થાકી ગયા હો એવા વખતે તમને કોઈ એવી ખબર કહે કે જેથી તમે ઉત્તેજીત થઇ ઉત્સાહી થઈ જાવ અને તમને તરત જ વીસ માઇલ ચાલવાની જરૂર હશે તો તરતજ ચાલવા માંડશો. ઉત્સાહની ધુનમાં તમે એવા ચાલયા જશો કે તમને થાકની ખબર પણ નહિ પડે.

ઘણી વખતે વિવાદ કે એવા જ કામમાં તમે મનનાં ઉત્સાહમાં દરરોજ ઘણું કામ કર્યા કરો છો. કે તેની તમને ખબર પણ પડતી નથી. એક માણસ જ્વરથી પીડાતો હોય તેવામાં તેનું ઘર બળવાના સમાચાર મળતાં તે તરત ઉઠી ઉભો થઇ ઘર ઓલવવા મંડે છે. અને તેમાંને તેમાં તેનો તાવ ઉતરી જાય છે. આવા ઘણા દાખલા બનેલા છે. આ બળ ક્યાંથી આવે છે ? આજ બળ મનનું છે. શરીર ઉપર મનનો પૂર્ણ અધિકાર છે. જ્યારે તમને ક્રોધ થાય છે ત્યારે તમારાં નેત્રો લાલ થઇ જાય છે. જ્યારે તમે ભયભીત થઇ જાઓ છો ત્યારે તમારૂં મુખ મલિન થઇ જાયછે. તમે સ્વપ્નમાં કોઇની સાથે લડતા હો એમ લાગે છે, ત્યારે તમે ઘડી ઘડીમાં બોલી ઉઠો છો અને હાથપગ પણ ઉંચા પછાડો છો. સ્વપ્નમાં કામરત થઇ જતાં વીર્યપાત પણ થઇ જાય છે. એ સર્વથી સિદ્ધ થાય છે કે શરીર ઉપર મનનો ઘણો જ મોટો પ્રભાવ છે.

દરેક કામ કરવામાં પણ જો મનને તે કાર્યમાં જોડવામાં આવે છે તો તે કામ સારૂં થાય છે. કસરત કરવામાં પણ તેની સાથે મનને જોડવામાં આવે છે તો સારૂં ફળ મળે છે. તમારૂં મન બહુ જ સામર્થ્યવાળું છે અને તમારા મનનો તમારા શરીર ઉપર પૂર્ણ અધિકાર છે એ વાત નિઃસંશય છે. આ બે સિદ્ધાંતનો સ્વીકાર કરી આ બળ ચલાવવાથી રોગ મટાડવાની આ ક્રિયાનો લાભ પ્રત્યક્ષ જણાશે.

મન એક જ છે અને તેના ભાગ થઇ શકતા નથી. તો પણ માનસશાસ્ત્રી મનદ્વારા થનારી ભિન્ન ભિન્ન ક્રિયાઓ અને વ્યાપારો જોતાં તેને Subconscious mind અને Subliminal mind–એમ બે નામ આપે છે. મહાસાગરનું પાણી સર્વ સ્થળે એક જ હોય છે, છતાં જુદા જુદા દેશના સમીપ આવવાથી તેનાં જુદાં જુદાં નામ પડે છે. જેમકે ભૂમધ્ય સમુદ્ર, રાતો સમુદ્ર વિગેરે. આ મનમાં એક આંતરિક ક્રિયાઓ કરનાર મન તે આંતરમન કહાય છે અને બીજું બહારની ક્રિયા કરનાર તે બાહ્યમન કહાય છે.

બહારની ક્રિયા કરનાર મન વિચાર કરે છે, તર્ક કરે છે, અનુમાન કરે છે, સિદ્ધાન્ત નક્કી કરે છે અને તેને સિદ્ધ કરે છે હાથ પગ વિગેરે શરીરના સર્વ અવયવોના સ્નાયુઓને ગતિ આપે છે. આંતરિકક્રિયા કરનાર આંતરમન સંસ્કારોને, સિદ્ધાન્તોને ગ્રહણ કરે છે. જરૂર જણાતાં તેને પોતાના ભંડારમાંથી બહાર કાઢે છે. અને શરીરની અંદરના અવયવોની ગતિને નિયમિત કરે છે તમારા શરીરમાં રુધિર રાતદિવસ વહ્યા કરે છે. હૃદય નિરંતર ધડકતું રહે છે પાચનક્રિયાના અવયવો ભોજનમાંથી પોષકતત્ત્વને ખેંચીને બાકી રહેલા ભાગને મળરુપે બહાર કાઢે છે સ્વપ્નમાં મચ્છર વિગેરે જતું કરડતાં તેનો અટકાવ કરવા હાથ ઉંચા કરે છે. એ સર્વ ક્રિયા મનવડે થાય છે એ ક્રિયાઓ ઉપર તમારો અધિકાર નથી. તમે તમારી ઇચ્છાઅનુસાર લોહિની ગતિમાં અથવા હૃદયના સ્ફુરણમાં ફેરફાર કરી શકતા નથી. પરંતુ આ મનઉપર આ લેખમાં બતાવેલી ક્રિયાઓ વડે તમારે અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ. તેને તમારી ઇચ્છાનુસાર કાર્ય કરે તેવું બનાવવું જોઇએ. જો તમે આટલું કરી શકો તો સમજવું કે તમારૂં કાર્ય સિદ્ધ થયું

કદાચિત્ તમને લાગે કે આ કાર્ય ઘણું કઠિન છે. પરંતુ યથાર્થમાં આ કાર્ય તેવું કઠીન નથી. જો તમે તમારી આંતરીક મનની પ્રક્રિયાઓને બરાબર સમજી લેશો અને બતાવેલી રીતે પ્રયોગ કરશો તો એક જ અઠવાડીયામાં તમારા આરોગ્યમાં, તમારા વિચારમાં અને તમારી પ્રકૃતિમાં મહત્વનો ફેરફાર કરી શકશો.

તમારૂં આંતરમન જે શરીરની અંદરની ક્રિયાઓ કરે છે તે ઘણુંજ કોમળ અને સંસ્કારગ્રાહી છે. અને બાહ્ય મન સ્વતંત્રતા પ્રિય અને સ્વતંત્ર કામ કરનારૂ છે તે હમેશાં વિચાર કરે છે, તર્ક કરે છે, અને સત્યાસત્યની પરીક્ષા કરે છે એથી તેને જે આજ્ઞા કરવામાં આવે છે તેનો તે એકદમ સ્વિકાર કરતું નથી. તેના ઉપર તે નાના પ્રકારના તર્ક કરવા મંડી પડે છે, કદી કદી તો તે તમારી આજ્ઞાનો સ્વીકાર કરી લે છે, અને કોઇ કોઇવાર તે વિરોધી બની જાય છે તે ઘણું ચપલ અને અસ્થિર છે વાંદરાની માફક તે એક વિષયમાંથી બીજા વિષયની તરફ દોડે છે પરંતુ આંતરીક મન નાના બાળકની માફક સરલ છે. તેને જે આજ્ઞા આપવામાં આવે છે તેને તે એકદમ ગ્રહણ કરે છે. અને બરોબર આજ્ઞા પ્રમાણે જ કાંઇપણ ભૂલ કે ફેરફાર વગર તે તે કાર્યમાં જોડાય છે. તે લેશ માત્ર પણ વિચાર કરતું નથી, તે સારી કે ખરાબ જે આજ્ઞા કરવામાં આવે છે તે તુરત જ તે માની લે છે તમારા શરીરની અંદરના અવયવો, તમારા વિચારો અને તમારા સ્વભાવ ઉપર આંતરમનનો પૂરો અધિકાર છે તમે તમારા શરીરના સ્વામી કહેવાવ છો તમે જરૂર તેના સંપૂર્ણ સ્વામી બની જાઓ તમે બળવાન અને નિરોગ બનો.

આ સર્વ યોગની બાબત છે જીજ્ઞાસુને તરતમાં સમજવું ન પડે તેવી છે, જ્યાં સુધી બાહ્યમન ચંચળ છે ત્યાં સુધી તમારી આજ્ઞા અને સૂચનાઓ આંતરિકમન સુધી કદાપિ પણ પહોંચતી નથી એથી તમારી આજ્ઞા આંતરીકમનને પહોંચાડવા માટે પ્રથમ તો બાહ્ય મનને સ્થિર કરવું જોઇએ, અથવા તેને સુષુપ્ત અવસ્થામાં લાવવું જોઇએ જ્યાર તમને જણાય છે કે બાહ્યમન સુષુપ્તિ અવસ્થામાં છે અથવા સ્થિર થઇ ગયું છે, ત્યારે આંતરીક મનને જે આજ્ઞા આપવી હોય તે આપવી, જે સંસ્કાર પાડવા હોય તે પાડવા, તો તેથી તે સર્વ સફળ થશે આ ગુપ્ત કુંચી છે. તેનો લાભ લેઇ બળવાન અને વિજયી થવું અને લાભ ન લેઇ દુર્બળ અને પરાધીન રહેવું એ તમારા પોતાના હાથમાં છે. દરેક મનુષ્ય પોતાના ભાગ્યનો રચનાર પોતે જ છે (અપૂર્ણ)



# शीख गुरु नानक

( અનુસંધાન ગતાંકથી )

૫.

ગુરુ નાનક કેટલાક મહિના કર્તારપુરમાં રહ્યા તે પછી સંવત ૧૫૭૦ માં ગુરુજીએ ત્રીજીવારની યાત્રા કરવા માટે પ્રયાણ કર્યું. આ વખતે પણ તેમની સાથે બાલા અને મર્દાના જ હતા. તે નૂરપુર અને કાંગડા (કોટકાંગરા) થઈ જ્વાલાદેવી પર્વત પાસે ગયા. આ પર્વતના શિખરમાંથી બળતું અને ધુમાડો નીકળતો જોઈ મર્દાનાએ પૂછ્યું કે આ શું હશે? ગુરુજીએ તેને કહ્યું કેઃ લોકો તેને તો એવું કહે છે કે દેવો અને દાનવોને યુદ્ધ થયું હતું ત્યારે પ્રભુએ દાનવોનો સંહાર કરવા આ અગ્નિ પ્રકટાવ્યો હતો પણ ખરી રીતે ભૂગર્ભમાં તેવો ઘણો જ અગ્નિ રહેલો છે. અને તે ઘણીવાર જમીન ફોડીને બહાર નીકળી આવે છે. આવા અનેક સ્થળે જ્વાળામુખી પર્વતો રહેલા છે. ત્યાંથી આગળ રાવલસર ગયા. ત્યાંના સરોવરમાં પાંચ છ નાના નાના ડુંગરા તરતા હતા અને તે ઉપર વૃક્ષ અને વેલીઓ છવાઈ રહી હતી. ત્યાં ગરમ પાણીના કુંડમાં એટલી બધી ગરમી હતી કે તેમાં ચોખા પણ રંધાઈ જાય તેવું હતું તેમાં પણ ભૂમિની શક્તિનોજ પ્રતાપ હતો.

આગળ વિલાસપુર અને કહલૂર થઈ કીર્તિપુરમાં દુધાધારી ફકીર બુદ્ધનશાહની મુલાકાત લઈ પોતે અખાત્રીજના પંજોરના મેળામાં ગયા. ત્યાં અનેક લોકોને સદુપદેશ આપી પાસેના એક પર્વતના શિખર ઉપર ગયા.

ત્યાં પાણીની ઘણી અડચણ હતી તેથી પોતાના માહી નામના એક ભક્તની પ્રાર્થનાથી ગુરુજીએ પોતાને હાથે એક પથ્થર ભાંગીને ખસેડ્યો કે તેમાંથી મીઠા પાણીનો નિર્મળ ઝરો વહેવા લાગ્યો. આ સ્થળે આજુબાજુ પથ્થર નાખી તળાવ જેવું કર્યું અને તેનું નામ માહીસર પડ્યું છે આથી ત્યાંના પહાડી લોકો ગુરુજીને ઘણું માનવા લાગ્યા.

ત્યાંથી આગળ ગઢવાલ અને દહેરાદુન ગયા ત્યાં અનેક સ્થળોનું દીગ્દર્શન કરી સાધુ સંતોના નિવાસસ્થાન ઉત્તરકાશીમાં થઈ ગંગોત્રી યમનોત્રીની યાત્રા કરી બદ્રીનારાયણ પહોંચ્યા. ત્યાં યાત્રા કરી બીમકોટ પર્વત જોઈ રાણીખેત અને અલમોરા થઈ નૈનીતાલ ગયા. ત્યાં જંગલમાં અનેક કાનફટા, યોગી લોકો રહેતા હતા ત્યાં જઈ તેમની મુલાકાત લીધી. તેમને ગુરુજીની મુલાકાતથી સંતોષ થયો. ત્યાંથી ૧૦ ગાઉ આગળ એક અરીઠાના ઝાડ નીચે ગુરુજીએ મુકામ કર્યો. અહિં પણ ગુરુ ગોરખનાથના પંથના ઘણા સાધુઓ રહેતા હતા. તેઓ ગુરુજીને પોતાની હઠયોગની ક્રિયાઓ બતાવી, યોગથી મળતી સિદ્ધિયોની મોટી મોટી વાતો કરવા લાગ્યા. તેમની વાત સાંભળી ગુરુજીએ કહ્યું કેઃ ખરી રિદ્ધિ સિદ્ધિ તો કેવળ પરમાત્માની ઉપાસનામાંજ રહેલી છે. તેનાથી વિમુખ થઈ તમે ગમે ત્યાં ફરશો તો તેથી કાંઈ સિદ્ધિ મળવાનો સંભવ નથી.

સાધુએ કહ્યું: "પરમેશ્વરનું નામ તો ઘણા લોકો જપ્યા કરે છે પણ તે બધા કંઇ સિદ્ધ થઇ જતા નથી."

ગુરુ—પણ તેને માટે તો ગુરુની સહાય લેવી જોઇએ.

સાધુ—આપે તો ત્યારે તેવી ગુરુની સહાય મેળવીજ હશે.

ગુરુ—હા.

સાધુ—તો આપ કાંઇ સિદ્ધિ બતાવી શકશો?

ગુરુ—તમે શું જોવા માગો છો?

સાધુ—આ અરીઠાં મીઠાં બનાવી દો. જેથી લોકો તેને ખાઇ શકે અને આપની પણ યાદગીરી રહી જશે.

ગુરુજીએ આ સાંભળી ઝાડ તરફ નજર ફેરવી કહ્યું એનાં ફળતો મીઠાં જ છે.

સાધુ—મીઠાં તો નથી પણ આપ બનાવશો ત્યારે થાય ખરાં.

ગુરુ—પણ જુઓ તો ખરા.

આ પછી મર્દાનાએ ઝાડ ઉપરથી કેટલાંક ફળ તોડી આણ્યાં અને બધા સાધુઓને વ્હેંચ્યાં, સર્વેએ ખાઇ જોયાં તો અરીઠાં મીઠાં લાગ્યાં. આ જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા. આ અરીઠીનાં અરીઠાં હજુ પણ મીઠાં જ છે.

ત્યાંથી ગુરુજી ગોરખપુર ગયા અને ત્યાંના લોકો ભૂતપ્રેતાદિની પૂજા કરતા હતા તેમને પરમાત્માનું ભજન કરવાનો ઉપદેશ આપ્યો. તે પછી માનસરોવરનાં દર્શન કરી સંવત ૧૫૭૧ માં ધોલગઢને રસ્તે થઇ નેપાળમાં ગયા. ત્યાં જઇ પશુપતિ મહાદેવના દેવળમાં મુકામ કર્યો. હજુપણ ત્યાં ગુરુજીના સ્મારક તરીકે એક મકાન છે ત્યાં ઉદાસીન સાધુઓ રહે છે. નેપાળથી પછી ગુરુજી સીકીમમાં ગયા અને ત્યાંથી કંચનગંગા, દારજીલીંગ વિગેરે શહેરોમાં થઇ ભૂતાનની રાજધાની ટાશીસ્યુડમાં ગયા. ત્યાંનો ધર્મગુરુ લામા ગુરુજીની મુલાકાતથી ઘણોજ પ્રસન્ન થયો અને તેણે ગુરુજીની વાણીનું ભૂતાની ભાષામાં ભાષાંતર કરાવી તે પુસ્તક પોતાની પાસે રાખી લીધું. ત્યાં ઘણા સ્થાને ' નાનકા પીરકા મકાન ' એ નામથી કેટલાંક ગુરુસ્થાનો હજુ પણ છે.

ભૂતાનથી પાછા વળી મિથિલાનગરી, સીતાપુર વિગેરે અનેક સ્થાનોની યાત્રા કરતા લોકોને સદુપદેશ આપતા પાછા પોતાની બેનને આપેલું વચન પાળવા સુલતાનપુર આવ્યા, ત્યાંથી સંવત ૧૫૭૩ ના માગશરમાં કર્તારપુર ગયા.

ગુરુજી આવતાં નાનું સરખું કર્તારગામ એક યાત્રાનું ધામ થઇ ગયું. દેશ દેશથી અનેક લોકો ભેટ પુજા લઇ દર્શન કરવા આવવા લાગ્યા. ગુરુજી તેમને સદુપદેશ આપતા હતા. તેમની વાણીનો પ્રભાવ એવો અપૂર્વ હતો કે તેની આગળ સર્વ કોઇ આકર્ષાઇ આવતા. હિન્દુ મુસલમાનો ભેદ ભૂલી વગર બોલાવ્યા ગુરુજી તરફ ચારે તરફથી આકર્ષાઇ આવતા હતા. તેમની આગળ ભલભલા નાસ્તિકોની નાસ્તિકતા અને ધુતારાઓની ધૂર્તતા કેવળ શાંત થઇ જતી હતી.

હિન્દુ કે મુસલમાન, નિર્ધન કે ધનવાન, પંડિત કે મૂર્ખ જે કોઇ પણ સ્ત્રી પુરુષ તેમની સાથે એક વખત સંસર્ગમાં આવતું તે જરુર મંત્રમુગ્ધ થઇ જતું. ગુરુજી અહોરાત્ર અંતર્યામી પરમાત્માના ભજન સ્મરણમાં જ લીન રહેતા હતા. ભક્તજનોને તેઓ પ્રભુનું સામર્થ્ય, અને પ્રાણીપરના તેમના અમોઘ ઉપકારોનું સ્મરણ કરાવતા હતા. પોતાને જે

કોઇ દ્રવ્યાદિ ભેટ મળતી તે તરત જ ગરીબોમાં વ્હેંચી દેતા. આ પ્રમાણે અનેક લોકો ગુરુજીના સદુપદેશથી અવિદ્યાનો નાશ કરી સત્યસ્વરૂપ પરમાત્માના ઉપાસક બનવા લાગ્યા.

ચોથી યાત્રા—એક વખતે ગુરુજી ધ્યાનમાં બેઠા હતા અને મર્દાના સતાર વગાડતો હતો. તે પછી તેણે સતાર બંધ કરી ગુરુજીના તરફ જોઇ તેમને પ્રાર્થના કરી કે મારું હૃદય કાબાનાં દર્શન કરવાને આતુર છે. કેમકે અમારા મજહબ પ્રમાણે મક્કાની હજ કરી કાબાનાં દર્શન કરનારને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ગુરુજીએ તેની વાત સાંભળી કહ્યું: મારી પણ ત્યાંજ જવાની ઇચ્છા હતી. ચાલો ત્યારે હવે ત્યાં જવાની તૈયારી કરીએ.

તે પછી ગુરુજી, મર્દાના અને બાલુ ત્રણે જણ હજ માટે નીકળી પડયા, રસ્તામાં એમનાબાદ થઇ વજીરાબાદમાં તેમણે મુકામ કર્યો. ત્યાં એક સુંદર ક્ષત્રિય બાળકે આવી ગુરુજીના ચરણમાં માથું નમાવ્યું ગુરુજીએ આશીર્વાદ દઇ તે બાળકને પૂછયું કેઃ ભાઇ તું કોણ છે. ?

બાળકે કહ્યું—હું ક્ષત્રિય બાળક છું મારું નામ તારૂપોપટ છે અને મરણના ભયથી હું આપની પાસે આવ્યો છું.

ગુરુ—હજુ તો તું બાળક છે અને આ નાની વયમાં તને વળી મરણનો શો ભય છે.!

બાળક—ગુરુજી, માગ ઘરમાં એક વખતે મારી માએ દેવતા સળગાવ્યો. તેમાં તેણે સહુથી પહેલાં નાનાં નાનાં ને ઝીણાં લાકડાં સળગાવ્યાં તે બરાબર સળગ્યા પછી મોટાં લાકડાં સળગાવ્યાં તે જોઇ મને ભય થયો કે મરણ પણ નાનાં બાળકોને તો પહેલું નહિ આવતું હોય ! ગુરુ તેની વાત સાંભળી પ્રસન્ન થયા અને તેને સંસ્કારી બાળક જાણી ઉપદેશ આપ્યો.

ગુરુજી ત્યાંથી નીકળી આગળ ગુજરાત શહેરમાં જહાંગીર ફકીરની મુલાકાત લઇ દેરાઇસ્માઇલખાન, દેરા ગાજીખાન થઇ શિકારપુર, લારખાના, હૈદ્રાબાદ ગયા, ત્યાંથી કરાંચી ગયા. તેમના ઉપદેશથી સિંધમાં શીખધર્મ ઘણો ચાલ્યો; હાલ પણ ત્યાં સવારમાં ઘણે સ્થળે ગુરુગ્રંથ સાહેબનું વાંચન થાય છે.

કરાંચીથી નીકળી બલુચિસ્તાનને રસ્તે બિયાબાન વિગેરે શહેરોમાં થઇ સંવત ૧૫૭૫ માં પોતે મક્કા શરીફ જઇ પહોંચ્યા. રાત્રે પોતે મસ્જીદના ચોગાનમાં સુઇ રહ્યા. તેમાં સુતી વખતે ઉંઘમાં ગુરુજીના પગ મસ્જીદની કાબા તરફ થઇ ગયા.

સવારમાં મસ્જીદમાં ઝાડુ કાઢનાર માણસ આવ્યા અને તેણે ગુરુજીના પગ કાબા તરફ જોઇ બૂમ પાડી કેઃ " અરે તું કોણ છે ? ખુદાના ઘર (કાબા) તરફ પગ રાખીને કેમ સુતો છે. ? "

ગુરુજીએ તે સાંભળી કહ્યુંઃ ભાઇ અમે અજાણ્યા મુસાફર છીએ અને થાકયા પાકયા છીએ તેથી આમ સુતા છીએ પણ હવે તમે જે તરફ ખુદાનું ઘર ન હોય તે તરફ મારા પગ જરા ફેરવીને મૂકો.

તે વખતે ઘણાં માણસો પણ ત્યાં ભરાઇ ગયાં હતાં તેમાંના એક ધર્મચુસ્ત મુસલમાનને ગુરુજીના આવા વાકયથી ગુસ્સો ચઢયો અને તેણે તેમના પગ ફેરવીને ચારે તરફ ચકરડી મારી પણ જે તરફ નાનકના પગ ફેરવવામાં આવતા તે તરફ જ તેની સામે કાબાનો પવિત્ર પથ્થર જોવામાં આવતો. આ જોઇ એકઠા થયેલા લોકો ઘણા આશ્ચર્ય પામ્યા.

ગુરુજીએ તે પછી સર્વ દિશાઓમાં અને આખા જગતમાં પ્રભુનો વાસ છે અને સર્વ સ્થળે તેમનું ધામ છે એમ લોકોને જણાવી તેમના મનનું સમાધાન કર્યું. આ વાત આખા મક્કા શહેરમાં વાયુવેગે ફેલાઇ અને તેથી બધા કાજીઓ, મૌલવીઓ અને ઘણા લોકોનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં. તેમાંના કાજી રૂકનુદ્દીન અને મૌલવી અબદુલ રહેમાને ગુરુજીની સાથે વાત કરવા માંડી.

કાજી—'સાંઇ બાવા, આપ કોણ છો?

ગુરુ—'હું માણસ છું.'

કાજી—'માણસ છો એ તો અમે જોઇએ જ છીએ. પણ આપ હિન્દુ છો કે મુસલમાન છો?

ગુરુ—"જો હું હિન્દુ છું એમ કહીશ તો તમે મારે માટે હલકો અભિપ્રાય બાંધશો પણ હું મુસલમાન નથી. આ પંચતત્ત્વોના પૂતળામાં હિન્દુ કે મુસલમાનપણાનું અભિમાન એ કૃત્રિમતા જ છે. કેટલાક યજ્ઞોપવિત-જનોઇ અને શિખા રાખીને પોતાને હિન્દુ કહે છે તો કેટલાક દાઢી રાખી સુન્નત કરાવી પોતાને મુસલમાન કહે છે. બાકી ઇશ્વરે તેવો કાંઇ ભેદ પાડયો નથી."

કાજી—"તમારી એ બધી ફીલસુફી જવા દો, તમે કયી ન્યાતના છો તે કહો."

ગુરુ—"હું ઇશ્વરનો નમ્ર સેવક છું. હિંદુઓ પોતાની જાતને છેતરે છે ત્યારે મુસલમાનો હદપારના ધર્મચુસ્ત છે. તે બેમાંથી હું બચવા માટે ઇશ્વરની પ્રાર્થના કરૂં છું. હિંદુઓ જ્યારે પૂજા કરવા બેસે છે ત્યારે સ્નાન કરી શરીરને સ્વચ્છ કરે છે. આચમની તરભાણું માંજીને ચકચકીત કરે છે અને અંતરમાં તો તે વખતે પણ કામ, ક્રોધ અને લોભ વિગેરે મલીન વાસનાઓ રમી રહેલી હોય છે. મુસલમાનો મોટેથી બાંગ પોકારીને ધારે છે કે અમે જ ખરા આસ્તિક છીએ. અને બાકીના સઘળા નાસ્તિક છે."

કાજી—"ખરી વાત છે, હિંદુઓ અનેક દેવને માને છે અને અમે તો માત્ર એક જ ખુદાના ઉપાસક છીએ.

ગુરુ—"કાજી સાહેબ, તમે ધર્મનું મૂળ તત્ત્વ જ જાણતા નથી, આપણે નમ્ર થતાં શીખવું જોઇએ. આપણું કીડીપા જેવડું મગજ ઇશ્વરની અપરંપાર શક્તિનો પાર પામી શકે તેમ નથી. તમારૂં હૃદય લાંબા કાળથી સખ્ત થયેલું છે. તેનો ભૂકો કરી માટી જેવું નરમ બનાવો કે જેથી તેમાં ખુદાની ખરી ભક્તિરૂપી પુષ્પો ઉગી શકે. પ્રભુનાં બાળકોનું લોહી વ્હેવરાવી તે પરમ કૃપાળુ પરમાત્માને તમે કેવી રીતે પ્રસન્ન કરી શકવાના છો?

કાજી—"અમારા ધર્મમાં તો માત્ર ડુક્કરને જ અડવાની મના છે."

ગુરુ—"તમે ધર્મનું ઊંડું રહસ્ય સમજતા નથી. કપડા ઉપર એક લોહિનું ટીપું પડયું હોય તો તે અપવિત્ર બને છે અને પ્રાર્થના વખતે તે વાપરી શકાતું નથી તો પછી જેઓ બીજાઓનાં રુધિર વ્હેવરાવે છે તેમનાં મન પવિત્ર અને પ્રાર્થના કરવા યોગ્ય કયાંથી હોઇ શકે?

કાજી—"તમે કહો છો કે પ્રાણીઓને મારવામાં પણ પાપ છે, પણ અમારા પવિત્ર ગ્રંથમાં તો લખ્યું છે કે જેઓ નાસ્તિકોને મારશે તેઓ સીધા સ્વર્ગે જશે."

ગુરુ-" શું મહંમદ પેગમ્બરે એમ નથી કહ્યું કે: સૌનો ઇશ્વર એક જ છે અને તેણે જ આ સમગ્ર દુનિયા અને સઘળા પ્રાણીઓ ઉત્પન્ન કર્યા છે! જ્યારે હજરત મહંમદ સાહેબ ધર્મશાસ્ત્રો વિષે બોલ્યા છે ત્યારે તેમણે કોઇ એક જ ધર્મશાસ્ત્ર કહ્યું નથી પણ ધર્મશાસ્ત્રો એમ કહ્યું છે. કોઇ એક જ પેગંબર વિષે કહ્યું નથી પણ પેગમ્બરો વિષે કહ્યું છે. જે ઇશ્વરનાં ધર્મશાસ્ત્રો અને પ્રભુના પેગમ્બરોને માનતો નથી તે નાસ્તિક છે. પણ જેઓ આમાંના એકને પણ અડગ શ્રદ્ધાથી માને છે તેઓ આસ્તિક છે. તમે એવો આક્ષેપ મૂકો છો કે હિન્દુઓ અનેક દેવને માનનાર છે પણ તમે પોતે પણ તેમને માનનારા છો. કારણ કે હિન્દુઓના દેવો તે દિવ્યશક્તિધારક મહાન આત્માઓ છે. જ્યારે તમે તેને ફિરસ્તા તરીકે ઓળખો છો અને હિન્દુઓ દેવ તરીકે માને છે. આમ નામ જુદાં છે પણ વસ્તુ એક જ છે. તમે એક પુરુષરૂપ ઇશ્વરને માનો છો ત્યારે હિન્દુઓ તો તેથી પણ આગળ વધીને કહે છે કે ઇશ્વર સર્વવ્યાપક, અનંત, અજેય છે. એક જ સર્વ-વ્યાપી અને સર્વ દેશીય સત્યરૂપી પાઠમાંથી સઘળા ધર્મો ખણી કાઢવામાં આવેલા છે. માટે જુદા જુદા મહાન્ પેગમ્બરોએ ધર્મસંસ્થાપકોએ જે કાંઇ જણાવ્યું છે. તેમાં વસ્તુતઃ તો એકતા જ છે. સર્વ ધર્મોનાં મૂળતત્ત્વો સમાન જ છે. પણ દેશકાળ પરત્વે અને પ્રચલિત રીત રીવાજોને લીધે તેના બાહ્ય આકાર અને રંગમાંજ માત્ર ભેદ છે.

કાજી અને મોલવી ગુરુજીનાં આ વચનો સાંભળી ઘણા જ પ્રસન્ન થયા.

---




( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૫ મું.

### વિલાયતનો અનુભવ.

પટીમાં જવા માંડયો. પોતે બ્રાહ્મણ હતો અને દેશમાંથી નીકળતી વખતે તેણે નિશ્ચય કર્યો હતો કે ગમે તે થાય તો પણ અભક્ષ્યાભક્ષ ન કરવો, તેમજ સ્ત્રીસંગથી દૂર રહેવું. છતાં પણ કહ્યું છે કે: " જેવી સોબત તેવી અસર, સંગ તેવો રંગ. " એ પ્રમાણે બીજા લોકો કે જે હિંદુ હોવા છતાં પણ અભક્ષ્યાભક્ષ કરતા. યુરોપિયન રીતરીવાજ પ્રમાણે વર્તતા તે લોકોની અસર નવલકિશોર ઉપર થયા વગર રહી નહિ.

ત્યાં રહેતા હિંદુસ્તાનીઓ જો કોઇ નવીન હિંદુ આવતો તો તેના પ્રતિ ભાઇ જેવો સ્નેહ રાખતા. નવલકિશોરને પણ તેવી રીતે ઘણા મિત્રો થયા હતા. તે મિત્રોની સોબતથી તેના વર્તનમાં ફેરફાર થવા લાગ્યો. તેણે પોતનો પહેરવેશ તો બદલ્યોજ હતો. હવે ખાવાપીવામાં પણ પેલા લોકોનું અનુકરણ કરવા માંડયુ. તેમને ત્યાં જતો ત્યારે તેમની સાથે બેસી ટેબલ ઉપર જમવું પડતું. તેમની સાથે હવા ફરવા જતા હોટેલોમાં પણ જવું પડતું. શરમે કોઇ વાતની ના પડાતી નહિ મોહિની તો કોઇ દિવસ સાંભળતી ત્યારે વળી–તેને એકાદ-પત્ર લખી દેતો.

મોહિનીની દશા તો આપણે ગત પ્રકરણોમાં વાંચી એવી થઇ હતી એટલે તે તો કોઇ વખતે તેનો જવાબ લખતી પોતાના પતિને પરદેશમાં ગ્લાનિ થાય કે ઘર તરફની કે પોતાને માટે ચિંતા થાય તેવા કાંઇ પણ સમાચાર લખતી નહિ. પોતાની દુઃખદ સ્થિતિ, ભાઇને ત્યાં રહેવાથી થયેલી નિરાધાર સ્થિતિ કે કાંઇ પણ દુઃખદ સમાચાર નવલકિશોરને લખતી નહિ. નવલકિશોર પણ તેને પત્ર લખતો ત્યારે ભવિષ્યની આશા આપી હાલમાં જે દુઃખ પડે તે ધીરજથી સહન કરી લેવા જણાવતો. આમ શરૂઆતમાં તો મોહિની માટે તેને પ્રેમ કાયમ રહ્યો.

વિલાયતમાં છોકરીઓનાં લગ્ન ઘણી મોટી ઉમ્મરે થાય છે અને તેથી ઘણીવાર ત્રીસ પાંત્રીસ વર્ષે છોકરીઓ લગ્નથી જોડાઇ પતિને ત્યાં જાય છે. સ્ત્રી સ્વાતંત્ર્યનો પવન ત્યાં ઘણો વ્યાપેલો હોવાથી ઘણી છોકરીઓ તો પરણીને પરતંત્ર થવુ તેના કરતા કુવારાં રહી સ્વતંત્રતા ભોગવવાનું ઇચ્છે છે. પુરુષો પણ મોટી ઉમ્મરે જ લગ્ન કરે છે. તેમાં વળી સ્નેહલગ્નનો પ્રચાર વધુ હોવાથી જે સ્ત્રી મોટી ઉમ્મરે પતિને પસંદ કરે અને પુરુષ પોતાને લાયક પત્નીને પસંદ કરે તે બન્ને વચ્ચે લગ્ન થતાં. તેમાં પરણેલાં સ્ત્રી પુરુષો પણ સ્વતંત્રતા ભોગવી શકે એવી છુટ હોવાથી પરણ્યા છતાં પણ સ્ત્રી પોતાના પતિથી સ્વતંત્રતા ભોગવી શકે છે. પુરુષે તેને સ્વતંત્રતા આપવી પડે છે.

અહિંની માફક સ્ત્રીઓએ નાનપણમાં માબાપના કહ્યામાં રહેવું, યુવાનાવસ્થામાં પતિની સેવા કરી પતિની મરજી પ્રમાણે ચાલવું અને વૃદ્ધાવસ્થામાં પણ પુત્રના સાન્નિધ્યમાં રહેવું એવું ત્યાં નહિ હોવાથી ઘણે ભાગે સ્ત્રીઓ છુટથી સ્વતંત્રતા ભોગવે છે. કુંવારી કન્યાએ નાનપણમાંથી જ સ્વતંત્ર એટલે ગમે ત્યાં અને ગમે તેની સાથે હરી ફરી શકે છે. ગમે તેની સાથે મિત્રતા રાખી શકે છે. એ જ પ્રમાણે પરણ્યા પછી પણ સ્ત્રી કોઇ પણ પરપુરુષ સાથે મિત્રતા રાખવામાં દૂષણ સમજતી નથી. કોઇ પણ સ્થળે એકલા હરવા ફરવામાં નિંદાનો ભાર રહેતો નથી. આ પ્રમાણે સ્ત્રીઓની અતિશય સ્વતંત્રતા જોઇ શરૂઆતમાં તો નવલકિશોરને આશ્ચર્ય થયું.

પરણેલી સ્ત્રીઓએ જીવતાં સુધી પતિસેવા કરતાં પતિના ઘરમાંજ રહેવું જોઇએ, અને પતિ મરી ગયા પછી પણ પતિનાજ ઘરને પોતાનું ઘર માની ત્યાં રહી ઇશ્વરભજન અને પતિના ગુણગાન ગાવામાં પોતાની જીંદગી પુરી કરવી અને કોઇ પણ પરપુરુષ સાથે મૈત્રી તો શું પણ તેની સાથે વાત કરવાનો પણ જે પ્રતિબંધ આપણાં શાસ્ત્રોમાં છે તેવો કોઇ જાતનો પ્રતિબંધ યુરોપમાં નથી. આપણે તો સ્ત્રી અને પુરુષનું લગ્ન થયું એટલે ધાર્મિક રીત પ્રમાણે સ્ત્રી એ પુરુષનું અને પુરુષ એ સ્ત્રીનું અર્ધું અંગ ગણાય છે. અને જેમ એક શરીરના બે ભાગ પડી શકતા નથી તેમ પરણ્યા પછી સ્ત્રી પુરુષો જીવતાં સુધી કોઇ પણ રીતે જુદાં પડી શકતાં નથી અને જો કોઇ સ્ત્રી પતિના મરણ પછી પણ ફરી અન્ય પુરુષ સાથે લગ્ન કરે તો તે પણ ધર્મથી વિરુદ્ધ ગણાય છે, તેવું ત્યાં કાંઇ નથી. ત્યાં તો સ્ત્રી અને પુરુષ બંને પોતપોતાને ફાવે ત્યાં સુધી ભેગાં રહી શકે. અને ન ફાવે તો તરત જ છૂટા છેડાને માટે કોર્ટમાં દાવો લાવી કોર્ટનો હુકમ મેળવી છુટાં થઇ શકે છે.

આપણે ત્યાં જેમ દીવાની અને ફોજદારી કોર્ટોમાં દરરોજના સેંકડો દાવા અને ફરીયાદો થયાં કરે છે તેવી રીતે ત્યાં છુટા છેડાને માટે પણ સેંકડો દાવા નંધાતા જાય છે અને તેના ચુકાદા હમેશાં અપાતા જાય છે. આજે જે સ્ત્રી પુરુષને અત્યંત સ્નેહરાગ, એક બીજાથી જરાપણ છુટાં ન પડે તેવાં આપણે જોઇએ, તેજ સ્ત્રી પુરુષ મહિના બે મહિના પછી કોર્ટમાં છુટા છેડા કરવા માટે આવી ખડાં થાય છે. આવા પ્રસંગો દર-રોજ બને છે. પુરુષને સ્ત્રી સાથે ન બન્યું તો પુરુષ અને સ્ત્રીને પુરુષ સાથે કાંઇ વાંકું પડ્યું તો સ્ત્રી છુટા છેડા કરવાની ફરીયાદ કરી તેની સાથે જુદી થઇ જાય છે આ બધું જોયું ત્યારે નવલકિશોરને અહિંના સ્ત્રીપુરુષોના પવિત્ર સંબંધ માટે ઘણું માન ઉપજ્યું.

આજકાલ આપણા દેશમાં પણ કેટલાક મનુષ્યો તે લોકોના દેખાદેખી યુરોપીયન સ્ટાઇલમાં રહેતાં શીખ્યા છે અને તેમની સ્ત્રીઓની સ્વતંત્રતા પ્રમાણે આપણા દેશની સ્ત્રીઓને સ્વતંત્રતા અપાવવા મથી રહ્યા છે. પણ ત્યાંની સ્ત્રીઓની સ્વતંત્રતા કેટલી હદે નિરંકુશ છે તેનો ખ્યાલ નવલકિશોરને આવવા લાગ્યો.

ત્યાં પુરુષોની વસ્તી ઓછી અને સ્ત્રીઓની વસ્તી વધુ હોવાથી ઘણી સ્ત્રીઓને પોતાને લાયક વર ન મળવાથી કુંવારાં રહેવું પડે છે. વળી વલ્લવેલી અને સ્ત્રી એ બંને બરોબર છે એવું આપણા કવિયોએ કહ્યું છે તે ખોટું નથી. સ્ત્રીઓને જેવા માણસોની વધુ સોબત હોય છે તેના ઉપર પ્રેમ રાખતાં તેને વાર લાગતી નથી. આ એક સ્ત્રીઓનો સ્વાભાવિક ગુણ છે આપણી સ્ત્રીઓમાંજ તેવો ગુણ છે એમ નહિ પણ દરેક સ્ત્રીનામાં તેવો ગુણ હોય છે જેમ વેલી નજીકના વૃક્ષને વળગી વીંટાઇ તેના ઉપર ચઢી જાય છે તેમ સ્ત્રીઓ પણ જે પુરુષોની સાથે પોતાનો વધુ પરીચય હોય છે તેમની સાથે સ્નેહ સંબંધ બાંધતાં વાર લગાડતી નથી. માટે જ આપણા શાસ્ત્રકારોએ સ્ત્રીઓને આજ્ઞા કરી છે કે પોતાના પતિની જ સેવા કરવી, પતિનો જ વધુ સંગ કરવો અને પતિ ઉપર જ અત્યંત પ્રીતિ રાખવી અને કોઇ પણ પરપુરુષ સાથે કોઇ પણ સ્ત્રીએ પ્રસંગમાં આવવું નહિ. તેની સોબત કે મિત્રતા કરવી નહિ, તેની સાથે વધુ પ્રસંગ રાખવો નહિ, તેની સાથે વાત-ચિત પણ ન કરવી અને કોઇ પણ પરપુરુષ એકલો હોય તો તેના ઘરમાં પણ કોઇ પણ સતી સ્ત્રીએ ન જવું. કદાચ કોઇ પણ પોતાના પતિના સંબંધી કે પોતાના

પીયેરમાં મળ્યા અન્ય પુરુષ સાથે પોતાના પતિની ગેરહાજરીમાં વાત કરવાનો પ્રસંગ આવે તો નીચા મુખે વાત કરવી અને તે પણ ખપ પુરતી જ. આ શાસ્ત્ર વાક્યો કાંઇ ખોટાં નથી તેજ સતીના સતિત્વને બચાવનાર મજબૂત કિલ્લો છે આવું કશું યુરોપમાં ન હોવાથી સ્ત્રીઓ ગમે તે પરપુરુષ સાથે વાત કરતાં, મિત્રતા કરતાં, ભોજન કરતાં તેને ઘેર જતાં આવતાં અચકાતી નથી.

આવા પ્રસંગો કુંવારી સ્ત્રીઓને ઘણા બને છે અને તેમાં જેની સાથે સ્નેહ બંધાઇ જાય છે, તેની સાથે તે લગ્ન કરે છે તેમાં નાતજાત કે કુળ કાંઇ જોવાતું નથી. ગમે તે સ્ત્રી ગમે તે પુરુષ સાથે જો સ્નેહસંબંધ થયો તો પોતાનાં માબાપની પણ પરવાનગી ની જરુર વગર લગ્ન કરી બેસે છે. આવો પ્રચલિત રીવાજ હોવાથી કુંવારી કન્યાઓ ગમે તે લાયક પુરુષ સાથે મિત્રતા બાંધતાં અચકાતી નથી.

નવલકિશોરનું વય નાનું હતું, ભરજુવાની હતી. શરીરનો બાંધો ઘાટીલો અને મજબૂત હતો. ચ્હેરો ગોરો અને કાંઇક ગુલાબી હતો અંગ્રેજી તો સારી રીતે ભણી ગણી જાણતો, વિનય, વિવેક, પ્રેમ, નમ્રતા આદિ ઘણા ગુણ તેનામાં હતા તેથી તેનાપ્રતિ સ્વાભાવિક રીતે કેટલાક પુરુષો તેમજ કેટલીક સ્ત્રીઓ પણ સ્નેહભાવથી આકર્ષાતી જેમ જેમ દિવસો જવા માંડયા તેમ તેમ તેને અંગ્રેજી સ્ત્રી પુરુષોની સાથે મિત્રતા વધવા માંડી ઘણા તો તેને આગ્રહ કરી પોતાને ત્યાં પરોણા તરીકે બોલાવતા, જમવા બોલાવતા. આ સંબંધ નિ:સ્વાર્થ હતો. ઘણા તેને અનેક પ્રસંગે મદદ પણ કરતા.

વર્ષેક દિવસ વિલાયતમાં થયો હશે તે વખતે તેને ત્યાંના મી વ્હાઇટ સાહેબ સાથે વધુ પરિચય થયો. તેને ત્યાં તે ઘણી વખત આવતો જતો. વ્હાઇટ સાહેબની સ્ત્રી મીસીસ વ્હાઇટ પણ નવલકિશોરપ્રતિ મમતા રાખતી તેના ઘરનાં છોકરાં પણ તેને ચ્હાતાં અને નવલકિશોરની પણ તેમના પ્રતિ મમતા થવા લાગી. મી વ્હાઇટ તેને ઘણે પ્રસંગે દ્રવ્યાદિની પણ મદદ કરતા. તે પહેલાં હિંદમાં એક્સાઇઝ ખાતામાં નોકરી કરવા માટે આવી ગયેલા હતા અને તે પછી વાનપ્રસ્થ થઇ પેન્શન લઇ હાલ વિલાયત રહેતા હતા. તેથી હિંદુઓપ્રતિ તેને ઘણી ચાહના રહેતી તેમાં નવલકિશોરનો સ્વભાવ કાંઇક સુશીલ, નમ્ર, વિનયી, તેમજ પ્રેમાળ હોવાથી તેના પ્રતિ તેમનો કાંઇક વધુ પક્ષપાત થયો.

એક દિવસે એક હિંદુ ગૃહસ્થને ત્યાં પાર્ટી હતી. તેમાં નવલકિશોરને પણ તેના મિત્રો સાથે આમંત્રણ હતું તેમ મી વ્હાઇટ સાહેબને પણ આમંત્રણ હતું તેથી ત્યાં નવલકિશોર અને મી. વ્હાઇટને ઓળખાણ થયું તે વખતે નવલનો સ્વભાવ પ્રેમાળ જણાતાં મી. વ્હાઇટે તેને કહેલું કે આપણે ત્યાં પણ કોઇ વખતે આવતા જતે આ પછી નવલ તેને ત્યાં એક બે વખતે ગયો અને તે પછી વધુ પરિચય થતાં હવે તો તેને બીજે ત્રીજે દિવસે ત્યાં ગયા વગર ચેન પડતુ નહિ.

મી. વ્હાઇટ સાહેબને ત્રણ છોકરીઓનો વસ્તાર હતો. ત્રણેક છોકરી હજુ નાની હતી તેનાથી એક મોટી હતી. તેની ઉમ્મર પચીસેક વર્ષની હતી છતાં તે કુંવારી જ હતી. તેનું નામ વ્હાઇટ સાહેબે મીસ રૅન્ડા પાડયુ હતુ, તે છોકરી જાતે યુરોપીયન એટલે ગોરી હોય તેમાં નવાઇ નહિ પણ ચ્હેરો, સુંદર ગોળમ્હોં, દાડમની કળીઓ જેવા દાંત આંખો મા કાંઇક પ્રેમાળપણું હતું, તે છોકરી ઘણી સ્નેહાળ હતી. નવલકિશોર પોતાને ત્યાં વારવાર આવતા જવાથી તે તેના ઉપર અત્યંત સ્નેહ રાખતી ઘણીવાર તે નવલને મુકામે

પણ જતી. ઘણીવાર નવલને કહેતી કે આજે તો આપણે બંને સાથે ફરવા જઈશું, અને તેથી ઘણી વખતે તે બંને જણા સાથે ફરવા જતાં, જેમ જેમ સબંધ વધતો ગયો તેમ તેમ એક બીજામાં સ્નેહ જામતો ગયો. ને ત્યાં સુધી કે નવલને દીઠા વગર તેની સાથે કલાક બે કલાક વાતો કર્યા વગર મીસ ઈન્ડાને ચેન પડતું નહિ. નવલનું મન પણ તેને મળવા ઇચ્છતું,

આપણે ત્યાં કોઈપણ પરિચીત ગૃહસ્થ કે મિત્રને ત્યાં જવા આવવાનો સંબંધ હોય તો આપણે તેની સાથે ગમે તો ભાઈનો અને મોટી ઉમ્મરનો તે ગૃહસ્થ હોય તો કાકાનો સંબંધ હોય છે. તેઓ પણ અન્ય પરીચિત ગૃહસ્થ સાથે ભાઈ કે બેનનો સંબંધ રાખે છે. નવલકિશોર પણ મી. બ્રાઇટને ત્યાં જતો અને તેની સાથે પોતાના કાકા જેટલું હેત રાખતો. મીસ. ઈન્ડાને તે બેન ગણતો. તે પોતાને અતિશય ચ્હાતી તેથી નવલનો પ્રેમ પણ તેનાપ્રતિ એક બેન જેટલો હતો. શરૂઆતમાં મીસ ઈન્ડા પણ નવલપ્રતિ ભાઈ તરીકે જ સંબંધ રાખતી. પણ જેમ જેમ સંબંધ વધતો ગયો તેમ તેમ તેની સાથે ફરવા માંડી. ત્યાંનો રિવાજ જ હતો કે જેની સાથે જે સ્ત્રીનો અતિશય સ્નેહ બંધાય તેના પ્રતિ તેનું મન હરે. તે પ્રમાણે મીસ. ઈન્ડાનો પણ નવલ સાથે અતિશય સંબંધ થતાં તેની મતી ફરી, તે નવલને ભાઈ તરીકે નહિ પણ પોતાના સાથી તરીકે ગણવા લાગી કોઈ કોઈવાર તો તે નવલ સાથે અતિશય છુટ લેતી, પણ નવલના મનમાં તો તે તેને બેન ગણતો હોવાથી કોઈપણ જાતનો ખરાબ ભાવ હતો જ નહિ.

એક વખતે સાંજના સાતેક વાગે મીસ. ઈન્ડા નવલકિશોરને ત્યાં આવી. આ પ્રમાણે ગમે તે વખતે એકલાં હરવા ફરવામાં સ્ત્રીઓની સ્વતંત્રતા ગણાતી અને તેમાં કોઈ વચ્ચે આવી શકતું નહિ. નવલકિશોર આ વખતે પોતાની પરિક્ષાના દિવસો હોવાથી આરામ ખુરશી ઉપર પડયો પડયો વાંચતો હતો, તેનું વાંચવામાં જ મન પરોવાયલું હતું, તેથી બીજા કશાનું તેને ભાન નહોતું. મીસ. ઈન્ડાએ મેડે ચડી બોલાવ્યાચાલ્યા વગર તેની ખુરશી પાછળ ખુરશીના બે ટેકા ઝાલી ઉભી રહી, તેની ખુરશીની સામે જ એક નાનું સરખું કાચના આયનાનું કબાટ હતું, દીવો ઝગઝગાટ બળતો હતો તેથી નવલની છાયા આયનામાં જણાતી હતી, બરોબર તેની સાથે જ પોતાનું પ્રતિબિંબ પણ આયનામાં પડેલું જોયું. આ જોઈ મીસ. ઈન્ડાનું મન વધુ આકર્ષાયું, તે નવલનો ચ્હેરો આયનામા જોવામાં જ તલ્લીન બની ગઈ, અને નવલકિશોર તો વાંચવામાં તલ્લીન હતો જ એટલે તેને ખબર નહોતી કે પાછળ કોણ ઉભુ છે.

મીસ. ઈન્ડા હવે વધુવાર ધીરજ રાખી શકી નહીં, તેનો સ્નેહ ઉભરી આવ્યો. નવલને પતિ બનાવી તેની સાથે લગ્ન કરી સંસારનો લ્હાવો લેવનું તેને મન થઈ આવ્યું. નવલનું સ્વરૂપ સૌંદર્ય તેને વધુ મોહક અને વધુ આકર્ષક જણાયું તેના આગળ તેને અસમલા યુગલજીવનોના ચ્હેરા પણ નિસ્તેજ લાગવા માંડયા. કહ્યું છે કેઃ પ્રેમ આંધળો છે. ' એ ખોટું નથી. સ્ત્રીનો પુરૂષપ્રતિ અને પુરૂષનો સ્ત્રીપ્રતિનો યથાર્થ પ્રેમ બંધાયો, તો પછી તે નથી જોતો જાત કે નથી જોતો ભાત, નથી જોતો રૂપ કે નથી જોતો રંગ, નથી જોતો કુળ કે નથી જોતો મૂળ, નથી જોતો ગુણ કે નથી જોતો અવગુણ તેને પછી કંઈ ભાન રહેતું જ નથી. પ્રેમ આંધળો છે. પ્રેમ થતાં કાંઈ વસ્તુનું ભાન રહેતું નથી.

તેવું મીસ. રૅન્ડાને પણ થઈ ગયું પોતે યુરોપિયન છોકરી થઈ એક હિંદુ-કાળા પુરુષ સાથે મિત્રના તો શું પણ સ્નેહ જોડી લગ્નથી જોડાવા તે તૈયાર થઈ ગઈ

થોડીવાર તો તે અચકાઈ, મુખથી શું બોલવું શી રીતે નવલના આગળ આ વાત કરવી તેને માટે ગુંચાવા લાગી પણ આ ગુંચવારો વધુ વાર ટક્યો નહિ સ્નેહ તો હતોજ, પરિચય પણ વધીજ ગયો હતો નવલ પણ તેના પ્રતિ સ્નેહ અત્યંત-સ્નેહ રા ખતો તેની પણ તેને ખબર જ હતી. તે ન્હોતી જાણતી કે નવલકિશોરનો પોતાના પ્રતિનો સ્નેહ તે એક બેનપ્રતિ ભાઈનો જેવો સ્નેહ હોય તેવો છે તે તો જાણતી કે હું જેવો તેમની સાથે સ્નેહ રાખું છું મારૂં મન જેવી રીતે તેની સાથે લગ્ન કરી ન્હેવા ન્હેના તેની પત્ની થવાનું છે તેવું તેને પણ થતું હશે આવી તેનો સંકોચ જતો રહ્યો તેણે તરત જ બે હાથ પ્હોળા કરી નવલકિશોરની બે આંખો આગળ ધરી આંખો દબાવી

નવલકિશોરે તક્તામાં જોતા ર્‌હેતાં જ આંખો મીંચાઈ ગઈ, વાંચવાનું લક્ષ તુટી ગયું અમલના વાંચનમાં વિક્ષેપ પડ્યો વિચારો અંતરના ઉંડાણમાં, ઉતરેલા તે વિખેરાઈ ગયા તેણે તરતજ ચોપડી ખોળામાં મૂકી બે હાથે આંખ દબાવનારના હાથ પકડવા માંડ્યા તેણે હાથ ફેરવતાં આંખો દબાવનારના હાથ કોમળ જણાયા, વળી તે હાથમાં એકજ બંગડી જણાઈ જેથી જાણી ગયો કે આ આંખ દબાવનાર કોઈ સ્ત્રી છે તેણે કહ્યું. "અરે કોણ છે! મારી આંખો ઉપરથી કૃપા કરી હાથ લઈ લ્યો" પણ કાંઈ જવાબ ન મળ્યો હાથેહાથ અડવાથી અરે, સ્ત્રીના હાથનો પોતાના હાથે સ્પર્શ થતાં વીજળીના ઝબકારા જેવો ઝણઝણાટ તેના શરીરમાં થયો સભ્યતાની ખાતર તેના હાથ તેનાથી તરછોડી ન શકાયા અને મીસ રૅન્ડા તો સ્નેહના આવેશમાં ગમ્મતની ખાતર મૂગી રહી અપૂર્ણ.

---

# श्री चरकसंहिता—चिकित्सास्थान

## प्रमेह चिकित्सितम–પ્રમેહ ચિકિત્સા

એ પછી પ્રમેહ ચિકિત્સિત નામના અધ્યાયનું વ્યાખ્યાન કરીએ છીએ એવું ભગવાન્ આત્રેયજીએ કહ્યું.

નિર્મોહ, અભિમાન રહિત, દ્વેષ વર્જીત સંપૂર્ણ આશાઓથી રહિત મહાજ્ઞાની તથા મહાતપસ્વી ભગવાન્ આત્રેયજીએ સમય મળતાં અગ્નિવેશને પ્રમેહના હેતુ લક્ષણ તથા યત્ન કહ્યાં ૧

સુખપૂર્વક બહુ જ બેસી રહેવું, સુખપૂર્વક બહુજ સુવું, દહીં, ગામોમાં રહેનારાં, જળમાં રહેનારાં તથા અનુપદેશમાં રહેનારા જીવોના માંસનો રસ, દૂધ, નવું અન્ન તાજો મદ્ય વિગેરે પીવાની વસ્તુ, ગોળના બનેલા પદાર્થો, અને કફકારક સંપૂર્ણ વસ્તુ એ સર્વ પ્રમેહનાં નિદાન છે ૨

ઉપરનાં કારણોથી દૂષિત થયેલો કફ, મેદ માંસ, તથા શરીરનો ક્લેદ-( રસ ) ને દૂષિત કરીને બસ્તિમાં લઈ જઈને પ્રમેહોને ઉત્પન્ન કરે છે એ જ પ્રકારે ગરમ વસ્તુઓથી પિત્ત ઉપર જણાવેલી મેદાદિ ધાતુઓને દૂષિત કરીને પ્રમેહને ઉત્પન્ન કરે છે ૩

અને કફ તથા પિત્તના ક્ષીણ થયા પછી કોપીન થયેલો વાયુ મેદા વિગેરે ધાતુઓને બસ્તિમાં ગ્રઈ જઇને પ્રમેહોને ઉત્પન્ન કરે છે. વાતાદિ દોષ બસ્તિમાં જઈ મૂત્રને દૂષિત કરીને પોતપોતાના પ્રમેહોને ઉત્પન્ન કરે છે.

કફથી દસ પ્રકારના પ્રમેહ ઉત્પન્ન થાય છે. તે દશે પ્રમેહ ચિકિત્સાના સમ થવાને લીધે સાધ્ય થાય છે. પિત્તથી ૭ પ્રકારના પ્રમેહ ઉત્પન્ન થાય છે. તે ૭એ પ્રમેહ ચિકિત્સાના વિષમ થવાથી યાપ્ય ( જે રોગ ચિકિત્સા કરવાથી રોકાઇ જાય પણ નિર્મૂળ ન થાય તે યાપ્ય કહેવાય છે. ) હોય છે અને વાયુથી ચાર પ્રકારના પ્રમેહ ઉત્પન્ન થાય છે. તે ચારે પ્રમેહ મહાત્યાયં ( મહા દોષવાળા ) હોવાથી અસાધ્ય ગણાય છે. ૫

કફ, પિત્ત તથા વાયુ એ ત્રણે પ્રમેહો દોષ ( દૂષિત કરનારા ) કહેવાય છે. અને મેદ, રૂધિર, વીર્ય, જળ, ચરબી, લસીકા, મજ્જારસ, ઓજ, તથા માંસ એ દૂષ્ય (દૂષિત થનારા) કહેવાય છે. તેનાથી વીસ પ્રકારના પ્રમેહ ઉત્પન્ન થાય છે. ૬

જે પ્રમેહમાં પાણીની માફક ધણોજ નિર્મળ પેશાબ આવે છે, જે પ્રમેહમાં શેરડીના રસની માફક પેશાબ આવે છે, જે પ્રમેહમાં બહુજ જાડું મૂત્ર આવે છે, જે પ્રમેહમાં એવો પેશાબ આવતો હોય, જેનો પેશાબ વાસણમાં ભરી રાખવાથી ઉપર નિર્મળ તથા નીચે ડોળો હોય, જે પ્રમેહમાં વીર્ય જતું હોય, જે પ્રમેહમાં વીર્યસાથે મૂત્ર આવતું હોય, જે પ્રમેહમાં શીતલ મુત્ર આવતુ હોય, જે પ્રમેહમા થોડુ થોડુ મૂત્ર આવતુ હોય, જે પ્રમેહમાં લાળની માફક મૂત્ર આવતું હોય, અને જે પ્રમેહમાં રેતીના જેવા કણોવાળુ મૂત્ર આવતું હોય. ૭

એ દશે પ્રમેહ કફજ જાણવા જોઇએ.

જે જે પ્રમેહમાં ક્ષારના જેવું કાળારંગનુ, લીલારંગનું, હળદળ જેવું. પીળા રંગનું, મજીઠના ઉકાળા જેવા રંગવાળુ અથવા લાલ રંગનું મૂત્ર આવતું હોય તે ૭ પ્રમેહ પિત્તજ જાણવા જોઇએ. ૮

વાયુથી થયેલા પ્રમેહમાં મજ્જાવાળુ ઓજવાળુ, ચરબીવાળુ, તથા લસીકા ( ધાતુ સહિત-) વાળુ એમ દશેયા વિરુદ્ધ ચાર પ્રકારનું મૂત્ર આવે છે. કેમકે વાયુથી અન્ય સર્વ ધાતુ પ્રથમથી જ ખેંચાઇને સુકાઇ જાય છે. ૯

તમામ પ્રમેહોમાં પોતપોતાના દોષો અનુસાર, વર્ણ, રસ; ગન્ધ, તથા સ્પર્શ હોય છે. વાતજ અસાધ્ય પ્રમેહ, કપિલ, તથા, રક્તવર્ણ, ઘળવાળા અને મજ્જા આદિ ધાતુઓના ૭ ગુણોવાળા થાય છે. ૧૦

પરસેવો, શરીરમાં દુર્ગંધ. અંગોનું શિથિલ થવું: સુવામાં, બેસવામાં તથા ઉઠવાથી થતું સુખ થવું, હૃદય, નેત્ર, જીભ તથા કાન ચીકણા થવા, અંગો કઠોર થવા, વાળ તથા નખ વધવા; ૧૧ ટાઢી વસ્તુઓ સારી લાગવી, કંઠ તથા તાળવું સુકાવું. મુખ મધુર થવું, હાથ તથા પગમાં દાહ જણાવો, અને મત્રમાં કીડી ચડવી એ પ્રમેહનાં પૂર્વરૂપ છે. ૧૨

પ્રમેહી પુરૂષ બે પ્રકારના થાય છે, કેટલાક સ્થૂલ તેમ બળવાન હોય છે, કેટલાક કૃશ અને દુર્બળ હોય છે તેમાંથી જે પ્રમેહવાળો પુરુષ કૃશ હોય તેને માટે બૃંહણ (ધાતુઓને વધારવી ) અને જે બળવાન પ્રમેહી વધુ દોષવાળા હોય તેમને માટે સંશોધન હિતાર થાય છે, ૧૩

પ્રમેહવાળાને સ્નેહન કરાવી કલ્પસ્થાનમાં કહેલા અનેક પ્રકારના યોગ પ્રમેહને શુદ્ધ કરવાને માટે સેવન કરાવવા જોઇએ, પછી વમન તથા વિરેચનદ્વારા મળના શુદ્ધ થયા પછી સંપૂર્ણ પ્રમેહોમાં સંતર્પણ ( દ્રાક્ષાદિ ફળોનો બનાવેલો રસ ) આપવુ જોઇએ, ૧૪

પ્રમેહરોગવાળાને સંતર્પણનું સેવન ન કરાવવાથી ગુલ્મ, ક્ષય, લિંગ તથા બસ્તિસ્થાનમાં પીડા અને મૂત્રનું રોકાવું એ રોગ થાય છે, એથી અગ્નિના બળને જોઇ પ્રમેહીને સંતર્પણનું સેવન કરાવવું જોઇએ. ૧૫

જે પ્રમેહી પુરુષ સંશોધનને યોગ્ય ન હોય તેની સંશમન ચિકિત્સા કરવી જોઇએ મંથ ( ઘોળેલો પાતસાથવો ) કાઢો, જવના, આટાનો અવલેહ, અને હલકા ખાવાના પદાર્થો પ્રમેહને શાંત કરવાને માટે પ્રમેહીને સેવન કરાવવા જોઇએ. ૧૬

× × × પ્રમેહી પુરુષે જવનો રૂક્ષ ભાત વાટ્ય ખાવાં તથા મદ સાથે સાથવો ખાવો અને અપૂપ ( ખાવા યોગ્ય ) ખાવું. ૧૭

અથવા મગનું ઓસામણ અથવા તીખાં શાકની સાથે જમાલગોટાનું મૂળ, શુંઠી, એળસી તથા સરસવના તેલવાળા જુના સાઠી ચોખાનો ભાત ખાવો. ૧૮

પ્રમેહમાં સાઠીના ચોખા ( સાંમો ) તથા તૃણધાન્ય હિતકર થાય છે, પ્રમેહી પુરુષે ઘણે ભાગે જવનુંજ ખાવાનું ખાવુ અને કફપ્રમેહી પુરુષે વિશેષ કરીને જવનું અનેક પ્રકારનું ખાવાનું બનાવી મદ સાથે ખાવુ. ૧૯

રાત્રીએ ત્રિફલાના રસમાં પલાળેલા જવનું સંતર્પણ ( દ્રાક્ષઆદિ ફળોનો રસ ) બનાવીને તેમાં મદ તથા શીધુ ( મદની જાત ) મેળવી પ્રમેહી પુરૂષે પ્રમેહને નષ્ટ કરવાને માટે પીવું. ૨૦

કફજ પ્રમેહમાં જે ઉકાળો કહ્યો છે તેમાં પલાળેલા જવનો સાથવો ગોળ સાથે અપૂપ ( ખાવાનો પદાર્થ ) ધાણા તથા અનેક પ્રકારના અન્ય જમવાના પદાર્થો બનાવી ખાવા. ૨૧

ગધેડાને અને ઘોડાને ઘઉં તથા બળદને બહુ જ જવ ખવરાવીને પછી તેની લાદ અને છાણમાંથી તે ઘઉં અને જવ આખા નીકળે તેને લઇ ધોઇને પછી તેના અનેક પ્રકારે જમવાના પદાર્થો બનાવી અથવા વેણુજવો અને જવની વિધિ પ્રમાણે ઘઉંના અનેક પ્રકારના જમવાના પદાર્થો બનાવી પ્રમેહી પુરૂષે ખાવા. ૨૨

વખતસર સંશોધન, ધમન તથા ઉપવાસ કરાવવાથી કફ પ્રમેહોનો નાશ થાય છે, અને વિરેચન, સતર્પણ તથા સંશમન વિધિદ્વારા પિત્તજ પ્રમેહોનો નાશ થાય છે. ૨૩

## ઘરગથ્થુ હુન્નર ઉદ્યોગો.

કેટલાંક વિદ્વાનો ધારે છે કે ધર્મના અને સાહિત્યના શિક્ષણની સાથે સાથે એકાદ હુન્નર પણ શીખવાની જરૂર છે. દરેક છોકરા કે છોકરીએ પોતાનાજ અનુભવથી એકાદ કળા કે હુન્નર શીખી લેવું જોઇએ. આથી વિદ્યાર્થી તો પોતાનો નિર્વાહ પોતે જ કરી શકે રાષ્ટ્રીય શાળાઓમાં પણ નીચેના વિષયો દાખલ થઇ શકે જેથી તેમની યાદી આપવી યોગ્ય ધારી છે:—

(૧) હાથપગનાં મોજાં તથા ફ્રાક બનાવવાં. યંત્રની મદદથી કે ગુંથીને પણ થઇ શકે છે. (૨) જુદા જુદા પ્રકારના હાથના રૂમાલ જંથાબંધ તૈયાર કરી શકાય. (૩) વડી પાપડ જેવી ખાવાની ચીજો તૈયાર કરાય. (૪) નેકટાઇ અને કોલર થઇ શકે (૫) કાગળ ચીંથરાં તથા માટીનાં રમકડાં. (૬) સુતર રંગવાનું. (૭) કપડાંના બટન. (૮) કાગળ અને પૂંઠાની પેટીઓ, (૯) કિનારી ભરવાનું, હાથથી કે સાંચાથી (૧૦) ખાંડનાં રમકડાં, જામ વિગેરે. (૧૧) બીડી તથા સીગારેટ (૧૨) ઈંટો તથા નળીયાં પાડવાનું કામ. (૧૩) કાગળ તથા રેશમના પંખા. (૧૪) કાગળ અને ચીંથરાનાં ફુલ (૧૫) લોઢા, પિત્તળ કે કાંસાના તારની ઘરમાં વાપરવા લાયક કેટલીક ચીજો બની શકે. જેમકે શીંકાં, ચારણી, વગેરે. (૧૬) બ્લોક કે બીબાં છાપવા માટે બનાવવાં. (૧૭) કાપડ છાપવું. (૧૮) પાંઉ, બિસ્કુટ વગેરે ખાવાની ચીજો બનાવવી. (૧૯) રેશમના કીડા ઉછેરવા. (૨૦) દોરડાં વણવાં. (૨૧) કાથીના કામ. (૨૨) કાગળના વાવટા બનાવવા. (૨૩) સાદડીઓ અને સેતરંજીઓ ગુંથવી (૨૪) નેતર ભરવું. (૨૫) વાંસનું કામ (૨૬) ફરનીચર બનાવવું. (૨૭) લાકડા કે ધાતુ ઉપર કોતરકામ (૨૮) કેળના રેસા કહાડવા (૨૯) બંગડીઓ બનાવવી (૩૦) શાળથી વણવું (૩૧) રેંટીઆ ઉપર કાંતવું (૩૨) કાચની ચીજો બનાવવી (૩૩) કાચના, મોતીના પડદા અને તોરણ (૩૪) પીંછીઓ બનાવવી. (૩૫) માટીનાં વાસણ બનાવવાં. (૩૬) ચામડાની વસ્તુઓ (૩૭) લોઢાની વસ્તુઓ—ચપ્પુ વગેરે. (૩૮) બુટને પોલીસ (૩૯) કેટલીક પેટંટ દવાઓ (૪૦) લાકડાં ઉપર વારનીશ (૪૧) નહાવા ધોવાનો સાબુ (૪૨) ટાંકણી ખોસવાની ગાદી (૪૩) કરકરો કાગળ (૪૪) કાગળના ખપટા (૪૫) પર બાંધવાં (૪૬) નામનાં પાટીયાં ચીતરવાં (૪૭) જિલ્દ દેવી (૪૮) ચિત્રો કહાડવાં (૪૯) કોથળીઓ ગુંથવી સાંધવું તથા શીવવું (૫૧) સ્ટીલો બનાવવી. [૫૨] ચોટલા ગુંથવા. વાળ ઓળવા. ( ૫૩ ) ચીતારાનું તથા બીબાં ગોઠવવાનું કામ શીખવું. ( ૫૪ ) પુસ્તક બાંધવાં. ( ૫૫ ) છીપનાં બટન બનાવવાં. ( ૫૬ ) ધાતુના સિક્કા છાપવાના બનાવવા. ( ૫૭ ) ઘડીયાળ દુરસ્ત કરતાં શીખવું. ( ૫૮ ) મોટર ચલાવતાં શીખવું તથા રીપેર કરવી. ( ૫૯ ) સીસા ઉપર કોતરવું. ( ૬૦ યંત્રો ગોઠવતાં શીખવાં. ( ૬૧ ) ઘરમાં શીળવું, ચિત્રો કાઢી શણગારવું. ( ૬૨ ) પત્થર કોતરવા ( ૬૩ ) કાગળ ઉપર ચિત્રો. ( ૬૪ ) કોર ભરવી અથવા ભરત ભરવું. ( ૬૫ ) માળા જુદા જુદા બનાવવા.

Registered No. B 1082

મનુષ્ય માત્રનું જીવન ઉચ્ચ શાથી બને? અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી

તેને માટે

# અધ્યાત્મજ્ઞાન પ્રસારક ગ્રંથમાળા

ના અત્યારેજ ગ્રાહક થશો આ સંસ્થા તરફથી અધ્યાત્મજ્ઞાનનો ફેલાવો થાય, મનુષ્યો સદ્વિચારશીલ અને ઉચ્ચ ચારિત્ર્યશીલ બને તેવા ગ્રંથો નિયમિત પ્રગટ થશે. મહાપુરુષોનાં જીવન ચરીત્રો, વેદો અને ઉપનિષદોના ગ્રંથો, પુરાણોની બોધક વાર્તાઓ, મહાભારત અને ભાગવતના જ્ઞાનમય ગ્રંથો અન્ય ભાષામાંથી, અધ્યાત્મજ્ઞાનથી ભરપુર પુસ્તકો બાળકોને ઉપયોગી સાહિત્ય, સ્ત્રીઓના મનનીય ગ્રંથો આ સંસ્થા પ્રગટ કરી તે સસ્તી કીંમતે ગ્રાહકોને આપશે.

આ ગ્રંથમાળાના ગ્રાહક થનારને દરેક પુસ્તક અર્ધી કિંમતે મળશે.

તેના ગ્રાહક થવા માટે પ્રવેશ ફીનો રૂ. ૧-૦ પ્રથમ પુસ્તકની કીંમત સાથે વસુલ આપવો પડશે. પુસ્તકોની કિંમત સસ્તા સાહિત્યના ધોરણે ઘણી સસ્તી રાખવામાં આવશે. કાગળો ગ્લેઝ જાડા વપરાશે અને દરેક પુસ્તકનું સુશોભિત પાકું પુઠું બંધાશે.

ગ્રાહક ન હોય તેમને આ ગ્રંથમાળાના પુસ્તકોની પુરી કિંમત આપવી પડશે.

તેનું પ્રથમ પુસ્તક

# શ્રીમદ્ શંકરાચાર્ય

અને

## શંકરદિગ્વિજય.

આવતા માસમાં બહાર પડશે. તેમાં શ્રીમદ્ આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવન ચરિત્ર તેમણે કરેલું પાખંડ મતોનું ખંડન, પરકાયા પ્રવેશ કરી પ્રાપ્ત કરેલું કામશાસ્ત્રનું જ્ઞાન અનેક સ્થળે અનેક ધર્મોનો જય કરી કરેલો દિગ્વિજય વિગેરે વિસ્તૃત જીવન ચરિત્ર જે ખાસ ... છે તે છપાય છે. જાડા ગ્લેઝ કાગળો, પાકુ બાઈન્ડીંગ કીમત રૂ. ૫-૦ થશે. પૃષ્ટ ૫૦૦ ઉપરાંત છતાં આ ગ્રંથમાળાના ગ્રાહક થનારને તે અર્ધી કિંમતે એટલે રૂ. ૨-૮-૦ માંજ મળશે. પોસ્ટેજ જુદું.

ગ્રાહક થનારે પ્રવેશ ફીનો રૂ. ૧—૦ મોકલી નામ નોંધાવવું જેથી પુસ્તક તૈયાર થયે વી. પી. થી અર્ધી કિંમતે મોકલવામાં આવશે.

વ્યવસ્થાપક—અધ્યાત્મજ્ઞાન પ્રસારક કાર્યાલય—અમદાવાદ.

ખાડીઆ—અમદાવાદ.

આ માસિક ... શેઠ ... અમદાવાદ-ખાડીઆમાં આવેલા "ગીતાના" ... પ્રિન્ટિંગ પ્રેસ" માં પોતાને માટે છાપીને ... પ્રસિદ્ધ કર્યું.



શરીર મન અને આત્માની ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ] સપ્ટેમ્બર સને ૧૯૨૨. [ અંક ૭ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭



**ગમે તેટલા દેશેથી બંધાએલા ધનદોલત હોવા છતાં જો તે શરીરમાં શક્તિ કેવ નોહ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

# ટૉનીક પીલ્શ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. હાટ, ગુસ, ક્ષ્યતર, અશક્તિ, હાથ ચડવો, કમરનો દુઃખાવો મટાડે છે. ગમજને ઠંડક આપે છે, ને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે, ધાતુગ્રસ્ત રોગો મટાડી ખરૂં પુરૂષત્વ બક્ષે છે. વેશ્યાને કે સ્વપ્ને કે કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે, અને સંસારનાખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોવા છતાં પણ જો શરીર નબળું હોય, વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવ નકામા છે બાળકાળ ખરાબ કુટેવોથી, બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી અને બાળલગ્નથી ઘણા જુવાન પુરૂષો નીસ્તેજ અને વિર્યહિન થઇ ગયેલા હોય છે તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાનાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એકવાર વાપરી જોવી. ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કી. રૂ. ૧) ત્રણની કીંમત રૂ. ૨–૧૦–૦.

---

## આનંદવટી

આ દવાથી—કકડીને–ભૂખ લાગે છે. ખાધેલું હજમ થઇ જાય છે અને નિયમસર દસ્ત સાફ આવે. પેટના ગડગડાટને મટાડે છે ખાવા ઉપર રૂચી થાય છે. અજીરણ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા બંધ થાય છે અને મ્હોને સ્વાદિષ્ટ બનાવે છે. કી. રૂ ૧.

ગમે તેવા તાવને ૨૪ કલાકમાંજ મટાડનાર

## જ્વરહર ગોળીઓ

ગમે તેવો ન ઉતરતો તાવ, રોજીયો, આંતરીયો, ચોથીયો, ટાઢીઓ, જીર્ણજ્વર, વિષમજ્વર, મેલેરીઆ, ટાઇફોઇડ, ટાઇફસ, ઇન્ફ્લુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાં જ મટાડે છે, કોઇ પણ તાવ માટે અતિ ઉત્તમ દવા છે. દરેક ઘરમાં ૧ ડબી રાખવીજ જોઇએ. કી. ડબી ૧ ની રૂ ૧) ત્રણની કી. રૂ. ૨–૧૦ અઢારની કી. રૂ. ૭)

## વીસ્ફોટક નીવારણ પીલ્સ

વીસ્ફોટક મસા ને ચાંદી ઉપર ઘણીજ ગુણદાયક છે શરીરે ગરમી ફુટી નીકળવી, ચાંદી પડવી, હાથે પગે કે શરીરે ચાઠામાં પડી જવાં, વિગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. હજારો વીસ્ફોટકના રોગીઓ આ દવાથી સારા થઇ ગયા છે આ દવાથી તમારો ગરમીનો રોગ મટશે. લોહી સુધરી શરીરમાં શક્તિ આવશે, ડબી ૧ ની કીં. રૂ. ૨ અનુપાનની કીંમત રૂ. ૨ મળી રૂ ૪ ઘરે એક મહીનામાંજ મટી જશે.

મુંબાઇથી સુતાર મગન વલભ લખે છે કે તમારી વિસ્ફોટકનીવારણપીલ્સથી મને ગરમીનો રોગ મટયો છે માટે બીજી ૧ ડબી મોકલશો.

## ક્ષયહર પીલ્શ

આજકાલના ઘણા માણસોને ક્ષયના રોગો લાગુ પડયા પછી જો તરતજ દવા ચાલુ કરવામાં આવતી નથી તો પાછળથી અસાધ્ય થઇ જતાં દરદી ગરજુને શરણ થાય છે, માટે આ દરદ લાગુ પડતાંજ આ ગોળીઓનો ઉપયોગ કરવા ભલામણ છે તેનાથી ક્ષય મટે છે, સુકી ઉધરસ ને જીર્ણ તાવ મટે છે, અને કકડીને ભુખ લાગે છે, શરીર ગળતું બંધ પડે છે, અને શક્તિ આવે છે. ઘણા દરદીઓ આ દવાથી બચી ગયા છે. તેની ૧ ડબીની કી. રૂ. ૩–૦ અનુપાનના ડબાની કી. રૂ. ૨ મળી રૂ. ૫

રૂવાથી નારણજી ઉકા લખે છે કે, અગાઉ આપની ક્ષયને માટેની દવા મંગાવેલી હતી તે ઘણી અકસીર નીવડી છે, જેથી હું મારા મિત્રોને ભલામણ કરૂં છું.

દેશી વનસ્પતિનો—શરીરના ગરમીના રોગો મટાડી લોહીને શુદ્ધ કરનાર

## દવેનું સારસાપરીલા

જો તમે ગરમીના દરદથી પીડાતા હો, શરીરે ખસ, ફોલ્લા કે ગરમી ફુટી નીકળતી હોય, શરીર ગળતું જતું હોય, લોહી કાળું પડી જતું હોય, અને સોજા આવ્યા કરતી હોય, પેશાબે લાલ કે બળતરા બળતી હોય તો જરૂર અમારી સારસાપરીલા વાપરજો કારણ કે તેથી લોહી સુધારી શરીર પુષ્ટ થઇ ગુલાબી આવે છે ગરમીના રોગો એકદમ મટી જાય છે, ઘણા માણસોએ વાપરેલું છે, કીમત રૂ. ૧ ત્રણની રૂ. ૨–૧૦

આમોદથી દામોદર કાશીરામ લખે છેઃ— આપની દવા સારસાપરીલા વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે માટે તેવીજ બીજી ૧ બાટલી મોકલશો.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] સપ્ટેમ્બર સને ૧૯૨૨ [અંક ૭ મો.


## ઇશ્વરોદ્યાનનાં બાળપુષ્પોનું ગીત

( શીખ સાસુજી દે છે રે, એ લય. )

પ્રભુના બગીચાનાં રે, અમે તો બાલકડાં,
અમે છોડ મઝાના રે, પ્રભુના લાડકડા.
ફુલના દેખાવ રુડા રે, અમારા સ્વભાવ રુડા,
ફુલની વાસ મધુરી રે, અમારાં તો હાસ્ય રુડાં.
આ ગુલાબના ફુલને રે, રૂડેરો રંગ દીધો,
અમમાં પ્રભુએ તો રે, ઉછળતો ઉમંગ કીધો.
પેલા જળના કમળને રે, દીધી રૂડી પાંખડીઓ,
અમને પ્રભુએ તો રે, આપી રુડી આંખડીઓ.
પેલી ફુલની વેલીપર રે, ઉગી રહી શી કળીઓ!
અમને હાથ ઉપર રે, દીધી રુડી આંગળીઓ.
અમે હોંસે ઉછરીએ રે, પ્રભુ તણા જગ બાગે,
પ્રભુ ગુણ ઉચ્ચરીએ રે, પ્રભુ અમમાં જાગે.

શી. ડ.

## પ્રફુલ્લ હૃદયનો ઇષ્ટજયઘોષ.

( આ સ્વપ્નાસમ સંસાર, એ લય. )

પ્રકટ પ્રભુનો જયકાર, આનન્દપરીપૂર્ણ [illegible]

જય જય નહિ[illegible] જનલોકમાં તપોલોકમાં કે સત્યલોકમાં દેવ થઇને ત્યાંના સુખોનો અનુભવ કરવા ઇચ્છતો હોય, જે મનુષ્ય ચિત્તને એકાગ્ર કરવા ઇચ્છતો હોય, જે મનુષ્ય અનન્યભક્ત થવા ઇચ્છતો હોય; અને જે મનુષ્ય ક્રમમોક્ષ વા સદ્યોમોક્ષ મેળવવા ઇચ્છતો હોય, તેણે ઇચ્છિતનો લાભ થતા સુધી આદરપૂર્વક નિરંતર શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણથી શુભ કર્મજ કર્યા કરવાં જોઇએ. વિધિવત્ સકામકર્મ કરવાથી જીવને આ લોક પરલોકનાં ઇચ્છિત સુખ મળે, તથા કર્તાપણાનું અભિમાન ને ફળેચ્છાનો ત્યાગ કરીને લૌકિકવૈદીક કર્મ આદરપૂર્વક કરવાથી તેને ચિતશુદ્ધિની પ્રાપ્તિ થઇ તે ચિત્તશુદ્ધિ તેને જ્ઞાનનાં વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરવામાં સહાય થાય, અને ઉપાસના પણ માનસ કર્મ હોવાથી તેને કર્મની અંતર ગણીએ તો તેથી ઉપાસકને પોતાના ઇષ્ટદેવના લોકની પ્રાપ્તિરૂપ ક્રમમોક્ષ થાય, પણ કર્મથી સદ્યોમોક્ષનો લાભ કહેવા એ શ્રુતિસ્મૃતિથી વિરૂદ્ધ છે એવી શંકાને અત્ર અવકાશ નથી, કારણ કે શ્રીસદ્‌ગુરુએ ઉપદેશ કરેલા બ્રહ્મતત્વનું મનન તથા નિદીધ્યાસન કરવાં અથવા પરમતત્વસંબંધી વિચાર કરવો એ પણ એક પ્રકારનું માનસ કર્મ છે, ને તે માનસકર્મવડે પરિણામે જ્ઞાનદ્વારા અજ્ઞાનનો ઉચ્છેદ થવાથી તે અજ્ઞાનની નિવૃત્તિદ્વારા મોક્ષલાભ થાય છે, માટે ઉપરનું કથન સર્વથા નિર્દોષ છે

આ[illegible]




(લે. મણિલાલ ન. દોશી બી. એ.)

પ્રિય સખી-સરોજ,

તમારો પત્ર મળ્યો. વાંચી આનંદ સાથે ધૈર્ય અનુભવ્યું. તમે જાણે મારા હૃદયનો સ્પર્શ કરી પત્ર લખ્યો હોય એમ મને લાગ્યું. મારી અનેક શંકાઓનું તેથી સમાધાન થઇ ભાસ્યું. અને તે પત્ર વાંચતાં મારા મનમાં જે વિચારો ઉદ્ભવ્યા, તે પણ વિના સંકોચે તમારી સન્મુખ લખી જણાવું છું. તેમાં જો મારી ભૂલ થતી હોય તો તે બતાવશો કે જેથી મારા વિચારો વધારે ઉન્નત થાય.

પ્રથમ હું જે દુઃખી મનુષ્યોના સંબંધમાં આવતી અથવા કોઈના દુઃખની વાત સાંભળતી, કે મારા હૃદયમાં આઘાત થતો. અને તેથી સંસારમાં બહુજ દુઃખ છે, એવા શબ્દો હું ઉચ્ચારતી હતી. પણ પ્રિય સખી ! તારો પત્ર આવ્યા પછી મને એક સ્વપ્ન આવ્યું, તેમાં કોઈ દિવ્યપુરૂષે મને જણાવ્યું કે "શુભ માર્ગ પ્રવાસી આત્મન્ ! સંસારમાં બહુજ દુઃખ છે. એ શબ્દો હવે તું બોલીશ નહિ. એ શબ્દ તારી વાણીમાંથી એટલુંજ નહિ પણ તારા શબ્દ કોષમાંથી તારા મગજમાંથી પણ કાઢી નાખ. જે બનાવ બને છે. તે સારા વાસ્તે બને છે, તો પછી સંસારમાં બહુજ દુઃખ છે. એમ કહેવાયજ કેમ ! સંસારમાં બહુ દુઃખ છે, એ શબ્દોને બદલે સંસાર એ શીખવાની શાળા છે. ઉન્નતિનો ખજાનો છે-એ શબ્દો વારંવાર ઉચ્ચારતી રહેજે કે જેથી તને પોતાને, અને તને સાંભળનારને ફાયદો થાય." આ શબ્દોએ મારા જીવન પર પ્રબળ અસર કરવા માંડી છે. સંસારમાં બહુજ દુઃખ છે, એવા શબ્દો તે પછી હું બોલતી નથી. કદાપિ હૃદયમાં આઘાત થાય અને તે શબ્દો બોલવાની ઇચ્છા થાય, કે તરતજ સ્વપ્નનો ઉપદેશ યાદ આવવાથી અટકું છું.

વળી તમે લખ્યું કે બાહ્યસ્થિતિ આપણે ઝાઝી સુધારી શકીએ નહિ, પણ અંતરસ્થિતિ તો આપણા ધાર્યા પ્રમાણે સુધારી શકીએ. આ શબ્દો વાંચતાં મને અત્યંત આનંદ થયો. પણ તેનો બરાબર અનુભવ કરવાને સમય જોઇશે એમ લાગે છે. હું તેનું રહસ્ય સમજી છું. પણ શબ્દોમાં શી રીતે દર્શાવવું તે મને બરાબર આવડતું નથી.

વૃત્તિઓ ઉપર કાબુ મળે તોજ સમતા રાખી શકાય અને મહાન સોક્રેટીસની માફક દુઃખને પણ સુખ માની શકાય. વૃત્તિઓ ઉપર કાબુ મેળવવાને તમે જે યોજના બતાવી, તેની જ યોજના મેં "સંસારમાં સુખ ક્યાં છે ?" એ પુસ્તકમાં વાંચી હતી. તથા "પ્રભુમય જીવન" માં પણ એવાજ પ્રકારના ઉદ્ગારો હતા. "સંસારમાં સુખ ક્યાં છે ?" એ પુસ્તક મેં પુરું વાંચ્યું અને તે ઘણું ગમ્યું. મારી એક બ્હેનપણી જેને તમે પણ ઓળખો

છે—તે બ્હાર ગામ રહે છે. તે ઘણીજ દુઃખી થયાં કરે છે. તેને એ પુસ્તક ઘણુંજ ઉપયોગી થશે, એમ ધારી તેમનાપર મોકલી આપ્યું. તમારી પાસે તે પુસ્તકની બીજી નકલ હોય તો મને મોકલી આપવા કૃપા કરશો.

મોટા પુરુષો સંસારથી મુક્ત હોવા છતાં સંસારને શીખવાની શાળા માને છે. તેજ સંસારને ગૃહસ્થાશ્રમીઓ કાશીના કરવત જેવું ગણી તેની તળે બન્ને બાજુએથી કપાય છે. દુઃખ સંસારમાં છે કે વૃત્તિમાં છે, તે બહુજ થોડા સમજે છે. બ્હેન! મને તો હવે એમ લાગવા માંડ્યું છે કે દુઃખ મોટે ભાગે આપણા મનની વૃત્તિમાં છે. મનુષ્ય જાતિનો મોટો ભાગ સંસારમાં મોજમજા ભોગવવા આવ્યો હોય એમ પોતાને ગણે છે; અને જ્યારે કોઈપણ પ્રકારનું દુઃખ દેખે છે, ત્યારે તેથી કંટાળે છે. ત્યારે જ્ઞાનીઓ આ સંસારને શીખવાની શાળા માને છે, અને તેથી સુખદુઃખમાં સમતા રાખી શકે છે દાખલા તરીકે એક નાના બાળકને આપણે વચન આપ્યું કે આવતી કાલે તને મગસપુરી અને દૂધપાક જમવા આપીશું. કોઈ કારણને લીધે તે ન થય તો તે બાળક શોક કરે છે, પણ મોટી ઉમ્મરનો મનુષ્ય કયાં કારણોને લીધે તે થવા નથી પામ્યું તે સમજે છે, અને તેથી શોક કરતો નથી. બાળ જીવો પોતાને સુખ ભોગવવા આવ્યા છે, એમ માને છે અને જરા પણ પ્રતિકૂળ પ્રસંગો મળતાં દુઃખ ધારણ કરે છે. પણ પુખ્ત જીવાત્માઓ જાણે છે કે પોતે આ સંસારમાં શા માટે જન્મ લીધો છે, તેથી તે પોતાને મળેલી સ્થિતિમાં સંતુષ્ટ રહી શકે છે. સંસાર એ શીખવાની શાળા છે. જેમ શાળામાં ભણતાં અનેક વિટંબણાઓ સહન કરવી પડે છે, પણ જ્યારે આપણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીએ છીએ. ત્યારે તે મેળવેલું જ્ઞાન આપણને ઘણુંજ ઉપયોગી થઈ પડે છે

જેનો સ્વભાવ લાગણીવાળો છે, તેઓને સુખદુઃખની વિશેષ અસર થાય છે. તો તેવો સંયમ કેમ કરવો એ તમે બહુ સારી રીતે સમજાવ્યું છે વળી તમે લખો છો કે પ્રતિકૂળ મનુષ્યને અનુકૂળ બનાવો આનો અર્થ મારા ધારવા પ્રમાણે એવો હશે કે કુદરતે આપણને જે સ્થિતિમાં મૂક્યા, તેનો કંઈક અર્ચિંત હેતુ હશે, એમ ધારી તેના કહ્યા પ્રમાણે કામ કરવું, એટલે તકરાર ઓછી થાય, બન્ને વચ્ચે અરૂચિની લાગણી ઘટતી જાય, અને આથી અહિત નવું કર્મ ન બાંધે.

એક દિવસ મને એવો વિચાર આવ્યો કે બીજાનું આપણા પ્રત્યે કર્તવ્ય છે કે નહિ તે જોવાનું નથી, પણ આપણે બીજા તરફ આપણું કર્તવ્ય બજાવીએ છીએ કે નહિ તે જોવાનું છે. કારણ કે આપણે તેની પાસે ઓછું માગતા હોઈએ તો તે આપણા તરફ ફરજ ન પણ બજાવે. પણ તે પાસે વધારે મળતો હોય, એમ પણ બની શકે. માટે આપણે તેના તરફની ફરજો બજાવવી કે જેથી કર્મનું દેવું પતી જાય આપણે છૂટાં થઈએ અને બીજે જન્મે એટલું દેવું ઓછું થાય. કેટલાક સંબંધીઓ કર્મનું દેવું આપવા આવે તે આપણા તરફ તેમની ફરજો બજાવે, અને લેવા આવે તે ન પણ બજાવે. પણ આપણે તો બન્ને પ્રત્યે આપણી ફરજો બજાવી છૂટા થવું. જ્યારે મને એમ લાગે છે કે અમુક માણસ મારી કાળજી કરતો નથી, અને તેથી મને ઓછું આવે, ત્યારે હું ઉપર કહેલો વિચાર કરૂં છું, તેથી મને સંતોષ થાય છે, અને મનનું ચક્ર લાંબું ચાલતું અટકી જાય છે.

સત્યને જ, તેના ગુણ ધર્મોને વિચાર કરો, સત્ય સાથે તમારા જીવનનો અને સ્વભાવનો શો સંબંધ છે તેને વિચાર કરો. જ્યાં સુધી તેના ગુણો તમારા જીવનમાં પ્રવેશ ન કરે ત્યાં સુધી હંમેશાં સત્યના જ વિચારમાં મનને જોડી રાખો. દરરોજ આ અભ્યાસનો સમય પણ વધાર્યા કરવો.

એક વિચારમાં મન બરોબર સ્થિર થતાં તે વિચારાનુસાર તમારૂં વર્તન થાય ત્યારે સમજવું કે તે વિચારની સિદ્ધિ થઇ છે. તમે પ્રેમનો વિચાર કરવાનો અભ્યાસ કરો તો તમારામાં પ્રેમનો ગુણ સ્વભાવસિદ્ધ થઈ જવો જોઇએ. તમે સત્યના વિચારને સ્થિર કરવા ઇચ્છતા હો તો તમારા અંશે અંશમાં સત્યનું પાલન સ્વભાવિક રીતે થવું જોઇએ. તમે આનંદનો વિચાર કરતા હો તો તમારામાં સર્વ સમય આનંદ ઓતપ્રોત થઇ રહેવો જોઇએ. આ પ્રકારે તમારે જે વિચારાનુસાર તમારૂં વર્તન કરવાની ઇચ્છા હોય તે વિચારાનુસાર તમારૂં વર્તન થાય ત્યારે સમજવું કે તે વિચારમાં તમારૂં મન સ્થિર થયું છે.

જ્યારે તમે અભ્યાસ કરશો ત્યારે તમને સમજાશે કે તમે દરરોજ સવારે કરેલી વિચારને સ્થિર કરવાની ક્રિયા અનુસાર તમારૂં જીવન ઘડાતું જાય છે. તમે તે વિચારાનુસાર બાકીનો આખો દિવસ જીવન ગુજારો છો. આ પ્રમાણે તમે સમજી શકો નહિ તેવી રીતે તમારા વિચારાનુસાર તમારા વર્તનમાં અજાણી ઉપજાવે તેવો ફેરફાર થશે. જેમ જેમ એક વિચારમાં મન સ્થિર થતું જશે, તેજ વિચારમાં તમારૂં મન ઓતપ્રોત થઇ રહેશે તેમ તેમ તમારા વર્તનમાં તમે ન જાણો તેવો ફેરફાર થઇ જશે. અને તે વિચારાનુસાર તમારો સ્વભાવ ઘડાશે.

તમને વારંવાર ક્રોધ થઇ આવતો હોય અને તમારે તમારા તે ક્રોધી સ્વભાવને છોડી શાંત ગુણી થવું હોય તો તેને માટે પણ આજ માર્ગ છે. તમારે હમેશાં સવારમાં પા કે અર્ધો કલાક આ સ્વભાવ બદલવા માટે શાંત થઇ એકાંત જગ્યામાં સ્વચ્છ હવા અજવાળાવાળા સ્થાનમાં બેસવું. ત્યાં બેસી શરૂઆતમાં થોડા દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી. પછી મગજમાંથી ક્રોધના વિચારોને કાઢી નાંખી મગજ ખાલી કરવું. પછી એક વિચાર કરો કે 'હું શાંત સ્વરૂપ છું.' 'હું આનંદ સ્વરૂપ છું.' આ વિચાર કરી તેના અર્થમાં મનને જોડો. તમે કલ્પના કરો કે હું શાંત છું, આનંદી છું. મારી રગેરગમાં શાંતિ વ્યાપી ગઇ છે. મારા આખા શરીરમાંથી આનંદ ઉભરાઇ જાય છે. શાંતિ અને આનંદ એ બે ગુણોથી તમને અને અન્યને થતા લાભ તરફ દૃષ્ટિ કરો. શાંતિથી તમારા શરીરમાં લોહી શુદ્ધ થઇ આરોગ્ય સુધરતું જુઓ, આનંદથી તમારામાં સર્વ પ્રતિ પ્રેમ ઉભરાઇ જતો જુઓ, સર્વ સ્થળે જ્યાં જુઓ ત્યાં શાંત અને આનંદને જ જુઓ, તેજ સત્ય છે તે જ ઇશ્વરના ગુણો છે, તે જ નિત્ય છે. તે સિવાય તમારામાં બીજો વિચાર જ નથી. આ ગુણો તમારામાં સ્વભાવસિદ્ધ થઇ ગયેલા જુઓ. તેથી થતા ફાયદાનો અનુભવ કરો.

આ પ્રમાણે એક વિચારમાં તમે તમારા મનને જોડયું હોય તે વખતે અન્ય વિચાર ઉઠી આવે તો તમારે વિચાર કરતા બંધ થઈ જાણે નજરે જોતા હોઇએ એમ દષ્ટા થવું. થોડીવાર આમ જોઇ રહેશો તો વિરોધી વિચાર જતો રહેશે અને તમે પાછા તમારા મૂળ વિચારમાં તમારા મનને સ્થાપશો.

આ પ્રમાણે દરરોજ મનને તે વિચારમાં સ્થિર કરી અભ્યાસ કરવાથી તમારા મનને એક જ વિચારમાં સ્થિર થવાનો અભ્યાસ પડશે અને તે વિચારાનુસાર તમારૂં જીવન શાંત અને આનંદી થશે. તમે જાણી પણ ન શકો તેમ થોડા વખત પછી તમારો ક્રોધ એવો ચાલ્યો જશે કે તે પછી તમને જણાશે નહિ. હંમેશાં જ્યાં શાંતિના વિચારમાં મન

સ્થિર થતું હોય ત્યાં ક્રોધને આવવાની જગ્યા જ રહેતી નથી અને તમે સ્વભાવથી જ શાંત અને આનંદી બની જવાના

આ જ પ્રકારે તમે તમારા એક જ વિચારમાં મનને સ્થિર કરવાના અભ્યાસથી તમારૂં જીવન નવેસરથી ઘડી શકશો તમારે જેવા થવું હશે તેવા થઈ શકશો. તમારે સારા વેપારી થવુ હોય, તમારે સારા લેખક થવુ હોય, તમારે સારા વક્તા થવુ હોય તો તેને માટે પણ આ જ પ્રયોગ અજમાવજો. આ વખતે તમારા લક્ષ્યબિંદુમાં તમારા વિચારને સ્થિર કરજો અને દરરોજ તમારે જેવા થવુ હોય તેવો એક જ વિચાર મનમાં કરી તે વિચારના અર્થમાં તમારા મનને પરોવી તેમાં જ સ્થિર થજો. તે વિચારાનુસાર તમારૂં જીવન થયું છે એમ માનજો અને તેનું પરિણામ એ આવશે કે તમે નહિ ધારેલી સ્થિતિ જરૂર મેળવી શકશો

તમે તમારામાં જે શક્તિ નથી એમ ધારતા હો તો તે શક્તિ મેળવવા માટે તમારે તેનો જ વિચાર કરવો તમારે સવારમાં ધ્યાન થઇ બેસવુ પછી તે શક્તિનો જ વિચાર કરવો તેમાંજ મનને સ્થિર કરી તેના જ વિચાર કર્યા કરો તેમાં આડો અવળો વિરોધી વિચાર પ્રવેશી ન જાય તેની સાવધાની રાખજો. આમ દરરોજ થોડો થોડો વખત અભ્યાસ કર્યા કરવો અને દરરોજ તેમાં સમય વધાર્યે જવો આના પરિણામે તમે તમારામાં તે શક્તિ જાગ્રત થયેલી અનુભવશો.

મનુષ્ય પોતે પોતાના વિચાર પ્રમાણે પોતાનું જીવન ઘડી શકે છે. મનુષ્ય જો ઉચ્ચ વિચાર કરે તો તેનુ જીવન ઉચ્ચ થાય છે જો નીચ વિચાર કરે છે તો તેનુ જીવન નીચ બને છે તે હલકા વિચાર કરે છે તો તે પોતાનુ જીવન હલકુ અને નીચ બનાવી શકે છે. જો તે વિચારો ઉદાર અને ઉત્તમ હોય છે તો તેનુ કાર્ય પણ મહાન અને સુંદર હોય છે તેના વિચાર અનુસાર તેનું વાતાવરણ બને છે અને તેના પરિચયમાં આવતા અન્ય પ્રાણી ઉપર પણ તેના વિચારની અસર થાય છે

મનુષ્યનુ મન ઘણું જ ગંભીર છે મનુષ્યે પોતે પોતાના આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પણ આ પ્રમાણે મનને સ્થિર કરવાની જરૂર છે જેમ બને તેમ વિચારો ઓછા કરવા આત્માના વિચાર કરી તેમાં મન સ્થિર કરવાથી આત્મબળનો અનુભવ થાય છે. આત્માની અનેક શક્તિયોમાં મનને સ્થિર કરી તે શક્તિયોને આપણામાં પ્રકટાવી શકાય છે. ઉત્તમ વિચારની કલ્પના કરી તેમાં મનને સ્થિર કરવાથી તે વિચારાનુસાર જીવન ઘડાય છે. મનુષ્યે પોતાના આત્માનાં દર્શન કરવા માટે, ઈશ્વર સાક્ષાત્કાર કરવા માટે આત્માના ગુણધર્મોની શાંત થઇ મનમાં કલ્પના કરી તેના જ વિચારમાં મનને સ્થિર કરવાનો હમેશાં અભ્યાસ કરવો જેમ જેમ તે વિચારમાં મન સ્થિર થતુ જશે તેમ તેમ ઈશ્વરના ગુણધર્મો આપણા જીવનમાં ઉતરતા જશે, અને અંતે ઈશ્વરના સાક્ષાત દર્શન થતાં આત્માનુભવનો અવર્ણનીય આનંદ મેળવી શકાશે

હંમેશાં મનુષ્યે વિચાર કરવો કે હુ કોણ છુ પોતાના સ્વરૂપનુ જ્ઞાન કેવી રીતે મેળવવુ કોઇ પણ ઉચ્ચ વસ્તુના આદર્શને લઈ તેના વિચારમાં મનને સ્થિર કરવાથી મનુષ્ય તે આદર્શમય બની જાય છે આત્માનુ આદર્શ કલ્પી તેના વિચારમાં મનને સ્થિર કરવાથી મનુષ્યને આત્મજ્ઞાન થાય છે કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ માટે દૃઢ ઇચ્છા, દૃઢ સંકલ્પની જરૂર છે અને તેના વિચારમાં મન સ્થિર કર્યા કરી તેમય પોતાનું જીવન છે એવી કલ્પના કરવી. એ તે વસ્તુ મેળવવાનો સર્વોત્તમ ઉપાય છે.

હંમેશાં જેને પોતાના મનને સ્થિર કરતાં આવડે છે તે ધારેલી ગમે તેવી વસ્તુ પ્રાપ્ત કરી શકે છે. મન સ્થિર હોય છે તો જ સંકલ્પ દૃઢ હોય છે. મન એકાગ્ર થતાં જ તિવ્ર ઇચ્છા પ્રકટે છે. મન ચંચળ હોય છે તો કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. માટે સર્વથી પ્રથમ મનુષ્યે પોતાના મનને સ્થિર કરતાં શીખવું. અમથા બેઠા બેઠા પણ અનેક વિચારો કરવાની ટેવ છોડી દેવી. જ્યારે કરો ત્યારે માત્ર એક જ વિચારનું ચિંતન કરવાનો અભ્યાસ પાડો. એક વિચારમાંથી બીજે, બીજા વિચારમાંથી ત્રીજે અને એમ અનેક વિચારો કર્યાં કરવાના સ્વભાવથી મૂળ વિચાર ભૂલી જવાય છે. આ મનની શક્તિનો ક્ષય કરવા તુલ્ય છે. મનને અનેક વિચાર કરવાનો સ્વભાવ છે. તે જ્યારે અનેક વિચારો કરવાનો સ્વભાવ છોડી દે અને માત્ર ધારેલા એક જ વિચારમાં સ્થિર રહે ત્યારે ધારવું કે હવે મન સ્થિર થયું છે.

આજે આપણે ઘણા મનુષ્યોનો નિત્ય સ્નાનાદિ કરી સંધ્યા પુજા કરતા, ઇષ્ટોપાસના કરતા, દેવમંદિરે દર્શન કરવા જતા જોઇએ છીએ. ગૌમુખીમાં હાથ ઘાલી મંત્રના જપ મોથી બડબડતાં કરતા જોઇએ છીએ. ચંડીપાઠ, રૂદ્રિ, હનુમાન કવચનો પાઠ કરતા જોઇએ છીએ, તેમનો આખો જન્મારો મરણ થતા પર્યંત આ ક્રિયા કરતા જોઇએ છીએ. છતાં પણ તેમાંના ઘણા મનુષ્યો મરણ પર્યંત હોય છે તેવાને તેવાજ હોય છે. તેમનામાં જરા પણ ફેરફાર થયેલો આપણે જોતા નથી. તેમના વિચારમાં કે વર્તનમાં જરાયે ફેર જણાતો નથી. તેનાથી તેમની કોઇ પણ ઉન્નતિ થયેલી જણાતી નથી. આ સર્વનું કારણ એ છે કેઃ તેમણે તેમનું પોતાનું મન સ્થિર કરેલું હોતું નથી. તે જ્યારે જ્યારે સંધ્યા, જપ, કે પાઠ કરે છે ત્યારે તેમનું મન તેમાં જોડાતું નથી. તેમનું મન કોઇ જુદા જ વિચારો કરે છે. અને કોઇ પણ ક્રિયા તેના વિચારમાં અને અર્થમાં મન જોડયાવગર જો કરવામાં આવે છે તો તે સિદ્ધ થતી નથી તે પ્રમાણે તેમણે આ ક્રિયામાં પોતાનો જન્મારો ગાળ્યો હોય છે છતાં પણ તેમાં નિષ્ફળતા મેળવી છે.

માટે ગમે તેવી નાની કે મોટી ક્રિયા કરો પણ તેમાં તમે જો તમારા મનને જોડશો, તેમાં તમારા મનને સ્થિર કરશો તો જ તે સિદ્ધ થશે. માટે કોઇ પણ કાર્ય સિદ્ધ કરવા માટે સર્વથી પ્રથમ અગત્ય મનને સ્થિર કરવાની છે. અને મન સ્થિર થતાં ગમે તેવું કઠીન કાર્ય પણ સિદ્ધ થઇ શકે છે.

---




(અનુસંધાન ગતાંકથી.)

ગુરુ નાનક કેટલાક દિવસ સુધી મક્કા શરીફમાં રહ્યા પછી મદીના જવા નીકળ્યા. મદીના જઇ એકાન્તમાં બેસી ભજન ગાવા લાગ્યા. ત્યાં કેટલાક લોકોએ કહ્યું કે ગાયન ગાવાં એ અમારા ધર્મના ફરમાનથી વિરુદ્ધ છે. માટે આ પવિત્ર સ્થળે એવું પાપ ન કરશો. છતાં ગુરુજીએ ગાયન ગાવા જ માંડ્યાં એટલે શહેરના હાકેમ ઇમામ જાફરને તેમણે આ વાત કરી. તેણે આવી ગુરુજીને કહ્યું કેઃ અમારા શહેરમાં ગાવાની મનાઈ છે. આ સાંભળી ગુરુએ કહ્યું કે જે ગાયનો ગાવાની તમારા પવિત્ર ગ્રંથમાં મના કરી છે તે આવાં ગાયનો માટે નહિ.

ઇમામ—ત્યારે કેવાં ગાયનો માટે ?

ગુરુ—'જે ગાયન બિભત્સ હોય અને જે ગાવાથી મન ચંચળ થઇ પાપમાર્ગે વળે તેવાં ગાયન ગાવાની મના સમજવી. આ ગાયનમાં તો પરમેશ્વરના ગુણગાન છે. એ તો હજરત પોતે પણ ગાતા અને સાંભળતા હતા.'

આથી ઇમામના મનનું સમાધાન થયું તે પછી કેટલાક દિવસે ગુરુજી બગદાદ ગયા. બગદાદ એ ખલીફાની રાજધાનીનું શહેર હતું. તે વખતે ત્યાંનો ખલીફ઼ ઘણો અત્યાચારી હતો. તેણે જુલમથી ઘણું દ્રવ્ય એકઠું કર્યું હતું. ગુરુજી ત્યાં ગયા એટલે ખલીફ઼ તેમની પાસે આવ્યો. ગુરુજીએ તે વખતે પચાસેક કાંકરા એકઠા કરી ખલીફ઼ને આપ્યા, ખલીફે પૂછ્યું કે આ કાંકરા કેમ એકઠા કર્યા છે ? ત્યારે ગુરુએ કહ્યું કે આપની પાસે અનામત મુકવા માટે.

ખલીફ઼—"તો એ આપણ તમે પાછી ક્યારે લેવા આવશો ?"

ગુરુ—"તે બહુ વ્હેલી હું પાછી નહિ લઇ જઉં."

ખલીફ઼—"તો પણ ?"

ગુરુ—ક્યામતને દિવસે હું ત્યાં હોઇશ, તે વખતે આપ તેને ત્યાં લઇ આવજો.

ખલીફ઼—"અરે ! શું ક્યામતને દિવસે તે એને સાથે લઇ જવાય કે ?

ગુરુ—"આપે આટલી મહેનતથી પૈસા એકઠો કર્યો છે તે શું અહિં મૂકી જવા માટે ? એ બધું લાવો ત્યારે આ મારા થોડા કાંકરા પણ લાવજો.

આ સાંભળી ગુરુના કહેવાની મતલબ ખલીફ઼ જાણી ગયો. તેમના કહેવાની તેના મન ઉપર એવી અસર થઇ કે તેણે અન્યાયી કરો માફ કર્યા. અને એકઠું કરેલું ધન ગરીબોમાં વ્હેંચી દીધું. બગદાદમાં પીરાનપીર બાગમાં બાબા નાનકનું સ્થાન હજુ પણ છે. ત્યાં મુસલમાન ફકીરો હાલ રહે છે, ગુરુ ગ્રંથ સાહેબની અરબી ભાષામાં લખેલી નકલ ત્યાં હાલ પણ છે. અને ત્યાં મુસલમાનો નાનકપીરના નામે ગુરુને ઓળખે છે.

ત્યાંથી ગુરુજી પછી દીઆરબકર થઇ ઇરાન અફઘાનીસ્તાનમાં ત્હેગન, કાબુલ, કંદહાર થઇ જલાલાબાદ આવ્યા ત્યાંથી પેશાવર થઈ કાશ્મીરમાં ગયા તે પહેલાં બોખારાના એક શહેરમાં મર્દાનાએ ગુરુની સાનિધ્યમાં પોતાનો દેહ છોડી દીધો હતો. કાશ્મીર જઇ આવી ગુરુજી પોતાના ભક્ત લાલુ સુથારના ગામ અમીનાબાદમાં ગયા. ત્યાં હાલ પણ હાકેમનો જુલમ તો હતો જ. સંવત ૧૫૭૮ માં બાબરે ત્યાંના હાકેમનો પરાજય કરી કત્લ કરી નાંખ્યો. બાબરે ત્યાં જઇ ત્યાંના કેટલાક માણસોને લશ્કરને હેરાન કરવાના આરોપ માટે પકડયા. તેમાં ગુરુજી પણ પકડાયા. જ્યારે બાબરે ગુરુને જોયા ત્યારે તે તેમને જાણે કંઇ જોયા હોય એમ લાગવાથી થોડીવાર વિચાર કરી બોલ્યો કે જે ફકીરને મેં ગીઝનીમાં સ્વપ્નમાં જોયા હતા અને જેણે હિંદુસ્તાનપર ચઢાઇ કરવા મને સૂચના આપી હતી તે જ આ પુરુષ લાગે છે. આ પછી બાબરે ગુરુજીની માફી માગી. ગુરુજીએ કહ્યું: ઇશ્વરની એવી ઇચ્છા છે કે દિલ્હીના સિંહાસન ઉપર તું બેસી પ્રજામાં શાંતિ ફેલાવ.

બાદશાહે ગુરુજી આગળ કીંમતી રત્નો ભેટ મૂકયાં પણ ગુરુએ કહ્યું કેઃ અમારે ફકીર લોકોને તે પથ્થર તુલ્ય રત્નો કંઇ કામનાં નથી. પછી બાદશાહે સમરકંદની આપેલી ઉત્તમ ભાંગ આપવા કહ્યું: ત્યારે ગુરુએ કહ્યું કેઃ તમારી એ ભાંગનો નીશો તો થોડીવારે ઉતરી જવાનો પણ હું તો એવા નીશામાં મસ્ત રહું છું કે જેમાં ખુમારી ચઢવાનો કે ઉતરી જવાનો જરા પણ ભય નથી. એ નિશો તે પ્રભુના પ્રેમનો નીશો છે. તેના આગળ બધા નીશા નકામા છે. પછી ગુરુજી સંવત ૧૫૮૯ માં કર્તારપુરમાં આવ્યા અને અંતકાળ પર્યંત ત્યાંજ રહ્યા હતા.

ગુરુજી હવે કર્તારપુરમાં રહી શાંતિથી પ્રભુ ભજનમાં દિવસો ગાળવા લાગ્યા. એવામાં લહના નામે એક વૈષ્ણવ ક્ષત્રિય યાત્રાએ જતો હતો તે ત્યાં ગુરુજીનાં દર્શન માટે આવ્યો. [illegible] ગુરુજી ઉપર એવી દૃઢ શ્રદ્ધા થઈ આવી કે તે પછી યાત્રા જવાનું મૂકી ગુરુજી પાસે જ માટે ગમ [illegible] રહ્યો.

તેમાં તમારા મનને સ્થિ[illegible] પણ ગુરુજી પાસે યોગવિદ્યાની મોટી મોટી વાતો કરવા લાગ્યો. માટે સર્વથી પ્રથમ અગત્ય [illegible] વાતોથી લોકો અંજાઇ જઇ તેને મોટો સિદ્ધ માનવા લાગ્યા. [illegible] પણ સિદ્ધ થય [illegible] કહ્યું કેઃ—

[illegible] ન કંડે, યોગ ન ભષ્મ ચઢાઇએ,
ભૂત, ભવિષ્ય અને વર્ત[illegible] યોગ ન સિંગી વાઇયે,
ભવિષ્યવેત્તા [illegible] પમ પાઇયે,
અને [illegible] યોગી કહિયે સોઇ.

બાજે બાજો સિંગી બાજે, તો નિર્ભય પદ પાઈયે.
અંજનમાંહિ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે.

અર્થ—કેવળ કંથા પહેરવાથી, ભસ્મ ચોળવાથી, માથુ મુંડાવવાથી, શંખ ફૂંકવાથી સ્મશાનમાં આસન લગાવવાથી. દેશ દેશાંતરના પરિભ્રમણથી, તીર્થોમાં સ્નાન કરવાથી, યોગ સિદ્ધિ મળતી નથી; પણ સદ્‌ગુરુની કૃપા મેળવનારને સંસારમાં રહેવા છતાં મનને વશમાં રાખવાથી એટલે જળકમળવત રહેવાથી ઘેર બેઠાં યોગ પ્રાપ્ત થાય છે.

એક વખતે ગુરુજી પાસે કેટલાક રાજ્યના અમલદારો હિંદુ મુસલમાનો આવી ગુરુજીની પ્રશંસા કરવા લાગ્યા. ત્યારે ગુરુએ કહ્યું કે. મુસલમાનો નમાજ પઢે છે પરંતુ પંજામાં આવેલા પ્રાણિને તે સમૂળો ખાઇ જાય છે અને બ્રાહ્મણ ક્ષત્રિય અમલદારો યજ્ઞોપવિત પહેરે છે, પોતે તેમ બ્રાહ્મણો પાસે પાદપુજા કરાવે છે છતાં પણ કતમરૂપી છરી ફેરવીને સઘળા ગરીબ લોકોના લોહી ચૂસતા રહે છે. તેમાં પેલા પાદપૂજા કરનારાને પણ ભાગ મળે છે. આવી રીતે તેમનાં પેટ ભરવા માટે તેમના આચાર અને વ્યાપાર સઘળાં અધર્મના પાયા ઉપર રચાયલાં છે. ધર્મપૂર્વક સુખ સંપાદન કરવાનો માર્ગ તો કયાં રહ્યો પણ હમણાં તો જ્યાં જુઓ ત્યાં ચારે તરફ અસત્યાચરણ જ પ્રવર્તી રહે છે

એક વખતે ગુરુજીને એક બ્રાહ્મણે પૂછ્યું કે હું બ્રાહ્મણ છુ. મારા ધર્મ પ્રમાણે સર્વ કર્મકાંડ કરૂં છુ છતાં મને શાંતિ મળતી નથી તેનું શું કારણ? ત્યારે ગુરુએ કહ્યું કે: *ભાવ વગર કરવામાં આવતાં પાઠ પૂજા, સન્ધ્યાવંદન અને બ્રહ્મધ્યાનની માફક કરવામાં* આવતી મૂર્તિપૂજા એ અફળ છે. કેમકે અસત્ય ભાષણ એજ જેના મુખનું ભૂષણ છે તેવા ઓના અંતઃકરણની વાત ત્રૈલોક્યનાથથી પણ અજાણી કેમ હોય? ગળામાં માળા પહેરવી, કપાળમાં ચાંલ્લો કરવો, અને બહારના આચારોમાં ચુક પડવા દેવી નહિ તેમાં કાંઇ બાણ કર્મ નથી. તેવું માનનારાઓ ભૂલ કરે છે નિશ્ચિત બુદ્ધિથી પ્રભુ ચિંતનનો માર્ગ સદ્‌ગુરુ વગર કદી પણ મળતો નથી.

વળી એક મુસલમાને પૂછ્યું કેઃ કુરાન વાંચવું, નમાજ પઢવી, રોજા કરવા, મક્કા શરીફની હજ કરવી એ સર્વ કામોથી મુસલમાનોની નજાત (મુક્તિ) થાય કે નાહ! ત્યારે ગુરુએ કહ્યું કેઃ દયાની મસ્જીદમાં સંતોષનું બિછાનું પાથરી સત્યતા અને કૃતજ્ઞતા રૂપી કુરાન પઢો, શરમની સુન્નત સમજીને વાણીની મિઠાશના રોજા પાળો. તો જ સાચા મુસલમાન બની શકશો. પોતાના શુભ આચરણને કાબા સમજો અને સરલ સ્વભાવને પોતાના પીરની કલમા માનો. ગરીબોને દાન આપવું એજ નમાજ અને પરમેશ્વરની કૃતિ ઉપર પ્રસન્ન રહેવુ એને માળા ફેરવવા બરાબર જાણો તો પરમેશ્વર તમારી લાજ રાખશે અને કલ્યાણ કરશે.

એક વખતે ગુરુજીના એક શ્રીમંત શિષ્યે પોતે બ્રાહ્મણ ભોજન માટે ૫૦૦ બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું હતું ગુરુજી પણ ત્યાં આમંત્રણ હોવાથી ગયા હતા. બ્રાહ્મણોની પંક્તિ જમવા બેઠી, પત્રાળાં પીરસાઇ ગયાં પણ જમવાની શરૂઆત થાય તે પહેલાં પેલા ભક્તના ઘરમાં તેના પુત્રની વહુએ બાળકનો જન્મ આપ્યો. જ્યારે કોઇને ત્યાં પ્રજા જન્મે ત્યારે તે ઘર સુતકી ઠરે અને અપવિત્ર ગણાય છે. તે પ્રમાણે આ સ્થળે પણ પેલા શિષ્યનું ઘર સુતકી ગણાયું અને પેલા બ્રાહ્મણો તરત પંગતમાંથી ઉઠી ચાલતા થયા રસોઇ,

ઘરમાં નહોતી પણ બીજા સ્થળે હતી. જમવાનું સ્થળ પણ જુદુંજ હતું. રસોઇ બ્રાહ્મણોએ બનાવી હતી અને યજમાન તેને અડક્યો નહોતો આમ છતાં બ્રાહ્મણો ચાલતા થયા એટલે જમાડનાર અમુઝાયો. અને પોતાને ત્યાંથી બ્રાહ્મણો પીરસેલાં ભાણાં ઉપરથી ઉઠી ગયા તેથી ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો.

આમ છતાં ગુરુજી અને બાલક તો તેને ત્યાં જમ્યા અને શિષ્યને કહ્યું કે: તમારે હવે આ બાબતમાં પશ્ચાતાપ કરવાની જરૂર નથી. અન્નનાં અધિકારી પ્રાણીમાત્ર છે. જેને તમે જમવા બોલાવો છો તે આમ અન્નદેવનો તિરસ્કાર કરી ચાલ્યા જાય છે તેમાં તમારે પશ્ચાતાપ કરવાનું કારણ નથી. ગામના ગરીબ માણસોને બોલાવી જમાડી દો. એટલે તે બિચારાં પોતાની આંતરડી ઠરવાથી અંત:કરણપૂર્વક આશિર્વાદ આપશે, અને બ્રાહ્મણો ઉઠી ગયા પણ તેના કરતાં દસગણું પુન્ય મળશે. ધરાયલાને આગ્રહ કરી કરી પરાણે ખવરાવવું અને અજીર્ણ કરાવવું ને રોગી બનાવવા તેના કરતાં જેને અન્નની ખરેખરી ભૂખ છે તેને કડકો સુકો રોટલો આપવો એ વધુ પુણ્યનું કાર્ય છે.

આ લોકો 'સુતક' પાડ્યું કહી આચાર પાળવાનો દાવો કરે છે પણ સુતકનો વાસ્તવિક અર્થ તેઓ સમજતા નથી. અને ખરી રીતે એક ક્ષણ પણ સુતક પાળી શકતા નથી. કેમકે જો માનીએ તો આ વિશ્વમાંની કોઇ પણ વસ્તુ સુતકના પાપ રહિત છે જ નહિ. છીપ ને લાકડામાં પણ કીડા ઉત્પન્ન થાય છે અને મરે છે. અન્નના દાણામાં પણ જીવ પડે છે. પાણીના એક ટીપામાં પણ અસંખ્ય જંતુઓ રહેલાં છે. સુતકનું પાપ આપણે કેમ ટાળી શકીશું. જમવાની દરેક વસ્તુમાં સુતક જ્ઞાનવડે જ ધોઇ શકાય છે. ખરી રીતે તો માણસે એમ સમજવું જોઇએ કે: મનનું સુતક લોભ છે, જીભનું સુતક મિથ્યા ભાષણ છે, આંખનું સુતક પરસ્ત્રી અને પરધન તરફ કુદૃષ્ટિ કરવી એ છે, કાન પરનિંદાના શ્રવણથી સુતકી થઇ અપવિત્ર થાય છે. આ સુતકો એવાં છે કે તે જેને લાગેલાં હોય તે માણસ બહારથી ગમે તેટલો હંસ જેવો પવિત્ર રહેતો હોય તોપણ તેને નરક ગામી જ બનાવે છે.

અપૂર્ણ.

---

# रोग टाळवामां मनोबळनो उपयोग.

( અનુસંધાન ગતાંકથી )

જો તમારે બળવાન અને આરોગ્યવાળા થવાની ઇચ્છા હોય તો આ લેખને બરોબર વાંચી તેનો અભ્યાસ કરો. કેટલાક મનુષ્યો કોઈ નવી વાત જાણવાને ઉત્સુક હોય છે પણ તે વાત જાણ્યા પછી તે પ્રમાણે વર્તતા નથી. અને તેથી તેઓ પોતાનો અભ્યુદય કરી શકતા નથી. કેટલાક તેવી વાતનો એક બે વાર અજમાયશ કરે છે પણ ધાર્યા પ્રમાણે તાત્કાલિક ફળ ન મળતાં તે વાત પડી મૂકે છે. જેથી તેના ખરા ફાયદાને ગુમાવે છે. જમીનમાં કોઈ પણ અનાજ કે વસ્તુનું બી આજે વાવ્યું અને તેનું ફળ આજેજ મળે એ બને જ નહિ. બી વાવ્યા પછી તેને પાણી પાવું, ખાતર નાખવું, માટી વાળવી, પછી તેને અંકુર ફુટવાની રાહ જોવી. જો મા વાવ્યા પછી તેને અંકુર ફુટ્યું છે કે નહિ તે રોજ રોજ ખોદી ખોદીને જોયા કરે તો તેને અંકુર ફુટતું નથી. આમ કોઈ પણ પ્રયોગ કરવાનો આરંભ કર્યા પછી તેના ફળને તરત મળવાની આશા રાખવી એ વ્યર્થ છે. કોઈ પણ કાર્ય કર્યું કે તરતજ એક બે દિવસમાં સિદ્ધ થાય એમ માની લેવું એ ભૂલ છે. જે માણસો આવા તાલાવેલીયા સ્વભાવના હોય છે તેઓ કોઈ પણ કાર્યની સિદ્ધિ કરી શકતા નથી.

કોઈ પણ કાર્ય ઉત્સાહથી કરવું અને તે સિદ્ધ થાય ત્યાં સુધી ધૈર્ય રાખવું. ધારેલા સમયે કાર્ય સિદ્ધ ન થતાં ઉત્સાહ ભંગ થઈ જવાથી કોઈ કાર્ય સિદ્ધ થતું નથી. કાર્ય સિદ્ધ કરવા માટે દૃઢ આત્મશ્રદ્ધા અને મનોબળને વધારવું. એકાન્ત સ્થાનમાં બેસવું, હૃદયમાંથી વ્યગ્રતા, તર્કવિતર્કને દૂર કરી પ્રસન્ન ચિત્તે બેસવું. કોઈ પણ પ્રકારના સંશયને રાખવો નહિ. કહ્યું છે કે 'संशयात्मा विनश्यति' જેઓ સંશયવાળા હોય છે તેઓ નિષ્ફળ થાય છે. શરીરમાં આરોગ્ય ભરવા માટે આ પ્રયોગ કરો તો તેમાં શ્રદ્ધા રાખો. રોગ મટાડવા અને તંદુરસ્તી પાછી મેળવવા આ પ્રયોગ શ્રદ્ધાપૂર્વક કરો.

ઉપર પ્રમાણે સંશય કાઢી નાંખી મન શાંત કરી પ્રસન્ન ચિત્તે શરીર સુખથી રહી શકે તેમ પદ્માસનવાળી બેસવું. જો બેસવું અનુકૂળ ન પડે તો આરામખુરશીમાં પડયા રહેવું, તેમ પણ ઠીક ન લાગે તો શેત્રંજી પાથરી સીધા સુઇ રહો. માથે ઉશીકું મૂકો પછી તમારે તમારા પગ હાથ અને પછી આખું શરીર શિથિલ કરવું. છેવટે મગજ શિથિલ કરી પડયા રહેવું. જો દરરોજ આમ એક બે વાર પાંચ દસ મિનિટ શરીરને શિથિલ કરી નિશ્ચેષ્ટ થઈ પડયાં રહેશો તો તમારો થાક ઉતરી જશે, તમારી નિર્બળતા ચાલી જશે અને શરીરમાં કોઈ નવી શક્તિ આવેલી જણાશે. આથી તમારૂં આયુષ્ય લાંબું થશે, અને શરીર આરોગ્યવાળું થઈ રહેશે. પ્રથમ હાથ અને પગને શિથિલ કરવા, જેમ કપડું નરમ હોય છે તેમ તમારા હાથ પગ પણ તેવા શિથિલ નરમ બનાવી દેવા. પછી શરીર, માથું અને મગજ શિથિલ કરવું. જે ભાગ શિથિલ કરવો તે પછી અક્કડ ન રહેવો જોઇએ. તમારૂં મન તે ઉપરથી ઉઠાવી હૃદયમાં લાવવું અને તે પછી મગજ શિથિલ કરવું. આમ

થોડો વખત અભ્યાસ કરવાથી શરીરને શિથિલ કરવાની કળા તમને આવડી જશે જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ તમે ધારશો ત્યારે તમારૂં શરીર શિથિલ કરી શકશો.

આ ક્રિયાથી ગમે તેવો થાક તરત ઉતરી જશે. ઉંઘવાથી જેટલી વિશ્રાન્તિ મળે છે તે કરતાં આ ક્રિયા કરવાથી વધુ વિશ્રાંતિ મળશે. શરીર શિથિલ કરી લાંબો શ્વાસ લેવો. ધીમે ધીમે ઉંડો શ્વાસ લેવો. ફેફસાં અને છાતી પવનથી ભરી દો. અને પવનને છેક ડુંટી સુધી જવા દેવો. તે પછી થોડો વખત પવનને અંદર રોકી રાખો. જો રોકી રાખવાનો અભ્યાસ ન હોય તો તેને શરૂઆતમાં ન રોકશો. જેવી રીતે ધીમે ધીમે ઉંડો શ્વાસ લ્યો તેવીજ રીતે ધીમે ધીમે શ્વાસને બહાર કાઢો. પછી થોડી વાર શ્વાસને અંદર ન લેતાં એમજ પડ્યા રહો. શ્વાસને અંદર લેવો તે પૂરક કહેવાય છે, અંદર રોકી રાખવો તે કુંભક અને બહાર કાઢવો તેને રેચક કહે છે. તેવી રીતે શ્વાસને બહાર થોડીવાર રોકી રાખવો તે બહારનો કુંભક છે. રેચક, પૂરક અને કુંભક એ યોગના શબ્દો છે. પ્રાણાયામમાં રેચક કુંભક અને પૂરકની ક્રિયા જ કરવાની હોય છે, તે પ્રમાણે શ્વાસને થોડો વખત બહાર કાઢ્યા પછી અંદર ન લેવો. જ્યાં સુધી રહી શકાય ત્યાં સુધી રહેવું. મન વ્યગ્ર ન થવા દેવું. તે પછી થોડીવારે શ્વાસને પાછો ધીમે ધીમે અંદર ઉંડો ખેંચો અને થોડીવારે ધીમે ધીમે બહાર કાઢો. આ ક્રિયા શાંતિપૂર્વક કર્યા કરવી ફેફસાં અને હૃદયને શ્રમ પહોંચે ત્યાં સુધી ન કરવી પણ શાંતિ જણાય ત્યાં સુધી કરવી શ્વાસ અંદર પૂર્યા પછી ૐ નો ઉચ્ચાર કરવો. અને બહાર શ્વાસ ખેંચતાં પણ પ્રણવમંત્ર જપો. આ ક્રિયા શાંત ચિત્તે દરરોજ એકાન્ત સ્થાનમાં કર્યા કરવાથી બાહ્ય મન સ્થિર થશે અને આંતરમન જાગ્રત થશે.

આ પ્રમાણે ઘણો વખત અભ્યાસ કરવાથી શ્વાસ સ્થિર થાય છે. મન આડા અવળા વિચારો કરવાનું છોડી દઇ સ્થિર થશે અને જગતમાં आत्मवत सर्वभूतेषु નો અનુભવ થવા માંડશે. આ પ્રયત્ન તાકીદીથી ન કરવો પણ ધૈર્યથી કર્યા કરવો. આ અભ્યાસ વધતાં તમારૂં આંતરમન તમારી આજ્ઞા સ્વીકારવાને માટે તત્પર રહે છે. આમ કર્યા પછી શાંત મને ચિત્ત સ્થિર કરી નીચે પ્રમાણે ભાવના કરવી, ભાવનાના અર્થમાં તન્મયતા મૂકી અને તે પ્રમાણે બને તેમ એવી દૃઢ ભાવના કરવી અને તેમાં શ્રદ્ધા રાખવી. તમે જો શ્રદ્ધાપૂર્વક એમ માની બેસો કે "હું બળવાન છું" તો તમે જરૂર બળવાન થવાના. દૃઢ સંકલ્પપૂર્વક કરેલી કલ્પના વ્યર્થ જતી નથી. આ વખતે તમારૂં આરોગ્ય સુધારવા માટે તમારે એવી ભાવના કરવી કે: "આ વખતે તમારાં હાથ, પગ, બરડો, છાતી સર્વ સ્થાનનાં સ્નાયુ તંદુરસ્ત, મજબૂત અને શુદ્ધ લોહીથી પરિપૂર્ણ છે, તમે પૂર્ણ આરોગ્ય, બળવાન અને શક્તિવાળા છો." આ પ્રકારની બળવાન અને તંદુરસ્ત થવાની ભાવના જો મનને તેના અર્થમાં જોડી એક ચિત્તે દૃઢ સંકલ્પ અને દૃઢ શ્રદ્ધાપૂર્વક કરવામાં આવે છે તો ગમે તેવો નિર્બળ મનુષ્ય પણ બળવાન થઇ શકે છે. એક દિવસે ફેરફાર ન જણાય તો ગભરાવું નહિ પણ થોડા દિવસ આ પ્રમાણે દરરોજ કર્યા કરવાથી જરૂર નહિ ધાર્યો હોય તેવો તમારામાં ફેરફાર થશે.

આ પ્રમાણે દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા કર્યા પછી શરીર શિથિલ કરી દૃઢ સંકલ્પપૂર્વક ૐ નો ઉચ્ચાર કરી ભાવના કરવી કે: "હું આ શરીરનો સ્વામી છું, હું સુખરૂપ છું, હું બલવાન છું, મારૂં રૂધિર સર્વ નાડીઓમાં નિરામય વેગથી ફર્યા કરે છે, મારાં ફેફસાં અને હૃદય પોતાનું કાર્ય નિયમિત રીતે કર્યા કરે છે મારી જઠરાગ્નિ પ્રદિપ્ત હોવાથી ગમે તેવા અન્નને પણ પચાવી શકે છે. તેમાંથી શુદ્ધ રૂધિર ઉત્પન્ન થાય છે અને શુદ્ધ સત્વ શરીરને પોષણ આપી મળને બહાર કહાડે છે."

આ પ્રકારની ભાવના એકાગ્રમને દૃઢ શ્રદ્ધાપૂર્વક મોઢેથી ધીમે ધીમે એક એક અક્ષર બોલીને અર્થાત મનમાં એક એક અક્ષર બોલીને જાણે તે કહેવા પ્રમાણે જ શરીરમાં બન્યા કરે છે એવા દૃઢ સંકલ્પપૂર્વક કલ્પના કરી ભાવનામાં તન્મય થવું અને તે ભાવના પ્રમાણેનું માનસિક ચિત્ર રચવુ જે પ્રમાણમાં કલ્પના દૃઢ હશે, શ્રદ્ધાપૂર્વક કરેલી હશે અને દૃઢ સંકલ્પબળવાળી હશે તે પ્રમાણમાં તમને જરૂર લાભ થવાનો.

આ ભાવના શરૂ કરતાં હૃદયમાં ધ્યાન જોડવું જે જે અવયવોનાં નામ બોલો તે તરફ તમારૂં મન રાખવું અને તમારી ભાવના પ્રમાણે બને છે એવી કલ્પના કરવી. જેમ બને તેમ ભાવનાના શબ્દો ધીમે ધીમે ઉચ્ચારવા. આરંભમાં પાંચ દસ મિનિટમાં તમે તે ભાવના કરી શકવાના, પણ જેમ જેમ અભ્યાસ વધતો જવાનો તેમ તેમ એક વિચારમાં વધુ વખત જવાનો અને જેમ જેમ તે વિચારમાં મન એકાગ્ર થતું જશે તેમ તેમ તમારામાં વધુ બળ અને આરોગ્ય જણાશે.

જે જે વખતે અનુકુળતા મળે તે વખતે આ પ્રમાણે હંમેશાં અભ્યાસ કરવો. પાંચ દસ મીનીટ શરૂઆતમાં લેવી પણ અભ્યાસ વધતો જાય તેમ તેમાં વખત વધારવો. જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ મન સ્વાભાવિક રીતે જ તમારા કહ્યા વગરજ ધ્યાનસ્થ થઇ જશે

આ ક્રિયાને માટે સર્વથી વધુ સમય સવારનો રાખવો ઉત્તમ છે. પ્રાતઃકાલે આ ક્રિયા કરવાથી વધુ લાભ થાય છે. સવારમાં શૌચાદિથી પરવારી સ્નાન કરી શુદ્ધ વસ્ત્રો ધારણ કરી પવિત્ર આસને એકાંત સ્થાનમાં બેસવુ, મનને એકાગ્ર કરવું, શરીરને શિથિલ કરી પછી બાહ્ય મનને સ્થિર કરવું. પછી જા અનુકૂળ જણાય તો કોઇ બળવાન પુરૂષની મૂર્તિની કલ્પના કરવી, તેના સર્વ અવયવોનું નિરિક્ષણ કરી પછી આંખો મીંચી એવી ભાવના કરવી કે " મારૂં શરીર વજ્રસમાન દૃઢ અને શક્તિમાન છે. મારા હાથ, પગ અને સર્વ શરીરના સ્નાયુ કઠન મોટા અને સશક્ત છે. મારા શરીરના કોઇભાગમાં પણ રોગ નથી. સંપૂર્ણ શરીર અલૌકિક ચેતનશક્તિથી પરીપૂર્ણ છે. આ ભાવનામય કલ્પના ને મનમાં સ્થિર કરો. અને દૃઢ શ્રદ્ધા પૂર્વક ધાર્યા કરો કે " મારૂં શરીર આવું જ છે. તેમ ધારી તમારા હાથ, પગ, છાતી, ઉપર હાથ ફેરવો અને વારંવાર છેક ડુંટી સુધી દીર્ઘશ્વાસ ભરો. દરરોજ ૧૦ થી ૧૫ મિનિટ આ પ્રમાણે કરવાથી શરીર ઘણુંજ સુદૃઢ થશે.

હંમેશાં સ્હવારમાં બ્રાહ્મમુહૂર્તે સૂર્યોદય થતા પહેલાં ઉઠો. મોં સ્વચ્છ કરી અગાસી હોય તો અગાસીમાં જાવ, ન હોય તો ઘરની બારી આગળ સીધા ટટાર ઉભા રહો. પછી મનમાં કલ્પના કરો કે આ શુદ્ધ હવા તે અમૃતરૂપ છે તેમ માની તેને તમારાં બંને નસકોરાદ્વારા ધીમે ધીમે અંદર પુરો. દીર્ઘશ્વાસ લ્યો. આ અમૃતમય હવાથી તમારી છાતી, હૃદય, ફેફસાં ભરો, તેને છેક ડુંટી પર્યંત ભરો અને તે વખતે આ અમૃતમય વાયુથી શરીર આરોગ્ય બન્યું છે એવી ભાવના કરો, થોડીવારે તે શ્વાસને ધીમે ધીમે બહાર કાઢો. અને તે વખતે કલ્પના કરો કે મારા શરીરનાં રોગી ને નિર્બળ પરમાણુ આ શ્વાસવાટે બહાર જાય છે, અને શુદ્ધ અને બળવાન તત્વો શ્વાસવાટે શરીરમાં પ્રવેશ કરે છે. આ પ્રકારની ક્રિયા પાંચદસ મિનિટ કરો. ફેફસાં શ્રમિત થાય નહિ ત્યાં સુધી આ ક્રિયા કરવી. જ્યારે ફેફસાં થાક્યાં હોય એમ જણાય, હૃદયજોરથી ધડકવા લાગે અને લોહિ ખૂબ જોરથી વ્હેવા લાગે ત્યારે આ ક્રિયાને બંધ કરો. અને તે પછી થોડી વાર આરામ લ્યો. આ પ્રકારે હંમેશાં સવાર સાંજ ખુલ્લી હવામાં ઉભા રહી કર્યા કરવાથી શરીરનું આરોગ્ય ઘણુંજ તંદુરસ્ત બને છે.

અપૂર્ણ.




( અનુસધાન ગતાંકથી )

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### રેન્ડાને લાગેલી લગ્નની લગની.

નવલકિશોરે જરા વિનંતી કરી કહ્યું, " આપ કોણ છો તે તો કહો, જરા બોલવાની તો કૃપા કરો. "

આમ છતાં રેન્ડા બોલી નહિ એટલે નવલે છેવટે તેના હાથ ખસેડી નાખ્યા અને પાછળ જોયું તો રેન્ડાને દીઠી. રેન્ડાએ તો હર્ષના ઉમંગમાં આવી ખડખડાટ હસવા માંડયું. નવલ તેનો જ હાથ હશે એમ અનુમાન કરતો હતો તે ખરૂં પડયું. બંને જણે પ્રથમ તો હસવાનો આનંદ લીધો.

નવલે કહ્યું: કેમ રેન્ડા, અત્યારે ક્યાંથી આવ્યાં. આમ મારી આંખો દબાવી મને વિક્ષેપ કેમ કર્યો ! તમે હવે તો ઘણી વખતે આવી રમત જ રમવામાં મશગુલ જણાઓ છો !

રેન્ડા—હા પ્રિય ! આપની આંખો દબાવી થોડીવાર મૌન રહેવાથી મને કાંઈક વિલક્ષણ આનંદ થયો. આપને મગજવાજ આવી હતી. હું હવે આપના એકાંત સમયમાં વિક્ષેપ કરવાની ઇચ્છા રાખું છું.

નવલ—કેમ વારૂ, હાલ મારે પરીક્ષાના દિવસો છે. તેમાં આમ તમે વિક્ષેપ કરવા ધારો તે તો ઠીક નહિ.

રેન્ડા—પણ એ બધી પરીક્ષામાં પાસ થાઓ તેમાં શું ! મારા જેવી અબળાની પરીક્ષામાં પાસ થાઓ ત્યારે જ ખરૂં ને ! હવે હું તમારી પરીક્ષા લેવા ધારૂં છું.

નવલ—તમે. મારી પરીક્ષા કયા વિષયની લેવા ધારો છો.

રેન્ડા કાંઈક શરમાતી હોય તેમ મંદ હાસ્ય કરતી.આંખ જરા અર્ધ મિંચાયવી કરી બોલી. "ઓ હો, આપતો હવે અજાણ્યા થયા લાગો છો. મારી પરીક્ષા કયા વિષય સંબંધી તે વળી તમારાથી ક્યારે અજાણ્યું છે ?

નવલ—ના ના, હું તો કાંઈ જાણતો નથી.

રેન્ડા—ત્યો ત્યારે સાંભળો, પ્રથમ તો પુરુષે સ્ત્રીની પરીક્ષામાં પાસ થવું જોઈએ. તમે ભણીને ધન કમાતા થાઓ, આબરૂ મેળવો, સારી સ્થિતિ પ્રાપ્ત કરો, એ બધુંએ ખરૂં, પણ જ્યાં સુધી સ્ત્રીની પરીક્ષામાં પાસ નથી થયા ત્યાં સુધી એ બધું નકામું સમજવા.

નવલ—પણ એ તો ખાનગી વાત છે, તેમાં તમે મારી પરીક્ષા કેમ કરી શકો !

રેન્ડા-હા, હવે કાંઈ સમજવા લાગો છો. એજ ખાનગી બાબતની પરીક્ષા કરવા હું માગું છું, સમજ્યા !

નવલ-હું તમારો કહેવાનો ભાવ કાંઈ સમજી શકતો નથી.

રેન્ડા-તમે તો ક્યાંથી સમજો, તમારૂં અંતઃકરણ સમજે, લ્યો હવે હું વધું સમજાવું

" જુઓ, મારા મનની વાત હું ઘણા દિવસથી કહેવાની તમને ઇચ્છા કરતી હતી પણ મારાથી કાંઈ કહી શકાતું નહોતું. તે કહેવા માટે જ હું અત્યારે આવી છુ, સાંભળો, હું તમને ઘણા દિવસથી ચ્હાઉ છુ. હવે હું તમારાથી જરાપણ છુટી રહી શકું તેમ નથી. અમારા લોકોમાં રીવાજ છે કે જેની સાથે જેનું મન મળે તેની સાથે તેનો જન્મારો ગોઠવાય. હું આપની સાથે હવે પછી મારૂં જીવન ગાળવા ઇચ્છુ છું. મને આપના વગર હવે ચેન પડવાનું નહિ. માટે મારી ઇચ્છા છે કેઃ આપણે હવે પવિત્ર લગ્નની ગાંઠથી જોડાઇએ.

નવલ તો આ સાંભળી આભો જ બની ગયો. આજે રેન્ડાની રીતભાતથી તેના સમજવામાં આવ્યું જ હતુ કેઃ રેન્ડાનો કાંઈક જુદોજ વિચાર હોય તેમ લાગે છે. અને તે વાત ખરી પડી. તેણે થોડીવાર વિચાર કરી કહ્યું: જુઓ મીસ, રેન્ડા, તમારે આવુ બોલવું ઘટીત નથી. તમે યુરોપીયન કહેવાઓ, અમે હિંદુસ્તાની અને તેમાં વળી બ્રાહ્મણ રહ્યા. તમારા રીતરીવાજ પ્રમાણે તમારે તમારી જાતિના કોઇ યુવક સાથે લગ્ન કરવુ જોઇએ. અમારાથી તમારી સાથે લગ્ન થઇ શકે નહિ માટે કૃપા કરી ફરીથી આવી માગણી ન કરશો.

રેન્ડા—હું સમજું છુ કેઃ તમે મ્હારે મોઢે તો ના જ પાડશો, પણ તમારા અંતઃકરણને પુછી જુઓ, હું નક્કી માનું છુ કે તમે મારા ઉપર ખરા મનથી પ્રીતિ રાખો છો, અને તેથી જ મારી તમારી સાથે પ્રીતિ જોડાઇ છે. મને તમે ના કહો તેના કરતાં તો મને મરવું સારૂં લાગે. હું તમારા સિવાય બીજા કોઇપણ પુરૂષ સાથે લગ્ન કરવા ઇચ્છતી નથી, માટે તમે મારી લાગણી સ્વિકારો. અને મારા જેવી નવયૌવના ગોરી ઓથી સુખી થાઓ.

નવલ—તમો કહો છો તે વાત મારાથી તો ન બની શકે. હું તમને મારે ત્યાં તો લઈ જઇ શકું જ નહિ. અમારા દેશના રીતરીવાજની હજુ તમને ખબર નથી. અમે જો અમારી જ જાતિમાં પણ પરનાતની સ્રીથી લગ્ન કરીએ તો અમને નાત બહાર મુકે, તો પછી તમારી સાથે લગ્ન કરવાથી અમને અમારી નાતમાં, જાતમાં, સમાજમાં કોઇ ઉભુ ન રાખે, દેશમાં ઠેરઠેર નિંદા થાય, પેપરો વખાણું કરે, અને હું ભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ જઉં. અમારે ત્યાં આ દેશની સ્રીઓને જે સ્વતંત્રતા અપાય છે તેવી સ્વતંત્રતા મળતી નથી. અમારા દેશમાં સ્રીઓને પતિની સેવા કરવી પડે પતિના કહ્યામાં રહેવું પડે, પતિ મરે તોપણ બીજા પુરૂષ સાથે પુનર્લગ્ન થઇ શકે નહિ, એકલાં છુટથી હરાય ફરાય નહિ, બોલવા ચાલવામાં પણ સ્વતંત્ર થઈ ન ફરાય, એવાં ઘણાં બંધનો છે. તમે સ્વતંત્ર દેશનાં, સ્વતંત્ર વિચારનાં. સ્વતંત્ર હવામાં ઉછરેલા, તમને દેશી લોક સાથે કેમ બને ? માટે આપ આવી અયોગ્ય વાત મને નહિજ કહો એમ હું ધારુ છુ. અને મને એ વિષય માટે માફી આપશો.

રેન્ડા—એ બધી વાત હું જાણું છુ. તમે જાણો છો કે મારૂં મન તમારી સાથે મળ્યુ છે એટલે મારૂં મન હવે બીજા પુરુષને ન ઇચ્છે. સ્રીઓનું કામ એવુ છે કે તેની પ્રીતિ જેના ઉપર થાય તે ભલેને હલકી જાતિનો હોય, કુરુપ હોય કે અપંગ હોય તેની તેમને દરકાર નહિ. ગમે તેવો રૂપાળો પુરુષ પણ તેને મન તો પેલા કુરૂપ કરતાં પણ અયોગ્ય

ગણાય. આપ ભલે અમે તો દેશી છો પણ મને અમારી જાતિના પુરુષ કરતાં ઉત્તમ લાગો છો. મારે મન તમેજ સર્વોત્તમ છો. માટે આપે હા પાડવી જ જોઈએ. આપ ના કહો તે તો મને મરવા જેવું થશે. અમારા લોકો તો જેની સાથે સ્નેહ થાય તેને જ પરણે. પછી ભલેને તે ગમે તો યુરોપીયન હોય કે દેશી. માટે મારી માગણી તમારે કબુલ કરવી જ પડશે.

નવલ—બેન રેન્ડા, હું હવે તમને બેન કહી બોલાવીશ. જુઓ, તમે મારી સાથે લગ્ન કરવાની વાત કરો છો પણ તે ઠીક નથી. હજુ તમે જુવાન છો, અમારા લોકોના રીત રીવાજોથી અજાણ છો. વળી તમને ખબર હશે કે મેં તો લગ્ન કરેલું જ છે. મારી સ્ત્રી દેશમાં છે તે બિચારી નાનપણમાં મને પરણી કાંઈ પણ સુખ પામી નથી. હું વિદેશમાં વધુ અભ્યાસ કરવા આવ્યો. અમારા રીતરીવાજ પ્રમાણે તમારી સાથે અમારાથી લગ્ન થઈ શકે નહિ. તમને હું દેશમાં લઈ જઉં તો ત્યાં મારી નિંદા થાય, ઘરમાં કોઈ પેસવા દે નહિ. મારા ગામમાં પણ જવાય નહિ. હું દુઃખી થઉં, તમે દુઃખી થાઓ અને તેની સાથે જેની સાથે મારું લગ્ન થયું છે તેનો આખો જન્મારો દુઃખમાં જાય. અમારી જાતમાં છુટા છેડા કરવાનો રીવાજ નથી. મારી સ્ત્રી હું જીવું ત્યાં સુધી મારી સાથેજ રહે. તેનાથી કે મારાથી છુટા છેડા કરવાની અરજી કરી શકાય નહિ. અમારામાં તો પતિ મરી જાય છતાં સ્ત્રીથી તેનું ઘર ત્યજી બીજે જવાય નહિ, પતિ મરતાં વિધવાપણામાં આખો જન્મારો ગાળવો પડે. હવે તમે સુખી થવા માગતાં હો તો મને પરણી સુખી થઈ શકશો નહિ. હું તમારી સાથે બેન તરીકે સંબંધ રાખુ છુ. મને ભવિષ્યમાં પણ આશા નહોતી કે એક નિર્દોષ પ્રેમ આવું રૂપ પકડશે.

અમારાથી પરસ્ત્રી સાથે સંબંધ થાય નહિ. એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણવી એ તો દુઃખદ છે એમ તમે પણ સમજો. તમને ખબર નહિ હોય કે તમારા જેવી બાળાઓ અમારા લોકો સાથે પ્રેમમાં પડી પોતે કેવી દુઃખમાં પડે છે અને સામાને દુઃખમાં પાડે છે. અહિં અમારા દેશમાંથી અભ્યાસાર્થે ઘણા જુવાન મનુષ્યો આવે છે. તેમાંના ઘણા આ દેશમાં આવી મોહવશ થઈ કુંવારી સ્ત્રીઓમાં ફસાય છે. ફસાયા પછી ન છૂટકે સ્ત્રી લગ્નની માગણી કરે છે અને તે નવા મોહમાં ફસાઈ, ગોરી ચામડીથી લલચાઈ નવયુવાનો લગ્ન પણ કરે છે. અહિં રહે ત્યાં સુધી તેમને કાંઈ દુઃખનું ભાન થતું નથી પણ જ્યારે ત્યારે દેશમાં જવાનું થાય છે ત્યારે પરણેલી યુરોપીયન સ્ત્રીને હિંદુસ્તાનમાં લઈ જતાં ગભરાય છે. તેને ત્યાં ફજેતીની બીક રહે છે. છતાં સ્ત્રીના આગ્રહને વશ થઈ કેટલાક લઈ તો જાય છે પણ તેમને મુંબાઈ જેવા શહેરમાં જુદી રાખવી પડે છે. તે સ્ત્રીને ત્યાં ગયા પછી એકલું રહેવું પડે છે. પુરુષને પણ ઘણી અડચણો પડે છે. જો કોઈના જાણવામાં આ વાત આવે છે તો તે પુરુષની નિંદા થાય છે, સમાજમાં તે તિરસ્કારને પાત્ર ગણાય છે. આમ છે માટે તમારે પણ આવો વિચાર કરવો ઘટતો નથી. માટે આ વાત પડતી મૂકો એથી હું અને તમે બંને દુઃખી થઈશું.

રેન્ડા—હું એ બધી વાત પહેલેથી જાણું છું. તમારામાં એક ઉપર બીજી સ્ત્રી પરણવાનો રીવાજ છે તે તમારાથી અજાણ્યું નથી. તમે મારાથી સુખી થશો. મને અમારા રીવાજ કરતાં તમારા રીવાજ ઘણા ગમે છે. એક પુરુષ સાથે અખંડિત પ્રેમ રાખવો એજ ખરો દામ્પત્ય સ્નેહ ગણાય છે. હું તમારી સાથે તેવા પ્રેમથી જ જોડાવા માગુ છું.

તમારી જુની પત્નીને મારાથી દુઃખ થવા સંભવ નહિ રહે મારા બાપ પણ આ વાતથી રાજી થશે તેમનો તમારા લોક ઉપર ઘણો સ્નેહ છે તમારા ગુણથી તે પણ આ વાતમાં ઘણે ભાગે સમ્મત છે. મારી મા તો મારો બોલ ઉથામી શકે તેમ નથી. માટે મારી આ વિનતિ માન્ય રાખી મને તમારી સહધર્મચારિણી બનાવો. હું તમારા દેશમાં આવવા ખુશી છુ. વળી મારા બાપની લાગવગથી તમારો પણ ઉદય થશે હાલમાં ત્યાં મારા બાપની સારી લાગવગ છે તે તમે આ પરીક્ષામાંથી પાસ થઇ જશો એટલે તમારે માટે ત્યાં તેમના મિત્રોને ભલામણ કરશે એટલે મોટો હોદ્દો મળશે.

તમારા વિચાર હું જાણુ છુ તમે સ્ત્રી સ્વાતંત્ર્યના પક્ષપાતી છો તમારી વિદ્વત્તાથી તમને હિંદુસ્તાનમાં પણ સારી હોદ્દાવાળી અમલદારી મળવાની તમે જાણો છો કે અમારા લોકો જ્યાં સુધી મોટી જગ્યાઓ યુરોપીયનને આપે ત્યાં સુધી બીજાને ન આપે. માટે લીધે તમારી ગણના યુરોપીયન જેવી ગણાશે મારા બાપની, તેમ તેમના મિત્રોની લાગવગથી તમારૂં ભવિષ્ય સુધરશે તેને અંગે આપણે બન્નેયે સુખી થઇશું. તમારી પ્રથમ સ્ત્રીને મારા તરફથી કોઇ પણ દુઃખ નહિ પડે. તેને લીધે હું તમારા રીતરીવાજ જાણની થઇ જઇશ. હું તમારા કામમાં પણ મદદ કરવા બંધાઉં છુ. હું અમારી બીજી સ્ત્રીઓ માફક છુટાછુટકાને ઇચ્છનારી નથી માટે કૃપા કરી આ વાત હા પાડો મને મને આપની સંગીની બનાવો.

આ બધી વાત સાંભળી નવલના દુ ખનો પાર ન રહ્યો તેને મિત્રાશાને આ સબંધથી અણુંજ લાગી આવ્યું તે જાણતો હતો કે આ સ્ત્રીયો ઘણી જક્કી અને પોતાનું ધારેલું જ કરે તેવી હોય છે. તેને અહિં આવી આ સ્ત્રીના પાશમાં ફસાવાનો પહેલવહેલોજ અનુભવ થયો. તેણે અહિં ઘણા દેશી લોકોને યુરોપીયન સ્ત્રીયોમાં પ્રેમમુગ્ધ થયેલા જોયા હતા. કેટલાક રાજા રજવાડાઓ, જમીનદારો, તાલુકદારો અને શેઠીયાઓ વારવાર વિલાયતમાં આવી પોતાનો ઘણો કાળ વિલાયતમાં જ ગાળતા. તેમાંના ઘણા ઉછરતી વયના જુવાનો આવી નવયુવાન ગોરી સ્ત્રીયોના પંજામાં સપડાતા તેમને તેમના રૂપસૌંદર્યના મોહમાં પહેલાં તો આનંદ પડતો, કોઇ સ્ત્રીની સાથે સંબંધ થાય તેની શરૂઆતમાં ઇચ્છા થતી, અને સબંધ થયા પછીના શરૂઆતના દિવસો આનંદમાં જતા, પણ જ્યાં દેશમાં આવવાનો વખત આવતો ત્યાં તેમનો તમામ આનંદ ઉડી જતો, ગાડીયા સાપને બે વાતનો ભય. સાપ છછુંદર ગળે તો તેની જેવી દશા થાય તેવી દશા આ જુવાન અને છેલ યુવકોની થતી. ગોરી સ્ત્રીના પ્રેમપાશમાં ફસાતાં તેમને વ ર લાગતી નહિ, ફસામા પછી સ્વર્ગમાંજ જઇ પહોંચ્યા જેવો અનુભવ થતો પણ દેશમાં જવા વખતે જો તે ગોરી સ્ત્રીને પોતાને ત્યાં લઇ જાય તોય દુઃખ અને ન લઇ જાય તો પની ગોરી સ્ત્રી તેનો છેડો ન મૂકે તેનું દુઃખ. આ વખતે તે સ્ત્રીને છોડાતી નથી તેમ દેશમાં લઇ જવાતી નથી. તેને મહાસંકટ આવી પડતું. આથી તેઓ ઘણે ભાગે વચલો રસ્તો કાઢી એકાદ બે માસ દેશમાં જઇ આવે વળી પાછા વિલાયતમાં આવી રહે ત્યાં સુધી પેલી સ્ત્રીને રહેવાના સ્થાનનો વરો, દાગીના ખોરાકી અને મોજશોખમાં ખર્ચવાનાં નાણાંનો બંદોબસ્ત કરવો પડતો.

આ પ્રકારે તેવા યુવાનોનું જીવન અહિં બગડતું તે વાતો તેણે વિલાયત આવ્યા પછી પ્રત્યક્ષ જોઇ હતી. ઘણા નવયુવકો જુવાનીના જોશમાં પ્રેમઘેલા બની અહિં ગોરી

સ્ત્રીઓના મોહમાં આ પ્રમાણે ફસાઇ ઉંધે રસ્તે દોરવાતા. ઘણાને તો તે સ્ત્રી છોડતી નહિ તેથી ઘણી વાર તો તેને તેમણે દેશમાં લઇ જવી પડતી. અને ત્યાં તેને સ્ત્રી તરીકે ન જણાવતાં પોતાનાં છોકરાને શિખવવા માટે શિક્ષિકા કે આયા તરીકે આણી છે એમ કહી ઘરમાં સ્થાન આપવું પડતું. આ વાત લોકોમાં ચર્ચાને પાત્ર બનતી. પરદેશી સ્ત્રીની ઇચ્છા પૂરી ન થાય તેની અડચણ નહિ પણ આવી ગોરી સ્ત્રીયો તો તેમને ઉભા નચાવે તો પણ નાચવું પડે. તે સ્ત્રીયો તેનાથી ન દબાય, તે એકલી સોસાયટીમાં, ક્લબમાં, મેળાવડામાં જાય, ગમે તેને મળવા હરવા જાય, છતાં કશું ન બોલાય અને ઘરમાં સ્ત્રી બીચારી આંસુ ઢાળી રહે. એ બધું નવલના ખ્યાલમાં આવ્યું.

ઘણાને તો તેવી આયાઓ રાખવા છતાં પણ જો પ્રેમસંબંધ ઉઘાડો પડે, અને ગર્ભ રહે તો ન છુટકે પણ તેની સાથે લગ્ન કરવાની તેને ફરજ પાડે. લગ્ન ન કરે તો તે સ્ત્રી વ્યભિચાર કર્યાની ફરીયાદ માંડી ફજેતી કરે, આવી ઘણી ઉપાધિઓ આવી પડતાં બીચારાને ન છુટકે આવી સ્ત્રીની સાથે લગ્ન કરવું પડે. અને લગ્ન કરે એટલે સ્ત્રી છોકરાં તેની સાથે રહી ન શકે, તેણે ઘરનો, નાતનો, જાતનો અને સમાજનો પણ ત્યાગ કરવો પડે આવાં સંકટો તેમને ભોગવવાનો વખત આવે, ફજેત થાય, તિરસ્કારને પાત્ર થાય ત્યારે પૂરો પસ્તાવો થાય, એ સર્વ વિચારો નવલના મનમાં ઘોળાવા લાગ્યા. તેને આ ધર્મસંકટ આવ્યું. હવે રેન્ડાનાથી શી રીતે છુટવું તેનો તેને વિચાર થઇ પડ્યો.

નવલે પોતે તેને ઘણી સમજાવી, ઘણું કહ્યું, માફી માગી પણ રેન્ડા તેને કેમ છોડે કહ્યું છે કે: 'ભીંમા છોડે પણ ભીખી કેમ છોડે' એવું થયું. નવલશંકરનું કાળજું ધડકવા લાગ્યું. તેને અત્યારે જાણે મોહિની પ્રત્યક્ષ આવી તેની દયા ખાતી હોય, તેને આવવાની રાહ જોઇ ઉભી હોય તેમ જણાયું ઘર સાંભર્યું. દેશ સાંભર્યો. હવે આ સ્ત્રીથી શી રીતે બચવું. તેનો વિચાર થઇ પડ્યો. થોડી વારે મૌનધારી તેણે કહ્યું:—' રેન્ડા, રેન્ડા, આ વાત જવા દે અમારાથી તો બીજી સ્ત્રી સાથે લગ્ન ન થાય. પરનાતની સ્ત્રી સાથે લગ્ન થવાથી અમારી નાતમાંથી અમારો બહિષ્કાર થાય. પેલી મારી પરણેત સ્ત્રીની પણ તારે દયા લાવી આવી વાત મારા આગળ ન કરવી. હું તને બેન તરીકે નહિ ભૂલું. હું મારા દેશમાં જઇશ પણ તારી સાથે મિત્ર તરીકે—ભાઇ તરીકે સ્નેહ રાખીશ. માટે તું મારી સાથે આવી વાત ન કર.

રેન્ડા—વ્હાલા, આમ તમારાથી ન બોલાય, હું તો તમને વરી ચૂકી, હવે તમારે મારી પરીક્ષામાં પાસ થવુંજ પડશે. તમે મારા અને હું તમારી થઇ ચૂકી, મને તમારા લોકના રીત રીવાજો ખબર છે. પૃથુરાજે સંયુક્તા સાથે ગંધર્વવિવાહથી લગ્ન કર્યાં હતાં, દુષ્યંતે શકુંતલા સાથે ઋષિના આશ્રમે એકાંત મળતાં સ્નેહ સંબંધ બાંધ્યો હતો. હું હવે તમને નહિ છોડું અત્યારે એકાંત છે. મારા ઉકળેલા લોહીને શાંત પાડો, લગ્ન થઇ જ ચુક્યું, ચાલો, આપણે ગંધર્વવિવાહનો લાભ લઇ હૃદયને શાંત પાડી મહા આનંદનો અનુભવ કરીએ. કાલે સવારે ચર્ચમાં જઇ આપણાં લગ્ન કરીશું. તમે મારાથી સુખી થશો. ઉઠો, હા પાડો..." આમ કહી રેન્ડાએ ફરી નવલશંકરનો હાથ ઝાલી તેને ઉભો કરવા માંડ્યો.

વાચક ! આ વખતે નવલના મનની સ્થિતિ કેવી થઇ હશે તેનો વિચાર કરવાનું તમનેજ સોંપું છું.

(અપૂર્ણ.)

---

# વૈદ્યોના વૈદક ધર્મ.

( લખનાર—આર્યવૈદ્ય મયારામ સુંદરજી. )

૧. પ્રથમ વૈદ્યવિદ્યાનાં અષ્ટ અંગ જાણવાં. જેવાં કે, શારીરશાસ્ત્ર, ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ઔષધીગુણદર્શનશાસ્ત્ર, રોગનિદાનચિકિત્સાશાસ્ત્ર, શસ્ત્રકર્મવિજ્ઞાનશાસ્ત્ર, ગર્ભવિજ્ઞાન ને પ્રસુતિપ્રજ્ઞાનશાસ્ત્ર, વૈદકીન્યાયશાસ્ત્ર, બાળરોગચિકિત્સાશાસ્ત્ર, અને આરોગ્ય રક્ષણશાસ્ત્ર, એ આદિને ઉત્તમ અભ્યાસથી જાણવાં, અને એવું વૈદકી જ્ઞાન મેળવવા પહેલાં સરકારી ચાલતી નિશાળોની અંદર સાધારણ જગજન્યતાનની માહિતી મળવા માટે સામાન્ય વર્ગવાર કેળવણી લેવી; અને પછી વૈદકી શિક્ષાલય (મેડીકલ કૉલેજમાં પસાર થવું.)

૨, દેશીવૈદકગ્રંથો—જેવાં કે, ચરક શુશ્રુત, વાગ્ભટ, આગ્નિવેશ, ભોજ, ભેડ, અશ્વનીકુમાર, ચક્રદત્ત, ધન્વંતરી આદિના નિઘંટો વિગેરે, પ્રાચીન ઋષિઓએ રચેલા ગ્રંથો, તેને યોગ્ય સંસ્કૃતના અભ્યાસ વડે જાણવા ( જોવા ). અને તેમજ તે પછીથી થયેલા વૈદક ગ્રંથો, તેમાં ભાવપ્રકાશ, સારંગધર, માધવનિદાન, નિઘંટરત્નાકર, ચિકિત્સાસાર એ આદિ જે જે છે તે સર્વ મેળવી સ્વબુદ્ધિથી જોવા-તપાસવા; અને તેમાંથી તથા ઉપર કહેલા જુના કાળના ગ્રંથોમાંથી રોગનિદાન ચિકિત્સા આદિ બાબતો તારવી તેને આધુનિક સુધરેલા યુરોપી વૈદક સાથે સરખામણી-તુલના કરતા રહેવું, અને તેમાં સત્ય હોય તે નિરાળુ ચુંટી કાઢીને યુરોપી ( અંગ્રેજી ) વૈદકનાં સત્યમય મૂળતત્વો પ્રમાણે ગોઠવણ કરવી, અને એમ પ્રાપ્ત જણાય તે તે સર્વ એકઠાં સંગ્રહી તેને નવીન ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરતા રહેવું. આ કહેવું દરેક વૈદ્ય તથા તે સર્વથી દેશી વૈદક જાણનાર વૈદ્ય મંડળને લાગુ છે, એમ સમજવું. તપાસ કે અનુભવથી જે ઔષધ અચોકસ કરે તે તે સર્વ ' અમુકરર ' એવા શીરનામે નીચે ગ્રંથાદિમાં દાખલ રાખવાં, તથા તે માટેના જે જે વૈદ્યોના મત પડેલા તે તે ટાંકી બતાવવા; અને જે જે ઔષધ અચૂક સત્ય જણાએલ હોય તેવા સર્વને ' મુકરર ' અર્થાત્ ચોક્કસ રૂપમાં એ નામના મથાળાથી ગ્રંથાદિમાં નોંધવાં, અને તેથી પણ જે જે ખરી હકીકત હોય તે તે સર્વ, ટુંક નહીં તેમ વિસ્તારમાં નહીં એમ મધ્ય મેળથી નોંધવી, જો આમ થાય તો દેશી વૈદક આજ જે અવ્યવસ્થિત હાલત ભોગવે છે તેથી મુક્ત થઇ પાયામાં આવે. આમ સર્વ વૈદ્યોએ પોતાના અનુભવથી નિર્માણ થતાં વૈદકી સત્યો, તે ગ્રંથદ્વારા, લેખ વિવેચન-ભાષણથી વૈદ્ય મંડળને નિવેદન કરવાં. કે જેથી યુરોપી વૈદક જેમ આપણું પ્રાચીન ભારતવર્ષી વૈદક ઘણું જ સત્યથી ( આજના વૈદ્યોથી ઘણા ભાગે અજાણી સ્થિતિમાં ) ભરપૂર છે, તે સઘળું જાણવામાં આવે, અને આ રોગીયુગમાં સત્યપ્રકાશીત થાય, અને તેમ થાય તો અગણીત અમૂલ્ય ઔષધીઓ, ને રોગવિદ્યા.ન હાથ આવી વૈદ્યોને અને સ્વદેશીઓને ફાયદેમંદ થાય, એમજ દેશાદિમાંથી સત્યૌષધીને સત્યરોગ નિદાનાદિના શોધ કરતા રહેવું, કે જે આપણું પ્રાચીન દેશી વૈદક, પૂર્વનાથી પણ અધિક પ્રૌઢ દશાને પામે. ઉત્તમ ને મુકરર ગુણની, દવાઓ શોધી કાઢવાને અને મેળવવાને આપણા દેશમાં ખનીજ, વનસ્પતીજ, ને પ્રાણીજ-પેદાયશ (ઉષ્ણદેશ હોવાથી) બીજા દેશો કરતાં વિશેષ છે; માત્ર તે માટે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે.

૩. ઉત્તમ વૈદમાં ખપવાની ઇચ્છા રાખનાર વૈદ્યોએ રોગોની અષ્ટવિધ પરિક્ષા કાળ જ્ઞાન ઋતુઓનાં જ્ઞાન અને રોગ સ્થિતિ, ઇત્યદિ જાણવામાં યથાચ્યુર રહેવું. એ કર્તવ્ય છે

૪, દરેક રોગનાં ઓષધો મંગાવી, અગર બનાવી, શકાય એમ હોય તે બનાવી (મેળવી) તૈયાર રાખવાં તેમાં પણ ઋતુ ઋતુનાં ચાલતા દર્દીની અને એકદમ ઉઠી નીકળતા રોગોની દવાઓને તો ઘણા પ્રકારથી; મુખ્ય મુખ્ય ને ચોકસ મનાતી હોય તે તે સર્વ તે સમયમાં જરુર તૈયાર રાખવી, કે જેથી વિલંબ ન થતાં કામ લાગે.

૫, ખનીજ ગ્રસધાતૂ, ઉપધાતૂ આદિ ની ભસ્મો, તેનાં ખાર વિગેરે; તથા એવીજ બીજી લોકોમાં પંકાતિ વૈદોની કે વૈદકી ગ્રંથો અંદરની ઔષધી એ બેઉ પ્રકારની ને બનાવી અગર મંગાવી મેળવી પોતા પાસે તઇયાર રાખવી. અને તે વિષે જેમ મનુષ્યો પરિક્ષા માગે તેવી ખાત્રી પરિક્ષા આપવાને, વજન, પ્રમાણ; રંગ આકાર, જાતિ, પ્રકાર-ભેદ, ઇત્યાદિ જાણવા-જણાવવામાં માહેતગાર રેહેવું.

૬. લોકોમાં ચાલતી દેશી દવાઓ-જેવી કે. અંબર, કસ્તુરી, ભિમસેની બરાસ, મળીયાગર (અગર) કેશર, મોટીહરડે, મંડુર, શીલાજીત, રાજ (રક્ત) રોહડો, મધ, ગળોનુંસત્વ, સ્ત્રીને ખાવાનું બત્રીસું, બાળાગોળી, બાળાશોગટી, દાંતે દેવાનાં વિધવિધ મંજનો. ધાધર, ખસ, ને કૃમીયાં વિગેરે સાધારણ ચાલતા રોગની દવાઓ, એ પણ વૈદોએ પોતા પાસે રાખવી, અને તે તાજી, તાજી બનાવટનાં, સારી રીતે સચવાય તેમ રાખવી. તે સાથે તેની વિગતનાં છાપેલા કાગળીયા ચોડી-વિંટાળીને રાખવાં. કે જેથી લોકોને ઔષધવિષેનું જાણવું અને વાંચવું સુગમ પડે જે દવા જાહેરમાં કાઢવી તે સર્વને ખાત્રી થાય એવી સત્સગુણ ધરાવનારી હોય તેવી જ કાઢવા; નહીં તો, જો પૈસાના લોભથી ખોટી જાહેરાતો કાઢવામાં આવી તો લોકોમાંથી કાઢનારનું ને તે દવાનાં નામનું વજન જશે. કેટલીક દેખાવડી અને તુર્તાતુર્ત ગુણ બતાવી આપે એવી જડીબુટી, મુળીયાં, કંદ, છાલ ને પત્ર પુષ્પાદિ તથા ફળ બીજક વિગેરેને પોતા પાસે રાખતા રહેવું. અને બીજાને તે નમુના જેવા મોકલતા રહેવું. પ્રદર્શન વીગેરેમાં મોકલવાથી પણ તેની લાયકાત વધે છે, તે સર્વ જાણે છે; તથા તેની ખપતી પણ થાય છે. અકસીર ગુણમય હાથે લાગેલી કે અનુભવમાં આવેલી દવાનું 'પેટંટ' (હક) પણ નોંધાવી શકાય.

૭. દર્દીનું દર્દ જોવામાં અષ્ટવિધપરીક્ષા કરવી, અને તેમાં થતા રોગોપદ્રવ વીગેરેની વાતને શાસ્ત્રાધારે સુવાક્યો વડે સરલ સ્વભાવથી કહી બતાવવી અને દર્દીને તેના દર્દનો રોદ્ર (પરીણામ) બતાવી ધીરજ આપવી દર્દ જોવા સારુ કર્ણનળી, થરમામેટર (પારાની ઉષ્ણતા માપક સીશી), ઘડીયાળ વિગેરે સાધનો તે સમે પાસેજ રાખવાં.

૮. દર્દના અને ઘણા ફેરાના પ્રમાણમાં-તેમાં વપરતી દવા તથા થતા આંટા મુજબ અગાઉ નાણાં (ફી) લેના જવાનો ઠરાવ કરવો, -અને દર્દ મટયાં પછી પાછળથી જે લેવું રાખવું હોય તેનો પણ યોગ્ય પ્રમાણમાં ઘટતો ઠરાવ કરવો. તેમાં વચ્ચે સારા માણસ રાખવા કે જેથી દર્દ મટે વૈદ વેરી" થઈ દર્દિને વૈદની વચમાં ખુડામણ કયાંય, કયાંય થાય છે તે ન થઇ શકે.

૯, દર્દિનો વાલી વારસ જો આપણને માત્ર બુદ્ધિ-મેહેનતનું જ લેવાનું કહે, અને દવા બજારમાંથી લે કે લેવાનું કહે, તો તેને તેમ સગવડ કરી આપવી. દર્દના પ્રમાણમાં વૈદે પ્રથમથી જ વિચારપુર્વક બોલવું; અને ગરીબ મનુષ્યો ઉપર તો તે કરતાંય વધારે રેહેમીયત રાખવી.

૧૦, ઉત્તમ વૈદ્યે જ્યાં ત્યાં ગામગપાટા ને આળસાઈમાં ન ખપતાં પોતાના ધંધા વિષે સદા તત્પર અને કાળજીવાળા રહેવું. અને પોતાના ધંધામાંનો કાંઈ ઉદ્યોગ કર્યા કરવો. સર્વ વહેમ અંજનને વર્જવા, તેને માનવા નહીં, તથા આદર પણ આપવો નહિ. અસલના વૈદોએ, જે શુકન, મૂહૂર્ત ને જન્મમંત્રાદીનું વૈદ્ય વિદ્યામાં મીસળ કરેલ છે, તે કોઈ કાળમાં ચાલેલું, પરંતુ તેવુ સર્વ આજના સતાવિદ્યાતમય કાળમાં માન્ય રહ્યું નથી. માટે તે કંઈ માનવું નહી.

૧૧. સુજ્ઞ વૈદોએ કોઈ મૂર્ખ મનુષ્ય સાથે ધર્માદિ મહત્વના વિષયોની મિથ્યા ચર્ચાઓ કરવી નહીં. તેમજ કુવ્યવહાર, કુમાવણુ, ખરાબ વાતો તે કદાપિ મૂખથી ઉચરવી નહીં તેમ સાંભળવી પણ નહીં. પોતા માથે કરજ કરવું નહીં, તેમજ મિથ્યા ખરચોમાં રગડાઈ ખોટી લાજને પણ ઇચ્છવી નહી. કોઈની પંચાયતના ડોળમાં, સાહેદીમાં, જમાનખતામાં, ખરા પ્રસંગ શિવાય પડવું નહી, કારણ, તેનું વૈદક કરતા નડે અને તેમાં રોકાવાથી વખતે અસાધ્ય દર્દીક, રેચ, ઉલટી, આપેલ હોય તે દર્દી સંભાળ લીધા વિના માર્યો જાય, તેમજ કોઈને કઠોર કે કુશબ્દ કહેવા નહી, તથા ખોટું કે મિથ્યાતાયુક્તિભર્યું, તેમ તાણી ને, વગરે સારવું, બેશરમ બોલવું નહી. સદા શાંત સ્વભાવે, ધીરા સ્વરથી મૃદુપણે જરૂર જોગુ બોલવું. ન ચાલતા કોઇને શિખામણ દેવી પડે તો પ્રત્યક્ષ નહીં દેતાં પરોક્ષ રીતે દેવી, આવતાં જતાંને યોગ્ય ઘટતો આદર આપવો. જેમ રોગ પારખતાં પણ ઉત્તમ પણે શીખવું ઉપયોગી છે.

૧૨. દરેક રોગીની અને તેના રોગની નોંધ લેવી, દર્દીને દવા ખાવાં બાબતની વિગતની ચીઠી લખી આપવી અગર છાપેલ તૈયાર હોય તો તે દેવી, તેનો નંબર નોંધવો અને જાણવા જોગ વૈદક સબંધી ઇતિહાસ લખવો.

૧૩. દવા લેનારાં દર્દીઓ જે દૂરના હોય, તે ઉપર કાગળ વિગેરે લખી વિગત મંગાવતા રહેવું અગર મળતી રહે તેવો બંદોબસ્ત કરવો. દરદ સંબંધે દવામાં ફેરફાર કરવો ઘટે તો કરવો. મામમાંજ હોય તો નજદીક જઇ દર્દની તે દર્દીની તપાસ લેવી. તથા યોગ્ય હિમ્મત કાજી, દૂધ વિગેરે ખાવાનું ફરમાવવું.

૧૪. વૈદે તો સાત્ત્વીક ગુણે ને શાંત સ્વભાવે રહેવું, સાદાઇ ને ચોખાઇ રાખવી. સાદાં ને સ્વચ્છ કપડાં પહેરવાં. ફાટલમાં મચાતો કોઈ પેહેરવેશ પેહેરવો નહીં, નીચની સંગત કરવી નહીં, તેવા સાથે ઝાઝુ કામ પાડવું નહી. વિશોભિત રહેવું જગતમાં સ્વચ્છતાને ચોખાઇ વધે અને તેથી રોગ ઘટે ને આરોગ્યતા વધે તેવાં સર્વ લોક જાહેર લખાણ વર્તમાન પત્ર, ચોપાનીયાં આદીમાં કરતા રહેવું.

સ્ત્રીનાં ને પુરૂષનાં છાના ભરમના દરદોના ઉપાય, તપાસ, અને યોગ્ય તજવીજ લેવી. તે બીજાં જાણે ન જાણે તેવી રીતે બાધે શરમે અને સત્કર્મથી નિઃસ્વાર્થ દીલથી લેવી, ગરીબ, કંગાલ મનુષ્યના દર્દ બાબતમાં બીજાઓથી પણ વિશેષ દયા ખાઇ સંભાળ લેવી.

આસો કારતક માસમાં દેશમાં મળતી વનસ્પતી દવાનો સંગ્રહ કરવો, અને છાંએ તથા મંદ તડકે સુકવવી. અને તેમાંથી જેમ ઘટે તેમ તથા જોઇએ તેમ ઔષિધી વિદ્યાના નિયમો વડે તૈયાર કરી દર્દ ઉપર યોજવી. તેમ તેનાં સત્વ અને અર્કો (ટીંકચરો) તપાસ કરી જાહેર લોકોમાં ખપે તેવી. પેરવી ને સંગ્રહ કરવી.

૧૬, સર્વ વૈદ્યોએ પોતાના ધંધામાં જોઈતાં સર્વ સાધન મેળવવાં, ધંધા માટે કપાટો પ્રરસ, ખાંડણી, છીપર, છરી, કાટો ચાળવાના ચાકીયા, ખમણી, વાટણાં, તોલ, માપ, તેમ બેઠક, ખુરશી. ટેબલ, બીછાનાં રાખવા ઘર, ચોખાં તથા દવાખાના માટે ઘર કે દુકાનની સગવડ તેમાં બના દર્દો જોવા માટેનો પડદાવાળો એક ઉેલાયદો ભાગ, ઇત્યાદિ સોઇ કરી ધંધો ચલાવવો. કાપકુટનાં હથીયારો, પીચકારીઓ, બસ્તિકર્મની નળીયો, મુત્રશલાકા, સ્ટમકપંપ, વીજળીની પેટી, ઘડીઆળ, પોતાના નામનું દવાખાનાને મોઢે પાટીયું, વિગેરે વિગેરે સર્વ સાધનો તથા જોઇતા સર્વ વૈદકી ગ્રંથો આદિ તથા તે સાચવવા, કપાટ, મેજ કે પેટી વિગેરે વિગેરેથી મોઇવાર થવું અને એમ, સર્વ ઉપર વર્ણવ્યાં પ્રમાણે હોય તો જ વૈદ્યને દર્દી સુખી થાય, એજ——વૈ. મ. સું.

# श्रीचरकसंहिता—चिकित्सास्थान.

## અધ્યાય ૬

## प्रमेह चिकित्सा स्थान.

( અનુસંધાન ગતાંકથી )

પ્રમેહી પુરુષે દારૂહળદર, દેવદાર, હરડે, બહેડાં, આમળાં તથા નાગરમોથનો કવાથ કરીને પીવો અથવા આમળાંના રસમાં હળદર તથા મધ મેળવી પીવું. ૨૪

હરડે, કાયફળ, નાગરમોથ, તથા લોધર એ સર્વનો કવાથ, પાઠ, વાવડીંગ, અર્જુન વૃક્ષની છાલ, ધામણ, એ સર્વનો ઉકાળો, હળદર, દારૂહળદર, તગર તથા વાવડીંગ એ સર્વનો કવાથ, કદમ્બ, શાલ, અર્જુનવૃક્ષ તથા અજમો એ સર્વનો કવાથ. ૨૫

દારૂહળદર, વાવડીંગ, કાથો, ધાવડા, એ સર્વનો કવાથ, દેવદાર, ઉપલેટ, અગર, તથા રતાંજળી, એ સર્વનો કવાથ, દેવદાર, ઉપલેટ, અગર, તથા રતાંજળી, એ સર્વનો કવાથ. દારૂહળદર, અરણી, ત્રિફળા તથા કાળીપાઠ એ સર્વનો કવાથ, કાળીપાઠ, મોરવેલ તથા ગોખરૂનો કવાથ. ૨૬

અજમો, ખસ, હરડે તથા ગળોનો કવાથ, અને કાકજંઘા, હરડે, ચિત્રક, તથા સાતવણનો કવાથ મધ સાથે આ દશે કવાથ જે ઉપરના શ્લોકોમાં કહ્યા છે તે કફજ દશે પ્રમેહોમાં આપવા જોઇએ. ૨૭

કાળોવાળો, લોધર, રસવંતી, રતાંજરી, એ સર્વનો ઉકાળો; ખસ (કાળોવાળો) નાગરમોથ, આમળાં, તથા હરડે એ સર્વનો ઉકાળો; પરવળ, લીંબડાની છાલ, આમળાં, તથા ગળો એ સર્વનો કવાથ; નાગરમોથ, હરડે, પદમક તથા કડુ એ સર્વનો કવાથ. ૨૮

લોધર, સુગંધીવાળો, દારૂહળદર, તથા ધાવડીનાં ફુલ એ સર્વનો ઉકાળો, લીંબડાની છાલ, અર્જુન વૃક્ષની છાલ, આંબાની છાલ, મિશ્રી દરમો, તથા ઉપલેટ, એ સર્વનો ઉકાળો; સરસડીયો, શાલ વૃક્ષની છાલ, તથા નાગકેસર એ સર્વનો ઉકાળો, કાંગ કમળ, ઉપલેટ, તથા કેશુડાનો ઉકાળો, ( ૨૯ ) પીપર, કાળીપાઠ, આસન, અને નેતર, એ સર્વનો ઉકાળો અને દારૂહળદર, કમળ, નાગરમોથ, એ સર્વનો ઉકાળો, અને દારૂહળદર, કમળ, તથા નાગરમોથ, એ સર્વનો ઉકાળો એ દશ ઉકાળા જે ઉપરના શ્લોકોમાં કહ્યા છે તે રિત જ પ્રમેહોમાં આપવા જોઇએ. ૩૦

એ સંપૂર્ણ કવાથોમાં પ્રથમ જે દારૂહળદર વિગેરેનો કવાથ અને આમળાના રસની સાથે હળદરનું ચુર્ણ એ જે બે યેગ કહ્યા છે તેનો સર્વ પ્રમેહોમાં પ્રયોગ કરનો જોઇએ. અને બીજા વીસ ઉકાળા જુદા જુદા મંથ ( પાતળી કાંજી ) તથા યવની ભાવના અને ભોજન તથા પીવાની વસ્તુ સાથે ઉપયોગ કરવો. ૩૧

વાતઘ્ન ઓષધો સાથે પકાવેલું તેલ તથા ઘીનો સંપૂર્ણ વાત જ પ્રમેહોમાં પ્રયોગ કરવો જોઇએ. કવાથના યોગથી મેદ તથા કફ અને સ્નેહો દ્વારા વાયુની શાંતિ થાય છે. ૩૨

કફપિત્ત જ પ્રમેહવાળા પુરૂષે કપીલો, સાતવણની છાલ, રાળ, બ્હેડાં, રગતરોહીડો, કડો તથા કાયાનાં ફુલનું ચુર્ણ મદ સાથે ચાટવુ. ૩૩

અથવા તે ઓષધોનું કલ્ક કરી આમળાના રસમાં મેળવી પીવુ અને ઓષધ પચી ગયા પછી જાગલ રસ સાથે જુના ચોખાનો ભાત ખાવો. ૩૪

પ્રમેહરોગમાં જો વાયુ કફનો સહાયક હોય તો કફઘ્ન ઓષધોના ઉકાળા સાથે પકાવેલા તેલનું સેવન કરવું જોઇએ અને જો વાયુ પિત્તનો સહાયક હોય તો પિત્તનાશક ઓષધોના ઉકાળા સાથે પાક કરેલા ઘીનુ સેવન કરવુ જોઇએ. ૩૫

ગોખરૂ, પાષાણભેદ, ખેરનો કાથો, ભીલામાં, અતિવિષ, લોધર, વજ, પટોળવેતા, અર્જુન વૃક્ષની છાલ, લીમડાની છાલ, નાગરમોથ, હળદર, પદ્મક, અજમો (૩૬) મજીઠ, અમર, રતાંજળી. એ ઓષધોની સાથે પકાવેલું તેલ, કફ વાત જ પ્રમેહોમાં, એ ઓષધો સાથે પકાવેલું ઘી વાતપિત્ત જ પ્રમેહોમાં અને આ ઔષધિયો સાથે એકમાં મેળવીને પકાવલું ઘી તથા તેલ કફ, તથા પિત્ત ત્રણેથી થયેલા પ્રમેહામાં પીવુ જોઇએ. ૩૭

આમળાં, હરડે, બહેડાં, દેવદાર, હળદર, ઇન્દ્રવરણું, નાગરમોથ, એ સર્વના ઉકાળામાં મદ મેળવી સપૂર્ણ વધેલા પ્રમેહોમાં પીવા જોઇએ. ૩૮

મધ્વાસવ

લોધર, કચુરો, પુષ્કરમૂળ, નાની ઇલાયચી, મોરવેલ, વાવડીંગ, હરડે, બ્હેડા, આમળા, અજમો, ચવક, કાંગ, સોપારી, ઇન્દ્રવરણાનુ મૂળ, કરીયાતુ, કડુ, (૩૯) ભારંગી, તગર, ચિત્રક, પિંપરીમૂળ, ઉપનેટ, અતિવિષ, પાઠ, ઇન્દ્રજવ, નાગકેસર, ઇન્દ્રવરણાનુ મૂળ, નખલો, તમાલપત્ર, મરી, અને કેવડો મોથ (૪૦)

એ સર્વ ઔષધો તોલો તોલો લઇ ખાંડા, ૧૦૨૪ એક હજાર ચોવીસ તોલા પાણીમાં ઉકાળવાં. જ્યારે પાણી બળી જઇ ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉનારી ગાળી લેવુ પછી તે ઉકાળામાં ૧૨૮ તોલા મદ મેળવી ઘીના રીઢા વાસણમાં ભરી પેક કરી ૧૫ દિવસ રાખી મૂકવુ. ૪૧ તેને મધ્વાસવ કહે છે તેમાંથી બે તોલા પ્રમાણમા રોજ પીવાથી કફ પિત્તજ પ્રમેહ, પાંડુ રોગ, અર્શ અરૂચિ, સગ્રહણી, કિલાસ તથા અનેક પ્રકારના કોઢ રોગો જલ્દી નાશ પામે છે. ૪૨.

ઉપર પ્રમાણે લોધર વિગેરે ઓષધોના ઉકાળામા જમાલગોટાના મૂળનું ચુર્ણ ૩૨ તોલા, તથા સાકર ૩૨ તોલા, મેળવી તેમા મદ ૩૨ તોલા મેળવીને ઉપરની રીતે આસવ બનાવવો. તેમજ તેવી રીતે ઉપર પ્રમાણે ઓષધોના ઉકાળામાં શુદ્ધ ભીલામાંનું ચુર્ણ

૧૬ તોલા, સાકર ૩૨ તોલા તથા મધ ૩૨ તોલા મેળવી ઉપર પ્રમાણે આસવ બનાવવો. આ બંને પ્રકારના આસવોમાં પણ ઉપર પ્રમાણે ગુણ છે. ૪૩

સારોદક (લોઢું ગરમ કરીને જે પાણીમાં બોળવામાં આવે છે તે) કુશોદક (જે પાણીમાં કુશ પલાળ્યો હોય તે) મધનું સરબત, ત્રિફળાનો રસ, શેરડીના રસનો મદ્ય, તથા જુની કે નવી માધ્વીક મદ્ય એ સર્વ વસ્તુ પીવાથી પ્રમેહમાં હિત કરે છે. ૪૪

પ્રમેહી પુરુષે × × × યવોના બનેલા જુદી જુદી જાતના ભોજનના પદાર્થો ખાવા, સંતર્પણના જાણનારા વૈદે સંશોધન, અરિષ્ટ, ક્વાથ, તથા અવલેહો વડે પ્રમેહને શાંત કરવા. ૪૫

પલાળેલા જવ, અને જવનો સાથવો ખાવાથી પ્રમેહ, શ્વેત કુષ્ટ, કફ તથા મૂત્ર કૃચ્છ થતા નથી. મગ તથા આમળાના સેવનથી પણ એ જ ગુણ થાય છે. ૪૬

સ્થૂલ પુરુષોના સંતર્પણમાં થયેલા રોગોમાં જે યોગ કહેલા છે તે યોગ કફ પિત્તજ પ્રમેહોમાં રૂક્ષતા નિમિત્તે પ્રયોગ કરવા જોઈએ. ૪૭

અનેક પ્રકારના વ્યાયામ, બળાત્કારથી ઉદ્વર્તન, સ્નાન કરતાં જળ છાંટવું, અને ખસ, તજ, નાની એલચી, અગર તથા ચંદન વિગેરે ઔષધિયોનો લેપ આ ઉપાયોથી પ્રમેહોનો નાશ થાય છે. ૪૮

અપતર્પણ (ઉપવાસ કરવા) દ્વારા વધેલા ક્લેદ, મેદ, તથા કફનો નાશ થાય છે. એથી બુદ્ધિમાન વૈદે એ જોઈ કફપિત્ત જ પ્રમેહોમાં પ્રથમ અપતર્પણ કરવું. ૪૯

વાતજ પ્રમેહોની જે ચિકિત્સા પહેલાં કહી છે તે ચિકિત્સા અધિક વાતવાળા પ્રમેહોમાં પણ કરવી જોઈએ. બહુ કૃશ પ્રમેહી પુરુષોનો વાયુ કોપિત થાય છે. એથી તે અસાધ્ય થઈ જાય છે. એથી તેની ચિકિત્સા નથી. ૫૦

જે જે કારણોથી જેના જેનાથી પ્રમેહ ઉત્પન્ન થાય છે તે તે પ્રમેહોમાં તે તે કારણોનો ત્યાગ કરવો જોઈએ. કેમકે ઉત્પન્ન થનારા રોગોના જે હેતુ છે તેનું સેવન કરવું એ ઉત્પન્ન થયેલા રોગોની ચિકિત્સા છે. ૫૧

તથા પ્રમેહના પૂર્વરૂપો વિના જો હળદર સમાન રંગનો કે લોહીના જેવા રંગનો પેશાબ થતો હોય તો તેને પ્રમેહી જાણવો નહિ જોઈએ. એ રક્તપિત્તનો જ કોપ છે. પર

સાતવર્ણનો ... મધુર તથા પિચ્છિલ પ્રમેહ થાય તો અનેક પ્રકારની ચિકિત્સા કરવી પ્રમેહોમાં આપ... ણ થયા પછી વાત જ પ્રમેહ સંતર્પણથી કફજ પ્રમેહ (૫૩) પોતાના

કાળોવાળો, લો... ૪ તથા પિત્તજ પ્રમેહ અને વાતજ સંપૂર્ણ પ્રમેહ અસાધ્ય થાય છે.

નાગરમોથ, આમળાં, તથા ... તથા ગળો એ સર્વનો ક્વાથ; નાગરમોથ, હરડે, થાય તો તે સાધ્ય હોય છે. ૫૪

લોધર, સુગંધીવાળો, દારૂહળદર, તથા ધાવ... મધુ પ્રમેહી થાય તો તેને અસાધ્ય ની છાલ, અર્જુન વૃક્ષની છાલ, આંબાની છાલ, મિશ્રિત છે અને એ પ્રકારે બીજા જે કોઈ ઉકાળો; સરસડીયો, ચાલ વૃક્ષની છાલ, તથા નાગકેસર ઉતરેલા હોય તે પણ અસાધ્ય કમળ, ઉપલેટ, તથા કેળાંનો ઉકાળો, (૨૯) પીપર,

નેતર, એ સર્વનો ઉકાળો અને દારૂહળદર, કમળ, નાગરમોથ, ... (કેટલીઓ કહેલો દારૂહળદર, કમળ, તથા નાગરમોથ, એ સર્વનો ઉકાળો એ દશ યોગો) ...

શ્લોકોમાં કહ્યા છે તે નિત્ય જ પ્રમેહોના નાશક જાણવા. ૩૦

भयन्ति चात्र

આમાં આ શ્લોક છે. પ્રમેહોના હેતુ, દોષ, દૂષ્ય, સાધ્યતા તથા પૂર્વરૂપ બે પ્રકારના પ્રમેહી, ત્રણ પ્રકારની ચિકિત્સા, લક્ષણ, ૫૭,

પ્રમેહનાશક યવ ( જવ ) ના અનેક પ્રકારના પદાર્થ, મંથ, કવાથો, તેલ, ઘી, અવલેહ, જમવાના પદાર્થો, જલદી ફળ આપનારો શ્રેષ્ઠ આસવ, ૫૮ અનેક પ્રકારના વ્યાયામની વિધિ, સ્નાન, ઉદ્વર્તન અને મદ્ય એ સર્વનું વર્ણ । આ પ્રમેહ ચિકિત્સિત નામના અધ્યાયમાં પ્રમેહોનો નાશ કરવા માટે કરેલું છે. ૫૮

इति प्रमेहचिकित्सिते षष्ठोऽध्यायः ॥ ६ ॥

ઇતિચિકિત્સા સ્થાનનો પ્રમેહ ચિકિત્સા નામનો ૬ઠ્ઠો અધ્યાય સમાપ્ત થયો.

---

# માનસિક કેળવણી.

---

તન અને મન—એવી બે ભિન્ન શક્તિઓ પર મનુષ્યની રચના થયેલી છે બીજા જીવ કરતાં મનુષ્ય જુદો પડવાનું કારણ આ જ છે બીજા જીવ એ માત્ર પ્રાણી છે જ્યારે મનુષ્ય એ સમજદાર પ્રાણી છે. એનામાં સારાસાર સમજવાની શક્તિ છે.

શારિરીક કેળવણી એટલે દેહવિકાસ. તનની ખીલવટ, શરીર નિરોગી અને સશક્ત કેમ બનાવાય એ એ શિખવે છે શરીરનો જે સદુપયોગ કરી શકે તે માણસ સર્વોત્તમ લેખાય.

માનસિક કેળવણી એટલે મનવિકાસ, મનની ખીલવટ, મન સ્થિર અને સક્ષર કેમ બનાવાય એ એ શિખવે છે. એ વિવેક બુદ્ધિ જાગ્રત કરે છે, વિવેકી અનુકરણીય મનાય છે.

આ પરથી સ્પષ્ટ છે કે જે ફક્ત શરીર ખીલવીને કે મન કેળવીને જ બેસી રહે છે તે અધકચરૂં છે, તન અને મન બન્નેને સરખાં કેળવવાં એ આપણી પવિત્ર ફરજ છે એમ દરેક સમજવું જોઇએ. આપણાં તન અને મન સંપૂર્ણ અને સુવિકસિત હોવાં જોઇએ. મને આજુ સમાજ હોવી જોઇએ એકેલો આદર્શ મીજતી સાલીથી પૂરતાં નંદ.

" કેટલી રૂપાળી પણ કેવી મૂર્ખ " " દેખાય છે મરદ પણ લાગે છે ભસ્યું "
આવાં વેણ આપણે કેટલી બધીવાર સાંભળીએ છીએ ? આનું કારણ ?

લક્ષ્મીની લગની ને લીધે કે રોટલો કમાવાની કાળજી ફરજને લીધે સુવિકસિત થઇ શકે એવાં મન પણ એમને એમ પડી રહેલ છે. અને વાત પણ એમ છે કે એ પોતે પોતાના નિત્યક્રમમાં એવાં પરોવાઇ ગયાં હોય છે કે એમને એમની આ અપૂર્ણતાનું ભાન હોતું નથી અને જો હોય તો હોયે તે સાલતી તો નથી જ.

અજબ છે કે શરીર-દેખાવડું કરવા મરી મીટનાર મનને સુંદર બનાવવાની અગત્ય તો હજારે સમજી શકતાં નથી.

એરિસ્ટોટલને કોઇએ એકવાર પુછયું કે કેળવાયલા અને બીનકેળવાયલા વચ્ચે તફાવત કેટલો ! ત્યારે એણે જવાબ વાળેલો કે મડદા અને જીવતા વચ્ચે હોય એટલો. આ અક્ષરે અક્ષર સાચું છે. સસ્કૃત મન એટલે ઉચ્ચ જીવન. માનસિક કેળવણી એટલે બુદ્ધિ-વિકાસ, વિવેકની જાગ્રતિ, સમજશક્તિનું ઉદ્દીપન.

કેળવાયલાં અને બીનકેળવાયલાં વચ્ચેનો ફરક નજરે ચડે એવો નથી. બીનકેળવાયલા કાજલ વખત કેમ ગાળવો તે દેઠે છે, પોતાને ગમ્મત કેમ મળે તે ખોળે છે. એને ગપ્પાં મારવાં, નાટક ચેટક જોવાં કે આજી કે પત્તાં રમવા જોઈએ. એને નિજમાં આનંદ નથી, પરમાં છે કેળવાયલાં પોતાનો ફાલતું વિશ્રામ વાંચે વા લખવામાં, જ્ઞાન સંપાદન કરવામાં વિતાડે છે એ જ્ઞાનપિપાસુ છુ, એની તરસ કદિ પણ છીપે એવી નથી. એ જગતની જંજાળથી દૂર રહે છે. દુનિયાનાં લપ્પન છપ્પન એને ગમતાં નથી. એ સ્વાનંદી છે.

દરેક જણ કંઈ શુકદેવજી નથી આપણે તો- પૃથ્વી પર આવ્યા પછી જ જ્ઞાન મેળવવાનું હોય છે જીવન આખું શિખવાનું છે. જેમ જેમ ઉમ્મર વધતી જાય તેમ તેમ જ્ઞાન આવતું જાય છે. પણ આપણામાંના કેટલાક અભ્યાસ છોડી દે છે ત્યારે ખરાં રસીયાં તો ઠેઠ સુધી ગ્રહણ કરતાં હોય છે. આપણે જમાનાની જોડે જ વહેવું જોઈએ. જમાનાના તાજેતર વિષયોથી જ્ઞાન હોવુ એ આવશ્યક છે

આપણુ જીવન-યંત્રવત બની ગયુ છે તેમ થવું ન જોઈએ. રોટલો કમાવા આખો દિવસ પરસેવાનાં ટીપાં પાડ્યાં હોય ને કબુલ પણ પછી સાંજે કુથલીઓમાં વખત વિતાડી રાત નિદ્રા અને મૈથુનમાં પસાર કરાય તો પશુ પશુજીવન અને આ જીવનમાં ફેર શો ! રાત અને દિવસ ફોકટી દેખાવાના જ ઘોડા દોડાવ્યા કરનાર સ્ત્રીને શું કહેવું ? જે સ્ત્રી પુરૂષ પોતાનો નિવૃત્તિનો સમયમાં મગજ વિકસાવી રહેલ હોય તે દૈવી આદેશ પ્રમાણે વર્તે છે એમ કહેવાય.

કેટલાક એમ જ સમજતા હોય છે કે કેળવાયલાં થવું એટલે "વેઠીયાં ઢોર" બનવું. આ ખ્યાલ ભૂલ ભર્યો છે.

માનસિક કેળવણી ત્રાસદાયક થવાને બદલે મોહકતામાં વધારો કરે છે.

વિરાટ તનમાં વામન મન શોભે નહિ. માંદલા શરીરમાં પ્રૌઢ મગજ દીપે નહિ. બન્ને સમાન કેળવાવાં ઘટે. તો પ્રખ્યાત અંગરેજ કવિના શબ્દમાં કહેવા દો કેઃ—

"Let us then be up and doing"

ચ્યવનરાય શુકલ.

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

## અને યાત્રાળુઓનો ભોમીઓ,

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ. મુસલમાન, જૈનો
રેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું
બ પ્રમાણેનું મહાત્મ્ય, ઐતિહાસીક માહિતિ, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ
તર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે. જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્ક-
ર્થ, સિધ, ડીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન,
કારેશ્વર, મહાકાળેશ્વર, ઈંદોર, મથુરાં, આગ્રા, દિલ્હિ, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બાદ્રીકેદાર-
, શ્રીનગર–કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગ-
થપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાન્ચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, હુબલી,
ક, ત્ર્યંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુકલતિર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિ.
ાનાં લગભગ ૨૫૦ સ્થળો તથા બીજાં વેપારનાં અને જોવા લાયક ૮૫૦ સ્થળોનું વર્ણન છે.કીં. રૂ. ૭–૦.

વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ—બી. એ.
. એલ. બી. લખે છે કે: હિંન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને શુશોભીત છપાઇ તથા બાંધણીવાળું
ક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું. આવા એક જાત્રાળુના ભોમીયા તરીકે ચરચર સારે એવા પુસ્ત-
દેશી ભાષામાં ખોટ હતી તે આપે પુરી પાડી છે. રેલ્વે, રસ્તા વિગેરેની માહિતી સંપૂર્ણ છે એટ-
 નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઈતિહાસ એ વગેરે બાબતોની માહિતી
જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે.

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સધને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની સાથે
વા જેવું છે. આવાં સારાં અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડતો હશે તથા
ખર્ચ કરવું પડતું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્યવાદ
છે. આપનાં પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બર
 એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

મુંબાઇ સ્મૉલકૉઝ કોર્ટના વડા જડજ સાહેબ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—
, એ; એલ, એલ બી. લખે છે કે: હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી થાય એવું
વાંચતાં નવોજ રસ પડે છે. જરૂરી ખબર બધીજ એમાંથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે એની
ા વધી છે. ને એમાં નકશો હોવાથી એની કદરશનાસી ઘણીજ થવી જોઇએ. ગુજરાતીમાં
ાર સુધી તિર્થયાત્રાનાં જે પુસ્તકો બહાર પડ્યાં છે, તેમાં તમારૂં પુસ્તક પહેલી પાકતમાં મુકવા લાયક છે.

સુરતથી રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રીન્સીપાલ
ચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કે:

" રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આનંદ
 છે. યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આનું દરેક જાતની હકીકતથી ભરેલું
 પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ
ીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવાન
ર્ગ વગેરે બધી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી
ણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક સત્પુરૂષોને તેમજ અન્ય સામાન્ય
કને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં સ્થાય છે, પરંતુ
ોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે
વાચક વર્ગ પર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રાળુ
ને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક થશે.

આ સિવાય અનેક પ્રસિદ્ધ વિદ્વાનોનાં તેમજ શારદાપીઠના જગદ્ગુરુ શંકરાચાર્ય અને કાંચી પ્રતિવાદી
ંકર મઠના શ્રીમદ્રામાનુજાચાર્યજી વિગેરે ધર્માચાર્યોના પણ અનેક પ્રમાણ પત્રો મળ્યાં છે. આજે

આ પુસ્તકમાં આપેલા કાયદા જુદા જુદા ખરીદવાથી તે ઉપરાંત રૂપિઆ ખર્ચ થાય તેમ છે, છતાં ૭ કેટલાક કાયદા તો ગુજરાતીમાં મળતા નથી. આ પુસ્તકમાં અનેક કાયદાઓ છે. જેમાં પીનલકોડ પ્રોસીજર કોડ જેવા અનેક કાયદાની સાત આઠ રૂપીઆ કિંમત હોય છે. તો આતો તમામ કાયદા જેમાં કેટલાક પીનલકોડ જેવા તો વળી અગત્યની ટીકા સાથે છે તેની કીંમત માત્ર રૂ. ૧૨—૦—૦ અને પોસ્ટેજ ૧—૦—૦ રાખેલ છે. એના મંગાવનાર હજારો અભિપ્રાયોમાંથી માત્ર નીચે વાંચો.

મુંબઈ સ્મોલકૉઝ કોર્ટના વડા જડજ નામદાર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લખે છે કે:—કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક રચ્યું છે અંગ્રેજી નહિ જાણનાર એવા ગુજરાતી માણસને એ પુસ્તક ઉપયોગી થઈ પડવાનો સંભવ છે. અને હું ધારૂં છું કે ગુજરાત તથા કાઠીઆવાડના દેશી રાજ્યોમાં એનો લાભ સારો લેવાશે અને લેવાવો જોઈએ.

મુંબઈ હાઈકોર્ટના જડજ ના. લલુભાઈ શાહ, સુરતના મે. સેસન્સ જડજ, વડોદરા રાજ્યના સરસુબા રા.રા. ગોવીંદભાઈ સાહેબ, મુંબઈ ગવર્નરની ધારા સભાના મેમ્બર ના. ગોકળદાસભાઈ સાહેબ વિગેરે વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. પુસ્તક ઉપયોગી ને સર્વ કોઈને લેવા લાયક છે.

ખેડાજીલ્લાના મે. કલેક્ટર સાહેબ—લખે છે કે કાયદાનો શિક્ષક એ પુસ્તક ઘણું જ ઉપયોગી છે અને પરીક્ષા આપનારને તો વધુ ઉપયોગી છે.

પુસ્તક ખપી જવા આવ્યું છે માટે તાકીદે મંગાવી લેવું કી. રૂ ૧૨—૦ ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

## ભુત, ભવીષ્ય અને વર્તમાન કાળની વાત જોવી હોય તો

# ભવિષ્યવેત્તા (ચોથી આવૃતિ)

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મગાવો, જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઈ અને જાણી શકશે. તમે તમારૂંજ ભવિષ્ય ને સુખદુઃખ જાણી શકશો, ધંધામાં શું લાભ થશે સુખ ક્યારે મળશે? હવે પછી કેવા દીવસોમાં કહાડા જશે તે વગેરે અનેક વાતો તમો તમારી પોતાની તેમજ પારકાની પણ જોઈ અને જાણી શકશો જન્મોતરી, વર્ષફળ, વગેરે બનાવી શકશો અને જોઈ શકશો તેમાં નીચે પ્રમાણે ૬૦ પ્રકરણો છે કી. રૂ. ૫—૦—૦ પોષ્ટ ૦—૪—૦

સંવત્સર, શક, માસ, અયન, રાસી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વગેરે જોવાની રીત, તે દરેકમાં કરેલા શુભ કર્મોનું ફળ, હીંદુઓના તહેવારો અને તેનો ઇતિહાસ, ગ્રહોનાં ફળ, નાની મોટી પનોતી. અશુભ ગ્રહો, મહાદશા વગેરે જોવાની રીત, તમામ પ્રકારની લગ્ન, જનોઈ વીગેરેના મહુરત જોવાની રીત, વરણદેખી, તારા, નાડી, યોની, ગણ વગેરે જોવાની રીત, ચોગઠીઓ વરતી જાણીએ કે કેમ તથા તે કયાં ગઈ છે તે જોવાની રીત, કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવાની રીત. જન્મમાસ વીગેરેનું ફળ, ગ્રહો અને રાશી, શુભાશુભ રંગ, રૂપ મૈત્રી વગેરે જોવાની રીત, જન્મોતરીની કુંડળીઓ બનાવવાની તથા જોવાની રીત. ૧ થી બારે ભાવનું, ગ્રહનું રાશીવાર ફળ, દ્રષ્ટિનું ફળ, એ પ્રીજી રીતે ફળ, બારે ભાવનું મિશ્રફળ, ભાગ્યોદય, દશપર્ણ ખખિખાનું, રોગ, સ્ત્રીસુખ, ધનનું સુખ, ભાઈનું સુખ, ઉંદગીનું સ્ત્રી, શરીરનું સુખ. અકસ્માત ધનપ્રાપ્તિ, રાજ્ય, લક્ષ્મી, વાહનનું, મકાનનું, માબાપનું, વિદ્યાનું, વગનું મિત્રનું, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર નોકરી ધનસંપતિનું સુખદુઃખ ક્યારે મળે વગેરે જોવાની રીત, ગ્રહોની દ્રષ્ટિનું ફળ, સ્ત્રીની જન્મકુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતીનું, સધવા કે વીધવાનું સુખદુઃખ જોવાની રીત. હોરા, દ્રેષ્કાણ વગેરે કુંડળીઓ જોવાની રીત, ઓધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ, સ્ત્રી પુરૂષનું મૃત્યુ ગર્ભવંતીને શું જનમશે. હાથપગ, વગરનું બાળક અવતરવા બાબત, જન્મ વખતે અંધારૂં હતું કે દીવો હતો વગેરે ખાત્રી કરવાની રીત, રાજયોગ અને તેનું ફળ. નાભસ, પ્રવજ્યા, વગેરે યોગો અને તેનું ફળ, બાળકનારીષ્ટયોગ જાણવાની રીત, આયુષ્ય જોવાની રીત, ક્યારે ક્યા કારણથી, મૃત્યુ થાય વગેરે જોવાની રીત. વર્ષફળ બનાવવાની રીત, શરીરપરની રેખાઓ, નખ, તલ, મસ વગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત, સ્વપ્ન ઉપરથી ભવીષ્ય જાણવાની રીત, હસ્તાક્ષરો ઉપરથી ભવીષ્યફળ, વરસાદ વરસશે કે કેમ, ક્યારે વરસશે, અનાજના ભાવતાલની રીત, મસ્તકવીજ્ઞાનશાસ્ત્ર માથું ને મુખ તપાસી ભવીષ્યની વાત કહેવાની રીત, રમલશાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધંધામાં લાભ થશે કે કેમ, મુખ લક્ષણ શાસ્ત્ર વગેરે ભવીષ્ય જોવાની રીત, કીં. રૂ. ૫—૦—૦

મોટા થુંડાળાથી રમળશાસ્ત્રી જીવરામ રૂગનાથ લખે છે કે—આપના ભવિષ્યવેત્તાના પ્રતાપથીહું રમળશાસ્ત્રી બનેલો છું. માટે હું આપને ધન્યવાદ આપું છું. આપે બાળકોને માટે ખાસ શ્રમ લઈ આ પુસ્તક રચ્યું છે તે જાણી હું ઘણો પ્રસન્ન થયો છું હું સદા આપનો આભારી છું.

જેઠાલાલ દેવશંકર દવે, વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

## राजवंशी याकुति

ધાતુગત તમામ રોગો મટાડી, ખરું પુરૂષાતન અને શક્તિ આપી, વીર્યનો વધારો કરી, મુત્રેંદ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ નપુંસકપણાને પ્રાપ્ત મનુષ્યોને આશિર્વાદ સમાન હજારો અજમાયશ કરી છે. ડબી ૧ની કીં રૂા. ૫ હજારો માણસોને ફાયદો થયો છે.

## नपुंसकत्वारि लेप,

આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી મુત્રેંદ્રિય તેજ થાય છે અને નપુંસકપણું મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે કી. ડબી ૧ ની રૂ. ૩.

## सुवर्ण वसंत मालति.

ઉધરસ અને ખાસ કરીને ક્ષય તથા દમમાં ફેફસાં શુદ્ધ કરે છે; શક્તિ આપે છે. ધાતુને સુધારે છે જુનાં જ્વરને મટાડે છે. તોલા ૧ ની કીં રૂ. ૨૦

## वरोळनी गोळीओ,

આ દવાથી બરોળ, પાંડુરોગ, શરીર પીળું પડી ફીક્કું પીળા પુણી જેવું થવું, કમળો, કમળી, કલેજામાં વધેલા લોહીનો જમાવ, મંદાગ્નિ અને કલેજાના બીજા રોગો તથા હાથપગ ને પેટના સોજા મટે છે. કી. રૂ. ૧-૦ ત્રણની કી. રૂ. ૨-૧૦-૦.

## वाधिर्य तेल,

કાનમાં થતા તમામ દરદો, કાન પાકવો, સણકા નાખવા, ગણગણાટ થવો અને બહેરાપણું આ તેલનાં બબે ટીપાં કાનમાં નાખવાથી મટી જાય છે. કી. રૂ ૧

## वाळारोग्यवटी,

નાના બાળોને થતાં દરદો, ઝાડા, ઉલટી, તાવ, ઉધરસ, દમ, સસણી, વરાધ અને મબારખી વિગેરે બાળકોને થતા તમામ દરદો મટે છે. કી. ૦-૮-૦

## वालामृत,

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર પાવી રૂ.૦ાા

## दाझ्यानो मलम.

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી મટેછે.કીં.રૂ.૦ાા

## सुवारोगनी पडीओ,

સુવાવડમાં પીવાથી સુવારોગ મટે છે, સુવા રોગ થતો નથી તાવ, અશક્તિ મટે છે કી રૂ. ૧-૦

## उन्मादहर गुटीका.

આ દવાથી ગાંડપણ, વાઈ અને ચક્કરી મટે છે. રૂ. ૨

## द्राक्षासव,

ક્ષય જેવા જુના ખાસણીના દરદોમાં, વૃદ્ધ માણસોની કફના નાશમાં, અરૂચિમાં, મૂર્છામાં, ઉધરસમાં અત્યંત નબળાઈમાં, તીવ્ર દરદોની અશક્તિ અને થાક લાગ્યો હોય ત્યારે ઉપયોગી છે. કી. રૂ. ૨

## कुमार्यासव,

ઉધરસ,દમ.હરસ આફરો અને પેટના શુળમાં જુની કબજીયાત, બરોળ, સ્ત્રીઓના રક્તગુલ્મ મટેછે. રૂ. ૨

## सौंदर्यतेल,

આ તેલ ખીલીયાના ચાઠાં ઉપર લગાવવાથી ચાઠાં જતાં રહે છે ને ચામડી સાફ થઈ સુંદરતા વધે છે.રૂ ૨

## साचा मोतीनो सुरमो

આંખનું તેજ વધારી આંખોના દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે. તોલા ૧ ની કીં. રૂ. ૧

## जुलाबनी गोळी,

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરમી બળતી નથી, વીલુણું ટા થતા નથી અને એચેની વગર નરમાશથી ગોળી ખાય તેથી ખમણા જુલાબ થાય છે, અને મળ સાફ થાય છે. ડબી ૧ ની કીં.૮ આના

## खरजवानो मलम,

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હોય તોપણ તે તથા હાજંખીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે.ડબી ૧ની કી.૮આ

## आइ ड्रोप्स,

દુઃખવા આવતી આંખોને આ દવા એકમ દિવસમાં મટાડે છે. બા. ૧ ની કીં. રૂ ૧-૦-૦

## झाडा ने मरडानी गोळी,

ઝાડા અને મરડો આ ગોળીઓથી મટે છે. ગમે તો લોહી, કે પરુ, ઝાડે પડતું હોય કે પાતળા ઝાડા થતા હોય તોપણ આ દવાથી મટશે કીં.૦-૮-૦

## दादरनो मलम,

ગમે તેવી લાલ કે કાળી જુની દાદર મટેછે રૂ.૦ા

## खसनी दवा.

ગમે તેવી ખસ હોય અને સુખસ મટે છે,રૂ.૦ા

## लीवर सॉल्युशन,

આ દવાથી બરોળ, પાંડુ, કમળો ને કમળી, પેટની ગાંઠ,શરીર પીળું પડી ગળી જવું મટેછે.રૂ.૨

## बवराबळ गुटीका,

આ દવા ખાવાથી વધરાવળ સારણ ગાંઠ,ઘણા માણસોને મટીછે. કીં. રૂ.૨-૦ મલમની કીં.રૂ. ૦ાા

હવે કેમીકલ વર્કસ—અમદાવાદ

Registered No. B.1082

મનુષ્ય માત્રનું જીવન ઉચ્ચ શાથી બને? અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી

તેને માટે

# અધ્યાત્મજ્ઞાન પ્રસારક ગ્રંથમાળા

ના અત્યારેજ ગ્રાહક થજો આ સંસ્થા તરફથી અધ્યાત્મજ્ઞાનનો ફેલાવો થાય, મનુષ્યો સદ્વિચારશીલ અને ઉચ્ચ ચારિત્ર્યશીલ બને તેવા ગ્રંથો નિયમિત પ્રકટ થશે મહાન પુરુષોના જીવન ચરીત્રો, વેદો અને ઉપનિષદોના ગ્રંથો, પુરાણોની બોધક વાર્તાઓ, મહાભારત અને ભાગવતના જ્ઞાનમય ગ્રંથો અન્ય ભાષામાંથી, અધ્યાત્મજ્ઞાનથી ભરપુર પુસ્તકો બાળકોને ઉપયોગી સાહિત્ય, સ્ત્રીઓના મનનીય ગ્રંથો આ સંસ્થા પ્રકટ કરી તે સસ્તી કીમતે ગ્રાહકોને આપશે.

આ ગ્રંથમાળાના ગ્રાહક થનારને દરેક પુસ્તક અર્ધી કિંમતે મળશે.

તેના ગ્રાહક થવા માટે પ્રવેશ ફીનો રૂ. ૧-૦ પ્રથમ પુસ્તકની કીમત સાથે વસુલ આપવો પડશે. પુસ્તકોની કિંમત સસ્તા સાહિત્યના ધોરણે ઘણી સસ્તી રાખવામાં આવશે કાગળો ગ્લેઝ જાડા વપરાશે અને દરેક પુસ્તકનું સુશોભિત પાકું પુંઠું બંધાશે.

ગ્રાહક ન હોય તેમને આ ગ્રંથમાળાના પુસ્તકોની પુરી કિંમત આપવી પડશે, તેનું પ્રથમ પુસ્તક

# શ્રીમદ્ શંકરાચાર્ય

અને

## શંકરદિગ્વિજય.

આવતા માસમાં બહાર પડશે. તેમાં શ્રીમદ્ આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવન ચરિત્ર તેમણે કરેલું પાખંડ મતોનું ખંડન, પરકાયા પ્રવેશ કરી પ્રાપ્ત કરેલું કામશાસ્ત્રનું જ્ઞાન અનેક સ્થળે અનેક ધર્મોનો જય કરી કરેલો દિગ્વિજય વિગેરે વિસ્તૃત જીવન ચરિત્ર જે હાલ દુષ્પ્રાપ્ય છે તે છપાય છે જાડા ગ્લેઝ કાગળો, પાકું બાઈન્ડીંગ કીંમત રૂ ૫-૦ થશે. પૃષ્ટ ૫૦૦ ઉપરાંત છતાં આ ગ્રંથમાળાના ગ્રાહક થનારને તે અર્ધી કિંમતે એટલે રૂ ૨-૮-૦ માંજ મળશે પોસ્ટેજ જુદુ.

ગ્રાહક થનારે પ્રવેશ ફીના રૂ ૧—૦ મોકલી નામ નોંધાવવું જેથી પુસ્તક તૈયાર થયે વી પી. થી અર્ધી કિંમતે મોકલવામાં આવશે.

વ્યવસ્થાપક—અધ્યાત્મજ્ઞાન પ્રસારક કાર્યાલય—અમદાવાદ
ખાડીયા—અમદાવાદ.

આ માસિક આનંદ ઉદયશંકર રાવળે અમદાવાદ-ખાડીયામાં આવેલા પોતાના " શ્રી બાલમુકુંદ પ્રિન્ટીંગ પ્રેસ " માં દેશાઈને માટે છાપીને ... પાસે પ્રસિદ્ધ કર્યું.

શરીર મન અને આત્માની-ઉન્નતિ કરાવનાર વિષયોને ચર્ચતું.

# આરોગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] ડીસેમ્બર સને ૧૯૨૨. [ અંક ૮ મો.

## વિષયાનુક્રમણિકા.



---

તંત્રી અને પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે

આરોગ્યોદય ઓફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું.] અક્ટોમ્બર સને ૧૯૨૨ [અંક ૮ મો.


## स्वरुपानुभवमां ज अचल शांति छे.

[ સાર આ સંસારમાં ન જોયો, એ લય. ]

સ્વરૂપવિના શાંતિ નથી ક્યાંહિ, મેં બધે જોયું ફરી ફરી; સ્વરૂપ૦
લોકલોકાન્તર ગમન કરો કે, પેસો કુટીરની માંહિ; મેં બધે૦
કંઈ કંઈ જોયા જ્ઞાનીના અખાડા, શાંતિ નહિ ત્યાં ભળાઇ; મેં બધે૦
પામો અનર્ગલ સંપત્તિ તોય પણ, તેમાં ન શાંતિની કમાઇ; મેં બધે૦
સંસારના વિભવોમાં કે ત્યાગમાં, રેવા ન શાંતિની જણાઇ; મેં બધે૦
સ્વરૂપના શુદ્ધ અનુભવમાહિ, શાંતિ સદૈવ છલકાઇ, મેં બધે૦
અનુપમ શાંતિના ઇચ્છનારા, રહે છે સ્વરૂપે શમાઇ, મેં બધે૦

(શ્રી ઉ૦)

## शून्य शिखरप्रति प्रयाण करवा अर्थे साधकोप्रति वचनो

[ ગાઓ ગાઓ વીરો! ગુરુપદ, એ લય ]

ચાલો, ચાલો, શૂન્ય શિખરપર.
મ્હાલો, મ્હાલો, થઇ અજરામર.
છોડી જગની બધી ભ્રમણા, અગમ અગોચર પદ વરજો,
ચિંતન ત્યજી, સ્થિરતા સજી, નિઃસંકલ્પ થવા ઉર આદરજો,
પ્રણવમંત્ર ઉર ઉચ્ચરજો,
મનને સહગામી કરજો,
વૃત્તિ લીન કરી, ઊર્ધ્વે ઝટ સરી;, મૂર્ધે સહસ્ર દલે ઠરજો,
મહેશપદમાહિ ઠરતાં, સ્વામી વરી જીવપણું હરજો,
મહદૈશ્વર્યે વિહરજો, આગળ ત્યાંથી ડગ ભરજો,
તેથી પર એક પરમતત્ત્વના, અવ્યક્ત પટમાં ઝટ સરજો,
મહાકાશમાં સંચરજો,
નિઃશેષ અહં વિસ્મરજો,
સચ્ચિત સુખઘન, હું વિણ અન્ય ન, એ અનુભવથી હૃદય ભરજો,
અભય અજયપદ સુખમય અનહદ, વરિ જય જય કરી ઉદ્ધરજો.

(શ્રી ઉ૦)



# कर्ममहिमा.

( લેખક. મહાત્મન શ્રીમન નથુરામ શર્મા. )

શરીર અને ઇંદ્રિયોદ્વારા થતાં સંધ્યાવંદન, જપ, તપ, અને અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, દાન, ગુરૂજનોની સેવા ને પવિત્રતા આદિ શુભકર્મોદ્વારા અને અંતઃકરણ વડે થતા શુભધ્યાન ને શુભવિચારરૂપ કર્મદ્વારા પ્રથમ અંતઃકરણપર ને પ્રાણપર તે કર્મના સંસ્કારોદ્વારા સારી અસર થાય છે, અને પછી તે સંસ્કારો તથા અંતઃકરણની શુભ પ્રવૃત્તિ ઇંદ્રિયો શરીર ને બાહ્યસ્થિતિપર સારી અસર કરે છે· એવી રીતે અંતઃકરણાદિ પર શુભકર્મોની સારી ને અશુભ કર્મોની નઠારી અસર થાય છે. કોઇપણ પ્રકારનું શુભકર્મ આદરપૂર્વક વિધિવત્ કરવાથી મનુષ્યના ચિત્તની યોગ્યતામાં વધારો થાય છે. ને ચિત્તની તેવી યોગ્યતા મનુષ્યને આ લોક પરલોકનું ઇચ્છિત સુખ મેળવવામાં ઉપયોગી થાય છે, એ કથનમાં વિવેકીને સંદેહ થવો સંભવતો નથી. શુભકર્મોની સારી ને અશુભકર્મોની નઠારી અસર થાય છે. કોઇપણ પ્રકારનું શુભકર્મ આદરપુર્વક વિધિવત્ કરવાથી મનુષ્યના ચિત્તની યોગ્યતામા વધારો થાય છે. ચિત્તની તેવી યોગ્યતા મનુષ્યને આ લોક પરલોકનું ઇચ્છિત સુખ મેળવવામાં ઉપયોગી થાય છે. એ કથનમા વિવેકીને સંદેહ થવો સંભવતો નથી.

શુભકર્મમાં મનુષ્યની પ્રીતિ કેવી રીતે થાય, અને અશુભકર્મ કરવાભણી પ્રકટતા અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરના કુવેગને મનુષ્ય કેવી રીતે રોકી શકે એમ જો તમને શંકા થતી હોય તો સાંભળોઃ—સત્પુરૂષોના સમાગમદ્વારા ને સત્શાસ્ત્રના સમજપૂર્વક વાચનદ્વારા વા શ્રવણદ્વારા મનુષ્ય જો શુભકર્મનું મહાત્મ્ય સમજે, અર્થાત્ શુભકર્મ ચિંતામણીરૂપ છે ને તે સર્વ પ્રકારનું ઇચ્છિત સુખ આપવા સમર્થ છે એમ જાણે, તો તેને શુભકર્મમાં પ્રીતિ ઉપજે છે. શુભકર્મમા ઉત્પન્ન થયેલી પ્રીતિ સર્વદા ટકાવી રાખવા માટે વા તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરવા માટે તેણે શુભકર્મમાં બહુ પ્રીતિ રાખનારા તથા શુભકર્મનું અનુષ્ઠાન કરનારા મનુષ્યોનો અનુકૂળબુદ્ધિપૂર્વક વારંવાર સમાગમ કરવો જોઇએ. અશુભ કર્મ કરવાભણી પ્રકટતા અંતઃકરણાદિના કુવેગને અશુભકર્મથી પ્રાપ્ત થનારી હાનિના વિચાર વડે, અશુભકર્મમાં તથા તેના અનુષ્ઠાનમાં પ્રીતિ રાખનારા મનુષ્યના આદરપૂર્વક સમાગમ વડે, શુભકર્મના અનુષ્ઠાનના ને અશુભકર્મના ત્યાગના નિશ્ચયના સતત સ્મરણવડે, અને અશુભકર્મભણીના અંતઃકરણાદિના વેગને વધારવાની કૃપા કરવાની અંતર્યામીની આદરપૂર્વક પુનઃ પુનઃ પ્રાર્થનાવડે અશુભકર્મભણી પ્રકટતા અંતઃકરણાદિના કુવેગને મનુષ્ય ક્રમપૂર્વક રોકવા સમર્થ થાય છે. આ સર્વ આદરપૂર્વક કંટાળ્યા વિના વારવાર કરવાથી ફળદાતા થાય છે. મૂર્ખાઇથી પડેલા અસ્વભાવો તુરત મનુષ્યનો પરો છોડતા નથી. ધૈર્ય ને સાવધાનતા રાખી પ્રીતિપૂર્વક દીર્ઘકાળ નિરંતર યોગ્ય પુરૂષપ્રયત્ન કરવામાં આવે ત્યારે જ તે રાક્ષસો નિરાશ થઇ આ મનુષ્યનુ લોહી પીવાનુ કામ હવે અશક્ય છે એમ જાણી તેની આગળ સદાને માટે અદૃશ્ય થઇ જાય છે. મનુષ્ય જો કર્મનો યથાર્થ મહિમા સંશયવિપર્યયવિના સમજે ને અશુભ કર્મને ત્યજી શુભકર્મમાંજ પ્રીતિ પૂર્વક પ્રવૃત્ત રહે તો વર્તમાનમાં મનુષ્યોના મોટા ભાગની જે શોચનીય સ્થિતિ જોવામાં

આવે છે તે દૂર થઈ જાય. સર્વત્ર સંભળાતા દુઃખના પોકારો દૂર થાય ને ઇચ્છિતના લાભવડે સર્વ મનુષ્યોની સુખમય સ્થિતિ પ્રતીત થાય પ્રણતપાળ પ્રભુએ મનુષ્યને ઉત્તરોતર દુઃખની પ્રાપ્તિ થાય તેવો માર્ગ પણ ઉઘાડો રાખ્યો છે. કયે માર્ગે ચાલવું તે મનુષ્યની ઇચ્છાનો વિષય છે. આ બધું કથન માત્ર મનુષ્યના આકારવાળા ને પશુના જેવા અંતઃકરણવાળામાટે ઉપયોગી નથી, પણ મનુષ્યના આકારવાળા ને મનુષ્યના જેવા અંતઃકરણવાળામાટે ઉપયોગી છે."

તે સર્વજ્ઞજેવા પરમકારુણિક મહાપુરુષનાં ઉપર કહેલાં વચનોનું આદરપૂર્વક શ્રવણ કર્યા પછી તેના કોઈ પ્રબળ શુભ કર્મનો ઉદય થવાથી તે વિવેકી મનુષ્યે કૃતાર્થ થવામાટે પોતાના ભાવિ કર્તવ્યનો આ પ્રમાણે નિશ્ચય કર્યો:–હવે આજથી મારે મારા મનને ક્રમથી અસત્ય ભણીથી પાછું વાળી સત્યભણી ઉત્તરોતર વધારે વેગવાળું કરવું: અંતઃકરણ તથા ઇંદ્રિયોના યોગ્યાયોગ્ય વેગોનો વિવેક કરી તેના અયોગ્ય વેગોને શાંત કરવા, ને યોગ્ય વેગોને વહેવા દેવા; કર્તવ્યના અવધિનું ભાન થાય ત્યાંસુધી મારે મારા અંતઃકરણનો વિકાસ કર્યા કરવો; શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણવડે શુભ કર્મો કરવાના જે જે પ્રસંગ મને પ્રાપ્ત થાય તે તે પ્રસંગનો લાભ લઈ અંતઃકરણની યોગ્યતા વધારવી, પણ તેને નકામા જવા દેવા નહિ; ક્રોધ, કટુભાષણ, અન્યનું સુખ જોઇ મનમાં થતી બળતરારૂપ ઇર્ષ્યા, ધનતૃષ્ણા, સત્તાતૃષ્ણા, ભેદભાવથી ઉપજતી વિષમભાવના, ત્યજી દાવેલા વિષયોનું સ્મરણ, મિથ્યાભાષણ ને નકામો બકવાદ આ દોષોથી મારે અહોરાત્ર દૂર રહેવું, યોગ્ય હોય તે આદરપૂર્વક કરવું, ને અયોગ્ય હોય તે કદીપણ કરવું નહિ, પછી પ્રાકૃત મનુષ્યો ગમે તેમ કહે તેનો તમારે વિચાર ન કરવો; અપકારક રૂઢિઓને વશ નહિ થતા પ્રમાણ ને યુક્તિથી જે ઉપકારક કર્મ હોય તેમાંજ આદર રાખવો; ઊતાવળ કરી કોઇને વિષે નઠારો અભિપ્રાય બાંધવો નહિ; જે વિચાર ને આચાર પ્રમાણ યુક્તિ ને સ્વાનુભવથી શ્રેષ્ઠ જણાય તેનું આદરપૂર્વક અનુષ્ઠાન કરવું, કોઇની પાસેથી સાંભળેલી વાતને સાચી માની જેની તેની આગળ કહેવાનો સ્વભાવ ન રાખવો; દંભ, કપટ ને મિથ્યાભિમાન એ દોષો આત્માના આનંદાદિ સ્વભાવને ઢાંકે છે, માટે તેનાથી સર્વથા દૂર રહેવું; ધનપ્રાપ્તની, પોતાનાં વખાણ સાંભળવાની, ઉપકાર મનાવવાની, પ્રતિષ્ઠા મેળવવાની, ને સ્વર્ગની ઇચ્છાનો ત્યાગ કરી કર્તવ્ય સમજી શુભકર્મો કરવાં; બોલવામાં બહુજ સાવધાનતા રાખવી. અર્થાત્ બની શકે ત્યાંસુધી મૌન સેવવું; અન્ય માણસોની નકામી પંચાતમાં પડવું નહિ, સર્વદા આનંદી રહેવું, અર્થાત્ દુઃખની પ્રાપ્તિમાં ખેદને વશ ન થવું, ને પ્રતિકૂળ પ્રસંગમાં નિરાશ ન થવું; પ્રાપ્ત કામમાં મનને સારી રીતે જોડવાનો સ્વભાવ પાડવો, અર્થાત્ જે કામ કરવું તે કામરૂપ થઇ જવાનો સ્વભાવ પાડવો; ચિત્તની ચડતી ભૂમિકાની યોગ્યતા થયે ઊતરતી ભૂમિકાઉપરનો રાગ દૂર કરવો; આળસ, દીર્ઘસૂત્રતા, પ્રમાદ, અધૈર્ય ને અશ્રદ્ધાનો સર્વ પ્રકારે ત્યાગ કરવો. આત્મનિષ્ઠા રાખવી, આત્માના જ્ઞાન ને આનંદાદિ સ્વભાવોનો શીઘ્ર ને સ્પષ્ટ અનુભવ કરાવવામાં સમર્થ એવો અડગ વિશ્વાસ રાખવો; અને સર્વ પ્રાણિપદાર્થનું વાસ્તવિક સ્વરૂપ તેજ મારું પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે એવો દૃઢ નિશ્ચય રાખી સર્વ પ્રાણિપદાર્થમાં વિશુદ્ધ પ્રેમ રાખવો.

પ્રત્યેક મોક્ષસાધકે પણ આ સજ્જનના જેવો જ પોતાના ભાવિ કર્તવ્યનો નિશ્ચય કરવો ઉચિત છે. ઇતિ શિવમ્.

---

છે એમ માનવા લાગ્યા. તે પોતાની પાસે જે કોઇ આવે તેને ગમે તેવી ગાળો દેતા અને વખતે એકાદ બે તમાચા પણ ચોઢી કાઢતા. આમ તેમનામાં ઉન્માદ વધી ગયેલો જોઇ લોકોએ તેમ બીજા શિષ્યોએ તેમની પાસે જવાનું માંડી વાળ્યું. આવી અવસ્થામાં પણ જેના હૃદયમાં ગુરુભક્તિ અખંડ પ્રેમ છે તેવો શિષ્ય લહના ગુરુથી દૂર રહી શકયો નહિ. તે ગાળો ખાતો માર ખાતો ગુરુજી પાસે જ રહેવા લાગ્યો. વખતે ઉન્માદવશ થઇ ગુરુજી પોતે જ પોતાના શરીરને નુકશાન ન કરી બેસે તે માટે લહના તેમની પાસેજ હમેશાં બેસી રહેતો. ગુરુજીએ તો તેને પણ વારંવાર ગાળો ભાંડવા માંડી, ઘણીવાર તો તેને માર પણ મારવા માંડયો. છતાં પણ જેના હૃદયમાં સાચી ગુરૂભક્તિ છે તે લહના પોતાના ગુરુથી જરા પણ દૂર ખસ્યો નહિ તેવી સ્થિતિમાં ગાળો ખાતાં, માર ખાતાં પણ તેમણે ગુરુની સેવા કરવા માંડી.

આમ કેટલોક વખત રહ્યું. પછી ગુરુજીનો ઉન્માદ ઉતરી ગયો અને પાછા પહેલાં જેવા શાંત બની ગયા. એ પછી સર્વે શિષ્યો તેમના પુત્રો વિગેરે પાછા પૂર્વવત તેમની સેવામાં તત્પર થઇ ગયા. એ પછી કેટલાક વખતે તેમણે પોતાના મોટા પુત્ર શ્રીચંદ્રને એકાન્તમાં બોલાવી પૂછ્યું કેઃ "ભાઇ, તારે શું જોઇએ છીએ. તારી જે ઇચ્છા હોય તે કહે."

શ્રીચંદ્ર નાનપણથી ઘણા જ્ઞાની અને વૈરાગ્ય વૃત્તિવાળા હતા. તેમને કોઇપણ સાંસારિક કે પરમાર્થિક વિષયની ઇચ્છા નહોતી તેથી તેમણે કહ્યું કેઃ "મારે પરમાત્માના અનુરાગ સિવાય બીજી કશાની જરુર નથી."

આ સાંભળી ગુરુએ તેમને તેવો આશીર્વાદ આપ્યો. કારણ કે આવા પુરૂષોથી કંઇ ગુરુની ગાદી સાચવી શકાય તેમ નહોતું. તે પછી શ્રીચન્દ્ર આગળ ઉપર ઉદાસીન પંથના સ્થાપક મહાત્મા તરીકે પ્રસિદ્ધ થયા હતા.

તે પછી ગુરુએ પોતાના નાના લક્ષ્મીચન્દ્રને બોલાવી પૂછ્યું કેઃ "ભાઇ, તારે શી વસ્તુની ઇચ્છા છે?" ત્યારે તેણે કહ્યું કે. મારે તો આ જગતમાં રિદ્ધિ અને સિદ્ધિ એ બે જોઇએ છીએ. એ બે વસ્તુ વગર આ દુનિયામાં જીવવુ એ નકામું છે."

આ સાંભળી ગુરુએ તેમને આશિર્વાદ આપ્યો કેઃ "તારા વંશમાં ચિરકાળ સમૃદ્ધિ રહેશે, અને તારી ઇચ્છા પુરી થશે." આ લક્ષ્મીચન્દ્રના વંશમાં ઠેઠ સુધી સમૃદ્ધિ રહી હતી. તેમના વંશમાં વેદી સાહેબજાદા તરીકે પ્રસિદ્ધ થયા છે.

આ બંને પુત્રોની ઇચ્છા પુરી કર્યા પછી તેમણે પોતાના પ્રીતિપાત્ર શિષ્ય લહનાને બોલાવ્યો. અને તેને પૂછ્યુ કેઃ "તારે શું જોઇએ છીએ." ત્યારે તેણે કહ્યું કેઃ મને તો જન્મોજન્મ આપના ચરણકમળની ભક્તિ અને આપની આજ્ઞા પાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય એજ ઇચ્છા છે."

આ સાંભળી ગુરૂજી ઘણા પ્રસન્ન થયા. તેમની પરીક્ષામાં તો શિષ્ય લહના જ પાસ થયો. ગુરુજીએ તે પછી પોતાના પ્રીતિ પાત્ર શિષ્ય લહનાને જ પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો અને તેને પોતાને હાથે જ ગાદી ઉપર બેસાડયો. તે પછી તે ગુરુ અંગદના નામથી પ્રસિદ્ધ થયા, આ પ્રમાણે ગુરૂજીએ એક રાજા કરતાં પણ ઉચ્ચ ગુરૂનું પદ પોતાના પુત્રને ન આપતાં પોતાને લાયક જણાયા તેવા પોતાના શિષ્ય લહનાને આપ્યું

આ પ્રમાણે ગુરૂપદને લાયક હોય તેવા પુરૂષનેજ પોતાની ગાદી સોંપવામાં ગુરૂ નાનકે ઘણુંજ ચારિત્ર્યબળ, અપક્ષપાત ન્યાય, અને શિષ્યોનું ભવિષ્ય સાચવ્યું.

પોતાનાં પત્ની અને સગાં વ્હાલાંનો આગ્રહ હોવા છતાં પણ તેમણે પોતાની ગાદી-ગુરૂપદ પોતાના પુત્રોને ન આપતાં ગુરુપદને લાયક એવા લહનાને આપ્યું. અને તેનું નામ અંગદ રાખી તેને પોતાનો વારસ ઠરાવ્યો. પોતાની પછી ગુરુપદને સાચવી શકે તેવો ગુરૂની ગાદીને લાયક, અન્ય શિષ્ય વર્ગમાં જેનો પ્રભાવ પડે તેવો, પોતાના જેવીજ મહત્તા જાળવી રાખે તેવો લાયક પુરૂષ ગુરુએ પોતે જાતેજ શોધી કાઢી, તેની પરીક્ષા કરી તેને પોતાના હાથે જ ગાદીનો વારસ ઠરાવ્યો અને તે પછી તેની યોગ્યતા અને મહત્તા તેમણે પોતાના શિષ્ય મંડળમાં વધારી

સંવત ૧૫૯૫ ના આસો માસમાં એક વખતે કેટલાક શીખો ગુરુ સાહેબનાં દર્શન કરવા આવ્યા હતા. તે પછી એક દિવસે ગુરુએ તેમને જણાવ્યું કેઃ મારો પરમાત્મા પાસે જવાનો સમય હવે નજીક આવી પહોંચ્યો છે ઈશ્વરેચ્છાથી મને જે સત્યમાર્ગ જણાયો તે તમને યથાશક્તિ જણાવ્યો છે તે સ્મરણમાં રાખજો

સત્ય એજ સાચો અને શ્રેષ્ઠ ધર્મ છે તેનું અવલંબન કરજો પાખંડ મતો કે જે ઘણે સ્થળે પ્રવર્ત્તી રહ્યા છે તેનાથી શીખસંપ્રદાય બચે એવી મારી ઇચ્છા છે. વંશપરંપરાની ગુરુગાદી ચાલતી આવે તો તે પાખંડ અને અનાચારનું મોટામાં મોટું મૂળ છે. માટે મેં તેવી પદ્ધતિના શીખસંપ્રદાયમાંથી બહિષ્કાર કર્યો છે, હવે પછી આગળ પાછળના ગુરુઓ પણ તેજ ધોરણ ઉપર ચાલી પોતાના વારસ તરીકે ગુરૂની ગાદીને લાયક હોય તેવાનેજ પસંદ કરશે એવી મારી ઇચ્છા છે.

મુક્તિનો માર્ગ જ્ઞાન છે અને તે ગુરુ વગર મળી શકતું નથી. એ સઘળા શીખોએ પોતાના હૃદયમાં કોતરી રાખવું જોઈએ. આટલું કહ્યા પછીઃ—

"ॐ **सत्य श्री अकाल ॐ सत्य श्री अकाल.** બોલતાં બોલતાં ગુરુ નાનકનો પવિત્ર આત્મા પરમધામમાં વિરામ્યો.

ગુરુનાનકના મતને માનનારા હિન્દુ અને મુસલમાનો બંને હતા. તેથી ગુરુજીનું સ્વરૂપાવસ્થાન થતાં તેમના મૃતદેહની વ્યવસ્થા કરવા માટે તે બંને જાતિ વચ્ચે મોટો ઝગડો થયો. હિંદુઓએ શબને બાળવા માગ્યું અને મુસલમાનોએ દાટવા માગ્યું. આમ રકઝક કરતાં તકરાર વધી અને સામસામે તલવાર ઉપાડવાનો સમય આવ્યો. આ પ્રમાણે હિન્દુ મુસલમાનોને પરસ્પર લડતા અટકાવી તેમને ઐકયતી ગાંઠથી જોડવાનો જીવન પર્યંત પ્રયત્ન કરનાર, બાહ્યવિધિકરતાં અંતરની ભક્તિને માન આપનાર ગુરુ નાનકના આત્માને શિષ્યોના આવા વર્તનથી કેવું થયું હશે? ગુરુના આદેશને આવી રીતે શિષ્યોએ ન પાળ્યો થોડીવારે એક વૃદ્ધ પુરુષે કહ્યું કે તમે ગુરુ સાહેબના કફનને ઉઘાડીને તેમનાં છેલ્લાં દર્શન તો કરી લ્યો. આ વાત સર્વને ગમી તે પછી મૃતદેહ ઉપરનું કફન ખસેડતાં મતભેદને બદલે ભક્તિસભર હૃદયે ઘુંટણીએ પડયા અને પ્રાર્થના કર્યા પછી ચદ્દર અને પુષ્પોના બધો અર્ધો એ ભાગ પાડી હિંદુઓએ અર્ધાભાગને અગ્નિસંસ્કાર કર્યો અને મુસલમાનોએ અર્ધાભાગને દાટયો.

આ પ્રમાણે ગુરુજી ૬૯ વર્ષ આયુષ્ય ભોગવી ઇ. સ. ૧૫૩૯ માં સમાધિસ્થ થયા. જે જગાએ અગ્નિ સંસ્કાર થયો હતો ત્યાં એક સુંદર મંદિર બંધાવ્યું જ્યાં હાલ પણ દરવર્ષે મોટો મેળો ભરાય છે.

ગુરુજીના અવસાન પછી તેમના નાના પુત્ર લક્ષ્મીચંદ્રે પખો ગામમાં કેટલીક જમીન ખરીદી ત્યાં નિવાસ કર્યો. ત્યાં તેમણે નાનક ડેરા નામનું નાનક મંદિર બંધાવ્યું. જેને મહારાજા રણજીતસિંહે સંગેમરમર અને સુવર્ણચાંદી વિગેરેથી સુશોભિત કરાવ્યું હતું. ગુરુજીના વંશના વેદી શાહેબજાદાઓ એ મંદિરની વ્યવસ્થા કરે છે. અને તેમને તે બદલ સરકારથી જાગીર પણ મળેલી છે.

ગુરુનાનક પછી ગુરુ અંગદ ગાદીએ આવ્યા. તે પછી સંપ્રદાયના છેલ્લા ગુરુ ગોવિંદસિંહ થઇ ગયા. ગુરુ ગોવિંદસિંહનું ચારિત્ર ભાગ્યોદયમાં પહેલાં આવી ગયું છે. ગુરુ નાનકના શિષ્યો શીખ કહેવાય છે અને તે લડાયક પ્રજા હાલ પણ પંજાબમાં વિદ્યમાન છે.

---

## એક પ્રશ્નોત્તર.

પ્રશ્ન: –રે'વા સુન્દર મ્હેલ, સંગ લલના, મિષ્ટાન્ન ખાવાં સદા,
સેવા તત્પર દાસ મિત્ર, ગૃહિણી, રે' હાથ જોડી ખડા :
સુખી માણસની આ જગ્યાઇ તમને એવું થયું શું ભલા?
મોળી મોજ બધી જગ્યાઇ અહીંની એવું હશે શું સખા? ૧

ઉત્તર:—આ સંસાર અસાર નશ્વર મહીં વ્હાલા! કહે સ્થિર શું!
જાણ્યું અસ્થિર એકવાર તદપિ શાને ફરી ભૂલવું!
જુઠું આ જગ છે અને જગતની મિથ્યા બધી માણસી
જુઠા વિશ્વ તણી ગણી કયમ ખરી મોજને કહે માનવી? ૨
બોલી જુઠ દગો કરી ગરીબના શાને ગળા રેસવા?
વિશ્વે ભજનારને કયમ કહે રે હાય! દુભાવવાં?
કે'વાતા સુખ માટ માત્ર પલના આશા મહીં લોભની
ભોળાને નાચ સ્વાર્થ હાય! અરતો શા માટ રોવાડવા! ૩
દુભાવ્યાં કરી પાપ મેં સમજીને, બાળ્યાં હશે દિલ કૈં,
ભોળાનાં કરી ખૂન હું હશે કહી હા! વ્હાલતો ત્રસ ચૈ:
કાળાં કર્મ કરેલ જે જગતમાં તેની ક્ષમા યાચવા
હાવે તો કરવા અઘોર વનમાં સર્વેશની સાધના. ૪
હવે હું મૃગતૃષ્ણિકા થકી કદી મોહાન્ધ થાઉં નહિ.
મારૂં ધ્યેય સુધારવા નડતરો આવે ગણું તે નહિ
હાવે તો બસ એક તાન મુજને–સાર્થક્ય આ દેહનું
શી રીતે મુજથી કરાય? (બસ એ)–હમ્મેશ લાગી રહ્યું. ૫
જોયું સર્વ તપાસી મેં અહીં બધું, હાવે રહ્યો મોહ ના;
મીઠા ને કડવા અનુભવ થયા એવું પછી કેમ ના?
બાજુ આ જગહાલની સુહૃદ ઓ! બન્ને તપાસ્યા પછી
કીધો નિશ્ચય મેં પાછો કયમ કહે પાછી થઉં હું નહિ.

ચ્યવનરાય શુકલ.

---

## श्री श्वेताश्वेतर उपनिषद्.

(અનુસધાન ગતાંકથી)

## તૃતીય અધ્યાય.

### जीवईश्वर निरुपण.

માયાથી યુક્ત જે એક દેવ પોતાની નિયામક શક્તિવડે સર્વને નિયમમાં રાખે છે. જે દેવ પોતાની નિયામક શક્તિથી સર્વ લોકને નિયમમાં રાખે છે, તે એક છતાં સર્વ લોકની ઉત્પત્તિ તથા ક્ષય કરવા સમર્થ છે. જેઓ આ એક દેવને ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે ૧

આ દેવ એક છે તથા તેને રૂદ્ર કરી કહેવામાં આવે છે. બ્રહ્મવેત્તાઓ આથી અન્યદેવને માનતા નથી. તે દેવ પોતાની નિયામક શક્તિવડે આ લોકાને નિયમમાં રાખે છે, તે દરેક મનુષ્યમાં રહે છે. તેજ એક દેવ સર્વ લોકની ઉત્પત્તિ કરે છે, પાલન કરે છે, તથા અંતે સર્વને સંહાર કરે છે. ૨

તે સર્વના ચક્ષુરૂપ છે, તે સર્વના મુખરૂપ છે, સર્વના બાહુરૂપ છે. અને, તે સર્વના પાદરુપ છે. તે દેવ મનુષ્યને હાથવડે જોડે છે પક્ષીને પાંખોથી યુક્ત કરે છે. તેજ એક દેવે સ્વર્ગ તથા પૃથ્વીને ઉત્પન્ન કર્યાં છે. ૪

વિશ્વના અધિપતિ તથા મહર્ષિ એવા રુદ્ર જેણે દેવોની ઉત્પત્તિ કરી છે તથા તેઓને પ્રભાવ આપ્યો છે તથા જેમણે પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યાં છે, તે દેવ અમોને શુભ બુદ્ધિ આપો. ૪

હે રૂદ્ર ભગવન્ ! આપનું સ્વરૂપ મંગલકારક તથા આનંદ પમાડનારૂં છે. વળી આપનું સ્વરુપ પુણ્યને પ્રકાશ કરનારૂં છે. હે સુખના આપનાર આપના સુખપ્રદ સ્વરૂપવડે અમારી તરફ પર્વતપર રહી કૃપાદષ્ટિથી જુવો. ૫

પર્વતમાં રહી સુખને આપવાવાળા હે રૂદ્ર ! દુષ્ટ પ્રાણીને વિષે નાંખવા માટે આપ જે શર પોતાના હાથમાં ધારણ કરો છો, તે મંગલસૂચક થાઓ. હે પાલક ! આપ મનુષ્યની અથવા જગતની હિંસામાં કરો. ૬

અખિલ વિશ્વના કરતાં શ્રેષ્ટ મહાન અનંત સર્વ પ્રાણીમાત્રમાં તેઓના શરીર પ્રમાણે ગુઢ અખિલ વિશ્વમાં વ્યાપી રહેલા એવા નિયામક બ્રહ્મને જે કોઇ ઓળખે છે તે અમૃતમય થાય છે. ૭

અજ્ઞાનથી પર તેજરૂપ જે મહાન પુરૂષ છે તે પરમાત્માને હું જાણું છું. આ પરમાત્માને હું જાણું છું. આ પરમાત્માને જે ઓળખે છે તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. મોક્ષની પ્રાપ્તિ માટે આ પરમાત્માને ઓળખ્યા સિવાય અન્ય કોઇપણ ઉપાય નથી. ૮

જે પરમાત્માના કરતાં અન્ય કોઇપણ શ્રેષ્ટ નથી, જેના કરતાં કોઇપણ સુક્ષ્મ નથી. જે પરમાત્મા કરતાં કોઇ મોટું નથી, જે અકંપાયમાન વૃક્ષની માફક જે એક પરમાત્મા સ્વર્ગમાં રહે છે, તે પુરુષવડે આ સર્વ વિશ્વ વ્યાપ્ત થઇને રહેલ છે. ૯

આ પરબ્રહ્મને જેઓ જગતના કારણથી ભિન્નરૂપે, રૂપથી તથા ત્રણ પ્રકારના તાપથી રહિત જાણે છે. તેઓ અમૃતરૂપે થાય છે. આ રીતે જેઓ નથી જાણતા તેઓ દુઃખથી મુક્ત થાય છે. ૧૦

આ પરબ્રહ્મ સર્વના મુખરૂપ, મસ્તકરૂપ તથા ગ્રીવારૂપ છે. તે સર્વ પ્રાણીમાત્રના હૃદયરૂપી ગુહામાં રહે છે. તે સર્વ વસ્તુમાં વ્યાપી રહેલા છે. તથા સર્વની સમૃદ્ધિના દાતા છે. આથી પરમાત્માને સર્વ વ્યાપી તથા શુભના દાતા કરી કહેવામાં આવે છે. ૧૧.

આ પરમાત્માને મહાન્ પ્રભુરૂપ, પૂર્ણરૂપ તથા સર્વના પ્રવર્તક કરી કહેવામા આવે છે. આ પરબ્રહ્મને અતિશય નિર્મળ, આનંદના નિયામક, જ્યોતિરૂપ તથા અવિનાશી કરી કહેવામાં આવે છે. ૧૨,

આને પૂર્ણ આત્મા પુરૂષરૂપ. અંગુઠાના જેવડા માપવાળા, સર્વના અંતરાત્મારૂપ તથા દરેક મનુષ્યના અંતઃકરણમાં રહેનારા કહેવામાં આવે છે. તેઓને જ્ઞાનના નિયામક તથા હૃદય અને મને કરી ગુદ્ર કહેવામાં આવે છે. જે કોઈ આ રીતના પરમાત્માને ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે. ૧૩

આ પુરૂષ હજાર મસ્તકવાળા, હજાર આંખવાળા, તથા હજાર પાદવાળા કહેવામાં આવે છે. તે જગતની અંદર તથા બહાર સર્વત્ર વ્યાપી રહી નાભિની ઉપર હૃદયમાં દશ આંગળ અધિક રહે છે. ૧૪

આ પરમાત્મા પુરૂષ જે કાંઇ છે તે સર્વના, જે કાંઇ હતું તેના, જે કાંઇ થવાનું છે તેના, અન્નવડે જે કાંઇ વૃદ્ધિ પામે છે તેના, તથા જે કાંઇ અમૃતરૂપ છે તેના નિયામક છે. ૧૪

દરેક સ્થળે તેના હાથો તથા પગો રહેલા છે. દરેક સ્થળે તેનાં ચક્ષુઓ તથા મુખ રહેલાં છે, દરેક સ્થળે તેનાં શ્રોત્રો રહેલાં છે. તે જગતરૂપ શરીરને વિષે સર્વ ઠેકાણે વ્યાપી રહેલ છે. ૧૬

સર્વ ઇન્દ્રિયોના ગુણો સાથે પ્રકાશને પામતા એવા તે પરમાત્મા સર્વ ઇન્દ્રિયોથી રહિત છે. આ પરમાત્મા સર્વના પ્રભુ, સર્વના નિયામક તથા સર્વના મહાન શરણરૂપ છે૧૭

નવદ્વારવાળો દેહી હંસ ( આત્મા ) બાહ્ય વસ્તુઓને વિષે ગમન કરે છે. તથા સ્થાવર જંગમાત્મક સર્વ જગતને વશ કરે છે. ૧૮

આ પરમાત્મા હાથ તથા પગથી રહિત છે છતાં તે દોડે છે, તથા સર્વ વસ્તુને ગ્રહણ કરે છે. આ પરમાત્માને ચક્ષુ હોતાં નથી, છતાં તે સર્વ જોઇ શકે છે. તેમને શ્રવણેન્દ્રિયો ન હોવા છતાં તે સર્વ શ્રવણ કરી શકે છે. જે કાંઇ જ્ઞાતવ્ય છે તે સર્વને તે જાણે છે. આ પરમાત્માનો કોઇપણ વેત્તા નથી. લોકો આ પુરુષને મહાન તથા અગ્ર કરી કહે છે. ૧૯.

જે સૂક્ષ્મ છે તે કરતાં આત્મા વધારે સૂક્ષ્મ છે. જે મહાન છે તે કરતાં આત્મા વધારે મહાન છે. આ આત્મા પ્રાણીની હૃદયરૂપી ગુહામાં રહેલો છે. જે મનુષ્ય કર્મથી રહીત મહિમાવાન નિયંતાને વિધાતાની કૃપાથી જુવે છે, તે શીઘ્ર મુક્ત થાય છે. ૨૦

અનાદ્યવાન્ પુરાણરૂપ, સર્વના આત્મારૂપ, વ્યાપકપણાના સ્વરૂપથી સર્વને વિષે રહેલા પરબ્રહ્મને હું ઓળખું છું. બ્રહ્મવેત્તાઓ આ પરમાત્માને જન્મરહીત તથા નિત્ય કહે છે૨૧



# मानुषी अने दिव्य प्रेम.

( અનુવાદકર્ત્તા. મણિલાલ નથુભાઇ દોસી બી. એ. )

## પ્રભુ પ્રેમરૂપ છે.

---

આ લેખ પ્રેમનું રહસ્ય શીખવા માટે છે સર્વ કોઇ તેની સત્તા સ્વીકારે છે. સર્વ માનુષી હૃદય તેને ઝંખે છે. સર્વ સુખનો અને સર્વ ઇષ્ટ વિજયનો તે પાયો છે. આ વિશ્વમાં રૂ મોટામાં મોટું બળ છે. તે પ્રેમ એટલો જીવનપૂર્ણ વિશાળ અને સર્વમય છે કે તે પ્રભુના મૂળ ગુણરૂપ ગણવામાં આવ્યો છે, અને કહેવામાં આવ્યું છે કે " પ્રભુ એજ પ્રેમ છે. "

પ્રેમ એ સદા પ્રવૃત્ત અને નવીનોત્પાદક શક્તિ છે, જે વિશ્વમાં સર્વ વસ્તુઓ મનુષ્યો, અને બનાવોને પ્રેરે છે. અને તે પ્રેમ પરમાણુઓ, મનુષ્યો, દેવો સર્વની ગતિને પ્રોત્સાહન આપે છે. જેને મનુષ્ય ચાહે છે, તેનાથી તે કદી છુટો પડી શકે નહિ. જેને મનુષ્ય ચાહે છે, તેને તે જરૂર મેળવવાનો આ પ્રમાણે બાંધેલી કડીઓ છુટી પડી શકે નહિ. પ્રેમના વધારે ઊંડા અને સૂક્ષ્મ પાઠો અને ભેદો શીખવાને આ આત્માઓ ફરી ફરીને નજદીકના સંબંધમાં આવે છે.

### પ્રેમનો વિકાસ.

પ્રારંભમાં પ્રેમ સ્વાર્થ મિશ્રિત હોય છે; તેટલા માટે તે શુદ્ધ હોતો નથી. મનુષ્ય ચાહે છે, પણ તેની પ્રિય વસ્તુથી મળતા સુખને ખાતર તે ચાહે છે. તેનો પ્રેમ એ સ્વપ્રેમનું વિસ્તૃતરૂપ છે.

ખરા પ્રેમમાં માગણી હોય જ નહિ. તે મર્યાદારહિત અને સ્વતંત્ર હોય છે. જેના પ્રિયજનમાં જેમ વિશેષ નિર્બળતા, તેમ તે પ્રિયજનને વધારે દીલસોજીથી ચાહે છે. મહાત્માઓ તિરસ્કાર પામેલા પાપીને પણ ચાહી શકે; કારણ કે તેવા મનુષ્યને પ્રેમની વિશેષ જરૂર છે. ખરો પ્રેમ ત્રિકાળ દર્શી છે. તે પ્રિયજનની ખામીઓ છતાં તેને ચાહે છે. કારણ કે તે મનુષ્ય અત્યારે કેવો છે તે તે જોતો નથી. પણ ભવિષ્યમાં તે કેવો થશે, તે તે જુએ છે, અને તે આદર્શને ચાહે છે. ચાહવું એટલે આપણા જીવનનો બીજા જીવન સાથે ભાગ કરવો. અને આપણી કક્ષામાં ઉભા રહીને નહિ, પણ તેની કક્ષા સમજીને તેને મદદ કરવી.

આ વિશ્વમાં દરેક જીંદગીમાં આપણે આ પ્રેમનો પાઠ ધીમે ધીમે શીખીએ છીએ, કારણ કે પ્રેમ સિવાય બીજું કાંઇ શીખવાનું જ નથી; અને જેમ જેમ આપણામાં પ્રેમ શક્તિ ખીલે છે, તેમ તેમ તેનું કાર્ય કરવાનું ક્ષેત્ર વધારે ને વધારે વિસ્તૃત અને ઉંચું થતું જાય છે.

## દિશા પ્રમાણે પ્રેમનાં સ્વરૂપો.

પ્રેમ તેની દિશા પ્રમાણે જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. પોતાના કરતાં ઉચ્ચ પુરૂષો પ્રત્યેનો પ્રેમ પૂજ્યભાવનું રૂપ લે છે, પોતાના કરતાં ઉતરતા મનુષ્યો તરફનો પ્રેમ દયાનું સ્વરૂપ ધારણ કરે છે. અને સમાન વચ્ચેનો પ્રેમ સહકાર કે મિત્રતારૂપે પ્રકટે છે. અને એક બીજા સાથેના પ્રેમમાં પણ કેટલીકવાર આ ત્રણે સ્વરૂપો એક સાથે પ્રકટ થતા જણાય છે. આપણે આપણા પ્રિયજનના બળ તરફ પૂજ્યભાવ બતાવીએ છીએ; તેની નિર્બળતા તરફ આપણે દયા દર્શાવીએ છીએ, અને સાથે રહીને પરસ્પર સેવાનો અને સાથે પ્રયત્ન કરવાનો આનંદ અનુભવીએ છીએ.

## કુટુંબ પ્રેમનાં જુદાંજુદાં લક્ષણો.

આપણા પ્રિયજન પ્રત્યે આપણો જે પ્રકારનો સંબંધ હોય છે, તે પ્રમાણે આપણા પ્રેમનું સ્વરૂપ પણ બદલાતું જણાય છે. પિતાનો રક્ષક પ્રેમ, માતાનો વાત્સલ્ય પ્રેમ, ભાઇ બ્હેનનો બન્ધુભાવ મિત્રનો સુહૃદ્ પ્રેમ અને અડગ વફાદારી—આ બધા પ્રેમના ભિન્ન ભિન્ન રૂપો છે પણ આ બધા પ્રેમ કરતાં પતિપત્નીનો પ્રેમ કોઇ અસાધારણ સ્વરૂપ ધારણ કરે છે. બીજા બધા પ્રેમના પ્રકારોમાં જે તત્ત્વ ગુપ્ત હોય છે, તે આ પતિપત્નીના પ્રેમમાં પ્રકટ થાય છે, અને અનુપમ મોટા હેતુસર તે તત્ત્વ અહીં કેન્દ્રિત થાય છે. આ બાબત ઘણી અગત્યની છે, પણ તે સંબંધમાં ઘણી ગેરસમજ થયેલી છે, માટે ધીરજથી તે વિષયનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે.

પુરૂષ અને સ્ત્રીના શરીરોમાં કુદરતની લોહચુંબક જેવી શક્તિઓ સામસામી આવેલી છે. આ ભુવન ઉપર મનુષ્યના સ્થૂલ શરીરદ્વારા નિશ્ચયાત્મક, ઉત્પાદક, પુરૂષશક્તિ વહે છે. તે પોતાના સ્નાયુઓ અને હાડકાંદ્વારા પ્રબળ રીતે વર્તે છે. અને સ્ત્રીના શરીરદ્વારા નિષેધાત્મક, શાંત, ગ્રાહક સ્ત્રી શક્તિ વહે છે. અને આ સ્થૂલ દુનિઆમાં તે જ્ઞાનતંતુઓ અને ગ્રન્થિદ્વારા તે કામ કરે છે. તેટલા માટે પુરૂષના જ્ઞાનતંતુઓ કરતાં સ્ત્રીના જ્ઞાનતંતુઓને વિશેષ શાંતિ અને ઓછા બોજાની જરૂર છે. આ બન્ને શક્તિઓ સામસામી છે, પણ પરસ્પર પૂરણી કરનાર છે, મનુષ્યના અંતરાત્માની વિવિધ બાજુઓને તે ખેલમાં ઉતારે છે. કોઇ પણ પ્રશ્ન ઉપસ્થિત થાય, ત્યારે મનુષ્ય પોતાની વિચાર શક્તિનો ઉપયોગ કરી કહેશે કે "હું ધારું છું કે" ત્યારે સ્ત્રી તેજ સ્થળે પોતાના લાગણી સ્વભાવનો આધાર લઇ કહેવા લાગશે કે "મને લાગે છે કે," આ લાગણી સ્વભાવ નહિ વિકાસ પામેલી સ્ત્રીમાં આવેશરૂપે જણાય છે, અને વિકાસ પામેલી સ્ત્રીમાં આંતર પ્રતિભારૂપે જણાય છે.

મનુષ્ય આ સ્થૂલ અને માનસિક ભુવનપર નિશ્ચયાત્મક (*Positive*) હોય છે. અને લાગણી ભુવન તથા આધ્યાત્મિક ભુવન ઉપર નિષેધાત્મક (*Negative*) હોયછે, ત્યારે સ્ત્રી સ્થૂલ અને માનસિક ભુવનપર નિષેધાત્મક હોય છે, અને લાગણી ભુવન તથા આધ્યાત્મિક ભુવનપર નિશ્ચયાત્મક હોય છે.

પુરૂષ અને સ્ત્રીજાતિનું સમતોલપણું રાખવાનું અને પરસ્પર અસર કરવાનું રહસ્ય ઉપરના વાક્યોમાં છે. તેઓને બન્નેને એક બીજાની જરૂર છે. એક બીજાની સહાય વિના તેઓ યોગ્ય રીતે વિકાસ કરી શકે નહિ. અને જે પ્રમાણમાં તેઓ વધારે સ્વતંત્રતાથી,

સંયમથી અને સત્યથી સહકાર કરી શકે તે પ્રમાણમાં માનવજાતિનો વિકાસ ત્વરાથી થાય. શરીરો પાસે રહેવાથી તેમજ માનસિક વ્યવહારથી આ વિનિમય તો ચાલ્યાજ કરે છે. જો પુરૂષ અને સ્ત્રી વચ્ચે કોઈ કામમાં મૈત્રી હોય તો તે મૈત્રી બન્નેને ઉપયોગી નીવડે છે. પુરૂષ સ્ત્રીના વિચારોને નિયમિત કરતાં શીખવે છે, સ્ત્રી પુરૂષને ઉત્સાહ અને જીવનથી ભરે છે. આ કારણથી મોટા પુરૂષોની કીર્તિ માતાઓ અથવા પત્નીઓ મહાન્ આત્માઓ હોય છે. સ્વાભાવિક રીતે વધારે વિકાસ પામેલો મનુષ્ય વિશેષ વિશેષ સ્વતુષ્ટ બને છે. પુરૂષ તેમજ સ્ત્રી તરીકેના ઘણા અનુભવો મેળવેલા હોવાથી તેણે પોતાના બન્ને સ્વરૂપો હૃદય તેમજ મનને–ખીલવ્યાં હોય છે, અને સંસ્કારી બનાવ્યાં હોય છે.

## ઉત્પત્તિમાં પ્રેમની પૂર્ણાહુતિ.

જીવનની ઉત્પત્તિ વાસ્તેનું જે સ્થૂલ કામ તેની અતિશયોક્તિ કરવાથી અથવા તેને અધમ ગણવાથી આ સ્ત્રી પુરૂષ વચ્ચેના તંદુરસ્ત હૃદય મનના વ્યાપારનું વિનિમય મોટે ભાગે અટકી ગયું છે. સ્થૂલ ભુવન ઉપર બન્નેના શક્તિઓ ઉત્પત્તિ વાસ્તે કેન્દ્રિત થયેલી હોય એમ લાગે છે. આ કાર્યની એટલી મહત્તા છે કે તે અવયવોનું રક્ષણ કરવાને ઘણાજ નાજુક જ્ઞાનતંતુઓ અને લોહીના શિરાઓ ત્યાં આવેલી હોય છે, અને તે કામને માટે શરીર અને આત્માની બધી શક્તિઓનો–લોહી અને જ્ઞાનતંતુ દ્વારા–ઉપયોગ કરવામાં આવે છે. મનુષ્ય જાતમાં પ્રજોત્પત્તિ એજ જનનેન્દ્રિયોનો ઉપયોગ અને કર્તવ્ય છે. તે સિવાય બીજા કોઈ કામ માટે તેનો થતો ઉપયોગ તેને અધમ બનાવે છે, અને કોઈ પણ અવયવનો દુરૂપયોગ કરવાથી જેમ સ્વાભાવિક માઠું પરિણામ આવે છે, તેમ અહીં પણ દુરૂપયોગનું બહુજ માઠું પરિણામ આવે છે. ખાવાની વૃત્તિનો દુરૂપયોગ તેનું નામ અકરાંત્યાપણું, તેમ ઉત્પાદક પ્રેમનો દુરૂપયોગ તે કામાંધતા અત્યારે જગતમાં જે શારીરિક દુઃખો પેદા થયાં છે, તેનું મોટું કારણ આ શારીરિક શક્તિઓનો જમાનાથી થતો દુરૂપયોગ છે. પશુઓ જે "પ્રેરણા" થી પોતાનું કામ કરે છે, તેઓ મનુષ્યો કરતાં આ બાબતમાં નિયમોને વધારે સારી રીતે સમજે છે. મનુષ્યને સ્વભાન અને સ્વતંત્ર ઇચ્છાશક્તિ મળેલાં છે, તેથી તેણે પોતાની મેળે કુદરતના નિયમોને અનુકુળ થઈ વર્તવાનું શીખવું જોઈએ.

## *વિષય વાંચ્છનાનો સમય*

તે સંબંધમાં પ્રથમ નિયમ આ જાણવો જોઈએ કે પ્રાણદાયક શક્તિઓ વિચારને અનુસરે છે, તેથી જો આપણા વિચારો વિષયભોગથી સતત વિમુખ કરવામાં આવ્યા હોય તો તે દિશામાં દબાણ ઓછું થવા લાગશે. શરીરને સંયમમાં રાખવાને થોડો સાદો ખોરાક, પુષ્કળ કસરત અને ખુલ્લી હવાની ઘણી જરૂર છે. કેટલાક સામાન્ય ગણાતા પદાર્થો જેવા કે દારૂ, ચા, કોફી, તેજાના, ગરમ શાક, ચટણીઓ અને માંસ આ ઇન્દ્રિય સંયમના કામમાં ઘણીજ ખલેલ નાખે છે.

આ વિષયવાસનાનું સ્થૂલરૂપ સંયમિત કરવાને બે તરફથી કામ ચલાવવું જોઈએ. શારિરીક દૃષ્ટિથી તે વાસો સાદું અને સખ્ત જીવન ગાળવુ જોઈએ, અને માનસિક દૃષ્ટિથી બુદ્ધિ અને આત્માની લગતી વસ્તુઓમાં મનને આનંદ લેતું કરવું જોઈએ. સૌથી ઉંચો પણ સૌથી ઓછો અમલનો નહિ એવો માર્ગ એ છે કે પ્રેમમાં પોતાના લાગણી સ્વભાવને પૂર્ણ છુટ આપવી જોઈએ, ઘણીવાર ખરા પ્રેમની ભૂખને લીધેજ તીવ્ર ભોગેચ્છા

પ્રકટે છે, ઘણીવાર બે પ્રેમના ભુખ્યા મનુષ્યો પરણે છે. અને તેઓ તીવ્ર લાગેચ્છાને પ્રેમ સમજે છે. અને થોડા સમયમાં ભયંકર દ્વેષ તેમાં પેદા થાય છે, તે બેમાંથી એક પણ આત્મા પોતાને પ્રેમ ભૂખ્યો રાખ્યો, તે માટે બીજાને ક્ષમા આપી શકતો નથી. ખરા પ્રેમ અને પ્રેમપાત્ર વિના હજારો જીવો કરમાય છે. આમાંથી કપાતિ ગાંડપણ જન્મે છે, અથવા વ્યભિચાર નીપજે છે. સૌથી સારો માર્ગ તો સુખી લગ્ન છે, કે જ્યાં સ્થૂલ આકર્ષણ હોવા ઉપરાંત મન અને મન વચ્ચે તથા હૃદય અને હૃદય વચ્ચે અનુકૂળ સંબંધ સંભવી શકે. આથી બેંનેને વિશેષ શક્તિ અને શાંતી મળે છે, બંને શક્તિઓ જો સમાન હોય અને ઉચ્ચપ્રેરક હોય તો પરસ્પર સ્થૂલ સમાગમનું કામ પણ પોતાની પ્રતિકૃતિરુપ બાળકને જગતમાં લાવવાની ઇચ્છાનું પરીણામ બને છે. આવું કામ ક્વચિતજ થવું જોઈએ અને તે પણ પૂર્ણ ભક્તિભાવ અને પૂર્ણ પ્રેમ સાથે થવું જોઇએ. કારણ કે તે લગ્ન સમયે લીધેલી પ્રતીજ્ઞાનું ફળ છે. અને પ્રભુએ સૃષ્ટિની આદિમાં યજ્ઞ કરી આ વિશ્વને પ્રકટાવ્યું તેવો આ એક બાળકના જન્મ વાસ્તેનો નાનો યજ્ઞ છે.

આ કારણથી જ પતિપત્નિનો પ્રેમ બીજા પ્રેમોથી જુદો પડે છે. જ્યાં પ્રેમ વિશુદ્ધ હોય છે. અને જ્યાં હજુ દુર્ગુણનો ચેપ લાગેલો હોતો નથી. પવિત્રતા, ભક્તિભાવ, અને આશ્ચર્યની લાગણી સામી વ્યક્તિ મનના સ્વાભાવિક રીતે પ્રકટે છે. તે સમયે પૃથ્વી અને સ્વર્ગ એક થતાં ભાસે છે. મનુષ્યનું હૃદય દિવ્ય આનંદથી ઉભરે છે. આ વૃત્તિનો અનુભવ જે કોઇ હૃદયે કર્યો હોય. તો તે કદાપિ ભૂલાયજ નહિ. એક શરીરનું બીજા શરીર સાથે જોડાવું. તેનું નામ વિષયસેવન, પણ પ્રેમ એનો એક આત્માનું બીજા આત્મા સાથેનું લગ્ન છે. આ સંબંધથી ઉત્પન્ન થયેલા શરીરમા વસવા માટે કેવો આત્મા આવશે. તેનો મોટો આધાર તે શરીર કેવા ભાવથી પેદા કરવામાં આવ્યું હતું તેના પર રહેલો છે. વળી તે સાથે તે ત્રણ આત્માના ભૂતકાળના સંબંધો પણ આ કામમાં અગ્રભાગ ભજવે છે. ઉચ્ચ પ્રકારનું જીવન ગાળવાથી પ્રથમ ઇચ્છા હોય તો જરૂર ઉચ્ચ આત્મા આકર્ષાઈ આવે. જો પ્રેમ અને પૂર્ણ અર્પણતા હોય તો મહાન આત્મા પણ જન્મ લે.

## પ્રેમની શુદ્ધિ.

આપણે બધા ચ્હાઈએ છીએ. ત્યારે પ્રશ્ન એ થાય છે કે આપણે કેવી રીતે ચ્હાઇએ છીએ ? શું આપણો પ્રેમ સ્વાર્થથી પ્રેરાયલો છે ? અથવા તો શું આપણા પ્રેમ પાત્રના કલ્યાણ વાસ્તે તેના પર પ્રેમ રાખીએ છીએ ? જો આપણો પ્રેમ આપણા પોતાના સુખ માટે હોય, સામી વ્યક્તિ આપણી સેવા કરે તે માટે હોય, અથવા તો તે આપણા પર પ્રેમ રાખે તે માટે હોય તો તે પ્રેમ હલકા પ્રકારનો છે. આપણને કોઇ ચ્હાએ, તેથી આપણને જે આનંદ થાય, તેમાં કાંઇ ખોટું નથી. મહાત્માઓ પણ પોતાના શિષ્યોના પોતાના વાસ્તેના પ્રેમમાં આનંદ માને છે. પ્રભુ પોતે પણ ભક્તોની ભક્તિથી ઉલ્લાસિત થાય છે; પણ જે પ્રમાણમાં પ્રેમની શક્તિ વધતી જાય છે. તે પ્રમાણમાં વિશેષ ચ્હાવાને, વિશેષ સેવા કરવાને, અને બીજાઓનું વિશેષ કલ્યાણ કરવાને તત્પર બને છે. શું આપણે ખરી રીતે બીજાને ચ્હાઇએ છીએ ? અથવા તો બીજા આપણા પર પ્રેમ રાખે, તેમાંજ આપણને આનંદ મળે છે ? આપણે સ્થૂલ શરીરથી છૂટા પડીએ ત્યારે આપણને વિશેષ દુઃખ થાય છે કે ઓછું તે આપણા આ પ્રેમની કસોટી કાઢવાનું એક પારણ છે તે

વિયોગ લાંબા સમયને હોય, છતાં દઢતાથી તેના પર પ્રેમ રાખવામાં પ્રેમની મહત્તા છે, એક મહાન્ ગુરૂએ કહ્યું છે કે "When you can be quite as happy and serve; when your beloved is not with you, then you have learnt to love " " તમારે પ્રિયજન તમારી પાસે ન હોય, ત્યારે પણ તમે તે પાસે હોય તેટલા સુખી અને શાંત રહી શકો, ત્યારે તમે પ્રેમ કરતાં શીખ્યા છો એમ કહી શકાય. " પોતાના શિવાયના બીજા કોઇના પણ પ્રેમમાં પોતાની જાતને ભૂલી જવી. તેના જેવો બીજો આનંદ આ જગતમાં નથી તે આનંદમાં પૃથ્વીની ખરબચડી જમીન સફાઇદાર બની જાય છે. માનુષીપ્રેમમાં આ બાબતની પ્રથમ ઝાંખી થાય છે, અને દિવ્ય પ્રેમમાં આ સ્થિતિનો પૂર્ણ અનુભવ થાય છે.

જાતિભેદ

આ જાતિભેદનું મૂળ સૃષ્ટિની ઉત્પત્તિમાં રહેલી છે. સૃષ્ટિની ઉત્પત્તિમાં આ ભેદ જણાઇ આવે છે. પુરુષ અને પ્રકૃતિ. ચેતન અને જડ. આ બે ભિન્ન, પણ પરસ્પર ઉપકારક તત્ત્વો દ્વારા વિશ્વનું વસ્ત્ર વણાય છે પ્રાચીન પુસ્તકોમાં આત્માને પુરૂષ જીવન આપનારો, અભિમાન, પ્રવૃત્તિમય અને અવ્યક્ત ગણવામાં આવ્યો છે, અને પ્રકૃતિને સ્રી, શાંત, ગ્રાહક અને વ્યક્ત ગણવામાં આવી છે.

પ્રેમ નિરંતર જોડાવા માગે છે. આપણે ઇષ્ટ મનુષ્યો અથવા વસ્તુઓ સાથે સંબંધમાં આવવા ઘણા આતુર હોઇએ છીએ. કારણ કે તેથી આપણને સુખ આપે છે, આપણામાં " વધારો " થતો હોય, એમ આપણને લાગે છે. જ્યાં સુધી વ્યક્તિત્વ ખીલતું જતું હોય છે, ત્યાં સુધી હજારો અને લાખો વર્ષો સુધી પ્રેમનું સ્વરૂપ મોટે ભાગે ઉપર પ્રમાણેનું જ રહેવાનું અને સર્વથી વિશુદ્ધ પ્રેમ મળવાનો સંભવ ઓછો રહેવાનો.

આ માનુષી પ્રેમનું વર્ણન છે. તેમાં સ્વપ્રેમ વિશેષ હોય છે, કોઇવાર તે પ્રેમીજન પ્રિયજનની દૃષ્ટિથી જગતના પદાર્થો અને બનાવો જુએ છે, અને છેવટે નિઃસ્વાર્થ પ્રેમમાં કેવળ પ્રિયજનની જ દૃષ્ટિબિન્દુથી સર્વ કોઇ જેવામાં આવે છે

દિવ્યપ્રેમનો જન્મ

જ્યાં કોઇપણ પ્રકારની આસક્તિ–વળગવાપણું–હોતું નથી. અને જ્યાં પ્રિયજનના સમાગમમાં આવતાં પ્રિયજનને વિશેષ આનંદી બનાવાય છે, ત્યાં તે પ્રેમ પવિત્ર અને સ્વતંત્ર છે. તે પ્રેમ માનુષી નહિ પણ દૈવી છે.

તે છતાં આટલું સ્મરણમાં રાખવું ઘટે છે કે દિવ્ય પ્રેમ માનુષી પ્રેમમાંથી પ્રકટે છે. નુકશાન અને દુઃખ અનુભવીને માનુષી પ્રેમ દિવ્યતા તરફ જવા પ્રયત્ન કરે છે

જ્યારે મનુષ્ય હુંપણું ભૂલી જાય છે, ત્યારે જ દિવ્યપ્રેમનો જન્મ થાય છે. તે સમયે મનુષ્ય મનુષ્ય મટી દેવ બને છે, તે સમયે તે પ્રભુની માફક સર્વને આનંદ અને શાંતિ મળે છે, તેવો મનુષ્ય પ્રભુનો પ્રેમ પોતાના દ્વારા જગતના જીવો પર વર્ષાવે છે. અને તેનો પ્રેમ કેવળ લાગણી રૂપે નહિ હોતાં હોવાનાં કાર્યો રૂપે પ્રકટ થાય છે, મનુષ્ય તરીકે ચ્હાવાથી સુખ મળે છે, પણ પ્રભુ તરીકે ચ્હાવાથી અવર્ણનીય આનંદનો અનુભવ થાય છે. તે દિવ્ય પ્રેમરૂપી મોતીની કીંમત એજ છે કે મનુષ્યે બીજાની સેવામાં પોતાના હુંપણાને ભુલી જવું જોઇએ, આવી રીતે ચ્હાય છે. તે જગદુદ્ધારક બને છે.

### વ્યક્ત પ્રભુ

પ્રેમ સ્વરૂપ પ્રભુ પોતાના વહાલા પુત્રો–મહાત્માઓ–પૂર્ણ પુરુષો–જીવનમુક્તોમાં વિશેષ રૂપે પ્રકટ થાય છે. પણ તે પ્રેમ અને અમર જીવનનું બીજ આપણાં દરેકના હૃદયમાં રહેલું છે. તે પ્રેમના વિકાસ ઉપર મનુષ્ય જાતિના સુખનો આધાર છે. જે પ્રમાણમાં આપણે તે પ્રેમસ્વરૂપ પૂર્ણ પુરુષોના પૂર્ણ પ્રેમનું ચિંતન કરીએ છીએ, તે પ્રમાણમાં આપણામાં રહેલું તે અપ્રકટ પ્રેમનું બીજ ખીલવા માંડે છે.

આપણામાં રહેલો પ્રભુ એટલે આપણી પ્રેમશક્તિ નહિ તો બીજું શું ? જે મનુષ્યને પ્રેમમાં શ્રદ્ધા છે, તે કદાપિ નાશ પામતો નથી, પણ અનંતજીવનનો ભાન પૂર્વક અનુભવ કરી શકે છે.

### રાગ અને દ્વેષ

સઘળાં ભુવનોમાં પ્રભુનો પ્રેમ કાર્ય કરી રહ્યો છે. તેથી જ પરમાણુઓ એક બીજા સાથે જોડાય છે, ગ્રહો ગુરુત્વથી પોતાની ગતિ કરે છે, મનુષ્યો એક બીજા પ્રત્યે આકર્ષાય છે, અને આ વિશ્વ વિકાસ પામતું જાય છે, કેટલીકવાર આ પ્રેમનું નિષેધાત્મક સ્વરૂપ દ્વેષ પ્રકટે છે, દ્વેષ એ પ્રેમનું ઉંધું સ્વરૂપ હોવાથી, તેને બદલામાં આવે તો પ્રેમ રૂપે પ્રકટે છે. જે શત્રુને મિત્ર બનાવવામાં આવ્યો હોય તેનો દાખલો લ્યો. જે પ્રમાણમાં પ્રથમનો દ્વેષ વિશેષ, તે પ્રમાણમાં આ પ્રેમ પણ વિશેષ જણાશે.

### વિશ્વવ્યાપી અને વિશ્વાતીત પ્રેમ.

આપણને તો અત્યારે માનુષી પ્રેમમાં જ વિશેષ રસ પડે છે. માનુષી પ્રેમ એટલે જીવન, માનુષી પ્રેમ એટલે આનંદ, માનુષી દ્વેષ એટલે દુઃખ, માનુષી દ્વેષ એટલે મરણ, પ્રથમ ભાનવગરની એકતા હતી, તેમાંથી આપણે ભેદભાવ અને વિવિધતા તરફ આવ્યા છીએ. અને તેમાંથી પાછા આપણે ફરીથી ભાનપૂર્વકની એકતા તરફ જવાનું છે, કે જ્યાં આપણે સઘળા વિભાગોનો સંવાદી મેળ કરી શકીશું.

### તે સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરીશું ?

ધીમે ધીમે દરેક જીવનમાં આપણે બળ મેળવતા જઈએ છીએ, આપણો પ્રેમ પણ ખીલતો જાય છે, અને તે પ્રેમ એક દિવસ પૂર્ણ અર્પણતા રૂપે પ્રકટશે જ્યાં હુંપણાને મરવા ભોગ અપાશે. ત્યારે આપણી ચ્હાવાના શક્તિને કેવી રીતે પવિત્ર બનાવીશું અને વિકસાવીશું !

પ્રેમપૂર્વક અપ્રમત્ત દયા, પરોપકાર વૃત્તિ અને સેવાની ભાવના, આ બાબતો પર ધ્યાન કરવાથી, અને તે પ્રમાણે વર્તવાથી પ્રેમ ખીલશે અને પવિત્ર બનશે. તે સાથે સર્વ વસ્તુઓમાં જે કાંઇ સુંદર, પ્રશંસનીય, અને ચ્હાવા લાયક હોય તેને શોધો, સદા સર્વદા ઉંચે જુઓ; અને અર્પણતા અને પૂજ્યભાવથી પ્રેમને પવિત્ર બનાવો. જેમ બને તેમ સ્વાર્થનો વિચાર દૂર કરો, પ્રત્યુપકારની આશા ન રાખો, બદલાની સ્પૃહા ન કરો.

" હે હૃદય ! શું કદાપિ પણ કંટાળે નહિ તેવો પ્રેમ તારા હૃદયમાં છે ? હે હૃદય ! શું પ્રેમ કરવા જેટલી મહત્તા તારામાં છે ? પ્રેમના માર્ગમાં અનેક કાંટાઓ અને ઝાડીઓ છે, તેનું તને ભાન છે ? જો આ કાંટા અને ઝાડીઓ છતાં પણ તું પ્રેમના માર્ગે ચાલવા તૈયાર હોય તો તેં પ્રભુના ચરણનો સ્પર્શ કર્યો છે, અને તારામાં એવી શક્તિ આવતી જાય છે કે જે શક્તિવડે તારો આત્મા દિવ્ય થશે અને તારા આત્માનો ઉદ્ધાર થશે.*

* સી. એમ. કાઉના એક લેખઉપરથી.




( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૭ મું.

### સુપ્રીન્ટેન્ડેન્ટનું ફેસાનું.

ચંદનલક્ષ્મીની ઘણી તપાસ કરી પણ પત્તો ન લાગ્યો. મોહિની નિરાશ થઈ. હિંમતલાલે તપાસ કરી પણ કાંઇ બાતમી ન મળી. તેને મળેલી નોટીસ પ્રમાણે લુંટારાઓના સરદારે માગ્યા પ્રમાણે રૂપીયા મૂકવાની આજે મુદત હતી. તેણે સુપ્રીન્ટેન્ડેન્ટ સાથે મળી શું કરવું તેની યોજના કરી હતી. તેમણે ધારેલે સમયે અને ધારેલી જગાએ આજે જવું એવો નિશ્ચય કર્યો. બંદોબસ્ત માટે કેટલાક વિશ્વાસુ સિપાઇઓને તે સ્થળે આગળથી જવા જણાવ્યું. સુપ્રીન્ટેન્ડેન્ટે મુંબાઇ લખી તેજ દિવસે ત્યાં બારોબર લશ્કર ઉતરી આવે તેવો બંદોબસ્ત કર્યો.

રૂપિયાની થેલી મૂકવા હિંમતલાલ અને સાહેબ બન્ને ધારેલે સમયે ગયા. દરેકે પોતાના રક્ષણ માટેની તમામ તૈયારી રાખી હતી. નદી કિનારાના વડ પાસે ગયા. વડ ઘણો મોટો અને વિશાળ હતો. આજુબાજુનું સ્થળ નિર્જન હતું. માણસની વસ્તી ત્યાં નહોતી ત્યાંથી થોડે જ દૂર નદીનું મોટું કોતર હતું તે કોતર ઘણું ઉંડુ હતું. આ કોતરમાંથી એક રસ્તો નદીને મળતો અને ત્યાંથી થોડે દૂર પાછા જતાં બીજાં બે કોતરો તેને મળતાં. તે કોતરોમાં ઝાડી પણ ઉગેલી હતી. આ વડ પાસેથી તરત જ કોતરમાં ઉતરી શકાય તેવું હતું. સાહેબ તેમજ હિંમતલાલ વડ પાસે જઇ ઉભા, ચારે તરફ નજર ફેરવી પણ કોઇ મળે નહિ. વડ તરફ ઉંચું જોયું તો તેના ડાળાં, પાંખડાં અને પાંદડાની ઘટા વિશાળ હતી. તેમાં કોઇ સંતાઇ રહે તોપણ જણાય નહિ તેવું તે સ્થાન હતું.

બન્ને જણ ઘોડા ઉપર હતા. તેમણે વડની આજુબાજુ ઘણે દૂર સુધી જઇ તપાસ કરી તો ક્યાંય માણસ ન મળ્યું. ખરેખર આ સ્થાન વિકટ અને નિર્જન હતું. ચારેક વાગ્યા એટલે તે વડ નીચે રૂપિયાની થેલી મૂકી બંને જણ ત્યાંથી થોડે દૂર ઉભા રહ્યા. અને એ રૂપિયા લેવા કોણ આવે છે તેની તપાસ કરવા લાગ્યા. કલાકેક થયો પણ કોઇ આવ્યું નહિ. સંધ્યાકાળ થઇ છતાં કોઇ આવ્યું નહિ.

ચાંદખાં ચંદનલક્ષ્મીના મોહમાં પડયો હતો તેને આવતી કાલે વડ નીચે રૂપીયા લેવા જવાની વાત સાંભળી. જે પુરુષો સ્ત્રીના મોહમાં ફસાય છે તે લોકો પોતાના કાર્યથી ભ્રષ્ટ થાય છે એ કહેવું ખોટું નથી. સત્કર્મ કરવામાં પણ બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા હોય છે. તેમ વ્યવહારમાં પણ મનુષ્યે પરસ્ત્રીના ઉપર ખોટી નજર ન રાખવી એવી ધર્મશાસ્ત્રોની આજ્ઞા છે. લુંટારાઓનો પણ એક એવો નિયમ હોય છે કે તેમણે પોતાના હલકા ગણાતા લુંટના ધંધામાં પણ પરસ્ત્રી સામે કુદૃષ્ટિ ન કરવી. જ્યાં સુધી તે બ્રહ્મચર્ય પાળનારા રહે

ત્યાં સુધી તેમને લુંટમાં પણ વિજય મળે છે. ખરા લુંટારાઓ તો રસ્તે મળેલી સ્ત્રીને લુંટતા પણ નથી. કદાચ કોઇ સ્ત્રી વસ્ત્રાલંકારો પહેરેલી રસ્તામાં એકલી મળી જાય તો તેને લુંટતા નથી પણ તેને બીજે ગામ સહીસલામત મૂકી આવે છે. સ્ત્રીઓને લુંટવી કે તેમની આબરૂ ઉપર હાથ નાંખવો તે અપશુકન ગણે છે. ગમે તેગે ન પકડી શકાય તેવો લુંટારો પણ જો પરસ્ત્રીના સંગમાં લપટાય છે કે તરત જ તેનું મોત થાય છે અથવા તો પકડાય છે.

ચાંદખાં સુરત અને તેની આજુબાજુનાં સ્થાનોમાં તેમજ મુંબાઇમાં પણ મશહુર લુંટારા તરીકે પ્રખ્યાત હતો. તેને પકડવા માટે સરકારે પણ ઘણો ખર્ચ રાખી માણસોને રોક્યાં હતાં હિંમતલાલે ઘણા ન પકડાતા લુંટારાઓને પકડયા હતા છતાં તે આ વખતે ફાવતો નહોતો. તેના ઉપર જ લુંટારાની નોટીસ અને તે વળી " જો રૂપિયા નહિ મૂકી જાય તો તારૂં ખૂન થશે એવી " તેથી તેને ઘણું લાગ્યું હતું. તેમાં વળી પોતાના મિત્ર મણિલાલની સ્ત્રી ચંદનલક્ષ્મીને પણ પોતાની નજર આગળથી લુંટારાઓ ધોળે દહાડે ઉપાડી ગયા એ જાણી તેના ખેદનો પાર રહ્યો નહોતો. હિંમતલાલ જાતે બ્રાહ્મણ હતો છતાં તે ઘણા વખતથી પોલીસમાં રહેલો હોવાથી અને અનેક પ્રકારના ગુન્હા પકડવાનું કામ કરતો હોવાથી બહાદુર અને હિંમતવાળો હતો. તેણે આ વખતે ગમે તેમ કરીને ચાંદખાને પકડવાનો નિશ્ચય કર્યો હતો.

ચાંદખાંનામાં ખરા લુંટારાનો ગુણ નહોતો. તે દુષ્ટ નિર્દય અને વ્યભિચારી હતો. ચંદનલક્ષ્મીને જમાડી કપડાં ઘરેણાં પહેરાવી રાજી કરી. થોડીવારે ચંદનલક્ષ્મી પાસે જે સ્ત્રીઓ બેઠી હતી તે એક પછી એક ઉઠી ચાલી ગઇ. ચંદનલક્ષ્મી એકલી પડી એટલે ચાંદખાં અંદર આવ્યો. ચંદનલક્ષ્મી તેને જોઇ કાંઇ પણ ગભરાઇ નહિ. ચાંદખાં તો ચંદનલક્ષ્મી જે કોચ ઉપર બેઠી હતી તે કોચમાં તેની સાથે જ આવી બેઠો. તેને પોતાની પાસે બેસતો જોઇ ચંદનલક્ષ્મી આઘી ખસી. પણ ચાંદખાંએ તેને પોતાની પાસે બેસવાનો આગ્રહ કર્યો. આથી ચંદનલક્ષ્મીએ કહ્યું: ભાઇ, મારાથી તમારી સાથે ન બેસાય, મને પેલા સામા કૉચ ઉપર બેસવા દો, એમ કહી જેવી ઉઠવા જાય છે તેવી ચાંદખાંએ હાથ ઝાલી પોતાની પાસે બેસાડી કહ્યું: વ્હાલી ચંદન, તું શા માટે ખસે છે ! હું તને મારી પોતાની સ્ત્રી તરીકે જ ગણવા ઇચ્છું છું. આ મહેલમાં હવે રહે, ખા, પી અને લુગડાં ઘરેણાં પહેરી મોજ શોખ ઉડાવ. એ બિચારો નિર્માલ્ય અને ગરીબડો મણિલાલ તને શું સુખ આપનારો છે. હવે તું એના દુઃખમાંથી છુટી છું, અને મારા જેવા ધનવાન ને શોખી પુરુષના હાથમાં આવી છું. માટે આજની રાત તો હું તારા સંગથી મારા આત્માને શાંત કરીશ.

અચાનક ચાંદખાંના મોમાંથી આવી વાણી સાંભળવામાં આવશે એવો ચંદનલક્ષ્મીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તે આ સાંભળી બે બાકળી બની ત્યાંથી ઉઠી નાસવાનો માર્ગ શોધવા લાગી. તેણે કહ્યું: " ભાઇ થઇ તમે આ શું બોલો છો ! હું તો તમારી ધર્મની બેન થાઉં. હવે મને મારે ઘેર જવા દો. આ તમારાં ઘરેણાં "—એમ કહી પહેરેલાં ઘરેણાં જેવી કાઢવા જાય છે તેવી ચાંદખાંએ વળી હાથ પકડી પોતાના ભણી ખેંચી. આ જોઇ ચંદનલક્ષ્મીને નક્કી થયું કે કપટથી મને અહિં લાવ્યા લાગે છે. તે એકદમ ગુસ્સે થઇ ચાંદખાંનો હાથ તરછોડી નાંખી બોલી—" અરે દુષ્ટ ! તું મને હલકી સ્ત્રી સમજે છે. મારા પતિ સિવાય હું અન્ય સર્વને ભાઇ અને બાપ સમાન ગણું છું. તેં મને ફસાવી અહિં

આણી છે. પણ હું તારા તાબે થનાર નથી. જો તું મારા ઉપર બળાત્કાર કરીશ તો હું મારી જીભ કરડી તને જીવ આપીશ. મૂવા પછી ભલે જે થનાર હશે તે થશે પણ હું જીવતાં તો કદી તારે આધીન થનાર નથી." આમ કહી તે બહાર નીકળવા ફાંફાં મારવા લાગી.

આ પ્રમાણે બંનેને મડમથલ ચાલે છે ત્યાંથી બહારથી કોઇએ બારણું બંધ કરી દીધાં હતાં તેથી તે બહાર નીકળી શકે તેમ નહોતું. ચાંદખાંએ વળી તેને પકડી ખેંચવા લાગ્યો. આથી જેમ ઝેરી સાપણ ખીજવાય તેમ ચંદનલક્ષ્મી ખીજવાઇ તેના સામે થઇ ગઇ, તેની પાસેથી તે દૂર જઇ ઉભી અને બોલી, અરે દુષ્ટ, તું મને એકલી જાણી મારી આબરૂ ઉપર હાથ નાખવા ઇચ્છે છે પણ હું સતી છું. જો કે હું તારાં કપડાં ઘરેણાંની લાલચથી ફસાઇ તારે ભરોસે કુટાઇ છું. પણ હું એવી નીચ સ્ત્રી નથી કે મારા સતીત્વને નષ્ટ કરી દઉં, તું મને જવા દે મારા ઉપર હાથ ઉપાડ નહિ. યાદ રાખજે કે જે માણસોએ પરસ્ત્રી ઉપર નજર બગાડી છે. તેઓ સુખી થયા નથી. તેં મને ધર્મની બેન ગણી ફસાવી અહિં આણી અત્યારે મારા ઉપર જુલમ ગુજારવા ઇચ્છા કરે છે પણ તેમાં તારૂં શ્રેય નથી. તારૂં બગડવા બેઠું છે એમ માનજે આમ કહી વળી નાસવાનાં ફાંફાં મારવા લાગી.

પતિથી વિરૂદ્ધ થવામાં કુટુંબથી વિમુખ થનારા સ્ત્રીઓને માથે કેવી આપત્તિ આવે છે તેનું આ દષ્ટાંત છે. ઘણી સ્ત્રીઓ પોતાના કુટુંબથી જુદી થવાની ઇચ્છાથી પોતાના પતિના કાન ભંભેરી જુદી નીકળે છે. જુદી થવા માટે ઘરમાં કલેશ કરે છે. બીચારા ધણીને ઝંપીને બેસવા દેતી નથી અને તેને પોતાના સાસુ નણંદ દિયેર વિરૂદ્ધ જુઠી વાતો ભરવી કંટાળો ઉપજાવે છે અને જુદા રહેવામાં સ્વતંત્રતા મળશે એવી આશાથી ઘરમાં કલેશ અને કુસંપનું બી રોપે છે. આખરે જ્યારે તે જુદી રહે છે ત્યારે ઝંપે છે. ઘણાં અણસમજુ માબાપો પોતાની દીકરીને જુદી રહેવા ભલામણ કરે છે. આથી તે સાસરે જઇ પતિને જુદા રહેવા માટે કાન ભંભેરે છે, ઘરમાં કલેશ થતાં પતિ કંટાળી જાય છે અને તેથી જુદો નીકળે છે.

આ પ્રમાણે નાનપણમાં જુદા થવાથી કેટલાક હલકા વિચારનાં નીચ સ્ત્રી પુરૂષો આવી સ્વતંત્ર થયેલી સ્ત્રીઓના દુરાચારનું કારણ થઇ પડે છે. તે જુદી થતાં સ્વતંત્રતાના મોહમાં ગમે તેવી હલકી સ્ત્રીઓની સોબત કરતાં અચકાતી નથી. આવી હલકી સ્ત્રીઓ તેમનું કામકાજ મફત કરવા જાય છે અને તેથી તેમની સાથે બ્હેનપણાં કરે છે. જેમ જેમ સોબત વધતી જાય છે તેમ તેમ જુવાનીના વિચાર ફરતાં વાર લાગતી નથી. માણસને જેવી સોબત હોય છે તેવી અસર થાય છે. જુદા રહેવાથી સ્ત્રી એકલી ઘરમાં હોય છે, પતિ કામ ધંધે જાય અટલે આખો દિવસ ઘરમાં તે સ્ત્રી એકલી હોય છે. તેને એકલા બેસી રહેવું ન ગમે ત્યારે બીજી સ્ત્રીઓને ઘેર જાય છે. અથવા કોઈ નીચ સ્ત્રીઓ તેની સોબત કરવાનું ઇચ્છતી હોય છે તો તેને ઘેર જતી આવતી થાય છે.

આમ સ્વતંત્રતા શોધતાં ખરાબ સોબતના ફંદામાં પડી પોતાના શરીરને ભયમાં મૂકી દે છે. આ પ્રમાણે ચંદનલક્ષ્મીએ પણ જુદા રહેવાના મોહમાં દીયેર ભોજાઇને જુદાં કઢાવી સ્વતંત્ર રહેવાનું પસંદ કર્યું અને પરિણામે ખોટી સોબતથી તેની આ દશા આવી. તે છોટરવાદી સ્વભાવની હતી. હલકી સોબતથી અત્યારે તેને સંકટમાં આવવું પડયું પણ તે જાતે હલકી નહોતી, તેનામાં ઘણા સદ્દગુણો હતા. તેને હવે લાગ્યું કે એકલાં રહી ખરાબ સોબતનું આ પરિણામ આવ્યું તે અત્યારે નિરાશ થઇ ગઇ હતી.

કાળજુ ધડકવા લાગ્યું, દુષ્ટના પંઝામાંથી શી રીતે છુટવું તે તેને ન સઝ્યું, છેવટે તે મરવાના નિશ્ચય ઉપર આવી.

ચાંદખાં પણ અત્યારે પાણીમાં હતો, તેનો વિચાર ચંદનલક્ષ્મીને તાબે કરવાનો હતો જેથી તેને આ વખતે કશું ભાન રહ્યું નહોતું. તે જેવો ચંદનલક્ષ્મીને પકડવા જાય છે,તેવામાં કોઈએ બારણું ખખડાવ્યું આથી તે ચંદનલક્ષ્મીને પડતી મુકી બારણા પાસે ગયો, તેણે પૂછ્યું કોણ છે ?

બહારથી જવાબ મળ્યો કે હજુર, આજે આપણે હિંમતલાલના રૂપિયા લેવા જવાનું છે તે આપ ભૂલી ગયા કે શું ? સર્વ તૈયારી થઇ ગઇ છે માટે આપ હુકમ આપો તેમ કરીએ. આ સાંભળી તેજખાનું કાળજુ ઠેકાણે આવ્યું તેણે ચંદનલક્ષ્મીને ત્યાંજ મુકી બારણું ઉઘાડયું અને બહાર ગયો તે બહાર જવાની ગડમથલમાં હતો તેવામાં એક સ્ત્રી આ ખંડમાં આવી અને ચંદનલક્ષ્મીને કહ્યું: " બ્હેન, ગભરાઇશ નહિ તારૂં નસીબ બહુ સારૂં છે કે ચાંદખાંના હાથમાંથી છુટી. ચાલ આ કપડાં પહેરી તૈયાર થા અને એક પણ અક્ષર બોલ્યા વગર અહીંથી મારી પાછળ પાછળ આવ. અને હું કહું તે રસ્તે ચાલી જા. હું તને મદદ કરીશ, આ ખંડમાં સેંકડો સ્ત્રીઓ તારી પેઠે ફસાઇ જાય છે. તું બચી ગઇ માટે ઇશ્વરનો ઉપકાર માન.

ચંદનલક્ષ્મીએ તરત તેણે આપેલાં કપડાં પહેરી લીધાં અને તેની પાછળ પાછળ ગઇ, ચાંદખાં હિંમતલાલના રૂપિયા લેવા માટે વડ પાસે જવા તૈયાર થયો. તેને અત્યારે ચંદનલક્ષ્મીને પડી મૂકી જવું ઠીક લાગ્યું નહિ પણ ઉપાય નહોતો, તરતજ વેશ બદલી લીધો અને તૈયાર થયો. કેટલાક માણસો પણ તેની સાથે જવા તૈયાર થઇ ગયા. તેણે બાતમીદારો મૂકયા હતા તેમની મારફતે ખબર મળી કે રૂપિયાની થેલી વડ નીચે મૂકવા સાહેબ સાથે હિંમતલાલ ગયો છે, પણ તે બંને જણ હજુ પાછા આવ્યા નથી

તેઓ એક અજાણ્યા રસ્તે અંદર બખ્તર સાથે સર્વ હથીયારથી સજ્જ થઇ ઉપર ભિખારીનાં કપડાં પહેરી ત્યાંથી આડમાર્ગે નીકળી ગયા. તેમને વડ નીચે આવવાનો માર્ગ કોતરમાં થઇને હતો. તે કોતરમાં પહોંચ્યા. આ કોતરોમાં પણ જે સ્થળે ચાર કોતરો એકઠાં થયેલાં હતાં ત્યાં ઝાડીમાં એક ગુપ્ત સ્થાન હતું તેમાં પહેલા ગયા. ત્યાંથી માત્ર એક જ માણસ બહાર નીકળી વડવાળા કોતરમાં ભિખારીના વેશે ગયો અને જરા ડોકુ ઉંચુ કરી જોયું તો વડ નીચે થેલી મૂકેલી જોઇ. ત્યાં તો કોઇ નહોતુ પણ ત્યાંથી થોડે દૂર બે માણસોને ઉભેલા જોયા. તે તરત પાછો વળ્યો અને ગુપ્ત સ્થાનમાં જઇ ચાંદખાને બાતમી આપી.

ચાંદખાં પણ ઘણો બાહોશ હતો, તે વેશ બદલી બીજે રસ્તે થઇ ઉપર ગયો, અને સાહેબ પાસે જઇ ઉભો રહ્યો, સાહેબે તેને જોઇ કહ્યું: કોણ છે ? શું તું લુંટારાઓનો બાતમીદાર છે ? આમ છતાં પણ ચાંદખાં કાંઇ ન બોલ્યો. એટલે સાહેબે ફરી તેના સામે પીસ્તોલ તાણી કહ્યું બોલ, ખરખરૂં કહે નહિ તો જીવ જશે ! આ સાંભળી ચાંદખાંએ કહ્યું: " સાહેબ ! શું આપને બીક લાગે છે ? લુંટારાને પકડવા આવ્યા છો અને બીક કેમ લાગે છે, હું લુંટારાનો નહિ પણ આપનો બાતમીદાર છુ, લુંટારાઓ આજે પેલા કોતરમાં એકઠા થયા છે અને તે આ થેલી લેવા આવ્યા છે. તેમને તમારી રજેરજની ખબર છે. મને ઘણી મહેનતે બાતમી મળી છે. માટે જો તેમને પકડવા હોય તો ચાલો હું બતાવું." સાહેબને તે વાત ખરી લાગી, પણ અચકાયો. અજાણ્યા માણસ સાથે કેમ જવાય ? તેવા વિચારથી હિંમતલાલને બોલાવા માટે સીટી વગાડી.

આ જોઇ ચાંદખાંએ કહ્યું: આપ બીકણ લાગો છો. સીટી સાંભળી લુંટારા નાસી જશે, તમે ચાંદખાંને ઓળખો છો ? તે ઘણો બદમાશ છે. માટે છાનામાના સાથે જશો તો પકડાશે, નહિ તો નાશી જશે. શું તમને તેની બીક લાગે છે ?

આ સાંભળી સાહેબે કહ્યું: " નહિ, મને જરાપણ બીક નથી લાગતી ચાલ હું તારી સાથે આવું છું. પણ યાદ રાખજે દગો દીધો તો પ્રથમ તારૂં મોત નીપજશે. " આમ કહી તે પેલા ભીખારી વેશે આવેલા ચાંદખાં પાછળ જવા લાગ્યો. હિંમતલાલ ત્યાંથી ઘણે દૂર હતો તેથી તે સાહેબની સીસોટી સાંભળી શકયો નહિ. સાહેબ પેલાની પાછળ પાછળ ગયો. આગળ કોતરમાં ઉતર્યો ત્યાંથી આગળ એક નાના કોતરમાં થઇ જવાનો સાંકડો માર્ગ હતો તેમાં પેઠા, વારંવાર ચાંદખાં પાછળ જોતો હતો. અને પૂછતો હતો કે કેમ સાહેબ બીક તો નથી લાગતી ને ? આગળ હજુ એક માઇલ જવાનું છે ત્યાં તે લોકો બેઠેલા છે. જો પકડવા હોય તો ચાલો. ધીમા પગલે આવજો નહિ તો ચેતી જશે. "

આથી સાહેબ વળી વધુ ઉત્સાહી થઇ એકલો જ તેની પાછળ પાછળ જવા લાગ્યો. સાહેબને મનમાં ભય તો થવા લાગ્યો, પણ હિંમત રાખી આગળ જવું એમ ધારી જતો. તે મનમાં વિચાર કરતો કે હું એકલો છું. તે લોકો ઘણા હશે, શું કરવું. આમ બીક તો લાગતી પણ તે જણાવી શકતો નહિ તે જરા આગળ ગયો એટલે પેલા માણસે કહ્યું જુઓ પેલી ઝાડી છે તેમાં લુંટારાઓ છે ત્યાં એક ઝુંપડી છે તેમાં ભરાયલા છે. ચાંદખાં પણ ત્યાં જ છે. જો તમને ત્યાં જતાં બીક લાગતી ન હોય તો ત્યાં જાવ, નહિ તો પાછા જાવ, હવે હું મારે માર્ગે જઉં છું, એમ કહી સાહેબના જવાબની રાહ જોવા વગર જ ત્યાંથી ચાંદખાં એક આડા માર્ગે થઇ ચાલવા માંડયો.

સાહેબ આ સ્થળે એકલો હતો. આગળ ઘોડો જઇ શકે તેમ નહેતું. લુટારાઓનું સ્થાન તો દીઠું પણ હવે બીજી મદદ લઇ આવી તેમને પકડવાનો વિચાર કરવા લાગ્યો. તેણે પેલા ભિખારીને ઉભો રહેવા કહ્યું પણ તે તો સાંભળ્યા વગર જ ત્યાંથી આડામાર્ગે ચાલ્યો ગયો. આથી સાહેબે ઘોડો પાછો વાળ્યો. કોતર ઘણું ઉંડું હતું માત્ર એક માણસ ચાલી શકે તેટલો જ રસ્તો હતો ઉંચુ જોતા જાણે નીચી ખોમાં ભરાયો હોય એમ લાગ્યું. તે ઘોડાને જેવો પાછો વાળી પાછો જાય છે તેવા સામેથી દશેક હથિયારબંધ માણસો આવતા જણાયા. આ લોકોએ પોલીસનો ડ્રેસ પહેર્યો હતો. તેમને જોઇ સાહેબે ધાર્યું કે તે મને મદદ કરવા આવતા જણાય છે. પોલીસના પટા અને ચાંદ પણ હતા, આ લોકોને જોઇ સાહેબને હિંમત આવી, તે ઘોડો ઉભો રાખી ત્યાંજ ઉભો, પેલા લોકો-એ આવી સાહેબને સલામ કરી અને કહ્યું કે અમે આપની સાથે આવવા આવ્યા છીએ. હિંમતલાલ સાહેબે મોકલ્યા છે. લુંટારાઓની બાતમી આપને મળી હશે તો તેમને પકડવા અમે આપની સાથે આવીએ છીએ.

આ લોકોને સાહેબ ઓળખી શકયો નહિ. તે તમામ નવા હતા, માત્ર પોલીસનો ડ્રેસ હતો. છતાં તેણે ધાર્યું કે નવી મંગાવેલી પાર્ટીમાંના આ માણસો હશે. એમ ધારી તેમને લઇ લુટારાઓની ઝુંપડી તરફ જવા વિચાર કર્યો. આગળ ઘોડો જઇ શકે તેમ ન હોવાથી પોતે ઘોડા ઉપરથી નીચે ઉતરી પગે ચાલી જવા માંડ્યું. ત્યાંથી પાંચેક માણસો આગળ ચાલવા લાગ્યા. વચ્ચે સાહેબ અને બીજા તેની પાછળ રહ્યા. ત્યાંથી થોડેક આગળ આગળ ગયા એટલે પાછળના માણસોએ એકદમ સાહેબને પકડી લીધો. તેનાં હથિયાર છીનવી લીધા. આગળ ચાલતા માણસોએ પણ પાછા વળી તેને પકડવામાં મદદ કરી. સાહેબે ઘણાય ધમપછાડા માર્યા પણ કાંઇ વળ્યું નહિ.

અપૂર્ણ

# रोग टाळवामां मनोबळनो उपयोग

( અનુસંધાન ગતાંકથી ) .

હંમેશાં ચાલો તો સીધા ટટાર ચાલો, ઉભા રહો તો સીધા ટટાર ઉભા રહો. શરીરને આરોગ્ય રાખવા માટે સ્વચ્છ ખુલ્લી હવામાં સીધા ટટાર ઉભા રહી એક દીર્ઘશ્વાસ લ્યો. અને વાયુને ફેફસાંમાં રોકી રાખો. તે વખતે પગની એડીઓને ઉંચી કરી અંગુઠા અને આંગળીયો ઉપર શરીરનો ભાર રાખી ઉભા રહેવું. પછી ધીમે ધીમે પગની એડીયોને નીચે લાવતા જાવ અને શ્વાસને નાકનાં છિદ્રોદ્વારા ધીમે ધીમે બહાર કાઢતા જાવ. પછી એક દીર્ઘ શ્વાસ લેવો, પછી જ્યાં સુધી બની શકે ત્યાં સુધી શ્વાસને ફેફસાંમાં રોકી રાખો અને મુખવડે જાણે સીટી વગાડતા મુખદ્વારા બહાર કાઢો.

બીજી રીત એવી છે કે. સીધા ટટાર ઉભા રહેવું, છાતી ટટાર રાખી આગળ કાઢવી, ગર્દન જરા પાછળ રાખવી અને ખભાને કાંઇક પાછળ રાખવા. આ પ્રકારે ટટાર ઉભા રહેવું. પછી એક દીર્ઘશ્વાસ લેવો. પછી બંને હાથ આગળ લઇ જઇ મુઠી વાળી જોરથી ખભા પાસે લઇ જવા આમ વારંવાર કરવુ. આમ કરતી વખતે હાથમાં જોર રાખો અને બરાબર તંગ કરી ખભા પાસે લાવવા અને સીધા કરવા. આમ થોડીવાર કરી હાથને ઢીલા કરી સીધા કરી નીચે રાખવા પછી ફેફસાંમા પૂરેલો શ્વાસ મોંદ્વારા જોરથી બહાર કાઢવો. તે પછી ઉપરની રીતે દીર્ઘશ્વાસપ્રશ્વાસ લ્યો.

આમ કરવાથી શરીરના જ્ઞાનતંતુઓ ઘણા બળવાન થાય છે. તેનો અનુભવ કરવાથી તેના લાભની ખાત્રી થાય છે. આ પ્રકારે કસરત, દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયા અને ઇચ્છાશક્તિ એ ત્રણેનો એકત્ર ઉપયોગ કરવાથી જે બલ ઉત્પન્ન થાય છે તે બીજી કોઇ કસરતથી પ્રાપ્ત થતુ નથી.

માનસિક રીતે ઘણા રોગો મટે છે. તેમાં દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા અને તેમાં મનને પરોવતાં શીખવું જોઇએ.

શરીરને નીરોગ રાખવા માટે કેટલાય માનસિક બળને ઉપયોગમાં લેવાના પ્રયોગો છે તેનો ઉપયોગ કરવાથી તેનો ફાયદો જણાયા વગર રહેશે નહિ.

તમે તમારા શાંત, સ્વચ્છ અને હવા અજવાળા વાળા ખંડમાં જઇ, તમારા મનની વ્યગ્રતા, ચિન્તા, તર્કવિતર્ક વિગેરે સર્વને દૂર કરો. પછી પ્રસન્ન ચિત્તે એક સ્વચ્છ આસન ઉપર કે આરામખુરશી ઉપર બેસો. પછી કેટલોક વખત દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા કરો. પાંચ, દસ, પંદર વખત જોરથી ॐકારનો ઉચ્ચાર કરો. પછી શરીરને શિથિલ કરો. શરીરને શિથિલ કરવાની ક્રિયા ઘણીજ ગુણકારી અને ઉત્તમ છે. તેનો દરેકે અભ્યાસ

રાખવો જોઈએ. શરીર શિથિલ કરવાની ક્રિયા હાથ બેસી જતાં મનુષ્ય પોતાનો શ્રમ ટાળી શકે છે. ઉદ્યોગી મનુષ્યોનાં શરીર શિથિલ કરવાની તેમને ક્રિયા ન આવડવાથી વ્હેલાં ઘસાઈ જાય છે. માટે શરીરને શિથિલ કરતાં દરેકે શીખવું જોઈએ. શરીર શિથિલ કરી પછી થોડીવારે શાંત બેસી રહી આંખો બંધ કરીને કલ્પના કરો કે "મારી આસપાસ સમસ્ત વાતાવરણ એક પરમ ચેતનશક્તિ ( energy )થી ભરપૂર છે. આ ચેતન વિશ્વ-વ્યાપી છે. એ અનન્ત ચેતન સમુદ્રની વચ્ચે હું એકલો બેઠો છું, આખા સંસારમાં હું અને આ ચેતનશક્તિ સિવાય બીજું કાંઈ નથી." આ વખતે તમારે અન્ય સર્વ મનુષ્યોને, સર્વ પદાર્થોને થોડા વખત માટે ભૂલી જવાં. પછી કલ્પના કરો કે "હું આ ચેતન સમુદ્રમાં ડુબકી મારૂં છું. ચેતનથી વ્યાપ્ત થઈ જાઉં છું." આ વખતે તમારે તમારા શરીર અને મનને કપડાંની માફક ઢીલાં કરી નાંખવાં. કલ્પનાને ખૂબ વધારવી. તમારે તમારાં નેત્રો સન્મુખ આ ક્રિયાને જેટલી ઉત્તમપણે ચિત્રિ શકાય તેટલી ચિત્રી તે પ્રમાણમાં પ્રત્યક્ષ અનુભવ કરતા હો તેવી રીતે કલ્પના કરો. આ ક્રિયાનો અભ્યાસ કરવાથી જેમ જેમ તમે તેમાં તલ્લીન થતા જશો તેમ તેમ તમે ચૈતન્યરૂપી અમૃતને પ્રાપ્ત કરી શકશો. તે પછી કલ્પના કરો કેઃ "ચૈતન્યની લહેરો એક પછી એક ચારે તરફથી તમારા શરીરમાં પ્રવેશ કરી રહી છે. તે તમારા શરીરની પ્રત્યેક નસેનસમાં અને પરમાણુઓમાં વ્યાપી જઈ તેને નવાં બનાવે છે." આ વખતે એવો વિચાર કરવો કે તમે દરેક શ્વાસદ્વારા જગતમાંથી શક્તિનું આકર્ષણ કરો છો અને તેથી તમારૂં શરીર બળવાન અને તેજસ્વી બને છે. એ સાચુ અમૃત તમે આ ક્રિયાથી મેળવી શકો છો. આ ક્રિયાથી જ પૂર્વે ઋષિ મુનિયો નિરોગી અને દીર્ઘાયુ રહી શકતા.

આ ક્રિયા ઉપર ઉપરથી સરલ જણાશે પણ તેનું મૂલ્ય ઘણું છે તેનો અનુભવ કર-વાથી તેની મહત્તાનું ભાન થાય છે. ગુરુત્વાકર્ષણના નિયમ જેવી આ ક્રિયા પણ વિશ્વ વ્યાપી છે. તેનો પ્રયોગ કરવાથી મનુષ્યને તેનો પૂર્ણ લાભ મળે છે.

ઉપરની રીતેજ સૂર્યના કિરણોમાં વ્યાપ્ત, પ્રાણોનું પોષણ કરનારી મહત્વની શક્તિનું આકર્ષણ કરી શકાય. પ્રાચીન ઋષિ લોકો સૂર્યનું પૂજન કરતા હતા. સૂર્યને અર્ઘ્ય દેતા હતા. સૂર્યનું આવાહન કરતા હતા. સૂર્યકવચ ભણતા હતા, અને પ્રાતઃકાલે સૂર્યના કિરણો શરીર ઉપર પડે તેવી રીતે સૂર્યના પ્રકાશમાં બેસી સંધ્યાવંદન કરતા હતા. આયુષ્યવર્ધક તત્વોને શરીરમાં ખેંચતા હતા. તમે ધારો તો તમે પણ તે પ્રમાણે સૂર્યનાં કિરણોમાંથી આયુષ્યવર્ધક તત્વો ખેંચી શકો એમ છો.

પ્રાતઃકાલના પ્રથમ પહોરમાં જ્યારે સૂર્યનો તાપ બહુ પડતો હોતો નથી, તે સમયે એટલે સાત આઠ વાગ્યાના સુમારે તમારે એક સ્વચ્છ વસ્ત્ર પહેરી શરીર ઉઘાડું રાખી, અથવા જરૂર જણાય તો એકાદો સ્વચ્છ ખેસ ઓઢી સૂર્યના પ્રકાશમાં બેસવું. પછી આંખો મિંચી એવી કલ્પના કરવી કેઃ "સૂર્યનાં જે કિરણો મારા શરીર ઉપર પડયાં છે. જે સૂર્યનાં કિરણો મારી ચારે તરફ ફેલાયાં છે, તે સર્વમાં રહેનારી શક્તિ ( energy ) મારા શરીરમાં પ્રવેશ કરી રહી છે." આવી કલ્પના કરી તે કલ્પનાનુસાર બને જ છે એવું કલ્પનામય દૃશ્ય ખડું કરી થોડીવાર શાંત થઈ જોયા કરવું. થોડા વખત પછી તમારૂં શરીર કોઈ અલૌકિક વીજળી જેવી શક્તિથી ચમકી ઉઠશે. અને તમારામાં નવજીવન પ્રાપ્ત થવું

જણાશે. આ ક્રિયા હંમેશ કરવાનો અભ્યાસ રાખવાથી તમને સત્ય આનંદનો અનુભવ થશે. અને તમારૂં શરીર નીરામય અને આરોગ્યવાળું થશે.

સૂતા પહેલાં તમારે આ પ્રમાણે ક્રિયા કરવી. પથારીમાં ચતાપાટ સૂઈ જવું, પગ નીચે પણ એક તકીઓ કે ઉંચીકું મૂકવું. માથા તળે ઉશીકું રાખવું. પછી શરીરને શિથિલ કરો. પછી દીર્ઘશ્વાસ લ્યો, પછી માથું, આંખ, ગર્દન, છાતી, પગ વિગેરે એક પછી એક અવયવ ઉપર જ્યાં સુધી તમારા હાથ પહોંચે ત્યાં સુધી હાથ ફેરવો અને દરેક અવયવ ઉપર હાથ રાખી એવી દૃઢ ભાવના કરો કે પ્રત્યેક અવયવ પોતાનું કાર્ય નિયમિત રૂપથી કરે છે. જો તમારા શરીરના કોઈ ભાગમાં વ્યાધિ હોય તો તે ભાગ ઉપર તમારો હાથ વધુ વખત રાખો અને એવી ભાવના કરવી કે તે વ્યાધિ નિર્મૂળ થવા લાગ્યો છે. આ પ્રકારે ભાવના કરવી એ ઘણુંજ ઉત્તમ ફળ આપનાર છે. તમારી ભાવનાનુસાર તમે તમારૂં પોતાનું ભવિષ્ય રચી શકો છો એટલુંજ નહિ પણ તમે તેવી યોગ્ય ભાવનાનુસાર આખા વિશ્વનું કલ્યાણ કરી શકો છો. **ય દ્દશી ભાવના તદ્દશી સિદ્ધિર્ભવતી.** જેવી ભાવના હોય છે તેવી સિદ્ધિ મળે છે. મનુષ્યની ભાવનાનું બળ ઘણું જ અદ્ભૂત છે. તમે મનુષ્ય છો, અને તમે તમારી ભાવનાનુસાર તમારૂં જીવન નિર્બળ કે સબળ બનાવી શકો તેમ છો.

આવી ભાવના કરતાં ઉંઘ આવવા માંડે એટલે છેલ્લી એક ભાવના કરતાં ઉંઘી જાઓ. આ વખતે એવી ભાવના કરવી કે હું સવારે ઉઠું ત્યારે મારૂં શરીર પૂર્ણ રૂપે સ્વસ્થ અને તાજું, નિરામય અને સ્ફુર્તિવાળું રહે, મન હલકું અને પ્રફુલ્લિત હોય. આવી અંતિમભાવના કરતા ઉંઘી જવું. જ્યારે તમે સવારે ઉંઘમાંથી ઉઠશો ત્યારે તમને જણાશે કેઃ તમારૂં શરીર સ્વસ્થ અને નીરોગી છે. તમારા શરીરને તમે જેવું બનાવવા ધારો તેવું બનાવી શકો તેમ છે. તે તો યંત્ર જેવું છે. તેના ચાલક તમે છો. તેની સર્વ પ્રકારની સ્વસ્થતાનો આધાર તમારા ઉપર છે.

ઉપર લખેલી ક્રિયાઓથી સ્વાસ્થ્ય અને બળ પ્રાપ્ત કરી શકાય છે. શરીરમાં જો કોઈ ખાસ વ્યાધિ થયો હોય તો તેનું નિવારણ કરવા માટે ઉપરની ક્રિયાઓ કરતાં કોઈ જુદી ક્રિયાઓ કરવી. શરીરના જે ભાગમાં દરદ થતું હોય અથવા જે અંગમાં વ્યાધિ હોય તેના ઉપર હાથ રાખો ઉપરની ક્રિયાઓથી તમારા જાણવામાં એટલું તો આવ્યુંજ હશે કેઃ કોઈપણ ક્રિયા કરતા પહેલાં દીર્ઘશ્વાસ લેવો અને શરીરને શિથિલ કરવાની ખાસ જરૂર છે. આપણા શાસ્ત્રોમાં કોઈપણ ધાર્મિક ક્રિયા કરતાં પહેલાં, સંધ્યાવંદન કરતાં પહેલા આચમન અને પ્રાણાયામ કરવાની ખાસ અગત્ય વર્ણવેલી છે. એ ક્રિયા કરવામાં પણ ઉપરનો જ હેતુ છે. આ પ્રમાણે જે ભાગમાં દરદ હોય તે ભાગ ઉપર હાથ રાખી તમારી ચિત્તવૃત્તિને વ્યાધિવાળા સ્થાન ઉપર સ્થિર કરો. શરૂઆતમાં આમ વૃત્તિને સ્થાપવી અઘરી લાગશે પણ અભ્યાસથી સ્હેજમાં આવડી શકશે.

ધારો કે તમારી છાતીમાં સુજા ઉપડ્યું છે. તો આ વખતે શરીરના બીજા કોઈ ભાગ ઉપર મન ન લઈ જતાં તમારા મનને તમારી છાતીના ભાગમાં સ્થાપો, ધારો કે તે સિવાય બીજા કોઈ અવયવમાં તમારૂં ચિત્ત ન રહે. આમ કરવાથી તે સ્થાને તમે ચિત્ત સ્થાપી શકશો. અને તે જગા ઉપર તમે તમારૂં વધુ આત્મબળ નાંખી શકશો. સામાન્ય પ્રાય સૂર્યનાં કિરણો તળે ધરવાથી અગ્નિ ઉપજાવી શકાતો નથી પરંતુ બાહિર્ગોલ ( Con-

cave ) કાચને સૂર્યના તાપમાં ધરવાથી તેના ઉપર પડનાર સૂર્યનાં સમસ્ત કિરણો તેના એક મધ્યબિંદુમાં એકઠાં થાય છે, અને તેની તેની નીચે જો રૂ ધર્યું હોય છે તો તેમાં અગ્નિ ઉત્પન્ન થઇ સળગી ઉઠે છે. તેજ પ્રકારે તમારી આમતેમ ભટકતી વૃત્તિઓ વડે તમારો રોગ મટાડી શકાતો નથી પણ તે સર્વ વૃત્તિઓને કોઇ એક અવયવ ઉપર સ્થિર કરવાથી અદ્‌ભૂત પરિણામ આવે છે. જે અંગમાં વ્યાધિ હોય તેના ઉપર મનની વૃત્તિઓને સ્થિર કરી પછી એવી કલ્પના કરો કે: તે જગાએથી વ્યાધિ મટી જઇને શ્વાસદ્વારા બહાર નીકળી જાય છે. અને જે શ્વાસ તમે અંદર લોછો તે દ્વારા તમારા શરીરમાં બળ અને નવુ જીવન ભરાય છે. એ પછી એક પ્રબળ આજ્ઞા કરો કે વ્યાધિ-માત્ર તમારા શરીરમાંથી બહાર નીકળી જાય. અને તે એ વખતે કોઇપણ પ્રકારની શંકા રાખ્યા વગર એવી કલ્પના કરો કે: મારા શરીરમાંથી એક મલિન શ્વાસદ્વારા વ્યાધિમાત્ર બહાર નીકળી જાય છે આ ક્રિયા શ્રદ્ધાપૂર્વક કર્યા કરવાથી જરૂર તે સ્થળેથી વ્યાધિ બહાર જતો રહેશે. આ પ્રકારે આજ્ઞા કરીને જુવો કે તેનો કેવા પ્રભાવ પડે છે, આ ક્રિયાઓ અનુભવ સિદ્ધ છે. જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ આ ક્રિયાઓ સ્હેલથી થઇ શકશે.

વિજ્ઞાનના આશ્ચર્યજનક પ્રયોગો અજ્ઞાન મનુષ્યોને આશ્ચર્યમાં નાખે છે પણ જે તેના જાણકાર હોય છે તેને તે ઘણી સાધારણ જણાય છે, વિજ્ઞાન પણ એ જાણતા છે. એક આધિભાતિક વિજ્ઞાન Physical science, ધારો કે તમને અપચાનું દરદ છે. તો તમારે રાત્રે સૂતી વખતે પેટ ઉપર હાથ મૂકી આજ્ઞા કરવી કે સર્વ મળ સવારે બહાર નીકળવાને માટે તૈયાર થઇ જાય પછી કલ્પના કરવી કે જઠરાગ્નિ, લીવર આંતરડાં વિગેરે સર્વ વ્યવસ્થિત કામ કરી રહ્યાં છે અને સર્વ મળ જુદો થવા લાગ્યો છે બે ચાર દિવસ દરરોજ રાત્રે સૂતી વખતે આવી ભાવના કરવી. પછી જુઓ કે તેનું કેવું પરિણામ આવે છે. આથી બીજે દિવસે જ તમને ઘણો ભાગે તો લાભ જણાશે, કદાચ શરૂઆતમાં લાભ ન જણાય તો આ ક્રિયા રોજ કર્યા કરો. તેને શંકા લાવી છોડી ન દેવી. કારણ કે શરૂઆતમાં જો ક્રિયામાં શિથિલતા હોય છે તો ફળ મળવામાં વિલંબ થાય છે, આ ક્રિયામા દૃઢશ્રદ્ધા અને પૂર્ણતા મળતાં તેનુ ફળ જરૂર મળે છે. આ ક્રિયાથી તમે દરેક પ્રકારના વ્યાધિ મટાડી શકશો.

શરીરને આરોગ્ય રાખવા માટે કેટલીક વાતો યાદ રાખવાની જરૂર છે. જ્યારે તમે પાણી પીવો, ત્યારે એકદમ ઉતાવળથી પાણી ગટગટાવી ન જવું, જેમ ગરમ ચ્હા કે દૂધ ધીમે ધીમે ઘુંટડે ઘુંટડે પીવો છો તેમ પાણી ધીમે ધીમે પીવું અને તે પીતી વખતે એવી ભાવના કરવી કે પાણીમાં જીવનતત્ત્વ છે અને તે મારા શરીરમાં પ્રવેશ કરે છે. જમતી વખતે પણ એવીજ કલ્પના કરો કે હું પ્રત્યેક વસ્તુમાંથી પોષકતત્ત્વનું ગ્રહણ કરૂં છું હંમેશાં પ્રસન્ન રહેવું, ચિન્તા અને વ્યગ્રતાને કદીપણ મનમાં પ્રવેશ કરવા ન દો. રોગની વાતો કદી ન કરો તેમ તેવી વાતો કદી સાંભળો પણ નહિ તમારા શરીર અને મન ઉપર માત્ર તમારો જ અધિકાર છે એમ માનો. બીજાનું તેના ઉપર કાંઇ ચાલતું નથી એ નક્કી માનો.

આ પ્રકારે શાંત મન રાખવું, શરીરને આરોગ્યવાળું જોવાની કલ્પના કરવી, દુઃખની વાતો કરવી નહિ કે સાંભળવી નહિ. ઇશ્વરના રાજ્યમાં સર્વસ્થળે શાંતિ અને સુખ વ્યાપી રહ્યાં છે અને તેમાં તમે હંમેશાં મસ્ત રહો છો એવી કલ્પનાને ન ભૂલો. સદા આનંદી રહેવું, આનંદ એ ઇશ્વરનું સ્વરૂપ છે. તેને આચારમાં મૂકો, તેથી તમારા શરીરની અંદરનાં હૃદય, લીવર, હોજરી, આંતરડાં વિગેરે સુવ્યવસ્થિત રીતે ક્રિયા કરશે. હૃદયમાં સાફ થતું લોહી સ્વચ્છ થઇ તમારા આખા શરીરમાં વહ્યાં કરે છે, તમારૂં મગજ શાંત રહે છે અને તેથી મન સ્થિર થાય છે.

આ પ્રકારે શુભ વિચારનું ચિંતનુ કરવું. સુખ, શાંતિ, દયા, પ્રેમ, આનંદ, સર્વાત્મ ભાવના, અને એવાજ વિચારોનું સેવન કરવું; કામ, ક્રોધ, મદ, લોભ, શોક, રાગ દ્વેષ અને એવાજ પ્રકારના અશુભ વિચારોનો બહિષ્કાર કરો, આથી તમે શાંત રહી શકશો. સુખી જીવન ગાળી શકશો અને ઉત્તમ આરોગ્યનો લાભ મેળવી શકશો, આ સર્વ આચારમાં મૂકવાથી તેનું ફળ મળ્યા વગર રહેવાતુ જ નહિ, માટે જો તમારે પૂર્ણ આરોગ્ય શાંતિ, સુખ, અને આનંદનો અનુભવ કરવો હોય તો, પ્રાપ્ત વ્યાધિને ટાળવા હોય તો આ ક્રિયાને આચારમાં મૂકજો.

---

## अष्टम अध्याय.

## कुष्ट चिकित्सितम् ।

## કોઢની ચિકિત્સા.

એ ઉપરાંત કુષ્ટ ચિકિત્સિત નામના અધ્યાયનું વ્યાખ્યાન કરીએ છીએ એવું ભગવાન આત્રેયજીએ કહ્યું.

હે અગ્નિવેશ વિશેષ કરીને સ્પર્શ ઇન્દ્રિયને નષ્ટ કરનાર કુષ્ટોના હેતુ, લક્ષણ આશ્રય તથા ચિકિત્સાનું વર્ણન સારી રીતે સાંભળો. ૧

### કોઢ થવાનું કારણ.

વિરોધી અન્નપાન, દ્રવ સ્નિગ્ધ તથા ભારે વસ્તુઓનું સેવન, વમન તથા મળમૂત્રના વેગને રોકવા (૨) બહુ ભોજન કરીને વ્યાયામ તથા ઘણો સંતાપ કરવો વિપરીત ક્રમથી શીત ઉષ્ણ આહારનું સેવન કરવું, ઉપવાસ કરવા. ૩ તાપ, થાક તથા ભયથી વ્યાકુળ થઇ તરત જ પાણી પીવું, પ્રથમ વખતનું ખાધેલું પચ્યા સિવાય ફરી જમવું, ...ધુ ખાવું, ઉલ્ટી વિગેરે પંચકર્મોને પાળવા નહિ. ૪ નવું અન્ન, દહીં, માછલી, તલ, ...ડું, ખટાશ, અડદ, મૂળા, દળેલું અનાજ, ગોળ, ખીર એ વસ્તુઓ વધુ ખાવી. ૫ અ...ર્ણ હોય છતાં મૈથુન કરવું, દિવસે સુવું, બ્રાહ્મણો અને ગુરુઓનું અપમાન કરવું, પાપ ...રવું, ૬ એ કારણોથી વાતાદિ ત્રણે દોષ દુષિત થઇને ત્વચા, લોહિ, માંસ તથા શરીરમાંના જળને દોષિત કરે છે. વાતાદિ ત્રણે દોષ અને ત્વચાદિ ચારે ધાતુ એ સાતે કુષ્ટના ...વ્ય કહેવાય છે. ૭

એનાથી અઢાર પ્રકારના કોઢ ઉત્પન્ન થાય છે. કોઇ પણ કોઢ એક દોષથી ઉત્પન્ન થતો નથી. ૮

### કોઢનાં પુર્વરૂપ

સ્પર્શ જુદા પ્રકારના થઇ જવા, ઘણો પરસેવો થવો, અથવા બિલકુલ પરસેવો ન થવો, વિવર્ણતા, ( વર્ણ ફેરવાઇ જવો ) શરીર ઉપર ઉંચાં ઉંચાં ચકામાં થવાં, રોમાંચ થવા, ચેળ આવવી, ચામડીમાં સોઇ વાગવા જેવી પીડા થવી, મહેનત કર્યા વગર થાક લાગવો, ગ્લાનિ થવી, (૯) વ્રણોમાં વધુ પીડા થવી, વ્રણો જલ્દી થઇ આવવાં, વ્રણો ઘણો વખત સુધી રહેવાં, દાહ થવો, શરીર બ્હેરૂં થઇ જવું એ સર્વ કોઢનાં પૂર્વરૂપ છે. ૯

### અઢારે કોઢનાં લક્ષણ.

એ ઉપરાંત કપાલ, ઉદુમ્બર, મંડલ, ઋષ્ય, જીહ્વ, પુણ્ડરિક, સિધ્મ, કાકણક, એક કુષ્ટ, ચર્મ કિટિમ, વિપાદિકા, અલસક, દાદર, ચર્મદલ, પામા ( ખસ ), વિસ્ફોટક, શતારૂ તથા વિચર્ચિકા–ઉંદરી એ અઢાર કોઢનાં લક્ષણ કહું છું. ૧૦

કાપાલ કુષ્ટ—જે કોઢમાં ચામડી કાળી તથા લાલરંગની ખરસટ, લુખી, તથા ખડબચ્ચટ પડી જાય, અને સુજી જાય, અંદર પીડા ઘણી થાય, તે કોઢને કાપાલ કહે છે તે ઘણો હાનકારક છે. ૧૨

ઉમ્બર કુષ્ટ—જે કોઢમાં ચેળ આવે, દાહ થાય, રાતો વર્ણ થાય, ઘણાં રૂવાટાં અને ઉમરડાનાં ફળ જેવી કાંતિ થાય તેને ઉદુમ્બર કુષ્ટ કહે છે. ૧૩

મંડલ કુષ્ટ—જે કોઢમાં ધોળા, લાલ, સ્થિર, આર્દ્ર, સ્નિગ્ધ, ઉન્નત, પરસ્પર મળેલાં તથા ઘણાં કષ્ટદાયક મંડલ-ચકામાં ઉત્પન્ન થાય તેને મંડલ કહે છે. ૧૪

ઋષ્ય જીહ્‌વ—જે કુષ્ટ કર્કશ, આજુબાજુની કિનાર ઉપર લાલ રંગનો અને વચ્ચે પીળાશવાળા રંગ, પીડાવાળાં અને મૃગની જીભ માફક આકાર હોય તેને ઋષ્યજીહ્‌વ કહે છે. ૧૫

પુન્ડરિક—જે કોઢ ધોળા રંગનો, કિનારો ઉપર લાલ રંગ, ધોળા કમળના પાન જેવા આકારવાળાં, ઉંચાં તથા બળતરાવાળો હોય તેને પુન્ડરિક કહે છે. ૧૬

સિધ્મ કુષ્ટ—જે કોઢ ધોળો તથા તાંબા જેવા રંગના દૂધલાના પુષ્પ જેવો કાંતિવાળો, તથા સૂક્ષ્મ હોય છે તેને સિધ્મ કહે છે. આ કુષ્ટ ઉપર ચોળવાથી ધુળ જેવી રજોટી થાય છે એ ઘણે ભાગે વક્ષસ્થલમાં જ થાય છે. ૧૭

કાકણક—જે કોઢનો રંગ ચુંધરા જેવો, પાકે નહિ તેવો, તીવ્ર પીડાવાળો, તથા વાતાદિ ત્રણે દોષનાં લક્ષણોવાળો હોય તે કોઢને કાકણક કહે છે આ કુષ્ટ અસાધ્ય છે. ૧૮

એ સાત મહા કોઢ ગણાય છે.

જે કોઢ પરસેવા વગરનો, બહુજ ફેલાયલો તથા માછલીના ડુકડા જેવા આકારવાળો હોય, તેને એકકુષ્ટ કહે છે, જે કોઢમાં હાથીની ચામડી જેવી ચામડી મોટી થઇ જાય છે તેને ચર્મ કહે છે. ૧૯

જે કોઢમાં ચામડી કાળાશ પડતી માંસની ગાંઠ પડી જવાને લીધે ખરસટ તથા કર્કશ થઇ જાય છે તેને કિટિભ કહે છે. જે કોઢમાં હાથ તથા પગના વહેઢ ફાટે છે અને ઘણી પીડા થાય છે, તેને વિપાદિકા કહે છે. ૨૦

જે કોઢમાં ખંજવાળવાળી લાલ રંગની ફોલ્લીઓ થાય તેને અલસક કહે છે, જે કોઢમાં ચેળ આવે તથા રાતા રંગની ઝીણી ફોલ્લીઓ કાંઇક ઉપસીને ચકામાં જેવી ચામડી થાય તેને દાદર કહે છે. ૨૧

જે કોઢ રાતારંગની ચેળ સાથેના ફોલ્લા થાય અને ઘણી પીડા થઇ ફુટી જાય તેને ચર્મદલ કહે છે, એ કોઢમાં કોઇ અડકે તો ઘણી પીડા થાય છે. ૨૨

જે કોઢમાં ધોળારંગની, લાલરંગની તથા પીળી ઘણું ચેળ આવે તેવી ફોલ્લીઓ થાય છે તેને પામ કહે છે, જે કોઢમાં ધોળી, પીળી તથા રાતા રંગની પાતળી ચામડી થઇ ફોલ્લા ઉઠી આવે તેને વિસ્ફોટક કહે છે. ૨૩

જે કોઢમાં રાતા રંગના પીળાશ પડતા દાહ તથા પીડાવાળા ઘણા ગુમડાં નીકળે છે તેને શતારુ કહે છે. જે કોઢનાં ચેળ સાથે પીળાશ પડતી ફોલ્લીઓ થાય અને ઘણું પરુ નીકળે છે તેને વિચર્ચિકા કહે છે ૨૪

આ અગીઆર ક્ષુદ્ર કુષ્ટ છે.

વાયુના વધવાથી કાપાલકુષ્ટ. કફના વધવાથી મંડલકુષ્ટ, પિત્તના વધવાથી ઔદુમ્બર કુષ્ટ અને ત્રણે દોષ વધવાથી કાકણક કુષ્ટ થાય છે. ૨૫

વાત અને પિત્તના વધવાથી ઋષ્યજીહ્વ કુષ્ટ, કફ અને પિત્ત વધવાથી પુન્ડરિક કુષ્ટ અને વાત કફની અધિકતાથી સિધ્મકુષ્ટ ઉત્પન્ન થાય છે.

ચર્મ, એકકુષ્ટ, કિટિમ, વિપાદિકા, તથા અલસક એ કુષ્ટ વાત કફ વધવાથી થાય છે ૨૭

દાદર, ચર્મદલ, પામા (ખસ), વિસ્ફોટક, તથા શતારૂ એ કુષ્ટ, ઘણે ભાગે કફ પિત્તના વધવાથી થાય છે. અને વિચર્ચિકા કુષ્ટ ઘણે ભાગે કફના વધવાથી થાય છે. ૨૮

બધા કોઢ જો કે ત્રિદોષ જ હોય છે, તથાપિ કોઢમા વાતાદિ દોષોના પોતપોતાના લક્ષણોદ્વારા બલાબલને જાણીને ચિકિત્સા કરવી જોઇએ. ૨૯

કોઢમાં જે દોષનાં લક્ષણ બહુ વધી ગયાં હોય તેને પ્રથમ શાંત કરીને તે પછી બીજા દોષોની ચિકિત્સા કરવી. ૩૦

કુષ્ટ વિશેષો વડે દોષ, દોષ વિશેષો વડે કુષ્ટ અને કુષ્ટદ્વારા હેતુ જણી શકાય છે બીજા હેતુ એ સર્વને પ્રકાશિત કરે છે ૩૧

રૂક્ષતા, શોષ, સોઈ ભોંકયા જેવી પીડા, શળ, સંકોચ, ચામડી બરછટ થવી, વગર મહેનતે થાક લાગવો કર્કશતા રોમાંચ અને પીળા તથા લાલરંગ થવો, (૩૨) એ કુષ્ટોનાં વાયુના લક્ષણ છે દાહ, રતાશ, પરૂ વહેવું પાકવુ, મડદા જેવી દુર્ગંધી મારવી, કલેદ, અને શરીરનુ અંગ ગળીને નીકળવુ એ કુષ્ટોમાં પિત્તના લક્ષણ છે. ૩૩

ધોળો રંગ, શીતલતા, ચેળ, સ્થિરતા, ઉંચુ થવુ, ભારેપણું, સ્નિગ્ધતા, કીડાપડવા, તથા કલેદ એ કુષ્ટોમાં કફનાં લક્ષણ છે ૩૪

આ બધાં લક્ષણોવાળા દુઃખી કુષ્ટ રોગીની ચિકિત્સા બુદ્ધિમાન વૈદે ન કરવી તૃષા, દાહ, તથા મંદાગ્નિવાળા જે કોઢીને કીડા પડી ગયા હોય, તેની ચિકિત્સા પણ ન કરવી. ૩૫

જે કોઢમાં વાયુ તથા કફ વધારે હોય અથવા એકજ દોષ વધારે હોય તે કષ્ટ સાધ્ય નથી. જે કોઢમાં કફ, પિત્ત તથા વાતપિત્ત વધુ હોય છે તે કષ્ટસાધ્ય હોય છે. ૩૬

જે કોઢમાં વાયુ વધુ હોય તેમાં પહેલા ઘી પાવુ, જેમાં કફ વધુ હોય તેમાં પ્રથમ ઉલ્ટી કરાવવી. અને જેમાં પિત્ત વધુ હોય તેમાં પહેલાં રક્તમોક્ષણ—(ફસ ખોલાવી લોહી કાઢવુ) તથા જુલાબ આપવો જોઇએ ૩૭

કલ્પસ્થાનમાં જે ઉલટી તથા વિરચનના યોગ કહેવામાં આવશે તેનો કુષ્ટ રોગમાં પ્રયોગ કરવો જોઇએ. ક્ષુદ્ર કુષ્ટોમાં સાધ જેવા હથીયાર વડે ખણીને લોહી કાઢવુ અને મહા કુષ્ટોમાં નસને ચીરાવીને લોહી કાઢાવવુ શ્રેષ્ટ છે ૩૮

જે કોઢવાળાના દોષ બહુ વધી ગયા હોય તેના પ્રાણની રક્ષા કરવા માટે વૈદે ઉલટી જુલાબ, વિગેરે સંશોધન આપવાં, પણ સંશોધનમાં બળનો વિચાર જરૂર કરવો જોઇએ. કેમકે દોષો ઘણા નીકળી જવાથી નિર્બળ પુરૂષોને વાયુ જલ્દી જ નષ્ટ કરી નાંખે છે (મૃત્યુ થાય છે) ૩૯

કોઠો શુદ્ધ કરી અને લોહિને કાઢી નાંખ્યા પછી ઘી વિગેરે સ્નેહ પીવુ ઘણું શ્રેષ્ટ છે. કેમકે કોઠો શુદ્ધ થયા પછી નિર્બળ કોઢી પુરૂષના શરીરમાં વાયુ જલ્દી જ પ્રવેશ કરે છે ૪૦

# વૈદક ટુચકાઓ

(લે. આર્યવૈદ્ય મયારામ સુંદરજી)

## ઝહારો સાફ લાવનારી ગોળીઓ

એલીઓ ચોખો ૧ ભાગ, સૂંઠ ૧ ભાગ, સાબુ ૧ ભાગ, લવિંગ ૧ ભાગ તેની એક એક વાલની ગોળીઓ કરવી. તે ઝહાડાની કબજીયતવાળાને નિત્ય કે એકાંત્રા રાતે રાતે સુતી વખતે કબજીયત મુજબ ૧ થી ૨ ગોળી આખી કે કટકીઓ કરી જળ વડે લેવી. તેથી સવારમાં સાફ દસ્ત આવશે તથા પેટ હળવું થઈ, જઠરાગ્નિ પ્રદિપ્ત થઈ ખોરાક ખાવામાં રૂચી ઉત્પન્ન થશે.

## વાળ સ્યામ કરવાનો કલપ

૧ ભોદાર કે સિંદુર ૨ ભાગ, કળી ચુનો ૧ ભાગ એકત્ર મેળવી દુધમાં કાલવી, વાળ સાબુથી પ્રથમ ધોઈ પછી આ લેપ પ્રસરતી લગાવવો, અને તે ના થી ૧ પહોર રહેવા દેવો, અને પછી ધોઈ નાખવો તેથી વાળ ધોળાના સ્યામ થશે.

૨. આગલી રાતે ૧ પહોર મેંદીનાં પાન જળમાં ઘુટીને લગાવવાં અને પાછલી રાતરે ૧ પહોર ગળીનાં પાન લઢીને લગાવવાં. તેથી સફેદ વાળ કાળા થશે.

૩. સિંદુર ચોખો અગર ભોદાર બારીક કરેલો ૩ ભાગ ચાક ૨ ભાગ, અને ચુનો ૧ ભાગ, એકત્ર મેળવી જળમાં કાલવી ધોળા વાળને ૧ પહોર જાડો લેપ દઈ પછી બહોળા પાણીની કુંડીમાં મુછ કે દાઢી ધોઈ તેલ લગાવવું. તેથી વાળ કાળા થશે.

૪. ચુનો ૩ ભાગ, ભોદાર ૨ ભાગ અને પાપડખાર ૧ ભાગ એકત્ર બારીક કરી, ચામડીને તેલ લગાડી ચામડીને ન લાગે તેમ ચમચા વડે, જળમાં ખળ જેવો કાલવી ચમચાવડે દાઢી કે મુછને લગાવી પાંચથી સાત મિનિટ રાખવાથી ધોળા વાળ કાળા બને છે આ કલપ બહોળા પાણી વડે ધોઈ પછી વાળને તેલ લગાવવું.

૫. ગંધક ૦૧ ઔંસ, સુગરલેડ ¼ ઔંસ એકત્ર મેળવી ગ્લીસરીન ૦॥ ઔંસ, અને પાણી ૫ ઔંસ એકત્ર મેળવી નિત્ય વાળને લગાવવાથી વાળ કાળા બને છે.

૬. સલ્ફરેટ ઓફ સોડાનું પાણી નિત્ય લગાવવાથી વાળ શ્યામ બને છે.

૭. નાઈટ્રેટ ઓફ સિલ્વર (કાળોખાર), ૧ ડ્રામ, બાવળનો ગુંદર ૧ ડ્રામ. ગુલાબ અર્ક ૨ ઔંસ. ૧ એક નાની શીશીમાં એકત્ર મેળવી તેમાંથી ચામડીને ન અડે તેમ બ્રસવડે લગાવવાથી ધોળા વાળ શ્યામ થાય છે. જો મેંદી જેવો રંગ જોઈએ તો ૧ વાર અને કાળા માટે ૨ વાર લગાવાય છે. લગાડયા પછી કાંઈ વાર રાખી સુકાતાં ધોઈ નાખવું ચામડીને કાળા ડાઘ પડે તો તે મીઠાનું પાણી લગાડતાં મટે છે.

## વાળવિનાશક દવાઓ.

૧ તાજો ચુનો ૧૬ ઔંસ, હરતાલ ૨ ઔંસ. બાજરીનો આટો ૨ ઔંસ જળમાં મેળવી ખળ જેવું કરી વાળને લગાડી ૫ થી ૧૦ મિનિટ રાખી વાળને જળ વડે ધોઈ નાખતાં વાળ નિકળી જાય છે. પછી તે જગ્યોમાં તેલ લગાવવું.

૨ બેરીયમ સલ્ફાઈડ બારીક કરેલું ૧ ભાગ અને ચોખાનો કે બાજરીનો આટો ૩ ભાગ એકત્ર મેળવી પાણી વડે ખળ જેવું કરી નકામા ગુપ્ત ભાગના વાળને લગાવવાથી ૫ થી ૧૦ મિનિટમાં જ વાળ તે લેપ ધોવા સાથે નિકળી જઈ જગ્યો સાફ સુંવાળી ચકચકીત તેજસ્વી બને છે. આ લેપથી ખસ, દાદરને ખુજલી પણ મટે છે.

.૩ સ્હાઇસ્ટીલાઇનુ—હાઇપો સલ્ફેટ ઓફ સોડા ૩ ભાગ, તાજો ફળી ચુનો ૧૦ ભાગ, આટો ૧૦ ભાગ, તે જળવડે ખળજેવુ કરી વાળને લગાડી અગરે અગરે અગરી જરી ના સુકાં પાનાવડે તે કાઢી નાંખવાથી વાળ નિકળી જશે પછી જળવડે ધોઇને ત્યા તેલવાળો હાથ મારવો.

## દાંતનું મંજન.

સાફ કરેલો ચાક ૩ ઔંશ, સિન્કોના બાર્ક પાઉડર ૨ ઔંશ. સોપારીના કોયલા-નું બારીક ચુરણ ૧ આંશ, કપુર ०। ઔંશ, હીંગબોળ ०॥ ઔંશ એ પ્રમાણે મેળવી તૈયાર કરવું નિત્ય દાંતે ઘસવાથી મજબુત થશે

૨. ચાક ૪ ભાગ, સાકર ૩ ભાગ, સોપારીનો કે બદામના છોડાંના કોયલાનું ચુરણ ૨ ભાગ, કાથો ૧ ભાગ, ગંજી ०॥ ભાગ, કપુર ०। ભાગ, એકત્ર મેળવી તૈયાર કરી દાંતે ઘસવાથી દાંતને પેઢાના રોગ મટાડી દાંતને મજબુત બને છે.

## દાઢની પીડાનો ઉપાય.

કેટલાકના દાંત કે દાઢમાંનો પડખાનો કે ઉપરનો ભાગ એગીથી ખવાય જઇને તેમાં ખાંચ કે પોલ પડે છે અને તેથી તેમાં ભરાએલા અન્નની ખટાસ થઇને દાંત કે દાઢ પેઢાંને અતિ કળસાથે વેદના ઉપડી આવે છે. તેને માટે ક્લોરોફાર્મ, અગર કાર્બોલીક એસીડ કે ક્રીયાઝોટ નામની કોઈ પણ દવા, સળીપર રૂ વીંટી તે એમાં બોળી ખવાએલ કે પોલી દાઢના પોલાણમાં લગાવી ભરવાથી તરતજ દાંત, દાઢ કે પેઢામાં થતી વેદના શાંત પડે છે. કોકીન કે મોરફીયા ०॥ ગ્રેનને ટીપા પાણીમાં મેળવીને તેમાં રૂ પલાળી મુકવાથી પણ પીડા તરતજ કમી થાય છે. કાર્બોલીક એસીડ કે ક્રીયાઝોટનું ચુમકું લગાડતાં તે હોઠ કે ગલોફાની ચામડીને કે જીભને ન લાગે તેમ લગાડવું ને પછી થુંકતું રહેવું. તેથી કાંઈ વારમા તેની અસર થશેજ.

## તાવવડે માથાનો દુઃખાવો થતો હોય તો તે ઉપર મુકવાનાં પોતાં.

સુરોખાર ને નવસાર બન્ને ભાગ, પાણી ૪૦ ભાગ એકત્ર મેળવી ને પાણીનાં પોતાં મુકવાથી ઘણીજ ઠંડક વળી તાવ ધીમો પડશે તથા માથાનો દુઃખાવો કમી થશે. આવા પોતાં ગાંઠ, ગડ ને સુજ ઉપર પણ લગાડાય છે.

## વાળવર્દ્ધક સુગંધી સોગટી.

ઘીમાં તળેલ આંબળાં ૫ ભાગ, કપુરકાચની, મોથ, વાળો, પાનની જડ અને ગુલાબ કળી એકએક ભાગ એકત્ર બારીક ચુરણ કરી તેને ટોપરાના તેલનું મોવણ દઈ પછી જળ વડે ઘુંટી તેની લાંબી સોગટીઓ કરવી ને સુકવી લેવી. તે અઠવાડીએ એકાદવાર પથર કે ઓરીસા ઉપર જળમાં ઘસી વાળમાં લગાડી, ઓળાચોળાને ધોવાથી વાળ દુર્ગંધી ચીક-ણાને મેલા મટીને સુગંધી, સુંવાળા, મોકળા ને તેજસ્વી બને છે ને મનમાન્ય વધે છે.

## અળાઇઓ મટવાની દવા.

કેરીનો રસ શરીરે લગાડીને નહાવાથી અગર કેરીની ગોટલી બાળી તેનો ખરડ કરીને પછી નાવાથી અળાઇઓ મટે છે નહાવા જેટલા પાણીમાં એકાદ લીંબુ નીચોવીને નહા-વાથી અળાઇઓ મટે છે જસત ભસ્મ (ઓક્સાઇડ ઓફ ઝીંક)ને સુખડ દુધની તરમાં મેળવી લગાવવાથી ધામીયાં ગુમડાં મટે છે.

આ માસિક છોટાલાલ જેવરાજર દવેએ અમદાવાદ-ખાડીયામાં આવેલા પોતાના "શ્રી આત્મોદય પ્રિન્ટીંગ પ્રેસ" માં પોતાને માટે છાપીને ઠેઠ ઉઘાડેથી પોતે પ્રસિદ્ધ કર્યું.

# ભાગ્યોદય.

[પુસ્તક ૧૦ મું]    નવેમ્બર-ડીસેમ્બર સને ૧૯૨૨.    [અંક ૯-૧૦ મો

વિષયાનુક્રમણિકા.



હિંદુસ્તાન માટે
વાર્ષિક લવાજમ
રૂ. ૩—૦—૦

તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
ભાગ્યોદય ઑફિસ,—અમદાવાદ.

પરદેશ ખાતે
લવાજમ
શિલીંગ ૭

## સૂચના

ભાગ્યોદયના દરેક ગ્રાહકને હુન્નરવિજ્ઞાન નામનું નવું માસીક મોકલવામાં આવ્યું છે, આ માસીકના આપ ગ્રાહક થશો એવી આશા છે. આ માસીકમાં વેપાર, હુન્નર અને ખેતીવાડી સંબંધી વિષયો આવે છે, વધુ માટે આ અંકના પાન ૨૯૭ માં વાંચવાથી તેની ઉપયોગીતા સમજાશે.

ભાગ્યોદયના દરેક ગ્રાહકને–હુન્નર વિજ્ઞાનના ગ્રાહક ગણી અંકો મોકલાવ્યા છે. તેનું લવાજમ તેનો માગસરનો અંક વી. પી. કરીને વસુલ કરવામાં આવશે. જેમને ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે પત્રથી અમને લખી જણાવવું જેથી નામ કમી કરીશું, વી પી. આવ્યા પછી તેને રિફ્યુઝડ–પાછું વાળી અમને નુકશાન ન કરવા ભલામણ છે. આશા છે કે આપ તેના ગ્રાહક જરૂર થશો જ. તેનું લવાજમ રૂ. ૪—૦ છે. ગ્રાહકોએ વ્યવસ્થાપક હુન્નર વિજ્ઞાન એ શિરનામે પત્ર લખી માસીકનું વી. પી કરવા લખી દેવું.

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

---

### હુન્નરવિજ્ઞાન માટે

સુરતથી તૈયબભાઈ મુલા મોહમદભાઈ મસ્કતીવાળા લખે છે કે: હુન્નર વિજ્ઞાન માસીક મળ્યું. આપ જે જે વિષયો ચર્ચવા વિચાર રાખો છો તે, ઘણા ઉપયોગી અને જનસમાજને લાભદાયી છે. આવા વખતમાં બેશક આવા માસીકની જરૂર છે. મારા વિચાર મુજબ દરેક લાયબ્રેરીમાં આ માસીક મંગાવવું જોઇએ. મારે માટે માસીક મોકલશો તેમજ મારા મીત્ર મી. મુખલોસી ઉપર પણ ગ્રાહક તરીકે નામ લખી માસીક મોકલશો.

વધુ અભિપ્રાય પાન ૨૯૭ વાંચો. આપ તેના જરૂર ગ્રાહક થશો. આપના મિત્રોને ગ્રાહક બનાવશો એવી આશા છે. આપના ઉપર અંક ૧ લો આપને ગ્રાહક ગણી મોકલ્યો છે તેનો સ્વિકાર કરશોજી. મેનેજર હુન્નરવિજ્ઞાન અમદાવાદ.

### ત્રીકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા.

બીજી આવૃત્તિ બહાર પડી છે કીમત રૂ. ૫—૦—૦

## ભવિષ્યવેત્તા

અને

### ભવિષ્ય જાણવાની વિદ્યા: (ચોથી આવૃત્તિ)

મંગાવો આ પુસ્તકની ત્રણે આવૃત્તિ ખપી જવાથી ઘણાજ સુધારા વધારા સાથે આ પુસ્તક આ સમમાજ બહાર પડયું છે. જ્યોતિષવિદ્યા, રમળશાસ્ત્ર, સ્વરોદયશાસ્ત્ર, મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર, મુખલક્ષણશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, સુકાળદુકાળ–નિર્ણય વિગેરે સ્પષ્ટ ભવિષ્યની વાત જણાવનાર વિદ્યાનો આ પુસ્તકમાં સમન્વય તેવી રહેલી ભાષામાં સમાવેશ છે. પાન લગભગ ૭૦૦ ગ્લેઝ કાગળ, પાકું પુઠું, કીંમત માત્ર રૂ. ૫–૦–૦. વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

### અમૂલ્ય લાભ

તમને કે તમારા સંબંધીને થયેલા અને ન મટતા અનેક દરદોથી જો તમે કંટાળી ગયા હો, વૈદો અને ડોકટરોની દવા કરી કરી પૈસાનું પાણી કરવા છતાં ફાયદો ન થયો હોય તો કોઇ પણ દરદ માટે એકવાર અમારી સલાહ લેવા ભલામણ છે. અમારી દવાઓથી હજારો માણસોને ફાયદા થયા છે. શાસ્ત્રીય અને ખાત્રીની દેશી દવા કરી ગમે તેવા વ્યાધિ મટાડવામાં આવે છે. દવે કેમીકલ વર્કસ–અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ]     નવેંબર-ડિસેંબર સને ૧૯૨૨.     [ અંક ૯-૧૦ મો.

## इष्टानुग्रह अनुभवनार मनुष्यना उदगार

ગુરુ કરુણાથી, મન મારૂં સંતત હરિવરમાં ખેલતું,
આ તરુણાથી, મેરુ સુધી, ન કશામાં ચિત્ત આ ટહેલતુ
જે નજર નારી નિરખી મ્હોતી, બની વિકારી જે ધનપ્રતિ જોતી,
હવે રીઝે તે જોઇ ચિતિ જ્યોતિ,     ગુરુ૦
કોઈ રસભરી વિલાસ વાતલડી, કરતી જે દિન ને રાતલડી,
હવે ગુરુ સ્મરણે ચઢી (તે) જીભલડી;     ગુરુ૦
પરનિંદા ને વળી આત્મસ્તુતિ, શુણી શ્રોત્રેન્દ્રિય જે રાજી થતી,
તે શુણી ગુરુનામ હવે રીઝતી,     ગુરુ૦
જે વિષયો પ્રતિ મોટે ઉછળ્યું ઉર, તે ચઢીને ઝોલે,
ઉતરે ન કામનાને ઓળે;     ગુરુ૦
હું સઉ વાતે નિશ્ચિંત રહું, હું પૂર્ણ પ્રગતિમાં શીઘ્ર વહું,
ઉર અનુભવ કેમ કરી મુખે કહું;     ગુરુ૦
જે ઉપેન્દ્ર ગુરુ કરુણા ભાજન, આ સ્થિતિ અનુભવતા તેવા જન,
તે સમ નથી વિશ્વે ધન્ય જ અન્ય;     ગુરુ૦

શ્રી ઉપેન્દ્ર.

---

## जीवननी धिक्कारता अने धन्यता

( દમ્યા વિના મન પ્રાણુ, એ લય. )

દુઃખ જનક સંસાર, ઘડી ઘડી મોંથી તું કહે,
રે, રે, પણ ન લગાર, તેમાંથી અળગુ થતુ.
કુવામા પડેલુ પશુ, બહાર જવાને મથે,
ભવથી બ્હાર જવા તું ન મથતું, હો મનડા મારા !
ધિક્ ધિક્ જગે તારૂં જીવવું.
    માયાનો આ પાશ, કહે બધનકારક બહુ,
    કરવા તેનો નાશ, પણ તું યત્ન ન જરી કરે,
કોળવાઈમા ભરાયો ઉંદર બહાર જવા,
મથનો (પણ) તું ન માયા પાશ છેદતું, હો ચિતડા મારા !
    વિષયો છે દુઃખરૂપ, મુખ બગાડી તુ કહે,
    પણ ન વિષયથી વિમુખ, થવા યત્ન તું આદરે,
પાંજરે ભરાયું પેઠું, પક્ષી છૂટવાને મથે,
વિષયોથી ન છૂટવા યત્ન સેવતું, હો અંતર મારા !

સમજે પણ ન છૂટાય, દયા પાત્ર તું જ એ સ્થિતિ,
માનવપણું તુજ માલ, તો ઝટ સસૃતિ જા તરી,
નરહરિ પ્રભુ શુદ્ધ ભાવથી ભજીને ભાવના—
બધનથી સહજમાં જો તુ છુટતું, હો દિલડા મારા!
ધન્ય તો જગમાં તારૂ જીવવું.

શ્રી ઉપેન્દ્ર.

## ઈશ્વર શોધન

ગઝલ.

અમે તો શોધશુ હાવે, અણુઅણુંમાહિ ઇશ્વરને,
ઉપરના અસત્ પડ નીચે નિગૂઢ એ સત્ય ઈશ્વરને.
શ્યામળા અભ્રની પાછળ રહે છે ચન્દ્ર ઝગઝગતો,
જોઇશુ અવિદ્યા અભ્રોની પાછળ છૂપા ઇશ્વરને.
ધુલિને ફેદતાં પામે સુભાગી રત્ન તેજસ્વી.
વિવેકજલે અસત્ ધુલિ, ધોઇને જોશું ઈશ્વરને.
તિમિરમયી રાત્રિમા તારા ઝગે છે જેમ નભમાહિ.
તિમિરમય આ પ્રપંચવિષે, ઝળકતો જો શું ઇશ્વરને.
ભલેને શોધતાં એને કટુ અનુભવ બહુ થાતા,
ખમીશું તે અને સુખ દુઃખમાં શોધશું ઈશ્વરને.
મળે આ જન્મમાંહિ કે ભલે ધરવા પડે જન્મો,
ન ધરતાં તેની ચિંતા, પણ વિરમશુ પામી ઈશ્વરને.

શ્રી. જ૦ દેવી.

## सर्वत्र ईश दर्शन करता भक्तना मनोभावो

( ઘટ ઘટમાં વ્યાપ્યો જોઉં, એ લય. )

અણુ અણુમાં નિરખુ હું તો મારો નાથ, મારો નાથ, મારો નાથ રે,
હસતો ખેલતો મારી સાથ ને સાથમાં જી.
નિર્ભય નિઃશંક હું તો વિચરૂં આ વિશ્વમાં રે,
સ્વામિતણો સંગ સેવી દિન ને રાત, દિન ને રાત, દિન ને રાતરે: હસતો૦
અમૃતરૂપ હુ તો બની ગયો આપે રે,
પ્રભુનો થાતાં હું પર કરુણાપાત, કરુણાપાત, કરુણાપાતરે: હસતો૦
અવિચલ અવિકારી અને અજરામર હું થયો રે,
પ્રભુની પિંડીથી મે તો બીડી બાથ, બીડી બાથ, બીડી બાથ રે; હસતો૦
જેવી તેવી પણ મારી ઇચ્છાને જાણતાં, રે,
સામો આવી ઉભો રહે જાતો જાત, જાતો જાત રે; હસતો૦
મારાં કર્મોને એ તો સ્વીકારી લે જાતે રે,
મુજને ફળ આપે આવી હાથો હાથ, હાથો હાથ, હાથો હાથ રે, હસતો૦
ઉપેન્દ્રસ્વરૂપે સિદ્ધ. મને તો પછી કહેવી કે—
રસી રહી ક્યાં હવે બીજી વાત, બીજી વાત, બીજી વાત રે; હસતો૦

શ્રી. ઉપેન્દ્ર.




( લેખક-મહાત્મા શ્રીમન્ નથુરામ શર્મા. )

આ પ્રતીત થતું જગત્ જેમાથી ઉપજે છે, જેનાવડે સ્થિતિ કરે છે, અને પ્રલયકાળે જેમા પ્રવેશ કરે છે, તે ઇશ્વર કહેવાય છે. એવા ઇશ્વરમા વા તેમના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મમા પ્રીતિ રાખવી તે ભક્તિ વા ઉપાસના કહેવાય છે એવી ભક્તિની મહત્તા-મોટાઇ-આ લેખમા દર્શાવવાની છે, માટે આ લેખનું નામ ભક્તિમહિમા રાખ્યુ છે.

આ જડ જગતના બીજરૂપ માયાસહિત ચેતન ઇશ્વર કહેવાય છે આ જગતમા જે જે જ્ઞાન, સામર્થ્ય ને ઐશ્વર્યાદિ પૂર્વે જોવામા આવ્યા હતા, વર્તમાનમા જોવામા આવે છે, અને ભવિષ્યમા જોવામા આવશે એ સર્વનુ તથા સ્થાવરજગમ પ્રાણિપદાર્થનુ બીજ ઇશ્વર છે આ ઇશ્વરનુ અન્ય નામ સગુણબ્રહ્મ પણ કહેવાય છે એ સગુણબ્રહ્મનુ વાસ્તવિક સ્વરૂપ નિર્ગુણબ્રહ્મ છે માયાના સત્ત્વાદિ ત્રણ ગુણો તથા તેમના ધર્મો અસગ ને શુદ્ધ ચેતનમા નથી, માટે તે અસગ ને શુદ્ધ ચેતનને નિર્ગુણબ્રહ્મ એવુ નામ આપ્યુ છે

જેનુ અત કરણ નિષ્કામકર્મવડે શુદ્ધ થએલુ હોવાથી જેના અતઃકરણમા વિષયોની તૃષ્ણા નથી, જેના અત કરણની ચચળતા પણ થોડી છે, ને જેને એકાતસ્થળમા નિવાસ કરવાની અનુકૂળતા છે, તે પુરુષ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો અધિકારી છે સત્, ચિત્, આનદ, અસગ, અસ્થૂલ ને અનણુ આદિ જે બ્રહ્મના સ્વભાવ છે તે સ્વભાવનો વિચાર કરી અત કરણને તે સ્વભાવવાળા દ્રવ્યની ભાવનામાં શ્રીસદ્‌ગુરુએ કહેલી રીતે જોડવુ તે નિર્ગુણબ્રહ્મની વા નિર્ગુણનિરાકારની ઉપાસના કહેવાય છે આ નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાથી પુરુષના અત કરણમા વૈરાગ્યની વૃદ્ધિ થઇ તેની બુદ્ધિની સૂક્ષ્મતા તથા એકાગ્રતા વધે છે, ને અતે તે ઉપાસના નિદિધ્યાસનરૂપ થઇ પુરુષને બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાવે છે જે બ્રહ્મસાક્ષાત્કારવડે પુરુષ પુનરાવૃત્તિરહિત સ્થિતિરૂપ મોક્ષ પામે છે

માયાના સત્ત્વાદિ ત્રણ ગુણોના નિયામક મહેશ્વર, વા ઇશ્વરના લીલાવિગ્રહ, વા તેમની પ્રતિમા, કિવા શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરુ, વસ્તુતાએ માયાના ત્રણ ગુણોથી તથા તેમના ધર્મોથી પર છે, તેથી નિર્ગુણ છે, છતા માત્ર ભક્તોના અત કરણને અને તેમની નેત્રાદિ ઇંદ્રિયોને સતોષ આપવા તથા તેમણે ભાવપૂર્વક કરેલી સેવા સ્વીકારી તેમના અત કરણની યોગ્યતામા વધારો કરવા આકારવાળા પ્રતીત થયા હતા, વા પ્રતીત થાય છે, આવા વિવેકપૂર્વક તેમની ભક્તિ વા ઉપાસના કરવામા આવે તો તે નિર્ગુણસાકારની ભક્તિ કહેવાય છે તે ભક્તિના પરિપાકવડે તેમના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી તે ઉપાસકને મોક્ષલાભ થાય છે

પરમાત્મા વા તેમનાથી અભિન્ન શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ માયાના સત્ત્વગુણવાળા છે, વા ઘણા ઉત્તમ ગુણવાળા છે, છતા તેઓ આકારવાળા નથી, પણ નિરાકાર છે, આવી સમજ-

પૂર્વક તેમની ભક્તિ કરવી તે સગુણનિરાકારની ભક્તિ કહેવાય છે. આ ભક્તિવડે પુરુષ પ્રાયશઃ સત્યલોકને પ્રાપ્ત થાય છે.

પરમાત્મા વા તેમનાથી અભિન્ન શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ ઘણા ઉત્તમ ગુણવાળા અને દિવ્ય આકારવાળા છે આમ સમજી તેમની ભક્તિ કરવી તે સગુણસાકારની ભક્તિ કહેવાય છે. આવી ભક્તિ તેમની કૃપાવડે પ્રાયશઃ સત્યલોકની પ્રાપ્તિમા હેતુ થાય છે.

સગુણસાકાર બ્રહ્મના વિયોગના અસહનપણાના છેડાવાળી, તેઓશ્રીના અગાધ સૌંદર્યના બળથી તેઓશ્રીના સમીપપણાના લાભમા પણ દૂર નહિ થનારી, કોઈ દુર્જનો પોતાના પાપસંસ્કારોને વશ થઇ તેઓશ્રીમાં દોષોનો આરોપ કરે તો તે દોષોના સંબંધમાં લેશ પણ વિચાર નહિ કરતાં તે દુર્જનોપર દયા કરનારી, હજારો દુઃખોની પ્રાપ્તિ થાય તે છતાં લેશ પણ નહિ ડગનારી, અને બહારની ઉપાધિવિના માત્ર તેઓશ્રીને જ અવલબીને રહેનારી પ્રીતિ તે તેઓશ્રીની ભક્તિ કહેવાય છે. સગુણસાકાર બ્રહ્મમા થયેલી આવી ભક્તિ ચિત્તશુદ્ધિદ્વારા તે ભક્તને તેઓશ્રીના શુદ્ધસ્વરૂપમા અનન્ય પ્રીતિ ઉપજાવી તેને નિદિધ્યાસનદ્વારા મોક્ષ આપનારા જ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે.

પરમાત્માનુ માહાત્મ્ય સમજી તેમની અનન્યભક્તિ કરનારા અર્થાત્ પરમાત્મામાં જ પરમપ્રેમ રાખી તેમનુ આદરપૂર્વક સતત સ્મરણધ્યાનાદિ કરનારા મહાપુરુષોનો પ્રીતિપૂર્વક ચિરકાળ સમાગમ કરવાથી તેમની કૃપાવડે વા સત્સંગરૂપ મહાપુણ્યના કે બીજા કોઈ મહાપુણ્યના ઉદયથી થનારી પરમાત્માની કૃપાવડે મનુષ્યને પરમાત્માની ભક્તિનો લાભ થાય છે. અનેક જન્મમા કરેલા શુભકર્મોના સસ્કારોનો વિપાક થયા વિના મનુષ્યને પરમાત્માના અનન્યભક્તના દર્શન, તેમની સેવાનો લાભ કે તેઓના મુખથી પરમાત્માના અલૌકિક માહાત્મ્યની કથાનુ શ્રવણ ક્યાંથી થાય ? અને એમ ન બને ત્યાંસુધી સંસારપરની આસક્તિ દૂર થઇ પરમાત્માના સ્વરૂપવિષે સુદૃઢ અનુરાગ પણ મનુષ્યના હૃદયમા શી રીતે પ્રકટે ! અને પરમાત્માના સ્વરૂપવિષે સુદૃઢ અનુરાગ પ્રકટ્યા વિના ભવાબ્ધિના પરતીરરૂપ મોક્ષની પ્રાપ્તિ પણ તેને ક્યાંથી થાય ?

અકૃતાર્થ ભક્તો ત્રણ પ્રકારના છે, આર્ત, અર્થાર્થી ને મોક્ષેચ્છુ. રોગાદિ દુઃખની નિવૃત્તિમાટે પરમાત્માની ભક્તિ કરનારો ભક્ત તે આર્ત, આ લોક પરલોકના કોઈ પણ પ્રકારના સુખની પ્રાપ્તિમાટે પરમાત્માની ભક્તિ કરનારો ભક્ત તે અર્થાર્થી, અને સર્વ દુઃખોના અભાવરૂપ ને પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિમાટે પરમાત્માની ભક્તિ કરનારો તે મોક્ષેચ્છુ. પ્રથમના બે પ્રકારના ભક્તની ભક્તિ સ્વાર્થી છે, અને તેમની ઇચ્છા સફળ થયા પછી તેઓ પરમાત્માની ભક્તિ કરશે કે કેમ તે શંકાસ્પદ છે, તેથી તે બન્ને પ્રકારના ભક્ત વાસ્તવિક ભક્ત કહેવાય નહિ, માત્ર દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિમાટે તે બન્ને અન્ય પ્રયત્ન નહિ કરતાં પરમાત્માની ભક્તિ કરે છે તેટલે અંશે તે બન્ને ભક્ત કહેવાય છે. મોક્ષેચ્છુ નામનો ત્રીજા પ્રકારનો ભક્ત જ વાસ્તવિક ભક્ત છે. મોક્ષની ઇચ્છા રાખીને પરમાત્માની ભક્તિ કરવી તે પણ સકામભક્તિ છે, માટે મોક્ષની ઇચ્છાનો પણ ત્યાગ કરી પોતાનું કર્તવ્ય સમજી પરમાત્માની અકામ અનન્યભક્તિ કરનારો ભક્ત સર્વોત્તમ ભક્ત ગણાય છે. ઇચ્છાવિના પ્રવૃત્તિ થવાનો સંભવ નથી, તેથી મોક્ષેચ્છા ત્યજીને પરમાત્માની અકામ અનન્યભક્તિ કરનારમાં પણ કોઈ પ્રકારની ઇચ્છા હોવી જોઇએ એમ કોઇને જણાતુ હોય તો તેવા ભક્તો માત્ર પરમાત્માના અનુગ્રહની ઇચ્છા રાખી તેની ભક્તિ કરે છે એમ તેમણે માનવું..

જે મનુષ્યના હૃદયવિષે દ્રવ્ય અને સ્ત્રીપુત્રાદિ નિકટનાં સગાંવહાલાંના જેટલો પરમાત્મામાં પ્રેમ પ્રકટે, અર્થાત્ જે મનુષ્યને પરમાત્મા દ્રવ્યાદિના જેવા વહાલા લાગે તે મનુષ્યને કનિષ્ઠ પ્રકારનો ભક્ત જાણવો, જે મનુષ્યના હૃદયવિષે પોતાના શરીર, ઈંદ્રિયો ને પ્રાણના જેટલો પરમાત્મામાં પ્રેમ પ્રકટે તે મનુષ્યને મધ્યમ પ્રકારનો ભક્ત જાણવો, અને જે મનુષ્યને પોતાના હૃદયવિષે પોતાના આત્માના જેટલો પરમાત્મામાં પ્રેમ પ્રકટે તે મનુષ્યને ઉત્તમ પ્રકારનો ભક્ત જાણવો. કનિષ્ઠ પ્રકારના ભક્તના હૃદયમાં પરમાત્માને વિષે સામાન્ય પ્રેમ છે, મધ્યમ પ્રકારના ભક્તના હૃદયમાં પરમાત્માને વિષે મધ્યમ પ્રકારનો પ્રેમ છે, અને ઉત્તમ પ્રકારના ભક્તના હૃદયમાં પરમાત્માને વિષે પરમ પ્રેમ છે, એમ જાણવું.

પરમાત્માના અનેક પૂજ્ય આકારોમાંથી કોઇ પણ એક પૂજ્ય આકાર જે પોતાને પરમપ્રિય લાગતો હોય તે પૂજ્ય સ્થૂળ આકારમાં તેને માયાના સાક્ષાત્ પરિણામરૂપ માની જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, ઐશ્વર્ય, દયા, ક્ષમા ને ભક્તવત્સલતા આદિ અનેક શુભગુણો પૂર્ણપણે રહ્યા છે એમ ભાવના કરી તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમપ્રીતિથી તેમનાં સ્મરણધ્યાનાદિ સતત કર્યા કરવા તે પ્રથમ પ્રકારની ભક્તિ જાણવી.

પૂજ્ય સ્થૂળ આકારમાં પણ મનના સ્વાભાવિક દુષ્ટ સ્વભાવને લીધે, વા પોતાના જેવા જ બધાને કલ્પી લેવાના તેના કુસ્વભાવને લીધે, વા છિદ્રહીનમાં પણ છિદ્રનું ભાન કરાવવાના તેના ચમત્કારને લીધે, તે સ્થૂળ આકારની સાથે સબંધ રાખનારા વા અન્યના પ્રારબ્ધને લીધે થયેલી વા થતી તેમના શરીરાદિની પ્રવૃત્તિસ્થિતિની સાથે સબંધ રાખનારા કેટલાક અનુચિત વિચારો અપક્વ મનવાળા મનુષ્યના મનમાં પ્રકટવાનો સંભવ છે એમ જેને જણાય તેણે પરમાત્માને નિરાકાર એટલે શાંત તેજોયુક્ત સૂક્ષ્મ આકારવાળા ધારી, તેમાં જ્ઞાનાદિ અનેક ગુણો રહ્યા છે એવી ભાવના કરી, તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમપ્રીતિથી સદ્ગુરુએ ઉપદેશ કરેલા તેમના નામનું સ્મરણ ને તેમના પૂર્વોક્ત દિવ્ય સૂક્ષ્મ સ્વરૂપનું ચિંતન સતત કર્યા કરવું તે બીજા પ્રકારની ભક્તિ જાણવી.

પ્રભુના શુદ્ધસત્ત્વગુણમય પવિત્રતમ અવ્યક્ત ( માયિક ) આકારનું ધ્યાન, ધ્યાન કરનાર મનુષ્યના અનુચિત વિચાર ને અનુચિત ક્રિયાને રોકનારૂ છે, માટે તેવા શુદ્ધસત્ત્વગુણમય પવિત્રતમ પરમાત્મા સદ્ગુરુએ ઉપદેશ કરેલા વા પોતાને પરમપ્રિય લાગતા કોઈ આકારમા માયાના સર્વ ગુણોથી રહિતપણાની ભાવના કરી તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમપ્રીતિથી તેમના સ્મરણધ્યાનાદિ સતત કર્યા કરવા તે ત્રીજા પ્રકારની ભક્તિ જાણવી.

અસંગ, અપરિણામી, અક્રિય ને વિશુદ્ધ ચેતનરૂપ બ્રહ્મમાં વાસ્તવિક આકાર ને ગુણ સંભવતા નથી એમ સમજી ઇશ્વર, જીવો ને જગતના અધિષ્ઠાનરૂપ તે નિરાકાર ને નિર્ગુણ બ્રહ્મમાં પોતાની મનોવૃત્તિને પરમપ્રીતિપૂર્વક સતત જોડ્યા કરવી તે ચોથા પ્રકારની ભક્તિ જાણવી.

પહેલા પ્રકારની ભક્તિના કરતાં બીજા પ્રકારની ભક્તિ, બીજા પ્રકારની ભક્તિના કરતાં ત્રીજા પ્રકારની ભક્તિ, ને ત્રીજા પ્રકારની ભક્તિના કરતાં ચોથા પ્રકારની ભક્તિ શ્રેષ્ઠ ગણાય છે.

પ્રભુભક્તિ એટલે મહાસામર્થ્યવાળા ને પરમાનંદરૂપ પ્રભુની સાથે અલ્પસામર્થ્યવાળા ને દુઃખી જીવનુ પરમપ્રેમપૂર્વક જોડાવુ એમ પણ કહી શકાય. મોટાની સાથે જોડાવાથી તુચ્છ પદાર્થ પણ આદર આપવાયોગ્ય થાય છે એમ શ્રીકૃષ્ણની સાથે પૂર્વે જોડાયેલાં મયુરપીંછ તથા ચણોઠીને વર્તમાનમાં શ્રીકૃષ્ણના ભક્તોવડે અપાતા આદરપરથી જણાય છે,

આત્માને યથાર્થ સમજવાને જો તમે ભગવદ્ગીતા તરફ લક્ષ આપશો તો તમને જણાશે કે ત્યાં આત્માને દેહમાં રહેનાર દેહી તરીકે ગણેલો છે. આપણે આ લેખમાં શરીરનો નહિ પણ આત્માનો વિચાર કરવા માગીએ છીએ. આત્મા તે મનુષ્યમાં રહેલો પ્રભુ છે. ભગવદ્-ગીતા જણાવે છે કે:—

गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः

"ડાહ્યા પુરૂષો મરેલા તેમ જ જીવતા કોઇને પણ વાસ્તે શોક કરતા નથી." આ જગતના જીવન અને મરણને લીધે ઉપજતા શોકની પણ પેલીપાર જવાનું–વૈરાગ્ય ધારણ કરવાનું–કારણ ભગવદ્ગીતામાં એવા સારા રૂપમાં જણાવવામાં આવ્યું છે કે અત્રે તેનો ઉલ્લેખ કર્યા વિના ચાલતું નથી. ત્યાં દરેક જીવ વિષે કહેવામાં આવ્યુ છે કે:—

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपा ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥
न जायते म्रियते वा कदाचिद् नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा न्यन्यानि संयाति नवानि देही ॥२२॥

भ. गी. अ. २

અર્થ–એવો એકપણ સમય ન હતો કે જ્યારે હું, તું અથવા આ મનુષ્યોના રાજાઓ ન હતા. તેમજ ભવિષ્યમાં પણ આપણે હયાતીમાં નહિ હોઇએ એવું બનશે નહિ. આત્મા જન્મતો નથી, મરતો નથી. તેમ જ જન્મ્યા પછી તે ફરીથી થતો નથી. તે જન્મ્યા વગરનો નિત્ય, શાશ્વત અને સનાતન છે. શરીરનો નાશ થતા છતા પણ તે નાશ પામતો નથી. જેવી રીતે મનુષ્ય જીર્ણ વસ્ત્રો ત્યાગ કરીને નવાં વસ્ત્ર ગ્રહણ કરે છે, તેવી રીતે આત્મા જીર્ણ શરીરનો ત્યાગ કરીને નવા શરીરમા પ્રવેશે છે. તે પછી બહુજ ભારપૂર્વક નિશ્ચયત્વથી શ્રી કૃષ્ણ જણાવે છે કે:—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ ॥२३॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च
नित्यः सर्वगतः स्थाणु रचलोऽयं सनातनः ॥ ॥२४॥
अव्यक्तोऽयम चिन्त्योऽयमविकार्योऽयमुच्यते
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ ॥२५॥

भ. गी. अ. २

આત્માને શસ્ત્રો કાપતાં નથી. અગ્નિ બાળતો નથી, પાણી તેને ભીંજવતું નથી, પવન તેને સુકવતો નથી. તે આત્મા છેદાતો નથી. બળતો નથી, ભીંજાતો નથી, સુકાતો નથી, તે

નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચલ અને સનાતન છે તે આત્મા અનન્ત છે, અચિંત્ય, અવિકારી છે આ પ્રમાણે આત્માને જે જાણે છે, તેણે શોક કરવો નહિ

આત્માનુ સ્વરૂપ આ પ્રમાણે ટુંકાણમા આપવામા આવ્યુ છે જો તમે પોતે આ શરીરમા રહેનાર આત્મા હો આ નાશવત શરીરમા રહેલા તમે સમજો કે જન્મમરણ તમને અમર કરી શકે નહિ, જો તમે પોતાને શાશ્વત અને સનાતન માનો તો પછી તમને મોહ કે શોકને વાસ્તે અવકાશ ક્યા છે?

શુ તમે પ્રભુના જીવનના ભાગીદાર નથી? શુ તમે પ્રભુ જેટલા જ શાશ્વત નથી? તો પછી દેહોમા રહેના દેહી અને દેહોને શો સબધ છે?

તમે અનત કાળના પ્રવાસી છો—આ વિચાર જો તમને પ્રથમ દૃષ્ટિએ અપરિચિત લાગતો હોય તો દેહી અને દેહ બીજા શબ્દોમા કહીએ તો આત્મા અને તેના શરીરો વચ્ચેનો ભેદ આપણે સમજવો જોઈએ તે માટે કુદરતમાથી આપણે એક દૃષ્ટાન્ત લઈશુ

આપણો આત્મા જ પુન પુન જન્મ લે છે, તે સબધમા પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી થોમસ હક્ષીલી જણાવે છે કે ' કુદરતમા આ પુનર્જન્મના સિદ્ધાતને ટેકો આપનાર ઘણા તત્ત્વો છે, પણ તેનો નિષેધ કરનાર કોઇ પણ તત્ત્વ નથી. દાખલા તરીકે જગતના એક મોટા વૃક્ષનો વિચાર કરો આ વૃક્ષ આ પૃથ્વીપર કેવી રીતે ઉગે છે—વૃદ્ધિ પામે છે—તેનુ જીવન તપાસો, તેને દરવર્ષે નવા પાદડા આવે છે આ પાદડા હવામાથી પોષણ મેળવે છે, અને તે પોષણવડે વૃક્ષ જીવે છે જ્યારે પાદડા ખરી જાય ત્યારે પણ તેના તત્ત્વો રસમા ભરાઈ જાય છે પાદડા દ્વારા મેળવેલુ પોષણ રસ મારફતે નીચે આવેલા મૂળીઆમા એકઠુ થાય છે, અને મનુષ્યોની દૃષ્ટિથી અદૃશ્ય ત્યા તે રહે છે પણ વસતઋતુ આવે છે, શીઆળો પુરો થાય છે, પક્ષીઓના મધુરગીત આપણે કાને પડવા લાગે છે, અને કુદરત નવા પોશાકમા પ્રકટ થવા પ્રયત્ન કરે છે રસ થડ મારફતે ઉંચે ચડે છે, અને ડાળીઓ સુધી પહોચી જાય છે તે જીવન આપનાર રસ વૃક્ષના દરેક ભાગને પહોચી જાય છે તે જીવન આપનાર રસ વૃક્ષના દરેક ભાગને પહોચે છે વૃક્ષને કળીઓ આવવા લાગે છે નવા પાદડા દેખાવા લાગે છે, અને એકવાર ફરીથી તે વૃક્ષ ઉનાળામા શોભીતુ બને છે અને વૃક્ષ જીવતુ રહે તે માટે પાદડા પોષણ આપનારા તત્ત્વો હવામાથી ખેચવાનુ કામ આરભે છે,

મનુષ્યનુ જીવન પણ આવા જ પ્રકારનુ છે મનુષ્યનો આત્મા વૃક્ષ જેવો છે તે દિવ્ય બીજ છે, જેને માનુષીજીવનરૂપી ધરતીમા વાવવામા આવ્યુ છે વૃક્ષના પાદડા તે મનુષ્યની જીંદગીઓ સમાન છે સર્વ દેખે તેમ તે પ્રકટ થાય છે કે જેથી તે પાદડા પોષણ મેળવી શકે અને તે એવા રૂપમા ફેરવી નાખે કે જેથી આત્માની ખીલવણી થાય. તે પોષણ મેળવે છે, અને સ્વરૂપ પોતાનો અનુભવ અર્પણ કરે છે તે પાદડા ખરી પડે છે અને નાશ પામે છે અને સુકા પાદડાને કા તો બાળવામા આવે છે અથવા તો ક્બરમા દાટવામા આવે છે. પણ જીંદગીના અનુભવરૂપ રસ તો આત્મા તરફ વળે છે અનુભવ દ્વારા જે પોષણ જીંદગીને પૃથ્વીપર મળ્યુ તે પોષણ તે આત્માને આપે છે આત્મામા તે અનુભવ શક્તિરૂપે પરિણમે છે, અને જ્યારે ફરીથી જન્મ લેવાનો પ્રસગ આવે છે, ત્યારે જેમ વૃક્ષ નવા પાદડા પ્રકટાવે છે, તેમ આત્મા નવો જન્મ લે છે ફરીથી આત્મા જીવન બાગમા ખેલે છે, અને ફરીથી પોષણ મેળવે છે અને તે દ્વારા આત્મા વિકાસ પામે છે ઉપર પ્રમાણેનો સબધ આત્મા

અને તેના દેહો વચ્ચેનો–અમર અને નાશવંત તત્ત્વો વચ્ચેનો–છે. તમારૂં જીવન વૃક્ષનાં પાંદડાં જેવું છે અને તમે વૃક્ષ જેવા છો કે જે વૃક્ષ મરતું નથી પણ નવાં પાંદડાંને જન્મ આપ્યા કરે છે.

આ યથાર્થ સમજવામાં આવે તો તમને આત્માના સ્વરૂપનો ખ્યાલ આવી શકે. આત્મા શરીરો દ્વારા જોઇતું પોષણ મેળવી લે છે, પણ પોતે તો જન્મતો નથી. તેમ મરતો પણ નથી, પણ પોતાની અનંત શક્તિઓમાંથી અમુક શક્તિઓ પ્રકટ કરે છે કે જે ઉપરથી મનુષ્ય કેટલો વિકાસ પામ્યો છે, તે સમજી શકાય છે.

આત્માનું અમર જીવન મર્ત્ય શરીરમાં જ્યારે પ્રકટ થાય છે ત્યારે તે જીવનના વિકાસનો આપણને ખ્યાલ આવે છે. આપણે પ્રથમ જણાવી ગયા તેમ આત્મા તે પ્રભુનો અંશ છે. શ્રીકૃષ્ણ આત્માને પોતાના અંશ રૂપ જણાવે છે, અને તે ઉપરથી આત્માના ગુણોનો આપણને સહજ ખ્યાલ આવે છે. અને તે ઉપરથી આપણે દુનિયાના જડ જીવનમાં ગુંથાયેલા હોવા છતાં આત્મિક જીવન આપણામાં ક્યારે પ્રકટ થાય. તે પણ આપણા સમજવામાં આવે છે.

આપણે જાણીએ છીએ કે પ્રભુના ત્રણ મહાન્ ગુણો છે, અને જો મનુષ્ય પ્રભુનો અંશ હોય તો તે જ ગુણો મનુષ્યમાં પણ જણાવા જોઇએ. પ્રભુમાં તે ગુણો અમર્યાદિત છે. ત્યારે મનુષ્યમાં તે મર્યાદિત હોય છે પ્રભુમાં તે પૂર્ણ છે, ત્યારે તે ગુણો મનુષ્યમાં ખીલતા જતા હોય છે. પ્રભુના ત્રણ ગુણોમાંથી એક ગુણ શક્તિ છે; કારણ કે તે દુનિયાનો રાજા છે. અને તે શક્તિનું પ્રતિબિંબ મનુષ્યમાં પડે છે, ત્યારે તે પ્રતિબિંબ ઇચ્છાશક્તિ રૂપે પ્રકટ થાય છે આ ઇચ્છાશક્તિ ગમે તેટલી દબાયલી અથવા મર્યાદિત હોય તો પણ તે **પ્રભુની શક્તિ** છે પ્રભુમાં પૂર્ણ સ્વભાન છે, જે વડે તે પોતાને જાણે છે અને પોતાની અંદર રહેલ સર્વ કાંઇ જાણે છે કારણ કે પ્રભુ સિવાય બીજું કાંઇ છે જ નહિ, તે જ એક અદ્વિતીય છે. એજ રીતે મનુષ્યમાં આપણે બીજું સ્વરૂપ જ્ઞાનનું જોઇએ છીએ તે આપણને મનુષ્યમાં રહેલી દિવ્યતાનો સાક્ષાત્કાર કરાવે છે, તે સમયે મનુષ્ય શબ્દોથી નહિ પણ ખરેખર કહી શકે છે. **સોઽહમ્** "હું તે છું." તે જ્ઞાન એજ ખરૂં જ્ઞાન છે, અને તે સિવાયના જ્ઞાનને શાસ્ત્રોમાં અજ્ઞાન તરીકે ગણવામાં આવ્યું છે. અને પ્રભુની ઉત્પાદક શક્તિ મનુષ્યમાં મનરૂપે પ્રકટ થાય છે. આ ઉત્પાદક શક્તિવડે મનુષ્ય બધી વસ્તુઓ નવી બનાવે છે.

આ પ્રમાણે જો આપણે મનુષ્યનો ત્રિવિધ સ્વભાવ જાણીએ અને તેની સાથે ને મનુષ્યમાં ઇચ્છાશક્તિ, જ્ઞાન અને ઉત્પાદકશક્તિ છે, તેનો ખ્યાલ લાવીએ તો પછી પ્રશ્ન એ થાય છે કે આ આત્મિક ગુણો તેના સામાન્ય જીવનમાં કેવી રીતે પ્રકટ થાય છે અથવા તો માનુષી જીવનની પ્રવૃત્તિઓ કરતાં દિવ્ય જીવનની પ્રવૃત્તિઓને ભિન્ન ઓળખાવનારાં કયા તત્ત્વો છે, તે આપણે કેમ જાણી શકીએ?

આપણે માનુષી જીવનને તેની ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિક પ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશું? મનુષ્ય વિષયસુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધમે છે, સામાજીક પ્રતિષ્ઠા માટે પ્રયત્ન કરે છે,' અને રાજકીય સત્તા મેળવવા મથે છે.

(અપૂર્ણ.)




( લે. ડૉ. વાણુવિહારી )

## પાઠ—પહેલો.

શક્તિનો પરિચય—શકિતની બેટરી—આત્માના અંતઃપ્રવાહનું અસ્તિત્વ.

**શકિતનો પરિચય.**—આ વિષય ગભીર જણાવવાના એટલું જ કહેવું બસ છે કે ભારે ભારે શબ્દો વાપરી શુદ્ધ ભાષા બનાવવાથી સાધારણ વ્યક્તિને ન સમજ પડે તેવું વીવેચન કરવું એ યોગ્ય ન લાગી સાદી ભાષાના સાદા શબ્દો વાપરવાથી વિદ્વાનો કદાચ આ વસ્તુને હસી કાઢે, એ વાત સંભવિત છે, છતા આત્મવિદ્યાના જીજ્ઞાસુને આ વિષય વાંચી બનાવેના નિયમોનો અભ્યાસ કરી અનુભવ લેવા સુચન કરવામા આવે છે.

મોટા મોટા તત્વવેત્તાઓના તત્વો જાણવા અને સમજવાની જેનામા શક્તિ નથી તેવાઓ પણ વાંચી સમજી અમલમા મુકી કાંઈક અરો તતવોને જીજ્ઞાસુતા થાય એવી મારી ઇચ્છા હોવાથી જેમ બને તેમ સહેલી ભાષા અને સાદા શબ્દોમાં જ હું સવગું વિવેચન કરવા ઈચ્છું છુ.

પોતાની સામાજીક સ્થિતિ સુધારવાની જેમને મહત્વાકાક્ષા છે તેવા નાના મોટા, ગરીબ તવગર, વિદ્વાન અવિદ્વાન દરેકને ઉપયોગી નીવડે એવા હેતુથી આજે આ લેખ લખવામાં આવે છે.

**શકિતની બેટરી**—મનુષ્ય દેહ એ એક જાતની બોલતી ચાલતી શક્તિની બેટરી છે. શક્તિ મેળવી તે બહાર ફેલાવવાનો ક્રમ આપણે હમેશા જાણે અજાણે કર્યા જ જઈએ છીએ. જાણી બુઝીને અગર તો જાણનાં અજાણતા આકર્ષણ અને નિવારણ-( નેગેટીવ અને પોઝીટીવ ) પ્રવાહો આપણે હમેશા ફેલાવતા જ હોઈએ છીએ. આપણા મિત્રના અંત-કરણપર વિશિષ્ટ પરિણામ લાવવા માટે આપણે તે પ્રવાહ જાણીને જ વહેવડાવીએ છીએ અને અજાણ્યા-કેવળ એક વખત જ જોએતાને-જોતાની સાથે જ સારો યા ખોટો અભિ-પ્રાય બધાઈ જાય છે તેવા સમયે જે પ્રવાહ વહે છે તે આપણી અજાણમાં જ વહે છે. આ પ્રમાણે આપણે બીજા ઉપર અને બીજા આપણી ઉપર એમ અન્યોન્ય એક સરખા આ-કર્ષણના પ્રવાહો છોડીએ છીએ. પણ તે તરફ આપણુ મુખ્ય લક્ષ પણ હોતું નથી કે તેની કલ્પના સરખી આવતી નથી એ કેવુ શોચનીય છે.

**આત્માના અંતઃપ્રવાહનું અસ્તિત્વ**-ઉપરના વિવેચનપરથી હવે એટલું તો સિદ્ધ થયું કે આપણામાં કાંઈ પણ કાર્ય કરવાની કર્તૃત્વશક્તિ છે. પણ તેનુ સ્વરૂપ કેવુ છે? શુ એને

વિચાર શક્તિ હશે ? નહિ, તે વિચારશક્તિ ન હોય, કારણ કે જો તમારી અજાણમાં, તમારા મનમાં વિચાર પણ હોતો નથી, જ્યાં તે પોતાનું કાર્ય કરે છે. વિચારશક્તિની સાનિધ્યે તે કાર્ય કરે છે. ત્યારે શું તે વિદ્યુત્શક્તિ છે ? પણ વિદ્યુતશક્તિ એટલે એક અજ્ઞાત શક્તિનું નામ છે, તો પછી આ છે શું ? એ એક પ્રચંડ શક્તિ છે, અને તેને બીજું નામ આપવું અશક્ય હોવાથી, આપણે તેને આકર્ષકશક્તિ જ કહીશું, તે જ પ્રમાણે વિદ્યુત-શક્તિ સાથે તેની સામ્યતા હોવાથી તેને અંતઃપ્રવાહ પણ કહી શકાય. વિદ્યુત્શક્તિ પ્રમાણે અતઃસ્વરૂપ અજ્ઞાત રહેલી આ શક્તિને આપણા કબજામાં લેઈ આપણે તેનો ઉપયોગ કરી શકીએ તેમ છે.

તેનો વાસ ક્યાં છે, તે કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે જાણવું કેવળ ગુહ્ય છે, જેવી રીતે જીવન-જ્યોતનો આપણે અવાજ કરી શકતા નથી અને તે સબંધી આપણે એટલું જ કહી ચુપ થવું પડે છે કે જીવનજ્યોત એ કાંઇક છે, તેવી જ રીતે આ શક્તિ સબંધી પણ આપણે માન્યતા એ જ સ્વિકાર કરવો જોઈએ. અને તેને ઉપયોગમાં લેવી જોઈએ.

## પાઠ-બીજો

**આકર્ષક શક્તિનાં વિશેષ લક્ષણો-શાંતીની ભાવના-દ્રષ્ટિ વિશિષ્ટત્વ-વિનય-**
અશક્ત માણસ વધારે અશક્ત થતો જાય છે અને સશક્ત વધારે શક્તિ મેળવે છે—આકર્ષક માણસ બડબડીયો હોતો નથી—તે હલકા મનનો હોતો નથી—તેની વર્તણુક વિશિષ્ટ નિયમાનુસારી હોય છે—તે લોકપ્રિય હોય છે. તમારો પ્રેમ તેની યાચના સિવાય તે પ્રાપ્ત કરી શકે છે—તમારી જ શક્તિનો તે ઉપયોગ કરે છે.

આકર્ષણ શક્તિનાં વિશેષ લક્ષણો-આ લક્ષણો તપાસતાં પહેલાં, આપણી આસપાસનાં માણસોનું સૂક્ષ્મ રીતે નિરિક્ષણ કરી તેઓ ઉપર થતા પોતાની શક્તિના પરિણામો અનુભવવા જોઇએ, તે જ પ્રમાણે તેમના સ્વભાવમાં થતો જતો મુખ્ય તફાવત અને વિશિષ્ટ ગુણોનું પર્યવસાન લક્ષમાં લેવું જોઇએ

આકર્ષક માણસના ગુણો આપણા જાણવામાં આવ્યા છે આ શક્તિ સ્ત્રી અને પુરૂષમાં સરખા જ પ્રમાણમાં હોય છે. પણ વાક્યરચનામાં સુગમતા થઈ પડે માટે આપણે તે શક્તિને નાન્યતર જાતિથી જ સંબોધીશું.

અપૂર્વ ભાગ ખાસ છે વળી થોડા વખત પહેલા તે શક્તિ તમારામા પણ હતી તમે માનો અગર ન માનો પણ તે વ્યક્તિએ તમારા જતા પહેલા પોતાની તે શક્તિ પોતાની આસ પાસ ફેલાવી મુકી હતી, અને તમે તેની પાસે જતા જ તમારામા રહેલી શુભશક્તિને તેણે પોતાની ફેલાવેલી શક્તિથી આકર્ષી લીધી કે જેની તમને મુદ્દલે જાણ ન થઈ પણ હાલ એ બાબત આપણને કાંઈ પ્રયોજન નથી

**દૃષ્ટિ વિશિષ્ટત્વ**—હવે આપણે તે વ્યક્તિનુ વિશેષ બારીકાઈથી નિરીક્ષણ કરીએ એટલે તમારાપર તેણે જે જાદુ કર્યું છે તેનો કાંઈક પત્તો લાગશે

પ્રથમ તો તેની દ્રષ્ટિ તરફ જુઓ તેની નજર તમારા તરફ વળી છે, પણ તેણે તમારા પર નાટક કર્યું નથી તેણે તમારાથી નજરેનજર મેળવી નથી બારીકાઈથી તપાસો જુઓ તેની નજર તમારી ભમરોની મધ્યબિંદુમા છે કે નહિ ? તેની તે ભેદક દૃષ્ટિ તમો કષ્ટથી સહી શકો છો તે દૃષ્ટિ જાણે તમારા હૃદયને ભેદીને તમારા હૃદયમા સમાતી ન હોય ! આ પ્રમાણે તેની દૃષ્ટિ તમારા હૃદયને વિદિર્ણ કરી હૃદયમધ્યથી મૂકે છે, છતાએ તેમા તમને અહિત જેવુ કશુએ લાગતુ નથી આ નજરમા તમને ઉધતાઈ જેવુ કશુએ જણાતુ નથી જ્યારે તમો તે વ્યક્તિ સાથે વાત કરો છો ત્યારે તેની દૃષ્ટિ તમારી નજર સાથે મળતી નથી. પહેલા તો તે તમારૂ ભાષણ શાતચિત્તે સાભળે છે, અને પછી તે ઉપર તે પોતાનો અભિપ્રાય આપે છે તે વ્યક્તિ જ્યારે પોતે તમારી સાથે વાત કરે છે ત્યારે તે ફક્ત તમારી તરફ નિશ્ચયાર્થક અને અધિકારદર્શક પણ પ્રેમાળ દૃષ્ટિથી તમારી તરફ જુએ છે તે દૃષ્ટિ વિધાયક છે એમ પણ કહી શકાય તેમ નથી અગર તે દૃષ્ટિને નિશ્ચયાર્થક પણ કહી શકાય તેમ નથી.

**વિનય**—તમે જ્યારે તે વ્યક્તિ સાથે વાત કરો છો ત્યારે તે તમારૂ ભાષણ નમ્રતા પૂર્વક સાભળી લે છે જાણે તેના રૂંવેરૂવામા વિનય પ્રસરી ન ગયો હોય ! પણ આ બહિરંગ શાતિની નિચે દુર્દમનીય ઇચ્છાશક્તિ છુપાએલી છે તમે સ્પષ્ટ રીતે જોઈ શકો છો તે વ્યક્તિમા એક વિશિષ્ટ અધિકાર તમારા જોવામા આવે છે તેનો જન્મ બીજાઓપર પોતાની આજ્ઞાએ ફરમાવવા માટે હોય છે ટુકામા એમ કહી શકાય કે તેના સબધે તમારી એવી જ ભાવના બધાઈ જાય છે કે " તેને શુ જોઈએ છે તે તે પોતે સારી રીતે જાણે છે પણ તે વસ્તુ મેળવવા માટે કાંઈ પણ પરિશ્રમ અગર તો ઉતાવળ કરતો નથી તેમ જ તે મેળવવા તે કાંઈ પણ પ્રકારની ધાધલ કરતો નથી. કારણ કે તે સારી રીતે જાણે છે કે જે વસ્તુ મારે જોઈએ છે તે અવશ્ય વખતસર આવી મળશે." આ છેવટના વાક્યે તમારૂ મનોગત વિશેષ સ્પષ્ટ થયુ છે તે વ્યક્તિ સારી રીતે જાણે છે કે જ્ઞાન એ જ શક્તિ છે

અશક્ત માણસ વધારે અશક્ત થતો જાય છે અને સશક્ત વધારે શક્તિ મેળવે છે ધનિકોનો અમલ ઋણિઓપર ચાલવો જ જોઈએ એવો એક નિયમ છે ઋણિઓપર ધનિકોનો અમલ ચાલે છે એને સ્પષ્ટ શબ્દોમા કહીએ તો ઋણિઓ પોતાની શક્તિનો કાંઈક ભાગ ધનિકોને આપે છે "જેની પાસે કાંઈ પણ હોતું નથી તેના પાસેથી પણ જે કાંઈ થોડુ હોય છે તેમાથી તે જાય છે' તમારા આજતના જ્ઞાનથી આ શબ્દોવડે નવો જ અર્થ તમારા લક્ષમા આવવો જોઈએ. આ શબ્દો જ તેવા છે, કેવળ ઉપરની દૃષ્ટિથી જ નહિ, તો ભાવના દૃષ્ટિએ પણ તે શબ્દો ખરા છે.

આકર્ષક માણસ બડબડીયો હોતો નથી—હવે આપણે ઉપરની વ્યક્તિની વાતચીત પર લક્ષ આપતા આપણને શું જણાઇ આવે છે, તેનો વિચાર કરીએ, શું તેની પાસેથી તમને કોઇ પણ જાતની નૂતન માહિતી મળે છે ? અને જો કદાચ કાંઇ પણ જાણવાજોગ મળતું હોય તો તે ઘણુંજ ટુંકુ અને થોડા શબ્દોમાં જ તેનો સમાવેશ થયેલો હોય છે, અને તેના તે થોડા શબ્દો સુદ્ધાં એવા હોય છે કે તેમાં તેના પોતાની બડાસ્યો અગર સ્તુતિ કે આત્મશ્લાઘાનો તો એક શબ્દ હોતો નથી. તે જે જે કાંઇ કહે છે, તે તમને જો કે મહત્વતાદર્શક ભાસતું હોય તોપણ તે વાત વાસ્તવિક રીતે જોવા જતાં તદ્દન ક્ષુલ્લક હોય છે.

તે કોલ્હામનનો એટલે કે દુર્મુખ, મનસ્થ કે અંદર એક બહાર બીજું, એવો હોતો નથી. વળી એક વખત લક્ષ આપો, તે કોલ્હામનનો હોતો નથી, તેની વાતચીત પર તમારો એટલો બધો ભરૂસો બેસી જાય છે કે, તેણે જેટલું કહ્યું તેથી પણ તે તમને વધારે કહી શકે તેમ છે એટલે કે તે તમારી ઉત્સુકતા વધારે છે પણ તે તમને છેતરે છે એવી ભાવના એ થવા દેતો નથી. કારણ કે તે તમને ફસાવે છે એવી ભાવના તમારા હૃદયમાં ઉત્પન્ન થતા તેની સરળ દ્રષ્ટિ અને સરળ સ્વભાવ તેવી ભાવના કરવામાં વાંધો લાવે છે. વળી જેટલો જેટલો તમારો તેનો વધારે પરિચય થતો જાય તેમ તેમ તેની વર્તણુક તથા સ્વભાવ અને વાતચિતથી તમારી હૃદયદેવતા તમને ખાત્રી આપે છે કે તમારી તેનાપર શ્રદ્ધા કે ભક્તિ યાને ભરૂસો બેસવા તેણે એક દીવસ પણ તમારી સાથે ધુર્તતાઇ કરી નથી. તેના વિચારની ભાવનાઓ ( વાયબ્રેશન ) એટલે કે મોજા લોકપ્રિયતા કરતાં પણ વધારે આગળ વધેલા છે. જેવી રીતે તમે આજે આ વિદ્યા શિખવાનો પ્રારંભ કર્યો છે, તેવી રીતે તેણે પણ જ્યારે આ વ્યક્તિક આકર્ષકના અભ્યાસની શરૂઆત કરી હશે, તે સમયે તે પણ આ નવપરિસ્થીત શક્તિથી કદાચિત્ ફુલાયો હશે પણ હાલ તો તેણે આ સ્તુતિ પ્રદેશ ઓળગી તેની ઉપરના પ્રદેશમાં પ્રયાણ કર્યું છે. તેણે અભિમાનની હદને ઉલ્લંઘી તે આગળ વધ્યો છે કારણ કે કોઇ પણ હમેશા એક જ સ્થળે બેસી રહેતા નથી. પ્રગતિકાળ હજુ પૂર્ણ થયો નથી, અને તેથી જ પ્રગતિના છેવટના પગથીએ હજુ કોઈ પહોચ્યો નથી.

તેની ચાલચલકત વિશિષ્ટ નિયમાનુસારી હોય છે—જે સમયે તે માણસ લોકપ્રિય, વજનદાર, સંપત્તિવાન, અને સુખી થયો તે જ સમયે તેને કાર્યકારણ ભાવનું સયુક્તિક ફળ મળવાથી એટલે કે ધનિકો જેવી રીતે ઋણિઓ પાસેથી પોતાના પૈસા વસુલ કરી લે છે તે પ્રમાણે તેણે ઉપર વર્ણવ્યા તેવા ગુણો હસ્તગત કરી લીધા અને પછી તેણે આગળ ડગલું ભર્યું છે. જેથી કરીને તે લોકપ્રિય થયો, તેજ ગુણોના પ્રાબલ્યે કરી વચ્ચે કયાંય ન અટકતાં તેણે સંપત્તિ મેળવી. આકર્ષણ શક્તિવડે તેણે અધિકાર જમાવ્યો, તે જ બળની સહાયતાથી તેણે ઇતર જનોના મન આકર્ષ્યા અને તેને સંપત્તિની જરૂર પડતાં તે જ શક્તિવડે કરી તેણે સંપત્તિનું પણ આકર્ષણ કર્યું.

તે લોકપ્રિય હોય છે—યાચના શિવાય તે તમારો પ્રેમ સંપાદન કરે છે. જુઓ આપણે વાત કરતા કરતા આગળ જ વધ્યાં, આ વાત આપણા આ પાઠની બહારની છે આ આકર્ષક માણસે તમારા મનપર શી અસર કરી છે ?

શું તમારી મનોદેવતા તમને એમ નથી કહેતી કે તેનો વધારે ઘાડો પરિચય થાય તો સારૂં ? તમો બન્નેમાં અરસપરસ એક વિશિષ્ટ પ્રકારની સહાનુભૂતિ છે અને તે એટલી તો

ગુઢ છે કે, તેનો તમારાથી ઉકેલ પણ થઇ શકતો નથી. દારૂનું મન જેવી રીતે ધાવણા બાળક તરફ દોરાય છે તેવી રીતે તમારૂં મન તેના તરફ દોરાય છે, અને તેણે જો કે તમને છુટા કર્યા હોય તોપણ તમો તેને તજી શકતા નથી તમારાથી તેને વિસાર્યા વિસરાતો નથી

તે તમારી જ શક્તિનો ઉપયોગ કરે છે તેની સાથેની કરેલી વાતચિતનું જો તમે સ્મરણ કરશો તો, તો ખુલ્લી રીતે તમારા ધ્યાનમાં આવશે કે તમે તમારૂં પોતાનું મગજુ જ્ઞાન અજાણતા તેને આપતા હતા તમે પોતેજ તેની સ્વાનુભૂતિ મેળવવા માટે તલપાપડ થઈ રહ્યા હતા તમારા બન્નેમાં તમે આપનાર અને તે લેનાર હતો કેમ આ વાત ખરી છે કે નહિ? બરોબર છે એમ જ થયું છે, તમો આપતા હતા અને તે લેતો હતો ને તેના મનમાં કાંઇ પણ અન્ય બાબતની ઇચ્છા હોત, તો જે કાંઇ આજ્ઞાઓ, વિચાર અગર કાંઇ પણ વેશ તમને લેવરાવત અને તે કાર્ય તમે ખુશીથી સ્વિકારત મદારી જેમ વાંદરા, માકડાને નચાવે છે તેમ તે તમને નચાવી શકત

'આમ થવાનું કારણ શું?' 'એમ શામાટે થવું જોઇએ?' એટલે કે તે એક નિયમ છે તે તે નિયમ સારી રીતે જાણે છે અને તમે તે જાણતા નથી, પણ તેની તેવી ઇચ્છા નહોતી અને તેથી જ તેણે પોતાને અનુકુળ પરિણામ આવતા તમોને તજી દીધા તેને સ્વશક્તિનું જ્ઞાન હતું માટે તે તેમ કરી શક્યા જેવી રીતે મધમાખી ફુલમાંથી મધ લેઈ ચાલતી થાય છે પણ ફુલને ઇજા થવા દેતી નથી તેમ તેણે તમારામાંથી થોડીક આકર્ષણ શક્તિ લીધી અને પોતાનો માર્ગ સુધાર્યો

---

## પાઠ ૩ જો.

### અનાકર્ષક ( POSITVE ) વ્યક્તિનાં વિશેષ લક્ષણો—કચકટીયો સ્વભાવ-અધીરાઇ-તેનું કારણ શું-દરેક બાબતમાં તેને અપજશ મળે છે.

**અનાકર્ષક વ્યક્તિનાં વિશેષ લક્ષણો.**—અનાકર્ષક એટલે જે પોતે આકર્ષાઇ શકતો ન હોય તેવી વ્યક્તિ શું તમે ઓળખી શકો છો? ના જી તો સાંભળો હું તેનું વર્ણન કરૂં છું પણ તે પહેલા હું જે એક વાત કહું તે ધ્યાનમાં રાખજો, તે વાત એ છે કે આવી વ્યક્તિ ઉપર જણાવેલી આકર્ષક વ્યક્તિથી કેવળ વિરૂદ્ધ હોય છે અનાકર્ષક વ્યક્તિને જોતા જ આપણને તે વ્યક્તિપ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થાય છે એવી તે વિચિત્ર આકૃતિ હોય છે, જો તમે પોતે જ ચીડીયા સ્વભાવના હશો તો આ વ્યક્તિને જોતા તમને વધારે જ ચીડ ચડશે જો તમે પોતે આજારી ( માંદા ) હશો તો આવી વ્યક્તિના દર્શનથી તમારો મંદવાડ વધશે અને જો તમો શાન્તવૃત્તિના હશો તો આવી વ્યક્તિનો સહવાસ તમને ત્રાસદાયક થઇ પડશે, આવી વ્યક્તિના સહવાસથી તમારા અન્તરઆત્મામાં ભારે જ ફેરફાર થશે પણ તે સહન કર્યા શિવાય તમારો છુટકો નથી, જો કે આવો મનુષ્ય અંતઃકરણપૂર્વક તમારી કાળજી લેતો હોય છે, તે હમેશા એવી ફરીયાદ કરતો હોય છે કે લોકો મારા કૃત્યનો વિપર્યાસ કરે છે, જેથી તેવી વ્યક્તિ હમેશા કાગળ, નશીબ અગર પોતાના સ્નેહી સોબતી ઉપર કાતરીયા ખાતો હોય છે.

**કટકટીયો સ્વભાવ**—આવી વ્યક્તિને તમો કદી જ સંતોષી જોશો નહિ; તેનું બોલવું ચાલવુ હમેશા હીસાબ વગરનું હોય છે. તેવી વ્યક્તિ પોતાનાં ગુપ્ત કૃત્યો પોતાના મોંએ જ જગજાહેર કરે છે, તે કેવળ તમોગુણનો દાસ જ હોય છે. શાંતિનુ સ્વપ્ને પણ તેને નામ સરખું સાંભળવા મળતું નથી, તેમજ સદ્વિવેક તો તેણે જન્મે સાંભળ્યો પણ હોતો નથી. તેનો ચેહરો ગંભીર પણ હોતો નથી તેમ મોહક પણ હોતો નથી. તમે તેની સેજ સ્તુતિ કરો પછી જુઓ કે તે કેવો ખીલે છે, તરત જ તે પોતાનાં ગુપ્ત રહસ્યો ખુલ્લાં કરવા મંડી જશે. મેજ તેનાં વખાણ કરી મોટો ભા કરી તેની આત્મપ્રીતિ પર સેજ આઘાત કરો કે તે તમારી સાણસીમાં સપડાયો જ સમજો. આવી રીતે તેની સ્તુતિના પરિણામે તમે તેને જ્યા નસાડવો હોય ત્યાં સહેજમાં નસાડી મુકશો.

**અધિરાઇ**—આવી વ્યક્તિ તમારાથી દુર ખસતાં તમોને સંતોષ થશે. જાણે તમારી સહનશીલતાની તેણે પરિક્ષા જ ન લીધી હોય ! કારણ કે તેના તે પરિણામમાંથી તમારો બચાવ કેવી રીતે કરવો તે વિદ્યા તમે શિખ્યા નથી. જો તે તમને આવડતું હોત તો થોડી પણ આકર્ષણશક્તિ તમો બચાવી શક્યા હોત, તેજ પ્રમાણે જો ધારત તો કદાચ તેની કમ તાકાતનો ફાયદો પણ લેઈ શકત.

**તેનું શું કારણ હશે વારૂ ?**—તેનામા આ આકર્ષક શક્તિ ન હોવાનુ શુ કારણ હશે વારૂ ' તેનો જવાબ ઘણો જ સહેલો છે કારણ કે તે પરાવલંબી છે. તે ત્રણ શક્તિ છે, તે ઘણા જ લહેરી માણસ છે. પાછળ જણાવેલો આકર્ષક માણસ આ પ્રમાણે લહેરી સ્વભાવનો હોય છે ખરો કે ? નહિ, તે તો એક અધિકૃત શક્તિ છે કારણ કે તે પરિસ્થિતિનું દમન કરી શકે છે કારણ કે તે પરિસ્થિતિનુ દમન કરી આસપાસનાઓનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે

**અનાકર્ષક માણસ**—દરેક બાબતમાં અપજશ મેળવે છે. હવે આ અનાકર્ષક માણસ તરફ નિહાળો, તેની મુદ્રાપરથી જ તે અનિયમિત જણાય છે. હવે આ અનિયમિતપણાનુ તેને જ્ઞાન હો અગર ન હો. તે શક્તિ વગરનો હોય છે તેની હમેશાં કાઇને કાંઈ ફરીયાદ હોય છે અને તેની આ આવી સશયિત મનસ્થિતિને લીધે કદી જ તેને યશ પ્રાપ્ત થશે નહિ. તે પોતાના વિચારને ચોતરફ ફેલાવે છે, અને તેવી રીતે તે પોતાની શક્તિનો દુરૂપયોગ કરે છે, જેથી કરીને કાર્યકારણ સબંધના અનુબંધ નિયમાનુસાર દરેક બાબતમાં અવનત થવાની શિક્ષા તેવા માણસને કરવામા આવેલી હોય છે. અર્થાત તેને પોતાનું એવુ કાંઇ જ હોતુ નથી. આ પ્રમાણે આ બે પ્રકારના નમુના તમારી આગળ મુકવામાં આવે છે. તેનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરો. પહેલો નમુનો આદરણીય અને અનુકરણીય હોઈ બીજો નમુનો દૂર કરવા યોગ્ય—તજવા લાયક છે. સખ્તાઈથી પાળવામા આવતા એકાદ મહત્વના નિયમ પ્રમાણે નીચેનું વાક્ય તમારા કાનમાં તમરાના અવાજ પ્રમાણે ગણગણવા દો ' તમારાં દુ:ખો તમારા જ અંતઃકરણમા છુપાવી રાખો ' ' સહાનુભૂતીની અપેક્ષા કરતા નહિ, તેમ જ કોઇની પણ ખુશામત સાંભળશો નહિ. દરેક ઇચ્છાની શક્તિને સમજવાની કોશીશ કરો અને તેને કબજામાં લ્યો.

(અપૂર્ણ.)

# उपनिषदनी ब्रह्मविद्या

## श्री श्वेताश्वतर उपनिषद्.

( અનુસધાન ગતાંકથી )

## ચતુર્થ અધ્યાય

### પરમાત્મ નિરૂપણ

જે પરમાત્મા એક તથા જાતિથી રહિત છે છતાં અનેક શક્તિઓના યોગે કરી અનેક વર્ણોને તેઓની આવશ્યકતા પ્રમાણે ઉત્પન્ન કરે છે તથા પ્રલય સમયે જે પરમાત્મામા આખું જગત્ લયને પામે છે, તેને દેવ કરી કહેવામા આવે છે. આવી શક્તિવાળા દેવ અમને સારા પ્રકારની બુદ્ધિ આપો. ૧

તે બ્રહ્મનું સ્વરૂપ અગ્નિરૂપ છે, તે આદિત્યરૂપ છે, તે વાયુરૂપ છે, તે ચંદ્રરૂપ છે, તે પ્રકાશવાન તારાઓ રૂપ છે, તે બ્રહ્મરૂપ છે, તે જળરૂપ છે તથા તે પ્રજાપતિ રૂપ છે. ૨

હે પરમાત્મન ! આપ સ્ત્રીરૂપ છો, આપ મનુષ્યરૂપ છો, આપ કુમાર રૂપ છો, તથા આપ કુમારી રૂપ છો, પોતાની લાકડી લઇને ચાલતા વૃદ્ધ પુરૂષરૂપ આપ છો, આપ જન્મને પામેલા દેખાઓ છો તથા આપનુ મુખ વિશ્વરૂપ છે. ૩

આપ કૃષ્ણવર્ણવાળા પતંગરૂપ છો, રાતી આંખવાળા લીલા રંગના પક્ષીરૂપ અર્થાત્ શુક-રૂપ આપ છો, આપ જેના મધ્યભાગ વિષે વિદ્યુત રહેલી છે એવા મેઘરૂપ છો, આપ ઋતુ-ઓરૂપ તથા સમુદ્રોરૂપ છો, આપને જો કે આદિ નથી, છતાં આપ સર્વને વ્યાપીને રહેલા છો. કારણુ આપથકી જ આ સર્વ ભુવનોની ઉત્પત્તિ થયેલી છે. ૪

જન્મથી રહિત એવો એક આત્મા, પોતાના ભોગને માટે રક્ત, શુક્લ તથા કૃષ્ણ વર્ણ-વાળી જન્મથી રહિત એવી એક માયાની સમીપ જાય છે તથા અનેક પ્રકારની પ્રજાઓને ઉત્પન્ન કરે છે. જન્મથી રહિત એવો અન્ય જીવ ભોગવેલા ભોગવાળી આ માયાનો ત્યાગ કરે છે. ૫

સાથે જોડાયલા તથા સખારૂપ બે પક્ષીઓ–જીવાત્મા તથા પરમાત્મા એક જ વૃક્ષને–દેહને વિષે રહે છે. આ બે પક્ષીઓમાંનું એક પક્ષી–જીવ પીપળાના વૃક્ષના મધુર ફળને અર્થાત્ કર્મના ફળનો ઉપભોગ કરે છે તથા બીજુ પક્ષી પરમાત્મા સાક્ષીરૂપે અર્થાત્ કર્મના ફળને નહિ ભોગવતો તેમાં રહે છે. ૬

આ જીવાત્મા પરમાત્માની સાથે એક જ વૃક્ષને વિષે રહે છે, છતાં જગતના સબંધને લીધે મોહ પામેલો તે જીવ પ્રભુપણાના અભાવને લીધે શોકયુક્ત થાય છે. પણ જ્યારે તે જીવાત્મા સઘળા સાંસારિક સબધથી રહિત રૂપે મહાન્ ઇશ્વરને–પરમાત્માને જુએ છે ત્યારે તે જીવાત્માના શોકની નિવૃત્તિ થાય છે. ૭

ઋગ્વેદને વિષે રહેલો અમૃત અક્ષરરૂપ, પરમ આકાશરૂપ તથા જેને વિષે સર્વે દેવો

રહેલા છે એવા દેવને જે મનુષ્ય ઓળખતો નથી તેવા પુરૂષને ઋગ્વેદની ઋચાઓ શા અર્થની છે ? પણ જેઓ આ દેવને ઓળખે છે, તે શ્રેષ્ટપદને પ્રાપ્ત થાય છે. ૮

ઋગ્વેદના ૭ દો, યજ્ઞો, ક્રતુઓ, વ્રતો તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન જે કાંઈ વેદો કહે છે તે સર્વ અમૃતરૂપ અક્ષરમાથી જ ઉત્પન્ન થયું છે. માયાયુક્ત તે પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરે છે. આને વિષે બીજો જીવાત્મા માયાના બધનથી બંધાયલો રહે છે. ૯

માયાને પ્રકૃતિરૂપ જાણવી જોઇએ તથા માયીને મહેશ્વરરૂપ જાણવા જોઇએ. ખરેખરી રીતે આ આખુ જગત્ પરમાત્માના અવયવરૂપ પચમહાભૂતવડે વ્યાપ્ત છે. ૧૦

જે એક છતાં પ્રથમ યોનિ તથા અન્ય યોનિના અધિષ્ટાતારૂપ છે, પ્રલય સમયે આ સર્વ વિશ્વ જેને વિષે લયને પામે છે, ઉત્પત્તિ સમયે ભિન્ન ભિન્ન પ્રકારે જેનામાથી ઉત્પન્ન થાય છે. જે સર્વના નિયતા છે, જે મોક્ષરૂપી વરના આપવાવાળા છે તથા જે દેવ સ્તુતિ કરવા યોગ્ય છે. તે પરમાત્માને જે કોઈ ઓળખે છે તે અત્યન્ત શાન્તિને અર્થાત કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૧

વિશ્વના અધિપતિ મહર્ષિ જે દેવતાને ઉત્પન્ન કરી તેઓને પ્રભાવ આપવાવાળા છે, જેમણે હિરણ્યગર્ભના જન્મને જોયો છે તે શ્રી રુદ્ર ભગવાન્ મને શુભ બુદ્ધિથી યુક્ત કરો

જે પરમાત્મા સર્વ દેવોના અધિપતિરૂપ છે, જેમને વિષે સર્વ લોકોનો આશ્રય રહેલો છે, તથા જે પરમાત્મા બે પાદવાળાં તથા ચાર પાદવાળા પ્રાણીઓ પર આધિપત્ય ભોગવે છે, તે દેવની હવિવડે અમે ઉપાસના કરીએ છીએ ૧૩

જે પરમાત્મા સૂક્ષ્મના કરતાં બહુ વધારે સૂક્ષ્મ છે, જે કાંઈ જડ વસ્તુ છે તેને વિષે જે પરમાત્મા વ્યાપીને રહેલા છે, જે અખિલ વિશ્વના સ્રષ્ટા છે, જે અનેક રૂપવાળા છે, જેઓ વિશ્વને સર્વ તરફથી વિટી ળીને રહેલા છે, જેઓ કલ્યાણરૂપ છે, તેમને જે કોઈ ઓળખે છે તે અનત શાતિને અર્થાત મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૪

સ્થિતિ સમયે જે પરમાત્મા આ જગતનુ રક્ષણ કરે છે, જેઓ સર્વ ભૂત માત્રોને વિશે ગૂઢ રહે છે, છતા અખિલ વિશ્વના અધિપતિરૂપ છે, તથા જેને વિષે બ્રહ્મચારીઓ અને દેવો મનની એકાગ્રતાવડે જોડાયલા છે તે શ્રી રૂદ્રભગવાનને જે કોઈ ઓળખે છે તે મૃત્યુનાં સર્વ બધનોને કાપી નાંખે છે. ૧૫

જેમ ઘીને વિષે મલાઇ સૂક્ષ્મરૂપે રહેલી હોય છે, તેમ જે પરમાત્મા અત્યત સૂક્ષ્મ થઇ સર્વ ભુતમાત્રોને વિષે ગૂઢ રહેલા છે જે એક છતા સર્વ વિશ્વને વ્યાપીને રહેલા છે. તે દેવને જે કોઇ જાણે છે તે સર્વ બધનોમાથી મુકત થાય છે. ૧૬

જે દેવ અખિલ વિશ્વના કરનારા છે, જેને મહાત્મા કરનારા છે, જેને મહાત્મા કરી કહેવામાં આવે છે, જે સર્વ ભૂતોના અત કરણને વિષે સર્વદા રહે છે, તે દેવ હૃદય, વિવેક તથા ધ્યાનની સહાયતાવડે વ્યક્ત થાય છે. આ દેવને જે ઓળખે છે તે અમૃતરૂપ થાય છે ૧૭

જે સમયે તપ હોતુ નથી અર્થાત્ જ્યારે સર્વ અવિદ્યાનો નાશ થયલો હોય છે, તે સમયે દિવસ કે રાત્રિ કાંઈ પણ રહેતુ નથી, તેમજ સત્ કે અસત્ કાંઇ પણ રહેતુ નથી એટલે કે સર્વ પ્રકારની ભિન્નતાઓનો નાશ થયેલો હોય છે. પણ કેવળ એક શિવ સ્વરૂપ જ રહેલ હોય છે આ શિવ અવિનાશીરૂપ તથા શ્રી સૂર્ય ભગવાનની સહાયતાવડે ઉપાસવા યોગ્ય છે, જે આ પરમાત્મામાથી બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થયેલી છે. ૧૮

ઉપરના સ્થાન વિષે નીચેના સ્થાન વિષે અથવા વચના સ્થાનને વિષે કોઈ પણ આ પરમાત્માને જાણી શકવા સમર્થ નથી. જે પરમાત્માનુ નામ અનંત મહારૂપ છે તેની સાદૃશ્યતા કોઈપણ વસ્તુની સાથે થઈ શકે એમ નથી. ૧૯

દર્શન વિષયને વિષે તેનુ રૂપ રહેતુ નથી, તેમ ચક્ષુવડે તેને કોઈ જોઈ શકતું નથી શુદ્ધ મન તથા બુદ્ધિની સહાયતાવડે હૃદયાકાશને વિષે રહેલા આ આત્માને જેઓ મળે છે, તે અમૃતરૂપે થાય છે ૨૦

આ દેવ અજન્મા છે, એમ વિચારી, સસારના દુ ખથી ક્ષુભિત થયેલો કોઈ એક જીવ નીચે પ્રમાણે સ્તુતિ કરતો જોવામા આવે છે હે રુદ્ર ! આપનુ કલ્યાણમય દક્ષિણમુખ મારૂ સર્વદા રક્ષણ કરો. ૨૧

હે રૂદ્ર ભગવન્ ! અમારા પુત્ર પૌત્રાદિકોનો નાશ મા કરો અમારા આયુષ્યનો નાશ મા કરો, અમારી ગાયોનો નાશ મા કરો, અમારા અશ્વોનો નાશ મા કરો ગુસ્સાની અદર અમારા વીર પુરૂષોનો નાશ મા કરો કારણ હવિષ સહિત અમે આપને સર્વદા બોલાવીએ છીએ. ૨૨

## પંચમ અધ્યાય

### બ્રહ્મનું સ્વરૂપ.

અવિનાશી તથા અનત પરમબ્રહ્મને વિશે વિદ્યા તેમજ અવિદ્યા ગુઢ થઇને રહેલા છે. અવિદ્યા ખરેખર નાશવાન્ છે તથા વિદ્યા ખરેખર નાશથી રહિત છે જે પરમાત્મા આ વિદ્યા તથા અવિદ્યાના નિયામક છે, તે આ બેઉથી ભિન્ન છે. ૧

આ પરમાત્મા એક છતા ઉત્પત્તિના દરેક કારણના નિયામક કહેવાય છે. આ પરમાત્માને અનેક રૂપો તથા ઉત્પત્તિના સર્વ કારણો વશ થઇ રહે છે સૃષ્ટિના આરભ સમયે આ દેવે પોતાના પુત્ર કપિલ ઋષિને જ્ઞાનોથી પૂર્ણ કર્યા હતા તથા જે સમયે તે પુત્રનો જન્મ થયો હતો ત્યારે તેની તરફ તે દેવ પૂર્ણ કૃપાદૃષ્ટિથી જોતા હતા ૨

આ દેવ માયાયુક્ત આ ક્ષેત્રને વિષે મનુષ્ય, પશુ, પક્ષી આદિ રૂપ દરેક જાળને ઘણા પ્રકારે કરી પાછો પ્રલય સમયે તેનો સહાર કરે છે, આ જ રીતે પૂર્વ સમયે મહર્ષિઓની ઉત્પત્તિ કરીને નિયામક મહાત્મા તે સર્વનાપર આધિપત્ય ભોગવે છે ૩

જેવી રીતે ઉપર, વચમા તથા નીચે એમ દિશાના સર્વ ભાગોને વ્યક્ત કરતા શ્રીસૂર્યભગવાન્ પૂર્ણ પણે પ્રકાશે છે તે જ રીતે ષટ્ઐશ્વર્યસપન્ન તથા શ્રેષ્ટ એવા પરમાત્મા એક છતા માયાના અનેક કાર્યોનાપર આધિપત્ય ભોગવે છે ૪

આ પરમાત્માદેવ જે અખીલ જગત્‌ના કારણરૂપ કહેવાય છે તે સર્વ વસ્તુના સ્વભાવને પરિપક્વ દશાને વિષે પહોચાડે છે આ પરમાત્મા સર્વ ભૂતમાત્રો જેઓ પોતાના કર્મના ફળોને ભોગવવાને યોગ્ય થએલા હોય છે તેઓને તેઓના યોગ્ય પરિણામને પહોચાડે છે આ દેવ એક હોવા છતા અખિલ વિશ્વનાપર આધિપત્ય ભોગવે છે. જે ગુણો જે જે વસ્તુઓના હોય છે, તેઓને વિષે તે તે ગુણો યોજે છે. ૫

વેદોને વિષે જેમ ઉપનિષદો ગૂઢ રીતે રહેલાં છે, તેમ આ દેવ ઉપનિષદોને વિષે ગૂઢ રહેલા છે. આ દેવને બ્રહ્મા વેદોના કારણરૂપ અથવા હિરણ્યગર્ભના કારણરૂપ જાણે છે. પૂર્વના દેવો તથા ઋષિઓ જેઓ આ પરમાત્માને ઓળખતા હતા, તેઓ ખરેખર તેના સ્વરૂપરૂપે અર્થાત અમૃતરૂપે થયા હતા. ૬

સત્વાદિ ત્રણ ગુણોવડે યુક્ત જીવાત્મા જે ફળને અર્થે કર્મનો કર્તા હોય છે તે જ જીવ આ કર્મોનો ઉપભોક્તા હોય છે. અનેક પ્રકારના રૂપોને ધારણ કરતો સત્વાદિ ત્રણ ગુણ વાળો, સદગુણ દુર્ગુણ, અથવા જ્ઞાન આ ત્રણ માર્ગમાંથી કોઇ પણ માર્ગને ગ્રહણ કરનારો તથા પચ પ્રાણાદિઓનો અધિપતિ જીવાત્મા પોતાના કર્મને લીધે એક જન્મથી બીજા જન્મને વિષે એમ અનેક જન્મોમા ભ્રમણ કર્યા કરે છે. ૭

જે પરમાત્મા અગુષ્ટ જેટલા પ્રમાણવાળા છે. જે પ્રકાશમા શ્રીસૂર્યભગવાન્ સદશ છે. જે સકલ્પ તથા અહકારવડે મુક્ત છે તથા જે જીવાત્મા બુદ્ધિના ગુણને લીધે તથા શરીરના ગુણને લીધે પરમાત્માથી ભિન્ન અર્થાત અન્યરૂપે જોવામાં આવે છે. તે ભમરડાની આરીના અગ્રભાગ જેટલા સૂક્ષ્મ છે ૮

શરીરને વિષે રહેલો જીવ એક વાળના અગ્ર ભાગને સો ગણા ભાગ કરીએ તથા તે સોમા ભાગને પાછા સોગણામા વિભક્ત કરીએ, તેના જેટલો સૂક્ષ્મ છે. આ જીવાત્માને અનત રૂપે કરી માનવામાં આવે છે. ૯

આ જીવાત્મા સ્રીરૂપ નથી, તે મનુષ્યરૂપ નથી, અથવા નપુસકરૂપ નથી. જે જે શરીરને તે ધારણ કરે છે, તેને વિષે તે રહે છે. ૧૦

જેવી રીતે અન્ન અને જળના ઉપયોગથી શરીરની વૃદ્ધિ થાય છે, તે જ પ્રમાણે દેહી આત્મા સકલ્પ, સ્પર્શ, દષ્ટિ, તથા મોહને લીધે પોતાના કર્મને અનુસાર અનેક યોનિઓને વિષે અનેક પ્રકારના રૂપોને ધારણ કરે છે. ૧૧

દેહી આત્મા પોતાના ગુણોને લીધે પોતાના પૂર્વજન્મના કર્મોથી ઉદ્ભવેલી વાસના-ઓને લીધે અનેક સ્થલ તથા સૂક્ષ્મ રૂપોને ધારણ કરે છે. પોતાના કર્મોના ગુણોને લીધે તથા પોતાના શરીરના ગુણોને લીધે આ જીવાત્મા જો કે કોઇ પણ પ્રકારની ભિન્નતાથી રહિત છે, છતા આ રૂપોના સયોગનું કારણ હોય તેવો ભાસ થાય છે. ૧૨

જે પરમાત્મા આદિ તથા અતથી રહિત છે, જે જડ એવા જગતની મધ્યને વિષે વ્યાપીને રહેલ છે, જે અખિલ વિશ્વના કર્તા છે. અનેક રૂપવાળા છે તથા જે સર્વ વિશ્વને વ્યાપીને રહેલા છે, તેને જે મનુષ્ય ઓળખે છે તે સર્વ બધનોમાંથી મુક્ત થાય છે. ૧૩

જે પરમાત્મા વિશુદ્ધ બુદ્ધિની સહાયતાથી જાણી શકાય છે, જે દેહપણાના અર્થાત જડપણાના ગુણથી રહિત છે, જે ભાવ તથા અભાવ (સત અને અસત) ના કારણ રૂપ છે, જે કલ્યાણ રૂપ છે તથા જે સોળ પ્રકારની કળાની ઉત્પત્તિના કારણરૂપ છે. તેને જે કોઈ ઓળખે છે તે પોતાના દેહનો ત્યાગ કરે છે, અર્થાત્ તે ફરી દેહને ધારણ કરતો નથી. ૧૪

---

# जन्म अने मृत्यु

આ સંસારમાં પ્રાણિ માત્રનો જન્મ અને મૃત્યુ થવું એ સ્વાભાવિક કર્મ છે આત્મા અમર છે, પણ આત્મા જેમાં પ્રવેશ કરી રહે છે તે દેહનો જન્મ થાય છે અને પાછુ મૃત્યુ થાય છે જેમ નદીનો પ્રવાહ નિરંતર વહ્યા કરે છે, એનું સ્થગનું પાણી એક સ્થળે રહેતુ નથી પણ તે હમેશા વહ્યા કરે છે તેમ આ સંસારનો પ્રવાહ પણ નિરંતર વહ્યા કરે છે જન્મથી હર્ષ થાય છે ત્યારે મૃત્યુથી શોક થાય છે જન્મ થયા પછી મનુષ્ય પોતાના આત્માને ભૂલી જાય છે અને દેહને જ પોતે માની બેસે છે જેમ જેમ ઉમ્મર વધતી જાય છે તેમ તેમ તે મૃત્યુની સમીપ જાય છે છતા તેને મૃત્યુનુ ભાન રહેતુ નથી. બાળક જન્મે છે, ત્યારે હર્ષ થાય છે તે મોટો થાય એવુ માબાપો ઇચ્છા કરે છે તેના જન્મના દિવસને ઉત્સવ તરીકે માને છે

જેમ જેમ મોટો થાય છે તેમ સંસારના માબાપ હર્ષ પામે છે જન્મનાર બાળક, બાળક મટી યુવાન થાય છે આ વખતે તે મૃત્યુ સમીપ જતો જાય છે તેનુ ભાન ભૂલી જાય છે તેને મરવાનો ખ્યાલ સરખો પણ આવતો નથી તે મોટી મોટી આશાઓ બાંધે છે વ્યવહારમા પડી અનેક ધંધા કરી દ્રવ્ય કમાય છે ધંધો રોજગાર કરતા પણ તે મરણને ભૂલી જાય છે પોતાના આત્માને ભૂલી જાય છે દેહને જ આત્મા માને છે શરીર માટે જ તે પોતાનુ જીવન છે એમ માને છે શરીર નાશવંત છે. એ ભૂલી જાય છે દ્રવ્ય માટે ભોગ માટે, વિલાસ માટે અનેક ખટપટ, પ્રપંચ કરે છે અન્ય મનુષ્યની સાથે પ્રપંચ કરતા ડરતો નથી. અનીતિથી દ્રવ્ય કમાતા શરમાતો નથી, અન્યને દબાવવામા તે પોતાનું ગૌરવ માને છે અને આની રીતે મનુષ્ય સમજણમા આવ્યા પછી પોતે પોતાને ભૂલી શરીર તે જ હું છુ એમ માને છે અને આ ધુનમા શરીરનુ મૃત્યુ થવાનુ છે તે ભૂલી જાય છે

મનુષ્ય માત્ર જે કાંઈ સારા કે નરતા કર્મો કરે છે તેનું ફળ તેને મળે છે જ આ શરીરવડે જે કાંઇ કાર્ય થાય તેનુ ફળ ઇશ્વર આપે છે જ ઉત્તમ કર્મ કરવાથી તેનુ ફળ ઉત્તમ મળે છે, અધમ કર્મો કરવાથી તેનુ ફળ અધમ મળે છે કેટલાક કર્મના ફળ આ શરીરવડે જ ભોગવવા પડે છે, જે કર્મોનુ ફળ આ જન્મમા ન ભોગવ્યુ હોય તે આવતા જન્મમા ભોગવવુ પડે છે પ્રારબ્ધ એ ગત જન્મમા કરેલા કર્મોનુ ફળ આ જન્મમા ભોગવવાનુ રહ્યુ હોય છે તે છે ગત જન્મે સારા કર્મ કર્યા હોય છે તો આ જન્મે સારા ફળ મળે છે આ જન્મે સારા કર્મ કરવાથી સારૂ ફળ આ જન્મમા તેમ આવતા જન્મમા મળે છે સારા અને ખોટા કર્મ કરતી વખતે મનુષ્યે પોતાને ભૂલવો ન જોઇએ શરીરને પોતે છુ એમ માની બેસવુ નહિ. જેમ ભાડાના ઘરને આપણે આપણુ માની બેસતા નથી તેમ શરીર એ અમુક મુદ્દત માટે આપણે રહેવાનુ એક ભાડાનું ઘર છે એમ માનવુ વગેરના સુખ માટે શરીરમા રહેનાર જે આપણે તેને ભવિષ્યમા દુ ખ આવે એવુ વર્તન ન કરવુ અને તેને માટે હમેશા શરીર એ નાશવંત છે, ક્ષણભંગુર દેહ છે એ ભૂલી ન જવુ જોઈએ

સંસાર નદીના પ્રવાહ જેવો છે તેમા પ્રાણિમાત્રનુ રૂપાંતર નિરંતર થયા કરે છે આત્મા અમર છે તે જન્મતો નથી તેમ મરતો પણ નથી તે જુદા જુદા શરીરો ધારણ કરે છે આ શરીરોના રૂપાંતર થાય છે સર્વ પ્રારબ્ધવશાત આવી મળે છે તે પ્રારબ્ધના

પૂર્વજન્મના સંસ્કાર પૂરા થતાં પોતપોતાને માર્ગે ચાલ્યા જાય છે. જે આ વખતે આપણો પુત્ર હોય છે તે કાંઈ પહેલાં આપણો પુત્ર હતો એમ નહિ, હવે પછી તે આપણો પુત્ર રહેશે એમ પણ નથી. સર્વ પોતપોતાના સંસ્કારવશાત આવી મળે છે. અને વળી ચાલ્યા જાય છે. મનુષ્યશરીર ધારણ કરવું, કુટુંબીઓમાં રહેવું અને કુટુંબીઓને છોડી શરીરનો ત્યાગ કરી ચાલ્યા જવુ એવો ક્રમ અનંત કાળથી ચાલ્યો આવે છે. જે આપણું નથી તે જાય તેને માટે શોક શો ? જ્યાં સુધી તેનો આપણી સાથે સબંધ હોવાનું પ્રારબ્ધ અનુસાર હોય ત્યા સુધી જ તે રહે છે. પછી તે ચાલ્યો જાય તેને માટે શોક કરવો વૃથા છે.

મનુષ્યે આ મરણનો પ્રસંગ કદી ભૂલવો જોઇતો નથી, જો તે શરીર મરવાનું છે એમ માન્યાં કરે, તેને ભૂલે નહિ તો કદી પણ અનીતિ ન કરે, કદી પણ અસત્ય ન બોલે. કદી તમે ગરીબ હો, કે શ્રીમંત હો, કદી અમલદાર હો, પણ તેથી શું ? તે કેટના વખત માટે ? એ ભાડાની શ્રીમંતાઈ માટે, કે અમલદારી માટે તમે તમારી જાતને ભૂલી જતા નહિ. જો તમે તમને પોતાને ભૂલ્યા તો ફરી નવ્વાણુના ધક્કામા ધકેલાશો. અને એ તમારી ભાડુતી શ્રીમંતાઈ કે અમલદારી તમને ભવિષ્યમા મહા ભારે થઇ પડવાની. તે શરીરને મળેલી થોડા વખતની સાહ્યબીમાં ભોળાતા નહિ, અહંકારી ન થતા, અન્યને કનડતા નહિ, બીજા ઉપર જુલમ કરતા નહિ, અનીતિથી અન્યને કચડી ન મારતા. તમારે સમજવુ કે આ શરીરનો ત્યાગ કરી ક્યાંઈ પાછા આ કરેલાં કર્મ અનુસાર જન્મવુ પડશે આ શરીર કાંઈ કાયમ રહેવાનું નથી, તેને માટે તમે જે અનીતિ કરશો તેનુ ફળ તમારે પોતાને જ ભોગવવું પડશે.

જન્મ વખતે હર્ષ થાય છે, ઉમ્મર મોટી થતાં આનંદ થાય છે, અને મરણ થતા ખેદ થાય છે. જન્મવુ, વધવુ ને મરવુ એ જગતનો સ્વભાવ હોવા છતાં તેમાં વળી હર્ષ શો ! ખેદ શો ? આ અનુભવ થવો એ ઉચ્ચ સંસ્કારની વાત છે. આ લેખકનો પુત્ર અરવિન્દ માત્ર ૭ માસની નાની વયમાં જ ગત ધનત્રયોદશીને દિવસે પોતાના શરીરનો ત્યાગ કરી ચાલ્યો ગયો. તે જન્મ્યો ત્યારે કુટુંબમા હર્ષ થયો, જ્યારે તે કાંઇક હાવભાવ કરવા લાગ્યો, રમવા લાગ્યો, સુને સુતે ખેલવા લાગ્યો ત્યારે તેણે ઘરનાં બધાંના પ્રેમને પોતાપ્રતિ આકર્ષી લીધો. તેના ભાઇબ્હેનો પણ તેનાપ્રતિ સ્નેહથી તેને ખીલવવા લાગ્યા. તેની માતાએ મોટી મોટી આશાઓ બાધી, અને આમ તેનાપ્રતિ સર્વ સ્નેહબંધને બંધાયાં. તેનું શરીર સુદૃઢ અને નીરોગી હતું દૈવ શું કરશે તેની કોને ખબર છે ? આજે હસતો ખેલતો બાળક કાલ હશે કે કેમ તેની તેના માતાપિતાને શું ખબર !

દીવાળી જેવા શુભ પ્રસંગે અમદાવાદમાં ગુજરાત ક્લબમાં બાળકો માટે મેળાવડો થાય છે. ત્યાં દારૂખાનુ ફોડી મેમ્બરોના બાળકોને આનંદિત કરાય છે; દારૂખાનુ રમકડાં ને ખાવાની ચીજો ભેટ અપાય છે. આવા આનંદને પ્રસંગે બાળકોને ત્યાં જવાનુ મન થાય જ. ઘેર નાનો બાળક અરવિન્દ હોવાથી કાંઇક બીમાર પડ્યો હતો. તાવ ઉતરી કાંઇક સારૂં થયું. સર્વેને લાગ્યું કે મટી જશે છતાં ઇશ્વરની મરજી કાંઈ જુદીજ હશે. બાળકો ક્લબમાં ગયાં, પણ ઘેર નાના બાળકની તબીયત નરમ હોવાથી ત્યાં તેમને પણ ચેન ન પડ્યું. સાંજે ઘેર આવ્યાં. આ જ ધનત્રયોદશીને દિવસે મધ્યરાત્રીએ આ સ્નેહાળ બાળકે પોતાનું શરીર છોડી દીધું. તેનાં માતાપિતા અને બાળકો શોકાતુર થયાં. નાના ૭ માસના બાળકના સ્નેહે તેમને રૂદન કરાવ્યું. આવા શોક પ્રસંગે આપેલુ આશ્વાસન પણ નિરર્થક નીવડે છે. આવા પ્રસંગે એમ થાય કે એનું મૃત્યુ થાય જ કેમ ! કાંઈ દૈવની પણ ભૂલ હશે. તેનો સ્નેહ, તેને માટે બાંધેલી આશાઓ નિષ્ફળ નીવડી. તેના પ્રાર-

બધાના સંસ્કારો પૂરા થતા તેણે પોતાના માતાપિતાના સ્નેહનો પણ ત્યાગ કર્યો અને શરીર છોડી ચાલ્યો ગયો. ઈશ્વર તેના આત્માને શાંતિ આપો

આવા બાલકો અને સબંધીના મરણના પ્રસંગે સ્નેહી હૃદયમા શોક થાય, ખેદ થાય એ સ્વાભાવિક છે આ વખતે ગમે તેટલું આશ્વાસન પણ નિષ્ફળ નીવડે છે તેવા પ્રસંગે જ્ઞાનીઓ જ પોતાના મનનું સમાધાન કરી શકે છે આત્માની સાથે તેના જન્મ્યા પછી જ સ્નેહ બંધાય છે, મરવાથી છૂટે છે આવા પ્રસંગો, આ જગતમા નિરંતર બન્યા કરે છે જેમ નદીનો પ્રવાહ વહ્યા કરે છે તેમ આ જગતમા પ્રાણિમાત્રના જન્મ અને મરણનો પ્રવાહ પણ વહ્યા કરે છે જે જન્મવુ અને મરવુ એમ નિરંતર ચાલવાનુ જ ત્યા શોક શો ? ગાડીમા બેઠા એટલે એમ તો માનવુ જ કે અમુક સ્ટેશન આવે ઉતરવુ જ પડશે. પછી ઉતરવાનુ સ્ટેશન આવતા ખેદ શો ? રસ્તામા અનેક મુસાફરો સાથે ક્ષણિક સ્નેહ બંધાય છે, મેળાપ થાય છે, તે સ્ટેશન આવતા ઉતરી પડતા તૂટે છે તેને મૂકી આપણે ઉતરી પડીએ તેમા શોક શો ? ખેદ શો ? આ સંસાર પણ રેલ્વેગાડી જેવો છે તેમા પ્રારબ્ધ યોગે સગા સબંધી મળી આવે છે પણ પ્રારબ્ધયોગ પૂરો થતા મળેલા સગાસબંધી આપણાથી છુટા પડે છે, અથવા આપણે જ તેમને છોડી ચાલ્યા જઈએ છીએ તો તેને માટે ખેદ શો ? જે જવાનુ છે તે ગમે ત્યારે પણ જવાનુ જ જે રહેવાનુ હોય તેની ચિંતા પણ જવાનુ હોય તે જાય ત્યારે ખેદ શો ?

આપણે પણ આ જગતમા કેટલાય જન્મો લીધા હશે અને આ જન્મને સાર્થક નહિ કરીએ તો પાછા એની એ જન્મમરણની ઘટમાળમા પડવાના. આ મરણનો પ્રસંગ મનુષ્ય માત્રને યોગ્ય શીખામણ આપનારો છે તેને અનીતિમાથી બચાવનારો છે જો મનુષ્ય એમ સમજે કે આ શરીર ક્ષણભંગુર છે, તે જેટલો વખત રહે તેટલા વખતમા સત્કર્મ કરી શુભ ફળ મેળવી લેવા, અનીતિ અને અયોગ્ય કર્મો કરી દુ ખ ઉત્પન્ન થાય તેવુ ન કરવુ શરીરમા રહેનાર શરીરીનો અનુભવ કરવા યત્ન કરવો તો પછી તેનુ જીવ્યુ સાર્થક થાય છે મળેલા સમયનો જેમ સદુપયોગ કરવો યોગ્ય છે તેમ મળેલા જન્મનો પણ સદુપયોગ કરવો જોઈએ. આ જન્મ સાર્થક થાય તેવા કૃત્ય કરવા. પ્રાણિમાત્રમા આત્મા તો છે સર્વને આપણા આત્મા તુલ્ય માનતા શીખવુ **સર્વાત્મભાવના** રાખવી તે અનુભવમા ઉતારવી એ ઉંચે જવાની નિશાની છે પરમાત્માની સાનિધ્યમા જવાનો રસ્તો છે

કેટલાક મનુષ્યો મરણને ભૂલી જાય છે મરણને ભૂલી જવાથી ઉન્માદવશ થઈ જાય છે તે પોતાનુ કુટુબ, ઘર, સગાસબંધીને સદાના માની બેસે છે તેમની સાથે જાણે ચિરકાલ સુધી રહેવાના હોય એમ માને છે શરીરના સુખ મેળવવા, ધન મેળવવા ગમે તેવા પ્રયત્ન કરે છે નીતિ અનીતિને ભૂલી જાય છે કોઇ પણ રસ્તે ધન મેળવવુ એજ ઉદ્દેશ રાખે છે છેક મરણના મુખમા જતા છતા પણ તેને ભાન રહેતું નથી કે હુ મરવાનો છુ અને મરતા મરતા પણ જો અસત્ય બોલવાથી, પ્રપંચથી કે અન્યને નુકશાન કરી પૈસા મળતા હોય તો તે મેળવે છે તેને તે વખતે એમ થતું નથી કે આ અનીતિથી પૈસા મળે તો છે પણ બે દિવસ પછી મરણ થતા તે પૈસા પોતાને ભોગવવાના નથી પણ તે કરેલી અનીતિનુ ફળ તો તેણે હવે પછીના જન્મમા પણ ભોગવવુ જ પડશે.

મનુષ્યોએ અનીતિ કરતા મરણની બીક રાખવાની છે તે અનીતિથી મળેલો પૈસો શરીર છુટી ગયા પછી કામ નહિ આવે પણ તેનુ ફળ તો અવશ્ય મળશે જ ગમે તે વખતે શરીર છુટી જતા તેને આ જન્મમા કરેલા કર્મનુ ફળ ભોગવવા માટે ફરી જન્મ લેવો પડે

છે, તે વખતે આ જન્મમાં મેળવેલી સંપત્તિ સાથે આવતી નથી. પણ આ જન્મમાં સારાં કે નરતાં જે કર્મ કરી હોય છે તે સાથે આવે છે. માટે મનુષ્યે આ જન્મમાં એવા કર્મ કરવા કે જેનું ફળ આવતા જન્મમાં સારૂં જ મળે. ક્ષણિક શરીરસુખને માટે ભવિષ્યનું દુઃખ વ્હોરી લેવું નહિ.

જન્મવાથી હર્ષ એટલા માટે થવો જોઇએ કેઃ આ જન્મથી તે પોતાના સુકૃત્યથી જન્મ સફળ કરશે, પોતે પોતાના આત્માને ઓળખવા યત્ન કરી સ્વરૂપાનુભવનો સત્ય આનંદ મેળવશે, તેને શરીર માટે જીવવાનું નથી પણ શરીર એ આત્મા માટે છે. શરીરની જરૂર આત્માનો અનુભવ થાય ત્યા સુધી જ છે. જેમ ઘરમાં રહેનાર મનુષ્ય ઘરને માટે નથી પણ ઘર એ મનુષ્ય માટે છે. તેણે ઘરની કાળજી રાખવામાં શરીરના સુખનો નાશ કરવાનો નથી પણ તે ઘરનો શરીર સુખ માટે ઉપયોગ કરવાનો છે. તેમ આ મનુષ્ય શરીર પણ આપણા આત્મા માટે છે. તેનીવડે આપણે ઉત્તમ સાધનો સાધી આપણા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ એટલા પુરતો જ તેનાથી આનંદ છે. આત્માના આનંદનો નષ્ટ થાય તેવો તેનો ઉપયોગ કરવાનો નથી.

જ્યારે મનુષ્ય આ જન્મમાં જ ઇશ્વરના સ્વરૂપને ઓળખી શકે ત્યારે જ તેનું જીવ્યુ સાર્થક થાય છે. ગતપ્રારબ્ધાનુસાર તેનો અમુક સ્થિતિમાં જન્મ થાય છે. જો સારૂં પ્રારબ્ધ હોય છે તો તેને આ જન્મમા સુખ મળે છે, અને ગતજન્મમાં ખરાબ પ્રારબ્ધ બધાયું હોય છે તો આ જન્મમાં દુઃખ પડે છે. આ પ્રારબ્ધનો તો સુખ કે દુઃખ ભોગવ્યે જ છુટકો થાય છે. એમ હોવા છતા પણ આ જન્મના શુભકર્મોથી ગતજન્મના ખરાબ પ્રારબ્ધનો નષ્ટ થાય છે. ગમે તેવા ખરાબ પ્રારબ્ધને પણ મનુષ્ય ઇશ્વરભક્તિથી નષ્ટ કરી શકે છે. તેમ ગમે તેવા સારા પ્રારબ્ધને મનુષ્ય આ જન્મના ખરાબ કર્મોથી નષ્ટ કરી નાંખે છે. માટે મનુષ્યે, પોતાને માટે આ મળેલા જન્મનો સદુપયોગ કરી, ઇશ્વરભક્તિ કરી નીતિ અને ન્યાયથી ચાલી આ અવતારને સાર્થક કરવો

અનીતિ મનુષ્યને અધોગતિમા લઇ જનાર છે એમ હોવા છતાં ઘણા મનુષ્યો તેનાથી ડરતા નથી ઘણા વેપારમા ડગલે અને પગલે અનીતિ કરે છે. અસત્ય બોલી ઘરાકને આડુ અવળુ સમજાવી છેતરવા એને તો વેપારની ખૂબી સમજે છે. ઘણા મનુષ્યોને અમલદારી મળતાં જાણે ઇશ્વરના દારોગા બન્યા હોય તેમ પોતાના મનુષ્યાવતારને ભૂલી જઈ પોતાના અધિકાર નીચેના મનુષ્યોને ધમકાવતા, તુચ્છકારતાં ડરતા નથી. બીજા મનુષ્યોને પોતાનાથી હલકા સમજે છે. રસ્તામા મળતાં કેટલાક તેમનાથી વાઘની માફક ડરી જઈ નીચા નમી સલામો ભરતા છતા તેના પ્રતિ તુચ્છકારથી જુએ છે. કેટલાક અન્ય પાસે રોબથી લાંચ લેવાને પણ ડરતા નથી. સામાન્ય મનુષ્યોને કાયદાનો ડર બતાવી પૈસા કઢાવતાં શરમાતા નથી. આવા મનુષ્યો જાણે મરવુ જ નથી એમ માને છે, મરણને ભૂલી જાય છે હું પણ મનુષ્ય છું એ પણ ભૂલી જાય છે. અમલદારીની ધુનમા સર્વ કાંઇ ભૂલી જાય છે. જાણે એ અમલદારી હમેશને માટે હોય એમ માની બેસે છે, તેમને ભાન નથી કે એ અમલદારીથી અન્યનાં દીલ દુઃખવ્યા હશે તેનુ ફળ તો તેમને મળશે જ, પણ અમલદારી તો ચાલી જશે. તેને સર્વ મનુષ્યો માફક મરણને શરણ થતાં સર્વ અહિ મૂકી માત્ર કરેલાં કર્મનાં ફળ સાથે લઇ ચાલ્યા જવું પડશે. આ ભૂલી જવાથી જ તે અનીતિ કરે છે, અને આ મળેલો મનુષ્યજન્મ મિથ્યા ગુમાવી દે છે.

મરણને કદી ન ભૂલો. આ મનુષ્યશરીર ક્ષણભંગુર છે એ વાત કદી ન ભૂલો. તે મળેલા જન્મમાં તો સારાં સારાં કાર્યો કરો, દેશસેવા કરો, અન્યનું ભલું કરી આશિર્વાદ લ્યો, અન્યના હૃદયને દિલાસો આપી આનંદ કરો સુખી કરો. તમે બને તેટલો તમારા જીવનનો સદુપયોગ કરો તમારાથી કોઇ પણ પ્રાણિને દુઃખનો ન જ થવું જોઇએ. તમારી કોઇ પણ પ્રાણિને વાળ જેટલી બીક ન જ લાગવી જોઇએ તમને જોઇ કોઈ પણ મનુષ્યનું દિલ દુખાવું ન જોઇએ શાંત થાવ, અન્યને શાંત બનાવો અન્યપ્રતિ સ્નેહ રાખો, પ્રેમથી અન્યનાં દિલ જીતી લ્યો, અસત્યને તિલાંજલી આપી દો.

તમારા જીવનને સુવાસમય બનાવો, તમારા જીવનથી તમે કેટલાને સુખી કર્યા તેનો વિચાર કરતા રહો તમે દ્રવ્ય નીતિથી મેળવો તમારા હુન્નરઉદ્યોગથી અન્યને લાભ થાય એવી ઇચ્છા રાખો અને જેટલો બને તેટલો જીવનનો સદુપયોગ કરો અનીતિ કરતાં મરણ સામે જુઓ, કોઈના જીવન દુખી કરતાં મરણ સામે જુઓ તમે મળેલા જન્મનો દુરુપયોગ ન કરો પણ આવેલા ચિંતામણિનો જેમ સદુપયોગ કરી લાભ મેળવી લેવો જોઇએ તેમ તમારે પણ તમારા ચિંતામણિ કરતાં પણ અધિક કિંમતી આ મનુષ્ય જન્મનો સદુપયોગ કરી લેવો તમે જેવી સ્થિતિમાં હો તેવી સ્થિતિમાં પણ અન્યનું ભલું કરવાની બુદ્ધિ રાખો સદ્વિચારથી જીવન સુખી કરો સંયમથી જન્મ સાર્થક કરો

આ જન્મ તમને એટલા માટે મળેલો હોય છે કે તમે તેમાં તમારા આત્માનો અનુભવ કરી શકો મળેલો જન્મ જો નિરર્થક ગુમાવ્યો તો નક્કી માનજો કે તમે દુખી થવાના, તમારે શરીર માટે જીવવાનું નથી પણ શરીર તમારે માટે છે એ કદી ન ભૂલવા. શરીર છોડી કોઈ પણ એક વખતે જવું પડશે માટે ત્યાં સુધી એવાં કર્મો કરવા કે જેથી ભવિષ્યમાં પસ્તાવો ન થાય અનેક રાજા મહારાજાઓ અને બાદશાહોએ પોતાની રાજશાહી કે બાદશાહીના વખતમાં આ જગતમાં જે જે અનીતિ કરી હશે તે અત્યારે ગવાઇ રહેલી છે તેમણે અનીતિથી દ્રવ્ય મેળવી જે મ્હેલો બાંધેલા તે અહિંના અહિં રહી ગયા છે તેમણે લોકોના ગળા રેંસી જે દ્રવ્ય લૂંટેલું જે જવાહિરો મેળવેલા તે સર્વ અહિંને અહિં રહી ગયું છે તેમની મિલ્કતના અત્યારે ફનાફાતિયા થઇ ગયા છે, તે સર્વ તેમને સુખ આપનાર નથી નીવડયું પણ તેમણે પોતાના અમલમાં જે જે દુરાચારો કરેલા તે જે જે મનુષ્યોના હૃદયોને સતાવેલા તેમના અશુભ નિસાસા, અને એવા અનીતિના કરેલા કર્મોનું ફળ ભોગવવા તેમને મરણના મુખમાં આવ્યા જવું પડયું છે અને અત્યારે પણ તેમના તેવા દુષ્કૃત્યોથી લોકો તેમને ધિક્કારે છે માટે તમારે આ ક્ષણિક સંસારના પદાર્થોમાં મોહ ધરીને મેળવવા કદી પણ અનીતિ ન કરવી કદી પણ કોઇનું દિલ ન દુખવવું કારણ કે આ શરીરને માટે મેળવેલા તેવા પદાર્થો કંઈ ચિરસ્થાયી સુખ આપનારા નથી પણ તે મેળવવા કરેલા અનીતિ અને પ્રપંચના ફળ તો જરૂર માથે આવવાના જ છે

જેમ જન્મ એ આનંદ આપનાર છે તેમ મરણનું ભાન એ પણ મનુષ્યને અનીતિમાંથી બચાવી નીતિને રસ્તે વાળનાર છે મરણનું ભાન રાખવાથી મનુષ્ય પોતાના જન્મને સાર્થક કરવા માટે પ્રયત્નશીલ રહે છે દરેક મનુષ્યે દુષ્કર્મ કરતાં જરૂર મરણને સંભારવું જેમ ઘણા કહે છે કે 'ભાઈ હવે શું જીવવા સારૂ' તેમ તમારે પણ અનીતિ કરવાનો વિચાર થાય તો એ વાક્ય જરૂર યાદ રાખજો.

કર્મ એવાં કરવાં કે જેથી ભવિષ્યમા પસ્તાવો ન થાય અને તે કર્મથી તમારી કીર્તિ ચોદશ ગવાય. ઘણા મનુષ્યો મરવા છતાં પણ ચિરજીવી રહી શકે છે. શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, ઇશ્વરાવતાર રામચંદ્રજી, શ્રીકૃષ્ણ ભગવાન, મહાત્મા બુદ્ધદેવ, મહંમદ પેગંબર, ઇશુખ્રિસ્ત એ બધા મહાપુરુષોએ મનુષ્ય દેહજ ધારણ કર્યો હતો. તેમણે પોતાનાં મનુષ્યજન્મને સાર્થક કરી દીધો હતો. તેમણે એવાં ઉત્તમ કાર્યો કરી, અનેકનાં દુઃખો વિદાર્યાં કે જેથી અત્યારે પણ આપણે તેમના ચરણે શિર ઝુકાવીએ છીએ એમનુ જીવ્યુ તો જીવ્યુ ગણાય. તેમનાં શરીર મૃત્યુ પામ્યાં છે ખરાં પણ તેમનો આત્મા જીવંત છે. તેઓ મરવા છતાં પણ જીવતા છે. તેમના નામ દેતાં આપણા હૃદય ઉમંગથી ઉછળી આવે છે. મનમાં આનંદ જણાય છે. આવુ ઉત્તમ વર્તન સેવનાર મનુષ્ય મરવા છતાં પણ જીવતો જ છે.

રાવણ, કંસ, દુર્યોધન એ સર્વે પણ મનુષ્યો જ હતા. છતાં તેમના જીવન નિરર્થક ગયાં છે. તેમનાં નામ દેતા તેમના પ્રતિ ધિક્કાર જ છુટે છે. તેમણે કરેલાં કર્મોપ્રતિ તિરસ્કાર જ થાય છે. ત્યારે તેમના મરણ તે મરણજ સમજવાં, આવાં કર્મો કરવાં એ મનુષ્યજન્મ નિરર્થક ગુમાવવા જેવું છે. માટે મનુષ્યે એવાં કર્મો કરવાં કે જેથી તેમનાં શરીર ન હોય છતાં પણ લોકો તેમના શુભ કર્મો સભાળી શકે. શુભ કર્મથી જ મનુષ્ય મરવા છતાં જીવી શકે છે.

આ પ્રમાણે જન્મનો પ્રસગ આનદ આપે છે તે એટલા માટે કે આ જન્મમા શુભ કર્મ કરી, ઇશ્વરોપાસના કરી, અન્યનાં જીવન સુખી કરી જન્મ સાર્થક કરીશું. મૃત્યું એ દુઃખજનક છે, શોકજનક છે. છતા પણ આપણે જે અનીતિથી બચતું હોય તો મરણને સભાળવુ એ ઉપકારક છે. મનુષ્યજન્મ સાર્થક કરી લેવા માટે મૃત્યુને યાદ રાખવું. આવેના સમયનો સદુપયોગ કરવો એ વિવેકીનુ કામ છે. મનુષ્યજન્મ સાર્થક કરી લેવા ઇશ્વરોપાસના કરવી, પોતે પોતાને ઓળખવા પ્રયત્ન કરવો એ જ મનુષ્યનુ ખરૂં કર્તવ્ય છે.

---




(અનુસંધાન ગયા અંકથી.)

## પ્રકરણ ૮ મું.

### લુંટારાઓનો ધરપકડ.

હિમતલાલ ત્યાં એટલામાંજ ફરતા હતા તેમણે રૂપિઆની થેલી વડ નીચે મુકી કોઇ આવે છે કે કેમ તેની તપાસ કરવા હિમતલાલ ત્યાંથી જરા દૂર ગયો. માહેત્ર એકલો પડ્યો અને તે લુંગારાઓના હાથે ફસાયા. હિમતલાલ દૂર ગયો તે પછી લુટારાઓએ થેલી ત્યાંથી ઉપાડી લીધી અને પોતાની જીત થઇ એમ માની લીધુ

ત્યાંથી જરા દૂર જતા હિમતલાલે બે સ્રીને ત્યાંથી એક રસ્તે જતી જોઇ આ સ્રીઓ પણ કોતરમાંજ ઉતરવા જતી હતી તેથી હિમતલાલે જાણ્યુ કે કદાચ કોઇ લુંગારા એમ સ્રીના વેશમાં જતા હશે એમ માની તે તેમની પાસે ગયો બન્ને સ્રીઓએ આધુ ઓઢેલુ હતું તેણે જઈ કહ્યુ કે ઉભા રહો તમે કોણ છો ? અને ક્યાં જાઓ છો ? આ સાભળી તે બેમાની એક સ્રી તો કાંઈ ન બોલી પણ બીજી સ્રીએ તેના સામે જોયુ કાંઈક ઓળખતી હોય એમ લાગવાથી તરત તેણે ઘુમટો કહાડી નાખી કાંઇક આધુ ઓઢી કહ્યુ- "કોણ ! મોટાભાઇ ?" આ અવાજ હિમતલાલે ઓળખ્યો અને કહ્યુ -"હા કોણ ચંદનલક્ષ્મી ? તમે અહિં ક્યાંથી ? આમ ક્યાં જાઓ છો ?

ચંદનલક્ષ્મીને ખાત્રી થઈ કે આ હિમતલાલ છે, તેને હવે હવે ધીરજ વળી, તેણે કહ્યુ "હું આ સ્રીની પાછળ પાછળ જાઉં છુ હું દુષ્ટ ચાંદખાના પંઝામાથી છુટીને આવુ છુ મારો બચાવ કરો, મારો બચાવ કરો મને જાણે તે હમણા આવશે એવી બ્હીક લાગે છે. માટે મને ગમે ત્યા નિર્ભય સ્થળે લઈ જાવ.'

હિમતલાલને પણ કાંઈક હિમત આવી. ચંદનલક્ષ્મીનો આમ અચાનક પત્તો મળ્યો તેથી હર્ષ થયો અહિં તે એકલો હતો પણ તેણે એવી વ્યવસ્થા કરી હતી કે તેની ઇશારત માત્રથી તેના માણસો તેની પાસે આવી શકે તેની પાસે એક ઉંચો ભાલો હતો તેના ઉપર એક ધજા હતી તે ધજા ચાર રંગની હતી. તેણે તે ભાલો એકદમ ઉંચો કરી એક બે વાર હલાવ્યો કે પાંચ મિનિટમાં ચાર પાંચ સવારો આવી પહોંચ્યા. તેમાં એક માણસ હિમતલાલનો ખાસ વિશ્વાસુ માણસ હતો. તેને કહ્યુ ભાઇ ગભીરસિંહ, આ બન્ને બાઇઓને તમે મારે ત્યાં લઇ જાવ. જો જો સભાળજો રસ્તામાં કાંઇ વિઘ્ન ન આવે અને કોઇ તેમને તમારી પાસેથી લઇ જાય નહિ. " આ રીતે ગભીરસિંહને સૂચના આપી ચંદન-

લક્ષ્માને ઘેર મોકલી, પછી તે સાહેબ જ્યાં હતો ત્યાં આવ્યો પણ સાહેબ ન મળે અને જોયું તો રૂપિઆની થેલી પણ વડ નીચે ન મળે.

તેણે તરત ઘોડાનાં પગલાં અને તેની બાજુમાં એક માણસનાં પગલાં ત્યાં થઈ કોતરમાં જતાં હોય એમ જોયું, તેણે ધાર્યું કે નક્કી સાહેબને લુટારાઓએ ફસાવ્યો છે આમ એકલો પડી વિચાર કરે છે ત્યાં પૂર્વ તરફથી એક ચિથરેહાલ માણસ આવતો જોયો. તેને જોઇ હિમતલાલ પિસ્તોલ કાઢી સજ્જ થયો. તે માણસને પાસે આવેલો જોઇ કહ્યું અરે, તું કોણ છે? અને ક્યાં જાય છે? તે સાંભળી તેણે કહ્યું: "સાહેબ, હું તમારી પાસે જ આવુ છું. મને લુટારાની બાતમી મળી છે તેથી તમને કહેવા આવ્યો છું, હમણાંજ સાહેબ તેમને પકડવા આ રસ્તે ગયા છે, અને મને કહ્યું કે. હિમતલાલ સાહેબને મારી પાછળ આવવાનું કહો, તેથી હું તમને સંદેશો કહેવા આવ્યો છું."

તેના બોલવા ઉપર હિંમતલાલ વિશ્વાસ લાવે તેવો નહોતો. હિંમતલાલને અનુમાન થયું કે આ કોઈ લુટારાનો માણસ તો નહિ હોય! તે એકદમ તેના કહેવા માત્રથી ભોળવાઈ જાય તેવો નહોતો. તેણે કહ્યુ. "હા ચાલો, આપણે ને તરફ જઇએ તમે લુટારાને બતાવી તો આપશો ને? જો દગોફટકો થયો તો પહેલા તમે જ આ પીસ્તોલનું શરણ થશો સમજ્યા!"

ભિખારી—"હાજી, હું ખરૂ કહું છુ. છતાં તમને વિશ્વાસ ન આવતો હોય તો તમને ફાવે તેમ કરો, હું તો આ મારે રસ્તે પડ્યો." એમ કહી ચાલવા લાગ્યો. તે જોઇ હિંમતલાલે કહ્યુઃ અરે, ઉભો તો રહે! હું પણ તારી સાથે જ આવુ છું, પણ જોજે દગો ન હોય! આમ કહી તેણે તેની સાથે જવા વિચાર કર્યો તે કોઈ બીજે જ માર્ગે લઈ જવાનું કહેતો હતો, તેમ હિમતલાલના ધાર્યા પ્રમાણે સાહેબના ઘોડાના પગલાં કોઇ જુદેજ રસ્તે થઇ જતાં હતાં. તેથી હિમતલાલને ચોક્કસ વ્હેમ પડ્યો કેઃ આ નક્કી લુટારાનો બાતમીદાર લાગે છે. તેણે તેને પકડવાનો વિચાર કર્યો પણ તે એકલો જ હતો અને કદાચ તેની સાથે ઝપાઝપીમાં ન ફાવે તો, એવા વિચારથી તેણે પોતાની સાથેનો નિશાનીવાળો ભાલો ઉચો કર્યો. ભિખારી આગળ ચાલતો હતો એટલે તેને આ નિશાનીની કંઈ ખબર પડી નહિ. નિશાની થતાં જ ધીમે પગલે ચાર પાંચેક ઘોડેસ્વાર દોડતા આવી પહોંચ્યા. ભિખારીએ પાછળ જોયું તો ઘોડેસ્વાર આવતા જણાયા, તે જાણે ચમકતો હોય તેમ બોલ્યો, "અરે સાહેબ, પેલા ઘોડેસ્વાર કેમ આવે છે? તમને જોશે તો લુટારાઓ નાશી જશે. પછી તમે મારો વાંક કહાડશો."

હિમતલાલે કહ્યું. "કોણ જાણે મને ખબર નથી, કદાચ કંઇ બાતમી આપવા આવતા હશે, ઉભો રહે, જોઇએ એ શું કહે છે." લુટારાને પણ વ્હેમ પડ્યો. તે પણ કંઈ જાય તેવો ન્હોતો. તેણે નાસવાના ફાંફા માર્યા પણ કાંઈ લાગ ન ફાવ્યો. પાસે જ કોતર હતું એટલે તેણે જાણ્યુ કેઃ આ લોકોની નજર ચુકવી તેમાં ઉતરી પડવુ. હિમતલાલ પણ ચકોર હતો તેણે પીસ્તોલ કહાડી ઘોડો ચઢાવી કહ્યું: "ખબરદાર, જો આઘોપાછો થયો તો તરત આ પીસ્તોલથી તારા પ્રાણ જશે. જો તું ખરો બાતમીદાર છે તો લુટારા બતાવ, ગભરાય છે કેમ? અને દગો હશે તો તારી ખબર લઈ નાખીશું."

આમ વાત કરે છે એવામા તો સવારો આવી પહોંચ્યા. તેણે તેમને આ ભિખારીને પકડી લેવાનો ઓર્ડર આપ્યો. સવારો પણ હથીયારબંધ હતા. ભિખારીએ મરવું તો

છે એમ માની નાસવા પ્રયત્ન કર્યો પણ તેને તરત જ સવારોએ પકડી બેડી નાખી દીધી તેની જડતી લઈ કપડા ઉતરાવ્યા. તો જણાયુ કે તેણે માત્ર ભિખારીનો વેશ જ લીધેલો હતો. તેના હાથમા પણ ધીમે રહી સેરવી દીધેલી પીસ્તોલ હતી તે પકડાતા પકડાતાં જેવો ઘોડો દબાવા જાય છે તેવો તેનો હાથ એક જણે પકડી લેવાથી હવામા ધડાકો થયો આ ધડાકો કરવો એ પણ લુટારાઓની ભયની નીશાની હતી તે ટોળી પણ તે તરફ આવવા તૈયાર થઈ તે પહેલા તો આ ભિખારી વેશે આવેલા લુટારા પાસેથી સર્વ હથિયાર છીનવી લીધા અને તેને બરોબર જકડી લીધો.

આ ભિખારી તો બીજો કોઈ નહિ પણ ચાદખા જ હતો સુપ્રીન્ટેન્ડેન્ટને ફસાવી કબજે કરી પાછો હિમતલાલને ફસાવા આવ્યો હતો હિમતલાલ બાહોશ અને અનુભવી હતો. તેણે પોતાના બચાવની સર્વ તૈયારી રાખી હતી તે તેનાથી ફસાય તેવો નહોતો. ચાદખા હિમતલાલને ફસાવતા પોતેજ ફસાઈ પડ્યો તેને પકડી આઠેક માણસોની એક ટુકડી સાથે જેલમા મોકલ્યો રસ્તામા સટકી ન જાય તેની કાળજી રાખવા યોગ્ય સૂચના આપી

જે રસ્તે થઈ સુપ્રીન્ટેન્ડેન્ટના ઘોડાના પગલા ગયેલા હતા એજ રસ્તે આગળ જતાંમા કાઇક કોલાહલ થતો સભળાયો હિમતલાલે સવાર મોકલી ખબર કઢાવી તો પચાસેક હથી યારબધ માણસ આવતુ જણાયુ આ વખતે આઠેક સિપાઈઓ તો ચાદખાને લઈ જેલ તરફ ગયા હતા હિમતલાલ અને માત્ર બે સવારો જ હતા હિમતલાલ આવી બાબતમા ઘણો હોશિયાર હતો. તેને પાછા હઠી આગળ વધતા આવડતુ હતું લુટારાઓએ પણ ફાનસને ઓથે રહી પ્રથમ એક માણસને અંતર ઉપરની ટેકરી ઉપર ચઢી ત્યા કેટલા માણસો છે અને કેવી સાવચેતી છે તે જોઇ લીધુ તેમણે જોયુ તો હિમતલાલ અને બે પોલીસ સવાર વગર કોઇ ત્યા નહોતુ ઘણે દૂર સાત આઠેક સવારો જતા જણાયા આથી લુટારાઓએ આ બે માણસો ઉપર છાપો મારી તેમને પકડવા ધાર્યા તેમણે પેલા દૂર જતા સવારોને જવા દીધા. થોડીવારે ચતુર હિમતલાલે પણ વિચાર કર્યો કે તેમની સામે જવા કરતા પાછા વળવુ એ ઠીક છે એમ ધારી બે સવારો સાથે તે ધીમે પગલે ત્યાથી પાછો વળવા માડ્યો છતા પાછળ નજર રાખવાનુ સવારોને પણ કહી દીધુ હતું લુટારાઓએ જાણ્યુ કે હમણા પાછળથી છાપો મારી ત્રણેને પકડી લઇએ છીએ આમ બન્ને પક્ષવાળા પોતપોતાના વિચારોમા મશગુલ થવા લાગ્યા.

અર્ધોક કલાક થયો હશે ત્યા તો પાછળથી પચીસ ત્રીસેક માણસોનુ હથીયારબધ ધાડુ આ ત્રણે ઉપર તુટી પડ્યુ હિમતલાલ તેમ બન્ને સવારો સાવધાન જ હતા તેમણે લુટારા ઓને મધ્ય સ્થળમા લઈ જવા માટે નાસવાનો પ્રયત્ન કર્યો. બરાબર મધ્યસ્થળમા આવતા હિમતલાલે લુટારાઓની સામે ઘોડો ફેરવ્યો સવારો પણ સામે થઈ ગયા લુટારા લોકોએ ધાર્યુ કે હવે આ ત્રણે જણ તાબે થઈ જશે. આ વખતે જ હિમતલાલે ભાલો ઉચો કરી ભયની નિશાની કરી આ લુટારાઓના લક્ષમા ન આવ્યુ આ નિશાની થતા લગભગ સો બસો લશ્કરી ઘોડેસ્વાર સૈનિકો ચારે દિશામાથી દોડતા ત્યા આવવા લાગ્યા લુટારાઓએ જાણ્યુ હવે નાસ્યા વગર છુટકો નથી તેથી તેમણે આડા અવળા નાસવાનો પ્રયત્ન કર્યો પણ સર્વ વ્યર્થ ગયો કેટલાક મરણીયા થઇ સામા થયા પણ તાલીમ લીધેલા લશ્કરી સૈનિકો આગળ તેમનુ શુ ચાલે ? આ કાઈ પોલીસના માણસો નહોતા કે બ્હી જાય. આ તો લશ્કરી

ટુકડીના માણસો હતા, જે ખાસ મદદ માટે બોલાવ્યા હતા. તેમને એવી સૂચના આપી હતી કે અમુક નિશાની થતાં આટના માણસોએ આવવુ અને અમુક નિશાની થતા બધાએ આવવુ. તેમને ઘણે દૂર ઝાડીમા પાછળથી છૂપાઈ રહેવાની સૂચના આપી હતી. ત્યાં આવેલા એક ઝાડ ઉપર એક સૈનિક ચઢી આ જગા ઉપર ધ્યાન આપ્યા કરવુ. અને જેવી નિશાની થાય તેવી બધાને કે ઘોડાને જવા સૂચના આપવી એવી વ્યવસ્થા કરી હતી.

આ પ્રમાણે હિમતલાલે આ રણજંગમ–ઝપાઝપીમાં ઘણા લુંટારાઓને પકડ્યા, ઘણા માર્યા ગયા. પકડેલાને બરોબર જાપ્તા સાથે લશ્કરી સૈનિકોની દેખરેખ નીચે જેલમાં મોકલી આપ્યા. ચાદખા તો પહેલા જ ગયા હતો.

હિંમતલાલને હજુ ઘણી તપાસ કરવાની હતી. લુટારાઓની ટોળી બીજી પણ હશે એમ તે માનતો હતો તેને સુપ્રીન્ટેન્ડેન્ટનો પત્તો મેળવવો હતો. કેટલાક સૈનિકો સાથે તે જે રસ્તે થઇ લુટારા આવ્યા હતા તે રસ્તે જવા નિકળ્યો. તેણે બીજી ભયની નિશાની ચઢાવી. તરત જ બીજા સોએક સવારો આવી પહોંચ્યા તેની સાથે તેણે કોતરમાં ઉતરવા માંડ્યુ. તે સવને કાંઈ કાંઈ સૂચના આપી. પાંચ પાંચ માણસોની ટુકડી પાડી દીધી, સર્વથી આગળ પાચ માણસો તે રસ્તે ચાલ્યા તેનાથી થોડે દૂર બીજી પાચ પાંચની બબ્બે ટુકડીઓ રહી, તેની પાછળ પોતે દશેક માણસ સાથે રહ્યો પાછળ કેટલીક ટુકડીઓ રાખી આજુ બાજુ કોતરોના ટેકરા ઉપર પચાસેક સૈનિકો બન્ને બાજુ ચાલવા લાગ્યા એટલે ચારે તરફની ખબર કાઢી શકાય. અમુક નિશાની થતા બધાએ ભેગા થઇ જવુ એવી પણ ગોઠવણ કરી.

આ પ્રમાણે વ્યવસ્થા કરી સાહેબના ઘોડાના પગલા જે રસ્તે થઇ જતાં હતાં તે રસ્તે તેમણે ચાલવા માંડ્યુ, ઘણે દૂર ગયા ત્યાં કાંઈક માણસોનો પગરવ જણાયો. આગળ જતાં ત્યાંથી બે માણસો અમુક આડા કોતરમા દોડતા જતા જણાયા. તેની પાછળ એક બે ટુકડી ગઈ. આગળ જતા ઘોડાનાં પગલા બંધ થયા અને સાહેબના બુટના પગલા જણાયાં ઘોડા આગળ જઈ શકે તેમ ન હોવાથી ત્યાંથી ઘોડા ઉપરથી ઉતરી ચાલતા આગળ વધ્યા. સર્વે હથીયારથી બરોબર સજ્જ હતા.

થોડે દૂર જતા એક મોટો વિશાળ વડ આવ્યો. તે સર્વે ત્યાં ગયા તો ત્યાં વડની ઘુ-ઘામાં ઉપર બે ચારેક માણસો ભરાઈ રહેલા જણાયા, અહિં સુધી જ સાહેબનાં પગલાં હતા. પાસે જ એક જુનુ ખંડેર હતુ ત્યા પણ તપાસ કરાવી વડ ઉપરના માણસોને નીચે ઉતારી પકડી લીધા અને રસ્તો પૂછ્યો પણ તેમણે બતાવ્યો નહિ. પાસેના ખંડેરમાં જઈ તપાસ કરી તો ત્યા અંદર એક જીર્ણ ઓરડો અંદરથી વાસેલો અને અંદર કાંઈક ગરબડાટ થતો હોય એમ સમજાયું. બારણુ ઘણુ ખખડાવ્યું પણ અંદરથી ન ઉઘડ્યુ. છેવટે કમાડ તોડી અંદર ગયા, પણ ત્યા કોઈ નહોતુ તેમા થઈ એક નાની ગલી જતી હતી તેમા કાનસ કરી જોયુ તો આગળ માણસનો ઘણુ ભાગે જણાયો. તેની ડાબી બાજુ એક ઓરડો હતો, તે પણ અંદરથી બંધ હતો, ઘણો ખખડાવ્યો પણ ન ઉઘડ્યો ત્યારે તેને તોડી અંદર ગયા. તો ત્યાં એક પથારીમા સુપ્રીન્ટેન્ડેન્ટને હાથ પગ બાંધીને પડેલો જોયો. હિંમતલાલે તેના હાથ પગ છોડી છુટા કર્યા. સાહેબે તેનો ઘણો ઉપકાર માન્યો અને તેને બાંધી લોકો જે રસ્તે ગયા હતા તે રસ્તો બતાવ્યો તેની નીચે ગામા એક બારણુ હતું તેમાં થઇ નીચે ઉતરવાની સીડી હતી તેમા હિમતલાલ સાહેબ સાથે ઉતર્યો અને આગળ ચાલ્યો તો એક મોટું ભવ્ય દિવાનખાનું દીઠું. ત્યાં ચારેક જણ ગાનચાકી કાઢમાં બેઠેલા હતા. પાસે જ એક ઓરડામાં ત્રે ચાર સ્ત્રીઓ હતી.

આમ અજાણ્યા માણસોને અંદર આવતા જોઇ પેલા લોકો સાવચેત થઇ ગયા અને તેમને કહ્યું અરે, તમે બધા અહિં શી રીતે આવ્યા? એમ કહી એક જણે સીટી વગાડી કે એક ઓરડામાંથી દસેક સીદી જેવા કદાવર માણસો હથીયાર સાથે બહાર આવ્યા અને એકદમ સાહેબ તેમ હિંમતલાલને પકડવા દોડ્યા.

હિંમતલાલ કાંઇ કાચો પોચો નહોતો. તેણે પૂર્ણ વ્યવસ્થા પ્રથમથી જ કરી હતી. જ્યાં પેલા સામે આવતા દીઠા કે તરત તેણે અને સાહેબે બંને સામે પીસ્તોલો ધરી કહ્યું "અહિં તાબે થાવ, નહિ તો મરણ શરણ થશો." આમ કહેતા પીસ્તોલના બે ત્રણ બાર દબાવ્યા કે તેમાંના બે જણ તો ગડાક લઇ ગબડ્યા. આ અવાજ સાંભળી પાછળથી સૈનિકો તરત તે હોલમાં દાખલ થયા અને બાકીના માણસોને પકડી લીધા.

આ ગરબડાટમાં પેલા ચાર માણસો નાસવા જાય છે ત્યાં તેમને પણ પકડી લીધા. પેલી સ્ત્રીઓને પણ સાથે લીધી. આ પ્રમાણે તે સર્વને સાથે લઇ હિંમતલાલ તેમ સાહેબ બન્ને પાછા વળ્યા. અને બારણું બંધ કરી ત્યાં પહેરો મૂકી આવ્યા હતા તે જ રસ્તે મેદાનમાં આવ્યા. સાહેબને તો લુટારાઓએ એવી રીતે પૂરેલા કે તે ફરી માન બહાર આવશે કે કેમ તેનો તેને સંશય જ હતો. તેમણે હિંમતલાલનો ઘણો જ ઉપકાર માન્યો. આમ સર્વ ધુતારાઓ પકડાયા. કેટલાક રહી પણ ગયા. ચંદનલક્ષ્મી પણ જડી.

સાંજે સર્વે ઘેર ગયા. લુટારાઓને પકડવાની વાત ચોમેર ફેલાઇ. બીજા દિવસે પેપરમાં પણ "મશહુર લુટારા ટોળીની ધરપકડ" એ હેડીંગથી આ વાત છપાઇ. જ્યાં ત્યાં હિંમતલાલના યશોગાન ગવાયા.

હિંમતલાલે લુટારાઓ સામે કેસ કર્યો. તેમાં સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબે હિંમતલાલની બાહોશીથી પોતાનો કેવી રીતે બચાવ થયો તે જણાવ્યું. મેજીસ્ટ્રેટ પાસેથી કેસ સેસન્સમાં કમીટ થયો. ત્યાં ચાંદખાને જન્મદેશનીકાલની સજા થઈ. તેની સઘળી મિલ્કત જપ્ત થઇ અને બીજાઓને કોઇને પાંચ દસ વર્ષની એમ સજાઓ થઈ, એક બે છુટી પણ ગયા.

હવે લુટારાઓનો ત્રાસ ઓછો થયો. લોકો કાંઇ નિર્ભય થયા. હિંમતલાલને એસી. સુપ્રીન્ટેન્ડેન્ટની જગા મળી, અને સરકાર તરફથી રાવબહાદુરનો ઇલ્કાબ મળ્યો. ચંદનલક્ષ્મી ઘેર આવી ઘણી પસ્તાવા લાગી. મોહિનીએ તેને ઘણું આશ્વાસન આપ્યું ધીરજ આપી. સ્વતંત્ર થવાથી કેટલું દુખ વેઠવું પડ્યું તેનો ચંદનલક્ષ્મીને પૂરેપૂરો અનુભવ થયો. અજાણ્યા માણસોને નોકરીમાં રાખવા એ કેટલું જોખમ છે તે સમજાયું. મણિલાલ પણ કુછંદે ચઢ્યો હતો, સ્ત્રીના કૃત્રીમ પ્રેમને વશ થઇ તેને માટે ઘરેણા વસ્ત્રો મેળવવા લાંચ રૂશ્વત ખાતા શીખ્યો હતો. તેને સ્ત્રીના વર્તનની ખાત્રી થઈ. સ્ત્રીનું કહ્યું માની ગમે તેમ વર્તવાથી કેટલું સહન કરવું પડે છે તેનો અનુભવ થયો.

મોહિનીને હવે ચંદનલક્ષ્મીને સમજાવવાનું કામ આવ્યું. તેણે તેને સુધારવા યત્ન કર્યા. [illegible] કોઇનું કહ્યું માનવાથી જે અસર થતી નથી તે અસર જ્યારે અનુભવ થાય છે ત્યારે થાય છે. તેમ મોહિનીને એક વખત વીતી ચૂક્યું હતું તે પછી તે સ્ત્રીને સ્વતંત્રતાની છૂટ આપવાથી શી હાનિ થાય છે તે સમજવા લાગી. ચંદનલક્ષ્મી જે કમશ કરી છુટી નીકળી હતી તેનો અનુભવ થયો કે સ્વતંત્રતામાં સુખ છે કે દુઃખ.

(અપૂર્ણ)

# मुशीबत चारित्र्य बांधे छे.

કહેવત છે કે બત્રીશ ટપલા વાગે ત્યારે બત્રીશ લક્ષણ આવે. ચારિત્ર મુશીબતથી જ બંધાય છે.

પોતાનાં મહાન કાર્યોને લીધે પ્રસિદ્ધ થયેલ સ્ત્રીપુરુષ ખુણેખાચરેથી જ નીકળી આવેલ છે. અત્યારનાં મોટાં માણસોના જ દાખલા લો. એમને આ દરજ્જે આવતાં જીવનની ઘણી કસોટીઓ વટાવવી પડેલ છે એની તમને તરત જ ખાત્રી થશે. પ્રતિકૂળ પરિસ્થિતિમાં જ પ્રયાસ કરી એ પ્રકાશી ઉઠેલ છે. સાફલ્યનો સ્હેલો રસ્તો એમને માટે અગાઉથી કોઇએ તૈયાર કર્યો ન્હોતો.

તો પછી આપણા જ્ઞાતિમાંના માબાપો આ મોટાં માણસનાં જીવનપરથી બળનો ધડો કેમ અવગણે છે? આપણે જોઇએ છીએ કે માબાપો પોતાને આવેલી અડચણો પોતાનાં સંતાનને ન આવે એમ ઇચ્છે છે. હું કહીશ કે આ ઇચ્છા ગાંડી છે, અતિ લાડનું પરિણામ છે. "મને આમ વીતેલું અને તેમ વેઠવુ પડેલું, ભાઇને અગર બ્હેનને એવું દુઃખ ન પડે તેની હું કાળજી રાખીશ." આવું કહેતા આપણે કેટલાં બધા માબાપોને સાંભળ્યાં છે!

પણ આમ કરવાથી પોતાનાં સંતાનને એ કેવું અને કેટલું નુકશાન કરી બેસે છે તેનું એમને ભાન છે? માટે એવા આગળવેલ કરી છોકરાંને પંપાળ્યા કરવાં નહિ. થોડી ઘણી મુશીબતો પણ આવશ્યક છે, એથી જીવનની ગંભીરતા સમજાય છે. એથી એમનાં પગ ખુલી જાય છે, દૃષ્ટિ વિશાળ બને છે. ગર્ભશ્રીમન્ત કુટુમ્બમાં અવતરવું એ હીણપત લેખાવું જોઇએ. એથી જીવનની સુન્દરતા સમજાતી નથી કે જીવનની મધુરતા ચખાતી નથી.

પોતાના સંતાનને ઇજા ન આવે એ જોવાની પ્રત્યેક માબાપની ફરજ છે એ હું કબુલ કરૂં છું. હું તો એટલું જ કહેવા માગુ છું કે બહુ પંપાળ્યા કરવાં એ ખોટું છે. કારણ કે એથી એમનું મનુષ્યત્વ જતું રહે છે.

તમારાં સંતાનની કાયા કાંકરા જેવી હોવી જોઇએ એટલું જ નહિ પણ એમનું મન પણ મજબુત હોવું જોઇએ, અને એને માટે પ્રતિબન્ધપાલન ( Discipline ) ચીવટાઈ-ભર્યું હોવું જોઇએ. માટે એમને કેટલાંક કર્ત્તવ્ય સોંપો, તેની જોખમદારી એમના માથે રાખો. એ એમના હાથે જ પાર પડવા જોઇએ એમ ઠસાવો. એથી એમનું ચારિત્ર્ય ઘડાશે. એમની વફાદારી, પ્રમાણિકતા, તત્પરતા, હોંશ ખંત એથી મપાશે. આવી તાલીમ આગળપર જીવનવિગ્રહમાં એમને ઘણી ઉપયોગી થઇ પડશે.

ચારિત્ર્ય મુશીબતથી જ બંધાય છે એ વાત ભૂલતા નહિ. તમારાં સંતાન સરસ જીવન જીવવા શક્તિમાન બને એટલા વાસ્તે જો તમે એમને માટે પૈસા મુકી જાઓ તો હું કહીશ કે તમારી મ્હેનત બરબાદ થઇ છે. હું તો એમ માનુ છું કે: જો એમને એમનો રોટલો કમાવાની ચિન્તા હોય તો એ સગર્વ સ્ત્રીપુરુષ, આદર્શ નાગરિક બની શકવાં હોય. જે પૈસો આળસુ બનાવે, જે અન્તે દુર્ગામ બનાવે તે વર્જ્ય મનાવું જોઇએ. કારણ એથી સિદ્ધિનો સંભવ ઉડી જાય છે.

માટે ખરી અગત્ય તો મજબુત, સુન્દર શરીર, નિર્મળ નજર, સાફ અંતઃકરણ, ઉચ્ચ આદર્શ, મહાન ધ્યેય, સચ્ચારિત્ર્યની છે. બીજું બધુ તો ઠીક છે. ચ્યવનરાય શુક્લ.

# प्रासंगीक नोंध.

આ અંક ગ્રાહકોના હાથમાં જરા મોડો મળશે. અંક મોડો પ્રકટ થવામાં અનેક કારણો આવી પડયાં હતાં તે વાચકો જાણી ગયા જ હશે. ભાગ્યોદયના ગ્રાહકો તેની દર માસે વરસાદની માફક રાહ જોયા જ કરે છે. અઠવાડીયું મોડું થતાં અમને ઉપરા છાપરી પત્રો લખી દે છે. અમે ધાર્યું આ અંક વ્હેલો કાઢીશું પણ ઇશ્વરને કાંઈ બીજું જ કરવું હતું.

મારા તરફથી હુન્નરવિજ્ઞાન નામનું માસીક આપને મળ્યું જ હશે. એ માસીક પ્રકટ કરવાની અંતરની દઢ ઇચ્છા થતાં તેને અમલમા મૂકયા વગર છુટકો જ નહોતો. અંતરની પ્રેરણાને સર્વેએ માન આપવુ જ જોઇએ, કેમકે તે ઇશ્વરની ઇચ્છા હોય છે. ઇશ્વર આપણને જેમ દોરે તેમ દોરાવું એ આપણો ધર્મ છે. દેશમા હુન્નરઉદ્યોગોની પડની આવી, જે તે સર્વે નોકરી શોધવા લાગ્યા, વેપાર પડી ભાગ્યો, ખેતીવાડીની ભાગતી આવી, સર્વે વસ્તુ વિલાયતથી આવવા લાગી, અને લોકો પૈસે ટકે કંગાલ થવા લાગ્યા. આ માટે શું કરવું એવો વિચાર થતા અંતરથી પ્રેરણા થઇ કે " હુન્નર વિજ્ઞાન " નામનુ માસીક કાઢવુ અને તે દ્વારા હુન્નર ઉદ્યોગની ખીલવણી થાય, વેપાર રોજગાર સારો જામે, ખેતીવાડીની ખીલવણી થાય તેવા વિષયો ચર્ચવા. નવા નવા ઘેર બની શકે તેવા હુન્નરો શીખવવા, અને લોકોને હુન્નર વેપાર અને ખેતીવાડીને રસ્તે વળવા રુચી પ્રકટાવવી. " આ અંતરની—આત્માની પ્રેરણાને માન આપવુ જ પડયુ અને તેથી તે માસીક લખવા—પ્રકટ કરવા—સરકારની મજુરી મેળવવા, પોસ્ટ ખાતાની મજુરી મેળવવા વિગેરે કાર્યમાં રોકાવું પડયું અને તેથી આ અંક મોડો થઇ ગયો.

છતાં નવેમ્બર અને ડીસેમ્બર બને અંક સાથે પ્રકટ કર્યા છે એટલે ડીસેમ્બરનો અંક તો નિયમસર છે હવે પછી તે બરોબર નિયમસર બહાર પડશે જ. અમારા અંતરની ઇચ્છાને માન આપી અમે હુન્નર વિજ્ઞાન શરૂ કર્યું છે, તે આપને પણ ગ્રાહક ગણી મોકલ્યું છે. તે જોવાથી તેની ઉપયોગીતાની આપને પણ ખાત્રી થશે જ.

હાલ દેશમા અસહકારની ધુન ચાલી રહી છે રાષ્ટ્રીય નિશાળો કાઢવાની ધુન ચાલી રહી છે, દેશમા ફરી હુન્નરઉદ્યોગો સ્થપાય તેવી ચળવળ ચાલી રહી છે. રૂ હાથે કાંતવુ, હાથે વણવું, રેંટીયા ચલાવવા, ખાદી વણવી, ખાદી પહેરવી આ બધી ચળવળ શું જણાવે છે ? એજ કે દેશના હુન્નરઉદ્યોગો દેશમા કેળવો, પરદેશ ઉપર આધાર ન રાખો. આવી ચળવળમાં અમે હુન્નરઉદ્યોગ ખીલવવા માટે ઇશ્વરની આજ્ઞાને માથે ચઢાવી હુન્નર વિજ્ઞાન બહાર પાડયુ છે. અને તેને આપ સર્વે વધાવી લેશો એમ અમે ઇચ્છીએ છીએ. તમે તેના ગ્રાહક થજો, તમારા મિત્રોને તેના ગ્રાહક બનાવજો.

જે જે ઘરમાં હુન્નરવિજ્ઞાન પ્રવેશ કરશે તે તે કુટુંબનો વિજય જ થશે. એમ નક્કી માનજો. કારણ તે દૈવી કાર્ય છે, ઇશ્વરની આજ્ઞાનુસાર નીકળ્યુ છે. તંત્રી તો માત્ર ઇશ્વરની આજ્ઞાનું પાલન કરનાર યંત્ર છે. આ માસીક વર્ષ દિવસ તમે મંગાવી જોશો એટલે તમને છેલ્લે સરવાળે તે ઉપયોગી અને લાભકારક જણાયા વગર નહિ જ રહે. તેના ગ્રાહકોને આ માસીક ગ્લેઝ કાગળોમાં જ અપાશે. દર માસે ૫ ફોર્મ એટલે બાર માસે ૬૦ ફોર્મનું લગ-

ભગ મોટાં ૫૦૦ પાનનું આ પુસ્તક જોતાં તમને ખાત્રી થશે જ કે તેનું લવાજમ રૂ. ૪–૦ ઘણું નજીવુ છે.

આ અંકમાં જન્મ અને મૃત્યુનો લેખ તમે વાંચ્યો જ હશે. અમારા નાના પુત્ર અરવિંદનો દેહાવસાન થવાથી ઘરમાં શોક વ્યાપી રહેલો અને તે કારણને લીધે પણ ભાગ્યોદય નીકળવામાં વિલંબ થયો છે એમ કહીએ તો ખોટું નથી. ઈશ્વર તેના આત્માને શાંતિ આપો, તેને પોતાના આત્મસ્વરુપમાં ભેળવી આત્માનંદ પ્રાપ્ત કરાવો એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

આ માસીકમાં ધાર્મિક વિષયો જ ચર્ચાય છે. ગ્રાહકોની શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય તેવા વિષયો તેમાં કોઈ પણ રીતના તફાવત વગર આવે છે. કોઇ પણ એક જ ધર્મનું આ વાજીંત્ર નથી. તેના ગ્રાહકો હિંદુ, મુસલમાન, જૈન, ખ્રિસ્તી વિગેરે સર્વ ધર્મના છે. તે સર્વનું ચારિત્ર સુધરે, ઉન્નતિ થાય, શારીરિક સ્થિતિ સુધરે, માનસિક વિકાસ થાય અને તેવા જ વિષયો હવે પછી પણ અપાશે.

મનુષ્ય માત્રે પોતાનું ચારિત્ર હમેશાં શુદ્ધ રાખવું જોઇએ. જેમ ડાઘ પડયો હોય તેના ઉપર માખી બેસે છે તેમ જેનું ચારિત્ર ખામીવાળું હોય છે તેનામાં અનેક દુર્ગુણો પ્રવેશ કરે છે. શહેરનું રક્ષણ કરવા તેની આજુબાજુ કોટ ચણી લેવામાં આવે છે તેમ જીવનનો વિકાસ કરવામાટે શુદ્ધ અને ઉત્તમ ચારિત્ર રાખવાની જરૂર છે. ઉત્તમ ચારિત્ર્યવાળો મનુષ્યજ ઉચ્ચ જીવન ગાળી શકે છે. નીતિ અને ન્યાયને ન તજવાં. હૃદય પવિત્ર અને દયાળુ રાખવુ, શાંત અને આનંદી થવુ, વ્યસન માત્રનો ત્યાગ કરવો, શુભ વિચારોનું સેવન રાખવું, સત્સંગત રાખવી, એ સર્વ ચારિત્ર્યને ઘડનાર છે. તમારે ઉત્તમ જીવન ગાળવું હોય તો પ્રથમ તમારૂં ચારિત્ર્ય સુધારો.

શાસ્ત્રમાં કહ્યુ છે કે **आचारो प्रथमो धर्मः**—આચાર એ પ્રથમ ધર્મ છે. કોઈ પણ સમયે આચારથી ભ્રષ્ટ ન થવું પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે આચાર પાળવા. સર્વનું ભલું ઇચ્છવું. દુર્વ્યસન ન કરવું, વાણી નિર્મળ અને હિતકર બોલવી. હલકા વિચાર અને આચાર સેવન કરનારનો સંગ છોડવો, વ્યસનીનો સંગ ન કરવો, આ બધુ શુદ્ધ આચારને પળાવનાર છે.

આજકાલ અસહકારની ચળવળની સાથે સ્પર્શાસ્પર્શ નિષેધની ચળવળ પણ પૂર જોસમાં ચાલી રહી છે. મહાત્મા ગાંધીજીએ પણ અસ્પૃશ્યોનો સ્પર્શ કરવો એવી ઈચ્છા જણાવી, જ્યાંતેમના અનુયાયીઓએ તે વાતને પકડી લીધી. અને અત્યારે જ્યાં ત્યાં ખાદી વાપરો અને ઢેડને અડો એવી બુમો ચોમેર સભળાય છે જાણે ઢેડને અડકવાથી જ સ્વરાજ્ય મળી જવાનું હોય એમ આ અસહકારવાદીઓ માની બેઠા છે. પોતે તે પ્રમાણે પાળે તેનો કોઇને વાંધો ન હોય પણ પોતે જે પ્રમાણે તેજ પ્રમાણે બીજાએ પાળવું એવો દુરાગ્રહ પણ કરતા જોવામાં આવે છે.

આ ચળવળના સંબંધમાં અમારો શો મત છે તે જાણવા અમારા ઉપર ઘણા માણસોના પત્રો આવેલા છે. ઘણા હિંદુ મનવાદીઓ આ સ્પર્શાસ્પર્શનો નિષેધ થાય તે ઇચ્છતા નથી એ વાત જગજાહેર છે. આ સબંધમાં અમે સ્વતંત્ર લેખ ભાગ્યોદયમાં લખવા ધાર્યો છે અને તેમાં સંભાળુ ચર્ચા આવશે. ત્યાં પણ આ સ્થળે તેનું કાંઇક સ્પષ્ટીકરણ કરવું યોગ્ય ધાર્યું

છું. સ્પર્શાસ્પર્શ પાળવો. એ આચારધર્મ છે. ગાંધીજી પણ કહે છે કે આચાર ધર્મ પ્રમાણે અસ્પર્શનો સ્પર્શ ભલે ન કરો અને થાય તો સ્નાનથી શુદ્ધ થાઓ પણ તેના પ્રતિ તિરસ્કાર ન કરો. અમે પણ કહીએ છીએ કે જેણે ઉત્તમ આચાર ધારણ કરવો હોય, તેણે પોતાના ધર્મની ખાતર તો શું પણ પોતાના જીવનની ખાતર પોતાનાથી હલકા આચારવિચારવાળાનો સગ ન કરવો. કહ્યું છે કેઃ " જેવો આચાર તેવો વિચાર, જેવો સંગ તેવો રંગ " આ સાદી કહેવત પણ કહે છે કે તમે તમારા આચાર જેવા રાખશો તેવા તમારા વિચાર થશે, જેવો સંગ કરશો તેવા ગુણ તમારામાં આવશે.

ઉચ્ચ ચારિત્ર્યશીલ મહાપુરુષોનો, સજ્જનોનો, સંગ કરવો એવી સર્વની માન્યતા છે. તમારૂં છોકરૂં જો દરરોજ સુતારની કોડમાં જતુ શીખશે તો તે સુતારની માફક લાકડાં છોલવાનુ શીખશે, દરજીને ત્યાં બેસતા શીખશે તો લુગડાં શીવવાનુ તેને મન થશે, જો બીડી પીનારાની સોબત કરશે તો તે બીડી પીતા શીખશે, દારૂ પીનારનાં છોકરાંની સોબત કરશે તો તેને દારૂ પીવાનું મન થશે, તેવી રીતે જો તેને ચોર છોકરાની સોબત થશે તો ચોરી કરતાં શીખશે. આ વાત સર્વમાન્ય છે. ચારિત્ર્ય શુદ્ધ રહે તે પૂરતું જ વર્ણાશ્રમ ધર્મનુ બધારણ છે. દરેક ધર્મમાં ઉચ્ચ ચારિત્ર્યવાળા થવા માટે ઉચ્ચ ચારિત્ર્યશીલ પુરુષોનો સંગ કરવો, મહાત્માની સોબત કરવી, સારા માણસોના સગમા બેસવુ ઉઠવું એમ સર્વ કોઈ કહે છે. તમારે ઉચ્ચ ચારિત્ર્યવાળા થવું હોય તો તો સારી સોબત સેવવી. નીચ ચારિત્ર્યવાળા થવુ હોય તો પછી નીચ સોબત કરવાની સર્વને છુટ છે.

સર્વ મનુષ્યો કાંઈ કોઈના બાંધેલા નથી. સ્પર્શાસ્પર્શ પાળવો કે ન પાળવો એ પોતાની બુદ્ધિનું કામ છે. પોતાના ધર્મના સિદ્ધાંત પાળવા ઈચ્છનારે પોતાના ધર્મમાં સ્પર્શાસ્પર્શ પાળવો એવું હોય તો પછી અસ્પર્શ્યોનો સ્પર્શ ન જ કરવો. પછી ધર્મને કોરે મેગ મુકી તે કરે તેને કોણ ખાળનાર છે. અસ્પર્શ્યોમાં-ઢેડ, ભગી, ચમાર વિગેરે જાતો ગણાય છે. આ જાતો અંદરે અંદર પણ સ્પર્શાસ્પર્શનો નિયમ પાળે છે. ઉચ્ચ જાતિના મનુષ્યો-બ્રાહ્મણ ક્ષત્રીય અને વૈશ્યોએ આ જાતિને અડકવુ નહિ અને કદાચ અડકાઈ જાય તો સ્નાન કરી શુદ્ધ થવું એવો શાસ્ત્રનો નિયમ છે. આ નિયમનો ભગ કરી અસ્પર્શ્યોનો સ્પર્શ કરવા ઉપદેશ આપવો એ અન્યને અધોગતિમા નાંખવા ઉપદેશ આપવા તુલ્ય છે.

મનુષ્યોને સારા માર્ગે જવા ઉપદેશ આપવો, તેમને ઉચ્ચ જીવન ગાળવા ઉપદેશ આપવો, ધાર્મિક પવિત્રતા પાળવા ઉપદેશ આપવો એ શુભ કર્મ છે. પણ તેમને પતિત થવા ઉપદેશ આપવો, ધર્મભ્રષ્ટ થવા ઉપદેશ આપવો, આચારવિચારને તિલાંજલી આપવા ઉપદેશ આપવો, ગમે તેને અડકવુ, ગમે તેનુ ખાવુ, ગમે તેની સોબત કરવા ઉપદેશ આપવો એ તેમને અધોગતિમાં નાંખવાં ઉપદેશ આપ્યા તુલ્ય છે. તે ઉપદેશ પાળનાર અને ઉપદેશ આપનાર બને અધોગતિને પાત્ર છે.

કહ્યું છે કેઃ 'શીરા માટે શ્રાવક ન થવુ ' આ એક પ્રચલિત કહેવત છે. આનો અર્થ એ જ નીકળે છે કે લાલચથી લપટાઈ ધર્મભ્રષ્ટ ન થવું. ધર્મભ્રષ્ટ થવાથી સ્વરાજ્ય મળતું હોય તો તે સ્વરાજ્ય નકામું છે. એ શીરા માટે શ્રાવક થવા જેવું છે. અત્યારે સ્વરાજ્ય મેળવવાની લાલચે ધર્મને કોરાણે મુકી દેવાય છે. ધર્મ એટલે " અમે કહીએ એ ધર્મ અને શાસ્ત્રો કહે એ અધર્મ " એમ કહેનારા અત્યારે નીકળ્યા છે. ધર્મશાસ્ત્રોનુ રહસ્ય ન સમજ-

નારા ધર્મનો ઉપદેશ આપતા મચી રહ્યા છે અને દેશને ધર્મભ્રષ્ટ કરવા, ઉંધે રસ્તે વાળવા, અજ્ઞાન પ્રજાને ધર્મનો ત્યાગ કરવા, સ્પર્શાસ્પર્શ્યથી બાધ નથી માટે તમે અસ્પર્શ્યોને સ્પર્શ કરો, તમારી સાથે ભેળવો, તમારા કુવામાથી સાથે પાણી ભરવા દો, તમારા મંદિરમાં આવવા દો, એવું કહેનારા વગર સમજ્યે ધર્મની હાનિ કરવા ઉપદેશ આપી રહ્યા છે

જેમ પતિવ્રતા સતિને પૈસા માટે પરપુરુષનો સંગ કરવાનો ઉપદેશ આપવો એ નીચ વિચાર છે તેમ ધર્મનિષ્ટ પ્રજાને ધર્મનો ત્યાગ કરવા ઉપદેશ આપવો એ નીચ કર્મ છે. ધર્મનુ બધારણ આપણા દેશમા હજુ ટકી રહ્યું છે. ગામડામા અને શહેરોમા ઘરેઘરમાં સ્ત્રી પુરુષોના હૃદયમા ધર્મનો વાસ છે. તેમને ધર્મથી ચસવુ ગમતું નથી ત્યારે તેમને ઉપદેશ અપાય છે કે અસ્પર્શ્યોનો સ્પર્શ કરવો એ ધર્મ છે, અને જે ધર્મમાં અસ્પર્શ્યોનો સ્પર્શ ન કરવો એમ કહ્યુ હોય એ ધર્મ નથી પણ પાખંડ છે. જે શાસ્ત્રમાં તેવું હોય તેને અમે શાસ્ત્ર જ માનતા નથી. આ બધુ શુ કહેવાય ! લોકોને ઉંધે રસ્તે દોરવા આટલી બધી જોહાકી કેમ વપરાય ?

આપણને સરકારની જોહાકી ગમતી નથી, નોકરશાહીની આપખુદી ગમતી નથી, તો પછી આપણે જાતે અન્ય ધર્મનિષ્ટ પ્રજાને અવળે રસ્તે વાળી ધર્મથી ચ્યુત કરવા શામાટે જોહાકી વાપરવી ? શામાટે ઘણા ધર્મનિષ્ટ હિંદુઓની સભામાં પોતાનો પાવર બતાવવા હઠ સાથે પ્રવેશ કરવો ? આ બધી જોહાકી ન જોઈએ. આગળ હિંદુ ધર્મનો નાશ કરવા માટે મુસલમાનોએ ક્યાં ઓછું કર્યું હતું. છતાં પણ હિંદુ ધર્મ ટકી રહ્યો છે. એ હિંદુધર્મ તમારી સ્વરાજ્યની ચળવળ ખાતર નાહક પેસાડી દીધેલી અસ્પર્શ્યોને સ્પર્શ કરવાની જોહાકી સામે પણ ટકી શકશે. ભાવિક હિંદુઓ પ્રાણાંતે પણ પોતાના ધર્મને નહિ છોડે.

આ ચળવળને કેટલાક ધર્મનુ રૂપ આપ્યું છે. કહે છે કે: "અંત્યજો પ્રતિ તિરસ્કાર કાઢી નાખો, તેમને અડો, તેમની સાથે ભેગા બેસો, તમારી નિશાળોમા તેમને બેસવા દો, તમારે કુવે તેમને પાણી ભરવા દો, તમારા ઘરમા તેને પેસવા દો, આ બધું કરવાથી સ્વરાજ્ય વ્હેલું મળશે." આમ કહી પ્રજાને ઉંધે રસ્તે દોરવી એજ હેતુ છે. તેમની ભૂલનો ભોગવટો પ્રજાને કરવા તેમને શો અધિકાર ? શું પ્રજાને સુધારવા તેમણે ઇજારો રાખ્યો છે ? ખુદ ગાંધીજીએ ઘણીવાર કહ્યું છે કે: મે ઘણી ભૂલો કરી છે. ગાંધીજી કહે તે જ ખરૂં શા માટે માનવુ ? કોઈ ધર્મનો તેમ પોતાનો મત ન માનવો ? આ લેખકને યાદ છે કે અમદાવાદમાં રાજકીય પરીષદ ભરાઈ તે વખતે વિદેશી માલનો બૉયકોટ કરવો એ ઠરાવ લાવવામાં આવ્યો હતો. આ વખતે તે ઠરાવ સામે ગાંધીજી પડ્યા હતા અને કહ્યું હતું કે આવો ઠરાવ લાવવાથી તે માલ પ્રતિ આપણો તિરસ્કાર છે એમ આપણે બતાવીએ છીએ. ગાંધીજીના માનને ખાતર આ ઠરાવ ઉડી ગયો તે પછી આજ ઠરાવ મારા ધારવા પ્રમાણે કોંગ્રેસમાં પસાર કર્યો, અને ગાંધીજીએ જાતે વિદેશી માલનો બાયકોટ કરવાનો તો શું પણ પરદેશી કાપડને બાળી દેવાનો ઘણી વખત ઉપદેશ આપ્યો. આ પ્રમાણે પરદેશી કાપડને બાળી દેઈ તેના ઉપરનો તીરસ્કાર પ્રદર્શીત કર્યો કે ચમુ શું ? આવું ઘણીવાર બન્યું છે. એક વખત તેમણે કંઈ ઉપદેશ આપ્યો હોય છે તો બીજા વખતે પોતાના વિચાર ફેરવે છે.

આ સ્પર્શાસ્પર્શ્ય નિર્ણયમાટે પણ અમારા માનવા પ્રમાણે તેમણે ગંભીર ભૂલ કરી છે. તે ભૂલને વળગી રહેવું એ આપણા મતને પરાધીન કરી દેઇ અમુક કહે તેજ સાચું

માની સ્વતંત્રતા ગુમાવી બેસવા તુલ્ય છે. માટે ધર્મશાસ્ત્રો કહે તે માનો, તમારૂ અંતઃકરણ હા પાડે તે માનો. અમુક કહે માટે તે ખરૂ છે એમ માની ધર્મને તિલાંજલી આપી ધર્મ ભ્રષ્ટ ન થાઓ. ઢેડોની સોબત કરનાર ઢેડના જેવા ગુણવાળો થાય એમા નવાઇ નથી. કોલસા ભેગો સાબુ કાળો પડે, તેને તે બળે તો જ ધોળાશ આવે.

જાતિભેદ આજકાલનો નથી તે વંશપરંપરા ઉતરી આવે છે ગુણ પણ વંશપરંપરા ઉતરી આવે છે. અન્યના દોષ જોવાની ટેવ છોડી દો તમે જાતે કેટના સુધર્યા છો તે તપાસો તમે તમારા આચારવિચારથી પવિત્ર બનો. પવિત્રતા તે ઉચ્ચ શિખર ઉપર લઈ જનારી છે. જો આચારવિચારનો ત્યાગ કર્યો તો અપવિત્રતા પેસશે. માટે સ્પર્શાસ્પર્શનુ પાલન કરવું, વર્ણાશ્રમધર્મનુ પાલન કરવુ એ શાસ્ત્રસંમત છે, યુક્તિસિદ્ધ છે. વિજ્ઞાનની રીતે પણ તેનુ પાલન કરવા યોગ્ય છે. માટે તમારે તમારા ધર્મ પ્રમાણે ધર્મનિષ્ટ થવુ એજ કર્તવ્ય સમજવુ.

---




( લેખકઃ—બાબુ કન્નોમલ, એમ એ. )

---

પ્રાચીન ભારતમાં જાતીય શિક્ષાના અંગ તરીકે ચૌદ વિદ્યાઓ અને ચોસઠ કળાઓ હતી. વખતના ફેરફારને લઈ તેમાથી કેટલીક વિદ્યાઓ અને કળાઓનો લોપ થઇ ગયો છે. જે બાકી છે તે વર્તમાન શિક્ષા પ્રણાલીમા નથી. આવી દશામા અમારી શિક્ષા જાતીય છે, એમ કેમ કહી શકાય ? જ્યા સુધી જાતીય શિક્ષા નથી, ત્યા સુધી નવયુવકોને ભારતીય ઉચ્ચ આદર્શોનું જ્ઞાન થઇ શકતુ નથી, અને ત્યા સુધી તેઓ ભારતની પ્રાચીન સભ્યતાથી પરિચિત થઈ શકતા નથી. અહિ ફક્ત ચૌદ વિદ્યાઓનુ ટૂંકામા વિવેચન કરવામાં આવે છે.

## ૧૪ વિદ્યાઓનાં નામ.

૪ વેદ, ૬ વેદાંગ, પુરાણ, ધર્મશાસ્ત્ર, ન્યાય અને મીમાંસા એ ૧૪ વિદ્યાઓ છે.

## વેદ.

વેદ ચાર છે—ઋગવેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ. વેદોના બે ભાગ છે—સંહિતા ભાગ અને બ્રાહ્મણભાગ. સંહિતાભાગમાં ઇશ્વરરૂપ દેવતાઓની પ્રાર્થનાઓ અથવા સ્તુતિઓના મંત્ર છે. યજ્ઞ કરતી વખતે આ મંત્રોની જરૂર પડે છે. બ્રાહ્મણભાગમાં યજ્ઞ કરાવવાની વિધિઓ તથા યજ્ઞોનું ફળ, ધર્મકથાઓ, દાર્શનિક વિચાર અથવા અન્ય મનુષ્યોપયોગી વિષય છે. સંહિતાભાગમા ગુરુપરમ્પરા અથવા બીજા કારણોને લઇ પાઠાન્તર થઈ ગયો છે, અને તે પાઠાન્તરોને શાખા કહે છે. એ શાખાઓ ૧૧૩૧ છે. ઋગવેદ સંહિતાની

૨૧ શાખાઓ, સામવેદની ૧૦૦૦, યજુર્વેદની ૧૦૧ અને અથર્વવેદની ૯ શાખાઓ છે. વેદોના બ્રાહ્મણ પણ કેટલાય છે. તેમાથી ચૌદ મળે છે—ઋગવેદના ૨, સામવેદના ૯, યજુર્વેદના ૨ અને અથર્વવેદનો ૧. એ પ્રમાણે બ્રાહ્મણોનો વિભાગ છે. બ્રાહ્મણોમાં કોઇ ભાગ એવો છે કે, જે આરણ્યક કહેવાય છે તેમાં વાનપ્રસ્થોના કર્મો તથા અન્ય ધર્મવિચારોનું વિવેચન છે. તેને મળતું વેદો અને બ્રાહ્મણોનું ઉપનિષદ્ છે, જે દાર્શનિક વિચારોનો ભંડાર છે. તેમા આત્મા, પરમાત્મા અને તે બન્ને સંબંધી વિષયમા ભારે ગંભીર અને મર્મભેદક વિચાર છે, તેની સંખ્યા ઘણી છે. ૧૭૦ ઉપનિષદ્ હાલ પણ મળે છે. પરંતુ મુખ્ય ઉપનિષદ્ ૧૨ છે. તેના નામ—ઐતરેયોપનિષત્, કૌશતકીય બ્રાહ્મણોપનિષત્, બૃહદારણ્યકોપનિષત્ છાન્દોગ્યોપનિષત્, કઠોપનિષત્, તૈત્તિરીયોપનિષત્, ઇશોપનિષત્, માણ્ડૂક્યોપનિષત્, મુણ્ડકોપનિષત્, પ્રશ્નોપનિષત્, કેનોપનિષત્, અને શ્વેતાશ્વતરોપનિષત્.

ઉપનિષદોની પ્રશંસા પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ ઘણી સારી રીતે કરી છે. તેમાં દાર્શનિક વિચારોની પરાકાષ્ઠા છે. દુનિયામા આ વિચારોથી ઉચ્ચ વિચાર હજુસુધી વ્યક્ત થયા નથી. પાશ્ચાત્ય દાર્શનિક વિચાર તેની પાસે તુચ્છ છે. તેનો જેટલો મહિમા ગવાય તેટલો થોડો છે. વેદ ક્યારે બન્યા એ પ્રશ્નની ચર્ચા કરવામાં પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારે મગજમારી કરી છે, અને જે કાંઈ નિશ્ચય કર્યો છે તે ભારતીય પંડિતોની દ્રષ્ટિમાં ઉપહાસાસ્પદ છે. વેદોની ઉત્પત્તિ કોઇ ઈશાથી ૧૨૦૦ વર્ષ પહેલાની, કોઇ ૨૪૦૦ વર્ષ પહેલાંની, કોઈ ૨૦૦૦ વર્ષ પહેલાંની, અને કોઈ ૪૦૦૦ વર્ષ પહેલાની બનાવે છે, પરંતુ આ વિચારોમાંથી કોઈ યોગ્ય નથી. હિંદુધર્મ વિચારોને લઇ વેદ અનાદિ છે, અને સૃષ્ટિની શરૂઆતમાં બ્રહ્માદ્વારા પ્રકટ થયા છે.

## વેદાંગ.

**વેદોના** છ અંગ છે—શિક્ષા, છન્દ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ અને કલ્પ શિક્ષામાં પાણિનીય શિક્ષા એ મુખ્ય ગ્રંથ છે. અન્ય પણ કેટલાય ગ્રંથ છે. પ્રાતિશાખ્યોને પણ શિક્ષામાં જ ગણે છે. તેમા વેદ શબ્દોના ઉચ્ચારણની વિશેષતા અને સાધનની રીતિનું વર્ણન છે.

છન્દ—આ વિષયનો મુખ્ય ગ્રંથ પિંગલકૃત છન્દસ્સૂત્ર છે. વૈદિક છન્દોનું વિવરણ સામવેદના નિદાન સૂત્રોમાં છે અને ઋગવેદના પ્રાતિશાખ્યના એક અધ્યાયમાં પણ છે.

વ્યાકરણ—આ વિષયનો મુખ્ય ગ્રંથ પાણિનિનું વ્યાકરણ છે, જેને અષ્ટાધ્યાયી કહે છે. અન્ય પણ કેટલાય ગ્રંથો છે.

નિરૂક્ત—યાસ્ક કૃત નિરૂક્ત મુખ્ય ગ્રંથ છે. તેના પહેલા ત્રણ અધ્યાયોમાં શબ્દાવલી છે—એકમાં પર્યાયશબ્દ, બીજામાં એવા શબ્દ કે જે વેદોમાં આવી ગયેલા છે અને ત્રીજામાં દેવતાઓનાં નામ છે. તેની પછી શબ્દોપર યાસ્કઋષિની વ્યાખ્યા છે. જેમાં ઘણા ઉદાહરણ પણ આપવામાં આવ્યા છે. તેમાં પ્રથમ નિરૂક્તકર્ત્તાઓનો પણ ઉલ્લેખ છે.

જ્યોતિષ—આ વિષયનું અત્યન્ત પ્રાચીન પુસ્તક લગધકૃત જ્યોતિષ છે. આ ગ્રંથપર યુનાની જ્યોતિષનો કાંઇપણ પ્રભાવ પડ્યો નથી, એમ પાશ્ચાત્ય વિદ્વાનોએ માની લીધું છે. જ્યોતિષ શાસ્ત્રના અનેક ગ્રંથ છે.

કલ્પસૂત્ર—આ સૂત્ર બે પ્રકારના છે. ૧ શ્રૌતસૂત્ર, જેનો આધાર શ્રુતિપર છે અને જેમાં ભારે ભારે યજ્ઞ કરાવવાની વિધિ લખી છે. અને ૨ સ્માર્તસૂત્ર, જેનો આધાર સ્મૃતિ

પર છે. તેમાં પણ બે ભેદ છે. ૧ ગૃહ્યસૂત્ર અને ૨ ધર્મસૂત્ર. ગૃહ્યસૂત્રોમાં ગૃહસ્થ સબધી વિધિઓ અને કાર્યો–જેવા કે, વિવાહ, જન્મ, નામકરણ ઇત્યાદિ વિવેચન છે, ધર્મસૂત્રોમાં આચાર, વ્યવહાર, પ્રાયશ્ચિત આદિ ધર્મવિષયોનું વિવરણ છે આજ ધર્મસૂત્રોથી સ્મૃતિઓ નીકળી છે. તે સિવાય યજુર્વેદમા શુલ્વસૂત્ર પણ છે. જેનો સબધ યજ્ઞો કરાવતી વખતે નિશ્ચિત કરવા અને જૂદા જૂદા પ્રકારની વેદિઓની રચના કરવાની સાથે છે. આ સૂત્રોથી ભારત-વર્ષની પ્રાચીન રેખાગણિત વિદ્યા નીકળી છે સૂત્રોની સાથે પરિશિષ્ટ રૂપનુ સાહિત્ય પણ છે. તેમા વેદમત્ર સબધી ઘણી બાબતનુ વર્ણન છે. તેમા ધર્મવિષયનુ પ્રતિપાદન પણ છે.

ચાર વેદોના ચાર ઉપવેદ છે,—૧ આયુર્વેદ, જેમાં વૈદ્યક શાસ્ત્રના સિદ્ધાન્ત છે તેમજ સર્વ રોગોની ચિકિત્સા અને તેને દૂર કરવાની ઔષધિઓનુ વર્ણન છે. ૨. ધનુર્વેદ જેનો સબધ અસ્ત્રશસ્ત્ર વિદ્યાથી છે. ૩. ગાન્ધર્વવેદ—જેનો સબધ સગીત વિદ્યાથી છે. ૪. અર્થશાસ્ત્ર, જેનો સબધ અર્થોપાર્જનથી છે. વેદ, ઉપવેદ, બ્રાહ્મણ, ઉપનિષદ, અને વેદાગોપર ભારે ભારે પ્રભાવશાળી અને ગભીરાશય ભાષ્ય છે, જેની સહાયતાથી આ પ્રાચીન ગ્રંથોનો અર્થ સ્પષ્ટ થાય છે આ સર્વ ગ્રથ વાચવાથી દુનિયાની તમામ વિદ્યાઓનો પરિચય થઇ જાય છે. અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોની સિદ્ધિ થાય છે પ્રાચી-નકાળમા આ ગ્રથોનુ અધ્યયન સર્વ દ્વિજાતિ મનુષ્યને જરૂરનુ હતુ અને પ્રાચીનકાળમાં એવા પ્રચણ્ડ વિદ્વાન થતા હતા તેનુ એજ કારણ છે. જ્યારે ધર્મ ધુરધર મહાન્ પુરુષોદ્વારા ભારતની ઉન્નતિ થાય ત્યારે આ વિદ્યાઓનુ પુનર્જીવન થઇ શકે, આ પ્રમાણે ૪ વેદ અને ૬ વેદાગ મળી ૧૦ વિદ્યાઓનુ ટૂકામા વર્ણન થયુ, હવે બાકીની ચાર વિદ્યાઓનુ દિગ્દર્શન કરાવવામા આવે છે—

## ન્યાય.

ન્યાયશાસ્ત્રનો સબધ તર્કાદિ દ્વારા સત્ય નિર્ણય કરવાથી છે પ્રાચીન સમયમા આ વિષયપર કેટલાય પ્રાચીન ગ્રથ હતા, પરતુ જ્યારથી ગૌતમનુ ન્યાયદર્શન અને કણાદનુ વૈશે-ષિક દર્શન રચાયુ ત્યારથી આ જ ગ્રથોથી આ વિષયનુ પ્રતિપાદન થાય છે. આ ગ્રથો પછી ન્યાયપર અનેક ગ્રથ લખાયા છે, અને આ બાબત જેવી કુશાગ્રબુદ્ધિ અને તીવ્રદૃષ્ટિથી ભારત વર્ષમા પ્રતિપાદિત થઇ છે, તેવી કોઇ દેશમા થઈ નથી

મહર્ષિ ગૌતમે ન્યાય સબધી વિષય ૧૬ પદાર્થોમા વિભક્ત કરી પ્રતિપાદન કર્યો છે. તે સોલ પદાર્થના નામ—

પ્રમાણ, પ્રમેય, સશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતડા, હેત્વાભાસ, છલ, જાતિ, અને નિગ્રહસ્થાન.

મહર્ષિ કણાદને સસારની સર્વ વસ્તુઓને સાત પદાર્થોમા વિભક્ત કરી આ વિષયનું પ્રતિપાદન કર્યુ છે. આ સાત પદાર્થના નામ—

દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય, વિશેષ, સમવાય, અને અભાવ.

આ વિષય ઘણો જ ગંભીર છે, અને તેના પરિશીલનમા તીવ્રબુદ્ધિ, અથાગ પરિશ્રમ અને વિદ્વાન ગુરુની આવશ્યકતા છે.

## મીમાંસા.

મીમાંસાઓ ત્રણ છે–પૂર્વ મીમાંસા જૈમિનીકૃત, મધ્યમ મીમાંસા અર્થાત્ દૈવીમીમાંસા, અંગિરાકૃત, અને ઉત્તર મીમાંસા બાદરાયણકૃત પૂર્વ મીમાંસાનો વિષય કર્મકાંડ છે. મધ્યમીમાંસાનો વિષય ઉપાસનાકાંડ છે. ઉત્તરમીમાંસાનો વિષય જીવ, બ્રહ્મ અને તેનો સબંધ બતાવવો એ છે. ૧૪ વિદ્યાઓના સંબધમાં અધિક સંબંધ પૂર્વમીમાંસામાં છે. તેનો ઉદ્દેશ ધર્મનો નિર્ણય કરવો એ છે. તેમાં પાંચ પ્રમાણ માનવામાં આવ્યા છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ અને શબ્દ. યજ્ઞ કરવાથી શું ફલ થાય છે, યજ્ઞ કેવી રીતે કરવો જોઈએ, યજ્ઞ કેટલા પ્રકારનો છે, તેના કેટલા ભેદ છે, કયું કર્મ હમેશાં કરવું જોઈએ, કયે વખતે કરવું જોઈએ, એવી એવી અનેક બાબતો આ મીમાંસામાં પ્રતિપાદિત છે. તેની સાથે ધર્મનું વિવેચન પણ ભારે કુશાગ્રબુદ્ધિથી કર્યું છે. તેમાં પ્રધાનવિષય કર્મકાણ્ડ છે. પરધર્મ નિર્ણયના અભિપ્રાયથી જે તર્કપદ્ધતિ કાઢવામાં આવી છે, તે સત્યનિર્ણય કરવાને માટે વધારે ઉપયોગી છે. મીમાંસા વાંચ્યા વિના વેદોનું ખરૂં રહસ્ય જાણવું ઘણું કઠણ છે.

## પુરાણ.

જે ગ્રંથોમાં પાંચ વિષય પ્રતિપાદિત કરવામાં આવ્યા છે, તે પુરાણ છે. ૧ સૃષ્ટિ, ૨ પ્રલય, ૩ વંશાવલી, ૪ મન્વન્તર, અને ૫ સૂર્ય અને ચંદ્રવંશીય રાજાઓનુ ચરિત્ર.

પુરાણ ૧૮ છે. તેના નામ—બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, વૈવર્ત, લિંગ, વારાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ.

ઉપપુરાણ પણ ૧૮ છે—સનત્ કુમાર, નૃસિંહ, નારદ, શિવધર્મ, દૌર્વાસ, નારદીય, કાપિલ, માનવ, ઉશનસ, બ્રહ્માંડ, વારૂણ, કલિપુરાણ, વસિષ્ઠ, લૈંગ, સામ્બ, સૌર, પારાશર, અને મારીચ.

ભારતવર્ષની પ્રાચીન સભ્યતાનો કોઇ વિષય એવો નથી કે, જેનું પુરાણોમાં વર્ણન ન હોય એ ભારતીય સભ્યતાનો કોષ છે. એને જ ભારતીય ઇતિહાસ સમજવો જોઇએ. એને જ વિદ્યાઓનો ભંડાર માનવો જોઈએ. જ્યાં સુધી આપણે એક બે પુરાણ વાંચ્યાં નથી, ત્યાંસુધી આપણે ભારતીય જ્ઞાનથી વંચિત છીએ એમ માનવું જોઈએ. એ ગ્રંથ વાંચવામાં સુગમ છે અને તેના વિચાર ભારે પ્રતિભાશાલી છે. તે વાંચ્યા વગર હિંદુધર્મના મહાપુરુષોનાં ચરિત્ર, ધર્મ મર્યાદાઓ, પ્રાચીન આદર્શ અને હિંદુધર્મની રીતિ, વ્યવહારોનો જરા પણ પરિચય થઈ શકતો નથી. તેમાં સર્વ વિદ્યાઓ, સર્વ કલ્પનાઓ, અને સર્વ આધ્યાત્મિક, માનસિક અને શારીરિક શિક્ષાઓ પરિપૂરિત છે. એક પુરાણ વાંચવાથી ઘણુંખરૂં જ્ઞાન થાય છે. કેમકે પુરાણમાં ઘણી બાબતો છે. પરંતુ જેણે બે-ત્રણ પુરાણ વાંચ્યા હોય છે, તેને ફરી બીજો ગ્રંથ વાંચવાની જરૂર રહેતી નથી, કેમકે તેમાં સર્વ બાબતો આવી જાય છે.

## ધર્મશાસ્ત્ર.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે, વેદોનું એક અંગ કલ્પસૂત્ર છે, શ્રૌતસૂત્ર અને સ્માર્તસૂત્ર એ બે વિભાગ કલ્પસૂત્રોના છે. સ્માર્તસૂત્રોના પણ બે ભેદ છે–ગદ્ય અને પદ્ય. ગદ્ય ધર્મસૂત્ર છે–ગૌતમ, બૌધાયન, આપસ્તમ્બ, વસિષ્ઠ, વિષ્ણુ, હારીત, હિરણ્યકેશ, ઉશનસ, યમ, કશ્યપ અને શંખ. પદ્ય ધર્મસૂત્ર છે–મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, નારદસ્મૃતિ, પારાશરસ્મૃતિ,

બૃહસ્પતિ, અને કાત્યાયનસ્મૃતિઓ અને બીજા દરજ્જાની સ્મૃતિઓ જેવી કે–અંગિરસ, દક્ષ, દેવળ, પ્રજાપતિ, યમ, લિખિત, વ્યાસ, શંખ, અને વૃદ્ધશાતા તપ.

યાજ્ઞવલ્ક્યે સ્મૃતિમાં ૨૦ ધર્મશાસ્ત્રકર્તાઓનો ઉલ્લેખ છે. તે વીસનાં નામ–મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશનસ, આંગિરા, યમ, આપસ્તમ્બ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શતાતપ અને વશિષ્ટ.

ભવિષ્યપુરાણમાં ૩૬ સ્મૃતિઓનાં નામ આપી કહ્યું છે કેઃ સ્મૃતિઓ આથી પણ વધારે છે. મહાભારત, રામાયણ, વિષ્ણુધર્મ, શિવધર્મ આદિ ગ્રંથ પણ સ્મૃતિઓને મળતા જ છે એમ જણાવ્યું છે.

સ્મૃતિઓ સિવાય ઉપસ્મૃતિઓ છે, તેના નામઃ—જાબાલિ, નચિકેત, છંદા, લૌગાક્ષિ, કશ્યપ, વ્યાસ, સનત્કુમાર, સતદ્રુ, જનક, વ્યાઘ્ર, કાત્યાયન, જાતુકર્ણ્ય, કપિંજલ, બૌધાયન, કણાદ, વિશ્વામિત્ર, વત્સ, પારસ્કર, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ઋષ્યશૃંગ, આત્રેય, બભ્રુ, સત્યવ્રત, ભરદ્વાજ, ગાર્ગ્ય, કર્ષ્ણાજિનિ, બ્રહ્મસંભવ.

ધર્મશાસ્ત્રમાં અર્થાત્ સ્મૃતિઓમા હિંદુધર્મ સંબંધી સર્વ બાબતો લખી છે. એક સ્મૃતિ શાસ્ત્રની વિષયાનુક્રમણિકામાંથી થોડા મુખ્ય મુખ્ય વિષય લખવામાં આવે છે. જે વાંચવાથી સ્મૃતિઓમાં કઈ કઇ બાબતો છે, તે સારી રીતે જાણી શકાશે.

વર્ણવિચાર, ૧૬ સંસ્કાર, સંધ્યાવંદન, પૂજા, જપ, હવન, યજ્ઞકર્મ, વર્ણાશ્રમ, વિવાહ-સંબંધી બાબતો, નારીધર્મ, વિધવાઓનો ધર્મ, સપિંડાદિક વર્ણવ્યવસ્થા, લોમપ્રતિલોમ જાતિવિચાર, ગૃહસ્થધર્મ, વ્રત અને ઉપાસના, ભક્ષ્યાભક્ષ્ય ભોજન, શૌચ, શુદ્ધિ, દાન, શ્રાદ્ધ, ગણપતિપૂજા, ગ્રહનક્ષત્રશાંતિ, રાજનીતિ રાજાઓનો ધર્મ, અને દંડ; એવા એવા અનેક વિષય છે, જે વાંચવાથી હિંદુધર્મનુ રહસ્ય જાણવામા આવે છે.

છેવટ કહેવાનુ એ જ કે, ટૂંકામાં પ્રાચીન ભારતની એ જ ૧૪ વિદ્યાઓ છે. જો તેનું સવિસ્તર વિવરણ કરવામાં આવે તો પુસ્તકોના પુસ્તકો બને.

અનુવાદકઃ—વાડીલાલ કાકુભાઇ સંઘવી.

---

# हुन्नरविज्ञान

હુ નામનું માસીક મારા તરફથી કાર્તિક માસથી શરૂ થયું છે. આ માસીકમા હુન્નર વિજ્ઞાન સબંધી, વપાર ઉદ્યોગ સંબંધી અને ખેતીવાડી સબંધી વિષયો આપ્યા છે. આ માસીકના અમારા દરેક ગ્રાહકો ગ્રાહક થશે એવી અમે ઇચ્છા રાખીએ છીએ. તેનો કાર્તિક માસનો અંક તમને મળી ગયો હશે. તે જોવાથી તમારી ખાત્રી થશે કે તે ઉપયોગી છે.

હુન્નરઉદ્યોગ સંબંધી અમે ભાગ્યોદયમા વારંવાર ટુચકા આપતા હતા. હવે પછી તે માટે સ્વતંત્ર માસીક કહાડેલું હોવાથી હુન્નરઉદ્યોગ સબંધી વિષયો હુન્નરવિજ્ઞાનમાં આવશે. આ માસીકમાં ઘેર બની શકે તેવા કેટલાક હુન્નરના પ્રયોગો આપવામાં આવશે. વેપારમાં આગળ કેમ વધાય, નોકરી કરતા છતાં ખાનગી વખતમા કયો ધંધો કરી દ્રવ્ય મેળવી શકાય, સ્ત્રીઓ ખાનગી વખતમાં ઘેર બેઠાં શો ઉદ્યોગ કરી શકે, વેપાર કેવી રીતે જમાવવો, ખેતી-

વાડી કેમ સુધારી શકાય વિગેરે વિષયો આવે છે. એથી મનુષ્ય માનની આર્થિક સ્થિતિ સુધારનાર આ માસીક થઈ પડશે.

મનુષ્યની હેલ્થ (તંદુરસ્તી) અને વેલ્થ (આર્થિક સ્થિતિ) ઉત્તમ હોવી જોઈએ. આ બને વિષય માટે હુન્નરવિજ્ઞાનમાં વારંવાર લેખો લખાશે. ઘણા હુન્નરઉદ્યોગ કેમ ખીલવવા, તેમજ દેશ પરદેશની વેપારને લગતી બાતમી, કયો માલ કયાંથી મંગાવવાથી સસ્તો પડે, કયો માલ કેમાં મોકલવાથી સારો નફો મળે વિગેરે માહિતી તેમાં આવે છે. અમેરીકાદિ દેશોના તેમ આપણા દેશમાં જુદા જુદા ભાગના ખેતીવાડીના પ્રયોગોનું જ્ઞાન અપાશે. એટલે આ માસિકના તમે ગ્રાહક થશો તો જરૂર તમને ફાયદો જ થશે.

હુન્નરવિજ્ઞાનનો અંક આ અંક મળતા પહેલાં તમને મોકલી આપ્યો છે. તે વાંચી ખાત્રી કરી હશે. તે અમારા ધારવા પ્રમાણે તમને ઉપયોગી થઈ પડશે. આ માસીક ગુજરાતી પ્રજામાં અત્યારે ઘણુ ઉપયોગી થઈ પડયું છે. તેને માટે અત્યાર સુધીમાં આવેલા વિદ્વાનોના પ્રશંશાપાત્ર પત્રો અને આગેવાન પેપરોના અભિપ્રાયો મળેલા છે તેમાંના અમે થોડા તેમના શબ્દોમાં જ આ સ્થળે આપીએ છીએ તેથી આપને ખાત્રી થશે કે તે માસીક કેટલું ઉપયોગી છે.

રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, રિટાયર્ડ પ્રીન્સીપાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ, હાલ સુરતથી–લખે છે કે "હાલ માસિકો અનિવાર્ય નવાં નવાં નીકળે છે, પણ ઘણાં ખરાં એક જ ઢબના હોય છે. તમારૂં માસિક 'હુન્નરવિજ્ઞાન' હુન્નર ને કળાને લગતુ હોવાથી અભિનંદનને પાત્ર છે. હુન્નર ને કળા આપણા દેશની અભ્યુન્નતિનું મુખ્ય સાધન છે; કેમકે આપણો દેશ એમાં ઘણો પાછળ છે. દેશમાં ખૂણે ખોચરે જે હુન્નરો રહ્યા છે તેને યોગ્ય ઉત્તેજન ન મળવાથી તે પ્રસિદ્ધિમાં આવતા નથી.

તમારા માસિકમા એ વિષે પૂરતું જ્ઞાન લોકોને મળે એવી હકીકત પ્રસિદ્ધ થશે તો તેથી ઘણો લાભ થશે.

વિજ્ઞાનશાસ્ત્રમાં પ્રવીણ પુરુષોના લેખો વ્યાવહારિક દૃષ્ટિથી લખાએલા તમારા માસિકમાં પ્રસિદ્ધ થશે તો માસિક વિશેષ આવકારપાત્ર થશે.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં કયા કયા દેશી હુન્નરો છે ને તે કેવી રીતે ચાલે છે તથા તેમાં કેવો સુધારો-આવશ્યક છે એવી બાબત માસિકમાં ચર્ચાશે તો તે વિશેષ લોકપ્રિય થશે."

નામદાર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મુંબાઈ સ્મોલકૉઝ કોર્ટના વડા જડજ સાહેબ લખે છે કે–હુન્નરવિજ્ઞાન માસિકનો ૧ લો અંક મળ્યો, વાંચનારને ઘણો રસ પડે તેમજ ઉપયોગી થઈ પડે એવા લગભગ સઘળા વિષયોથી એ અંક ભરેલો છે. જો એવી જ પાડી પર એના હવે પછીના અંક પણ લખાય તો જરૂર તમારો પ્રયત્ન ફતેહમંદ થશે."

વરોડરા ગન્સના મેન્ટલ હાઇસ્કૂલોના આસિ• ઇન્સ્પેકટર સાહેબ મી. મોતીભાઈ નરસીભાઈ અમીન લખે છે કે–તમારે હુન્નરવિજ્ઞાન અમારે શિરનામે મોકલ્યો, પહેલો અંક અમને પસંદ પડ્યો છે.

**મુંબાઇનું પ્રજામિત્ર અને પારસી પેપર**—તા ૨૧-૧૧-૧૯૨૨ ના અંકમાં લખે છે કેઃ હુન્નર ઊદ્યોગ, વેપાર અને ખેતીવાડી સબંધી વિષયો ઉપર ચર્ચા ચલાવતું હુન્નર વિજ્ઞાન નામનું માસીક મી. જેઠાલાલ દેવશંકર દવેએ પ્રગટ કરવાનું શરૂ કર્યું છે. હાલમાં હિંદમાં વેપાર ઉદ્યોગની જે જાગૃતિ આવતી જોવામાં આવે છે તેવી વેળાએ આવાં માસીકો બેશક ઉપયોગી થઇ પડશે આ માસીકમા જુદા જુદા વિષયો ઘણી સારી રીતે સમજાવવામાં આવ્યા છે, આ માસીકના અંકમાં આવેલા વિષયો ઘણા ઉપયોગી છે.

**બુદ્ધિપ્રકાશ**—નવેમ્બરના અંકમા લખે છે કેઃ "હુન્નરવિજ્ઞાન માસીક રા. જેઠાલાલ દેવશંકર દવેના તંત્રીપદ હેઠળ આ કાર્તિક માસથી પ્રસિદ્ધ થવા માંડ્યુ છે. અને તે આ વેપાર ઉદ્યોગના યુગમા રા. દવેના અન્ય પ્રયાસોની માફક લોકોપયોગી નીવડી બહોળો પ્રચાર પામશે. તે માસિકમાથી વાચકવર્ગને નાના હુન્નર કળા, વેપાર, ઉદ્યોગ, ખેતી દવા વિગેરે વિષયોને લગતી પુષ્કળ જાણવા જેવી અને ઉપયોગી માહિતી મળી આવશે આ માસિક ઉપાડવા બદલ અમે રા. જેઠાલાલભાઇને અભિનંદન આપીએ છીએ અને તેમના કાર્યને ફત્તેહ ઇચ્છીએ છીએ.

**વડોદરા સ્ટેટના ના. વિદ્યાધિકારી સાહેબ**—શ્રી ચુનીલાલ મગનલાલ દેસાઈ બી એ. લખે છે કેઃ—આપના તરફથી નીકળતુ હુન્નરવિજ્ઞાન માસીક જોયું. આપણા દેશને અનેક વસ્તુઓ માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે છે. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જેને માટે થોડું જ્ઞાન મેળવવામાં આવે અને થોડો પ્રયાસ કરવામાં આવે તો ઘેર બેઠાં બનાવી શકાય અને તેટલી બાબતમાં બીજાના ઉપર આધાર રાખવો ન પડે, શિક્ષકોના કામમાં એવી કેટલીક બાબતોનો સમાવેશ કરવાનો આપનો વિચાર ઘણો જ સ્તુત્ય છે. અને શિક્ષકોને ગામડામાં કેટલીક તેમની ઉપયોગની વસ્તુઓ બનાવતા આવડે એ ઇચ્છવાજોગ છે. આશા છે કે આપનું માસિક પ્રજાને ઘણું ઉપયોગી થઈ પડશે અને કેટલાકને પોતાની કમાણીમાં કંઈક અંશે મદદરૂપ થઇ પડશે."

ઉપર પ્રમાણે આ માસીકને માટે ઘણા અભિપ્રાયો મળી ચૂક્યા છે, તમે પણ તે જોશો એટલે ખાત્રી થશે.

આપને હુન્નરવિજ્ઞાન માસીક મોકલવુ શરૂ કર્યું છે. તેના ગ્રાહક થવા કાર્ડ લખી મોકલશો એટલે આવતો માગશરનો અંક આપના ઉપર વી. પી. થી મોકલી લવાજમ વસુલ કરી શકાશે.

કોઇપણ નકારનો જવાબ નહિ મળે તો આપ ગ્રાહક રહેશો એમ ધારી આપના ઉપર માગશરનો અંક વી પી. રૂ. ૪—૦ નું કરી મોકલાશે તો તેનો સ્વીકાર કરશો. વી. પી. આવે ત્યારે તે પાછુ તો નહિ જ મોકલો એમ ધારીએ છીએ. છતાં કદાચ ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તો તેવો પત્ર લખશો એટલે વી. પી. કરવામાં નહિ આવે, પણ કોઈ જાતનો પત્ર ન લખ્યા પછી વી. પી. આવે તો તે વી. પી. રીફ્યુઝ્ડ—પાછું વાળી અમને નાહક નુકશાન તો નહિ જ કરો એમ અમે ધારીએ છીએ.

હવે પછી ભાગ્યોદયમાં પણ ધાર્મિક અને તત્વજ્ઞાનના ઉત્તમ લેખો આપ્યાં કરશે. તેમાં પણ આવતા વર્ષથી કાંઇક સારો ફેરફાર કરવાનો વિચાર ચાલે છે. મહાપુરૂષોના જીવનચરિત્રો અને બોધકવાર્તાઓ તેમ વૈદક સંબધી વિષયો તો આવ્યાંજ કરશે.

આ પ્રમાણે અમારા તરફથી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન બન્ને માસિકો નીકળ્યાં કરશે. પત્રવ્યવહાર દરેકના વ્યવસ્થાપકના નામે જુદો કરવો તેથી ગુંચવાડો થાય નહિ અમારા ગ્રાહકો અમારા આ નવા સાહસને ઉત્તેજન આપી વધાવી લેશે એવી અમારી ઇચ્છા છે. તેનું લવાજમ રૂ ૪-૦ કાર્તકમાં લેવાશે. ત્યારે ભાગ્યોદયનું લવાજમ તો ફાગણમાં લેવાશે. હુન્નરવિજ્ઞાનથી લોકો ઘણા ઉત્સાહી થાય, પ્રયત્નશીલ થાય, તેમની આર્થિક ઉન્નતિ થાય, કોઈ પણ નવા ધંધા કરે તે બનાવવાની છે. તેમાં આવેલા પ્રયોગોમાંથી કોઈ એકજ પ્રયોગ અજમાવી હસ્તગત કરી લેવાથી તેનું દુઃખ દારિદ્ર્ય ટળી જશે. આર્થિક ચિંતા જતી રહેશે. તેથી અમે આશા રાખીએ છીએ કે તમે તેના જરૂર ગ્રાહક થશો જ

અમે તો આપને હુન્નરવિજ્ઞાનના ગ્રાહક થયા છો જ એમ માની આપના ઉપર અંક મોકલ્યો છે. અને આપ તેનો સ્વીકાર પણ કરશો જ.

તંત્રી.

# महर्षि सुश्रुत

(લખનાર—ગૌરીશંકર માતીરામ ભટ્ટ બી. એ.)

સુશ્રુત જેવા મહાન્ પુરુષો દુનીયામાં ઘણા જ ઓછા થયા હશે. એ મહાત્માનો આ દેશમાં જ જન્મ થયો છે એ મોટી ગૌરવની વાત છે. આ ભૂમિમાં જ તેમણે વિહાર કરેલોછે. આ ભૂમિમાં જ જળ, વાયુ, તેજ વિ જે તેમની જ માફક આપણને પ્રાણ આપી રહ્યાં છે. જય હો, જય હો એ માતૃભૂમિનો !

આપણે આપણી જાતને ભૂલ્યા છીએઃ આપણે સાચી વસ્તુને માન આપતા નથીઃ આપણે આપણા પોતામા જ વિશ્વાસ રાખતા નથી !

જેટલું યુરોપથી આવ્યું એટલુ જ સારૂંઃ જેટલું યુરોપ કહે તેટલું જ સાચું, એમ આ- પણે માની બેઠા છીએ. યુરોપની શસ્ત્ર ક્રિયાથી આપણે અંજાઈ જઇએ છીએ. આપણે આપણા ઋષિઓને ભૂલવામાં અપરાધ કર્યો છે. એ ભૂલને ઇતિહાસે સુધારી છે; ઇતિહાસ કોઈ દિવસ ઢાંકયો ઢંકાયો છે ?

સુશ્રુતની "સુશ્રુત સંહિતા" આપણા આયુર્વેદમાં એક પ્રમાણરૂપ છે. સુશ્રુત ચરકથી પણ જૂના થઈ ગયા છે, કેમકે ચરકે પોતાના ગ્રન્થમાં સુશ્રુત વિષે લખ્યું છે. સુશ્રુત એક મહાન્ ક્રિયાકાર હતા. કાશીરાજ "ધન્વન્તરી" તેમના ગુરુ હતા. સુશ્રુતના પિતાનું નામ વિશ્વામિત્ર હતું. મોટા પુરુષોના જીવનમાં આથી વધારે જાણવાનું મળે છે જ ક્યાં ? હશે, આપણે તેમનાં કામ જોઇને જ સંતોષ માનીયે.

શારીરશાસ્ત્ર, રોગપરીક્ષા, શસ્ત્રક્રિયા, પ્રસુતિ ઉપચાર, સ્ત્રીરોગ, દવાઓની બનાવટ ને ઉપયોગ, શસ્ત્ર મૂકવાના સંયોગ, ઇંદ્રિયજ્ઞાન, મૂઢગર્ભ, ભૂતવિદ્યા, રસાયન ઇ૰ વિષયોમા તેમનું જ્ઞાન અસાધારણ હતું.

એટલું તો જાણે, કેમકે તે વૈદ્ય હતા. તે તો વૈદ્ય હતા ને પંડિત પણ હતા ! બ્રાહ્મણો, ઉપનિષદો, વિજ્ઞાનોના સંપૂર્ણ રહસ્યો તે જાણતા. એ બધું "સુશ્રુત સંહિતા" ના દરેક અ- ધ્યાયમાં દીવા જેવું જણાય છે, જન્મમરણના વિચાર, નિષ્કપટ, ઉદારતા ઇ૰ એક સામટું કોઈ પણ ગ્રન્થમાં ન મળી આવે એટલું તેમાં છે.

જો મનુષ્યને દેવ કહેવાતો હોય તો સુશ્રુતને સાક્ષાત્ ઈશ્વરરૂપ માનવામાં જરા પણ સંકોચ નથી, એટલું વૈદક જ્ઞાન એનું બીજે કયાં મળે તેમ છે ? આજનું જ્ઞાન કંઈ હિસાબમાં નથી. એ મહાન્ પુરુષના ચરણમાં આપણું શિશ નમી પડે, ને આપણું સર્વ અભિમાન જાય. આપણે અંગ્રેજીના મોહમાં તણાયા છીએ મરતા મરતા પણ એકવાર સુશ્રુત રૂપી ભંડારમાં ઉતરીયે તો જરૂર આપણું અધુરૂં જ્ઞાન પુરૂં થાય.

એ ભંડારમાંથી હજુસુધી ઘણી જાતિઓએ જ્ઞાન લીધું નથી સુશ્રુતના ચરણકમળમાં રહીને પૃથ્વીપરના વિજ્ઞાનીઓએ પોતાના મત બાંધ્યા છે, કંઈ કંઈને છાયા સુશ્રુતની હોય જ, વિજ્ઞાનીઓ નવું તો કશું જ બતાવી શકતા નથી.

સુશ્રુતને સૌ "પુરુષ છેત્તા" કહેતા પ્રાચીન મિસરના લોકો તેમને "પયસ-છિત્તાસ (એટલે Disector) કહેતા. જે શબને છેદે તેને પુરુષ-છેત્તા કહેવાય. સુશ્રુતે પણ મુડદાં ચીર્યાં હતાં. તૂટેલાં હાડકાં-પાંસળાં જોડવાં, કાંટા, તીર ઈ૦ કહાડીને ઘાનું શોધન, રોપણ ઉત્પાદન, અવમાદન ૪૦ માં તેમના જેવો બીજો કોઈ ચિકિત્સક ન હતો. સુશ્રુતના સમયમાં "એકસ રે" યંત્ર જડયું ન હતું પણ તેમની પાસે એક એવો લેપ હતો કે જેથી પડેલો ઘા જોઈ શકાતો

રક્તાશય કે બરોળ ઉપર રોગ થાય તો તે હથિયાર વડે ચીરતા, મુત્રાશયને ચીરીને તેમાં પડેલી પથરી કાઢતા, મૂઢગર્ભને પણ ચીરીને બહાર કાઢતા, પેટમાં વાગવાથી હોજરી ખસી હોય તો પેટ ચીરીને તેને તે બરાબર બેસાડતા, ને ટાંકા મારી દેતા જલદરના દરદમાં પેટ ચીરીને પાણી કહાડી નાખવામાં આવતું નેત્રરોગમાં તેમના જેવું હલકે હાથે કોઈ શસ્ત્ર-પ્રયોગ કરી ન શકતું પ્રસવ, ધાત્રી શિક્ષા ને સંતાનપરીક્ષા ઉપર તેમણે જે પ્રકરણો લખ્યાં છે તે આજની "મીડવાઇફરી" જેવાં જ છે તેથી આપણને લાગે છે કે તે સુશ્રુતનો અનુવાદ છે આજે જે "બ્યાસિલિ થીયરી" ચાલે છે તે સુશ્રુતને માલુમ હતી. સુશ્રુતે કહ્યું છે કે રાજયક્ષ્મા ( ક્ષય ) ઈ૦ કેટલીયે જાતના પાપર્જનિત રોગો છે કે જે સંક્રામક વ્યાધિઓ કહેવાય છે

પાંડુરોગમાં કે ગર્ભાવસ્થામાં લોહીના રાતાકણ ઓછા થઇ જાય છે, તેથી માણસ ફીકું પડે છે. રક્તાતિસાર કે રક્તાશયમાં પડેલા વ્રણને રૂઝવવા ચિકિત્સા થઈ શકે છે વિસર્પ રોગમાં શરીરનું તમામ લોહી ઝેરવાળું થાય છે લોહીના રજકણ પાકી જવાથી માણસ કદી બચી શકતો નથી.

સાપના કરડવાથી હૃદયમાં લોહીની ગાંઠ બંધાઇ જાય છે. તેનાથી શ્વાસ રૂંધાઈ જવાથી માણસનું મૃત્યુ થાય છે સન્નિપાત કે વિશુચિકા રોગમાં પણ તેમ જ થાય છે આવા વખતે સર્પનું વિષ પણ દવાના કામમાં આવે છે ક્ષયરોગમાં પિંડો ગાંઠો પડી જાય છે આવી રીતે સુશ્રુત અસાધારણ અને અમાનુષી જ્ઞાન બતાવે છે

ઈ સ. ૧૬૨૮ માં વિલિયમ હર્વી નામના એક અંગ્રેજે મુવેલા શરીરમાં લોહી ફરતું કર્યું હતું પણ યુરોપ જાણીને આશ્ચર્ય પામશે કે ફક્ત કંદમૂળ ખાઇ રહેનાર અને વૃક્ષ નીચે રહેનાર ભારતના સુશ્રુત નામે એક મહર્ષિએ પણ આવી રક્ત સંચારની ક્રિયા કરી હતી. સુશ્રુત સંહિતામાં કહ્યું છે કે

" तस्य च हृदयस्थानम् । सहृदयाच्चतुर्विंशती धमनीरनुप्रविश्य × × × कृत्स्न शरीरमहरहस्तर्पयति, वर्धयति, धरयति, यापयति, जीवयति या दृष्टहेतुकेन कर्मणा । "

જેનું હૃદયમાં સ્થાન છે, તે હૃદયમાંથી નોવીમ નાડીઓમાં લોહી રૂપે ફરે છે. ને અગોને દરરોજ વધારે છે, પોષે છે, ધારણ કરે છે ને જીવન આપે છે.

આજથી અઢી હજાર વરસ ઉપર સુશ્રુને શરીરમાં લોહી કેમ ફરે છે તે સમજાવ્યું હતું નાડીઓની જાળથી શરીરમાં લોહી ફરતું જ રહે છે. હૃદયમાંથી નીકળી નાડીઓ વાટે લોહિ બધે ફરે છે. જ્યા સુધી તે ફરે છે ત્યા સુધી શરીરની ધાતુઓ પૂર્ણ રહે છે, શરીરનો રંગ તેજસ્વી હોય છે. ને સ્પર્શ ઈ૦ ક્રિયાઓ થાય છે. પણ જ્યારે લોહી બગડે છે ત્યારે અનેક રોગ ઉત્પન્ન થાય છે.

હુર્વી સાહેબે રક્ત સંચાલનની ક્રિયાની વિજ્ઞાનિક રીતે વ્યાખ્યા કરી છે. પણ આ તત્ત્વ સૌથી પહેલા હિંદમાં દાખલ થયેલુ હતુ. આ વાતનો કોઈ પણ ઈન્કાર કરી શકતેમ નથી.

સર્જન સુશ્રુતે શિરા, ધમની સ્નાયુના વધારાની સ્થિતિ, રસાદિ ધાતુઓનો પરસ્પર સંબંધ (વાતવાહો) રોગઓની જાણતુ એટલું વિદ્વતાથી વર્ણન કર્યુ છે કે તે જોતા જ આપણને જણાય કે મહર્ષિ સમાન વિચારશક્તિ પ્રતિભા કે વિજ્ઞાન આજના વખતમા ભાગ્યે જ હોય. કેવળ સુશ્રુત વાંચવાથી જ આયુર્વેદનુ ઘણું જ્ઞાન મળે.

યુરોપી વિજ્ઞાન કહે છે કે મેલ પ્રોટોપ્લાસમનો વિપાક એ જીવન પરંતુ એમાં બહુ સંદેહ છે, એ ( સેલ ) એ જીવન નથી તો જીવની શક્તિ કઈ છે ? આપણામા સેલ પ્રોટોપ્લાસ્મ કરતા વધારે સૂક્ષ્મ વસ્તુ છે જેને " ઓજ. બિન્દુ " કહેવાય છે. આથી જ સુશ્રુને આત્મત જીવની શક્તિને પુરુષ નામથી વર્ણન કર્યું છે. એનુ નિદાન, રોગ તેનું સ્વરૂપ કઇપણ ન મળે. એનુ નિવાસસ્થાન પણ કહેલુ છે. મહર્ષિ સુશ્રુત કહે છે કેઃ—

'तद् दुःख संयोगाश्च व्यवध्याय । सएव अनुष्ठानम् ।

સુશ્રુત બન્ને દર્શન વર્ણન કરે છે. ત્રિકાળદર્શી મહર્ષિઓનું વાક્ય છે તે સર્વત્ર ભગવાનની વાણી છે. જગતની તમામ શક્તિઓની માફક જીવની શક્તિનો વિકાસ—આકાશના કંપનની અંતર્ગત છે. " પ્રણવ " એ સ્ફુરણનો સંકેત માત્ર છે. તમે, હું અને આ આખું જગત ૐકાર સર્વ વિસ્ફુરણની ઉત્પત્તિ અને આપણા શરીરના પરમાણું ખરેખર હાલતાં ચાલતાં છે.

જેને " એમિબિક મુવમેન્ટ " કહે છે તે અણુઓના સંચાલનની નટ ક્રિયાનું રૂપાંતર છે સુશ્રુતે તેની વિસ્તારથી વ્યાખ્યા કરેલી છે. આ રીતે કેટલાક વર્ષો પછી હાનિમેનના અંતરમાં દર્શન દીધુ. વિજ્ઞાનક્ષેત્રમા સુશ્રુત, હારીત ને હાનિમેનનાં ત્રણ નામોમાં જરા પણ ફરક નથી.

જ્યારે સુશ્રુત ઔષધિઓનુ વર્ણન કરે છે ત્યારે જણાય છે કે તે રસાયણમાં એક પંડિત છે. આયુર્વેદ શાસ્ત્રમા કહ્યું છે કે " દ્રવ્યના વીર્યથી રોગ નાશ પામે છે " સુશ્રુત કહે છે કે ગુણમાંથી ગુણ નહિ ગની શકે, કેમકે ગુણ નિર્ગુણ છે. निर्गुणाश्च गुणाःस्मृताः। તેથી ઔષધશાસ્ત્રમાં સુશ્રુતનો દૃઢ નિશ્ચય છે કે દ્રવ્યની પરિણતિ અથવા અપરિણતિના ભેદથી વૈષમ્યતા થાય છે, રસનુ પરિવર્તન પણ થાય છે, વિપાક કે બધે ઠેકાણે એકતા હોઇ શકતી નથી. આથી આરોગ્ય માટે દ્રવ્યનુ વીર્ય, પ્રધાન કહેવું છે, પણ રસ, ગુણ કે વીર્ય વિના રહીજ ન શકાય. આથી જ પ્રથમ દ્રવ્યની જરૂર. ને વીર્યને અચિન્તનીય કે નિત્ય અનાદ્યનુ હોય તો દ્રવ્યના વિશુદ્ધ વીર્યની જ જરૂર. આની સાથે બીજા તામસી પદાર્થોને મેળવવાની કંઈ પણ જરૂર નથી. આથી જ મર્દન, પીડન, સંતાપ ઈ૦ ની સહાયથી સુશ્રુતે પદાર્થની જડના ટાળવાને ઉપદેશ કરેલો છે.

સુશ્રુતની આજ્ઞા છે કે તેલ અથવા ઘીને સો વાર ધોવુ, હજારવાર પકાવવુ ને લક્ષવાર શરીરે ચોળવુ આથી દ્રવ્યોનું વીર્ય અત્યંત શુદ્ધ બની જાય છે ને જડત્વ નાશ પામે છે. જીવન એક શક્તિ છે, વીર્ય પણ શક્તિ છે શક્તિ નહિ હોય તો શક્તિ લાવી શકવાના નથી. સૂક્ષ્મ દેહ નહિ હોય તો તે લાવી નહિ શકીએ

સુશ્રુત જ્યારે રોગોના તત્ત્વોની વ્યાખ્યા કરવા માડે છે ત્યારે એ એક અસાધારણ વૈજ્ઞાનિક માલૂમ પડે છે અણુઓનું હલનચલન મંદ થવાથી પરમાણુઓનો તાપ ન્યુનાધિક થાય છે. શરીરમા ગરમી વધે એટલે પિત્ત વધે. વાયુ એટલે શરીરની જીવન શક્તિ ઉનટ પુનટ થઇ જાય છે શીત અથવા કફ કમી થઇ જાય છે આ બાબતોને પૂર્ણ રીતે સમજવાને "સેન ગ્રેગિસ્સાસમ" તત્ત્વને અનેક રીતે સ્થૂળ માનવુ પડે.

સુશ્રુત વૈદ્ય તેમ વેદાંતિ બન્ને હતા તેમનો પરિચય ટુકામા જ કરાવી દઇએ, કેમકે સુશ્રુત સહિતાની સમાલોચના કરવી એ અમારી શક્તિની બહાર છે સુશ્રુતના સમયમા હિન્દની શસ્ત્રક્રિયા કેટલી ઉન્નત હતી તે પણ ત્યા બતાવવા કોશીશ કરીશુ ભલે તેનાથી કશો પણ લાભ ન થાય. તોપણ ભારતનો ભૂલાયનો આત્મવિશ્વાસ ને ગૌરવ દષ્ટિસમિપ ખડા થશે, યુવાનોમાં સુશ્રુત ભણવાની આકાક્ષા થશે.

**શસ્ત્રવિદ્યાની ઉત્પત્તિ.**

પૂર્વ તથા પશ્ચિમના દેશોમા અથર્વવેદ પ્રાચીન ગ્રન્થ મનાય છે, હિન્દના વિદ્વાન્ શ્રી રામેન્દ્રસુન્દર ત્રિવેદીએ સન ૧૩૧૨ મા એક નિબધ લખ્યો હતો તેમા તેમણે સાબિત કરેલું કે સામવેદમા પણ શરીરશાસ્ત્ર ને શલ્યશાસ્ત્રનો પ્રથમ પરિચય કરાવ્યો છે યજ્ઞ ક્રિયામા મારેલા પશુઓના પ્રત્યેક ભાગનુ નામ પાડવાની શરીરશાસ્ત્ર ઉત્પન્ન થયુ તે લખે છે કે "મારેલા પશુઓના પ્રત્યે. અગ શામ નામની છરીથી જૂદા પાડવામા આવતા. જે આ કામ કરે તેનુ નામ—શમિતા યજ્ઞભૂમિ પાન જ્યા આ ક્રિયા થાય તે જગ્યાનુ નામ શામિત્ર દેશ—એ સ્થાનમા આગ સળગાવીને પશુઓના અગ પ્રત્યગને પકવવામા આવતા. જે અગ્નિમા આ પકવાય તેનુ નામ શમિત્ર અગ્નિ '

આ પ્રમાણે પશુઓના જૂદા જૂદા અગોનુ જ્ઞાન પ્રાપ્ત થવાથી વૈદિકયુગના (પરવર્ત્તી) સમયમા શારીરિક શાસ્ત્રને અગ વિનિશ્ચય શાસ્ત્રથી જૂદુ પાડવામા આવ્યુ છે આયુર્વેદમા કેટલી બધી પરિભાષાઓનો સગ્રહ છે તેનો વિસ્તાર થવાના ભયથી વિશેષ ઉલ્લેખ કરી શકતા નથી.

સુશ્રુતના સમયમા આયુર્વેદની શસ્ત્રક્રિયાની ઉન્નતિ ઘણીજ થઇ હતી. અત્યારે જેમ યુરોપ શસ્ત્રક્રિયાનુ અભિમાન ધરાવે છે તેમ ત્યારે—સુશ્રુતના સમયમા—ભારતવાસીઓ પણ ગૌરવ ધરાવતા પરતુ સુશ્રુત જેવા અત્યુત્તમ શાસ્ત્રકારની વિદ્યાનો પ્રચાર ત્યાર પછી થયો નહિ કેમકે વૈદકયુ પછીનો બાબી મુદતનો કોઈ પણ ઇતિહાસ મળતો નથી. તેમ છતા આ સમય સુશ્રુતની વિદ્યાના વિકાસનો હોવો જોઇએ

વેદોની કથાઓ, પુરાણો કે મનોહર આખ્યાનોમાથી માત્ર એટલુ જાણવાનુ મળે છે કે દેવદાનવોના યુદ્ધ વખતે શલ્યવિદ્યાની ઉત્પત્તિ થઈ તે વખત અશ્વિનિકુમાર નામની બે વ્યક્તિઓ અસ્ત્રવિદ્યામા કુશળ હતી. એમણે એક વખતે સૃષ્ટિકર્તા બ્રહ્માનુ કુટેલુ શિર પણ બેસાર્યું હતુ ત્યાર પછી સ્વર્ગીય વૈદ્ય "ધન્વન્તરી કાશીરાજ દેવોદાસનુ નામ અસ્ત્રવિદ્યામા કુશળ હતા.

## સુશ્રુતનો ઉત્પત્તિકાળ.

મહર્ષિ ધન્વન્તરીના બાર શિષ્યોમાં સુશ્રુત સર્વ શ્રેષ્ટ હતા. સુશ્રુતે પોતાની સંહિતામાં પોતાનો મત લખ્યો છે. એ ઉપરાંત પોતાના સાથી શિષ્યો ઔપધેનવ, ઔરભ્ર, પૌષ્કલાવત, એ ત્રણના મતનો સંગ્રહ કર્યો છે. સુશ્રુતના સાથીયોની શસ્ત્રવિદ્યા હવે નાશ પામવાથી તે જાણવાનુ સાધન રહ્યું નથી. સુશ્રુતના સમય પહેલાં પણ હિંદમાં તે વિદ્યા હતી. હાલમાં તો સુશ્રુત એ આપણી વૈદ્ય વિદ્યાનો મુખ્ય ગ્રન્થ છે. વાગ્ભટ સુશ્રુત પછી ઘણા વર્ષે થયા. વાગ્ભટ તો માત્ર સુશ્રુતને ઉપદેશ કરનાર હતા. તેમ છતા વાગ્ભટમાં કેટલાંક નવિન ઓજારો વિષે પણ ઉલ્લેખ છે.

હર્નેલ સાહેબ કહે છે કે સુશ્રુત વૈદિકયુગમાં થયા પણ અમારૂં માનવું છે કે સુશ્રુત અથર્વવેદ પછીથી થયા હશે. તેમ છતાં અથર્વવેદમાં " **आयुष्याणी** " કે " ભૈષજ્યાણી " મંત્રો જોતાં તે **વખતે ચિકિત્સાપદ્ધતિ** માત્ર મંત્રજંત્ર પ્રધાન હતી તેમાં સંશય નથી. પણ ચરક સુશ્રુતમા તેમ નથી તેથી તે પછીથી થયા હશે, એમ અનુમાન થાય છે. એ બન્નેની ભાષા પણ તે પછીના બ્રાહ્મણ સમયની છે.

પ્રથમ કહ્યું જ છે કે સુશ્રુતનો બરાબર સમય મુકરર કરવો સંભવ નથી. ડહ્લનાચાર્યના મત પ્રમાણે–નાગાર્જુને ત્યાર પછી સુશ્રુતના સિદ્ધાંતો ભેગા કર્યા, સુશ્રુત ઈ. સ. પૂ. ત્રણ-ચાર શતકો પહેલો થયો હોવો જોઈએ કેમકે નાગાર્જુને પાચમી શતાબ્દિમાં લખ્યું છે કે " સુશ્રુતેન પ્રોક્ત સૌશ્રુતમ્ " આથી તે સિદ્ધ થાય છે.

સુશ્રુત નીતિનુ ગર્ભનિશ્ચય વિદ્યા યુરોપથી ઉતરતી નહતી. જે તેણે લખ્યું છે તે " સાંભળેલું " નહિ પણ " પ્રત્યક્ષ જોયેલું છે." સુશ્રુતે પણ કહ્યું છે કે ચામડીના અંતર્પડ ૭, કલા ૭, આશય ૭, દ્વાર ૬, **कण्डरा** ૧૬, તાલ ૧૨, કુર્ચ ૬, રજ્જુ ૪, સેવની ૭, અસ્થિ ૩૦૦, સાધા ૨૧૦, સ્નાયુ ૬૦૦, પેશી ૫૦૦, શીરાઓ ૭૦૦, મર્મ ૧૦૭ છે ને તે છૂટા પાડીને બતાવ્યા છે. તેની સમાલોચના, સ્વરૂપ, અવસ્થાન, કાર્ય, શક્તિ ચાતુર્યથી વર્ણવ્યા છે. તેનુ વિવેચન કરવાનુ આ સ્થાન નથી. તેથી માત્ર ઉદાહરણો આપીયે છીએ.

યુરોપીયનો પણ મુક્ત કંઠે શસ્ત્રચિકિત્સા સ્વીકારે છે કે ભારત જેટલું વિજ્ઞાન બીજે નહતું. શરીરની તેઓ ચામડી એક ઠેકાણે કાપીને બીજે સ્થળે ચોટાડી શકતા. વેબર સાહેબ કહે છે કે યુરોપે આ વાત સુશ્રુતમાંથી જાણી હતી. નેત્રરોગમાં પણ તેમજ પ્રાચીન તક્ષક મિસર કે કોઈ બીજો દેશ આ વિદ્યા ન જાણતા એમ ડૉ. હિંસવર્ડ કહે છે. સુશ્રુતની શસ્ત્રચિકિત્સા એક પ્રકારની હતી.

(૧) છેદ ( કાપવુ ) ૨ ભેદ ( ચીરવુ ) ૩ લેખ્ય ( ચામડી છોલીને લખવું ) ૪ વેધ ( નાડીને ચીરવી ) ૫ એષ્ય ( નાડીયોને જોડવી ) ૬ સાહાર્ય ( પથરી, મૃતગર્ભ આદિ બહાર કાઢવાં ) ૭ વિસ્રાવ્ય ( લોહીનો સ્રાવ કરાવવો ) ૮ સીવન ( શીવવું )

પાટા બાંધવા, પીચકારી મારવી, દાઝેલા ઉપર ક્ષારપ્રયોગ પણ તે કરતા. શસ્ત્રપ્રયોગ પહેલાં ઉપયોગી શસ્ત્ર, યંત્ર, વસ્ત્રના કકડા, રૂ, સુતર, પંખો, ગરમ પાણી, ઠંડુ પાણી બુદ્ધિથી રખાવતા–હરસ, પથરી, ઉદર, મૃતગર્ભ ભગંદર, મુખરોગમાં ભોજન પહેલાં રોગી ઉપર ક્રિયા થતી. કેમકે સુક્ષ્મ નાડી કે અંગ કપાવાથી રોગીને બહુ હાનિ ન થાય.

અસ્ત્ર પ્રયોગમાં રક્ત, પરૂ ઈ૦ કાઢ્યા પછી લીમડાના કાઢાથી કે જળથી વ્રણને ખુબ ધોઇ કપડાં ઉપર તેલ શહદ ( મદ ) ચોપડી તેને ઢાંકી દેવામા આવે તો, પછી તેના ઉપર ચોથો પાટો બાંધવામાં આવતો દરરોજ એ પાટાને ખોલવામાં આવતો અને કાઢાથી તે ધોવાતું. સુશ્રુત બધુ આજના દાક્તરોની પેઠે જ કરતા. વૈદ્યો ને ડાકટરોએ એનીશિક્ષા લેવી ઘટે છે. એની વ્રણ ચિકિત્સા સુંદર છે.

મહર્ષિ સુશ્રુતનાં ૧૨૫ અસ્ત્ર હતાં. તેના બે વિભાગ હતા. પ્રથમ ભાગ યંત્રો કહેવાતાં બીજા શસ્ત્રો કહેવાતાં. યંત્રો ૧૦૧ ને શસ્ત્રો ૨૪ હતાં. તેમનો આકાર બનાવવાની વિધિ, ઉપાદાન સમુહ ઈ૦ તેમણે સમજાવેલું જ છે.

સુશ્રુતના મત પ્રમાણે ચિકિત્સકનો હાથ પણ એક યંત્ર છે. કેમકે યંત્રને હાથની સહાય તો જોઇયે જ. તેના યંત્રોમા.

૧ સ્વસ્તિક યંત્ર—પ્રકાર ૨૪, લાંબુ ૧૮ આંગળ, લોઢાના ટુકડાને ખીલાથી જડેલો. આ યંત્રનુ મુખ સિંહ, વ્યાઘ્ર, મૃગ, આદિ ૧૦ પશુઓ અને કાગડો, ચકલી, બાજ ઈ૦ ૧૪ પક્ષીઓના મુખ સમાન છે.

૨ સન્દંશ—સંડ જેવું. સત્તાર ના આકારનું છે.

૩ તાલ યંત્ર—લંબાઇ ૧૨ આગળ. આથી કાન, નાક, ઈ. ની અદર પ્રયોગ કરાય છે.

૪ નાડી યંત્ર—આ અનેક પ્રકારનુ હોયછે ને અનેક કામમા આવે છે, આંગળી પકડાય છે.

૫ શલાકા યંત્ર—પ્રકાર ૨૮. આકાર અનેક, કામ અનેક.

૬ શસ્ત્રાવલી—સુશ્રુતે આપેલા નામ—મંડલાગ્ર, ૨ કરપત્ર. ૩ વૃદ્ધિ. ૪ નખશસ્ત્ર. ૫ મુદ્રિકા. ૬ ઉત્પલપત્ર ૭ અર્દ્ધધાર. ૮ સૂચી. ૯ કુશપત્ર. ૧૦ શારીર મુખ. ૧૧ આંટી મુખ. ૧૨ અંતર્મુખ, ૧૩ ત્રિકુર્ચક, ૧૪ કુઠારિકા, ૧૫ વ્રીહિમુખ. ૧૬ આરા. ૧૭ વેતસપત્રક. ૧૮ *બડિશ ૧૯ દન્તશંકુ ૨૦ શણી.

# वनस्पति-विज्ञान•

( અનુસધાન જુલાઈ માસના અંકનાપાન ૧૫૮ થી. )

## ઉંડણ—ढंढण

ઉંડણને—સં. હિંદી તેમ બંગાળીમાં પુન્નાગ કહે છે. મ—ઉંડી કહે છે. તા. પુન્નૈ, તૈ—નમેરૂ, પોના, ક૦ એસુરિંગે, નમરૂમારા, લા. ઓફીકોપર્સ લોજી ફેલિયમ મલા. પોનાક, ઇ૦ અલેક્ઝાન્ડ્રિયન લોરલ કહે છે.

ઉંડણનાં ઝાડ કોંકણમાં થાય છે. તેનાં પાન સુરગીના પાન જેવાં થાય છે, પણ જરા મોટાં હોય છે. પાનની ઉપરની બાજુ સુંવાળી હોય છે. તેનાં ફુલ ધોળાં ને સુવાસિક હોય છે. આ ઝાડને સોપારી જેવાં ગોળ ફળ હોય છે તેના ઉપર કઠણ છાલ હોય છે. એ ફળોનું તેલ કાઢે છે. તે કડવું હોય છે તેને ઉંડેલ કહે છે. આ ઝાડના મૂળમાંથી રાળ જેવો ગુંદર થાય છે. તેનો રોગ મટાડવામાં ઉપયોગ નીચે પ્રમાણે છે.

હરસ—મવડીના દેવતામાં ઉંડણીનાં ફુલ નાંખી ધુમાડીનુ પાન કરવું એટલે જુના હરસ પણ મટે છે.

---

* કવિરાજ શ્રી વ્રજવલ્લભરાયના લેખ ઉપરથી.

ફોલ્લા—ઉંડણને કડવી કોઠીનું તેલ એકત્ર કરી ચાર વાર ફોલ્લા ઉપર ચોપડવું. ગરમીના ફોલ્લા પણ તેથી મટી જાય છે. આંખમાં ખીલ થાય છે તે પણ મટે છે.

ખસ—ઉંડણનું તેલ ચોપડવાથી મટે છે.

અંડવૃદ્ધિ—ઉંડણની ઝાડની અંતરછાલ બારીક વાટી ગરમ કરી વધેલા અડ ઉપર ૮ થી ૧૦ દિવસ સુધી પાટો બાંધી મૂકવાથી મટે છે.

પગ કે ઘુંટણ ઉતરી જવો—ઉંડણની છાલ વાટી ગરમ કરી પાટો બાંધવાથી મટે છે.

## ઉંટીગણ—ચો પાની વેલ.

તેને સ. ચતુષ્પત્રી, હિં૦ ઉતંજન, મ૦ ઉટગન, અને ગુજરાતીમાં ઓટીગણ કે ઉટીગણ કહે છે. અં૦ Blepharis boerhavia folia (બ્લેફેરીસ બોરહેવીયા ફોલીયા) કહે છે.

તેના છોડ વેલા જેવા થાય છે ને ચોમાસામાં ઘણા ઉગે છે. તે ૧ થી ૪ ફીટ લાંબા વધે છે, તેની શાખાઓ ઝાડ ઉપર વધે છે કે જમીન ઉપર પથરાય છે. ફુલ ફીકા, ધોળા કે ગુલાબી કે આસમાની રંગનાં થાય છે. ફળ નાનાં ને ચળકતાં ભૂરા રંગનાં થાય છે તેના વેલા ઉપર ધોળી રૂંવાટી હોય છે. મૂળ સુતળી જેવું ઝીણુ ને ધોળા ફીકા રંગનું થાય છે તેમાંથી કેટલાક બારીક રેસા જેવા ફાંટા નીકળે છે. મૂળની વાસ ઉગ્ર ને સ્વાદ કડવાસ લેતો તેલીયો હોય છે. ડાંડી ઝીણા તાર કે સુતળી જેવી જાડી થાય છે ચાર પાન પાસે ડાંડીની એક ગાંઠથી નીકળે છે ને તે ચોપડ માફક ચારે દિશાએ પ્રસરેલાં હોય છે. ફુલપત્ર કોણમાંથી એકેકું નીકળે છે. ફળ લંબગોળ, ચપટુ ને લીલુ ચળકતુ હોય છે પણ સુકાય ત્યારે ભૂરા રંગનું થઇ જાય છે. બી ચપટાં ને ગોળાઇ લેતાં ભૂરા રંગનાં હોય છે. તે બીનાં કરવાથી તે ઉપર ચીકણો લુઆબ વળે છે.

તેનાં બી ઉપયોગી છે તે મૂત્રલ, ધાતુપૌષ્ટિક અને ઉપલેપક છે તેનાં બી પૌષ્ટીક પાકમાં આવે છે.

પ્રમેહ—તેનાં બી પાણીમા પલાળી તેનો લુઆબ પ્રમેહ અને પેશાબની બળતરા ઉપર અપાય છે. તેનાં બીની ભૂકી પણ સાકર સાથે આપવાથી પ્રમેહ મટે છે.

બી ધાતુપુષ્ટ કરે છે, મૂત્રકચ્છ મટાડે છે, તાવ, શ્વાસ. પ્રમેહ, ભ્રમ ને ત્રિદોષને મટાડે છે. તેની માત્રા ૨ આનીથી ૦ા પાવની છે. તેના બી ગાંધીને ત્યાં મળે છે.

## ઉનારવાં.

તેને અ. Elegans (એલેગન્સ) કહે છે. તેના છોડ ૧ થી ૨ા ફુટ ઉંચા થાય છે. તેની શાખાના બન્ને ફાંટા નીકળે છે. તે એવી રીતે પથરાય છે કે તેનું મથાળું છત્રાકાર થાય છે. મૂળ સુતળીથી આંગળી જેવું જાડું, તળીએ પાતળુ ફીકા ધોળા રંગનું હોય છે. ડાંડીઓ લીલાશ પડતા ધોળા કે રાતા રંગની લીસી ને મૂળ જેવી જાડી થાય છે. શાખાઓના ફાંટાના ચકમાં બન્ને પાન બેસે છે. ફળ ચણાના મોટા દાણા જેવાં થાય છે, ભૂરા રંગનાં ને લીસાં થાય છે. દરેક ફળમા એકેક બી હોય છે તે દીવેલીયા જેવાં છે.

તેના છોડની રાખ તેલમા કાલવી ઢોરની કાંધે કે પીઠ ઉપર ચાંદાંમાં જીવાત પડી હોય ને તે ઉપર લગાવે તો જીવાત ખરી જાય છે. તેના આખા છોડ ઘણા ઝેરી હોય છે તેને ઢોર ખાતાં નથી, જ્યાં વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય ત્યાં ખાડામાં થાય છે તે

ઉનાળો બેસતાં ઘણા થાય છે. તે ઉનાળામાં જોરમાં સારાં ખીલે છે માટે તેને ઉનારવાં કહે છે.

ઉંદરકણી—आखुकर्णी.

ઉંદરકરણીનાં સંસ્કૃતનામ—आखुकर्णी, आखुकर्ण पर्णिका, मूषरीभपा, અને मुसाकर्णी.

તેને હિં. મુસાકાની, બં. ઈંદુરકાણીપાન, મ. ઉન્દિરકાની, ભોપની, ક. વહિનહરુહે, તે. એલુકચેવિચેટ્ટુ, ફા. ગોશમુષ, મતર, અ. આજાનુલફાર. યુ. શરદમ, લા. Ipomea Reniformis. આઇપોમિયા રેનિફોર્મિસ. ગુજરાતીમાં ઉંદરકાની, ઉંદરી કે ઉંદરડી પણ કહે છે.

ઉંદરકરણીના નાના વેલા ચોમાસામાં ઘણા થાય છે, તે પૃથ્વી ઉપર ફેલાય છે. દરેક પાન નીચે જડ હોય છે, ડાળી પાતળી અને લાલાશપડતી હોય છે. તેનાં પાન ઉંદરના કાન જેવાં હોય છે. મરી જેવાં તેના પાને પાને ફળ થાય છે. સર્વાંગ વપરાય છે માત્રા ૧ માસાની છે, તેને પુનાની ભાષામા લપમીની કહે છે. તે ઝાડની છાયામાં થાય છે. તેની ડાળી ત્રણ ધારવાળી થાય છે, તેના પાન ચોળી વાસ લેવાથી કાકડી જેવી સુગંધ આપે છે. તે ચરપરી, કડવી, તુરી, શીતલ, હલકી, પાકમા ચરપરી છે અને મૂત્રરોગ, કફસબંધી રોગ તથા કૃમિને નષ્ટ કરે છે. યોનિદોષ મટાડે છે, ગરમ, મારક, રસાયન છે, કફ, પિત્ત, શૂળ, જ્વર, કૃમિ, ગ્રન્થી, મૂત્રકૃચ્છ, પ્રમેહ, આનાહ, ઉદરરોગ, હૃદયરોગ, વિષ, પાન્ડુરોગ, ભગન્દર અને કુષ્ટને મટાડે છે. તેના ઝાડનો વાસ ગર્ભવતી સ્ત્રી લે તો છીંકો આવે છે ને કદાચ ગર્ભપતન પણ થઈ જાય છે.

મોટી ઉંદરકરણી શીતલ, મધુર, પારાને બાંધનારી, નેત્રને હિતકારી, રસાયન છે. શૂળ, જ્વર, કૃમિ, વ્રણ ને ઉંદરના ઝેરને નિવારનાર છે.

**ઉંદરનું ઝેર**—ઉંદરકનીના પાનનો અગરસ એક તોલાથી બે તોલા સુધી પીવો ને શરીરે ચોપડવો. ૭ દિવસ કરવાથી ઉંદરનુ ઝેર મટે છે.

**ગોળકૃમિ**—ઉંદરકનીના પાનનો રસ માસા ૧૦, ફુદીનાનો રસ ૨૦ તોલાને એકત્ર કરી પાવાથી ગોળકૃમિ મટે છે.

**કાંટો વાગવો**—ઉંદરકની વાટી તેનો લેપ કરવાથી કાંટો બહાર નીકળી જાય છે.

**સાપનું ઝેર**—ઉંદરકનીનો રસ પાવાથી ઉતરે છે.

**માથાની ગરમી**—ઉંદરકનીના ઝાડનુ ચૂર્ણ નાકે સુંઘવાથી મટે છે.

**સોજા**—ઉંદરકનીનાં મૂળનુ ચૂર્ણ અને જવનો લોટ એકત્ર પાણીમાં વાટી સોજા ઉપર ચોપડવાથી સોજો ઉતરે છે.

**વીર્યસ્રાવ ને પથરી**—ઉંદરકનીના પાનની ભાજી ખાવાથી મટે છે.

**અપસ્માર ને વાયુ**—ઉંદરકનીનુ ચૂર્ણ સુંઘવું ને વા વાળા ભાગ ઉપર ચોળવાથી મટે છે.

**કૃમિ**—ઉંદરકનીનાં પાન વાટી ચુર્ણ કરી તેમાં લોટ મેળવી તેની પુરી કરી ખાવી ઉપર કાંજી પીવાથી કૃમિ નીકળી જાય છે.

**પુરૂષત્વ આવે**—ઉંદરકનીનો રસ અથવા તેનાં પાન પાણીમાં વાટી લેપ કરવાથી

પુરુષત્વ આવે છે. તેનાં પાનને ઘઉંના લોટની સાથે મેળવી ભાખરી કરી ૨૧ દિવસ ખાવી, દૂધ ને ઘઉંનું ભોજન જમવું તેથી શક્તિ આવે છે.

ગરમીથી કાન ઉપર સોજો આવવો—ઉંદરકનીનું ચુર્ણ ને જવનો લોટ પાણીમાં મેળવી લેપ કરવાથી મટે.

કાનમાં ફોલ્લો થવો કે પાકવો—ઉંદરકનીનો રસ કાનમાં નાખવાથી મટે,

આંખની બાજુમાં નાસુર થવું—ઉંદરકનીના મૂળ પાણીમાં ઘસી ચોપડવાથી મટે છે.

પેટની ગરમી મૂર્છા—ઉંદરકનીનો રસ પાવો તેથી મટે છે.

દાંતમાં સણકા મારવા—ઉંદરકનીનો રસ મધ ને પાણી સાથે મેળવી દાંતે ઘસવાથી દાંતના કીડા મરી જાય છે ને દાંત મજબૂત થાય છે તેને માથે ચોપડવાથી મગજ સારૂં થાય છે.

માથાનો રોગ—ઉંદરકનીનુ શરબત કરી પાવાથી મટે છે.

તાવ—ઉંદરકનીના પાનનો રસ ૪ માસા મધ સાથે આપવાથી મટે.

શરદીની ટાઢ ચઢવી—ઉંદરકનીનાં લીલા પાનનો રસ પાવાથી મટે.

પેટ ફુલવું—ઉંદરકનીનાં મૂળ પાણીમાં વાટી પેટે લેપ કરવાથી મટે.

ઉંદરકનીનો શોધક ગુણ સારો છે.

લોહી સુધરે—તેના પાનનો રસ પીવાથી બગડેલું લોહી સુધરે છે ને પિત્ત પ્રકૃતી ઉપર ઘણો ગુણ આપે છે.

વાતરક્ત—તેનો રસ પાવાથી વાતરક્ત કે ઉંદરવાની બળતરા મટે છે. ત્રણ માસ પીવાથી રોગ મટે છે.

ઉંદર કરડે તો—ઉંદર કાનીના વેલાનો ઉકાળો પાવાથી ઝેર મટે છે. ને ડંખ ઉપર તેના ઉકાળાથી ધોવુ.

પ્રમેહ—તેના પાનનો રસ સાકર સાથે પાવાથી પ્રમેહ મટે છે.

તાવ પછીની અશક્તિ—ઉંદરકાની, સાટોડી ને મરીનો ઉકાળો પીવાથી તાવ પછીની અશક્તિ મટાડે છે.

વિસ્ફોટક—ઉંદરકાનીનો ઉકાળો કરી પીવાથી વિસ્ફોટક ઉપર ઘણો ગુણ કરે છે.

પેશાબ બંધ થવો—ઉંદરકાનીનો ઉકાળો કે રસ પીવાથી પેશાબ છુટે છે અને તેનાં પાન વાટી પેડુ ઉપર લેપ કરવા.

નાનાં છોકરાંનાં પેટનાં રોગ—તેના પાન ઉકાળી પાવાથી નાનાં છોકરાના પેટના રોગ, કૃમિ, દમ, ખાંસી મટે છે.

માથાનો દુઃખાવો—તેના પાન માથે બાંધવાથી મટે છે.

રતવા—ઉંદરકાનીના પાન વાટી ચોપડવાથી રતવા મટે છે

ગુદા ને ફુક્કાનાં દરદ—તેનો રસ ગળોના રસ સાથે પીવાથી મટે છે.

પ્લેગની ગાંઠ—ઉંદરકાનીનાં પાન અને ડુંગળી સરખે ભાગે વાટી તેમાં જરા સિંદુર નાંખી તેની પોટીસ બાંધવાથી પ્લેગની ગાંઠ મટે છે.

ગડગુંબડ—ઉંદરકાનીનાં પાનને વાટી ગુમડાં ઉપર બાંધવાથી મટે છે.

કાનનો દુઃખાવો—ઉંદરકાનીનો રસ જરા ગરમ કરી મીઠા તેલ સાથે મેળવી તેનું ટીપું કાનમાં નાંખવાથી મટે છે.

ગાંડપણ—ઉંદરકાનીના પાનનો રસ કે ઉકાળો પાવાથી ફાયદો થાય છે.

સલેખમ—ઉંદરકાનીના પાનનો રસ ભાંગરાના રસ સાથે મેળવી પીવાથી સલેખમ મટેછે.

ઘણાખરા બ્રાહ્મીની જગાએ ઉદરકાની વાપરે છે તેના વેલા તાણતાં તેનાં મૂળ તણાઇ બહાર આવે છે. ને તેના પાન ને ડાંડી ખેંચાઇ આગળ આવે છે.

તેનો રસ કડવો ને તીખો છે. પેશાબના રોગ, કૃમી, કફજન્ય રોગ, આફરો, પેટનો દુઃખાવો, પાંડુરોગ, ભગદર ઉપર. આ ઉંદરકાનીના વેલા સારો ગુણ કરે છે. તેના ફુલ પીળા થાય છે. તેના વેલા કાળી જમીનમા કે કપાસ કે શેરડીના વાવેતરવાળા ખેતરમા થાય છે.

લોહીવિકાર—તેનો સ્વરસ પીવાથી લોહિવિકાર મટે છે

આખુપર્ણી ક્વાથ—ઉદરકની, મોથ, હરડેદળ, બેડાં, આમળા, દેવદાર, ને સરઘવાની છાલનો ક્વાથ કરી પીંપર ને વાવડીંગના કલ્ક સાથે લેવાથી કૃમી મટે છે

આખુપર્ણી સ્વરસ—ઉદરકનીના તાજા વેલાનો રસ કાઢી મધ નાખી પીવાથી કૃમી નાશ પ્રાપ્ત છે, તે બહાર નીકળી જાય છે રસની માત્રા ૦॥ થી ૨ તોલા સુધીની છે.

ઉન્નાબ—ખોરાસાની બોર.

તેને મરાઠી ને હિંદિમાં ઉન્નામ કહે છે, લે. Zizyphus Vulgaris કહે છે, તે નાના પરદેશી સુકાયલા બોર જેવા થાય છે. ખારેકી બોર જેવા રાતા રંગના આવે છે. તે શીતલ, સ્વેદક, કફઘ્ન ને સારક છે. તાવ, શ્લેષ્મ ત્વચારોગ, કબજીયત ને ખાંસી મટાડે છે. તેનું શરબત થાય છે. તેમ તે ક્વાથમા પડે છે

ઉધરસી.

આના ઝાડ ઘણા મોટાં થાય છે. સહ્યાદ્રિ પર્વત ઉપર એની ઉત્પત્તિ વધુ થાય છે. એ ઝાડનાં પાન હરડેનાં પાન જેવડાં મોટા થાય છે. એની છાલ તેજબળના ઝાડ જેવી જાડી હોઈ પીળા રંગની હોય છે, તે ઝાડ ઉપર ચણા જેવડા ફળો આવે છે. તેની ઝાડની છાલ અને ફળ ઘણા તીખા હોય છે. ઉધરસીના ઝાડને શિમળાના જેવા કાંટા હોય છે

ઉધરસ—ઉધરસીનુ અર્ધું ફળ અથવા થોડી છાલ વાટી મદમાં કાલવી ખાવી અગર છાલનો ઉકાળો કરી પાવો. એટલે થોડા દિવસમા ઉદરમ, દમ ને વાયુવિકાર મટે છે.

---

# श्रीचरकसंहिता—चिकित्सास्थान

## सप्तम अध्याय.

## कुष्ट चिकित्सितम् ।

## કોઢની ચિકિત્સા

( અનુસંધાન ગતાંકથી )

હૃદયમા દોષો વધી જાય તો અને શરીરના ઉર્ધ્વભાગમા કુષ્ટો ઉત્પન્ન થાય તો ઇન્દ્રજવ, મીંઢળ, જેઠીમદ, પરવળ અને લીંબડાના પાનનો રસ આ ઔષધોદ્વારા ઉલ્ટી કરાવવી જોઇએ. ૪૧

કુષ્ટરોગમા શીત, કષાય, ક્વાથ, મદ, તથા જેઠીમદ આપી ઉલ્ટી અને નસોતર, જમાલગોટાના મૂળ તથા ત્રીફળા આપી વિરેચન આપવુ શ્રેષ્ટ છે. ૪૨

કુષ્ટરોગમાં વિરેચનકારક ઔષધોને દ્રવ કરવાને માટે સૌવિરીક ( કાંજીની જાત ) તુષોદક ( કાજી ) આસોડન, આસવ અને શીધુ ( શેરડીના રસનો મદ્ય ) હિતકર છે અને વિરેચન ઉપરાંત જે ક્રમ વિરેચનના પહેલાં કહ્યો છે તે હિતકર છે. ૪૩.

દારૂહળદર, બોંયરીંગણી, ખસ, પટોલનાવેલા, લીંબડાની છાલ, મીંઢળ, કબૂત્ર, ઈન્દ્રજવ તથા નાગરમોથ એ સર્વના ઉકાળામાં ઘી વિગેરે સ્નેહ નાંખી કોઢવાળા પુરૂષને પાવાથી આસ્થાપન (રોગ વધે નહિ તે) થાય છે. ૪૪

કોઢવાળા પુરૂષને વિરેચન ઉપરાન્ત નિરૂહબસ્તિ આપવી ઉપરાંત વાયુ વધારે હોય તો મીંઢળ, જેઠીમધ, લીંબડાની છાલ, કડુ તથા પરોળ એ સર્વ દ્વારા ઘૃતાદિ સ્નેહનો પાક કરીને અનુવાસન બસ્તિ આપવી. ૪૫

કુષ્ટમાં નસ્યનો પ્રયોગ—જમાલગોટાનાં મૂળ, જેઠીમદ, સિંધાલુણ, મોરવેલ, પીપળ, કબુજના ફળ, વાવડીંગ, એ ઔષધોને વાટીને નસ્ય બનાવી લેવાથી કૃમી કુષ્ટ તથા કફ દોષને નષ્ટ કરે છે. ૪૬

સૂત્ર સ્થાનમા કહેલા વિરેચન કરનાર ધુમ (ધુમાડી) નો પ્રયોગ કરવાથી ઉત્તમ અંગમાં થયેલો કૃમિકુષ્ટ તથા કિલાસ રોગ મટે છે. ૪૭

સ્થિર તથા કઠણ મંડલકુષ્ટને નસ્તરથી કે નાડી સ્વેદવડે (નાસ લઈ) ભિન્ન કરીને અને કુંચીથી રગડીને અંદરથી બગડેલ કરતું રૂધિર કહાડી નાંખવું જોઇએ. ૪૮

રક્તમોક્ષણ વિધિ—અનુપદેશ અથવા પાણીના જીવોનાં માંસની પોટલીને કાંઈક ગરમ કરીને કુષ્ટમાં સ્વેદન કરવુ. (ગરમ પોટલીથી શેક કરી નાસ લેવો જેથી પરસેવો થાય) પછી તિક્ષ્ણ શસ્ત્રવડે રૂધિર-લોહિ કાઢવાને માટે કુષ્ટ ઉપર લેખન (ચીરો) કરવું (૪૯) અથવા શીંગી કે અલાબુ યંત્રદ્વારા લોહિ કઢાવવુ અથવા કુષ્ટમાં કાંઈક છેદ કરી જળો લગાવી લોહિ કઢાવવું. ૫૦

લોહિને બહાર કાઢી કુષ્ટને શુદ્ધ કરીને જો તેના ઉપર લેપ લગાવવામાં આવે તો તેનું જલ્દી ફળ મળે છે. ૫૧

જે કુષ્ટમાં શસ્ત્રનો પ્રયોગ કરવો ઉચિત ન લાગે અને જે કુષ્ટોમાં સ્પર્શેન્દ્રિયનો નાશ થઈ જાય તેમાં રૂધિર તથા દોષ કહાડવાને માટે ક્ષારનો પ્રયોગ કરવો જોઈએ. ૫૨

જે કુષ્ટ પથ્થર માફક કઠોર, તથા કર્કશ હોય અને સુન, સ્થિર તથા જુનો હોય તે કુષ્ટમાં રોગીને વિષનાશક ઔષધ પાઈ પછી ઝેરી ઔષધિઓનો લેપ કરવો. ૫૩

સ્તબ્ધ, સુપ્ત, સુન્ન યુક્ત, સ્વેદરહિત તથા ખુજલી રહિત કુષ્ટને જમાલગોટાની જડ, ત્રિફલા, કથેર, કરંજ, લીંબડાની છાલ તથા કડાની છાલના કુચાથી (૫૪) અથવા ચમેલી, આકડો, લીંબડો, અને કડાના પાનથી અથવા શસ્ત્રથી અથવા સમુદ્રફેણથી અથવા છાણ રગડીને લેપ ચોપડવો. ૫૫

**પિત્તકુષ્ટની ચિકિત્સા**—વાતકુષ્ટ અને કફકુષ્ટની ચિકિત્સા કહી હવે પિત્તકુષ્ટમાં કફ, પિત્ત તથા રૂધિરને બહાર કાઢી પિત્તના ઉકાળા દ્વારા પિત્તને શાન્ત કરવો જોઇએ. ૫૬

તિક્ત ઔષધોની સાથે પકાવેલું ઘી તથા અન્ય રક્તપિત્તનાશક બાહ્ય તથા અંદરની ચિકિત્સાદ્વારા પિત્તજ કુષ્ટને શાન્ત કરવા જોઇએ. ૫૭

દોષોની અધિકતા અનુસાર આ કુષ્ટનાશક ચિકિત્સા કહી હવેતથા દોષની સમાનતાથી કુષ્ટનાશક કર્મોનું વર્ણન કરીએ છીએ. સર્વ પ્રકારના કોઢ ત્વચાને બગાડે છે એથી સર્વ પ્રકારના કોઢમાં ચામડીનો દોષ એ સાધારણ ધર્મ છે. ૫૮

કુષ્ટનાશક પ્રયોગ—દારૂહળદર, રસવંતી અથવા હરડેનું ગોમૂત્રની સાથે સેવન કરવાથી કુષ્ટનો નાશ થાય છે. તે વખતે માંસ, મુંડ, પીપર, મરી, ગોળ તથા તેલનો ત્યાગ કરવો (ન ખાવું.) ૫૯

પટોળના વેલાનાં મૂળ, તથા ઈન્દ્રવારણાનું મૂળ ચાર ચાર તોલા, હરડે, બ્હેડાં, આંમળાંની છાલ, નસોતર, ત્રાયમાણનાં ફળ, તથા કડુ એ સર્વ બબે તોલા અને સુંઠ ૧ તોલો, (૬૦) એ સર્વ ઔષધોને એકી સાથે ખાંડી તેમાંથી ચાર તોલા લઇ તેનો ક્વાથ કરીને પીવો તેનાથી દોષોનો નાશ થાય છે. આ ઔષધોના પચી ગયા પછી જુના સાઠીના ચોખાનો ભાત ખાવા. ૬૧

આ ઔષધનું ૭ દિવસ સેવન કરવાથી કુષ્ટ, સોજા, ગ્રહણીદોષ, અર્શ, મૂત્રકચ્છ, હલીમક, વિષમજ્વર, અને હૃદય તથા બસ્તિનુ શૂળ, એ સર્વ રોગ મટે છે. ૬૨

નાગરમોથ, સુંઠ, પીંપર, મરી, હરડે, બ્હેડાં, આમળાં, મજીઠ, દેવદાર, દશમૂળ, સાતવણાંની છાલ, લીંમડાની છાલ, ઇન્દ્રવર્ણાનું મૂળ, ચીત્રક અને મોરવેલ (૬૩) એ સર્વ ઔષધોનું ચુર્ણ કરવું. આ ચૂર્ણ ૧ ભાગ, અને નવ ભાગ જવનો સાથવો, ઘી તથા મદમાં મેળવીને ખાવાથી કુષ્ટ, સોજા, પાન્ડુરોગ, શ્વેતકુષ્ટ, ગહણીદોષ, હરશ, બદ, ભગન્દર, કોલ્લા, ખસ, તથા કોઢ (મંડલાકાર ચકતાંવાળા) નો નાશ થાય છે. (૬૪-૬૫)

**સસેકુષ્ટનાશક રોગ**—હરડે, બ્હેડાં, આમળા, અતિવીષ, કડાની છાલ, લીંમડાની છાલ, ઇન્દ્રજવ, વજ, પટોળ, પીંપર, દારૂહળદર, હળદર, પદ્મક, મોરવેલ, ઈન્દ્રવરણું, (૬૬) કરીયાતુ, ખાખરાની છાલ, એ દરેક આઠ આઠ તોલા લેવું તે સર્વથી બમણું નસોતર અને નસોતરથી ત્રણ ગણી ખાંડી લેવી એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરવું પછી તેનુ સેવન કરવાથી સુસે કુષ્ટ (ત્વચાનું સુન થઇ જવુ) મટી જાય છે. ૬૭

ચમેલી (જાઇ) ના રસમા માંખણ, તથા મદ મેળવવાથી ઉત્તમ પ્રયોગ થાય છે. અને ગોમૂત્રમાં સોનામુખી (મીંઢીઆવળ) તથા મદ મેળવી સેવન કરવાથી સત્તર જાતના કુષ્ટ (કોઢ) નો નાશ કરે છે. ૬૮

કોઢ રોગવાળા પુરૂષે સંપૂર્ણ રોગોનો નાશ કરનાર ગંધકરસાયન તથા સોનામુખીનો યોગ કરીને ખાવા. ૬૯

કુષ્ટ રોગીએ દરરોજ નિયમથી યોગરાજની સાથે શીલાજીતનું સેવન કરવુ તેથી બધા રોગ દૂર થાય છે. ૭૦

**મધ્વાસવ**—કાથો ને રસવંતીનો ઉકાળો કરીને તેમાં મદ ૧૨૮ તોલા, કાથો તથા રસવંતી ૩૨ તોલા, લોઢાનો કાટોડો ૩૨ તોલા, હરડે, બ્હેડા, આમળાં, નાની ઈલાયચી, તજ, મરી, તમાલપત્ર, તથા ધંતુરાનું ચૂર્ણ એક એક તોલો, તથા સાકર ૧૨૮ તોલા નાંખીને લોઢાના પાત્રમા મહિના સુધી રાખવુ તેને પછી ગાળી ઉપયોગ કરવો. એ મધ્વાસવ કહેવાય છે તેના સેવનથી કુષ્ટ અને કિલાસરોગ નષ્ટ થઈ જાય છે. ૭૧-૭૨-૭૩

**કનકબિન્દુ અરિષ્ટ**—કાથાનુ ૧૦૨૪ તોલા ઉકાળો, ઘીના રીઢા વાસણમાં રાખી પછી તેમાં હરડે, બ્હેડાં, આમળાં, સુંઠ, પીંપર, મરી, વાવડીંગ, હળદર, નાગરમોથ, રોહીસો, ઈન્દ્રજવ, ધંતુરો, તજ, તથા ગળો એ સર્વ ઔષધોનું ચૂર્ણ બત્રીસ બત્રીસ તોલા નાંખવુ, પછી મહીના સુધી અન્નના ઢગલામાં તે વાસણ મુકી છાડવુ (૭૪-૭૫) પછી તેને ગાળી તેનું દરરોજ સવારે સેવન કરવાથી એક મહિનામાં મોટા કોઢ મટે છે. અને ૧૫ દિવસ સેવન કરવાથી સામાન્ય કોઢ, હરસ, દમ, ભગંદર, ઉદરસ, અને કિલાસરોગ, પાંડુરોગ, વાતરોગ, પ્રમેહ અને શોષ મટી જાય છે. આ કનકબિન્દુ નામના અરિષ્ટના સેવનથી મનુષ્યનો રંગ સુવર્ણ સમાન થાય છે. (૭૬)

વાતકફથી ઉત્પન્ન થયેલા કોઢમાં તથા પિત્તજ કોઢમાં તેનો ઉકાળો પીવો જોઈએ અને વિશેષ કરીને કફ કુષ્ટમાં આ કનકબિન્દુ અરિષ્ટનું સેવન કરવું જોઈએ. ૭૭

શ્વિત્રકુષ્ટ નાશક પ્રયોગ—હરડે, બ્હેડાં, આમળાં, ચિત્રકમળ, સોપારી, દશમળ, જમાલગોટાનું મૂળ, તજ, મદ તથા ગોળ એ સર્વ ઔષધોનો આસવ, કુષ્ટ તથા શ્વેત કુષ્ટનો નાશ કરે છે. ૭૮

કુષ્ટ રોગમાં હલકું ભોજન, તિક્ત શાક અને શુદ્ધ ભિલામાં, ત્રિફળા, તથા લીમડાની છાલ સાથે ઘી તથા અન્ન અને જુનું અન્ન + + + + મગ, તથા પરવળ એ સર્વ વસ્તુ હિતકર થાય છે. અને ભારે વસ્તુ ખટાશ, દૂધ, દહીં, માંસ, મચ્છી, ગોળ તથા તેલ એ સર્વ વસ્તુ અહિતકારક છે. ૭૯–૮૦

કોઢ ઉપર ચોપડવાનો લેપ—નાની ઈલાયચી, કડ (ઉપલેટ) દારૂહળદર, મવા, વાવડીંગ, રસવતી તથા હરડે એ સર્વ ઔષધો વાટી તેનો લેપ કોઢ ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. ૮૧

ચિત્રકમળ, નાની ઈલાયચી, ટીંડોરાં, ધોળા અરડુસી, નસોતર આકડો, તથા સૂંઠ એનું ચુર્ણ કરવું પછી ગોમૂત્રમાં ખાખરાના ખારને ઘુંટી તેમાં ઉપરનું ચુર્ણ આઠ દિવસ સુધી ઘુંટવું પછી તેને શરીરે લેપ કરી તડકામાં બેસવુ એથી જલ્દી મંડલકુષ્ટ જુદાં પડીને મટી જાય છે. ૮૨–૮૩ અપૂર્ણ.

## વૈદક ટુચકા સંગ્રહ.

લકવો—જો લકવો થાય એમ લાગે તો દરદીએ જાયફળ હંમેશાં મોંમાં રાખી ચુસવું જેથી ફાયદો થાય છે

સાપનું ઝેર—સાપ જેને કરડ્યો હોય તેને કાળી માટી ખવરાવવી. જો ખાટુ લાગે તો કાળા સાપનો ડંખ જાણવો, તીખુ લાગે તો બીજા સાપનો ડંખ છે સમજવું. મીઠી લાગે તો સાપ નહિ પણ ઉંદર કરડ્યો છે એમ જાણવું. જેને જાઈના પાન, નાઈનાં પાન, કડવી દોડીનું મૂળ, સચળ, સપણ વાટી થડા પાણીમાં ઘુંટી પીવાથી ડંખ ઉતરે છે

પેશાબ છુટે—જવનું પાણી બે વાલ સુરાખાર સાથે પીવું અથવા જવનુ એકલું પાણી પેટ ભરીને પીવું જેથી પેશાબ થાય છે.

માથાની તાલ મટે—ચણોખડી, રસવંતી હાથીદાંતની રાખ, સર્વે પાણી સાથે મેળવી માથે ચોપડવાથી ઘણો ફાયદો થાય છે.

હેડકી—જુના ચામડાની રાખ મદ સાથે ચાટવાથી હેડકી મટે છે.

મોંઢાપરની કાળાશ મટે—ચણાના લોટને પાણીમાં મેળવી મોંએ મસળવાથી મોંની ચામડી સફાઇ પકડે છે કોલ્ડક્રીમ જેવો ગુણ કરે છે.

મોતીઓ—ગળીના ભી ઘસી આંખમાં આંજવાથી મોતીઓ સુધરે છે.

ગર્ભીણી સ્ત્રીની ઉલટી—ગર્ભીણી સ્ત્રીને ઉલ્ટી થાય તો કલજો રસ ૪ વાલ ખવરાવવાથી મટે છે.

જીર્ણજ્વર—લોધર, ચંદન, પીપળીમૂળ અને અતિવિષનું ચુર્ણ સાકર ને ઘી તથા મદ અને દુધમા પાવાથી મટે.

કાળી વીંછણનું ઝેર—આકડાનુ લાકડું ઘસી ચોપડવાથી અથવા તો આકડાનાં પાન, વચ્છનાગ ને રાઇ વાટી ડંખ ઉપર ચોપડવાથી ઝેર ઉતરે છે.

ધાતુપૃષ્ઠી—વડનું દુધ પતાસામાં ઘાલી ખાવાથી ફાયદો થાય છે.

પ્રમેહ—અકામલીમડાની ગલોળી ચોખાના ધોવણમાં વાટી ઘી નાખી ખાવાથી પ્રમેહ મટે છે.

વેપારીઓને અને દરેક માણસને ઉપયોગી

અંગ્રેજી, હિંદી, મરાઠી બંગાળી, સંસ્કૃત ઉર્દૂ અને ગુજરાતી જાણવા માટે

# માસ્તર ઑફ નૉલેજ

મંગાવો. આ પુસ્તક ઉપરથી દરેક માણસ માત્ર છ માસમાં જ થોડી મહેનતે– અંગ્રેજી, હિંદી, મરાઠી, બંગાળી, ઉર્દૂ અને સંસ્કૃત શીખી શકે છે. દરેક માણસે ઉપરની ભાષાઓ શીખવી જોઇએ. વેપારમાં તેમ મુસાફરીમાં ઉપરની ભાષાઓનું જ્ઞાન હોય તો જ્યાં ત્યાં ફાયદો થાય છે, આટલી બધી ભાષાઓ શીખતાં વર્ષોનાં વર્ષો થાય છે. તેમ હજારો રૂપિયા ખર્ચવા છતાં પણ આ ભાષાઓ પૂરી શીખી શકાતી નથી.

તમે માત્ર આ પુસ્તકનો અભ્યાસ કરવાથી જ માત્ર છ મહિનામાં જ ઉપરની તમામ ભાષાઓ લખતાં, બોલતાં અને વાંચતાં શીખી શકશો. બાળકોને તેમ મોટી ઉમ્મરના માણસોને ઘણું ઉપયોગી છે. વળી આ ભાષાઓનો ક્રમ એવો રાખેલો છે કે દરેક ભાષા ઝટ યાદ રહી શકે. એક ભાષાનો અભ્યાસ કરતાં ત્રણ ચાર ભાષા સામટી આવડી જશે. આ પુસ્તક છપાવતાં ઘણું ખર્ચ અને મહેનત પડી છે. તેનો અભ્યાસ કરવાથીજ ખાત્રી થશે. કીમત માત્ર રૂ. ૧૦—૦—૦

આ પુસ્તક વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થયું છે.

આ પુસ્તકનો લાભ મેળવનારા શું કહે છે તે વાંચો.

૧. સુરતથી કંચનલાલ હીરાદાસ લખે છે કે: માસ્તર ઑફ નોલેજ મળ્યું. ઘણા લાંબા સમયથી તે પુસ્તક મેળવવા મારી તિવ્ર ઇચ્છા હતી એટલે તે પ્રાપ્ત થતાં અથથી ઇતિ અવલોકન કરી ગયો. અને તેથી મને આનંદ થયો. પુસ્તકની શૈલી, ભાષા શીખવાના ઉમેદવારને ઘણી સુગમ પડે તેવી છે, તેમજ જુદાં જુદાં પુસ્તકો વસાવી જુદી જુદી ભાષા શીખવાનો લાંબો પરીશ્રમ કરવા કરતાં જો આ પુસ્તકથી જ શીખવામાં આવે તો ઘણા ટુંકા સમયમાં તેમજ થોડી મહેનતે તે ભાષાઓનું જ્ઞાન થાય એ નિઃસંશય છે વળી એ પણ નિર્વિવાદ છે કે આપે જે જે ભાષાઓની પસંદગી કરી છે તે હાલના સમયાનુસાર ઉપયોગી જ છે. વળી આપે અંગ્રેજી, મરાઠી, ગુજરાતી અને હિંદીની રચના ભેગી આપી છે તેથી દરેક ભાષા જુદી જુદી શીખવાની મહેનત પણ આપે ટાળી છે ટુંકમાં તે પુસ્તક ઘણું ઉપયોગી હોઇ સાહિત્ય પ્રેમી બન્ધુઓને બીજી ભાષાઓમાં રહેલા સાહિત્ય સ્રોતનું પાન કરવામાં એક શસ્ત્ર સમાન થઇ પડશે એવી આશા સાથે વિરમું છું

મુંબઇથી સુંદરદાસ લખે છે કે: આપનું માસ્તર ઑફ નોલેજ ઘણી સારા જ્ઞાનની ચોપડીઓનો અર્થ સારે તેમ છે. વળી વગર માસ્તરે શીક્ષણ દરેક ભાષાનું લઇ શકાય તેમ પણ છે તે દરેક ઘરમાં સંગ્રહવાને ભલામણ કરીએ છીએ.

પુસ્તકની કીંમત માત્ર રૂ. ૧૦-૦-૦. પાકુ પુઠું.

વ્યવસ્થાપક, ભાગ્યોદય અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૬ મું. ] જાનેવારી સને ૧૯૨૩. [ અંક [illegible] મો.

## વિષયાનુક્રમણિકા.



હિંદુસ્તાન માટે વાર્ષિક લવાજમ ૩—૦—૦

તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
ભાગ્યોદય ઑફિસ,—અમદાવાદ

પરદેશ ખાતે લવાજમ શિલીંગ ૭.

## સૂચના

ભાગ્યોદયના દરેક ગ્રાહકને હુન્નરવિજ્ઞાન નામનું નવું માસીક મોકલવામાં આવ્યું આ માસીકના આપ ગ્રાહક થશો એવી આશા છે. આ માસીકમાં વેપાર, હુન્નર અને એ સંબંધી વિષયો આવે છે, વધુ માટે આ અંકના પાન ૨૯૭ માં વાંચવાથી તેની ઉપયોગીતા ...

ભાગ્યોદયના દરેક ગ્રાહકને–હુન્નર વિજ્ઞાનના ગ્રાહક ગણી અંકો મોકલ્યા છે, તેનું લવાજમ તેનો માગસરનો અંક વી. પી. કરીને વસુલ કરવામાં આવશે. જેમને ગ્રાહક રહેવા ... ન હોય તેમણે પત્રથી અમને લખી જણાવવું જેથી નામ કમી કરીશું, વી પી. આવ્યા ... તેને રિફ્યુઝડ–પાછું વાળી અમને નુકશાન ન કરવા ભલામણ છે. આશા છે કે આપ તેના ગ્રાહક જરૂર થશો જ. તેનું લવાજમ રૂ. ૪—૦ છે. ગ્રાહકોએ વ્યવસ્થાપક હુન્નર વિજ્ઞાન એ શિરનામે પત્ર લખી માસીકનું વી. પી. કરવા લખી દેવું.

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

---

### હુન્નરવિજ્ઞાન માટે

સુરતથી તૈયબભાઈ મુલા મોહમદભાઈ મરકતીવાળા લખે છે કે: હુન્નર વિજ્ઞાન મળી મળ્યું. આપ જે જે વિષયો ચર્ચવા વિચાર રાખો છો તે ઘણા ઉપયોગી અને જનસમાજને લાભકર્તા છે. આવા વખતમાં બેશક આવા માસીકની જરૂર છે. મારા વિચાર મુજબ દરેક લાયબ્રેરીમાં આ માસીક મંગાવવું જોઇએ. મારે માટે માસીક મોકલશો તેમજ મારા મિત્ર મી. ... ગુલાબલીસી ઉપર પણ ગ્રાહક તરીકે નામ લખી માસીક મોકલશો.

વધુ અભિપ્રાય ગતાંક પાન ૨૯૭ વાંચો. આપ તેના જરૂર ગ્રાહક થશો. આપના મિત્રોને ગ્રાહક બનાવશો એવી આશા છે. આપના ઉપર અંક ૧ લો આપને ગ્રાહક ગણી મોકલ્યો છે તેનો સ્વિકાર કરશોજી. મેનેજર હુન્નરવિજ્ઞાન અમદાવાદ.

## સુચના

આપના ઉપર અમે હુન્નરવિજ્ઞાનનો અંક મોકલી આપનું નામ હુન્નર-વિજ્ઞાનના ગ્રાહકમાં દાખલ કર્યું છે. તેનો બીજો અંક લવાજમ માટે વી. પી. કરીને મોકલતા પહેલાં—આપને વિનંતિ કે આપ ગ્રાહક થવા માટે નામ ઠેકાણું ભરીએક કાર્ડ મોકલી અમને વી. પી. કરવા લખી દેશો.

આપને તેના ગ્રાહક રહેવું ન હોય તો તેવી અમને ખબર આપશો એટલે આપને તેન વી. પી. ન કરીએ.

આપ હુન્નરવિજ્ઞાનના જરૂર ગ્રાહક થશો એવી આશા છે. અને વી પી. આવે તે સ્વિકારી લેશો. આપનો કશો જવાબ નહિ મળે તો આપના ઉપર હુન્નરવિજ્ઞાનનો બીજો અંક રૂ. ૪—૦ થી વી. પી. કરીને મોકલીશું તો તેનો સ્વિકાર કરી લેશો એવી આશા છે.

ગ્રાહક ન રહેવું હોય તો તે પ્રથમથી લખી દેશો જેથી વી. પી. નહિ થાય, પણ વી. પી. કરીએ ત્યારે પાછું ન વાળવા કૃપા કરશો. જેથી અમને ઘણું નુકશાન થાય છે. માટે તેમ તો આપ નહિ જ કરો, અને વી. પી. જરૂર સ્વિકારી લેશો એવી આશા છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

## સૂચના

ભાગ્યોદયના દરેક ગ્રાહકને હુન્નરવિજ્ઞાન નામનું નવું માસીક મોકલવામાં આવ્યું આ માસીકના આપ ગ્રાહક થશો એવી આશા છે. આ માસીકમાં વેપાર, હુન્નર અને ? સંબધી વિષયો આવે છે, વધુ માટે આ અંકના પાન ૨૯૭ માં વાંચવાથી તેની ઉપયોગીતા સમ

ભાગ્યોદયના દરેક ગ્રાહકને–હુન્નર વિજ્ઞાનના ગ્રાહક ગણી અંકો મોકલ્યા છે, તેનું જમ તેનો માગસરનો અંક વી. પી. કરીને વસુલ કરવામાં આવશે. જેમને ગ્રાહક રહેવા ન હોય તેમણે પત્રથી અમને લખી જણાવવું જેથી નામ કમી કરીશું, વી પી. આવ્યા તેને રિફ્યુઝડ–પાછું વાળી અમને નુકશાન ન કરવા ભલામણ છે. આશા છે કે આપ તેના જરૂર થશો જ. તેનું લવાજમ રૂ. ૪—૦ છે. ગ્રાહકોએ વ્યવસ્થાપક હુન્નર વિજ્ઞાન એ પત્ર લખી માસીકનું વી. પી. કરવા લખી દેવું.

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

---

### હુન્નરવિજ્ઞાન માટે

સુરતથી તૈયબભાઈ મુલ્લા મોહમદભાઈ મસ્કતીવાળા લખે છે કે: હુન્નર વિજ્ઞાન માસીક મળ્યું. આપ જે જે વિષયો ચર્ચવા વિચાર રાખો છો તે ઘણા ઉપયોગી અને જનસમાજને લાભકર્તા છે: આવા વખતમાં બેશક આવા માસીકની જરૂર છે. મારા વિચાર મુજબ દરેક લાયબ્રેરીમાં આ માસીક મંગાવવું જોઇએ. મારે માટે માસીક મોકલશો તેમજ મારા મીત્ર મી *મુખલીસી ઉપર પણ ગ્રાહક તરીકે નામ લખી માસીક મોકલશો.

વધુ અભિપ્રાય ગતાંક પાન ૨૯૭ વાંચો. આપ તેના જરૂર ગ્રાહક થશો. આપના મિત્રોને ગ્રાહક બનાવશો એવી આશા છે. આપના ઉપર અંક ૧ લો આપને ગ્રાહક ગણી મોકલ્યો છે તેનો સ્વિકાર કરશોજી.

મેનેજર હુન્નરવિજ્ઞાન અમદાવાદ.

### ત્રીકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા.

બીજી આવૃત્તિ બહાર પડી છે કીમત રૂ. ૫—૦—૦

## ભવિષ્યવેત્તા
અને
### ભવિષ્ય જાણવાની વિદ્યા. (ચોથી આવૃત્તિ)

મંગાવો આ પુસ્તકની ત્રણે આવૃત્તિ ખપી જવાથી ઘણાજ સુધારા વધારા સાથે પુસ્તક આ માસમાંજ બહાર પડ્યુ છે. જ્યોતિષવિદ્યા, રમળશાસ્ત્ર, સ્વરોદયશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, મુખલક્ષણશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, સુકાળદુકાળ–નિર્ણય વિગેરે અનેક ભવિષ્યની વાત જાણનાર વિદ્યાનો આ પુસ્તકમાં સમન્વય, તેવી સ્હેલી ભાષામાં સમાવેશ છે. પાન લગભગ ૮ ગ્લેઝ કાગળ, પાકું પુઠું. કીમત માત્ર રૂ. ૫—૦—૦. વ્યવસ્થાપક ભાગ્યોદય

---

### અમૂલ્ય લાભ

તમને કે તમારા સંબંધીને થયેલા અને ન મટતા અનેક દરદોથી જો તમે કંટાળી હો, વૈદો અને ડાક્ટરોની દવા કરી કરી પૈસાનું પાણી કરવા છતાં ફાયદો ન થયો હોય તો કોઇ પણ દરદ માટે એકવાર અમારી સલાહ લેવા ભલામણ છે. અમારી દવાઓથી હજારો મ. ણસોને ફાયદા થયા છે. શાસ્ત્રીય અને ખાત્રોની દેશી દવા કરી ગમે તેવા વ્યાધિ મટાડ વામાં આવે છે.

દવે કેમીકલ વર્કસ–અમદાવાદ

## સુચના

આપના ઉપર અમે હુન્નરવિજ્ઞાનનો અંક મોકલી આપનું નામ હુન્નર-વિજ્ઞાનના ગ્રાહકમાં દાખલ કર્યું છે. તેનો બીજો અંક લવાજમ માટે વી પી. કરીને મોકલતા પહેલા—આપને વિનતિ કે આપ ગ્રાહક થવા માટે નામ ઠેકાણું ભરીએક કાર્ડ મોકલી અમને વી. પી. કરવા લખી દેશો.

આપને તેના ગ્રાહક રહેવું ન હોય તો તેવી અમને ખબર આપશો એટલે આપને તેનું વી. પી. ન કરીએ.

આપ હુન્નરવિજ્ઞાનના જરૂર ગ્રાહક થશો એવી આશા છે. અને વી. પી. આવે તે સ્વિકારી લેશો. આપનો કશો જવાબ નહિ મળે તો આપના ઉપર હુન્નરવિજ્ઞાનનો બીજો અંક રૂ. ૪—૦ થી વી. પી. કરીને મોકલીશું તો તેનો સ્વિકાર કરી લેશો એવી આશા છે.

ગ્રાહક ન રહેવું હોય તો તે પ્રથમથી લખી દેશો જેથી વી. પી. નહિ થાય, પણ વી. પી. કરીએ ત્યારે પાછું ન વાળવા કૃપા કરશો. જેથી અમને ઘણું નુકશાન થાય છે. માટે તેમ તો આપ નહિ જ કરો, અને વી. પી. જરૂર સ્વિકારી લેશો એવી આશા છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

સ્ત્રીને એકએક રોગના પંજામાંથી બચાવી પુષ્ટ કરનાર શક્તિની દવા.

# દવેનું– સુંદરીસાથી.

(રજીસ્ટર્ડ)

## ( લાખો સ્ત્રીઓ રોજ વાપરે છે અને લાખો સરટીફીકેટો મળ્યાં છે.)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસીર છે. સ્ત્રીઓનાં કોઈ પણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ઘાટી, પીળી મળગુગળી અગર લાલ રંગની લીંટ જેવી રસી વહ્યાં કરે છે, પેસાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડોમાં, માથામાં અને કોઈ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ ચુંસ અને કળતર થાય; ઝીણો તાવ હમેશા આવે, શરીર સુકાઇ ધોળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય. અશક્તિ આવે અને કામ થઈ શકે નહિ, આખો દિવસ કેડો અને માથું ફાટયાં કરે, તાવ, ઉધરસ દમ, ખાસી, સોજા, ઉલટી, અરૂચી, માસીક અટકાવ-હસ્તાન સબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા, કસુવાવડ, સુવારોગ એવો અદવે વિગેરે તમામ રોગ અને આવા અનેક દરદોના સમુહને આ સુંદરીસાથી એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળ યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે. જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. હસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવુ બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે. પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીમત રૂ. ૧)

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી ૨ જુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધીમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવે છે ૩ ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પુર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે ૪ સુવાવડ પછી પીવાથી સુવારોગ થતો નથી, બાળકને પુષ્ટ કરે તેવું તદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનુ ને તેની માનું શરીર પુષ્ટ કરે છે. ૫ સ્ત્રી રોગ તમામ મટાડે છે. હમેશાં પીવાથી સ્ત્રી તદુરસ્ત રહી શકે છે. પ્રદર વીગેરે વ્યાધી થતા નથી ૬ વૃદ્ધાવસ્થામાં પીવાથી શરીર પુષ્ટ અને તદુરસ્ત યુવાન જેવું રહે છે અને વૃધ્ધાવસ્થાને અટકાવે છે આ માટે હજારો એજીઆપો મળ્યા છે અને હજારો સ્ત્રીઓ તેનો ચાલુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે.

પોટણથી ત્રીવેદી કાલીદાસ દલસુખરામ લખે છે કે આપને ત્યાંથી સુંદરીસાથીની ૩ બાટલી મંગાવી મારી સ્ત્રીને આપવામા આવી તેથી આરામ થયો તેથી તે સગર્ભા થઇ, હાલ આપના પુન્ય પ્રતાપથી છોકરો ધાવણો થયો છે. સુંદરીસાથીની બીજી ૩ બાટલી તરત વી. પી. થી મોકલો.

બીલાડથી જગન્નાથ ફાર્મસીના માલીક ડૉ. મોહનલાલ જે. પાઠક: એલ એમ. બી. લખે છે કે: આપનું સુંદરીસાથી મારા દરદીઓમાં લાંબા વખતથી વપરાશમાં જોઉં છું. મારા એક દરદી તરફથી તે વાપરવાની ભલામણ થતા મે તેનો અજમાયશ કરી જોતાં તે સ્ત્રીઓના દરેક દરદોમાં ઉપયોગી છે અને મારા ઘણા કેસોમાં તે ફતેહમંદ નીવડયું છે હવેથી મારા દરદીઓને તે વાપરવા હું ભલામણ કરું છું.

ટાગુ (બરમા) થી જુનાગઢવાળા મોહમદ કાસમ લખે છે કે આપની દવા સુંદરીસાથીની ૩ બાટલીનો સુચના પ્રમાણે ઉપયોગ કીધો છે બે પુરી થતાં તેના ગુણ ઘણી સરસ રીતે ફાયદાકારક છે તેથી ખાત્રીપૂર્વક લખીએ છીએ કે. સર્વે બાઇઓને અમારી વિનતી છે કે: દરેકે આ દવાનો ઉપયોગ કરવો અને ફાલતુ ખર્ચ કરતાં બચતું કીં, રૂ. ૧—૦—૦ ત્રણ બાટલી પીવી પડે છે. ત્રણની કીં. રૂ. ૨-૧૦-૦.

મુંબાઈથી દીનશાહજી બેરામજી: આપની દવા જીવન અને ખરજવાનો મલમ વાપર્યો તેનાથી ફાયદો છે બીજો જીવનનો ડબો અને ખરજવાની ૩ ડબી તુરત મોકલો.

નારીકથી નરભેરામ નારણદાસ આપના જીવનના ડબા વાપરતાં મારી સ્નાયુ, તંદુરસ્તી અને મગજ તંતુઓને ઘણોજ પોષણ કર્તા અને સારી રીતે ફાયદાકારક જ છે બીજો ૧ ડબો તુરત વી. પી. થી મોકલો.

મોરવીશથી બનાજી અલીજી હવાલદાર લખે છે: આપની 'સર્વ જ્વરહરગુટીકા' ઘણીજ સારી છે.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ] જાનેવારી સને ૧૯૨૩. [ અંક ૧૧ મો.


## वाह्याडंबरथी इश्वर ठगाता नथी.

( હું નથી એવી ભોળી, એ લય. )

એ નથી એવો ભોળો, એ નથી એવો ભોળો, આ જગનો પ્રભુરે: એ૦
સાવધતા રાખો નહિ ધોવા અતરમાંનો ચોળો,
પછી પ્રભુ રીઝવવા દિલપર, ભલે ગાગરો ઢોળો,
પણ નથી એવો ભોળો૦
સદ્ગુણથી મન રંગ્યા વિણ છો કેમર ચન્દન ઘોળો,
મોહ દલ્યા વિણ ઘસો કપાળે, ભલે ભષ્મનો ગોળો; પણ નથી૦
તનમન શુદ્ધિ ન કરો ઉછાળી, હરિસ્મરણની છોળો,
(અને) પવિત્રતા બતલાવા ભડકો, જોઈ અત્યજનો ઓળો; પણ૦
પ્રભુ પ્રભુ મોએ કહો પણ અતરથી જરી ન ખોળો,
અને તમે જાણો કે પ્રભુને રીઝની દઉ કરી ડોળો, પણ૦
માળાના મણકા તો મૂકો, ફેરવી જ્યા ત્યા ડોળો,
વ્યવહારે તો કરી કુટિલતા, ખોટે ત્રાજવે તોળો પણ૦
અન્તર્યામી પ્રભુ તો જાણે, કોણ કાળો કોણ ધોળો,
પળમાં એ તો પરખી કહાડે, આ તે મડ કે ચોળો, એ૦
ભોળવાય ઉપરનું જોઇ, એવો એ નથી ભોળો,
અનન્ય ભાવે ભજશો તો એ, પ્રસારશે નિજ ખોળો; એ૦

શ્રી ઉપેન્દ્ર.

## सहस्रदल पद्म.

( મને આવે છે ફેર, એ લય. )

કેવું રમ્ય આ આકાશ,+ શુક્લતાના સારરૂપ દીસતું ?
કેવો અનુપમ પ્રકાશ, નિરખી મન સહજ મલકાઇ જતું.
શુભ્ર વર્ણવાળું સહસ્રાર* ત્યાં, કેવું પામ્યું પ્રસાર!
અમૃત સ્ત્રવણ જ્યાં થતું, મત્ત મનડું રુગતું,
કરી ત્યાં સમાસ; નિરખી મન૦
પદ્મ એ નિહાળતાં છૂટી જતો, બધો જ્ઞાતવ્ય ભાવ.

---

+ મૂર્ધાકાશ. * સહસ્ર દલપદ્મ.

પ્રાપ્ત વ્યવહાર સાધવો ને પ્રભુ ભક્તિ કરવી એ બને સાથે કેમ બની શકે? એમ કોઈ શંકા કરે તો તેના સમાધાનમાં કહેવાનું કે પ્રાપ્ત વ્યવહાર સાધતાં છતાં પણ મનુષ્યને પ્રભુ-ભક્તિ કરવી હોય તો તે થઇ શકે એમ છે. પાણીઆરી પોતાની સખીઓ સાથે વાતો કરતી કરતી ચાલે છે, ને પોતાના માથા ઉપર રહેલા પાણીના બેડામાં પણ તે પોતાનું મન રાખે છે.નટડી નાચતી તથા ગાતી હોય તે વેળા પણ તે પોતાનું મન માથા ઉપરના કળશમાં રાખે છે. જારિણી સ્ત્રી ઘરનું કામકાજ કરતાં છતાં પણ પોતાના જારમા પોતાનું મન રાખે છે, ભવાયા પોતાના વેશને લગતું કામકાજ કરતાં છતાં પણ પોતાની જાતિમા પોતાનુ મન રાખે છે. અર્થાત્ પોતાની વ્યવહારિક જાતિને તે ભૂલી જતા નથી, ને નવી વિયાયેલી ગાય વગડામા ઘાસ ચરતી છતી તથા પાણી પીતી છતી પણ પોતાના નાના બચ્ચામા પોતાનુ મન રાખે છે, તેમ પ્રભુના સાચા ભક્તો પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતા પણ પ્રભુમાં પોતાનું મન રાખી શકે છે જેને પોતાના પ્રભુની પ્રભુતા સમજાઈ છે. તે પોતાના પ્રભુમાં સ્વાભાવિક પરમ પ્રીતિ રાખી શકે, ને તેથી વ્યવહારનુ કામકાજ કરતા છતાં પણ તે પોતાના પ્રભુને ભૂલે નહિ, ને સ્વાર્થી ભક્તો તો વસ્તુતાએ પોતાના સ્વાર્થના જ ભક્ત તેથી તેઓ વ્યવહારના કામકાજમા પોતાના પ્રભુને ભૂલી જાય એ સ્વાભાવિક છે.

પતંગિયાં મારામાં પડે તો ઠીક એવી દીપકની લેશ પણ સ્પૃહા નહિ છતા દીપકના પ્રકાશમા અનુરાગવાળા થઇ બિચારાં પતંગિયા દીપકમાં પડે છે, ને મરણ પામે છે. તેમ જેમનું ચિત્ત નિસ્પૃહતાની પરાકાષ્ટાવાળુ હોવાથી જેઓ સર્વદા પૂર્ણ કામ છે એવા ઇશ્વ-રમા ભક્તો મારામા પરમ પ્રીતિ રાખે તો ઠીક એવી લેશ પણ સ્પૃહા હોતી સભવતી નથી. તો એવા ઇશ્વરમાં પરમપ્રીતિ કરી મનુષ્યે હાથે કરી વિરહાગ્નિના અસહ્યતાપ વડે પરમ દુઃખી શા માટે થનુ જોઇએ એવી શકા કરવા યોગ્ય નથી, કેમકે પતગિયાં પણ અગ્નિરૂપ થવા અગ્નિમા પડે છે, પ્રયોજન વિના અગ્નિમાં પડતા નથી, તેમ મહાપુણ્યશાળી મનુષ્યો પણ પોતાના પૂર્વે કરેલાં મહા પુણ્યોનો વિપાક થવાથી પૂર્ણકામ પરમાત્માના શરીર સૌંદર્ય, વાક્સૌંદર્ય ને હૃદયસૌંદર્યમાં પરમાનુરાગવાળા થઈ પરમાદરપૂર્વક સતત તેઓશ્રીનું સ્મરણ ધ્યાન કરતા કરતા પરિણામે પરમાત્મરૂપ જ થઈ જાય છે. ભક્તોને પરમાત્માના સાક્ષાત્કા-રની પહેલાં વિરહાગ્નિજન્ય જે પરમ દુઃખ અનુભવાય છે તે પરમાત્મસાક્ષાત્કારમાં પ્રતિબધ કરનારા પાપસંસ્કારોને બાળવામાં ઉપયોગી થાય છે એમ સમજવુ. જેમ દાવાનળથી બળી ગયેલી ભૂમિમા અન્નાદિનો પાક સારો થાય છે, ને વૈશાખ જેઠના તડકાથી તપેલી ભૂમિપર તેને શીતળ કરનાર વરસાદ થાય છે. તેમ જે હૃદયે પરમાત્માના વિરહાગ્નિનો પરમ તાપ સહન કર્યો હોય છે, તે હૃદય જ પરમાત્માના સાક્ષાત્કારજન્ય અપૂર્વ આનંદનો અનુ-ભવ કરવા ભાગ્યશાળી થાય છે.

---

વડોદરા રાજ્યના સેન્ટ્રલ લાયબ્રેરીઓના આસિ૦ ક્યુરેટર સાહેબ મી. મોતીભાઇ નરસીભાઇ અમીન લખે છે કે-દરમાસે હુન્નરવિજ્ઞાન અમારે શિરનામે મોકલશો, પહેલો અંક અમને પસદ પડયો છે.

# उपनिषद्‌नी ब्रह्मविद्या

## श्रीश्वेताश्वेतर उपनिषद्

( અનુસંધાન ગતાંકથી )

### ષષ્ટ અધ્યાય.

### બ્રહ્મનિરૂપણ.

મોહ પામવાને લીધે કેટલાક બુદ્ધિમાન પુરુષો વસ્તુના સ્વભાવને વિશ્વના કારણરૂપ માને છે. વળી કેટલાક કાળને કારણરૂપ માને છે. પણ ખરૂં જોતાં તો પરમાત્માનો મહિમા છે કે જે મહિમાવડે બ્રહ્મનું ચક્ર ભ્રમણ કર્યાજ કરે છે. ૧

તે પરમાત્મા સદા આ સર્વને વ્યાપીને રહેલા છે, તેઓ સર્વ વસ્તુના જ્ઞાતા છે. તે કાળના અધિપતિ છે, તે સર્વ પ્રકારના ગુણોથી યુક્ત છે, તેઓ ત્રિકાળજ્ઞ કહેવાય છે, તથા પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશરૂપ માનવામાં આવતી સૃષ્ટિ કે જેના તેઓ નિયામક છે તે વિપરિણામને તેના વડે પામ્યા કરે છે, અર્થાત્ તેની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કાળે કરીને થયા જ કરે છે. ૨

આ જગત્‌ની ઉત્પત્તિ કર્યા પછી તથા કર્તા ભોક્તાપણાના ગુણથી નિવૃત્ત થઈ પરમાત્મા, જીવને પ્રકૃતિના તત્ત્વની સાથે જોડે છે. આ તત્ત્વ જે જોડવામાં આવે છે તે તત્ત્વ એક હોય છે, બે હોય છે, ત્રણ હોય છે અથવા આઠ હોય છે. તેમ જ જીવનો કામની સાથે અથવા તો બુદ્ધિના સૂક્ષ્મ ગુણોની સાથે સંયોગ કરવામાં આવે છે. ૩

ગુણવડે યુક્ત એવાં કર્મોને કર્યા પછી તે કર્મોને તથા તેના સર્વ ભાવોને પરમાત્માને વિષે જે મનુષ્ય યોજે છે, તેનાં કર્મનો નાશ થવાને લીધે પ્રકૃતિના તત્ત્વથી ભિન્ન એવી ગતિને તે પામે છે, અર્થાત તે બ્રહ્મભાવને પામે છે. કારણ તેનાં કર્મનો ક્ષય થવાથી તેને કર્મનાં ફળ ભોગવવાનો અવકાશ રહેતો નથી. ૪

આ પરમાત્મા સર્વના આદિરૂપ છે, જે કારણોને લીધે શરીર આત્મા સાથે જોડાય છે, તેના હેતુરૂપ પરમાત્મા છે. ભૂત ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણ પ્રકારના કાળથી તે ઉત્કૃષ્ટ છે. તે કોઈ પણ કળાથી રહિત છે. જે પરમાત્માનું સ્વરૂપ વિશ્વરૂપ છે, જે સત્ય કારણરૂપ છે તથા જે અન્તઃકરણને વિષે રહે છે, તે ઉપાસના કરે છે, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૫

જે પરમાત્મા જગતરૂપી વૃક્ષ તથા કાળના રૂપોથી ઉત્કૃષ્ટ છે, જેના આશ્રયને લીધે આ આખું વિશ્વ પરિણામને પામ્યા કરે છે, અર્થાત ઉત્પત્તિ થયા પછી સ્થિતિ તથા લય અને લયમાંથી પછી ઉત્પત્તિ આ પ્રમાણે ક્રમ ચાલ્યા કરે છે, જે ધર્મના પ્રવર્તક તથા પાપના નાશકર્તા છે, જે આત્માને વિષે રહેલા અનેક પ્રકારના વૈભવના અધિપતિ છે તથા જે પરમાત્મા અમૃતરૂપ છે તેને જે કોઈ ઓળખે છે તે બ્રહ્મભાવને પામે છે. ૬

સર્વ નિયંતાઓના પણ મહાન નિયંતા, સર્વ દેવતાઓના પરમ દૈવતરૂપ, સર્વ પતિઓના પતિરૂપ જે કાંઇ મહાન્ છે તે કરતાં પણ મહાનરૂપ, સ્વયંપ્રકાશરૂપ, તથા સર્વ ભૂવનોના નિયંતારૂપ આ પરમાત્માને અમે જાણીએ છીએ. ૭

તે કોઇ પણ કાર્યરૂપ અથવા કારણરૂપ હોતા નથી. તેના સરખું અથવા તો તેનાથી અધિક કોઈ પણ જોવામાં આવતું નથી. આ પરમાત્માની ઉત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની કહેવામાં આવે છે. વિવિધ કહેવાનું કારણ એ કે, તે શક્તિ તેને આશ્રયીને રહેલી છે. તથા તે શકિત તેના જ્ઞાન તથા બળ પ્રમાણે પ્રવર્તે છે. ૮

આ લોકને વિશે તેના કોઈ પણ અધિપતિ રૂપે નથી. તેમના કોઇ પણ નિયામક નથી. અથવા તો તેમનું કોઈ કારણરૂપ હોતું નથી. તે પોતે જ સર્વના કારણરૂપ તથા કારણના અધિપતિના પણ અધિપતિરૂપ છે. આ પરમાત્માના કોઇ ઉત્પાદક નથી, તથા તેમના કોઇ પણ પાલનકર્તા પણ નથી. ૯

જેવી રીતે કરોળીઓ સ્વાભાવિક રીતે કારણરૂપ પોતામાંથી ઉત્પન્ન તંતુઓથી વેષ્ટિત થઇને રહે છે, તેમ પરમાત્મા પ્રધાનરૂપી માયાથી ઉત્પન્ન થયેલા નામરૂપાત્મક જગતરૂપી તંતુઓથી વેષ્ટિત થઇ રહે છે. આ રીતના પરમાત્મા મને બ્રહ્મભાવને પમાડો. ૧૦

આ એક દેવ સર્વ પ્રાણીમાત્રોને વિશે ગૂઢ થઇને રહેલા છે, તેઓ સર્વ વસ્તુને વ્યાપી રહેલા છે. તેઓ સર્વ પ્રાણીમાત્રના અંતરાત્મારૂપ છે. તેઓ સર્વ કર્મોના નિયામક છે. તેઓ સર્વ પ્રાણીમાત્રને વિશે નિવાસ કરી રહેલા છે. તેઓ સાક્ષીરૂપ છે. તેઓ ચેતનરૂપ છે તથા તેઓ ગુણોથી રહિત છે. ૧૧

અનેક આત્માઓ જેઓ ક્રિયાથી રહિત છે, તેઓને આ પરમાત્મા એક છતાં વશને કરવાવાળા છે. આ દેવ એક બીજને અનેક પ્રકારે કરે છે જે વિવેકી પુરુષો પોતાના દેહને વિષે રહેલા આ પરમાત્માને જૂવે છે તે શાશ્વત સુખને પ્રાપ્ત થાય છે, પણ અન્ય પુરુષોને શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી. ૧૨

જે કાંઇ નિત્ય છે તે સર્વને વિશે તે પરમાત્મા નિત્ય છે. જે કાંઈ ચેતનયુક્ત જીવો છે તેને વિશે પરમાત્મા ચેતનરૂપ છે. આ દેવ એક છતાં સર્વ પ્રાણીમાત્રની કામનાઓને પૂરી પાડે છે. સાંખ્ય તથા યોગે કરી પ્રાપ્ત થવા યોગ્ય કારણ રૂપ આ પરબ્રહ્મને જે જાણે છે તે સર્વ બંધનોથી મુક્ત થાય છે. ૧૩

ટીકા—પરમાત્માની નિત્યતાને લીધે આત્માઓ નિત્ય કહેવાય છે.

**શ્રી સૂર્ય** ભગવાનનો પ્રકાશ આ બ્રહ્મને વિષે હોતો નથી. ચંદ્રને વિશે તેમજ તારાઓને વિશે હોતો નથી. વિદ્યુતનો પ્રકાશ પણ આ બ્રહ્મને વિશે હોતો નથી, તો પછી આ પાર્થિવ અગ્નિનો પ્રકાશ તો તેને વિશે ક્યાંથી જ હોય ? જ્યારે આ બ્રહ્મ પ્રકાશને પામે છે ત્યારે તેની સહાયતાથી સૂર્યચંદ્રાદિ સર્વ ગ્રહો પ્રકાશે છે. આ પરબ્રહ્મના પ્રકાશને લીધે જ સર્વ જગત્ પ્રકાશને પામેલ છે. ૧૪

આ ભૂવનના મધ્યને વિશે તે જ એક કેવળ હંસરૂપ છે. આ હંસ અગ્નિરૂપ છે, જેણે જળને વિષે પ્રવેશ કીધો છે. આ હંસરૂપી આત્માને ઓળખવાથી મનુષ્ય મૃત્યુનુ અતિક્રમણ કરી શકે છે. મનુષ્યને છેવટનો ઉદ્દેશ પ્રાપ્ત કરવા આનાથી અન્ય કોઈ પણ માર્ગ નથી.૧૫

ટીકા—હંસ એટલે અવિદ્યાનો નાશ કરનાર આત્મા, જેમ અગ્નિ સર્વ કાષ્ટનો નાશ કરે છે તેમ

આત્મા અવિદ્યાનો નાશ કરે છે; તેથી આત્માને અગ્નિરૂપ કહેવામાં આવ્યો છે. તથા તે હૃદયને વિષે પ્રવેશ કરીને રહેલો હોવાથી તે અગ્નિરૂપી હૃસજળને વિષે પ્રવેશ કર્યો છે એમ કહેવાય છે.

આ પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરવાવાળા છે, તે અખિલ વિશ્વના જ્ઞાતા છે, તે સર્વના આત્મારૂપ છે, તે સર્વના કારણરૂપ છે, તેઓ કાળના કર્તા કહેવાય છે, તે પૂર્ણપણાના સર્વ ગુણોથી યુક્ત છે, તે પ્રધાન મૂળ પ્રકૃતિના તથા ક્ષેત્રજ્ઞ-જીવોના પતિરૂપ છે, સત્ત્વાદિ ગુણોના તે નિયામક છે, તથા તેઓ સંસારને વિષે મોક્ષ, સ્થિતિ અને બંધનના આપવાવાળા છે.૧૬

આ પરમાત્મા તન્મય અર્થાત્ જગતરૂપ છે, અમૃતરૂપ છે, તે નિયામકપણાના સ્વરૂપને વિશે રહે છે, તે સર્વજ્ઞ છે, સર્વત્ર વ્યાપક છે તથા જગતના પાલક છે. તે સર્વદા આ જગતને નિયમમાં રાખે છે. જગતના નિયમપણાને માટે તેનાથી અન્ય કોઈ પણ કારણ નથી. ૧૭

મોક્ષની ઇચ્છાવાળા માટે પરમાત્માને શરણે જવું જોઈએ. આ પરમાત્મા પોતાની વિદ્યાના પ્રકાશવાળા છે, એણે સૃષ્ટિના આરંભ વખતે બ્રહ્માને ઉત્પન્ન કરી તેઓને વેદો આપ્યા છે. ૧૮

આ દેવ કોઈ પણ પ્રકારની કળાઓથી રહિત છે, તેઓ કર્મથી રહિત છે, તેઓ શાંતરૂપ છે, તેઓ કોઈ પણ રીતના ભેદોથી રહિત છે, તેને કોઈ પણ રીતનો આસંગનો લેપ થતો નથી, તે અમૃતની પ્રાપ્તિ થવાના મુખ્ય સેતુરૂપ છે. વળી આ દેવ કાષ્ટ બળી રહ્યા પછી જેમ અગ્નિ પ્રકાશમાન હોય છે તેના સરખા તેઓ પ્રકાશે છે. ૧૯

જ્યારે મનુષ્યો ચર્મની માફક નિરાકાર આકાશને વીંટશે ત્યારે દેવના જ્ઞાન વિષે તેઓના દુઃખનો અંત આવશે. અર્થાત્ આકાશને નિરવયવ હોવાથી તેને વીંટવું અશક્ય છે તેમ બ્રહ્મજ્ઞાન વિના દુઃખનો અંત આવવો અશક્ય છે. ૨૦

પોતાના તપના પ્રભાવવડે તથા પરમાત્માની કૃપાવડે બ્રહ્મવેત્તા શ્વેતાશ્વતર મુનિ, ચાર આશ્રમો માહેલા જેઓ ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયા છે તેઓને સર્વ ઋષિ સમૂહોથી સમ્યક પ્રકારે ઉપાસવા યોગ્ય પરમ પવિત્ર બ્રહ્મસંબંધીનું આ રીતે વ્યાખ્યાન કરતા હતા. ૨૧

વેદાન્તને વિષે અતિશય ગુહ્ય તત્ત્વ, જેનો કલ્પના આરંભ વખતે હિરણ્યગર્ભાદિને ઉપદેશ કરાયો હતો તેનો ઉપદેશ મન, તથા ઇન્દ્રિયો જેને વશ નથી એવા પુત્ર અથવા શિષ્યને કરવો નહિ. ૨૨

જેની પરમાત્માને વિષે ઉત્કૃષ્ટ ભક્તિ થઈ હોય છે, તથા જેની પરમાત્માને વિષે દૃઢ [illegible] તેના [illegible] જ ગુરુને વિષે જેની દૃઢ ભક્તિ છે તેવા મહાત્મા પુરુષને અર્થે આ ઉપનિષ[illegible] રહેલા ગૂઢ અર્થો પ્રકટ કરવામાં આવ્યા છે, મહાત્માને અર્થે આ અર્થો પ્રકટ કરવામાં આવ્યા છે.

ॐ सहनाववतु सहना सुनक्तु सहवीर्य करवा वहे तैजास्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



# आत्मानी आकर्षकशक्ति.

લેખક—ડૉ. વેણુવિહારી.

( અનુસંધાન ગતાંકથી )

## પાઠ ચોથો.

પેરાભેદ—અંત પ્રવાહના પ્રકાર—બન્ને તરફની પ્રચંડ શક્તિ, ઉપયોગની પદ્ધતિ, ગોપ્ય એજ તમારી શક્તિનું રહસ્ય છે, નિગ્રહથી વૃત્તિ બેફીકરી બનતી નથી, ઇચ્છામાં શક્તિ હોવાનો પુરાવો, રહસ્ય, મોટા પ્રસિદ્ધ પુરૂષોને થયેલો નિગ્રહનો ઉપયોગ, સામેની વ્યક્તિની શક્તિનો સ્વહીત માટે કેવી રીતે ઉપયોગ કરવો, સાવધતા, સ્તુતિ અને ખુશામતને બને તેમ ટાળો.

પેરા ભેદ—પાછળ બતાવેલો આકર્ષક પુરૂષનો નમુનો ઉત્તમ કેવી રીતે બન્યો ? તેણે પોતે કયો અભ્યાસ આદર્યો હતો ? અને તેનું શું પરિણામ આવ્યું ? આ પ્રશ્નો ઉભા થાય છે ઉપર ઉપરથી જોતા જો કે સહેલું દેખાતું હોય તોપણ વસ્તુતઃ તે ઘણુંજ અઘરૂં છે, માટે મને તેના જવાબો આપવા દ્યો, થોડા વખત માટે પ્રત્યક્ષ ઉદાહરણ એક બાજુપર મૂકી, તમને જ અનુલક્ષીને બોલવા દ્યો જેથી તેનું ખરૂં હદગત તમારા સમજવામાં આવશે.

અંત પ્રવાહના પ્રકાર—ઇચ્છા એટલે કે અધિકાર વિકૃત એવી એક શક્તિ છે પછી ભલે તે કોઈ પણ જાતની હોય ! આકર્ષકશક્તિ પોતાની આસપાસની વ્યક્તિ ઉપર જે પ્રકારનો અધિકાર ચલાવે છે તેવાજ પ્રકારનો આ અધિકાર છે હવે પછી અંત પ્રવાહ વારંવાર આવશે પણ તેટલા ઉપરથી એમ ન સમજવું કે મનનો ભાવ વ્યક્ત કરવા માટે મે એવા કોઇ પણ શબ્દની યોજના કરી છે અંત પ્રવાહ આ શબ્દ સાંકેતિક અર્થે મુદ્દલે યોજવામાં આવ્યો નથી. ઇચ્છાશક્તિનું પરિણામ પણ વિદ્યુતપ્રવાહ જેવું જ હોય છે જો કે વિદ્યુત પ્રવાહના નેગેટીવ પોઝીટીવ નિયમો ઇચ્છાને લાગતા ન હોય તોપણ ઇચ્છાશક્તિના પ્રવાહનો નિયમ તત્સદૃશજ છે

બન્ને બાજુએ અસ્તિત્વ ધરાવતી પ્રચંડ શક્તિ—ઇચ્છા એટલે કે જેમ તેમ ભટકતી ઉલ્કા ન ધારતા નિયમબદ્ધ રીતે સૂર્યમંડળની આસપાસ ફરનારો ગ્રહ છે એવી ધારણા ધારી લેઇને ચાલવાથી તમને તમારા જીવનમાં ઘણા જ જશને પામી શકાય તેમ છે, ઇચ્છાની અંદર રહેલી શક્તિ અંત પ્રવાહના ભિન્ન ભિન્ન સ્વરૂપે વ્યક્ત થઇ શકે છે અધીરાઈ, દ્વેષ, ઉડાઉપણું, ગર્વ, અનાવશ્યતા, ઇત્યાદિ તેના ઉદાહરણો છે, તેમા નીચામાં નીચું સ્થાન ગર્વનું છે, તે એટલા બધા ભીન્ન ભીન્ન સ્વરૂપે પ્રગટ થાય છે કે ભલા ભલા ગુણીજનો પણ કળી શક્તા નથી કે પોતે ગર્વના ઘરમા કેવી રીતે પ્રવેશ કર્યો.

**ઉપયોગમાં લેવાની પદ્ધતિ**—જ્યારે જ્યારે તમને તમારા અંતઃકરણમાં ઇચ્છાનો પ્રવાહ જણાઇ આવે ત્યારે તમારે તેના વેગને સહન કરવો જોઇએ. ઉત્પન્ન થયેલી ઇચ્છાને પૂર્ણ કરવા માટે કોઈ પણ જાતની ધમપછાડ કરતા નહિ. ઉતાવળ કરતા નહિ, ધાંધલ કરતા નહિ, પણ શાંત થઇ જજો ! એટલે કે ઇચ્છા પૂર્ણ કરવાની ધમપછાડથી જે તમારી શક્તિનું હરણ થાય છે, તેનાથી તમે બચશો. એટલે કે તમે પોતાનુ સંરક્ષણ કરી શકશો, એટલો જ ફાયદો મેળવશો એમ ન સમજતા પણ તે ઇચ્છા પૂર્ણ થાય ત્યા સુધી દીનપ્રતિદીન વધતું જતું એક આકર્ષકમંડળ તમે તમારી આસપાસ ફેલાવો છો

પહેલાં તો આપણુ સર્વસાધારણપણે ગર્વના અંતપ્રવાહને કમજોર કરનારી એવી શક્તિને ગ્રહણ કરીશું. આ શકિત તે એ છે કે બીજાને પોતાના ચેલા બનાવવાની ઇચ્છા શક્તિ છે.

**ગૌપ્ય એ જ તમારી શક્તિનું રહસ્ય છે**—પ્રથમ તો ગૌપ્ય એટલે ગુપ્ત રાખવું. દરેક બાબત ગુપ્ત રાખવી એ બાબતનું રહસ્ય તમારે પહેલા જાણવુ જોઇએ. જ્યારે જ્યારે કોઇ પણ નવી બાતમી તમારા જાણવામા આવે, અને તે તમારા મિત્રોમા પ્રકટ કરવાની તમારી ઇચ્છા થાય ત્યારે તે વાત ગમે તેવી નજીવી હોય તો પણ તમારે તે વાતને ગુપ્ત રાખવી જોઇએ. કારણ કે વ્યકિતક આકર્ષણ મેળવવા માટે તમારી ઇચ્છા દમનનો પ્રયત્ન પ્રથમ કરવો જોઇશે. દરેક ગૌપ્ય એ તમારા મગજની સંગ્રાહક બેટરીનું એક માપ છે. અને તેને યોગ્ય રીતે સગ્રહી રાખવાથી જેવી રીતે બેંકમાં જમા કરેલા રૂપીયા જેમ વ્યાજથી વધતા જાય છે, તેમ તમારી વ્યક્તિક શક્તિ, તમે જેટલી જેટલી ઇચ્છાને દબાવતા . જશો,તમારા મગજમા જ સગ્રહ કરતા જશો તેમ તેમ તે વધતી જ જશે. અને અંતે તે એટલી બધી શકિત ઉત્પન્ન કરે છે કે, તે વડે મુળની શક્તિ કરતાં બાણની શક્તિ ગમે તેટલા પ્રમાણમાં આપણે સહેજે પ્રાપ્ત કરી શકીએ છીએ. જેટલાં જેટલાં વધારે ને વધારે ગુહ્યો તમે તમારા મગજમા એગા કરી શકશો, તેટલાં તેટલા તે સભાળી રાખવાની તમને વધારે ને વધારે ટેવ પડતી જશે. તેવીજ રીતે તમારા મનોવિકારોપર તમે તમારો જેટલો વધારે અધિકાર મેળવી શકશો તેટલો તમારી શક્તિનો ભંડાર વધ્યો જશે અને પાછો તે કદી જ ખાલી થઈ શકશે કે બગડશે નહિ, પણ ઉલટું જ્યારે તમારે કાંઇ પણ તેવું મહત્વનું કાર્ય કરવુ હશે ત્યારે તે શક્તિ હાથ બેડી તમારી આજ્ઞા ઉપાડવા તૈયાર થઇ રહેશે

**નિગ્રહથી વૃત્તિ એદીકર બનતી નથી**—હંમેશાં મનોનિગ્રહ કરવાથી એદીકરાઇની વૃત્તિ વધી પડશે એવી બીક રાખવાની મુદ્દલે જરૂરત નથી ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેને દબાવી દેવાથી નષ્ટ થઇ એમ મુદ્દલે ધારતા નહિ. પણ એથી ઉલટું જેવી રીતે પ્રાણીના પ્રવાહને બાંધકામથી રોકવામા આવે તો તે પ્રવાહનો વેગ વધે છે, તેવી રીતે, ઇચ્છાના પ્રવાહને અટકાવવાનાં ઇચ્છાશક્તિનું જોર વધે છે. જ્યારે તે શક્તિનો ઉપયોગ કરવાનો સમય પ્રાપ્ત થશે તે સમયે તમને તેનો અનુભવ થશે ખરેખર તે સમયે તે એક મહાન શક્તિ બનશે.

**ઇચ્છાશક્તિના અસ્તિત્વનો પુરાવો.**—ઇચ્છામાં શકિત છે એવું કદાચ તમે કદી જ અનુભવ્યું નહિ હોય, માટે હવે આપણે તેનો જરા વિચાર કરીએ. કોઇક સમયે એકાદ નવી ખાતમી તમારા મિત્રને જણાવવાને તમે એટલા બધા ઉતાવળા થઇ જાવ છો કે ખામ ગાડી કરીને વખત કવખતે પણ ઓચિંતા તેની પાસે જઈ ખડા થઈ જાઓ છો.

ત્યારે એનો હવે જેણે આટલું ઈર્ષ્યા ર્યું આટલી ગતી આપી તે શક્તિ કેવી પ્રચંડ હોવી જોઈએ ! બરોબર છે, તેનામા તેવી શક્તિ ખાસ છે એ વાત નિઃસંશય છે આ શક્તિ તમારે ઘણીજ અગત્યની છે, માટે તમારે તેનો સગ્રહ ખાસ કરીને કરવો જોઇએ જો તમારે જય મેળવવો હોય, સુખને આકર્ષવું હોય તો ખાસ કરીને તમારે આ શક્તિ અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ

રહસ્ય—જેનો આપણે અંદાજ કરી શકતા નથી, તેવી વસ્તુને આપણે મહત્વ આપીએ છીએ એ વાત હમેશા તમારે ધ્યાનમા ગમવા જેવી છે ઉંડા પાણી હમેશા શાંત હોય છે તેવીજ રીતે આકર્ષક શક્તિના વિચારસાગરમા કોણ ડુબકી મારે તેમ છે ! વળી અનુરામા પુરૂ ડુબકી મારવાની વાતનો દુર જ રહી પણ તેના ઉંડાણનુ અનુમાન પણ થઈ શકે તેમ નથી તે વ્યક્તિ તમોને તેમ કરવાની મદદ જ આપતી નથી. તેનું હૃદ્ગત કોઇથી કળ્યું જાય તેમ છે જ નહિ, તમો પણ તેવા રહસ્યમય બનો સામાન્ય જન જેવા ન રહો તમારૂ પીછાણ એટલે તમારા સ્વભાવની જાણ તમારી તેવી ઈચ્છા શિવાય કદી જ કોઈને પોતાનો ગાળ આપતા નહિ. હાનચાલમા ઉતાવળીયાપણું દર્શાવવાથી તમારી શક્તિની હાનિ થશે. સ્વભાવમાં વિચિત્રતા હોવાથી જ કાંઇ આકર્ષક થઈ શકાતું નથી. સરળ સ્વભાવનો પણ સઘળા આદર કરે છે

ખોટા ડાકડમાળથી ઉત્પન્ન કરેલી મોટાઇ, અને પોતાના કરતા સામા માણસની શ્રેષ્ઠાથી ઉત્પન્ન થયેલો આદરભાવ એ બેમા ઘણો જ ભેદ છે તે કાળજીપૂર્વક ધ્યાનમા લેવો જોઇએ.જેમ બને તેમ તમારા જ્ઞાનને સ્વભાવમા અને ચપળતામા ઉતરવા દેના નહિ કારણ કે સ્વભાવાદિકના ઝગઝગમા જે જ્ઞાન સપડાઈ જાય છે તો તે જ્ઞાનની ધુળધાણી થઈ જાય છે માટે સ્વભાવ સરળ રાખો અને જ્ઞાનને ચાનુ જ રહેવા દો. સામાને તમારૂ રહસ્ય જાણવાની ઉત્સુક્તાને વધવા દો ઉત્સુક્તા વધારવાનો દાખલો—ધારો કે તમારો મિત્ર તમને કાંઈ નવા સમાચાર કહેવા આવ્યો છે જો તમો આ વિદ્યા જાણ્યા અને સમજ્યા પહેલાં આ જ વાત તમારા જાણવામા આવતા તમો અચંબો પામ્યાનુ તમારી મુખમુદ્રા અને ચંચળપણામા જાહેર કરત. પણ તમારો ક્રમ હવે પલટાયેલો હોવાથી તમારે તેની વાત પ્રેમપૂર્વક પણ ' શાંતી ' થી સાંભળી લેવી જોઇશે હવે તે બાબત સંબંધી વધારે પૂછપરછ કરતા નહિ. એટલે શુ થશે કે જે અજાણી વાતથી તમે જે અચંબો પામવાના હતા તેને બદલી તમારી આ શાંત વૃત્તિ અને ગભીરાઈથી તમારો મિત્ર અજાયબ થઈ જશે કારણ કે જે બાબત તેને આગલી બધી મહત્વની ભાસી કે જે વાત તમને જણાવવા તે આ ધારી આવ્યો તે વાત સાંભળી તમારામા બાહ્ય કાંઈ પણ ફેરફાર થયેલો તેના જોવામા ન આવો ભલે જોઈએ તો તે મહત્વની વાત છે એવુ તમો ધારો છો એમ તે જાણી જાય તો પણ કાંઈ હરકત જેવું નથી પણ તે સમજે તેને એવો ભાસ થવા દો કે, તમારૂ મન તેના જેટલુ તે વાત સાંભળવાને ઉતાવળુ બન્યુ નથી. આ વાત કહેવા જતા આવો બનાવ બનશે એવી એને કલ્પના સરખી હોતી નથી, અને તેથી જ તે તમારાપર આ બાબતનો આરોપ કરી શકશે નહિ જેથી તેના હૃદયમા તમારા માટે આદરભાવ ઉત્પન્ન થશે. આ પ્રમાણે જ્યા તમે તેની ઉત્સુકતામા વધારો કરશો કે તેના હૃદયમા એવી જ ભાવના ઉત્પન્ન

થશે કે તમે પોતે સાધારણ માણસ નથી પણ તમારામાં કાંઈ રહસ્ય સમાયેલું છે, એટલે કે તમે અલૌકિક છો.

**મોટા પ્રસિદ્ધ પુરૂષોને નિગ્રહવડે થયેલો ઉપયોગ**—કટોકટીના સમયમાં જ્યાં જીવનું જોખમ થ ાની વાત હોય ત્યાં જ્યારે સમાજ, લશ્કર, અગર પોતાનાં અનુયાયીઓ કાર્યક્ષેત્રમાંથી પલાયન કરવાની અણી ઉપર આવી ગયા હોય છે, ત્યારે કાર્યકર્તા પુરૂષો, સેનાપતિઓ, સમાજના અગ્રેસરો ફક્ત પોતાના નિગ્રહી વર્તનથી બીકણ ભિખારી જેવા માણસોને પોતાના પક્ષમાં લેઈ, અસંતુષ્ટ અનુયાયીઓને પોતાના સહકારીત્વમાં જોડ્યાના દાખલા ઘણા મળી આવે છે. આધુનિક જમાનામા લોકમાન્ય ટીલકે પણ પોતાના નિગ્રહી વર્તને જે જે કામો કર્યા છે તે હાલ જગજાહેર છે, તેવી જ રીતે મહાત્મા ગાંધી જે જે શાશન ચલાવી રહ્યા છે તે પણ કેવળ તેમના એકલાના જ નિગ્રહી સ્વભાવનુ પરિણામ છે. જો કાર્યક્રમમાં કાંઈ જ પછાત પડાતું હોય તો તે કેવળ અનુયાયીઓએ પોતાના મનોનિગ્રહને કેળવ્યો નથી તે જ છે. માટે અગ્રેસર કાર્યવાહક બનવા તથા કાર્યવાહકના અનુયાયી બનનારાઓને પહેલાં પોતાના મનોનિગ્રહને કેળવી અનુભવ લેતા લેતાં જો કાર્યવાહકના અનુયાયી બને તો દરેક વાત થોડા શ્રમથી અને ટુંક મુદતમાં પ્રાપ્ત થઈ શકે તેમ છે, માટે, તે તરફ દુર્લક્ષ ન થવુ જોઇએ શ્રીમદ્ ઉપેંદ્રાચાર્ય ભગવાને એક ઠેકાણે કહ્યું છે કે—

તેજ જીવે છે તેજ જીવે છે મથી મરે જે સુખી થવા,
સફળ થાઓ કે નિષ્ફળ થાઓ તો પણ તે જીવતા ગણવા.

આધુનિક જમાનામાં મહાત્મા ગાંધીજીને લોકપક્ષ જે મહત્વ આપી રહ્યો છે તે કેવળ તેમના આત્મવિશ્વાસને લીધે જ, સદ્‌ગત્ લોકમાન્ય ગણાયા તે કેવળ તેમના નિગ્રહી વર્તનને લીધે જ, સ્પષ્ટપણે કહેવાનુ એટલે આકર્ષણની મહત્તમ શક્તિને લીધે જ, આ પ્રમાણે સઘળુ બનવા પામ્યુ છે. માટે આકર્ષણશક્તિનો અભ્યાસ કરવો એ પ્રત્યેક સ્ત્રી પુરૂષનુ પ્રથમ કર્તવ્ય છે. જેથી અર્થ, કામ અને મોક્ષ સધાય છે.

**સામેની વ્યક્તિની શક્તિનો સ્વહિત માટે કેવી રીતે ઉપયોગ કરવો**—વળી બીજી એ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે, ચુપ રહેવુ એટલે કે સહવાસની અપ્રિયતા નથી. જે કાંઈ બોલવું હોય તે યોગ્ય પ્રસંગે યોગ્ય હોય તે જ બોલો. ગુપ્ત વાતો મનમા જ રાખી ઘડીએ પળે વિચાર કરવાની ટેવ પાડો. બીજાઓ ફક્ત તમારે માટે ભલે અનુમાનો કરતા જ બેસે. ફરીથી એક વખત કહું છું કે, જનસમાજમાં જ્યાં સુધી તમે દુર્બોધ હશો, ત્યાં સુધી ત્યાં તમો પ્રચંડ શક્તિવાન છો, પણ જો આસપાસના માણસોની ઉત્સુકતાનો ભંગ કરશો, વિદ્યુતપ્રવાહ ચાલુ થતાં સંગ્રાહક Accumulador માની શક્તિ જેમ નષ્ટ થાય છે, તેમ તમારા અંતઃપ્રવાહમાંની શક્તિ તમે ગુમાવી બેસશો. કારણ કે આવક જાવકના આંકડા બરોબર થતા તમારામાં આકર્ષકશક્તિ રહેશે નહિ. પણ એથી ઉલટુ જો તમો તમારી વાતો, બાબતો ગુપ્ત રાખશો તો, એટલે કે બીજાઓની ઉત્સુકતા પૂર્ણ કરવાનું જો તમે તજશો તો, તમે પોતે સાક્ષાત્ આકર્ષણશક્તિની મૂર્ત્તિ બનશો ત્યાસુધી તમો ચુંબક અને બીજા લોખડ જેથી લોખંડ જેમ લોહચુંબક તરફ આકર્ષાઈ આવે છે તેમ જનસમાજ તમારા તરફ આકર્ષાઇ આવશે જ. જેવી રીતે કે મહાત્મા ગાંધીજી. તરફ હાલ જન સમાજ આકર્ષાઈ આવે છે તેમ.

સાવધતા—જે વિશેશ આવેશવાળા અને આગ્રહે શુરા હશે તેમનાથી હમેશા સાવધ રહેવુ જોઇશે તમારા ડહાપણનો, તમારી વિવેકશક્તિનો અને યુક્તિઓનો ઉપયોગ વિશેષે કરીને શરૂઆતમા સારી રીતે કરવો જોઈએ. વર્તણુકમા થયેલા ફેરફારની કુચી જો બીજાના જાણવામા આવશે તો તે તમારા સગોલાભમા લગભગ ઘાતક થઇ પડશે. વિશેષે કરીને જણાવવાનુ કે, સામા પાસેથી કોઇ પણ વાત કઢાવી લેતી વખતે પોતાની સ્પષ્ટ અગર અસ્પષ્ટ ઉત્સુકતા છે, એવી સામા માણસને ઝાખી સ ખી ન થઈ જાય તે માટે ઘણુ જ સાવધ રહેજો ખાસ ઉત્સુકતાને પ્રગટ કરવાને સ્વપ્ને પણ પ્રયત્ન કરશો નહિ તમારા અભ્યાસ સબધી તમારી સફળતા સબધી અગર ઇચ્છાઓ સબધી બીજાની આગળ એક અક્ષર પણ ભૂલે ચુકે ઉચ્ચારશો નહિ કારણ કે તેમ કરવાથી લોકોને સાવધ થવાની સધી મળે છે ' સ્વત વિષે બીજાને માહિતી આપી સ્વતના ગર્વનું પોષણ કરવાનુ તજી દેવુ જોઈએ " એવો આકર્ષક શક્તિનો મુખ્ય નિયમ છે, પોતાના માર્ગની માહિતી લોકોને જાહેર કરવાથી આકર્ષકશક્તિનો મુખ્ય નિયમ તમારા હાથે તુટશે જેથી કરીને તમારા અભ્યાસમાં ખલેલ પહોચશે એટલે કે તમારા અભ્યાસનો ઘાત થશે

સ્તુતિ અને ખુશામત એ બેને તમે તિલાજલી આપો, એટલે કે ભયકરતાથી તજો—આકર્ષક માણસ કદી જ પોતાના સબધી કાઇ પણ કહેતો નથી અર્થાત્ બીજાનું મન આકર્ષવામા તેણે જેટલી પ્રવિણતા દર્શાવી હશે, તેટલા તેના સબધી લોકો તેની સ્તુતિના ઉદ્‌ગારો વિશેષ કાઢશે, જેથી કરીને તેના હૃદયમા ગર્વ ઉત્પન્ન થવાનો સભવ હોય છે

તમે કદાચ એમ કહેશો કે, આ સૂચન મારે માટે નથી કારણ કે, મે કદી જ ખુશામતની ઇચ્છા બતાવી નથી, જો આ વાત નિર્વિવાદ સત્ય જ હોય તો તમો હજારોમા એક અપવાદ રૂપે છો એમ કહેવુ પડશે. દરેકને સાબાશીની હોશ હોય છે જ હોય છે, કેટલાકોને આ હોશ ભયકર વિશેષતામા હોય છે અને કેટલાકમા સુલક હોય છે, પણ હોય છે ખાસ, જે શાબાશીની હોશ વધારે હોય છે અને તે મેળવવા માટે ઘણા જ ધપછાડા કરે છે તેને તે પ્રાપ્ત થતી નથી અને જો કદાચ કાઇક અશમા પ્રાપ્ત થાય છે તો તેનુ પ્રમાણ ઘણુંજ થોડુ હોય છે કારણ કે, અત પ્રવાહની આ પ્રમાણેની આકર્ષણ કરનારી શક્તિ તેઓએ ગુમાવેલી હોય છે

---

## પાઠ પાંચમો

### શાબાશી મેળવવાની ઉમેદ એ એક ભયંકર શક્તિ છે—તેનો સંગ્રહ કરી કેવી રીતે ઉપયોગ કરવો—તેના પંઝામાંથી છટકવાનાં સાધનો—થોડાજ વખતમાં તમોને ઘણોજ ફેરક પડેલો જણાશે.

શાબાશી મેળવવાની ઉમેદ એ એક ભયકર શક્તિ છે તમે તમારા ગત વર્તણુકનુ જરા સિહાવલોકન કરો, એટલે એમદ વાતથી પોતાની મોટાઈના સામર્થ્ય અગર મહત્વનુ પ્રત્યક્ષ અગર પ્રયાયે પ્રતિબિબ પડતુ હોય તો તે શ્રોતાઓને કહેવા માટે આપણે કેટલા બધા ઉત્સુક થતા હતા તેની તમને સ્મૃતિ થશે આ ઉત્સુકતાને જ શાબાશીની ઉમેદ કહે વાય છે માનવી પ્રાણીની જન્મ સિદ્ધ આ એક શક્તિ છે કોઈ કોઈ સ્થળે જનાવરોમા

પણ આ શક્તિ નજરે પડે છે. આવી આ શક્તિ પોતાનામા છે એમ જાણી કોઇએ ખીન્ન થવુ ન જોઈએ, કારણકે, તે માણસમાં જન્મ સિદ્ધ હોય છે. તેનું મહત્વ એટલું જ છે કે, તેનો ઉપયોગ વિરૂદ્ધ કરવાથી તે આપણને ઘાતક નિવડે છે.

આ શક્તિનો સગ્રહ કરી તેનો ઉપયોગ કેવી રીતે કરવો—જે બાબત વડે આપણને મહત્વ મળે, એવી વાત કહેવાને સાધારણ માણસ એટલો બધો ઉતાવળો બને છે કે તે વાત હુ ક્યારે બીજાને જણાવી દઉં એમ તેને થઈ જાય છે સેંકડે નવ્વાણુ ટકા આવા પ્રકારના માણસો હોય છે. કારણ કે નિસર્ગની એકંદર મહત્તમ ગુપ્ત શક્તિમાંની શાબાશીની ઉમેદ એક છે, એ વાતથી તેઓ અજાણ્યા હોય છે. આ શક્તિને લીધે આપણે ઘણી વખત પોતાની ઇચ્છાવિરૂદ્ધ અને પોતાના હમેશના મતની વિરૂદ્ધ, તેમ જ સદ્વિવેક બુદ્ધિ વિરૂદ્ધ વિવેકશક્તિ વિરૂદ્ધનુ કાર્ય કરવા માટે તત્પર થઇએ છીએ, એ વાત જાણવામાં આવતી નથી. આ ગુપ્ત પણ અનાવર શક્તિ અતઃપ્રવાહનો એક નમુનો હોઇ, તેનો સ્વતઃ માટે ઉપયોગ કરી ફાયદો લેવાને બદલે, તે ઇચ્છાને પૂર્ણ કરવાથી વિદ્યુત્તસંગ્રાહક યત્રમાંથી ચિણગારી નિકળતાં તે જેવી રીતે ખાલી થઇ જાય છે, તેવી રીતે આપણે શક્તિહીન બની છીએ, અને તે પણ પહેલા કરતાં ઘણા જ શક્તિહીન બનીએ છીએ. એતું મુદ્દલ ભાન રહેતું નથી.

તેના પઝામાથી છટકવાના સાધનો—આ એક જ વિષયને હાથમા લ્યો; અને શાબાશી મેળવવાની ઇચ્છિાને કેટલાક સમય સુધી બને તેટલા પ્રયત્ને દબાવી રાખો. તદ્દન નજીવી બાબતમા પણ તેને પૂર્ણ થવા દેશો નહિ. આ અભ્યાસ તમને ઘણોજ વસમો લાગશે. અને તેમ થતાં, પોતાનામા અસ્તિત્વ ધરાવતી આ શક્તિનો તમને અનુભવ થશે. સામેની બીજી વ્યક્તિની તદ્દવિરૂદ્ધ શક્તિને તે મળવા ઇચ્છે છે. માટે આ શક્તિને જો કબજે રાખી શકાય તોજ તમે આકર્ષક બની શકશો.

થોડા જ વખતમાં તમને ઘણો જ ફરક પડેલો જણાશે.—ઉપર બતાવેલા નિયમ પ્રમાણે જ્યાં તમે અભ્યાસ કરવા માંડશો કે થોડા જ સમય વ્યતિત થતાં તમારામાં ઘણોજ ફરક પડેલો માલુમ પડશે. પોતાની યોગ્યતાની ઉંચી કલ્પના તમને આવવા માંડશે. સહેજ રીતે તમારામાં ઉમદાપણુ પ્રવિષ્ટ થશે " જેથી કરીને પોતાની ફરજની તમને જાણ થશે આ પ્રમાણે દરેક ઇચ્છિારૂપ શક્તિનો જ્યા તમે નિગ્રહ કરવા માંડ્યો એટલે તેનો પ્રભાવ તમને તમારા જ્ઞાનતંતુમાંથી સ્પષ્ટ રીતે માલુમ પડશે. તમારા પ્રત્યે બીજાઓની વર્તણુકમાં ફરક પડેલો જણાશે તમારા સહવાસમાં રહેવાની, તમારી સાથે વાતચિત કરવાને અને વારવાર તમારી મુલાકાત લેવાની તેઓની ઇચ્છા સ્પષ્ટ રીતે તમારા જેવા જાણવામાં આવશે. અગુપ્ત ઇચ્છારૂપ શક્તિનો ઉપર જણાવેલો નિયમ જો તમે ધ્યાનમાં રાખશો તો આ શક્તિ હંમેશાં કાયમ તો શું પણ વધારવાની સત્તા પણ તમારા હાથમાં રહેશે. તમારા સ્નેહીઓની તમારા પ્રત્યેની પ્રેમભક્તિ કાયમ રાખો, પણ તેમ તમે મુદ્દામ કરો છો એની તેઓને મુદ્દલે જાણ થવા દેતા નહિ.

# तमारे तमारा जीवनना द्रष्टा बनवुं जोइए.

મનુષ્ય માત્રે દરરોજ, દર મહિને અને દર વર્ષે શું કમાય છે તેનું સરવૈયું કાઢવું જોઇએ. સરવાયુ કાઢવાનો રીવાજ વેપારીઓમા હોય છે તે દરરોજ શું કમાય છે તેનો હિસાબ રાખે છે, આ જ પ્રમાણે દરેક મનુષ્યે દરરોજ પોતે પોતાના ઉન્નતિ ક્રમના માર્ગે કેટલો આગળ વધ્યો છે. તેનુ સરવાયુ કાઢવું જોઇએ. બીજા માણસો શું કરે છે, કેમ જીવન ગાળે છે. તેની દેખરેખ રાખનારા ઘણા મળી આવશે, પણ પોતાનુ જીવન પોતે કેવા પ્રકારનું ગાળે છે. તેના ઉપર ભાગ્યે જ લક્ષ આપે છે.

સ્હવારમાં ઉઠયા પછીથી તે રાત્રે સુતા સુધીમાં પોતે કેવા પ્રકારનું જીવન ગાળ્યું છે, આજનો દિવસ સફળ ગયો કે નિષ્ફળ ગયો તેનો હિસાબ ભાગ્યે જ કોઇ કાઢે છે. હમેશાં તમે બીજાના દ્રષ્ટા થવા કરતાં તમારા પોતાના જ દ્રષ્ટા બનો, તમારૂં જીવન ઉચ્ચ ગાળવાની પ્રતિજ્ઞા લ્યો. સ્હવારમા જ નિશ્ચય કરો કે આજનું જીવન તો ઉચ્ચ પ્રકારે ગાળીશ સાંજે વિચાર કરવો કે સહવારે લીધેલી પ્રતિજ્ઞા પાળી છે કે નહિ ? અને પોતે કેવુ જીવન ગાળ્યું છે. ઉચ્ચજીવન ગાળનારા મનુષ્યો જ જીવનનો સદુપયોગ કરે છે. તમે તમારા જીવનનો સદુપયોગ કરજો.

એક નિશ્ચય એવો રાખવો કે 'હુ બ્રહ્મ છું.' જ્યારે તમે આવો નિશ્ચય રાખશો ત્યારે તમારે બ્રહ્મમય જીવન ગાળવું જોઇશે, બ્રહ્મના અર્થાત આત્માનાં ઉચ્ચ લક્ષણો તમારામા સ્વભાવસિદ્ધ કરવા કાળજી રાખવી જોઇશે. તમારૂ ઉચ્ચ આદર્શ બ્રહ્મ હોવાથી તમે બ્રહ્મમય થાઓ ત્યાં સુધી તમારે તમારા જીવનને તેમય થવા યત્ન કરવો જોઇશે. તેથી ઉલ્ટા રસ્તે તમારાથી જવાશે નહી. કહ્યુ છે કે " જે જેનુ ચિંતન કરે તે તે મય થઈ જાય ' આ ન્યાયે તમે જો બ્રહ્મનું ચિંતન કરતા રહેશો તો આખરે બ્રહ્મનો અનુભવ કરી શકશો.

તમારા આચાર અને વિચાર બન્ને ઉંચા પ્રકારના હોવા જોઇએ. તમે વિચારથી કે આચારથી કોઇને હાનિ નહિ કરી શકો, સર્વને તમારા આત્માતુલ્ય માનતાં શીખવું પડશે. સર્વ પ્રતિ પ્રેમ, મમતા અને સ્નેહભાવ રાખવો પડશે. તમારા જીવનનો સદુપયોગ કરવા માટે તમને જેટલી ક્ષણ મળે તેટલી ક્ષણો અન્યનું ભલું કરવામા ગાળવી પડશે. હમેશાં જીવન ઉચ્ચ થાય, તેજ લક્ષ્ય રાખવુ પડશે. દુરાચરથી દૂર નાસવું પડશે કદી પણ કોઇના પ્રતિ ઉશ્કેરાઇ જવાની ટેવ રાખવી નહિ. સ્હવારથી જ એક પ્રતિજ્ઞા કરવી કે આજનું જીવન ઉચ્ચ ગાળીશ સત્ય બોલીશ, આ પ્રમાણે આખો દિવસ તમે કરેલી પ્રતિજ્ઞા પાળવા લક્ષ આપજો, તમારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાય એવાં અનેક કારણો મળશે, તે વખતે પણ તમે અસત્ય નહિ બોલો તો તમારી પ્રતિજ્ઞા પળાશે. તમને હાનિ થવા વખત આવે, લાભ જતો રહેતો હોય છતા પણ તમારે કદી સત્યનો ત્યાગ ન કરવો. આ એક જ ગુણને ધારણ કરવાનો અભ્યાસ પડતા તે સ્વભાવસિદ્ધ થશે.

ઉચ્ચજીવન ગાળનારે પોતાના જીવનની જ દેખરેખ રાખવી ઘટે છે, તેણે પારકી પચાત કરવાની ટેવને છોડી દેવી જોઇએ. કોઈ આમ કરે છે ને ફલાણો તેમ કરે છે એવી કુથલી કદી કરવી નહિ તેમ સાભળવી નહિ. માત્ર પોતે પોતાના જીવનપથથી ભ્રષ્ટ ન થઇ જાય એટલી કાળજી રાખવી. તેમને ક્રોધ ઘણો ચઢતો હોય તો ક્રોધનો ત્યાગ કરી શાંત રહેવાની પ્રતિજ્ઞા કરવી અને દિવસમા ગમે તેવા ક્રોધ ઉત્પન્ન કરે તેવા પ્રસંગો આમ થાય છતાં પણ તમારે ક્રોધ કદી કરવો નહિ. સ્હવારથી સાંજ સુધી બરોબર સાવચેતી રાખવી. જેમ તમે તમારા વેપારમાં ખોટ ન જાય તેની સાવચેતી રાખો છો, પડતર કરતાં ઓછી કિંમતે વેચાઇ ન જાય તેની કાળજી રાખો છો, તેમ તમારે તમારા વર્તનમા પણ કરેલી પ્રતિજ્ઞાથી વિરૂદ્ધ વર્તન ન થાય તેની કાળજી રાખવી જોઇએ અને સાંજે વિચાર કરવો જોઇએ કે આજે તમે કેવું વર્તન રાખ્યું.

જેમ વેપારમા સરવાયુ કહાડવામા આવે છે તેમ દરેક મનુષ્યે પોતાના આચાર-વિચારમા કેટલા આગળ વધ્યા તેનુ સરવાયુ કાઢવુ ઘટે છે. પોતાનુ જીવન કેટલે દરજ્જે ઉચ્ચ બન્યુ તેનુ સરવાયુ કાઢવુ ઘટે છે. પોતે કેવું જીવન ગાળવું છે તે પ્રથમ નક્કી કરવુ જોઇએ અને તે પછી તે નક્કી કરેલા માર્ગે ચાલવુ જોઇએ. સંસારની કોઇપણ વસ્તુ કરતા તમારે તમારા જીવનની કિંમત અધિક આંકવી ઘટે છે: ગયેલો સમય જેમ ફરી આવતો નથી તેમ વિતેલુ જીવન પાછુ નથી મળતુ એમ જાણી જીવનનો હમેશાં સદુપયોગ કરવો

મનુષ્યમાત્રમા ઇશ્વરનો અંશ છે એ આપણે જાણીએ છીએ, મારામાં, તમારામાં અને સર્વમા ઇશ્વરનો અંશ છે. ઇશ્વર સર્વત્ર વ્યાપક છે એમ સર્વ ધર્મશાસ્ત્રો કહે છે. મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે તેને તે પ્રયત્નથી પ્રત્યક્ષ સિદ્ધ કરી શકે છે. જાણેલી વસ્તુનો જ્યા સુધી અનુભવ થતો નથી ત્યા સુધી જાણેલું નકામુ છે. તમે તમારામા રહેલા ઇશ્વરના અંશને જ્યા સુધી પ્રકટ નથી કરી શકતા ત્યાં સુધી તમારૂં જીવન મિથ્યા છે. પોતામાં રહેલા ઇશ્વરના અંશનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જ મનુષ્યનો જન્મ છે. આ ઇશ્વરના અંશનો-પરમાત્માનો મનુષ્યે પ્રયત્નથી સાક્ષાત્કાર કરવો એ તેનુ મુખ્ય કર્તવ્ય છે. તેનો સાક્ષાત્કાર કરવા માટે તેણે પોતાનું જીવન ગાળવુ, જે જે કરવું ઘટે તે કરવુ, જ્યારે તે પોતાના આત્માનો અનુભવ કરે છે ત્યારે આત્માની અમૂલ્ય શક્તિઓનો તેનામાં આવિર્ભાવ થાય છે.

પરમાત્માની જે સર્વજ્ઞને સર્વ શક્તિમાનપણાની શક્તિઓ છે તે સર્વ મનુષ્ય પોતામાં પ્રકટાવી શકે છે. તે પ્રકટાવવા માટે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો જોઇએ. પૂર્વે અનેક મહાપુરુષોએ ઇશ્વરનો સાક્ષાત્કાર પોતાના મનુષ્યાવતારમા કરેલો છે, તેમને આપણે ઇશ્વરાવતાર તરીકે પૂજીયે છીયે. અનેક ઋષિમુનિઓએ ઇશ્વરનાં પ્રત્યક્ષ દર્શન કરી પોતામા ઇશ્વરની સિદ્ધિઓને પ્રત્યક્ષ કરી હતી. આ સર્વ આપણે આપણાં ધર્મશાસ્ત્રો ઉપરથી જાણીયે છીએ. તે તે મહાપુરુષોએ પોતે જેવા વર્તનથી આત્માનો સાક્ષાત્કાર કરેલો તે સર્વ શાસ્ત્રોમાં જણાવ્યુ છે. આપણે તેવું વર્તન સેવીએ, તો જરૂર આપણને પણ ઇશ્વરનો સાક્ષાત્કાર થવાનો.

કોઇ પણ વસ્તુ પ્રયત્નથી મેળવી શકાય છે. કહ્યુ છે કે: 'મનુષ્ય પોતે પોતાને જેવો કરવા ધારે છે તેવો તે થઇ શકે છે.' આ વાત સાચી છે તમે જો દેવ થવા ધારશો તો દેવ

થશો, અને જડ–મૂર્ખ થવા ધારશો તો તેવા થશો, તમે ધર્માત્મા થવા ધારશો તો તેવા થશો અને પાપાત્મા થવા ધારશો તો તેવા થશો. તમે જેવું જીવન ગાળશો તેવા તમે થશો, ઉચ્ચ થવા માટે ઉચ્ચ જીવન ગાળો અને નીચ થવા માટે નીચ જીવન ગાળી તમને જેવા થવું ગમે તેવા તમે થઇ શકશો. તમારો જન્મ ઇશ્વરનો સાક્ષાત્કાર કરી અનંત સુખ અને આનંદનો અનુભવ કરવા માટે છે. વ્યવહાર પણ તમારા જીવન માટે છે, તમારૂં જીવન કાંઇ વ્યવહાર માટે નથી. તમે આજકાલ વ્યવહારમા રચીપચી રહો છો અને પરમાર્થને ભૂલી જાઓ છો તેથી દુઃખી થાઓ છો.

જેમ એક માણસ અહિંથી પોતાના બૈરી, છોકરા, મા બાપ વિગેરે સર્વને મૂકી પરદેશ કમાવા માટે જાય. ત્યાંથી દ્રવ્ય કમાઇને પાછા આવવાનો તેનો નિશ્ચય હોવા છતાં ત્યાં જઇ દ્રવ્ય કમાવાની વાત ભૂલી જાય, ઘરના સગાં સબધીને ભૂલી જાય અને ત્યાં જ ફરી લગ્ન કરે, પ્રજા મેળવે, નવા સગા કરી ત્યા રહે અને દ્રવ્ય કમાઈ ઘેર જવાનુ ભૂલી જાય. હવે તેને ત્યાં માત્ર અમુક વર્ષ સુધી જ રહેવાનુ હોય તેટલી મુદતમા જેટલું કમાવું હોય તેટલું કમાઇ મુદત થતા પાછા ઘેર જવાનુ હોય તે વાત તે ભૂલી જાય અને નવાં બૈરી છોકરાંમાં રચ્યો મચ્યો રહે. હવે મુદત થતા જે કમાણી કરી હોય તે લઇને તેને પાછા જવાનું હોય તે વખતે તેની પાસે કાંઇ કમાણી ન હોય પણ ઉલ્ટુ દેવુ થઇ ગયું હોય, હવે તેણે તે દેવું તો ઘેરથી પણ મોકલી આપવાનુ જ હોય, આવા માણસને જ્યારે ઘેર પાછા જવાની મુદત આવે ત્યારે સમજાય છે કે આપણે અહિં આવી કાંઇ કમાયા નહિ તે ભૂલ કરી. હવે પાછા ખાલી હાથે જવું પડશે. આવી જ સર્વની દશા છે. આપણો આત્મા અમર છે. તેને માત્ર પ્રારબ્ધના સંસ્કારને લઈ આ જન્મ લેવો પડયો છે. તે જો આ જન્મમાં પ્રયત્નવડે મળેલા જીવનનો સદુપયોગ કરી ઇશ્વરનો પોતાનામા સાક્ષાત્કાર કરી શકે, ઇશ્વરને ઓળખી શકે તો પછી તેને ફરી આ દેહ ધારણ કરવો ન પડે અને આત્માના અખંડ સુખની પ્રાપ્તિ થાય.

દરેક મનુષ્ય પોતાનું કર્તવ્ય શું છે તે ભૂલી જાય છે. તેને સમજણમાં આવ્યા પછી જાણે વ્યવહારમા જ રચીપચી રહેવાનું હોય એમ લાગે છે. આખો દિવસ ધધો રોજગાર કરે, ઘણા સાચજૂઠ પણ કરે, પ્રપંચ કરે, અનીતિથી દ્રવ્ય મેળવવા તૈયાર થાય, સ્ત્રી પુત્રાદિકમાં પોતાનું સર્વસ્વ માને અને માત્ર દ્રવ્ય કમાવાનો પ્રયત્ન કરવામાં પોતાના જીવનનું સર્વસ્વ રહેલું છે એમ માની વર્ત્તે છે. પોતાનું કર્ત્તવ્ય જ તે છે એમ માની વર્ત્તે છે. તેમને આવી ધમાલમાં ખબર નથી કે આ મળેલો મનુષ્યજન્મ મિથ્યા વહી જાય છે, હાથમાં આવેલો હીરો કાદવમાં રગદોળાય છે, મળેલો સમય નકામો જતો રહે છે. તેમને મરવું છે એ વાત પણ યાદ રહેતી નથી. જેને માટે તે આટલુ બધુ કરે છે તે મનુષ્યદેહ ક્ષણભંગુર છે, કયે વખતે પડી જશે તેની તેમને ખબર રહેતી નથી. અને તેથી તે કદી પણ પરમાર્થ સિદ્ધ કરવા યત્ન કરતા નથી. વેપારનું સરવાયું કાઢે છે પણ પરમાર્થમા કેટલી કમાણી કરી તેનું સરવાયું કાઢતા નથી. અને આખરે મરણ નજીક આવતા પસ્તાવો કરે છે.

તમારે તમારા જીવનનો સદુપયોગ કરવો. નક્કી માનવું કે મનુષ્યશરીર એ આત્મા માટે છે. આત્માની ઉન્નતિ કરવા તે શરીરનો ઉપયોગ કરવો તેજ સદુપયોગ છે. બાળકોને પણ નાનપણમાંથી ઉચ્ચ જીવન ગાળવાના સંસ્કારો નાખો, તમે ભલે વેપાર કરો, ધધો કરો, ધન કમાઓ. સ્ત્રી પુત્રાદિમા સ્નેહ રાખો વૈભવો ભોગવો તેની ના નથી. પણ તેમાં રચીપચી

રહેવું અને ઇશ્વરને ભુલી જવું એ તો હાનિકર્તા છે. સર્વ કાર્ય કરતાં એમ જાણવું જોઇએ કે તે સર્વ મનુષ્ય શરીર માટે છે, આત્મા માટે નથી. આપણે જે કરવાનુ છે તે આત્મા માટે છે. અર્થાત્ આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જીવવાનું છે. જેટલું આયુષ્ય હોય તે આયુષ્યની અંદર પોતાના આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવો એ જ ખરૂ કર્તવ્યકર્મ છે. તે સિવાય બીજામાં જે કાળ ગાળવો તે નકામો છે. વ્યવહારના સર્વ પદાર્થો શરીર માટે છે. શરીર પણ આત્મા માટે છે. શરીરના સુખની કાળજી રાખી આત્માને ભુલી જવો નહિ.

તમારામાં જેમ જેમ આત્માનો આવિષ્કાર થતો જશે તેમ તેમ તમારૂં જીવન ઉચ્ચ થતું જશે, **સર્વાત્મભાવના** તમારામાં જાગ્રત થાય તો માનજો કે હવે તમારામાં ઇશ્વરી શક્તિ જાગ્રત થઇ છે. કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ જો શમી જાય તો જાણજો કે તમે હવે પરમાર્થમાં આગળ વધ્યા છો. ક્ષણિક અને નાશવંત વ્યવહારના પદાર્થો ઉપરથી જો મમત્વબુદ્ધિ ઓછી થઈ તો જાણજો કે હવે તમે તમારી પ્રીતિ આત્મા પ્રત્યે જોડી છે. તમારામા નિરંતર પ્રસન્નતા કાયમ રહેતી હોય તો જાણજો કે હવે ઇશ્વરના ગુણનો તમારામાં આવિર્ભાવ થવા માંડયો છે. કશાથી પણ જો મન લલચાય નહિ તો સમજજો કે હવે તમારી ઉર્ધ્વગતિ થઈ છે. તમારામાં ક્રોધનો અંશ પણ ન રહે અને સદા શાંતિ જામી રહે તો જાણજો કે હવે તમે ઇશ્વરના અભિમુખ થયા છો. તમારો સ્વભાવ સત્યશીલ બને, કદી પણ અસત્ય બોલવાની વૃત્તિ થઈ ન આવે તો જાણજો કે હવે તમે તમારા જીવનનો સદુપયોગ કરવા માંડયો છે. અન્ય પ્રાણિઓનું હિત કરવાની તમને બુદ્ધિ પ્રકટે, વિપત્તિગ્રસ્ત મનુષ્યોને વિપત્તિમાથી છોડાવવાનું તમને મન થાય તો જાણજો કે હવે તમે તમારા જીવનને સાર્થક કરી શકશો.

આ સર્વનો તમે તમારા જીવનમાં પ્રત્યક્ષ અનુભવ ન કરી શકો ત્યાં સુધી તમે ગાળેલુ જીવન મિથ્યા સમજજો. તમે ગમે તે કામ કરવા છતાં પણ ઇશ્વરને ન ભુલશો. પરમાર્થમાં આગળ વધનારના વ્યવહારો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. તેને તેના કાર્યમાં ઇશ્વર મદદ કરે છે. તમને જો ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તો તમે તમારા વ્યવહારમાં ઇશ્વરની સહાય લેતાં શીખજો. ઇશ્વરની સહાય મળતાં તમારો વ્યવહાર સર્વોત્તમપણે સધાશે. જોઇતી સર્વ વસ્તુઓ મેળવી આપવામાં ઇશ્વર મદદ કરશે અને સર્વ રીતે તમે તમારી ઉન્નતિ કરી શકશો.

વ્યવહારમા ઇશ્વરની મદદ લેતાં આવડવી જોઇએ. તેને માટે તો તમારે ઇશ્વર ઉપર શ્રદ્ધા ભક્તિ રાખવી જોઇએ. શુદ્ધ ચારિત્ર્યવાળા થવું જોઇએ. તમારૂં જીવન બદલવું જોઇએ. ઇશ્વરને અનુકુળ વર્તન રાખવું જોઇએ, ઇશ્વરાભિમુખ થવું જોઇએ. તમે તમારામાં ઇશ્વરની જે શક્તિ છે તેને જાગ્રત કરી શકો તો પછી તમારો વ્યવહાર અને પરમાર્થ બન્ને સિદ્ધ થવામાં વિઘ્ન નહિ આવે. તમારે હમેશા તમારા આચારવિચાર ઉપર દેખરેખ રાખ્યા કરવી. તમારૂં વર્તન ઇશ્વરથી વિરૂદ્ધ ન હોવુ જોઈએ. તમારા વિચાર શુભ અને હૃદય પવિત્ર રાખવું જોઈએ. દરરોજ ઉત્સાહથી પ્રયત્ન કરતા રહો, રોજનું રોજ તમારા વર્તનનું સરવાયુ કાઢતા રહો, તમે કાંઇ કમાયા છો કે ખોયું છે તે તપાસતા રહો, તમારા જ જીવનના દ્રષ્ટા બનો. તમારા કરેલા નિશ્ચય પ્રમાણે જ જીવન ગાળો, તેથી અવળે રસ્તે વર્તન થઇ ન જાય તેની તપાસ રાખતા રહો તો જરૂર તમારૂં જીવન સુધરવાનુ, તમને ઇશ્વર તમારા વ્યવહારમાં પણ સહાય આપવાના અને તમારો પરમાર્થ પણ ઉત્તમ પ્રકારે સધાવાનો.

# आत्मिकजीवननु रहस्य.

( અનુસધાન ગતાકથી )

( અનુવાદક રા. રા. મણિલાલ નથુભાઇ દોસી. બી. એ. )

આપણે માનુષી જીવનને દોરતી ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિકપ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશુ? મનુષ્ય વિષય સુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધસે છે, સામાજીક પ્રતિષ્ઠા સારૂ પ્રયત્ન કરે છે, અને રાજકીય સત્તા મેળવવા મથે છે. આ સુંદર દુનિયામા ચારે બાજુએ જે અનેક ઇચ્છાના પદાર્થો આવેલા છે, તે પદાર્થોને ગ્રહણ કરવાને તે ઘણી જ લાલસા ધરાવે છે તેની ઇચ્છા દોરે તેમ એક યા બીજા પદાર્થ પછવાડે ધસે છે. જ્યા તેની વાસનાનો પદાર્થ મળે ત્યાં તે જાય છે જો તેને કીર્તિ જોઇતી હોય છે તો સવારે વ્હેલો ઉઠે છે, રાત્રે મોડા સુધી રહે છે અભ્યાસ કરે છે અને પોતાની જાતને આગળ લાવવાને બનતો પ્રયત્ન કરે છે તેની ધારણા જેથી પાર પડે, તેવુ જ્યાથી મળે એમ તેને લાગે ત્યા તે અહીં તહીં વલખા મારે છે ટુકમા વાસનાના પદાર્થ જે સ્થળે મળે તે સ્થળ ભણી તે જાય છે. આ પ્રમાણે મનુષ્ય ઇચ્છાથી દોરાય છે, જે દુનિયામાં હાલતા દરેક પવનની આમતેમ ધસડાય છે, તે મનુષ્ય આધ્યાત્મિક મનુષ્ય નહિ પણ સસારી મનુષ્ય છે. તેને હજુ પોતાના ખરા સ્વરૂપનું ભાન થયુ નથી. પણ જ્યારે ઉછળતી વાસનાઓ વચ્ચે સ્થિર રહે છે. લાલચો વચ્ચે અડગ રહે છે અન્યાયથી વિશેષ ધન મળે તેવુ હોય છતાં જે પોતાની કીર્તિને કલકિત કરતો નથી

પોતાના સિદ્ધાતનો ભોગ આપવા કરતા જે સત્તાને જતી કરે છે. વાસના તેને અમુક રસ્તે દોરે છે, પણ તેને લાગે છે કે તે મેળવવામાં બીજાને નુકશાન થવાનો સભવ છે, તેવે સમયે તે અતર્મુખ બનીને કહે છે કે "હુ પાપ કરીશ નહિ જો કે લાલચો અને વાસનાઓ મને ખેચવા પ્રયત્ન કરે, પણ હું મારી જાતને કલકિત કરીશ નહિ "

તે સમયે આત્માના ઉડા કોતરમાથી મનુષ્યની ઇચ્છાશક્તિ વિજળી નીવડે છે, અને તે વાસનાપર જય મેળવે છે, અને ત્યારથી આત્મિક જીવનનો આરભ થવા લાગે છે. તેવી જ રીતે પોતાની આસપાસના જે મનુષ્યોને તે ચ્હાય છે, તે મનુષ્યોમા તે જીવનની એકતા અનુભવવાનો આરભ કરે છે, તે સર્વ મનુષ્યોને બધુતુલ્ય ગણે છે, કારણ કે તેમની સાથે તે પ્રેમની સાકળથી જોડાયો છે. પોતાના બાળકને વાસ્તે તેના હૃદયમા જે પ્રેમ પ્રકટે છે, તે પ્રેમને સર્વ નિરાધાર અને માબાપ વિનાના બાળકો તરફ ફેલાવે છે પોતાની પૂજ્ય માતાને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તેવો પ્રેમ તે સર્વ વૃદ્ધ સ્ત્રીઓ તરફ દર્શાવે છે સર્વ નાનાં બાળકો તથા બાળકીઓ તેને મન પોતાના છોકરા જેવા લાગે છે તેવી રીતે સર્વ વૃદ્ધ પુરૂષો તેમજ સ્ત્રીઓને તે પોતાના પિતામાતા સમાન ગણે છે તેનો પ્રેમ જીવનની એકતા સ્વીકારે છે અને તે નાત, જાત, રગ કે વર્ગના ભેદ સિવાય સર્વ તરફ વહ્યા કરે છે. આવી સ્થિતિ જ્યારે મનુષ્યની થાય છે ત્યારે ખરી એકતા અનુભવનારૂં જ્ઞાન તેનામા

રહેવું અને ઇશ્વરને ભૂલી જવું એ તો હાનિકર્ત્તા છે. સર્વ કાર્ય કરતાં એમ જાણવું જોઇએ કે તે સર્વ મનુષ્ય શરીર માટે છે, આત્મા માટે નથી. આપણે જે કરવાનુ છે તે આત્મા માટે છે. અર્થાત્ આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જીવવાનું છે. જેટલું આયુષ્ય હોય તે આયુષ્યની અંદર પોતાના આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવો એ જ ખરૂં કર્ત્તવ્યકર્મ છે. તે સિવાય બીજામાં જે કાળ ગાળવો તે નકામો છે. વ્યવહારના સર્વ પદાર્થો શરીર માટે છે. શરીર પણ આત્મા માટે છે. શરીરના સુખની કાળજી રાખી આત્માને ભૂલી જવો નહિ.

તમારામાં જેમ જેમ આત્માનો આવિષ્કાર થતો જશે તેમ તેમ તમારૂં જીવન ઉચ્ચ થતું જશે, **સર્વાત્મભાવના** તમારામા જાગ્રત થાય તો માનજો કે હવે તમારામાં ઇશ્વરી શક્તિ જાગ્રત થઇ છે કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ જો શમી જાય તો જાણજો કે તમે હવે પરમાર્થમા આગળ વધ્યા છો. ક્ષણિક અને નાશવંત વ્યવહારના પદાર્થો ઉપરથી જો મમત્વબુદ્ધિ ઓછી થઈ તો જાણજો કે હવે તમે તમારી પ્રીતિ આત્મા પ્રત્યે જોડી છે. તમારામાં નિરંતર પ્રસન્નતા કાયમ રહેતી હોય તો જાણજો કે હવે ઇશ્વરના ગુણનો તમારામાં આવિર્ભાવ થવા માંડ્યો છે. કશાથી પણ જો મન લલચાય નહિ તો સમજજો કે હવે તમારી ઉર્ધ્વગતિ થઈ છે. તમારામાં ક્રોધનો અંશ પણ ન રહે અને સદા શાંતિ જામી રહે તો જાણજો કે હવે તમે ઇશ્વરના અભિમુખ થયા છો. તમારો સ્વભાવ સત્યશીલ બને, કદી પણ અસત્ય બોલવાની વૃત્તિ થઈ ન આવે તો જાણજો કે હવે તમે તમારા જીવનનો સદુપયોગ કરવા માંડ્યો છે. અન્ય પ્રાણિઓનું હિત કરવાની તમને બુદ્ધિ પ્રકટે, વિપત્તિગ્રસ્ત મનુષ્યોને વિપત્તિમાથી છોડાવવાનું તમને મન થાય તો જાણજો કે હવે તમે તમારા જીવનને સાર્થક કરી શકશો.

આ સર્વનો તમે તમારા જીવનમાં પ્રત્યક્ષ અનુભવ ન કરી શકો ત્યાં સુધી તમે ગાળેલું જીવન મિથ્યા સમજજો. તમે ગમે તે કામ કરવા છતાં પણ ઇશ્વરને ન ભૂલશો. પરમાર્થમાં આગળ વધનારના વ્યવહારો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. તેને તેના કાર્યમા ઇશ્વર મદદ કરે છે. તમને જો ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તો તમે તમારા વ્યવહારમાં ઇશ્વરની સહાય લેતાં શીખજો. ઇશ્વરની સહાય મળતાં તમારો વ્યવહાર સર્વોત્તમપણે સધાશે. જોઇતી સર્વ વસ્તુઓ મેળવી આપવામાં ઇશ્વર મદદ કરશે અને સર્વ રીતે તમે તમારી ઉન્નતિ કરી શકશો.

વ્યવહારમા ઇશ્વરની મદદ લેતાં આવડવી જોઇએ. તેને માટે તો તમારે ઇશ્વર ઉપર શ્રદ્ધા ભક્તિ રાખવી જોઇએ. શુદ્ધ ચારિત્ર્યવાળા થવું જોઇએ. તમારૂ જીવન બદલવું જોઇએ. ઇશ્વરને અનુકુળ વર્તન રાખવું જોઇએ, ઇશ્વરાભિમુખ થવું જોઇએ. તમે તમારામાં ઇશ્વરની જે શક્તિ છે તેને જાગ્રત કરી શકો તો પછી તમારો વ્યવહાર અને પરમાર્થ બન્ને સિદ્ધ થવામા વિઘ્ન નહિ આવે. તમારે હમેશા તમારા આચારવિચાર ઉપર દેખરેખ રાખ્યાં કરવી. તમારૂ વર્ત્તન ઇશ્વરથી વિરૂદ્ધ ન હોવું જોઈએ. તમારા વિચાર શુભ અને હૃદય પવિત્ર રાખવું જોઈએ. દરરોજ ઉત્સાહથી પ્રયત્ન કરતા રહો, રોજનું રોજ તમારા વર્તનનું સરવાયુ કાઢતા રહો, તમે કાંઇ કમાયા છો કે ખોયું છે તે તપાસતા રહો, તમારા જ જીવનના દ્રષ્ટા બનો. તમારા કરેલા નિશ્ચય પ્રમાણેજ જીવન ગાળો, તેથી અવળે રસ્તે વર્ત્તન થઇ ન જાય તેની તપાસ રાખતા રહો તો જરૂર તમારૂ જીવન સુધરવાનુ, તમને ઇશ્વર તમારા વ્યવહારમાં પણ સહાય આપવાના અને તમારો પરમાર્થ પણ ઉત્તમ પ્રકારે સધાવાનો.

---

# आत्मिकजीवननु रहस्य.

( અનુસંધાન ગતાંકથી. )

( અનુવાદક રા. રા. મણિલાલ નથુભાઇ દોસી. બી એ. )

આ પણ માનુષી જીવનને દોરતી ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિકપ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશું? મનુષ્ય વિષય સુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધસે છે, સામાજીક પ્રતિષ્ઠા સારૂ પ્રયત્ન કરે છે, અને રાજકીય સત્તા મેળવવા મથે છે. આ સુંદર દુનિયામાં ચારે બાજુએ જે અનેક ઇચ્છાના પદાર્થો આવેલા છે, તે પદાર્થોને ગ્રહણ કરવાને તે ઘણી જ લાલસા ધરાવે છે. તેની ઇચ્છા દોરે તેમ એક યા બીજા પદાર્થ પછવાડે ધસે છે. જ્યાં તેની વાસનાનો પદાર્થ મળે ત્યા તે જાય છે. જો તેને કીર્તિ જોઇતી હોય છે તો સવારે વ્હેલો ઉઠે છે, રાત્રે મોડો સુઇ રહે છે. અભ્યાસ કરે છે અને પોતાની જાતને આગળ લાવવાને બનતો પ્રયત્ન કરે છે. તેની ધારણા જેથી પાર પડે, તેવું જ્યાંથી મળે એમ તેને લાગે ત્યાં તે અહીં તહીં વલખા મારે છે. ટુંકમાં વાસનાના પદાર્થ જે સ્થળે મળે તે સ્થળ ભણી તે જાય છે. આ પ્રમાણે મનુષ્ય ઇચ્છાથી દોરાય છે, જે દુનિયામાં હાલતા દરેક પવનની આમતેમ ધમકાય છે, તે મનુષ્ય આધ્યાત્મિક મનુષ્ય નહિ પણ સંસારી મનુષ્ય છે. તેને હજુ પોતાના ખરા સ્વરૂપનું ભાન થયું નથી. પણ જ્યારે ઉછળતી વાસનાઓ વચ્ચે સ્થિર રહે છે, લાલચો વચ્ચે અડગ રહે છે. અન્યાયથી વિશેષ ધન મળે તેવુ હોય, છતા જે પોતાની કીર્તિને કલંકિત કરતો નથી.

પોતાના સિદ્ધાંતનો ભોગ આપવા કરતાં જે સત્તાને જતી કરે છે. વાસના તેને અમુક રસ્તે દોરે છે, પણ તેને લાગે છે કે તે મેળવવામાં બીજાને નુકસાન થવાનો સંભવ છે, તેવે સમયે તે અંતર્મુખ બનીને કહે છે કે "હુ પાપ કરીશ નહિ. જો કે લાલચો અને વાસનાઓ મને ખેંચવા પ્રયત્ન કરે, પણ હુ મારી જાતને કલંકિત કરીશ નહિ."

તે સમયે આત્માના ઉંડા કોતરમાથી મનુષ્યની ઇચ્છાશક્તિ વિજયી નીવડે છે, અને તે વાસનાપર જય મેળવે છે, અને ત્યારથી આત્મિક જીવનનો આરંભ થવા લાગે છે. તેવી જ રીતે પોતાની આસપાસના જે મનુષ્યોને તે ચ્હાય છે, તે મનુષ્યોમાં તે જીવનની એકતા અનુભવવાનો આરંભ કરે છે, તે સર્વ મનુષ્યોને બંધુતુલ્ય ગણે છે, કારણ કે તેમની સાથે તે પ્રેમની સાંકળથી જોડાયો છે. પોતાના બાળકને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તે પ્રેમને સર્વ નિરાધાર અને માબાપ વિનાના બાળકો તરફ ફેલાવે છે. પોતાની પૂજ્ય માતાને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તેવો પ્રેમ તે સર્વ વૃદ્ધ સ્ત્રીઓ તરફ દર્શાવે છે. સર્વ નાનાં બાળકો તથા બાળકીઓ તેને મન પોતાનાં છોકરાં જેવાં લાગે છે તેવી રીતે સર્વ વૃદ્ધ પુરૂષો તેમજ સ્ત્રીઓને તે પોતાનાં પિતામાતા સમાન ગણે છે. તેનો પ્રેમ જીવનની એકતા સ્વીકારે છે અને તે નાત, જાત, રંગ કે વર્ગના ભેદ સિવાય સર્વ તરફ વહ્યાં કરે છે. આવી સ્થિતિ જ્યારે મનુષ્યની થાય છે ત્યારે ખરી એકતા અનુભવનારૂં જ્ઞાન તેનામાં

પ્રવેશ કરવા માંડે છે, અને તેનો અલ્પ પ્રેમ—જે તેના પોતાના પ્રમાણમાં ઘણો સુંદર હતો તે પણ સર્વવ્યાપી દિવ્યપ્રેમના રૂપમાં ફેરફાઈ જાય છે. હવે જ્યારે અસત્ મનની ઉદ્યોગી પ્રવૃત્તિઓ વચ્ચે મનુષ્યને ઉચ્ચ મનનું ભાન થવા લાગે છે, અને મન ઉપર સામ્રાજ્ય ચલાવનાર ઉચ્ચ બુદ્ધિના અવાજનું તેને ભાન થાય છે, અને તે અવાજને પોતાના લાભાર્થે વાપરે છે, ત્યારે જે મન અત્યાર સુધી બ્હારના પદાર્થો અને બનાવોનુ અવલોકન કરવામાં રોકાયું હતું તે મન ઉપર બુદ્ધિની ઉત્પાદક શક્તિનું જોર ચાલવા લાગે છે, અને તે વખતે આત્મા પ્રકટ થાય છે અને આત્માનું સ્વરૂપ ઉત્પાદકશક્તિ રૂપે પ્રકટી નીકળે છે.

ત્યારે ફરીથી એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, "આત્મિક જીવન એટલે શું?" જેને હિંદુઓ સિદ્ધિઓ કહે છે અને પશ્ચિમની પ્રજા અતીંદ્રિય શક્તિઓ કહે છે, તે સૂક્ષ્મ શરીરનાં ગુણો સાથે આત્મિક જીવનને કાંઇ સબંધ નથી. દૂરથી જોઈ શકવુ, અથવા દૂરથી સાંભળવું, અથવા તો આ ત્રણ ભુવનોના શરીરોની શક્તિઓનો ઉપયોગ કરવો—તે પણ આત્મિક જીવન ગણી શકાય નહિ. જેવી રીતે આ સ્થૂલ ભુવનોમાં અનેક બનાવો બને છે, તેવી રીતે સૂક્ષ્મ ભુવનમા પણ અનેક અનુભવો બને છે, તેનું વિશાળ જ્ઞાન તે પણ આત્મિક જીવન નથી, આ ઉપર જણાવેલા કોઈ પણ બાબત સાથે ખરા આત્મિકજીવનને સબંધ નથી. તે ગુણમા અને સ્વરૂપમાં તદ્દન ભિન્ન છે, પ્રભુનું જ્ઞાન અને તે જ્ઞાનનો દરરોજના જીવનમાં અનુભવ કરવો, તેનુ નામ જ આત્મિકજીવન કહી શકાય.

ડૉ. મીલર જે એક ઉત્તમ ખ્રીસ્તી હતો, તેણે પોતાના વિદ્યાર્થીઓ સંમુખ ભાષણ આપતા હિંદુધર્મ વિષે જે ઉદ્‌ગારો કાઢ્યા હતા, તેમાં ઉંડુ રહસ્ય રહેલુ છે. તેણે કહ્યું હતું કે "હિંદુધર્મે દુનિયાને બે મોટા કિમતી સિદ્ધાંતો શીખવ્યા છે. એક તો **ઈશ્વરનું સર્વવ્યાપીપણું** અને બીજો સિદ્ધાંત **મનુષ્ય જાતિની એકતા.** એક ધર્મનો ચુસ્ત અનુયાયી બીજા ધર્મની આ પ્રમાણે ખુબી બતાવે, તે તેના સ્વભાવની ઉદારતા અને વિશાળતા સૂચવે છે, અને હું ઇચ્છુ છુ કે બધા ખ્રીસ્તીઓ તેવીજ ઉદારતા અને વિશાળતા બતાવે. "ઇશ્વરનું સર્વ વ્યાપીપણું" આ શબ્દો આપણે વિચારીશું. તમને આ શબ્દો શુષ્ક અને કદાચ નીરસ પણ લાગશે તે શબ્દોમાં તમને બહુ રસ ન પણ આવે. પણ આપણે તે શબ્દોનું રહસ્ય સમજવા પ્રયત્ન કરીશું સામાન્ય અર્થતો એજ થાય છે કે પ્રભુ સર્વત્ર છે, સર્વ વસ્તુઓમાછે, પણ એટલામાં તેનો અર્થ સમાઈ જતો નથી.

તમે દરિયા કિનારે જુઓ અને તમે દરિયાના ઘુઘવાટ કરતા મોટા મોજાંઓને જુઓ, તો ત્યાં તમને પ્રભુની શક્તિ પ્રકટ થયેલી જણાશે. ત્યાં તમે તે દરિયાના મોટા તરંગોમાં પ્રભુનું બળ સાકાર થયેલુ જોઈ શકશો. તમે કોઇ ઘાડી ઝાડીવાળા ભવ્ય જંગલમાં જાઓ અને ખરા મધ્યાન્હે તે જંગલની શાંતિ, મૌન અને છાયા અનુભવો તો ત્યાં તમને દિવ્ય શાંતિનો સાક્ષાત્કાર થશે, અને તે જંગલના વૃક્ષોદ્વારા તમે દિવ્યતાની હાજરી અનુભવી શકશો. તેજ રીતે જો તમે દૂર આવેલા હિમાલય પર્વત તરફ જાઓ, અને તમે તેની અદ્‌ભુત દૃઢતા અને શુદ્ધ બરફનો નિર્જન રસ્તો જુઓ તો તમને તે પર્વતમાં પ્રભુની દૃઢતા અને સ્થિરતાનો ખ્યાલ આવશે, અને તે બરફમા તમે નિષ્કલંક અને અસ્પર્શ્ય પવિત્રતા અનુભવી શકશો. તમે આકાશ તરફ નજર કરો, તો જ્યારે ખગોળવેત્તા ઘણા હાલતા ગોળાઓ જુએ છે, ત્યા તમે ખાલી આકાશમાં પ્રભુની શાંતિ જોશો, અને તે હાલતા આકાશી ગોળાઓમાં પ્રભુનું જીવન અનુભવી શકશો. ઉપર આવેલા આકાશમાં તેમજ નીચેની ધરતીમાં એવું એક

પણ તત્ત્વ નથી કે જે આપણને પ્રભુનાં વિશ્વવ્યાપીપણાનો ખ્યાલ ન આપી શકે. તેટલા માટે પ્રભુનાં વસ્ત્ર રૂપ કુદરત તરફ તમે દૃષ્ટિ કરો તો તમે તે વસ્ત્રોમાં રહેલા પ્રભુને જોશો, કારણ કે પ્રભુજ એક મહાન્ હયાતી છે. આવી ભાવના તેનુ નામ જ પ્રભુનું વિશ્વ વ્યાપીપણું છે. હજુ આપણે જરા વધારે સમીપ જતા જઇએ. અનેક ઈશ્વરવાદની ભાવનાને ઘણા લોકો ધિક્કારે છે. પણ જો તે ભાવનાને યથાર્થ સમજવામાં આવે તો તે ભાવનાદ્વારા મનુષ્યની મર્યાદિત બુદ્ધિએ અનેક આકારોમા પ્રભુની દિવ્યતા જોવાને પ્રયત્ન કર્યો છે તત્ત્વજ્ઞાનીતો પોતાની કલ્પનાવડે તે દિવ્યતાનો કાંઈક ખ્યાલ પામી શકે, પણ સામાન્ય મનુષ્ય તો તે દિવ્યતાને અમુક આકારમાં પ્રકટ થયેલી જુએ, ત્યારેજ તેનો ખ્યાલ પામી શકે. માટે જો તમારામા જ્ઞાત હોય તો મનુષ્યના અને પ્રભુના જીવનના રહસ્યને જણાવનાર તમારૂ ઉંડુ જ્ઞાન બાહ્ય વસ્તુઓને જોનાર વિજ્ઞાનને લીધે જતું કરતા ના પશ્ચિમ આપણને જે વિજ્ઞાન શીખવે છે, તે ભલે આપણે શીખીએ, પણ પશ્ચિમની પ્રજાને શીખવો કે પ્રભુનુ ચૈતન્ય અમર્યાદિત છે અને તે સર્વ સમયે પ્રકટ થતુજ જાય છે, જો આપણે પશ્ચિમની પ્રજાને આ પ્રભુના સર્વવ્યાપીપણાનો ઉમદા સિદ્ધાંત શીખવીએ તો આ અનેક ઇશ્વરવાદ પણ અદ્ભુત સ્વરૂપ ધારણ કરશે. જ્યારે તમારા ભણી પ્રેમભરી દૃષ્ટિથી જોતી તમારી સ્ત્રીનો તમે વિચાર કરશો ત્યારે તમારી પ્રેમાળ પત્નીની આંખોદ્વારા તમે લક્ષ્મીને—ગૃહની પ્રકાશિત દેવીને તમારા ભણી સ્નિગ્ધ દૃષ્ટિએ જોતી અનુભવી શકશો. અને જ્યારે સ્ત્રી પોતાના પતિને ગૃહના રક્ષક અને આધારરૂપ જુએ છે, ત્યારે તે પતિમા વિશ્વના જીવનનુ રક્ષણ કરનાર અને ટકાવનાર વિષ્ણુને તે જોઇ શકશે. ઘરના આંગણામા રમતા બાળકોને તમે જુઓ ત્યારે તમે બાલકૃષ્ણને ગોપીઓ સાથે નિર્દોષ આનંદ કરતાં અનુભવી શકશો, અને જ્યારે તમે કોઈ માતાને પોતાના બાળક તરફ પ્રેમથી જોતી જોશો, ત્યારે તમે વિશ્વજનની વિશ્વની અચળ માતા—દુર્ગાને દુનિયા તરફ પ્રેમાળ દૃષ્ટિથી વળેલી જોશો. તમે કહેશો કે આતો અનેક ઇશ્વરવાદ છે. હા! ખરી વાત છે. પણ તે મનુષ્યના જીવનને આધ્યાત્મિક બનાવવાની ક્રિયા છે. આકારોથી જરા પણ અંજાઇ ન જતાં તે આકારો પાછળ રહેલા જીવનને જોવાની આ ક્રિયા છે, આકારો અનેક છે, પણ જીવન તો એક જ છે. વસ્તુ એક સત્ છે, પણ તે વિવિધ નામથી બોલાય છે. શું શાસ્ત્રોમા લખવામા નથી આવ્યુ કે જે કોઇ પણ આકારની ઉપાસના કરે છે, તે મારીજ ઉપાસના કરે છે? ત્યારે હવે તમને ખ્યાલ આવશે કે આત્મિક જીવન એટલે પ્રભુને સર્વ સ્થળે અને સર્વ વસ્તુમાં જોવાની ક્રિયા.

પણ હવે હું આ વિચારને વિશેષ લબાવવા માગુ છું આ પ્રભુના વિશ્વવ્યાપીપણાની ભાવના બજારમાં, ઓફિસમાં અને છેક રસ્તામાં લઇ જવા માગું છું કે જેથી જો તમે ધારો તો તમે દરેક આધ્યાત્મિક મનુષ્ય થઇ શકો આ જગતમાં અનેક પ્રકારની પ્રવૃત્તિઓ છે. અનેક પ્રકારના ધંધાઓ છે કે જેવડે આ દુનિયાનું તંત્ર ચાલે છે. વ્યાપારની પ્રવૃત્તિ વડે પ્રજાઓ એકબીજાના સબધમાં આવે છે, અને કરોડો પુરૂષો, સ્ત્રીઓ, અને બાળકોને પોષણ મળે છે. વ્હાણો દરિયાપાર ચાલે છે, અને એક પ્રજાનો માલ બીજી પ્રજાને પહોંચાડે છે. વ્યાપારીઓ આ માલ જનસમાજને પહોંચાડે છે. અને આ રીતે જે માલ તેમને મળી શકયો ન હોત, તે માલ તેઓ મેળવી શકે છે વળી જનસમાજમાં વ્યવસ્થા રાખવાનું કામ જુઓ. જો જનસમાજમાં વ્યવસ્થા રાખનારા ન હોય તો બળવાનો નિર્બળોને કચરી નાંખે. માટે કાયદાનુ મોટું બંધારણ—જેમાં ન્યાયાસનપરના ન્યાયાધીશનું, કચેરીમાં વકીલોનું, અને રસ્તામાં

પોલીસોનુ કામ-વગેરેનો સમાવેશ થાય છે, આ સર્વને લીધે જનસમાજ વસવાલાયક અને છે, તેઓ બળવાનોના ત્રાસ સામે ગરીબોનું રક્ષણ કરે છે. વળી રાજ્યનું બંધારણ કુટુંબના જીવનપર આધાર રાખે છે. અને કુટુંબમાં પિતાના રક્ષણ કરનારા હાથ, માતાનો પ્રેમ, બાળકનો આનંદ જોવામાં આવે છે. વળી ડોકટરના ધંધાનો વિચાર કરો. તે ડોકટર નિર્ભય રીતે ભયના સ્થાનમાં જાય છે, તે માંદાઓની બરદાસ કરતાં કોઇવાર પોતાના પ્રાણને જોખમમાં નાંખે છે. તે પોતાના હાથ એવી નાજુક રીતે કેળવે છે કે ભયના પ્રસંગે તેની ચતુરાઇ મનુષ્યને મદદ કરવામાં મનુષ્યના રોગ મટાડવામાં ઉપયોગી થાય. વળી મનુષ્યજાતિના શિક્ષકોનો વિચાર કરો. તેઓ ભવિષ્યના શહેરીઓને ઉમદા મનુષ્યો અને સ્ત્રીઓ થવાની કેળવણી આપે છે. વળી દુનિયા જેથી ચાલી શકે તેવી પ્રવૃત્તિ કરનારા મનુષ્યોનો વિચાર કરો. આ બધા વ્યાપારીઓ, વકીલો, ડોકટરો, શિક્ષકો, કારીગરો એ દિવ્યપ્રવૃત્તિના પ્રતિનિધિઓ નહિ તો બીજા કોણ છે ? શું તેઓ જીવનની દરેક પ્રવૃત્તિમાં પ્રભુના હાથ, પગ, હૃદય અને મસ્તક નથી ? તમને ચાર વર્ણો અને તેની ઉત્પતિના ઇતિહાસ વિષે માહીતી હશે. બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી પ્રકટયા, ક્ષત્રિયો તેના ખભામાંથી, વૈશ્યો તેની જંઘામાંથી અને શુદ્રો તેના ચરણમાંથી પ્રકટયા. તમે આવી વાતો સાંભળી ઘણીવાર હસો છો. અને એમ માનો છો કે આવી દંતકથાઓ બાળકોને ગમ્મત કરાવવા માટે છે. પણ તે વાતની પાછળ મહાન રહસ્ય રહેલું છે અને તે હિંદુસ્થાનના ચાર વર્ણો માટે જ નહિ પણ ચાર વર્ગો માટે છે, કે જે ચાર વર્ગમાં દરેક પ્રજા વહેચાઇ ગઇ છે. હવે તેમને ગમે તે નામો આપો, પણ શિક્ષક વર્ગ, રક્ષકવર્ગ, પોષકવર્ગ અને સેવકવર્ગ આ ચાર વર્ગો દરેક પ્રજામા મળી આવે છે, જેઓ કેળવાએલા છે, જેઓ બીજાને જ્ઞાન આપે છે, જે ધર્મગુરૂઓ લોકોને ભક્તિના માર્ગે દોરે છે, જે ગુરૂઓ જ્ઞાન તરફ પ્રેરે છે—શું આ બધાઓ લોકોના શિક્ષકો નથી ? શું તેઓ પ્રભુના અવાજ રૂપ નથી ? અને શું પ્રભુ પોતાના મુખરૂપ આ શિક્ષકોદ્વારા બોલતો નથી ? અને શું આવું કામ કરનારા જીવો બ્રાહ્મણો નથી ? શું તેઓ પંડિતો અને શિક્ષકો નથી ? હવે જો તમે ક્ષત્રિયોનો વિચાર કરો તો રાજા, પાર્લામેન્ટ, ન્યાયાધીશો, વકીલો, છેક હલકા પોલીસથી તે ઉપરી અમલદાર સુધીના કાયદાની વ્યવસ્થા રાખનારા મનુષ્યો—રાજાથી માંડીને તે છેક નીચા દરજ્જાના કોન્સ્ટેબલ સુધી—શુ આ બધા મનુષ્યો પ્રજાનો રક્ષક વર્ગ નથી ? શું તેઓનો ધર્મ લોકોને દોરવાનો, લોકોનુ રક્ષણ કરવાનો અને લોકોને શાંતિમાં રાખવાનો નથી કે જેથી સામાન્ય મનુષ્યો પણ પોતાનાં કામ ગભરાટ વિના કરે અને રાજાની શાંતિ—જે પ્રભુની શાંતિ છે તે—આ સાધનોદ્વારા આખી પ્રજાપર પથરાઇ રહે.

હવે આપણે વ્યાપારીઓનો અને મજુરીની વ્યવસ્થા કરનારા મોટાં કારખાનાઓના ઉપરીઓનો વિચાર કરીએ. તેઓ જે સમાજમાં રહેતા હોય, તેને જરૂરનો બધો માલ એકઠો કરે છે, શું તેઓ પ્રજાની સાથળ જેવા નથી કે જેનાપર પ્રજા નિર્ભય રીતે અને દૃઢતાથી ઉભી રહી શકે છે, અને જો આવા મનુષ્યો ન હોય તો એક પ્રજા બીજી પ્રજાઓ વચ્ચે પોતાનો મોભો જાળવી શકે નહિ.

હવે શુદ્રોનો વિચાર કરો. શું તેઓ જનસમાજના પગરૂપ નથી ? શું તેમના વિના પ્રજા હાલી શકે કે કાંઇ પણ કામ કરી શકે !

હાથથી કામ કરનારાઓ, મજુરો, દેશની ગલીઓને બનાવનારા, અને તમારા ગૃહમાં મદદ કરનારા ચાકરો—શું આ બધા ચપળ દિવ્ય પગો નથી કે જે વડે જગતની સેવા કર-

વામા આવે છે? સન્યાસી આ ચારે વર્ણની પેલીપાર છે, તે પણ શુ ઉચ્ચ કક્ષાએ મનુષ્યની સેવા કરતો નથી? અને શુદ્ર જેમ એક વ્યક્તિની સેવા કરે છે. તેમ સન્યાસી શુ મનુષ્ય જાતિની સેવા કરતો નથી? આ દષ્ટિએ શુ શુદ્રવર્ગ પણ સન્યાસીના પ્રતિનિધિ રૂપ નથી? તમારા પ્રાચીન ભવ્ય હિંદુધર્મમા તમે કલ્પી પણ ન શકો, વિચારી પણ ન શકો તેવી ઉચ્ચ બાબતો છે, પણ તેનો તમે અભ્યાસ કરતા નથી.

હવે આ પ્રભુની ભાવના આપણે આપણા જીવનવ્યવહારને લાગુ પાડીએ.

હું પ્રથમ વકીલના ધધા વિષે બોલીશ, કારણ કે તે ધધા વિષે લોકો ઘણા હલકા વિશેષણો વાપરે છે. થોડા સમયપર એક ભાષણ થયુ હતું જેમા વકીલોપર મૂકવામા આવેલા આક્ષેપોનો તે ભાષણના પ્રમુખે બહુ સારી રીતે બચાવ કર્યો હતો તેણે કહ્યુ કે વકીલો સત્યવાદી હોય છે—સામાન્ય રીતે બીજા મનુષ્યો કરતા પ્રમાણમા વિશેષ સત્યવાદી હોય છે. જો કોઈ વકીલ અધ્યાત્મવાદી હોય અને તે અધ્યાત્મવાદી હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. તો તેણે પોતાને આ દુનિયામા દિવ્ય ન્યાયની મૂર્તિ રૂપ ગણવો જોઇએ. જે કેસમા પોતાના અસીલને કુનેહ મળવાથી બીજાને અન્યાય થશે એમ લાગતુ હોય, તેવો કેસ તે કદાપિ લેશે નહિ. તે પોતાને દિવ્ય ન્યાયના રક્ષક તરીકે ગણશે, અને દરેક બાબતમા ન્યાય મળે, તેની તે પુરતી કાળજી રાખશે. કદાચ તમે આ સ્થળે પ્રશ્ન કરશો કે શુ તેણે ગુનેહગારનો બચાવ ન કરવો? હા! તેણે ગુનેગારનો બચાવ કરવો જોઇએ. તેણે ગુનેગારનું દષ્ટિ બિન્દુ રજુ કરવું જોઇએ, તેમજ સજા કરાવનારનુ દષ્ટિબિન્દુ પણ મૂકવુ જોઇએ. ગુનેગાર ગમે તેવો અપરાધી હોય તો પણ દિવ્ય ન્યાયના રક્ષક વકીલે તેના બચાવમા જે કાંઈ કહી શકાય તે કહેવું જોઈએ, કારણ કે દિવ્ય ન્યાય દરેકને તેની લાયકાતના પ્રમાણમા ફળ આપે છે. પણ તેણે જોવું જોઇએ કે કોઇ વાત છુપાવાય નહિ અથવા તો જુઠા સાક્ષીને ઉભા કરવા નહિ. તેના ગુનાને વિશેષ રૂપ ન અપાય તે તેણે જોવુ જોઇએ. મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યની દિલસોજીથી કહી શકાય તેવી રીતે તેણે બધી હકીકત રજુ કરવી જોઈએ. સત્ય છુપાવવું નહિ. તેમ ન્યાયની સુગંધ અસત્યથી કલકિત થવી ન જોઇએ. જો તેને પોતાના ભવ્ય પદનો ખ્યાલ હોય તો વકીલ જે કરે તેમાં તેના હોઠથી કપટ અને અસત્ય દૂર રહેવુ જોઈએ, ન્યાયની અદાલત એ ધર્મરાજાની ન્યાય સભાનુ બીજુ સ્વરૂપ હોવુ જોઇએ કે જ્યાં નિરાધાર અને અનાથોનું રક્ષણ થાય, અને અન્યાયી અને પોતાના જાતી બધુઓને કચરનાર તોફાનીઓને ખરી સજા થાય, જો વકીલો અને બારીસ્ટરો આ પ્રમાણે કરે તો વકીલાતને બધો ધધો પવિત્ર ન થાય? શુ તે ધધો આ દુનિયાપર દિવ્ય ન્યાયના ચળકતા ચિન્હ રૂપ ન બને? જો એમ થાય તો સઘળા સારા મનુષ્યો વધારે સુખી ન થાય અને સઘળા ખરાબ મનુષ્યો વધારે ભય ન પામે? કારણ કે તેઓ ન્યાયની સમીપ જાય છે, અને ત્યા ખુશામત કે અસત્યથી નહિ દોરાતાં ન્યાયનાં ત્રાજવાં એક સરખો ઈન્સાફ આપશે.

( અપૂર્ણ. )

# वहुचराजीनी यात्रा.

આ વર્ષમાં પોષ સુદી પુનમના રોજ અમે બહુચરાજીની યાત્રાએ ગયા હતા. બહુચરાજી એ ચુંવાળમાં માતાજીનું મોટું ધામ છે. ઘણા લોકોની તે કુળદેવી છે જેથી જે નાતના માણસોની તે કુળદેવી છે તે લોકો પોતાનાં છોકરાંની બાધા ત્યાં ઉતરાવે છે. છોકરું ૩ કે ૫ વર્ષનું થાય ત્યારે તેને બહુચરાજી લઇ જઈ ત્યાં તેના માથાની લટ લેવરાવી વાળ લેવરાવી માતાજીને પગે લગાડે છે. આ પ્રકારની ઘણા લોકો બાધા પણ રાખે છે. બહુચરાજી એ જગદબાનું મોટુ ધામ ગણાય છે. પહેલાં તો ત્યા રેલ્વે ટ્રેન નહોતી ત્યારે લોકો પગ રસ્તે ચાલીને જતા તે પછી મહેસાણેથી મણુંદરોડ થઈ રેલ્વે થતાં તે રસ્તે જવાતું, હાલમાં તો અમદાવાદથી સીધા કલોલ અને કડીને રસ્તે રેલ્વે ચાલુ થઇ ગયેલી હોવાથી રેલ રસ્તે ત્યા જવાય છે.

અમદાવાદથી સ્હવારના પોણા દસ વાગે એક ટ્રેન બહુચરાજી જવા ઉપડે છે. આ ટ્રેન સીધી બહુચરાજી જતી હોવાથી રસ્તામાં ગાડી બદલવી પડતી નથી. અમદાવાદથી ત્યાં જવાનુ ભાડું ૦–૧૪–૯ છે. રસ્તામાં સાબરમતી, કલોલ, ભોયણી એ વિગેરે સ્ટેશનો આવે છે. અમે અમદાવાદથી સ્હવારની ગાડીએ નીકળી ૨॥ વાગે બહુચરાજી પહોંચ્યા હતા. રસ્તામા કલોલ એ જંકશન સ્ટેશન છે તેમ કડી એ ગાયકવાડી રાજ્યના વિભાગનું શહેર છે. ત્યાંથી આગળ ભોયણી આવે છે તે સ્થળે જૈનોનુ શાંતિનાથનુ મોટું દેરાસર છે. જૈનો ઘણા યાત્રાર્થે ભોયણી જાય છે. બહુચરાજી સ્ટેશને લગભગ ૨॥ વાગે ગાડી પહોંચે છે. બહુચરાજીનુ સ્ટેશન છે. સ્ટેશનથી નજીકમાંજ માત્ર બે ખેતરવા દૂર માતાજીનું મોટુ મંદિર છે. સ્ટેશનથી જતાં વચ્ચે બાંધેલુ તળાવ આવે છે. આ તળાવમા પાણી બારે માસ રહે છે. તે તળાવની પેલી પાર માતાજીના કોટનો દરવાજો છે તેમાં થઈ મદિરમાં જવાય છે. અહિં યાત્રાળુઓને ઉતરવા માટે ઘણી ધર્મશાળાઓ છે. અમે અમદાવાદવાળાં શેઠાણી બાઇ જેકોર શેઠ બાપાલાલ બેચરદાસની ધર્મશાળામાં ઉતર્યા હતા.

**માતાજીનું સ્થાન**—બહુચરાજી એ ચુંવાળનો પ્રદેશ ગણાય છે. તે શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં કડી પ્રાંતમા ચાણસ્મા તાલુકામાં આવેલું છે. પાસે બેચર કરીને ગામ છે. ગુજરાતમાં—અંબાજી, બહુચરાજી કાળકાજી એ માતાજીનાં મોટાં ધામ ગણાય છે. કહ્યું છે કે.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં કાળી;
દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચરબાળી.

તેમાં બહુચરાજી એ માતાજીનું મોટું ધામ છે. તેનું મહાત્મ્ય પણ વિશેષ છે.

**મંદિર**—બહુચરાજીનું હાલનું મદિર સંવત ૧૮૩૯ માં એટલે સન ૧૭૮૩ માં શ્રીમંત દામાજીરાવ ગાયકવાડના નાના કુમાર માનાજીરાવ ગાયકવાડે બધાવેલું છે. મદિર ભવ્ય અને વિશાળ છે. મંદીરની આજુબાજુ કોટ છે. હાલ પશ્ચિમ અને દક્ષિણ તરફ કોટ પડી ગયેલો

હોવાથી નવો બંધાવાની તજવીજ ચાલી રહી છે. માતાજીનો વહીવટ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી થાય છે. તેમના તરફથી ત્યા કારભારી રહે છે. માતાજીનું મંદિર પથ્થરનું અને ઉત્તમ કારીગીરી વાળું છે તે ૫૦ ફુટ લાંબુ અને ૩૦ ફુટ પહોળું છે. મંદિર પૂર્વાભિમુખે છે. તેના ઉપર બે ઘુમટ અને એક શિખર છે. મદિર ઉચું બાધણીનુ છે. પગથીયાં ચઢયા પછી પહેલો સભામંડપ આવે છે. તેની ઉત્તર અને દક્ષિણ બે બાજુ આવવા જવાના બે રસ્તા છે. ત્યાંથી અંદર જતાં બીજો નાનો સભામંડપ આવે છે. ત્યાથી અંદર માતાજીના ઘુમટમાં જવાય છે. માતાજીના મુખ્ય ઘુમટના બારણા બહાર પુજારી બેસે છે. એક બાજુ પાટ ઉપર ભટજીના માણસો બેસે છે.

અહિં આગળ બાધા હોય તે લોકો જઇ ભટજી પાસે બાધા છોડાવે છે. નાના સભામંડપમાંથી માતાજીના મંદિરમાં જવાય છે. તેમાં લગભગ ચારેક ફુટ ઉંચા ચોતરા ઉપર માજીનું સિંહાસન છે. ત્યાં બે બાજુ બે અખડ દીવા બળે છે. અહિં માતાજીની મૂર્તિ નથી, પણ અંદર સુંદર ગોખ છે. તે ગોખમાં માતાજીનો બાલાયંત્ર છે. આ યત્રની પુજા થાય છે. અને ગોખમાં માતાજીના ચિત્રવાળી આંગી ચઢાવેલી હોય છે. બ્રાહ્મણો સ્નાન કરી રેશમી કપડાં પહેરી માતાજીનાં દર્શન પૂજન માટે અદર જઇ શકે છે. અમે પણ સહકુટુંબ મંદિરમાં માતાજીની પુજા કરવા હમેશા જતા. અદર યત્રની ચદન, પુષ્પ, ધુપ, નૈવેદ્યાદિથી પુંજા કરવામાં અમને ઘણો જ આનંદ અને શાંતિ થતી.

**પૂજન**—હમેશા સ્હવારમાં ચાર વાગે માતાજીના દ્વાર ઉઘડે છે અને માતાજીનો ગોખ તથા તેની આજુબાજુનો ભાગ પ્રક્ષાલ કરનાર ધોઈ નાંખી પછી કપડેથી લુછી સાફ કરે છે અને મંદિરનો બીજો ભાગ મદિરના કામાઠી વાળી ઝુડી સાફ કરે છે. આ પ્રમાણે મંદિર સ્વચ્છ કર્યા પછી પૂજા શરૂ થાય છે. પછી ષોડશોપચાર પૂજા થાય છે અને આરતી થાય છે. માતાજીને શીરાનો પ્રસાદ બાળભોગ માટે ધરાવવામાં આવે છે. પછી તે પ્રસાદ બહાર વ્હેચવામાં આવે છે. દશેક વાગ્યાના અરસામા થાળ ધરાવવામાં આવે છે. થાળ થયા પછીથી તે પાંચ વાગ્યા સુધી માતાજીનાં દર્શન માટે મદિર ખુલ્લું રહે છે. બાર વાગ્યા સુધી અંદર જઇ પુંજા કરવાનું ચાલુ રહે છે, પછી ભાવિક યાત્રાળુઓ બારથી પાચ વાગ્યા સુધી માજીનાં દર્શન કર્યા કરે છે. જેથીમંદિરમાં ભીડ થતી નથી. જેને જે વખતે દર્શન કરવા જવું હોય તે વખતે જઈ શકે છે. મુખ્ય પ્રવેશદ્વાર એક છે. પણ બે સભા મડપોમાં ઉત્તર દક્ષિણ બે બાજુ જવાના રસ્તા હોવાથી યાત્રાળુઓ દર્શન કરી તરત બહાર નીકળી શકે છે.

**શણગાર**—સાંજે પાચ વાગે ફરી પ્રક્ષાલ થાય છે અને પછી માતાજીની પુંજા થાય છે. પુંજા થયા પછી માતાજીને શણગાર ચઢાવે છે. અને પછી પુંજા થાળ વિગેરે ચઢાવે છે. તે વખતે માતાજીની ભોગમૂર્તિ ગોખમાં પધરાવી શણગાર ચઢાવે છે, તેમને કુકડાનુ વાહન હોય છે, શણગાર રાત્રે નવ વાગે ઉતારી લઈ જામદારખાનામાં સોંપી દેવામા આવે છે. દર રવિવારે મુખાર્વિંદનો શણગાર હોય છે.

**મૂળસ્થાન**—માતાજીના મોટા મદિરની પાછળ પશ્ચિમે એક મોટું વરખડીનું ઝાડ છે, ત્યાં ઝાડના મૂળમાં માતાજીનું સ્થાન છે. અને ત્યા નાનુ દેરૂં બધાવેલુ છે. આ માતાજીનું મૂળ સ્થાન છે એમ કહેવાય છે અહિ પહેલાં શંકુ આકારની પથ્થરની ખાંભી કરવામાં આવી હતી પછી તે ઠેકાણે નાની દેરડી કરેલી તેજ હજુ કાયમ છે. આ દેરડી સયમ રાજાએ બંધાવેલી કહેવાય છે. આ દેરડી વરખડીના ઝાડની આજુબાજુ આવેલી છે. આ માતાજીનું

# ભાગ્યોદય.

પુસ્તક ૧૦ મું. ] જાનેવારી સને ૧૯૨૩. [ અંક ૧૧ મો.


## वाह्याडंबरथी ईश्वर ठगाता नथी.

( હું નથી એવી ભોળી, એ લય. )

એ નથી એવો ભોળો, એ નથી એવો ભોળો, આ જગનો પ્રભુરે: એ૦
સાવધતા રાખો નહિ ધોવા અંતરમાંનો ચોળો,
પછી પ્રભુ રીઝવવા દિલપર, ભલે ગાગરો ઢોળો,
પણ નથી એવો ભોળો૦
સદ્‌ગુણથી મન રંગ્યા વિણ છો કેસર ચન્દન ઘોળો,
મોહ દલ્યા વિણ ઘસો કપાળે, ભલે ભષ્મનો ગોળો; પણ નથી૦
તનમન શુદ્ધિ ન કરો ઉછાળી, હરિસ્મરણની છોળો,
(અને) પવિત્રતા બતલાવા ભડકો, જોઈ અત્યજનો ઓળો; પણ૦
પ્રભુ પ્રભુ મોએ કહો પણ અંતરથી જરી ન ખોળો,
અને તમે જાણો કે પ્રભુને રીઝવી દઉ કરી ડોળો, પણ૦
માળાના મણકા તો મૂકો, ફેરવી જ્યાં ત્યાં ડોળો,
વ્યવહારે તો કરી કુટિલતા, ખોટે ત્રાજવે તોળો, પણ૦
અન્તર્યામી પ્રભુ તો જાણે, કોણ કાળો કોણ ધોળો,
પળમાં એ તો પરખી કહાડે, આ તે મઠ કે ચોળો, એ૦
ભોળવાય ઉપરનું જોઇ, એવો એ નથી ભોળો,
અનન્ય ભાવે ભજશો તો એ, પ્રસારશે નિજ ખોળો; એ૦

શ્રી ઉપેન્દ્ર.

## सहस्रदल पद्म.

( મને આવે છે ફેર, એ લય. )

કેવું રમ્ય આ આકાશ,+ શુક્લતાના સારરૂપ દીસતું ?
કેવો અનુપમ પ્રકાશ, નિરખી મન સહજ મલકાઇ જતું.
શુભ્ર વર્ણવાળું સહસ્રાર* ત્યાં, કેવું પામ્યું પ્રસાર !
અમૃત સ્રવણ જ્યાં થતું, મત્ત મનડું ઝુમતું,
કરી ત્યાં સમાસ; નિરખી મન૦
પદ્મ એ નિહાળતાં છૂટી જતો, બધો જ્ઞાતવ્ય ભાવ.

+ મૂર્ધાકાશ. * સહસ્ર દલપદ્મ.

પ્રાપ્ત વ્યવહાર સાધવો ને પ્રભુ ભક્તિ કરવી એ બને સાથે કેમ બની શકે ? એમ કોઈ શંકા કરે તો તેના સમાધાનમાં કહેવાનું કે પ્રાપ્ત વ્યવહાર સાધતાં છતાં પણ મનુષ્યને પ્રભુભક્તિ કરવી હોય તો તે થઇ શકે એમ છે. પાણીઆરી પોતાની સખીઓ સાથે વાતો કરતી કરતી ચાલે છે, ને પોતાના માથા ઉપર રહેલા પાણીના બેડામાં પણ તે પોતાનું મન રાખે છે.નટડી નાચતી તથા ગાતી હોય તે વેળા પણ તે પોતાનું મન માથા ઉપરના કળશમાં રાખે છે. જારિણી સ્ત્રી ઘરનું કામકાજ કરતાં છતાં પણ પોતાના જારમા પોતાનું મન રાખે છે, ભવાયા પોતાના વેશને લગતું કામકાજ કરતાં છતાં પણ પોતાની જાતિમા પોતાનુ મન રાખે છે. અર્થાત્ પોતાની વ્યવહારિક જાતિને તે ભૂલી જતો નથી, ને નવી વિયાયેલી ગાય વગડામા ઘાસ ચરતી છતી તથા પાણી પીતી છતી પણ પોતાના નાના બચ્ચામા પોતાનુ મન રાખે છે, તેમ પ્રભુના સાચા ભક્તો પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતા પણ પ્રભુમાં પોતાનું મન રાખી શકે છે જેને પોતાના પ્રભુની પ્રભુતા સમજાઈ છે. તે પોતાના પ્રભુમાં સ્વાભાવિક પરમ પ્રીતિ રાખી શકે, ને તેથી વ્યવહારનુ કામકાજ કરતા છતાં પણ તે પોતાના પ્રભુને ભૂલે નહિ, ને સ્વાર્થી ભક્તો તો વસ્તુતાએ પોતાના સ્વાર્થના જ ભક્ત તેથી તેઓ વ્યવહારના કામકાજમા પોતાના પ્રભુને ભૂલી જાય એ સ્વાભાવિક છે.

પતંગિયાં મારામાં પડે તો ઠીક એવી દીપકની લેશ પણ સ્પૃહા નહિ છતા દીપકના પ્રકાશમા અનુરાગવાળા થઇ બિચારાં પતગિયા દીપકમાં પડે છે, ને મરણ પામે છે. તેમ જેમનું ચિત્ત નિસ્પૃહતાની પરાકાષ્ટાવાળુ હોવાથી જેઓ સર્વદા પૂર્ણ કામ છે એવા ઇશ્વરમા ભક્તો મારામા પરમ પ્રીતિ રાખે તો ઠીક એવી લેશ પણ સ્પૃહા હોવી સભવતી નથી. તો એવા ઇશ્વરમાં પરમપ્રીતિ કરી મનુષ્યે હાથે કરી વિરહાગ્નિના અસહ્યતાપ વડે પરમ દુઃખી શા માટે થવુ જોઇએ એવી શકા કરવા યોગ્ય નથી, કેમકે પતગિયાં પણ અગ્નિરૂપ થવા અગ્નિમા પડે છે, પ્રયોજન વિના અગ્નિમાં પડતા નથી, તેમ મહાપુણ્યશાળી મનુષ્યો પણ પોતાના પૂર્વે કરેલાં મહા પુણ્યોનો વિપાક થવાથી પૂર્ણકામ પરમાત્માના શરીર સૌંદર્ય, વાક્સૌંદર્ય ને હૃદયસૌંદર્યમાં પરમાનુરાગવાળા થઈ પરમાદરપૂર્વક સતત તેઓશ્રીનું સ્મરણ ધ્યાન કરતા કરતા પરિણામે પરમાત્મરૂપ જ થઈ જાય છે. ભક્તોને પરમાત્માના સાક્ષાત્કારની પહેલાં વિરહાગ્નિજન્ય જે પરમ દુઃખ અનુભવાય છે તે પરમાત્મસાક્ષાત્કારમાં પ્રતિબધ કરનારા પાપસંસ્કારોને બાળવામાં ઉપયોગી થાય છે એમ સમજવુ. જેમ દાવાનળથી બળી ગયેલી ભૂમિમા અન્નાદિનો પાક સારો થાય છે, ને વૈશાખ જેઠના તડકાથી તપેલી ભૂમિપર તેને શીતળ કરનાર વરસાદ થાય છે. તેમ જે હૃદયે પરમાત્માના વિરહાગ્નિનો પરમ તાપ સહન કર્યો હોય છે, તે હૃદય જ પરમાત્માના સાક્ષાત્કારજન્ય અપૂર્વ આનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે.

---

વડોદરા રાજ્યના સેન્ટ્રલ લાયબ્રેરીઓના આસિ૦ ક્યુરેટર સાહેબ મી. મોતીભાઇ નરસીભાઇ અમીન લખે છે કે-દરમાસે હુન્નરવિજ્ઞાન અમારે શિરનામે મોકલશો, પહેલો અંક અમને પસદ પડયો છે.

# उपनिषद्‌नी ब्रह्मविद्या

## श्रीश्वेताश्वेतर उपनिषद्

(અનુસંધાન ગતાંકથી)

### ષષ્ટ અધ્યાય.

### બ્રહ્મનિરૂપણ.

મોહ પામવાને લીધે કેટલાક બુદ્ધિમાન પુરુષો વસ્તુના સ્વભાવને વિશ્વના કારણરૂપ માને છે. વળી કેટલાક કાળને કારણરૂપ માને છે. પણ ખરું જોતાં તો પરમાત્માનો મહિમા છે કે જે મહિમાવડે બ્રહ્મનું ચક્ર ભ્રમણ કર્યાજ કરે છે. ૧

તે પરમાત્મા સદા આ સર્વને વ્યાપીને રહેલા છે, તેઓ સર્વ વસ્તુના જ્ઞાતા છે. તે કાળના અધિપતિ છે, તે સર્વ પ્રકારના ગુણોથી યુક્ત છે, તેઓ ત્રિકાળજ્ઞ કહેવાય છે, તથા પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશરૂપ માનવામાં આવતી સૃષ્ટિ કે જેના તેઓ નિયામક છે તે વિપરિમાણને તેના વડે પામ્યા કરે છે, અર્થાત્ તેની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કાળે કરીને થયા જ કરે છે. ૨

આ જગત્‌ની ઉત્પત્તિ કર્યા પછી તથા કર્તા ભોક્તાપણાના ગુણથી નિવૃત્ત થઈ પરમાત્મા, જીવને પ્રકૃતિના તત્ત્વની સાથે જોડે છે. આ તત્ત્વ જે જોડવામાં આવે છે તે તત્ત્વ એક હોય છે, બે હોય છે, ત્રણ હોય છે અથવા આઠ હોય છે. તેમ જ જીવનો કામની સાથે અથવા તો બુદ્ધિના સૂક્ષ્મ ગુણોની સાથે સંયોગ કરવામાં આવે છે. ૩

ગુણવડે યુક્ત એવાં કર્મોને કર્યા પછી તે કર્મોને તથા તેના સર્વ ભાવોને પરમાત્માને વિષે જે મનુષ્ય યોજે છે, તેનાં કર્મનો નાશ થવાને લીધે પ્રકૃતિના તત્ત્વથી ભિન્ન એવી ગતિને તે પામે છે, અર્થાત તે બ્રહ્મભાવને પામે છે. કારણ તેનાં કર્મનો ક્ષય થવાથી તેને કર્મનાં ફળ ભોગવવાનો અવકાશ રહેતો નથી. ૪

આ પરમાત્મા સર્વના આદિરૂપ છે, જે કારણોને લીધે શરીર આત્મા સાથે જોડાય છે, તેના હેતુરૂપ પરમાત્મા છે. ભૂત ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણ પ્રકારના કાળથી તે ઉત્કૃષ્ટ છે. તે કોઈ પણ કળાથી રહિત છે. જે પરમાત્માનું સ્વરૂપ વિશ્વરૂપ છે, જે સત્ય કારણરૂપ છે તથા જે અંતઃકરણને વિષે રહે છે, તે ઉપાસના કરે છે, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૫

જે પરમાત્મા સંસારરૂપી વૃક્ષ તથા કાળના રૂપોથી ઉત્કૃષ્ટ છે, જેના આશ્રયને લીધે આ આખું વિશ્વ પરિણામને પામ્યા કરે છે, અર્થાત ઉત્પત્તિ થયા પછી સ્થિતિ તથા લય અને લયમાંથી પાછી ઉત્પત્તિ આ પ્રમાણે ક્રમ ચાલ્યા કરે છે, જે ધર્મના પ્રવર્તક તથા પાપના નાશકર્તા છે, જે આત્માને વિષે રહેલા અનેક પ્રકારના વૈભવના અધિપતિ છે તથા જે પરમાત્મા અમૃતરૂપ છે તેને જે કોઈ ઓળખે છે તે બ્રહ્મભાવને પામે છે. ૬

સર્વ નિયંતાઓના પણ મહાન નિયંતા, સર્વ દેવતાઓના પરમ દૈવતરૂપ, સર્વ પતિઓના પતિરૂપ જે કાંઇ મહાન્ છે તે કરતાં પણ મહાનરૂપ, સ્વયંપ્રકાશરૂપ, તથા સર્વ ભૂવનોના નિયંતારૂપ આ પરમાત્માને અમે જાણીએ છીએ. ૭

તે કોઇ પણ કાર્યરૂપ અથવા કારણરૂપ હોતા નથી. તેના સરખું અથવા તો તેનાથી અધિક કોઈ પણ જોવામાં આવતું નથી. આ પરમાત્માની ઉત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની કહેવામાં આવે છે. વિવિધ કહેવાતું કારણ એ કે, તે શક્તિ તેને આશ્રયીને રહેલી છે. તથા તે શક્તિ તેના જ્ઞાન તથા બળ પ્રમાણે પ્રવર્તે છે. ૮

આ લોકને વિશે તેના કોઈ પણ અધિપતિ રૂપે નથી. તેમના કોઇ પણ નિયામક નથી. અથવા તો તેમનું કોઈ કારણરૂપ હોતું નથી. તે પોતે જ સર્વના કારણરૂપ તથા કારણના અધિપતિના પણ અધિપતિરૂપ છે. આ પરમાત્માના કોઇ ઉત્પાદક નથી, તથા તેમના કોઇ પણ પાલનકર્તા પણ નથી. ૯

જેવી રીતે કરોળીઓ સ્વાભાવિક રીતે કારણરૂપ પોતામાંથી ઉત્પન્ન તતુઓથી વેષ્ટિત થઇને રહે છે, તેમ પરમાત્મા પ્રધાનરૂપી માયાથી ઉત્પન્ન થયેલા નામરૂપાત્મક જગતરૂપી તંતુઓથી વેષ્ટિત થઇ રહે છે. આ રીતના પરમાત્મા મને બ્રહ્મભાવને પમાડો. ૧૦

આ એક દેવ સર્વ પ્રાણીમાત્રોને વિશે ગૂઢ થઇને રહેલા છે, તેઓ સર્વ વસ્તુને વ્યાપી રહેલા છે. તેઓ સર્વ પ્રાણીમાત્રના અતરાત્મારૂપ છે. તેઓ સર્વ કર્મોના નિયામક છે. તેઓ સર્વ પ્રાણીમાત્રને વિશે નિવાસ કરી રહેલા છે. તેઓ સાક્ષીરૂપ છે. તેઓ ચેતનરૂપ છે તથા તેઓ ગુણોથી રહિત છે. ૧૧

અનેક આત્માઓ જેઓ ક્રિયાથી રહિત છે, તેઓને આ પરમાત્મા એક છતાં વશને કરવાવાળા છે. આ દેવ એક બીજને અનેક પ્રકારે કરે છે જે વિવેકી પુરુષો પોતાના દેહને વિષે રહેલા આ પરમાત્માને જૂવે છે તે શાશ્વત સુખને પ્રાપ્ત થાય છે, પણ અન્ય પુરુષોને શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી. ૧૨

જે કાંઇ નિત્ય છે તે સર્વને વિશે તે પરમાત્મા નિત્ય છે. જે કાંઈ ચેતનયુક્ત જીવો છે તેને વિશે પરમાત્મા ચેતનરૂપ છે. આ દેવ એક છતાં સર્વ પ્રાણીમાત્રની કામનાઓને પૂરી પાડે છે. સાંખ્ય તથા યોગે કરી પ્રાપ્ત થવા યોગ્ય કારણ રૂપ આ પરબ્રહ્મને જે જાણે છે તે સર્વ બંધનોથી મુક્ત થાય છે. ૧૩

ટીકા—પરમાત્માની નિત્યતાને લીધે આત્માઓ નિત્ય કહેવાય છે.

**આ સૂર્ય** ભગવાનનો પ્રકાશ આ બ્રહ્મને વિષે હોતો નથી. ચંદ્રને વિશે તેમજ તારાઓને વિશે હોતો નથી. વિદ્યુત્‌નો પ્રકાશ પણ આ બ્રહ્મને વિશે હોતો નથી, તો પછી આ પાર્થિવ અગ્નિનો પ્રકાશ તો તેને વિશે ક્યાંથી જ હોય ? જ્યારે આ બ્રહ્મ પ્રકાશને પામે છે ત્યારે તેની સહાયતાથી સૂર્યચંદ્રાદિ સર્વ મહો પ્રકાશે છે. આ પરબ્રહ્મના પ્રકાશને લીધે જ સર્વ જગત્ પ્રકાશને પામેલ છે. ૧૪

આ ભૂવનના મધ્યને વિશે તે જ એક કેવળ હંસરૂપ છે. આ હંસ અગ્નિરૂપ છે, જેણે જળને વિષે પ્રવેશ કીધો છે. આ હંસરૂપી આત્માને ઓળખવાથી મનુષ્ય મૃત્યુનું અતિક્રમણ કરી શકે છે. મનુષ્યને છેવટનો ઉદ્દેશ પ્રાપ્ત કરવા આનાથી અન્ય કોઈ પણ માર્ગ નથી.૧૫

ટીકા—હંસ એટલે અવિદ્યાનો નાશ કરનાર આત્મા, જેમ અગ્નિ સર્વ કાષ્ટનો નાશ કરે છે તેમ

આત્મા અવિદ્યાનો નાશ કરે છે; તેથી આત્માને અગ્નિરૂપ કહેવામાં આવ્યો છે. તથા તે હૃદયને વિષે પ્રવેશ કરીને રહેલો હોવાથી તે અગ્નિરૂપી હ સજળને વિષે પ્રવેશ કર્યો છે એમ કહેવાય છે.

આ પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરવાવાળા છે, તે અખિલ વિશ્વના જ્ઞાતા છે, તે સર્વના આત્મારૂપ છે, તે સર્વના કારણરૂપ છે, તેઓ કાળના કર્તા કહેવાય છે, તે પૂર્ણપણાના સર્વ ગુણોથી યુક્ત છે, તે પ્રધાન મૂળ પ્રકૃતિના તથા ક્ષેત્રજ્ઞ–જીવોના પતિરૂપ છે, સત્ત્વાદિ ગુણોના તે નિયામક છે, તથા તેઓ સંસારને વિષે મોક્ષ, સ્થિતિ અને બધનના આપવાવાળા છે.૧૬

આ પરમાત્મા તન્મય અર્થાત્ જગતરૂપ છે, અમૃતરૂપ છે, તે નિયામકપણાના સ્વરૂપને વિશે રહે છે, તે સર્વજ્ઞ છે, સર્વત્ર વ્યાપક છે તથા જગતના પાલક છે. તે સર્વદા આ જગતને નિયમમાં રાખે છે. જગતના નિયમપણાને માટે તેનાથી અન્ય કોઈ પણ કારણ નથી. ૧૭

મોક્ષની ઇચ્છાવાળા માટે પરમાત્માને શરણે જવું જોઈએ. આ પરમાત્મા પોતાની વિદ્યાના પ્રકાશવાળા છે, એણે સૃષ્ટિના આરભ વખતે બ્રહ્માને ઉત્પન્ન કરી તેઓને વેદો આપ્યા છે. ૧૮

આ દેવ કોઈ પણ પ્રકારની કળાઓથી રહિત છે, તેઓ કર્મથી રહિત છે, તેઓ શાંત-રૂપ છે, તેઓ કોઈ પણ રીતના ભેદોથી રહિત છે, તેને કોઈ પણ રીતના આસગનો લેપ થતો નથી, તે અમૃતની પ્રાપ્તિ થવાના મુખ્ય સેતુરૂપ છે. વળી આ દેવ કાષ્ટ બળી રહ્યા પછી જેમ અગ્નિ પ્રકાશમાન હોય છે તેના સરખા તેઓ પ્રકાશે છે. ૧૯

જ્યારે મનુષ્યો ચર્મની માફક નિરાકાર આકાશને વીંટશે ત્યારે દેવના જ્ઞાન વિષે તેઓના દુઃખનો અત આવશે. અર્થાત્ આકાશને નિરવયવ હોવાથી તેને વીંટવું અશક્ય છે તેમ બ્રહ્મજ્ઞાન વિના દુઃખનો અત આવવો અશક્ય છે. ૨૦

પોતાના તપના પ્રભાવવડે તથા પરમાત્માની કૃપાવડે બ્રહ્મવેત્તા શ્વેતાશ્વતર મુનિ, ચાર આશ્રમો માહેલા જેઓ ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયા છે તેઓને સર્વ ઋષિ સમૂહોથી સમ્યક પ્રકારે ઉપાસવા યોગ્ય પરમ પવિત્ર બ્રહ્મસંબંધીનું આ રીતે વ્યાખ્યાન કરતા હતા. ૨૧

વેદાન્તને વિષે અતિશય ગુહ્ય તત્ત્વ, જેનો કલ્પના આરંભ વખતે હિરણ્યગર્ભાદિને ઉપ-દેશ કરાયો હતો તેનો ઉપદેશ મન, તથા ઇન્દ્રિયો જેને વશ નથી એવા પુત્ર અથવા શિષ્ય ને કરવો નહિ. ૨૨

જેઓ પરમાત્માને વિષે ઉત્કૃષ્ટ ભકિત થઈ હોય છે, તથા જેની પરમાત્માને વિષે દૃઢ [illegible] તેના [illegible] રીતે જ ગુરુને વિષે જેની દૃઢ ભક્તિ છે તેવા મહાત્મા પુરુષને અર્થે આ ઉપનિષ-[illegible] રહેલા ગૂઢ અર્થો પ્રકટ કરવામાં આવ્યા છે, મહાત્માને અર્થે આ અર્થો પ્રકટ કર-[illegible] આવ્યા છે.

**ॐ सहनाववतु सहना सुनक्तु सहवीर्य करवा वहे तेजास्विनावधीतमस्तु मा विद्विषावहै ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**



# આત્માની આકર્પકશક્તિ.

લેખકઃ–ડૉ. વેણુવિહારી.

( અનુસંધાન ગતાંકથી. )

## પાઠ ચોથો.

**પેટાભેદ–અંતઃપ્રવાહના પ્રકાર—બંન્ને તરફની પ્રચંડ શક્તિ, ઉપયોગની પદ્ધતિ, ગોપ્ય એજ તમારી શક્તિનું રહસ્ય છે, નિગ્રહથી વૃત્તિ બેફીકરી બનતી નથી, ઇચ્છામાં શક્તિ હોવાનો પુરાવો, રહસ્ય, મોટા પ્રસિદ્ધ પુરૂષોને થયેલો નિગ્રહનો ઉપયોગ, સામેની વ્યક્તિની શક્તિનો સ્વહીત માટે કેવી રીતે ઉપયોગ કરવો, સાવધતા, સ્તુતિ અને ખુશામતને બને તેમ ટાળો.**

પેટા ભેદ—પાછળ બતાવેલો આકર્ષક પુરૂષનો નમુનો ઉત્તમ કેવી રીતે બન્યો ? તેણે પોતે કયો અભ્યાસ આદર્યો હતો ? અને તેનુ શુ પરિણામ આવ્યુ ? આ પ્રશ્નો ઉભા થાય છે. ઉપર ઉપરથી જોતાં જો કે સહેલું દેખાતુ હોય તોપણ વસ્તુતઃ તે ઘણુંજ અઘરૂ છે; માટે મને તેના જવાબો આપવા દ્યો, થોડા વખત માટે પ્રત્યક્ષ ઉદાહરણ એક બાજુપર મૂકી, તમને જ અનુલક્ષીને બોલવા દ્યો જેથી તેનું ખરૂં હૃદગત્ તમારા સમજવામાં આવશે.

અંતઃપ્રવાહના પ્રકાર—ઇચ્છા એટલે કે અધિકાર વિકૃત એવી એક શક્તિ છે. પછી ભલે ને કોઈ પણ જાતની હોય ! આકર્ષકવ્યક્તિ પોતાની આસપાસની વ્યક્તિ ઉપર જે પ્રકારનો અધિકાર ચલાવે છે તેવાજ પ્રકારનો આ અધિકાર છે. હવે પછી અંતપ્રવાહ વારંવાર આવશે પણ તેટલા ઉપરથી એમ ન સમજવુ કે મનનો ભાવ વ્યક્ત કરવા માટે મે એવા કોઇ પણ શબ્દની યોજના કરી છે અંતઃપ્રવાહ આ શબ્દ સાંકેતિક અર્થે મુદ્દલે યોજવામાં આવ્યો નથી. ઇચ્છાશક્તિનું પરિણામ પણ વિદ્યુત્પ્રવાહ જેવું જ હોય છે. જો કે વિદ્યુત્ પ્રવાહના નેગેટીવ્હ પોઝીટીવ્હ નિયમો ઇચ્છાને લાગતા ન હોય તોપણ ઇચ્છાશક્તિના પ્રવાહનો નિયમ તત્સદ્દશજ છે.

બન્ને બાજુએ અસ્તિત્વ ધરાવતી પ્રચંડ શક્તિ–ઇચ્છા એટલે કે જેમ તેમ ભટકતી ઉલ્કા ન ધારતાં નિયમબદ્ધ રીતે સૂર્યમંડળની આસપાસ ફરનારો ગ્રહ છે એવી ધારણા ધારી લેઇને ચાલવાથી તમને તમારા જીવનમા ઘણા જ જશને પામી શકાય તેમ છે, ઇચ્છાની અંદર રહેલી શક્તિ અંતઃપ્રવાહના ભિન્ન ભિન્ન સ્વરૂપે વ્યક્ત થઇ શકે છે. અધીરાઈ, દ્વેષ, ઉડાઉપણું, ગર્વ, અનાવરતા, ઇત્યાદિ તેના ઉદાહરણો છે, તેમાં નીચામા નીચું સ્થળ ગર્વનુ છે, તે એટલા બધા ભીન્ન ભીન્ન સ્વરૂપે પ્રગટ થાય છે કે ભલા ભલા ગુણીજનો પણ કળી શકતા નથી કે પોતે ગર્વના ઘરમાં કેવી રીતે પ્રવેશ કર્યો.

**ઉપયોગમાં લેવાની પદ્ધતિ**—જ્યારે જ્યારે તમને તમારા અંતઃકરણમાં ઇચ્છાનો પ્રવાહ જણાઇ આવે ત્યારે તમારે તેના વેગને સહન કરવો જોઇએ. ઉત્પન્ન થએલી ઇચ્છાને પૂર્ણ કરવા માટે કોઈ પણ જાતની ધમપછાડ કરતા નહિ. ઉતાવળ કરતા નહિ, ધાંધલ કરતા નહિ, પણ શાંત થઇ જજો ! એટલે કે ઇચ્છા પૂર્ણ કરવાની ધમપછાડથી જે તમારી શક્તિનું હરણ થાય છે, તેનાથી તમે બચશો. એટલે કે તમે પોતાનુ સરક્ષણ કરી શકશો, એટલો જ ફાયદો મેળવશો એમ ન સમજતા પણ તે ઇચ્છા પૂર્ણ થાય ત્યા સુધી દીનપ્રતિદીન વધતું જતું એક આકર્ષકમંડળ તમે તમારી આસપાસ ફેલાવો છે

પહેલાં તો આપણ સર્વસાધારણપણે ગર્વના અંતપ્રવાહને કમજોર કરનારી એવી શક્તિને ગ્રહણ કરીશું. આ શકિત તે એ છે કે બીજાને પોતાના ચેલા બનાવવાની ઇચ્છા શક્તિ છે.

**ગૌપ્ય એ જ તમારી શક્તિનું રહસ્ય છે**—પ્રથમ તો ગૌપ્ય એટલે ગુપ્ત રાખવું. દરેક બાબત ગુપ્ત રાખવી એ બાબતનું રહસ્ય તમારે પહેલા જાણવુ જોઇએ. જ્યારે જ્યારે કોઇ પણ નવી બાતમી તમારા જાણવામા આવે, અને તે તમારા મિત્રોમા પ્રકટ કરવાની તમારી ઇચ્છા થાય ત્યારે તે વાત ગમે તેવી નજીવી હોય તો પણ તમારે તે વાતને ગુપ્ત રાખવી જોઇએ. કારણ કે વ્યકિતક આકર્ષણ મેળવવા માટે તમારી ઇચ્છા દમનનો પ્રયત્ન પ્રથમ કરવો જોઇશે. દરેક ગૌપ્ય એ તમારા મગજની સંગ્રાહક બેટરીનું એક માપ છે. અને તેને યોગ્ય રીતે સગ્રહી રાખવાથી જેવી રીતે બેંકમાં જમા કરેલા રૂપીયા જેમ વ્યાજથી વધતા જાય છે, તેમ તમારી વ્યક્તિક શક્તિ, તમે જેટલી જેટલી ઇચ્છાને દબાવતા જશો,તમારા મગજમા જ સગ્રહ કરતા જશો તેમ તેમ તે વધતી જ જશે. અને અંતે તે એટલી બધી શકિત ઉત્પન્ન કરે છે કે, તે વડે મુળની શક્તિ કરતાં બાહ્યની શક્તિ ગમે તેટલા પ્રમાણમાં આપણે સહેજે પ્રાપ્ત કરી શકીએ છીએ. જેટલાં જેટલાં વધારે ને વધારે ગુહ્યો તમે તમારા મગજમા ભેગા કરી શકશો, તેટલાં તેટલા તે સભાળી રાખવાની તમને વધારે ને વધારે ટેવ પડતી જશે. તેવીજ રીતે તમારા મનોવિકારોપર તમે તમારો જેટલો વધારે અધિકાર મેળવી શકશો તેટલો તમારી શક્તિનો ભંડાર વધ્યો જશે અને પાછો તે કદી જ ખાલી થઈ શકશે કે બગડશે નહિ, પણ ઉલટું જ્યારે તમારે કાંઇ પણ તેવું મહત્વનું કાર્ય કરવુ હશે ત્યારે તે શકિત્ત હાથ જોડી તમારી આજ્ઞા ઉપાડવા તૈયાર થઇ રહેશે

**નિગ્રહથી વૃત્તિ બેફીકર બનતી નથી**—હંમેશાં મનોનિગ્રહ કરવાથી બેદીકરાઇની વૃત્તિ વધી પડશે એવી બીક રાખવાની મુદ્દલે જરૂરત નથી ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેને દબાવી દેવાથી નષ્ટ થઇ એમ મુદ્દલે ધારતા નહિ. પણ એથી ઉલટું જેવી રીતે પ્રાણીના પ્રવાહને બાંધકામથી રોકવામા આવે તો તે પ્રવાહનો વેગ વધે છે, તેવી રીતે, ઇચ્છાના પ્રવાહને અટકાવવાનાં ઇચ્છાશક્તિનું જોર વધે છે. જ્યારે તે શક્તિનો ઉપયોગ કરવાનો સમય પ્રાપ્ત થશે તે સમયે તમને તેનો અનુભવ થશે ખરેખર તે સમયે તે એક મહાન શક્તિ બનશે.

**ઇચ્છાશકિતના અસ્તિત્વનો પુરાવો.**—ઇચ્છામાં શકિત છે એવું કદાચ તમે કદી જ અનુભવ્યું નહિ હોય, માટે હવે આપણે તેનો જરા વિચાર કરીએ. કોઇક સમયે એકાદ નવી બાતમી તમારા મિત્રને જણાવવાને તમે એટલા બધા ઉતાવળા થઇ જાવ છો કે ખાસ ગાડી કરીને વખત કવખતે પણ ઓચિંતા તેની પાસે જઈ ખડા થઈ જાઓ છો.

ત્યારે બોલો હવે જેણે આટલું કાર્ય કર્યું આટલી ગતી આપી તે શક્તિ કેવી પ્રચંડ હોવી જોઈએ ! બરોબર છે, તેનામાં તેવી શક્તિ ખાસ છે, એ વાત નિઃસંશય છે. આ શક્તિ તમારે ઘણીજ અગત્યની છે, માટે તમારે તેનો સંગ્રહ ખાસ કરીને કરવો જોઇએ. જો તમારે જશ મેળવવો હોય, સુખને આકર્ષવું હોય તો ખાસ કરીને તમારે આ શક્તિ અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ.

રહસ્ય—જેનો આપણે અંદાજ કરી શકતા નથી, તેવી વસ્તુને આપણે મહત્વ આપીએ છીએ. એ વાત હમેશા તમારે ધ્યાનમાં રાખવા જેવી છે. ઉંડા પાણી હમેશાં શાંત હોય છે તેવીજ રીતે આકર્ષક વ્યક્તિના વિચારસાગરમાં કોણ ડુબકી મારે તેમ છે ! વળી અધુરામાં પુરૂ ડુબકી મારવાની વાતનો દુર જ રહી પણ તેના ઉંડાણનુ અનુમાન પણ થઈ શકે તેમ નથી. તે વ્યક્તિ તમોને તેમ કરવાની મદદ જ આપતી નથી. તેનુ હૃદ્દગત કોઇથી કળ્યુ જાય તેમ છે જ નહિ, તમો પણ તેવા રહસ્યમય બનો, સામાન્ય જન જેવા ન રહો. તમારૂં પીછાણ એટલે તમારા સ્વભાવની જાણ, તમારી તેવી ઇચ્છા શિવાય કદી જ કોઈને પોતાનો ગાળ આપતા નહિ. હાલચાલમાં ઉતાવળીયાપણુ દર્શાવવાથી તમારી શક્તિની હાનિ થશે. સ્વભાવમાં વિચિત્રતા હોવાથી જ કાઇ આકર્ષક થઈ શકાતું નથી. સરળ સ્વભાવનો પણ સઘળા આદર કરેછે.

ખોટા ડાકડમાળથી ઉત્પન્ન કરેલી મોટાઇ, અને પોતાના કરતા સામા માણસની શ્રેષ્ટાઇથી ઉત્પન્ન થયેલો આદરભાવ એ બેમાં ઘણો જ ભેદ છે. તે કાળજીપૂર્વક ધ્યાનમા લેવો જોઇએ.જેમ બને તેમ તમારાં જ્ઞાનને સ્વભાવમા અને કલ્પનામાં ઉતરવા દેના નહિ. કારણ કે સ્વભાવાદિકના કબજામાં જો જ્ઞાન સપડાઈ જાય છે તો તે જ્ઞાનની ધુળધાણી થઈ જાય છે માટે સ્વભાવ સરળ રાખો અને જ્ઞાનને ચાલુ જ રહેવા દ્યો. સામાને તમારૂ રહસ્ય જાણવાની ઉત્સુક્તાને વધવા દ્યો. ઉત્સુક્તા વધારવાનો દાખલો-ધારો કે તમારો મિત્ર તમને કાંઈ નવા સમાચાર કહેવા આવ્યો છે જો તમો આ વિદ્યા જાણ્યા અને સમજ્યા પહેલાં આ જ વાત તમારા જાણવામાં આવત તો તમો અચબો પામ્યાનુ તમારી મુખમુદ્રા અને ચલવલણમાં જાહેર કરત. પણ તમારો ક્રમ હવે પલટાયલો હોવાથી તમારે તેની વાત પ્રેમપૂર્વક પણ ' શાંતી ' થી સાંભળી લેવી જોઇશે. હવે તે બાબત સંબંધી વધારે પૂછપરછ કરતા નહિ. એટલે શું થશે કે જે અજાણી વાતથી તમે જે અચબો પામવાના હતા તેને બદલી તમારી આ શાંત વૃત્તિ અને ગંભીરાઈથી તમારો મિત્ર અજાયબ થઈ જશે. કારણ કે જે બાબત તેને આટલી બધી મહત્વની લાગી, કે જે વાત તમને જણાવવા તે અધીરો બન્યો તે વાત સાંભળી તમારામાં બાહ્ય કાંઈ પણ ફેરફાર થયેલો તેના જોવામાં ન આવ્યો ભલે જોઈએ તો તે મહત્વની વાત છે એવું તમો ધારો છો એમ તે જાણી જાય તો પણ કાંઈ હરકત જેવું નથી. પણ તે સમયે તેને એવો ભાસ થવા દ્યો કે, તમારૂ મન તેના જેટલું તે વાત સાંભળવાને ઉતાવળુ બન્યુ નથી. આ વાત કહેવા જતાં આવો બનાવ બનશે એવી એને કલ્પના સરખી હોતી નથી, અને તેથી જ તે તમારાપર આ બાબતનો આરોપ કરી શકશે નહિ. જેથી તેના હૃદયમા તમારા માટે આદરભાવ ઉત્પન્ન થશે. આ પ્રમાણે જ્યા તમે તેની ઉત્સુકતામાં વધારો કરશો કે તેના હૃદયમાં એવી જ ભાવના ઉત્પન્ન

થશે કે તમે પોતે સાધારણ માણસ નથી પણ તમારામાં કાંઈ રહસ્ય સમાયેલું છે, એટલે કે તમે અલૌકિક છો.

**મોટા પ્રસિદ્ધ પુરૂષોને નિગ્રહવડે થયેલો ઉપયોગ**—કટાકટીના સમયમાં જ્યાં જીવનું જોખમ થ ાની વાત હોય ત્યાં જ્યારે સમાજ, લશ્કર, અગર પોતાનાં અનુયાયીઓ કાર્યક્ષેત્રમાંથી પલાયન કરવાની અણી ઉપર આવી ગયા હોય છે, ત્યારે કાર્યકર્તા પુરૂષો, સેનાપતિઓ, સમાજના અગ્રેસરો ફક્ત પોતાના વિગ્રહી વર્તનથી બીકણ બિચારા જેવા માણસોને પોતાના પક્ષમાં લેઈ, અસંતુષ્ટ અનુયાયીઓને પોતાના સહકારીત્વમાં જોડયાના દાખલા ઘણા મળી આવે છે. આધુનિક જમાનામા લોકમાન્ય ટીલકે પણ પોતાના નિગ્રહી વર્તને જે જે કામો કર્યા છે તે હાલ જગજાહેર છે, તેવી જ રીતે મહાત્મા ગાંધી જે જે શાશન ચલાવી રહ્યા છે તે પણ કેવળ તેમના એકલાના જ નિગ્રહી સ્વભાવનુ પરિણામ છે. જો કાર્યકર્મમાં કાંઈ જ પછાત પડાતું હોય તો તે કેવળ અનુયાયીઓએ પોતાના મનોનિગ્રહને કેળવ્યો નથી તે જ છે. માટે અગ્રેસર કાર્યવાહક બનવા તથા કાર્યવાહકના અનુયાયી બનનારાઓને પહેલાં પોતાના મનોનિગ્રહને કેળવી અનુભવ લેતા લેતાં જો કાર્યવાહકના અનુયાયી બને તો દરેક વાત થોડા શ્રમથી અને ટુંક મુદતમાં પ્રાપ્ત થઈ શકે તેમ છે, માટે, તે તરફ દુર્લક્ષ ન થવુ જોઇએ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય ભગવાને એક ઠેકાણે કહ્યું છે કે—

તેજ જીવે છે તેજ જીવે છે મથી મરે જે સુખી થવા,<br>
સફળ થાઓ કે નિષ્ફળ થાઓ તો પણ તે જીવતા ગણવા.

આધુનિક જમાનામાં મહાત્મા ગાંધીજીને લોકપક્ષ જે મહત્વ આપી રહ્યો છે તે કેવળ તેમના આત્મવિશ્વાસને લીધે જ, સદ્‌ગત્ લોકમાન્ય ગણાયા તે કેવળ તેમના નિગ્રહી વર્તનને લીધે જ, સ્પષ્ટપણે કહેવાનુ એટલે આકર્ષણની મહત્તમ શકિતને લીધે જ, આ પ્રમાણે સઘળુ બનવા પામ્યુ છે. માટે આકર્ષણશક્તિનો અભ્યાસ કરવો એ પ્રત્યેક સ્ત્રી પુરૂષનુ પ્રથમ કર્તવ્ય છે. જેથી અર્થ, કામ અને મોક્ષ સધાય છે.

**સામેની વ્યક્તિની શક્તિનો** સ્વહિત માટે કેવી રીતે ઉપયોગ કરવો—વળી બીજી એ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે, ચુપ રહેવુ એટલે કે સહવાસની અપ્રિયતા નથી. જે કાંઈ બોલવું હોય તે યોગ્ય પ્રસંગે યોગ્ય હોય તે જ બોલો. ગુપ્ત વાતો મનમા જ રાખી ઘડીએ પળે વિચાર કરવાની ટેવ પાડો. બીજાઓ ફક્ત તમારે માટે ભલે અનુમાનો કરતા જ બેસે. ફરીથી એક વખત કહું છું કે, જનસમાજમાં જ્યાં સુધી તમે દુર્બોધ હશો, ત્યાં સુધી ત્યાં તમો પ્રચંડ શક્તિવાન છો, પણ જો આસપાસના માણસોની ઉત્સુકતાનો ભંગ કરશો, વિદ્યુતપ્રવાહ ચાલુ થતાં સંગ્રાહક Accumulador માની શક્તિ જેમ નષ્ટ થાય છે, તેમ તમારા અંતઃપ્રવાહમાંની શક્તિ તમે ગુમાવી બેસશો. કારણ કે આવક જાવકના આંકડા બરોબર થતા તમારામાં આકર્ષકશકિત રહેશે નહિ. પણ એથી ઉલટુ જો તમો તમારી વાતો, બાબતો ગુપ્ત રાખશો તો, એટલે કે બીજાઓની ઉત્સુકતા પૂર્ણ કરવાનું જો તમે તજશો તો, તમે પોતે સાક્ષાત્ આકર્ષણશક્તિની મૂર્તિ બનશો ત્યાસુધી તમો ચુબક અને બીજા લોખડ જેથી લોખંડ જેમ લોહચુંબક તરફ આકર્ષાઈ આવે છે તેમ જનસમાજ તમારા તરફ આકર્ષાઇ આવશે જ. જેવી રીતે કે મહાત્મા ગાંધીજી. તરફ હાલ જન સમાજ આકર્ષાઈ આવે છે તેમ.

સાવધતા—જે વિશેશ આવેશવાળા અને આરંભે શુરા હશે તેમનાથી હમેશા સાવધ રહેવું જોઇશે તમારા ડહાપણનો, તમારી વિવેકશક્તિનો અને યુક્તિઓનો ઉપયોગ વિશેષે કરીને શરૂઆતમા સારી રીતે કરવો જોઈએ. વર્તણુકમા થયેલા ફેરફારની કુચી જો બીજાના જાણવામાં આવશે તો તે તમારા યશોલાભમાં લગભગ ઘાતક થઇ પડશે. વિશેષે કરીને જણાવવાનું કે, સામા પાસેથી કોઇ પણ વાત કઢાવી લેતી વખતે પોતાની સ્પષ્ટ અગર અસ્પષ્ટ ઉત્સુકતા છે, એવી સામા માણસને ઝાખી સરખી ન થઈ જાય તે માટે ઘણા જ સાવધ રહેજો ખાસ ઉત્સુકતાને પ્રકટ કરવાને સ્વપ્ને પણ પ્રયત્ન કરશો નહિ. તમારા અભ્યાસ સબંધી તમારી સંકળના સબધી અગર ઇચ્છાઓ સબધી બીજાની આગળ એક અક્ષર પણ ભૂલે ચુકે ઉચ્ચારશો નહિ, કારણ કે તેમ કરવાથી લોકોને સાવધ થવાની સંધી મળે છે. "સ્વત' વિષે બીજાને માહિતી આપી સ્વતંના ગર્વનું પોષણ કરવાનુ તજી દેવું જોઈએ." એવો આકર્ષક શક્તિનો મુખ્ય નિયમ છે, પોતાના કાર્યની માહિતી લોકોને જાહેર કરવાથી આકર્ષકશક્તિનો મુખ્ય નિયમ તમારા હાથે તુટશે જેથી કરીને તમારા અભ્યાસમાં ખલેલ પહોંચશે. એટલે કે તમારા અભ્યાસનો ઘાત થશે

સ્તુતિ અને ખુશામત એ બેને તમે તિલાંજલી આપો, એટલે કે ભયંકરતાથી તજો–આકર્ષક માણસ કદી જ પોતાના સબધી કાંઇ પણ કહેતો નથી અર્થાત્ બીજાનું મન આકર્ષવામાં તેણે જેટલી પ્રવિણતા દર્શાવી હશે, તેટલા તેના સંબધી લોકો તેની સ્તુતિના ઉદ્ગારો વિશેષ કાઢશે, જેથી કરીને તેના હૃદયમા ગર્વ ઉત્પન્ન થવાનો સભવ હોય છે.

તમે કદાચ એમ કહેશો કે, આ સૂચન મારે માટે નથી. કારણ કે, મેં કદી જ ખુશામતની ઇચ્છા બતાવી નથી, જો આ વાત નિર્વિવાદ સત્ય જ હોય તો તમો હજારોમાં એક અપવાદ રૂપે છો' એમ કહેવું પડશે. દરેકને સાબાશીની હોશ હોય છે જ હોય છે; કેટલાકોને આ હોંશ ભયકર વિશેષતામા હોય છે અને કેટલાકમા ક્ષુલ્લક હોય છે, પણ હોય છે ખાસ, જે શાબાસીની હોશ વધારે હોય છે અને તે મેળવવા માટે ઘણા જ ધંપછાડા કરે છે તેને તે પ્રાપ્ત થતી નથી. અને જો કદાચ કાઇક અંશમા પ્રાપ્ત થાય છે તો તેનુ પ્રમાણ બહુજ થોડું હોય છે. કારણ કે, અંત પ્રવાહની આ પ્રમાણેની આકર્ષણ કરનારી શકિત તેઓએ ગુમાવેલી હોય છે.

---

## પાઠ પાંચમો

### શાબાશી મેળવવાની ઉમેદ એ એક ભયંકર શક્તિ છે—તેનો સંગ્રહ કરી કેવી રીત ઉપયોગ કરવો–તેના પંઝામાંથી છટકવાનાં સાધનો–થોડાજ વખતમાં તમોને ઘણોજ ફેરક પડેલો જણાશે.

શાબાશી મેળવવાની ઉમેદ એ એક ભયકર શક્તિ છે. તમે તમારા ગત વર્તણુકનુ જરા સિંહાવલોકન કરો, એટલે એકાદ વાતથી પોતાની મોટાઈના સામર્થ્ય અગર મહત્વનું પ્રસક્ષ અગર પ્રયાયે પ્રતિબિંબ પડતું હોય તો તે શ્રોતાઓને કહેવા માટે આપણે કેટલા બધા ઉત્સુક થતા હતા તેની તમને સ્મૃતિ થશે. આ ઉત્સુક્તાને જ શાબાસીની ઉમેદ કહેવાય છે. માનવી પ્રાણીની જન્મ સિદ્ધ આ એક શક્તિ છે. કોઈ કોઈ સ્થળે જનાવરોમાં

પણ આ શક્તિ નજરે પડે છે. આવી આ શક્તિ પોતાનામા છે એમ જાણી કોઇએ ખીન્ન થવુ ન જોઈએ, કારણકે, તે માણસમાં જન્મ સિદ્ધ હોય છે. તેનું મહત્વ એટલું જ છે કે, તેનો ઉપયોગ વિરૂદ્ધ કરવાથી તે આપણને ઘાતક નિવડે છે.

આ શક્તિનો સંગ્રહ કરી તેનો ઉપયોગ કેવી રીતે કરવો—જે બાબત વડે આપણને મહત્વ મળે, એવી વાત કહેવાને સાધારણ માણસ એટલો બધો ઉતાવળો બને છે કે તે વાત હુ ક્યારે બીજાને જણાવી દઉં એમ તેને થઈ જાય છે સેંકડે નવ્વાણું ટકા આવા પ્રકારના માણસો હોય છે. કારણ કે નિસર્ગની એકંદર મહત્તમ ગુપ્ત શક્તિમાંની શાબાશીની ઉમેદ એક છે, એ વાતથી તેઓ અજાણ્યા હોય છે. આ શક્તિને લીધે આપણે ઘણી વખત પોતાની ઇચ્છાવિરૂદ્ધ અને પોતાના હમેશના મતની વિરૂદ્ધ, તેમ જ સદ્વિવેક બુદ્ધિ વિરૂદ્ધ વિવેકશક્તિ વિરૂદ્ધનુ કાર્ય કરવા માટે તત્પર થઈએ છીએ, એ વાત જાણવામાં આવતી નથી. આ ગુપ્ત પણ અનાવર શક્તિ અંતઃપ્રવાહનો એક નમુનો હોઇ, તેનો સ્વતઃ માટે ઉપયોગ કરી ફાયદો લેવાને બદલે, તે ઇચ્છાને પૂર્ણ કરવાથી વિદ્યુત્તસંગ્રાહક યંત્રમાંથી ચિણગારી નિકળતાં તે જેવી રીતે ખાલી થઇ જાય છે, તેવી રીતે આપણે શક્તિહીન બની છીએ, અને તે પણ પહેલા કરતાં ઘણા જ શક્તિહીન બનીએ છીએ. એવું મુદ્દલ ભાન રહેતું નથી.

તેના પંઝામાથી છટકવાના સાધનો—આ એક જ વિષયને હાથમા લ્યો; અને શાબાશી મેળવવાની ઇચ્છાને કેટલાક સમય સુધી બને તેટલા પ્રયત્ને દબાવી રાખો. તદ્દન નજીવી બાબતમા પણ તેને પૂર્ણ થવા દેશો નહિ. આ અભ્યાસ તમને ઘણોજ વસમો લાગશે. અને તેમ થતાં, પોતાનામા અસ્તિત્વ ધરાવતી આ શક્તિનો તમને અનુભવ થશે. સામેની બીજી વ્યક્તિની તદ્‌વિરૂદ્ધ શક્તિને તે મળવા ઇચ્છે છે. માટે આ શક્તિને જો કબજે રાખી શકાય તોજ તમે આકર્ષક બની શકશો.

થોડા જ વખતમાં તમને ઘણો જ ફરક પડેલો જણાશે.—ઉપર બતાવેલા નિયમ પ્રમાણે જ્યાં તમે અભ્યાસ કરવા માંડશો કે થોડા જ સમય વ્યતિત થતાં તમારામાં ઘણોજ ફરક પડેલો માલુમ પડશે. પોતાની યોગ્યતાની ઉંચી કલ્પના તમને આવવા માંડશે. સહેજ રીતે તમારામાં ઉમદાપણું પ્રવિષ્ટ થશે " જેથી કરીને પોતાની ફરજની તમને જાણ થશે આ પ્રમાણે દરેક ઇચ્છારૂપ શક્તિનો જ્યા તમે નિગ્રહ કરવા માંડ્યો એટલે તેનો પ્રભાવ તમને તમારા જ્ઞાનતંતુમાથી સ્પષ્ટ રીતે માલુમ પડશે. તમારા પ્રત્યે બીજાઓની વર્તણુકમાં ફરક પડેલો જણાશે તમારા સહવાસમાં રહેવાની, તમારી સાથે વાતચિત કરવાને અને વારવાર તમારી મુલાકાત લેવાની તેઓની ઇચ્છા સ્પષ્ટ રીતે તમારા જોવા જાણવામાં આવશે. અનુપ્ત ઇચ્છારૂપ શક્તિનો ઉપર જણાવેલો નિયમ જો તમે ધ્યાનમાં રાખશો તો આ શક્તિ હંમેશાં કાયમ તો શું પણ વધારવાની સત્તા પણ તમારા હાથમાં રહેશે. તમારા સ્નેહીઓની તમારા પ્રત્યેની પ્રેમભક્તિ કાયમ રાખો, પણ તેમ તમે મુદ્દામ કરો છો એની તેઓને મુદ્દલે જાણ થવા દેતા નહિ.

# તમારે તમારા જીવનના દ્રષ્ટા બનવું જોઇએ.

મનુષ્ય માત્રે દરરોજ, દર મહિને અને દર વર્ષે શું કમાય છે તેનું સરવૈયું કાઢવું જોઇએ. સરવાયુ કાઢવાનો રીવાજ વેપારીઓમા હોય છે તે દરરોજ શું કમાય છે તેનો હિસાબ રાખે છે, આ જ પ્રમાણે દરેક મનુષ્યે દરરોજ પોતે પોતાના ઉન્નતિ ક્રમના માર્ગે કેટલો આગળ વધ્યો છે. તેનુ સરવાયુ કાઢવું જોઇએ. બીજા માણસો શું કરે છે, કેમ જીવન ગાળે છે. તેની દેખરેખ રાખનારા ઘણા મળી આવશે, પણ પોતાનુ જીવન પોતે કેવા પ્રકારનું ગાળે છે. તેના ઉપર ભાગ્યે જ લક્ષ આપે છે.

સ્હવારમાં ઉઠયા પછીથી તે રાત્રે સુતા સુધીમાં પોતે કેવા પ્રકારનું જીવન ગાળ્યું છે, આજનો દિવસ સફળ ગયો કે નિષ્ફળ ગયો તેનો હિસાબ ભાગ્યે જ કોઇ કાઢે છે. હમેશાં તમે બીજાના દ્રષ્ટા થવા કરતાં તમારા પોતાના જ દ્રષ્ટા બનો, તમારૂં જીવન ઉચ્ચ ગાળવાની પ્રતિજ્ઞા લ્યો. સ્હવારમા જ નિશ્ચય કરો કે આજનું જીવન તો ઉચ્ચ પ્રકારે ગાળીશ સાઝે વિચાર કરવો કે સહવારે લીધેલી પ્રતિજ્ઞા પાળી છે કે નહિ ? અને પોતે કેવુ જીવન ગાળ્યું છે. ઉચ્ચજીવન ગાળનારા મનુષ્યો જ જીવનનો સદુપયોગ કરે છે. તમે તમારા જીવનના સદુપયોગ કરજો.

એક નિશ્ચય એવો રાખવો કે 'હુ બ્રહ્મ છું.' જ્યારે તમે આવો નિશ્ચય રાખશો ત્યારે તમારે બ્રહ્મમય જીવન ગાળવું જોઇશે, બ્રહ્મના અર્થાત આત્માનાં ઉચ્ચ લક્ષણો તમારામા સ્વભાવસિદ્ધ કરવા કાળજી રાખવી જોઇશે. તમારૂ ઉચ્ચ આદર્શ બ્રહ્મ હોવાથી તમે બ્રહ્મમય થાઓ ત્યાં સુધી તમારે તમારા જીવનને તેમય થવા યત્ન કરવો જોઇશે. તેથી ઉલ્ટા રસ્તે તમારાથી જવાશે નહી. કહ્યુ છે કે "જે જેવુ ચિંતન કરે તે તે મય થઈ જાય' આ ન્યાયે તમે જો બ્રહ્મનું ચિંતન કરતા રહેશો તો આખરે બ્રહ્મનો અનુભવ કરી શકશો.

તમારા આચાર અને વિચાર બન્ને ઉંચા પ્રકારના હોવા જોઇએ. તમે વિચારથી કે આચારથી કોઇને હાનિ નહિ કરી શકો, સર્વને તમારા આત્માતુલ્ય માનતાં શીખવું પડશે. સર્વ પ્રતિ પ્રેમ, મમતા અને સ્નેહભાવ રાખવો પડશે. તમારા જીવનનો સદુપયોગ કરવા માટે તમને જેટલી ક્ષણ મળે તેટલી ક્ષણો અન્યનું ભલું કરવામા ગાળવી પડશે. હંમેશાં જીવન ઉચ્ચ થાય, તેજ લક્ષ્ય રાખવુ પડશે. દુરાચરથી દૂર નાસવું પડશે કદી પણ કોઇના પ્રતિ ઉશ્કેરાઇ જવાની ટેવ રાખવી નહિ. સ્હવારથી જ એક પ્રતિજ્ઞા કરવી કે આજનું જીવન ઉચ્ચ ગાળીશ સત્ય બોલીશ, આ પ્રમાણે આખો દિવસ તમે કરેલી પ્રતિજ્ઞા પાળવા લક્ષ આપજો, તમારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાય એવાં અનેક કારણો મળશે, તે વખતે પણ તમે અસત્ય નહિ બોલો તો તમારી પ્રતિજ્ઞા પળાશે. તમને હાનિ થવા વખત આવે, લાભ જતો રહેતો હોય ત્યા પણ તમારે કદી સત્યનો ત્યાગ ન કરવો. આ એક જ ગુણને ધારણ કરવાનો અભ્યાસ પડતા તે સ્વભાવસિદ્ધ થશે.

ઉચ્ચજીવન ગાળનારે પોતાના જીવનની જ દેખરેખ રાખવી ઘટે છે, તેણે પારકી પચાત કરવાની ટેવને છોડી દેવી જોઇએ. કોઈ આમ કરે છે ને ફલાણો તેમ કરે છે એવી કુથલી કદી કરવી નહિ તેમ સાભળવી નહિ. માત્ર પોતે પોતાના જીવનપથથી ભ્રષ્ટ ન થઇ જાય એટલી કાળજી રાખવી. તેમને ક્રોધ ઘણો ચઢતો હોય તો ક્રોધનો ત્યાગ કરી શાંત રહેવાની પ્રતિજ્ઞા કરવી અને દિવસમા ગમે તેવા ક્રોધ ઉત્પન્ન કરે તેવા પ્રસંગો આમ થાય ત્યાં પણ તમારે ક્રોધ કદી કરવો નહિ. સહવારથી સાંજ સુધી બરોબર સાવચેતી રાખવી. જેમ તમે તમારા વેપારમાં ખોટ ન જાય તેની સાવચેતી રાખો છો, પડતર કરતાં ઓછી કિંમતે વેચાઇ ન જાય તેની કાળજી રાખો છો, તેમ તમારે તમારા વર્તનમા પણ કરેલી પ્રતિજ્ઞાથી વિરૂદ્ધ વર્તન ન થાય તેની કાળજી રાખવી જોઇએ અને સાંજે વિચાર કરવો જોઇએ કે આજે તમે કેવું વર્તન રાખ્યું.

જેમ વેપારમા સરવાયુ કહાડવામા આવે છે તેમ દરેક મનુષ્યે પોતાના આચાર-વિચારમા કેટલા આગળ વધ્યા તેનુ સરવાયુ કાઢવુ ઘટે છે. પોતાનુ જીવન કેટલે દરજ્જે ઉચ્ચ બન્યુ તેનુ સરવાયુ કાઢવુ ઘટે છે. પોતે કેવું જીવન ગાળવું છે તે પ્રથમ નક્કી કરવુ જોઇએ અને તે પછી તે નક્કી કરેલા માર્ગે ચાલવુ જોઇએ. સંસારની કોઇપણ વસ્તુ કરતા તમારે તમારા જીવનની કિંમત અધિક આંકવી ઘટે છે. ગયેલો સમય જેમ ફરી આવતો નથી તેમ વિતેલુ જીવન પાછુ નથી મળતુ એમ જાણી જીવનનો હમેશાં સદુપયોગ કરવો.

મનુષ્યમાત્રમા ઇશ્વરનો અંશ છે એ આપણે જાણીએ છીએ, મારામાં, તમારામાં અને સર્વમા ઇશ્વરનો અંશ છે. ઇશ્વર સર્વત્ર વ્યાપક છે એમ સર્વ ધર્મશાસ્ત્રો કહે છે. મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે તેને તે પ્રયત્નથી પ્રત્યક્ષ સિદ્ધ કરી શકે છે. જાણેલી વસ્તુનો જ્યા સુધી અનુભવ થતો નથી ત્યા સુધી જાણેલુ નકામુ છે. તમે તમારામા રહેલા ઈશ્વરના અંશને જ્યા સુધી પ્રકટ નથી કરી શકતા ત્યાં સુધી તમારૂં જીવન મિથ્યા છે. પોતામાં રહેલા ઇશ્વરના અંશનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જ મનુષ્યનો જન્મ છે. આ ઇશ્વરના અંશનો–પરમાત્માનો મનુષ્યે પ્રયત્નથી સાક્ષાત્કાર કરવો એ તેનુ મુખ્ય કર્તવ્ય છે. તેનો સાક્ષાત્કાર કરવા માટે તેણે પોતાનું જીવન ગાળવુ, જે જે કરવું ઘટે તે કરવુ, જ્યારે તે પોતાના આત્માનો અનુભવ કરે છે ત્યારે આત્માની અમૂલ્ય શક્તિઓનો તેનામાં આવિર્ભાવ થાય છે.

પરમાત્માની જે સર્વજ્ઞને સર્વ શક્તિમાનપણાની શક્તિઓ છે તે સર્વ મનુષ્ય પોતામાં પ્રકટાવી શકે છે. તે પ્રકટાવવા માટે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો જોઇએ. પૂર્વે અનેક મહાપુરુષોએ ઇશ્વરનો સાક્ષાત્કાર પોતાના મનુષ્યાવતારમા કરેલો છે, તેમને આપણે ઇશ્વરાવતાર તરીકે પૂજીયે છીયે. અનેક ઋષિમુનિઓયે ઇશ્વરનાં પ્રત્યક્ષ દર્શન કરી પોતામા ઇશ્વરની સિદ્ધિઓને પ્રત્યક્ષ કરી હતી. આ સર્વ આપણે આપણાં ધર્મશાસ્ત્રો ઉપરથી જાણીયે છીએ. તે તે મહાપુરુષોએ પોતે જેવા વર્તનથી આત્માનો સાક્ષાત્કાર કરેલો તે સર્વ શાસ્ત્રોમાં જણાવ્યુ છે. આપણે તેવું વર્તન સેવીએ, તો જરૂર આપણને પણ ઇશ્વરનો સાક્ષાત્કાર થવાનો.

કોઇ પણ વસ્તુ પ્રયત્નથી મેળવી શકાય છે. કહ્યુ છે કેઃ ' મનુષ્ય પોતે પોતાને જેવો કરવા ધારે છે તેવો તે થઇ શકે છે. ' આ વાત સાચી છે તમે જો દેવ થવા ધારશો તો દેવ

થશો, અને જડ–મૂર્ખ થવા ધારશો તો તેવા થશો, તમે ધર્માત્મા થવા ધારશો તો તેવા થશો અને પાપાત્મા થવા ધારશો તો તેવા થશો. તમે જેવું જીવન ગાળશો તેવા તમે થશો, ઉચ્ચ થવા માટે ઉચ્ચ જીવન ગાળો અને નીચ થવા માટે નીચ જીવન ગાળી તમને જેવા થવું ગમે તેવા તમે થઇ શકશો. તમારો જન્મ ઇશ્વરનો સાક્ષાત્કાર કરી અનંત સુખ અને આનંદનો અનુભવ કરવા માટે છે. વ્યવહાર પણ તમારા જીવન માટે છે, તમારૂં જીવન કાંઇ વ્યવહાર માટે નથી. તમે આજકાલ વ્યવહારમા રચીપચી રહો છો અને પરમાર્થને ભૂલી જાઓ છો તેથી દુઃખી થાઓ છો.

જેમ એક માણસ અહિંથી પોતાના બૈરી, છોકરા, મા બાપ વિગેરે સર્વને મૂકી પરદેશ કમાવા માટે જાય. ત્યાંથી દ્રવ્ય કમાઇને પાછા આવવાનો તેનો નિશ્ચય હોવા છતાં ત્યાં જઇ દ્રવ્ય કમાવાની વાત ભૂલી જાય, ઘરના સગાં સબધીને ભૂલી જાય અને ત્યાં જ ફરી લગ્ન કરે, પ્રજા મેળવે, નવા સગા કરી ત્યા રહે અને દ્રવ્ય કમાઈ ઘેર જવાનુ ભૂલી જાય. હવે તેને ત્યાં માત્ર અમુક વર્ષ સુધી જ રહેવાનુ હોય તેટલી મુદતમા જેટલું કમાવું હોય તેટલું કમાઇ મુદત થતા પાછા ઘેર જવાનુ હોય તે વાત તે ભુલી જાય અને નવાં બૈરી છોકરાંમાં રચ્યો મચ્યો રહે. હવે મુદત થતા જે કમાણી કરી હોય તે લઇને તેને પાછા જવાનું હોય તે વખતે તેની પાસે કાંઇ કમાણી ન હોય પણ ઉલટુ દેવુ થઇ ગયું હોય, હવે તેણે તે દેવું તો ઘેરથી પણ મોકલી આપવાનુ જ હોય, આવા માણસને જ્યારે ઘેર પાછા જવાની મુદત આવે ત્યારે સમજાય છે કે આપણે અહિં આવી કાંઇ કમાયા નહિ તે ભૂલ કરી. હવે પાછા ખાલી હાથે જવું પડશે. આવી જ સર્વની દશા છે. આપણો આત્મા અમર છે. તેને માત્ર પ્રારબ્ધના સંસ્કારને લઈ આ જન્મ લેવો પડયો છે. તે જો આ જન્મમાં પ્રયત્નવડે મળેલા જીવનનો સદુપયોગ કરી ઇશ્વરનો પોતાનામા સાક્ષાત્કાર કરી શકે, ઇશ્વરને ઓળખી શકે તો પછી તેને ફરી આ દેહ ધારણ કરવો ન પડે અને આત્માના અખંડ સુખની પ્રાપ્તિ થાય.

દરેક મનુષ્ય પોતાનું કર્તવ્ય શું છે તે ભૂલી જાય છે. તેને સમજણમાં આવ્યા પછી જાણે વ્યવહારમા જ રચીપચી રહેવાનું હોય એમ લાગે છે. આખો દિવસ ધધો રોજગાર કરે, ઘણા સાચજૂઠ પણ કરે, પ્રપંચ કરે, અનીતિથી દ્રવ્ય મેળવવા તૈયાર થાય, સ્ત્રી પુત્રાદિકમાં પોતાનું સર્વસ્વ માને અને માત્ર દ્રવ્ય કમાવાનો પ્રયત્ન કરવામાં પોતાના જીવનનું સર્વસ્વ રહેલું છે એમ માની વર્તે છે. પોતાનું કર્તવ્ય જ તે છે એમ માની વર્તે છે. તેમને આવી ધમાલમાં ખબર નથી કે આ મળેલો મનુષ્યજન્મ મિથ્યા વહી જાય છે, હાથમાં આવેલો હીરો કાદવમાં રગદોળાય છે, મળેલો સમય નકામો જતો રહે છે. તેમને મરવું છે એ વાત પણ યાદ રહેતી નથી. જેને માટે તે આટલુ બધુ કરે છે તે મનુષ્યદેહ ક્ષણભંગુર છે, કયે વખતે પડી જશે તેની તેમને ખબર રહેતી નથી. અને તેથી તે કદી પણ પરમાર્થ સિદ્ધ કરવા યત્ન કરતા નથી. વેપારનું સરવાયું કાઢે છે પણ પરમાર્થમા કેટલી કમાણી કરી તેનું સરવાયું કાઢતા નથી. અને આખરે મરણ નજીક આવતા પસ્તાવો કરે છે.

તમારે તમારા જીવનનો સદુપયોગ કરવો. નક્કી માનવું કે મનુષ્યશરીર એ આત્મા માટે છે. આત્માની ઉન્નતિ કરવા તે શરીરનો ઉપયોગ કરવો તેજ સદુપયોગ છે. બાળકોને પણ નાનપણમાંથી ઉચ્ચ જીવન ગાળવાના સંસ્કારો નાખો, તમે ભલે વેપાર કરો, ધધો કરો, ધન કમાઓ. સ્ત્રી પુત્રાદિમા સ્નેહ રાખો વૈભવો ભોગવો તેની ના નથી. પણ તેમાં રચીપચી

રહેવું અને ઇશ્વરને ભુલી જવું એ તો હાનિકર્ત્તા છે. સર્વ કાર્ય કરતાં એમ જાણવું જોઇએ કે તે સર્વ મનુષ્ય શરીર માટે છે, આત્મા માટે નથી. આપણે જે કરવાનુ છે તે આત્મા માટે છે. અર્થાત્ આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જીવવાનું છે. જેટલું આયુષ્ય હોય તે આયુષ્યની અંદર પોતાના આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવો એ જ ખરૂં કર્ત્તવ્યકર્મ છે. તે સિવાય બીજામાં જે કાળ ગાળવો તે નકામો છે. વ્યવહારના સર્વ પદાર્થો શરીર માટે છે. શરીર પણ આત્મા માટે છે. શરીરના સુખની કાળજી રાખી આત્માને ભુલી જવો નહિ.

તમારામાં જેમ જેમ આત્માનો આવિષ્કાર થતો જશે તેમ તેમ તમારૂં જીવન ઉચ્ચ થતું જશે, **સર્વાત્મભાવના** તમારામાં જાગ્રત થાય તો માનજો કે હવે તમારામાં ઇશ્વરી શક્તિ જાગ્રત થઇ છે. કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ જો શમી જાય તો જાણજો કે તમે હવે પરમાર્થમાં આગળ વધ્યા છો. ક્ષણિક અને નાશવંત વ્યવહારના પદાર્થો ઉપરથી જો મમત્વબુદ્ધિ ઓછી થઈ તો જાણજો કે હવે તમે તમારી પ્રીતિ આત્મા પ્રત્યે જોડી છે. તમારામા નિરંતર પ્રસન્નતા કાયમ રહેતી હોય તો જાણજો કે હવે ઇશ્વરના ગુણનો તમારામાં આવિર્ભાવ થવા માંડ્યો છે. કશાથી પણ જો મન લલચાય નહિ તો સમજજો કે હવે તમારી ઉર્ધ્વગતિ થઈ છે. તમારામાં ક્રોધનો અંશ પણ ન રહે અને સદા શાંતિ જામી રહે તો જાણજો કે હવે તમે ઇશ્વરના અભિમુખ થયા છો. તમારો સ્વભાવ સત્યશીલ અને, કદી પણ અસત્ય બોલવાની વૃત્તિ થઈ ન આવે તો જાણજો કે હવે તમે તમારા જીવનનો સદુપયોગ કરવા માંડ્યો છે. અન્ય પ્રાણિઓનું હિત કરવાની તમને બુદ્ધિ પ્રકટે, વિપત્તિગ્રસ્ત મનુષ્યોને વિપત્તિમાંથી છોડાવવાનું તમને મન થાય તો જાણજો કે હવે તમે તમારા જીવનને સાર્થક કરી શકશો.

આ સર્વનો તમે તમારા જીવનમાં પ્રત્યક્ષ અનુભવ ન કરી શકો ત્યાં સુધી તમે ગાળેલુ જીવન મિથ્યા સમજજો. તમે ગમે તે કામ કરવા છતાં પણ ઇશ્વરને ન ભુલશો. પરમાર્થમાં આગળ વધનારના વ્યવહારો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. તેને તેના કાર્યમાં ઇશ્વર મદદ કરે છે. તમને જો ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તો તમે તમારા વ્યવહારમાં ઇશ્વરની સહાય લેતાં શીખજો. ઇશ્વરની સહાય મળતાં તમારો વ્યવહાર સર્વોત્તમપણે સધાશે. જોઇતી સર્વ વસ્તુઓ મેળવી આપવામાં ઇશ્વર મદદ કરશે અને સર્વ રીતે તમે તમારી ઉન્નતિ કરી શકશો.

વ્યવહારમા ઇશ્વરની મદદ લેતાં આવડવી જોઇએ. તેને માટે તો તમારે ઇશ્વર ઉપર શ્રદ્ધા ભક્તિ રાખવી જોઇએ. શુદ્ધ ચારિત્ર્યવાળા થવું જોઇએ. તમારૂં જીવન બદલવું જોઇએ. ઇશ્વરને અનુકુળ વર્તન રાખવું જોઇએ, ઇશ્વરાભિમુખ થવું જોઇએ. તમે તમારામાં ઇશ્વરની જે શક્તિ છે તેને જાગ્રત કરી શકો તો પછી તમારો વ્યવહાર અને પરમાર્થ બન્ને સિદ્ધ થવામાં વિઘ્ન નહિ આવે. તમારે હમેશા તમારા આચારવિચાર ઉપર દેખરેખ રાખ્યા કરવી. તમારૂં વર્તન ઇશ્વરથી વિરૂદ્ધ ન હોવુ જોઈએ. તમારા વિચાર શુભ અને હૃદય પવિત્ર રાખવું જોઈએ. દરરોજ ઉત્સાહથી પ્રયત્ન કરતા રહો, રોજનું રોજ તમારા વર્તનનું સરવાયુ કાઢતા રહો, તમે કાંઇ કમાયા છો કે ખોયું છે તે તપાસતા રહો, તમારા જ જીવનના દ્રષ્ટા બનો. તમારા કરેલા નિશ્ચય પ્રમાણેજ જીવન ગાળો, તેથી અવળે રસ્તે વર્તન થઇ ન જાય તેની તપાસ રાખતા રહો તો જરૂર તમારૂં જીવન સુધરવાનુ, તમને ઇશ્વર તમારા વ્યવહારમાં પણ સહાય આપવાના અને તમારો પરમાર્થ પણ ઉત્તમ પ્રકારે સધાવાનો.

---



# आत्मिकजीवननु रहस्य.

( અનુસંધાન ગતાંકથી. )

( અનુવાદક રા. રા. મણિલાલ નથુભાઇ દોસી. બી. એ. )

આ પણે માનુષી જીવનને દોરતી ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિકપ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશું? મનુષ્ય વિષય સુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધસે છે, સામાજીક પ્રતિષ્ઠા સારૂ પ્રયત્ન કરે છે, અને રાજકીય સત્તા મેળવવા મથે છે. આ સુંદર દુનિયામાં ચારે બાજુએ જે અનેક ઇચ્છાના પદાર્થો આવેલા છે, તે પદાર્થોને ગ્રહણ કરવાને તે ઘણી જ લાલસા ધરાવે છે. તેની ઇચ્છા દોરે તેમ એક યા બીજા પદાર્થ પછવાડે ધસે છે. જ્યાં તેની વાસનાનો પદાર્થ મળે ત્યાં તે જાય છે. જો તેને કીર્તિ જોઇતી હોય છે તો સવારે વ્હેલો ઉઠે છે, રાત્રે મોડો સુધી રહે છે. અભ્યાસ કરે છે અને પોતાની જાતને આગળ લાવવાને બનતો પ્રયત્ન કરે છે. તેની ધારણા જેથી પાર પડે, તેવું જ્યાંથી મળે એમ તેને લાગે ત્યાં તે અહીં તહીં વલખા મારે છે. ટુકમાં વાસનાના પદાર્થ જે સ્થળે મળે તે સ્થળ ભણી તે જાય છે. આ પ્રમાણે મનુષ્ય ઇચ્છાથી દોરાય છે, જે દુનિયામાં હાલતા દરેક પવનની આમનેમ ધમડાય છે, તે મનુષ્ય આધ્યાત્મિક મનુષ્ય નહિ પણ સંસારી મનુષ્ય છે. તેને હજુ પોતાના ખરા સ્વરૂપનું ભાન થયું નથી. પણ જ્યારે ઉછળતી વાસનાઓ વચ્ચે સ્થિર રહે છે. લાલચો વચ્ચે અડગ રહે છે. અન્યાયથી વિશેષ ધન મળે તેવું હોય છતાં જે પોતાની કીર્તિને કલંકિત કરતો નથી.

પોતાના સિદ્ધાંતનો ભોગ આપવા કરતા જે સત્તાને જતી કરે છે. વાસના તેને અમુક રસ્તે દોરે છે, પણ તેને લાગે છે કે તે મેળવવામાં બીજાને નુકસાન થવાનો સંભવ છે, તેવે સમયે તે અંતર્મુખ બનીને કહે છે કે "હું પાપ કરીશ નહિ જો કે લાલચો અને વાસનાઓ મને ખેંચવા પ્રયત્ન કરે, પણ હું મારી જાતને કલંકિત કરીશ નહિ."

તે સમયે આત્માના ઉંડા કોતરમાંથી મનુષ્યની ઇચ્છાશક્તિ વિજયી નીવડે છે, અને તે વાસનાપર જય મેળવે છે, અને ત્યારથી આત્મિક જીવનનો આરંભ થવા લાગે છે. તેવી જ રીતે પોતાની આસપાસના જે મનુષ્યોને તે ચ્હાય છે, તે મનુષ્યોમાં તે જીવનની એકતા અનુભવવાનો આરંભ કરે છે, તે સર્વ મનુષ્યોને બંધુતુલ્ય ગણે છે, કારણ કે તેમની સાથે તે પ્રેમની સાંકળથી જોડાયો છે. પોતાના બાળકને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તે પ્રેમને સર્વ નિરાધાર અને માબાપ વિનાનાં બાળકો તરફ રેલાવે છે. પોતાની પૂજ્ય માતાને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તેવો પ્રેમ તે સર્વ વૃદ્ધ સ્ત્રીઓ તરફ દર્શાવે છે. 'સર્વ નાનાં બાળકો તથા બાળકીઓ તેને મન પોતાનાં છોકરાં જેવા લાગે છે તેવી રીતે સર્વ વૃદ્ધ પુરૂષો તેમજ સ્ત્રીઓને તે પોતાનાં પિતામાતા સમાન ગણે છે.' તેનો પ્રેમ જીવનની એકતા સ્વીકારે છે અને તે નાત, જાત, રંગ કે વર્ગના ભેદ સિવાય સર્વ તરફ વહ્યાં કરે છે. આવી સ્થિતિ જ્યારે મનુષ્યની થાય છે ત્યારે ખરી એકતા અનુભવનારૂં જ્ઞાન તેનામાં

રહેવું અને ઇશ્વરને ભુલી જવું એ તો હાનિકર્ત્તા છે. સર્વ કાર્ય કરતાં એમ જાણવું જોઇએ કે તે સર્વ મનુષ્ય શરીર માટે છે, આત્મા માટે નથી. આપણે જે કરવાનુ છે તે આત્મા માટે છે. અર્થાત્ આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવા માટે જીવવાનું છે. જેટલું આયુષ્ય હોય તે આયુષ્યની અંદર પોતાના આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરવો એ જ ખરૂં કર્ત્તવ્યકર્મ છે. તે સિવાય બીજામાં જે કાળ ગાળવો તે નકામો છે. વ્યવહારના સર્વ પદાર્થો શરીર માટે છે. શરીર પણ આત્મા માટે છે. શરીરના સુખની કાળજી રાખી આત્માને ભૂલી જવો નહિ.

તમારામાં જેમ જેમ આત્માનો આવિષ્કાર થતો જશે તેમ તેમ તમારૂં જીવન ઉચ્ચ થતું જશે, **સર્વાત્મભાવના** તમારામા જાગ્રત થાય તો માનજો કે હવે તમારામાં ઇશ્વરી શક્તિ જાગ્રત થઇ છે કોઇનું પણ અહિત કરવાની વૃત્તિ જો શમી જાય તો જાણજો કે તમે હવે પરમાર્થમા આગળ વધ્યા છો. ક્ષણિક અને નાશવંત વ્યવહારના પદાર્થો ઉપરથી જો મમત્વબુદ્ધિ ઓછી થઈ તો જાણજો કે હવે તમે તમારી પ્રીતિ આત્મા પ્રત્યે જોડી છે. તમારામાં નિરંતર પ્રસન્નતા કાયમ રહેતી હોય તો જાણજો કે હવે ઇશ્વરના ગુણો તમારામાં આવિર્ભાવ થવા માંડ્યો છે. કશાથી પણ જો મન સંક્ષોચાય નહિ તો સમજજો કે હવે તમારી ઉર્ધ્વગતિ થઈ છે. તમારામાં ક્રોધનો અંશ પણ ન રહે અને સદા શાંતિ જામી રહે તો જાણજો કે હવે તમે ઇશ્વરના અભિમુખ થયા છો, તમારો સ્વભાવ સત્યશીલ બને, કદી પણ અસત્ય બોલવાની વૃત્તિ થઈ ન આવે તો જાણજો કે હવે તમે તમારા જીવનનો સદુપયોગ કરવા માંડ્યો છે. અન્ય પ્રાણિઓનુ હિત કરવાની તમને બુદ્ધિ પ્રકટે, વિપત્તિગ્રસ્ત મનુષ્યોને વિપત્તિમાથી છોડાવવાનું તમને મન થાય તો જાણજો કે હવે તમે તમારા જીવનને સાર્થક કરી શકશો.

આ સર્વનો તમે તમારા જીવનમાં પ્રત્યક્ષ અનુભવ ન કરી શકો ત્યાં સુધી તમે ગાળેલું જીવન મિથ્યા સમજજો. તમે ગમે તે કામ કરવા છતાં પણ ઇશ્વરને ન ભૂલશો. પરમાર્થમાં આગળ વધનારના વ્યવહારો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે. તેને તેના કાર્યમા ઇશ્વર મદદ કરે છે. તમને જો ઇશ્વર ઉપર શ્રદ્ધા હોય તો તમે તમારા વ્યવહારમાં ઇશ્વરની સહાય લેતાં શીખજો. ઇશ્વરની સહાય મળતાં તમારો વ્યવહાર સર્વોત્તમપણે સધાશે. જોઇતી સર્વ વસ્તુઓ મેળવી આપવામાં ઇશ્વર મદદ કરશે અને સર્વ રીતે તમે તમારી ઉન્નતિ કરી શકશો.

વ્યવહારમા ઇશ્વરની મદદ લેતાં આવડવી જોઇએ. તેને માટે તો તમારે ઇશ્વર ઉપર શ્રદ્ધા ભક્તિ રાખવી જોઇએ. શુદ્ધ ચારિત્ર્યવાળા થવું જોઇએ. તમારૂં જીવન બદલવું જોઇએ. ઇશ્વરને અનુકુળ વર્તન રાખવું જોઇએ, ઇશ્વરાભિમુખ થવું જોઇએ. તમે તમારામાં ઇશ્વરની જે શક્તિ છે તેને જાગ્રત કરી શકો તો પછી તમારો વ્યવહાર અને પરમાર્થ બન્ને સિદ્ધ થવામા વિઘ્ન નહિ આવે. તમારે હમેશા તમારા આચારવિચાર ઉપર દેખરેખ રાખ્યાં કરવી. તમારૂં વર્તન ઇશ્વરથી વિરૂદ્ધ ન હોવું જોઈએ. તમારા વિચાર શુભ અને હૃદય પવિત્ર રાખવું જોઈએ. દરરોજ ઉત્સાહથી પ્રયત્ન કરતા રહો, રોજનું રોજ તમારા વર્તનનું સરવાયુ કાઢતા રહો, તમે કાંઇ કમાયા છો કે ખોયું છે તે તપાસતા રહો, તમારા જ જીવનના દ્રષ્ટા બનો. તમારા કરેલા નિશ્ચય પ્રમાણે જ જીવન ગાળો, તેથી અવળે રસ્તે વર્તન થઇ ન જાય તેની તપાસ રાખતા રહો તો જરૂર તમારૂં જીવન સુધરવાનું, તમને ઇશ્વર તમારા વ્યવહારમાં પણ સહાય આપવાના અને તમારો પરમાર્થ પણ ઉત્તમ પ્રકારે સધાવાનો.

---

# आत्मिकजीवननु रहस्य.

( અનુસંધાન ગતાંકથી. )

( અનુવાદક રા. રા. મણિલાલ નથુભાઇ દોશી. બી એ. )

આ પણ માનુષી જીવનને દોરતી ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિકપ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશું? મનુષ્ય વિષય સુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધસે છે, સામાજીક પ્રતિષ્ઠા સારૂ પ્રયત્ન કરે છે, અને રાજકીય સત્તા મેળવવા મથે છે. આ સુંદર દુનિયામાં ચારે બાજુએ જે અનેક ઇચ્છાના પદાર્થો આવેલા છે, તે પદાર્થોને ગ્રહણ કરવાને તે ઘણી જ લાલસા ધરાવે છે. તેની ઇચ્છા દોરે તેમ એક યા બીજા પદાર્થ પછવાડે ધસે છે. જ્યાં તેની વાસનાનો પદાર્થ મળે ત્યાં તે જાય છે. જો તેને કીર્તિ જોઇતી હોય છે તો સવારે વ્હેલો ઉઠે છે, રાત્રે મોડો સુઇ રહે છે. અભ્યાસ કરે છે અને પોતાની જાતને આગળ લાવવાને બનતો પ્રયત્ન કરે છે. તેની ધારણા જેથી પાર પડે, તેવું જ્યાંથી મળે એમ તેને લાગે ત્યાં તે અહીં તહીં વલખા મારે છે. ટુંકમાં વાસનાના પદાર્થ જે સ્થળે મળે તે સ્થળ ભણી તે જાય છે. આ પ્રમાણે મનુષ્ય ઇચ્છાથી દોરાય છે, જે દુનિયામાં હાલતા દરેક પવનની આમતેમ ધમકાય છે, તે મનુષ્ય આધ્યાત્મિક મનુષ્ય નહિ પણ સંસારી મનુષ્ય છે. તેને હજુ પોતાના ખરા સ્વરૂપનું ભાન થયું નથી. પણ જ્યારે ઉછળતી વાસનાઓ વચ્ચે સ્થિર રહે છે, લાલચો વચ્ચે અડગ રહે છે. અન્યાયથી વિશેષ ધન મળે તેવુ હોય, છતા જે પોતાની કીર્તિને કલંકિત કરતો નથી.

પોતાના સિદ્ધાંતનો ભોગ આપવા કરતાં જે સત્તાને જતી કરે છે. વાસના તેને અમુક રસ્તે દોરે છે, પણ તેને લાગે છે કે તે મેળવવામાં બીજાને નુકસાન થવાનો સંભવ છે, તેવે સમયે તે અંતર્મુખ બનીને કહે છે કે "હુ પાપ કરીશ નહિ. જો કે લાલચો અને વાસનાઓ મને ખેચવા પ્રયત્ન કરે, પણ હું મારી જાતને કલંકિત કરીશ નહિ."

તે સમયે આત્માના ઉચ્ચ કોતરમાથી મનુષ્યની ઇચ્છાશક્તિ વિજયી નીવડે છે, અને તે વાસનાપર જય મેળવે છે, અને ત્યારથી આત્મિક જીવનનો આરંભ થવા લાગે છે. તેવી જ રીતે પોતાની આસપાસના જે મનુષ્યોને તે ચ્હાય છે, તે મનુષ્યોમાં તે જીવનની એકતા અનુભવવાનો આરંભ કરે છે, તે સર્વ મનુષ્યોને બંધુતુલ્ય ગણે છે, કારણ કે તેમની સાથે તે પ્રેમની સાંકળથી જોડાયો છે. પોતાના બાળકને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તે પ્રેમને સર્વ નિરાધાર અને માબાપ વિનાના બાળકો તરફ ફેલાવે છે. પોતાની પૂજ્ય માતાને વાસ્તે તેના હૃદયમાં જે પ્રેમ પ્રકટે છે, તેવો પ્રેમ તે સર્વ વૃદ્ધ સ્ત્રીઓ તરફ દર્શાવે છે. સર્વ નાનાં બાળકો તથા બાળકીઓ તેને મન પોતાનાં છોકરાં જેવાં લાગે છે તેવી રીતે સર્વ વૃદ્ધ પુરૂષો તેમજ સ્ત્રીઓને તે પોતાનાં પિતામાતા સમાન ગણે છે. તેનો પ્રેમ જીવનની એકતા સ્વીકારે છે અને તે નાત, જાત, રંગ કે વર્ગના ભેદ સિવાય સર્વે તરફ વહ્યાં કરે છે. આવી સ્થિતિ જ્યારે મનુષ્યની થાય છે ત્યારે ખરી એકતા અનુભવનારૂં જ્ઞાન તેનામાં

પ્રવેશ કરવા માંડે છે, અને તેનો અલ્પ પ્રેમ—જે તેના પોતાના પ્રમાણમાં ઘણો સુંદર હતો તે પણ સર્વવ્યાપી દિવ્યપ્રેમના રૂપમાં ફેરફાઈ જાય છે. હવે જ્યારે અસત્ મનની ઉદ્યોગી પ્રવૃત્તિઓ વચ્ચે મનુષ્યને ઉચ્ચ મનનું ભાન થવા લાગે છે, અને મન ઉપર સામ્રાજ્ય ચલાવનાર ઉચ્ચ બુદ્ધિના અવાજનું તેને ભાન થાય છે, અને તે અવાજને પોતાના લાભાર્થે વાપરે છે, ત્યારે જે મન અત્યાર સુધી બ્હારના પદાર્થો અને બનાવોનુ અવલોકન કરવામાં રોકાયું હતું તે મન ઉપર બુદ્ધિની ઉત્પાદક શક્તિનું જોર ચાલવા લાગે છે, અને તે વખતે આત્મા પ્રકટ થાય છે અને આત્માનું સ્વરૂપ ઉત્પાદકશક્તિ રૂપે પ્રકટી નીકળે છે.

ત્યારે ફરીથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે, "આત્મિક જીવન એટલે શું?" જેને હિંદુઓ સિદ્ધિઓ કહે છે અને પશ્ચિમની પ્રજા અતીદ્રિય શક્તિઓ કહે છે, તે સૂક્ષ્મ શરીરના ગુણો સાથે આત્મિક જીવનને કાંઇ સબંધ નથી. દૂરથી જોઈ શકવુ, અથવા દૂરથી સાંભળવું, અથવા તો આ ત્રણ ભુવનોના શરીરોની શક્તિઓનો ઉપયોગ કરવો—તે પણ આત્મિક જીવન ગણી શકાય નહિ. જેવી રીતે આ સ્થૂલ ભુવનોમાં અનેક બનાવો બને છે, તેવી રીતે સૂક્ષ્મ ભુવનમા પણ અનેક અનુભવો બને છે, તેનું વિશાળ જ્ઞાન તે પણ આત્મિક જીવન નથી, આ ઉપર જણાવેલા કોઈ પણ બાબત સાથે ખરા આત્મિકજીવનને સબંધ નથી. તે ગુણમા અને સ્વરૂપમાં તદ્દન ભિન્ન છે, પ્રભુનું જ્ઞાન અને તે જ્ઞાનનો દરરોજના જીવનમાં અનુભવ કરવો, તેનુ નામ જ આત્મિકજીવન કહી શકાય.

ડૉ. મીલર જે એક ઉત્તમ ખ્રીસ્તી હતો, તેણે પોતાના વિદ્યાર્થીઓ સંમુખ ભાષણ આપતા હિંદુધર્મ વિષે જે ઉદ્ગારો કાઢ્યા હતા, તેમાં ઉંડુ રહસ્ય રહેલુ છે. તેણે કહ્યું હતું કે "હિંદુધર્મે દુનિયાને બે મોટા કિમતી સિદ્ધાંતો શીખવ્યા છે. એક તો ઈશ્વરનું **સર્વવ્યાપીપણું** અને બીજો સિદ્ધાંત **મનુષ્ય જાતિની એકતા.** એક ધર્મનો ચુસ્ત અનુયાયી બીજા ધર્મની આ પ્રમાણે ખુબી બતાવે, તે તેના સ્વભાવની ઉદારતા અને વિશાળતા સૂચવે છે, અને હું ઇચ્છુ છુ કે બધા ખ્રીસ્તીઓ તેવીજ ઉદારતા અને વિશાળતા બતાવે. "ઇશ્વરનું સર્વ વ્યાપીપણું" આ શબ્દો આપણે વિચારીશું. તમને આ શબ્દો શુષ્ક અને કદાચ નીરસ પણ લાગશે તે શબ્દોમાં તમને બહુ રસ ન પણ આવે. પણ આપણે તે શબ્દોનું રહસ્ય સમજવા પ્રયત્ન કરીશું સામાન્ય અર્થતો એ જ થાય છે કે પ્રભુ સર્વત્ર છે, સર્વ વસ્તુઓમાંછે, પણ એટલામાં તેનો અર્થ સમાઈ જતો નથી.

તમે દરિયા કિનારે જુઓ અને તમે દરિયાના ઘુઘવાટ કરતા મોટા મોજાંઓને જુઓ, તો ત્યાં તમને પ્રભુની શક્તિ પ્રકટ થયેલી જણાશે. ત્યાં તમે તે દરિયાના મોટા તરંગોમાં પ્રભુનું બળ સાકાર થયેલુ જોઈ શકશો. તમે કોઇ ઘાડી ઝાડીવાળા ભવ્ય જંગલમાં જાઓ અને ખરા મધ્યાન્હે તે જંગલની શાંતિ, મૌન અને છાયા અનુભવો તો ત્યાં તમને દિવ્ય શાંતિનો સાક્ષાત્કાર થશે, અને તે જંગલના વૃક્ષોદ્વારા તમે દિવ્યતાની હાજરી અનુભવી શકશો. તેજ રીતે જો તમે દૂર આવેલા હિમાલય પર્વત તરફ જાઓ, અને તમે તેની અદ્ભુત દૃઢતા અને શુદ્ધ બરફનો નિર્જન રસ્તો જુઓ તો તમને તે પર્વતમાં પ્રભુની દૃઢતા અને સ્થિરતાનો ખ્યાલ આવશે, અને તે બરફમા તમે નિષ્કલંક અને અસ્પર્શ્ય પવિત્રતા અનુભવી શકશો. તમે આકાશ તરફ નજર કરો, તો જ્યારે ખગોળવેત્તા ઘણા હાલતા ગોળાઓ જુએ છે, ત્યા તમે ખાલી આકાશમાં પ્રભુની શાંતિ જોશો, અને તે હાલતા આકાશી ગોળાઓમાં પ્રભુનું જીવન અનુભવી શકશો. ઉપર આવેલા આકાશમાં તેમ જ નીચેની ધરતીમાં એવું એક

પણ તત્ત્વ નથી કે જે આપણને પ્રભુનાં વિશ્વવ્યાપીપણાનો ખ્યાલ ન આપી શકે. તેટલા માટે પ્રભુનાં વસ્ત્ર રૂપ કુદરત તરફ તમે દૃષ્ટિ કરો તો તમે તે વસ્ત્રોમાં રહેલા પ્રભુને જોશો, કારણ કે પ્રભુજ એક મહાન્ હયાતી છે. આવી ભાવના તેનુ નામ જ પ્રભુનું વિશ્વ વ્યાપીપણું છે. હજુ આપણે જરા વધારે સમીપ જતા જઇએ. અનેક ઈશ્વરવાદની ભાવનાને ઘણા લોકો ધિક્કારે છે. પણ જો તે ભાવનાને યથાર્થ સમજવામાં આવે તો તે ભાવનાદ્વારા મનુષ્યની મર્યાદિત બુદ્ધિએ અનેક આકારોમા પ્રભુની દિવ્યતા જોવાને પ્રયત્ન કર્યો છે તત્ત્વજ્ઞાનીતો પોતાની કલ્પનાવડે તે દિવ્યતાનો તાર્કિક ખ્યાલ પામી શકે, પણ સામાન્ય મનુષ્ય તો તે દિવ્યતાને અમુક આકારમાં પ્રકટ થયેલી જુએ, ત્યારેજ તેનો ખ્યાલ પામી શકે. માટે જો તમારામા જ્ઞાત હોય તો મનુષ્યના અને પ્રભુના જીવનના રહસ્યને જણાવનાર તમારૂ ઉડુ જ્ઞાન બાહ્ય વસ્તુઓને જોનાર વિજ્ઞાનને લીધે જતું કરતા ના પશ્ચિમ આપણને જે વિજ્ઞાન શીખવે છે, તે ભલે આપણે શીખીએ, પણ પશ્ચિમની પ્રજાને શીખવો કે પ્રભુનુ ચૈતન્ય અમર્યાદિત છે અને તે સર્વ સમયે પ્રકટ થતુજ જાય છે, જો આપણે પશ્ચિમની પ્રજાને આ પ્રભુના સર્વવ્યાપીપણાનો ઉમદા સિદ્ધાંત શીખવીએ તો આ અનેક ઇશ્વરવાદ પણ અદ્ભુત સ્વરૂપ ધારણ કરશે. જ્યારે તમારા ભણી પ્રેમભરી દૃષ્ટિથી જોતી તમારી સ્ત્રીનો તમે વિચાર કરશો ત્યારે તમારી પ્રેમાળ પત્નીની આંખોદ્વારા તમે લક્ષ્મીને–ગૃહની પ્રકાશિત દેવીને તમારા ભણી સ્નિગ્ધ દૃષ્ટિએ જોતી અનુભવી શકશો. અને જ્યારે સ્ત્રી પોતાના પતિને ગૃહના રક્ષક અને આધારરૂપ જુએ છે, ત્યારે તે પતિમા વિશ્વના જીવનનુ રક્ષણ કરનાર અને ટકાવનાર વિષ્ણુને તે જોઇ શકશે. ઘરના આંગણામા રમતા બાળકોને તમે જુઓ ત્યારે તમે બાલકૃષ્ણને ગોપીઓ સાથે નિર્દોષ આનદ કરતાં અનુભવી શકશો, અને જ્યારે તમે કોઈ માતાને પોતાના બાળક તરફ પ્રેમથી જોતી જોશો, ત્યારે તમે વિશ્વજનની વિશ્વની અચળ માતા–દુર્ગાને દુનિયા તરફ પ્રેમાળ દૃષ્ટિથી વળેલી જોશો. તમે કહેશો કે આતો અનેક ઇશ્વરવાદ છે. હા! ખરી વાત છે. પણ તે મનુષ્યના જીવનને આધ્યાત્મિક બનાવવાની ક્રિયા છે. આકારોથી જરા પણ અંજાઇ ન જતાં તે આકારો પાછળ રહેલા જીવનને જોવાની આ ક્રિયા છે, આકારો અનેક છે, પણ જીવન તો એક જ છે. વસ્તુ એક સત્ છે, પણ તે વિવિધ નામથી બોલાય છે. શું શાસ્ત્રોમા લખવામા નથી આવ્યુ કે જે કોઇ પણ આકારની ઉપાસના કરે છે, તે મારીજ ઉપાસના કરે છે? ત્યારે હવે તમને ખ્યાલ આવશે કે આત્મિક જીવન એટલે પ્રભુને સર્વ સ્થળે અને સર્વ વસ્તુમાં જોવાની ક્રિયા.

પણ હવે હું આ વિચારને વિશેષ લબાવવા માગુ છું આ પ્રભુના વિશ્વવ્યાપીપણાની ભાવના બજારમાં, ઓફિસમાં અને છેક રસ્તામાં લઇ જવા માગું છું કે જેથી જો તમે ધારો તો તમે દરેક આધ્યાત્મિક મનુષ્ય થઇ શકો આ જગતમાં અનેક પ્રકારની પ્રવૃત્તિઓ છે. અનેક પ્રકારના ધંધાઓ છે કે જેવડે આ દુનિયાનું તત્ર ચાલે છે. વ્યાપારની પ્રવૃત્તિ વડે પ્રજાઓ એકબીજીના સબધમાં આવે છે, અને કરોડો પુરૂષો, સ્ત્રીઓ, અને બાળકોને પોષણ મળે છે. વ્હાણો દરિયાપાર ચાલે છે, અને એક પ્રજાનો માલ બીજી પ્રજાને પહોંચાડે છે. વ્યાપારીઓ આ માલ જનસમાજને પહોંચાડે છે. અને આ રીતે જે માલ તમને મળી શકત ન હોત, તે માલ તેઓ મેળવી શકે છે વળી જનસમાજમાં વ્યવસ્થા રાખવાનું કામ જુઓ. જો જનસમાજમાં વ્યવસ્થા રાખનારા ન હોય તો બળવાનો નિર્બળોને કચરી નાંખે. માટે કાયદાનું મોટું બંધારણ–જેમાં ન્યાયાસનપરના ન્યાયાધીશનું, કચેરીમાં વકીલોનું, અને રસ્તામાં

પોલીસોનુ કામ—વગેરેનો સમાવેશ થાય છે, આ સર્વને લીધે જનસમાજ વસવાલાયક બને છે, તેઓ બળવાનોના ત્રાસ સામે ગરીબોનું રક્ષણ કરે છે. વળી રાજ્યનું બંધારણ કુટુંબના જીવનપર આધાર રાખે છે. અને કુટુંબમાં પિતાના રક્ષણ કરનારા હાથ, માતાનો પ્રેમ, બાળકનો આનંદ જોવામાં આવે છે. વળી ડોકટરના ધંધાનો વિચાર કરો. તે ડોકટર નિર્ભય રીતે ભયના સ્થાનમાં જાય છે, તે માંદાઓની બરદાસ કરતાં કોઇવાર પોતાના પ્રાણને જોખમમાં નાંખે છે. તે પોતાના હાથ એવી નાજુક રીતે કેળવે છે કે ભયના પ્રસંગે તેની ચતુરાઇ મનુષ્યને મદદ કરવામાં મનુષ્યના રોગ મટાડવામાં ઉપયોગી થાય. વળી મનુષ્યજાતિના શિક્ષકોનો વિચાર કરો. તેઓ ભવિષ્યના શહેરીઓને ઉમદા મનુષ્યો અને સ્ત્રીઓ થવાની કેળવણી આપે છે. વળી દુનિયા જેથી ચાલી શકે તેવી પ્રવૃત્તિ કરનારા મનુષ્યોનો વિચાર કરો. આ બધા વ્યાપારીઓ, વકીલો, ડોકટરો, શિક્ષકો, કારીગરો એ દિવ્યપ્રવૃત્તિના પ્રતિનિધિઓ નહિ તો બીજા કોણ છે? શું તેઓ જીવનની દરેક પ્રવૃત્તિમાં પ્રભુના હાથ, પગ, હૃદય અને મસ્તક નથી? તમને ચાર વર્ણો અને તેની ઉત્પત્તિના ઇતિહાસ વિષે માહીતી હશે. બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી પ્રકટ્યા, ક્ષત્રિયો તેના ખભામાંથી, વૈશ્યો તેની જંઘામાંથી અને શૂદ્રો તેના ચરણમાંથી પ્રકટ્યા. તમે આવી વાતો સાંભળી ઘણીવાર હસો છો. અને એમ માનો છો કે આવી દંતકથાઓ બાળકોને ગમ્મત કરાવવા માટે છે. પણ તે વાતની પાછળ મહાન રહસ્ય રહેલું છે અને તે હિંદુસ્થાનના ચાર વર્ણો માટે જ નહિ પણ ચાર વર્ગો માટે છે, કે જે ચાર વર્ગમાં દરેક પ્રજા વહેચાઇ ગઈ છે. હવે તેમને ગમે તે નામો આપો, પણ શિક્ષક વર્ગ, રક્ષકવર્ગ, પોષકવર્ગ અને સેવકવર્ગ આ ચાર વર્ગો દરેક પ્રજામા મળી આવે છે, જેઓ કેળવાયેલા છે, જેઓ બીજાને જ્ઞાન આપે છે, જે ધર્મગુરૂઓ લોકોને ભક્તિના માર્ગે દોરે છે, જે ગુરૂઓ જ્ઞાન તરફ પ્રેરે છે—શું આ બધાઓ લોકોના શિક્ષકો નથી? શું તેઓ પ્રભુના અવાજ રૂપ નથી? અને શું પ્રભુ પોતાના મુખરૂપ આ શિક્ષકોદ્વારા બોલતો નથી? અને શું આવું કામ કરનારા જીવો બ્રાહ્મણો નથી? શું તેઓ પંડિતો અને શિક્ષકો નથી? હવે જો તમે ક્ષત્રિયોનો વિચાર કરો તો રાજા, પાર્લામેન્ટ, ન્યાયાધીશો, વકીલો, છેક હલકા પોલીસથી તે ઉપરી અમલદાર સુધીના કાયદાની વ્યવસ્થા રાખનારા મનુષ્યો—રાજાથી માંડીને તે છેક નીચા દરજ્જાના કોન્સ્ટેબલ સુધી—શુ આ બધા મનુષ્યો પ્રજાનો રક્ષક વર્ગ નથી? શું તેઓનો ધર્મ લોકોને દોરવાનો, લોકોનુ રક્ષણ કરવાનો અને લોકોને શાંતિમાં રાખવાનો નથી કે જેથી સામાન્ય મનુષ્યો પણ પોતાનાં કામ ગભરાટ વિના કરે અને રાજાની શાંતિ—જે પ્રભુની શાંતિ છે તે—આ સાધનોદ્વારા આખી પ્રજાપર પથરાઇ રહે.

હવે આપણે વ્યાપારીઓનો અને મજુરીની વ્યવસ્થા કરનારા મોટાં કારખાનાઓના ઉપરીઓનો વિચાર કરીએ. તેઓ જે સમાજમાં રહેતા હોય, તેને જરૂરનો બધો માલ એકઠો કરે છે, શું તેઓ પ્રજાની સાથળ જેવા નથી કે જેનાપર પ્રજા નિર્ભય રીતે અને દૃઢતાથી ઉભી રહી શકે છે, અને જો આવા મનુષ્યો ન હોય તો એક પ્રજા બીજી પ્રજાઓ વચ્ચે પોતાનો મોભો જાળવી શકે નહિ.

હવે શૂદ્રોનો વિચાર કરો. શું તેઓ જનસમાજના પગરૂપ નથી? શું તેમના વિના પ્રજા હાલી શકે કે કાંઇ પણ કામ કરી શકે!

હાથથી કામ કરનારાઓ, મજુરો, દેશની ચીજોને બનાવનારા, અને તમારા ગૃહમાં મદદ કરનારા ચાકરો—શું આ બધા ચપળ દિવ્ય પગો નથી કે જે વડે જગતની સેવા કર-

વામાં આવે છે? સન્યાસી આ ચારે વર્ણની પેલીપાર છે, તે પણ શુ ઉચ્ચ કક્ષાએ મનુષ્યની સેવા કરતો નથી? અને શૂદ્ર જેમ એક વ્યક્તિની સેવા કરે છે. તેમ સન્યાસી શુ મનુષ્ય જાતિની સેવા કરતો નથી? આ દષ્ટિએ શુ શૂદ્રવર્ગ પણ સન્યાસીના પ્રતિનિધિ રૂપ નથી? તમારા પ્રાચીન ભવ્ય હિંદુધર્મમાં તમે કલ્પી પણ ન શકો, વિચારી પણ ન શકો તેવી ઉચ્ચ બાબતો છે, પણ તેનો તમે અભ્યાસ કરતા નથી.

હવે આ પ્રભુની ભાવના આપણે આપણા જીવનવ્યવહારને લાગુ પાડીએ.

હું પ્રથમ વકીલના ધંધા વિષે બોલીશ, કારણ કે તે ધધા વિષે લોકો ઘણા હલકા વિશેષણો વાપરે છે. થોડા સમયપર એક ભાષણ થયું હતું જેમાં વકીલોપર મૂકવામાં આવેલા આક્ષેપોનો તે ભાષણના પ્રમુખે બહુ સારી રીતે બચાવ કર્યો હતો તેણે કહ્યુ કે વકીલો સત્યવાદી હોય છે—સામાન્ય રીતે બીજા મનુષ્યો કરતાં પ્રમાણમાં વિશેષ સત્યવાદી હોય છે. જો કોઈ વકીલ અધ્યાત્મવાદી હોય અને તે અધ્યાત્મવાદી હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. તો તેણે પોતાને આ દુનિયામાં દિવ્ય ન્યાયની મૂર્તિ રૂપ ગણવો જોઇએ. જે કેસમાં પોતાના અસીલને ફતેહ મળવાથી બીજાને અન્યાય થશે એમ લાગતુ હોય, તેવો કેષ તે કદાપિ લેશે નહિ. તે પોતાને દિવ્ય ન્યાયના રક્ષક તરીકે ગણશે, અને દરેક બાબતમાં ન્યાય મળે, તેની તે પુરતી કાળજી રાખશે. કદાચ તમે આ સ્થળે પ્રશ્ન કરશો કે શુ તેણે ગુનેહગારનો બચાવ ન કરવો? હા! તેણે ગુનેગારનો બચાવ કરવો જોઇએ. તેણે ગુનેગારનું દષ્ટિ બિન્દુ રજુ કરવું જોઇએ, તેમજ સજા કરાવનારનુ દષ્ટિબિન્દુ પણ મૂકવું જોઇએ. ગુનેગાર ગમે તેવો અપરાધી હોય તો પણ દિવ્ય ન્યાયના રક્ષક વકીલે તેના બચાવમાં જે કાંઈ કહી શકાય તે કહેવું જોઈએ, કારણ કે દિવ્ય ન્યાય દરેકને તેની લાયકાતના પ્રમાણમાં ફળ આપે છે. પણ તેણે જોવું જોઇએ કે કોઇ વાત છુપાવાય નહિ અથવા તો જુઠા સાક્ષીને ઉભા કરવા નહિ. તેના ગુનાને વિશેષ રૂપ ન અપાય તે તેણે જોવું જોઇએ. મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યની દિલસોજીથી કહી શકાય તેવી રીતે તેણે બધી હકીકત રજુ કરવી જોઈએ. સત્ય છુપાવવું નહિ.' તેમ ન્યાયની સુગંધ અસત્યથી 'કલંકિત થવી' ન જોઇએ. જો તેને પોતાના 'ભવ્ય પદનો ખ્યાલ હોય તો વકીલ જે કરે તેમાં તેના હોડથી 'કપટ અને અસત્ય દૂર રહેવું જોઈએ, ન્યાયની અદાલત એ ધર્મરાજાની ન્યાય સભાનું બીજું સ્વરૂપ હોવુ જોઇએ કે જ્યાં નિરાધાર અને અનાથોનું રક્ષણ થાય, અને અન્યાયી અને પોતાના જાતી બંધુઓને કચરનાર તોફાનીઓને ખરી સજા થાય, જો વકીલો અને 'બારીસ્ટરો આ પ્રમાણે કરે તો વકીલાતને બધો ધંધો પવિત્ર ન થાય! શુ તે ધધો આ દુનિયાપર દિવ્ય ન્યાયના ચળકતા ચિન્હ રૂપ ન બને? જો એમ થાય તો સઘળા સારા મનુષ્યો વધારે સુખી ન થાય અને સઘળા ખરાબ મનુષ્યો વધારે ભય ન પામે! કારણ કે તેઓ ન્યાયની સમીપ જાય છે, અને ત્યાં ખુશામત કે અસત્યથી નહિ દોરાતાં ન્યાયનાં ત્રાજવાં એક સરખો ઈન્સાફ આપશે.

( અપૂર્ણ. )

# वहुचराजीनी यात्रा.

આ વર્ષમાં પોષ સુદી પૂનમના રોજ અમે બહુચરાજીની યાત્રાએ ગયા હતા. બહુચરાજી એ ચુંવાળમાં માતાજીનું મોટું ધામ છે. ઘણા લોકોની તે કુળદેવી છે જેથી જે નાતના માણસોની તે કુળદેવી છે તે લોકો પોતાનાં છોકરાંની બાધા ત્યાં ઉતરાવે છે. છોકરૂં ૩ કે ૫ વર્ષનું થાય ત્યારે તેને બહુચરાજી લઇ જઈ ત્યાં તેના માથાની લટ લેવરાવી વાળ લેવરાવી માતાજીને પગે લગાડે છે. આ પ્રકારની ઘણા લોકો બાધા પણ રાખે છે. બહુચરાજી એ જગદંબાનું મોટુ ધામ ગણાય છે. પહેલાં તો ત્યા રેલ્વે ટ્રેન નહોતી ત્યારે લોકો પગ રસ્તે ચાલીને જતા તે પછી મહેસાણેથી મણુંદરોડ થઈ રેલ્વે થતાં તે રસ્તે જવાતું, હાલમાં તો અમદાવાદથી સીધા કલોલ અને કડીને રસ્તે રેલ્વે ચાલુ થઇ ગયેલી હોવાથી રેલ રસ્તે ત્યા જવાય છે.

અમદાવાદથી સ્હવારના પોણા દસ વાગે એક ટ્રેન બહુચરાજી જવા ઉપડે છે. આ ટ્રેન સીધી બહુચરાજી જતી હોવાથી રસ્તામાં ગાડી બદલવી પડતી નથી. અમદાવાદથી ત્યાં જવાનુ ભાડું ૦–૧૪–૯ છે. રસ્તામાં સાબરમતી, કલોલ, ભોયણી એ વિગેરે સ્ટેશનો આવે છે. અમે અમદાવાદથી સ્હવારની ગાડીએ નીકળી ૨॥ વાગે બહુચરાજી પહોંચ્યા હતા. રસ્તામા કલોલ એ જંકશન સ્ટેશન છે તેમ કડી એ ગાયકવાડી રાજ્યના વિભાગનું શહેર છે. ત્યાંથી આગળ ભોયણી આવે છે તે સ્થળે જૈનોનુ શાંતિનાથનુ મોટું દેરાસર છે. જૈનો ઘણા યાત્રાર્થે ભોયણી જાય છે. બહુચરાજી સ્ટેશને લગભગ ૨॥ વાગે ગાડી પહોંચે છે. બહુચરાજીનુ સ્ટેશન છે. સ્ટેશનથી નજીકમાંજ માત્ર બે ખેતરવા દૂર માતાજીનું મોટુ મંદિર છે. સ્ટેશનથી જતાં વચ્ચે બાંધેલુ' તળાવ આવે છે, આ તળાવમા પાણી બારે માસ રહે છે. તે તળાવની પેલી પાર માતાજીના કોટનો દરવાજો છે તેમાં થઈ મંદિરમાં જવાય છે. અહિં યાત્રાળુઓને ઉતરવા માટે ઘણી ધર્મશાળાઓ છે. અમે અમદાવાદવાળાં શેઠાણી બાઇ જેકોર શેઠ બાપાલાલ બેચરદાસની ધર્મશાળામાં ઉતર્યા હતા.

**માતાજીનું સ્થાન**—બહુચરાજી એ ચુંવાળનો પ્રદેશ ગણાય છે. તે શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં કડી પ્રાંતમા ચાણસ્મા તાલુકામાં આવેલું છે. પાસે બેચર કરીને ગામ છે. ગુજરાતમાં—અંબાજી, બહુચરાજી કાળકાજી એ માતાજીનાં મોટાં ધામ ગણાય છે. કહ્યું છે કે.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં કાળી;<br>દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચરબાળી.

તેમાં બહુચરાજી એ માતાજીનું મોટું ધામ છે. તેનું મહાત્મ્ય પણ વિશેષ છે.

**મંદિર**—બહુચરાજીનું હાલનું મંદિર સંવત ૧૮૩૯ માં એટલે સન ૧૭૮૩ માં શ્રીમંત દામાજીરાવ ગાયકવાડના નાના કુમાર માનાજીરાવ ગાયકવાડે બંધાવેલું છે. મંદિર ભવ્ય અને વિશાળ છે. મંદીરની આજુબાજુ કોટ છે. હાલ પશ્ચિમ અને દક્ષિણ તરફ કોટ પડી ગયેલો

હોવાથી નવો બંધાવાની તજવીજ ચાલી રહી છે. માતાજીનો વહીવટ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી થાય છે. તેમના તરફથી ત્યા કારભારી રહે છે. માતાજીનું મંદિર પથ્થરનું અને ઉત્તમ કારીગીરી વાળું છે તે ૫૦ ફુટ લાંબુ અને ૩૦ ફુટ પહોળું છે. મંદિર પૂર્વાભિમુખે છે. તેના ઉપર બે ઘુમટ અને એક શિખર છે. મંદિર ઉચું બાધણીનું છે. પગથીયાં ચઢયા પછી પહેલો સભામંડપ આવે છે. તેની ઉત્તર અને દક્ષિણ બે બાજુ આવવા જવાના બે રસ્તા છે. ત્યાંથી અંદર જતાં બીજો નાનો સભામંડપ આવે છે. ત્યાંથી અંદર માતાજીના ઘુમટમાં જવાય છે. માતાજીના મુખ્ય ઘુમટના બારણા બહાર પુજારી બેસે છે. એક બાજુ પાટ ઉપર ભટજીના માણુસો બેસે છે.

અહિં આગળ બાધા હોય તે લોકો જઇ ભટજી પાસે બાધા છોડાવે છે. નાના સભામંડપમાંથી માતાજીના મંદિરમાં જવાય છે. તેમાં લગભગ ચારેક ફુટ ઉંચા ચોતરા ઉપર માજીનું સિંહાસન છે. ત્યાં બે બાજુ બે અખંડ દીવા બળે છે. અહિં માતાજીની મૂર્તિ નથી, પણ અંદર સુંદર ગોખ છે. તે ગોખમાં માતાજીનો બાલાયંત્ર છે. આ યંત્રની પુજા થાય છે. અને ગોખમાં માતાજીના ચિત્રવાળી આંગી ચઢાવેલી હોય છે. બ્રાહ્મણો સ્નાન કરી રેશમી કપડાં પહેરી માતાજીનાં દર્શન પૂજન માટે અંદર જઇ શકે છે. અમે પણ સહકુટુંબ મંદિરમાં માતાજીની પુજા કરવા હમેશા જતા. અંદર મંત્રની ચંદન, પુષ્પ, ધુપ, નૈવેદ્યાદિથી પુંજા કરવામાં અમને ઘણો જ આનંદ અને શાંતિ થતી.

**પૂજન**—હમેશા સ્હવારમાં ચાર વાગે માતાજીનાં દ્વાર ઉઘડે છે અને માતાજીનો ગોખ તથા તેની આજુબાજુનો ભાગ પ્રક્ષાલ કરનાર ધોઈ નાંખી પછી કપડેથી લુછી સાફ કરે છે અને મંદિરનો બીજો ભાગ મંદિરના કામાડી વાળી ઝુડી સાફ કરે છે. આ પ્રમાણે મંદિર સ્વચ્છ કર્યા પછી પૂજા શરૂ થાય છે. પછી ષોડશોપચાર પૂજા થાય છે અને આરતી થાય છે. માતાજીને શીરાનો પ્રસાદ બાળભોગ માટે ધરાવવામાં આવે છે. પછી તે પ્રસાદ બહાર વ્હેચવામાં આવે છે. દશેક વાગ્યાના અરસામા થાળ ધરાવવામાં આવે છે. થાળ થયા પછીથી તે પાંચ વાગ્યા સુધી માતાજીનાં દર્શન માટે મંદિર ખુલ્લુ રહે છે. બાર વાગ્યા સુધી અંદર જઇ પુંજા કરવાનું ચાલુ રહે છે, પછી ભાવિક યાત્રાળુઓ બારથી પાંચ વાગ્યા સુધી માજીનાં દર્શન કર્યા કરે છે. જેથીમંદિરમાં ભીડ થતી નથી. જેને જે વખતે દર્શન કરવા જવું હોય, તે વખતે જઈ શકે છે. મુખ્ય પ્રવેશદ્વાર એક છે. પણ બે સભા મંડપોમાં ઉત્તર દક્ષિણ બે બાજુ જવાના રસ્તા હોવાથી યાત્રાળુઓ દર્શન કરી તરત બહાર નીકળી શકે છે.

**શણગાર**—સાંજે પાચ વાગે ફરી પ્રક્ષાલ થાય છે અને પછી માતાજીની પુંજા થાય છે. પુંજા થયા પછી માતાજીને શણગાર ચઢાવે છે. અને પછી પુંજા થાળ વિગેરે ચઢાવે છે. તે વખતે માતાજીની ભોગમૂર્તિ ગોખમાં પધરાવી શણગાર ચઢાવે છે, તેમને કુકડાનું વાહન હોય છે, શણગાર રાત્રે નવ વાગે ઉતારી લઈ જામદારખાનામાં સોંપી દેવામાં આવે છે. દર રવિવારે મુખાર્વિંદનો શણગાર હોય છે.

**મૂળસ્થાન**—માતાજીના મોટા મંદિરની પાછળ પશ્ચિમે એક મોટું વરખડીનું ઝાડ છે, ત્યાં ઝાડના મૂળમાં માતાજીનું સ્થાન છે. અને ત્યા નાનુ દેરૂં બધાવેલુ છે. આ માતાજીનું મૂળ સ્થાન છે એમ કહેવાય છે અહિ પહેલાં શંકુ આકારની પથ્થરની ખાંભી કરવામાં આવી હતી, પછી તે ઠેકાણે નાની દેરડી કરેલી તેજ હજુ કાયમ છે. આ દેરડી સલમ રાજાએ બંધાવેલી કહેવાય છે. આ દેરડી વરખડીના ઝાડની આજુબાજુ આવેલી છે. આ માતાજીનું

આદિસ્થાન ગણાય છે. પહેલુ જે દેરૂં હતુ તેની પાસે બીજું દેરૂં છે તે મરાઠાફડનવીસે બંધાવેલુ કહેવાય છે. આ બીજા દેરાથી પહેલા દેરાનુ બારણું ઢંકાઈ ગયેલુ છે. આ પહેલાનું જે દેરૂં છે તેમા અક્ષયપાત્ર દાટેલુ છે એવી જનવાયકા ત્યાં ચાલે છે. અને તેથી તે દેરૂં ચારે બાજુથી બંધ કરી દીધેલું છે એમ કહે છે.

**અગ્નિકુંડ**—આ નાના દેરાની ઉત્તરે પણ માતાજીનું નાનુ દેવળ છે. ત્યાં પુંજા વિગેરે થાય છે. માતાજીના દેરાની પાછળ જ આ આદિસ્થાન છે. મુખ્ય મદિરની સામે અગ્નિકુંડ છે.

**ચાચર**—અગ્નિ કુંડની નજીકમાં જ સામે છુટી જગા છે તે ચાચર કહેવાય છે. ત્યાં પહેલાં પાડાં, બકરાં, કુકડાં વિગેરે પ્રાણીઓનુ બલીદાન અપાતું પણ હાલમાં તે બંધ કરવામાં આવ્યુ છે.

**વાહન કુકડાનું**—માતાજીનુ વાહન કુકડાનુ છે તેથી ઘણા લોકો ત્યાં કુકડો રમતો મુકવાની બાધા માને છે. હાલ ત્યાં કારભારી પાસેથી રૂ. ૧—૦ આપી ચીઠી ફડાવવાથી કમાળીયો કુકડો આપે છે. આ કમાળીયો મદિરના પગથીયા પાસે ઉત્તર તરફ ભૈરવનું નાનુ મદિર છે ત્યાં કુકડો લઇ બેસે છે. આ કુકડો તેને ચીઠી બતાવી ઉપર ૦—૧—૦ આપવાથી મળે છે. તે લઈ માતાજીમાં છુટો રમતો મુકી દે છે, તે પછી તે કમાળીઓ પાછો કુકડો લઈ લે છે. આ વ્યવસ્થા સરકાર તરફથી જ છે અને તેની રકમ રૂ. ૧—૦ માજીના ધર્માદાની ઉપજમાં જ જાય છે.

**ભવાઈ**—માતાજીના ચાચરમા કેટલીક પુનમોએ ભવાઈ થાય છે. આ માગશરમાં વીરમગામના સગની ભવાઈ હતી મહામાં કડીવાળા સંઘની ભવાઈ થાય છે. માતાજીના મદિરની સામે જ વલ્લભભટ્ટજીનુ મકાન છે. આ વલ્લભ ધોળા કરીને માતાજીના ભક્ત થઇ ગયા છે તેમના વશજોના કબજામા આ મકાન છે. આ મકાનના ઓટલા ઉપર ઉત્તર તરફ હનુમાનજીનુ દેરૂં છે.

**માતાજીની ગાદી**—આ સ્થળે પહેલા વરખડીનું મોટું જંગલ હતુ અને ત્યાં વરખડીના ઘણા ઝાડ હતા, અને ચોર લુંટારાઓ પણ ઘણા રહેતા એમ કહેવાય છે. આ પ્રદેશ સુંવાળ ગણાય છે. મદિરની આજુબાજુ વિશાળ જગા છે ઉત્તર તરફ કોટની રાંગે ઉતારૂઓ ઉતરી શકે તેવી ધર્મશાળા છે. મદિરથી દક્ષિણ તરફ મોટોદરવાજો છે તેના મેડા ઉપર ચોઘડીયાં વગાડનારા બેસી નોબતને ચોઘડીયા વગાડે છે. ત્યાંથી આગળ થોડી મોદી વિગેરેની દુકાનો છે તે બજાર ગણાય છે. આ દરવાજા પાસે જ પૂર્વ તરફ અંદરના કંપાઉન્ડમાં કારભારીને રહેવાનું સ્થાન અને તેમની ઓફીસ છે. ત્યાં માતાજીની ગાદી છે. ઉપરના ભાગમાં કારભારી રહે છે અને તળે ઓફીસ કરે છે. આ મકાન સામે જામદારખાનુ છે ત્યાં માતાજીના શણગાર અને પૈસા ટકા રહે છે,

માતાજીના અગ્નિકુંડથી ઉત્તર તરફ અષ્ટકોણ દીપમાળ છે. તે ઉપર ખુલ્લો ઘુમટ છે. તે ઉપર જ્યારે દીવા થાય છે ત્યારે ઝગઝગાટ થઇ રહે છે. જે મોટો દરવાજો છે તેના ઉપર મેડો છે. ત્યાં નોબત અને ચોઘડીયા વાગે છે. કોટના બુરજ ઉપરથી ચારે બાજુ સપાટ પ્રદેશ જોવાયછે. અહિંથી શંખલપુર ગામ નજીકમાંછે. અને નેંસ અથવા બેચર તો પાસેજ છે.

**ધર્મશાળાઓ**—અહિ ઉતરવા માટે ઘણી ધર્મશાળાઓ છે. માતાજીના દક્ષિણ તરફના દરવાજા બહાર મોદીઓની દુકાનો છે, શાક પાન પણ ત્યાં છુટક વેચાય છે. દુકાનો દસ બારેક છે. તેમાં કેટલીક પાનબીડીની, ચ્હાની હોટલ, જમીઓવાળા, રમકડાવાળા, મોદીની કંકુ, શ્રીફળ વિગેરે પુજાપાની વિગેરે દુકાનો છે.

અપૂર્ણ




( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૯ મું.

### નવલકિશોરનું દેશમાં આવવું, સર્વને આનંદ થવો.

નવલ કિશોર મીસ રેન્ડાના પાશમાથી મહા મુશિબતે છુટયો. અને રેન્ડાને તેને માટે ઘણું ખોટું લાગ્યુ, એટકિટની વિરૂદ્ધ લાગ્યુ પણ નવલકિશોરે તો ના જ પાડી. તેને મોહિની યાદ આવી, સ્વપ્નામાં જાણે મોહિની દયાળુ મુખે આવી ના કહેતી હોય તેવું જણાવા લાગ્યુ, મહા મુશીબતે તે રેન્ડાની પાસેથી છુટયો.

વિલાયતમાં ઘણા દેશી યુવાનો ફસાય છે, સ્ત્રીઓના મોહમાં લપટાય છે તેનો તેને અનુભવ થયો, તેણે પછી રેન્ડાની સોબત છોડી. બીજે વર્ષે તેને બેરીસ્ટરની પરીક્ષામાં પાસ થવાથી ઘેર આવવાનું થયું, તે ઘેર આવી જુએ છે તો ઘેર મોહિની સુકાઇ ગઈ હતી. પોતાના સાળાની દશા, ચંદનલક્ષ્મિની દશા શી થઇ હતી તે વાત જાણી તે ઘણો દુઃખી થયો. તેના આવવાથી મોહિનીના હર્ષનો પાર રહ્યો નહિ. જાણે મરેલા માણસને ફરી આત્મા આવે ને જીવતો થાય તેવો આનંદ મોહિનીને જણાવા લાગ્યો.

નવલકિશોરે સુરત આવી બેરીસ્ટરની પ્રેકટીસ શરૂ કરી. બોલવે ચાલવે હોંશિયાર હોવાથી તેની પ્રેક્ટિસ દિવસે દિવસે વધવા લાગી. પૈસાની પણ આવક થવા માંડી મોહિની પણ હવે સુખી જણાવા લાગી, જેમ શિયાળામા વનસ્પતિનાં પાંદડાં સુકાઈ ખરી પડે અને પાછાં વસંત ઋતુમાં નવાં પાન ખીલી નીકળે, તેમ મોહિનીનુ સુકલકડી ને નિસ્તેજ શરીર પતિ સંયોગ થતાં ખીલી નીકળ્યુ. તેનામા વિશેષ સૌંદર્ય જણાવા લાગ્યું. એક વખતની અનાથ મોહિની હવે સનાથ બની. જેને સર્વ હાડછેડ કરતાં તેના પ્રતિ હવે સર્વ માનની દ્રષ્ટિથી જોવા લાગ્યાં.

કહ્યું છે કેઃ સ્ત્રીનું સુખ પતિવડે જ સમજવું તે ખોટું નથી. પતિના વિયોગથી મોહિનીને ઘણું ઘણું સંકટ પડ્યું. સ્વતંત્રતાના વાયરાથી તેને ઘણું ઘણું સહન કરવું પડ્યું. દુષ્ટ, લાલચુ અને અનીતિને રસ્તે ચઢેલા કેટલાક નીચ પુરૂષોથી તેને ઘણી હેરાન ગતિ ભોગવવી પડેલી હોવાથી પુરેપુરો અનુભવ થઈ ચુકયો, તેને હવે જ પતિની કિમત કાંઈક સમજાવા લાગી.

સ્ત્રીનું પતિ એ સર્વસ્વ છે. સર્વ સુખનું સાધન પતિ છે, એ વાત અનુભવ પછી મોહિનીને સમજાઇ. તે હવે સર્વ સ્ત્રીઓને કહેતી કે બેનો, સ્વતંત્રતાના પવનમાં ભુલે ચૂકે પણ તમે સપડાનાં નહિ, એ સ્ત્રીને અધોગતિમાં લઈ જનાર રસ્તો છે. સ્ત્રીએ તો પતિના સહવાસમાં ને પતિપરાયણ જીવન ગાળવું જોઇએ, એ તેમને માટે સુખનો સર્વોત્તમ માર્ગ છે.

નવલકિશોર વિલાયત જઇ આવ્યા છતાં પણ ધર્મિષ્ટ રહ્યો હતો. જો કે કેટલાક સુધારાના વાયરા તેને વાયા હતા, છતાં છેક નાસ્તિક તો તે થયો જ નહોતો. પહેરવેશ યુરોપિયન સ્ટાઈલનો પહેરતો પણ ખોરાક તો બ્રાહ્મણશાહી જ લેતો. ન્હાવું, ધોવું, સધ્યા પુજા કરવી, સદ્વિચાર કરવો, શાસ્ત્ર વાચન વિગેરે નિયમો તો તે પાળતો જ. પોતાના ધધામા જુઠુ ન બોલવું એવો તેણે નિયમ કર્યો હતો. તે સત્યનો જ પક્ષપાતી બનતો. થોડા વખતમા તે એક બાહોશ બેરીસ્ટર તરીકે પંકાવા લાગ્યો.

ઉનાળામાં કોર્ટમાં રજાઓ પડે ત્યારે તે યાત્રાએ નીકળતો. દર વર્ષે જુદા જુદા ભાગની મુસાફરી કરતો તેને સંતસમાગમ કરવાની ઘણી જ ટેવ હતી. જ્યાં જાય ત્યાં જો કોઇ મહાપુરૂષની વાત તેના સાંભળવામાં આવે તો તે તરત તેમની પાસે જતો અને અનેક પ્રશ્નો પુછી સમાધાન મેળવતો. મોહિની પણ સદ્વિચારનું સેવન કરતી. નવલકિશોરના આવ્યા પછી ધન અને પ્રતિષ્ટા બને તેને પ્રાપ્ત થયાં હતાં છતાં તે ગર્વ રાખતી નહિ. બીજી સ્ત્રીઓ સાથે તોછડાઈથી વર્તતી નહિ.

આ વર્ષે નવલકિશોર કાશી યાત્રા માટે નીકળ્યો હતો. કાશીમાં કાશીવિશ્વનાથનું મહાત્મ્ય ઘણું જ છે. ત્યાં પણ ઘણીવાર મહાપુરૂષો આવી મળે છે. નવલકિશોર અને મોહિનીકુમારી મહાદેવના દર્શન કરી ગગાજી ઉપર ગયાં. ત્યાં એક ધર્મશાળામાં તે વખતે કેટલાક સંન્યાસીઓ પડેલા હતા. તેમનાં દર્શનાર્થે નવલકિશોર પણ ગયો. તો ત્યાં એક અવધુત વેશધારી મહાપુરૂષનાં તેને દર્શન થયાં. આ મહાત્મા શાંત, ગંભીર અને તેજસ્વી નેત્રાવાળા હતા. એક બાજુ ઉપર આસન લગાવી બેઠા હતા, પાસે બે ચાર માણસો તેમની સાથે વાતો કરતા બેઠા હતા. નવલકિશોર અને મોહિની મહાત્માજીને નમન કરી ત્યા બેઠાં, તેમને જોઈ મહાત્માજીએ કહ્યું કે: “ કેમ ભાઈ, ક્યાં રહો છો ?

નવલકિશોરે કહ્યુ—અમે સુરત રહીએ છીએ, યાત્રાર્થે નીકળ્યાં છીએ, આપ જેવા મહાપુરુષોનાં દર્શનથી પાવન થવા ઇચ્છીએ છીએ.

મહાત્મા—“ ભાઇ સદ્વિચાર અને સદ્વર્ત્તન એ જ મનુષ્યને પાવન કરનાર છે. સંસારમાં રહી મનુષ્યજીવનને સાર્થક કરો, માયામાં ન ફસાવ તો પછી પાવન થવા જેવું રહેતુ જ નથી.

નવલકિશોર—પ્રભો, એ સર્વ તો આપના કૃપાપ્રભાવથી જ પ્રાપ્ત થાય છે. મહાપુરુષોનો આશિર્વાદ મળે તો સદ્વિચારમાં ટકી શકાય છે, મોહમમતાથી દૂર રહી શકાય છે. આ સંસારમાં રહી અજ્ઞાનમાં ન ફસાવું એ તો કોઈ મહાપુરુષનો હાથો હોય ત્યારે જ બની શકે છે. આપ જેવા સમર્થ મહાપુરુષો અમારા જેવાં રંક પ્રાણિઓને તારવા ધારે તો સહજમાં તારી શકે છે.

મહાત્મા—બ્રહ્મની માયાની વાત જુદી જ છે. આપણે સર્વ એ માયામાં ફસાયલા હોવાથી આપણું સત્ય સ્વરુપ જે બ્રહ્મ છે, તેના જ્ઞાનને પ્રાપ્ત કરી શકતા નથી. એ માયાનું આવરણ દૂર થતાં સ્વયપ્રકાશ જે આત્મજ્યોતિ છે તે આપણામાં પ્રકટ થાય છે. માટે મનુષ્યોએ માયાથી દૂર રહેવાનો અભ્યાસ રાખવો જોઇએ.

નવલકિશોર—‘ બાપજી, એ માયાથી દૂર કેવી રીતે રહી શકાય ? અમે તો સંસારી પ્રાણિ, રાત દિવસ સંસારમાં રચી પચી રહેનારાં હોવાથી અમારાથી તો તેનાથી કેવી રીતે વેગળા ખસી શકાય તેમ છે? અમારો સર્વ ધધો જ માયામય છે. એનો ત્યાગ કરે પણ

કેમ વળે ? એ તો આપ જેવા મહાપુરુષો માયાને લાત મારી વેગળા ખસી શકો, પણ અમે તો તેમાં જ લપટાયલા હોવાથી નીકળી શકાતુ નથી. અને તેનાથી દૂર જવા માટે તો આપ મહાપુરુષ કોઈ ઉપાય બતાવો તો જ બની શકે.

મહાત્મા—' હા ભાઇ, સસારમાં રહ્યા છતાં પણ માયાનો ત્યાગ કરી શકાય છે. જળ કમળવત રહી શકાય છે. મનુષ્યે માયાથી દૂર રહેવા માટે માયાનો પરાજય કરવો જોઈએ. પ્રભુનો આશ્રય ગ્રહણ કરવાથી માયાનો પરાજય થઈ શકે છે. નિરતર પ્રભુની ભાવના કરવી, પ્રભુના ગુણોને ધારણ કરવા, અને આ મનુષ્ય શરીર એ હું નથી, પણ તેમાં રહેનાર આત્મા તે હું છું એવું ભાન રાખવુ, તો પછી માયામાં લપટાઇ શકાતું નથી.

મનુ'ય જે કાંઈ કરે છે તે શરીર માટે કરે છે, કાંઈ આત્મા માટે કરતો નથી. માયામાં ત્યારે જ તે લપટાય છે કે જ્યારે તે શરીરને પોતે છુ એમ માની બેસે છે. તેણે માયાથી દૂર રહેવા માટે આત્મભાન જાગ્રત રાખવુ, હૃદય પવિત્ર રાખવું, ક્ષણિક નાશવત્ત પદાર્થોમાં મોહ ન રાખવો, વ્યવહારના પદાર્થો મળે તો ભોગવવા, જાય તો શોક ન કરવો, ન મળે તો ચિંતા ન કરવી, કારણ તે કશાની આત્માને જરૂર નથી. તે સર્વ શરીર માટે છે. આત્મા તો સદા આનંદી, ચિત્ સ્વરુપ અને સત્યછે. તે સદા સર્વ કાલમાં અવિનાશી છે. સર્વ સામર્થ્યસંપન્ન છે. સર્વ આશ્રયભૂત છે, એને કશાની જરૂર પડતી નથી, સર્વને તેની જરૂર પડે છે. આ જે આત્મા તેનો આશ્રય કરનાર પુરુષ માયાથી દૂર રહી શકે છે. તમે નિરંતર તેનું ચિંતન કર્યા કરો તો પછી માયા તો એની મેળે વેગળી ખસતી જશે.

નવલકિશોર—" આપ ખરોખર કહોછો, પણ આત્માનો આશ્રય લેવાનો ઉપાય તો આપ જેવા મહાપુરુષો બતાવો તો જ જાણી શકાય તેમ છે. અમે તો સસારવ્યવહારમાં કુશળ, ધન મળે તો હર્ષથી ફુલાઇ જઇએ, સત્તા મળે તો મદમાં મસ્ત બનીયે અને જતાં શોકથી રડી પણ પડીએ. કોઈ પણ વસ્તુ મળે કે ન મળે તેની સ્થિતિમાં પણ આનંદમાં રહેવું એ તો મહાપુરુષોનુ જ કામ કે જેમણે કામક્રોધાદિક વડ્રિપુઓને જીત્યા હોય.

આમ વાતચિતના પ્રસંગમાં સર્વને આનંદ તો પડ્યો, પણ નવલકિશોરને ઉતારે જવાનો વખત થઈ જવાથી ફરી મળવાનું કહી મહાત્માજીનાં દર્શન કરી ત્યાંથી તે અને મોહિની ઉતારે ગયાં.

( અપૂર્ણ )

## સાભારસ્વિકાર.

અમદાવાદના સસ્તા સાહિત્ય તરફથી નીચેનાં પુસ્તકો મળ્યાં છે.

દાસબોધ—સમર્થ રામદાસ સ્વામીના ઉપદેશામૃતનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેનાં સોળપેજી પૃષ્ટ ૫૪૪, કાગળો ગ્લેઝ, પાકુ પુંઠુ. છતાં કીંમત માત્ર રૂ. ૨—૮—૦ છે. આવાં જ્ઞાનનાં પુસ્તકો સસ્તી કિંમતે બહાર પાડી સ્વામિ-ભિક્ષુ અખંડાનંદજીએ જનસમાજ ઉપર ખરેખરો ઉપકાર જ કર્યો છે.

આર્યભિષક—આ પુસ્તક પણ ભિક્ષુ અખંડાનંદજી તરફથી બહાર પડયું છે. કદ ડેમી આઠ પેજી, પૃષ્ટ ૯૯૬ કીંમત રૂ. ૪—૦—૦ છે. આ પુસ્તક વૈદક જાણવા માટે, વનસ્પતિના

ગુણ જાણવા માટે ઘણુ ઉપયોગી છે. તેમા દરેક વનસ્પતિના ગુણ, દરેક રોગની દવાઓ, વિગેરે ઉત્તમ વિષયો છે. આટલી કિમતમા આ પુસ્તક ઘણુંજ સસ્તું કહી શકાય.

**શ્રી વાલિમકી રામાયણ**—બે ભાગ. આ બે પુસ્તકો વાલ્મિકી રામાયણનાં ઘણું ઉપયોગી છે કીંમત માત્ર દરેક ભાગની રૂ ૩-૦ છે. પુસ્તકો ઉપયોગી ને ઘણા સસ્તાં છે.

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**--આ પુસ્તકની નીચે પ્રમાણે પ્રતો અમને મળી છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—મૂળ અને ગુજરાતી સરલ અર્થ સાથે પાકુ પુઠું કીંમત ૦-૮-૦

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મૂળ અને ગુજરાતી સરલઅર્થ સાથે પટીવાળું પુઠુ કીંમત ૭ આના.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—મૂળ અને મરાઠી સુબોધ ટીકા સહિત પાકુ પુઠુ કીંમત રૂ.૦-૮-૦

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મૂળ અને મરાઠી સુબોધ ટીકા સહીત પટીનું પુઠું ૦-૬-૦

શ્રીદ્‌ભગવદ્‌ગીતા મૂળ—વિષ્ણુસહસ્રનામ સાથે મૂલ્ય ૦-૪-૦ કાચુ પુઠું.

આ એડીસનની સ્વ. શેઠ વીરજી જેરામના સ્મરણમાં તેમના દોહિત્ર ડા. રામદાસ કરસનદાસ તરફથી સદુપયોગાર્થે ભેટ આપવા માટે છપાવેલી નકલ મળી છે. તેમનું ઠેકાણું મુળજી જેઠા મારકેટ મુંબાઇ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સાર, ગીતાના સાર રૂપ ૧૮ મો અધ્યાય, મૂળ ૧૫ મા અધ્યાય સહિતા કીંમત બે પૈસા, ૧૦ પ્રતનો ૦। તેની જ મરાઠી એડીશનની પ્રત પણ મળી છે.

આવી રીતે ભગવદ્‌ગીતાની ગુજરાતીમા અને મરાઠીમાં જુદી જુદી જાતની પ્રતો છપાવી જુજ કીંમતે વેચવાનો પ્રયાસ ધન્યવાદને પાત્ર છે. કાગળો, છપાઇ વિગેરે પણ સુંદર છે તે તે પુસ્તકો મેળવવા સંપાદક સસ્તુસાહિત્ય કાર્યાલય—અમદાવાદ લખવું.

**અરવિન્દ વિચારમાળા**—પ્રથમ પુષ્પ-ધર્મ વિચાર—અનુવાદક ઠકુર નારાયણ વિશનજી અમદાવાદ. પ્રકાશક ગોવિંદ મહાદેવ જાગુષ્ટે અમદાવાદ. આ પુસ્તક તેના પ્રકાશક તરફથી મળ્યું છે. ક્રાઉન સોળપેજી પૃષ્ટ ૨૨૫ કીંમત રૂ. ૧—૮—૦ કાગળો એન્ટીક, પાકુ પુઠું. આ પુસ્તકમાં શ્રીયુત અરવિન્દ ઘોષના લેખો અને વ્યાખ્યાનોનો સમાવેશ છે. આ પુસ્તક તત્ત્વ વિચારને લગતુ હોવાથી ઘણુ ઉપયોગી છે. તેમાંથી શ્રી અરવિન્દ ઘોષનો પરિચય જાણી શકાય છે, તેમણે આર્ય માસિકમાં લખેલી ગીતાની ભૂમિકાનું ભાષાંતર ઉત્તમ છે. તે વિષે તેમનાં ધર્મ વિષે આપેલાં વ્યાખ્યાનો અને ધર્મપત્રો પણ વાંચી મનન કરવા જેવા છે. પુસ્તક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા અમદાવાદ લખવાથી મળી શકશે.

**રાષ્ટ્રિય વાંચનમાળા**—પ્રકાશક નગીનદાસ અમુલખરાય, ૩૦ હનુમાન બિલ્ડીંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ ફોર્ટ મુંબાઈ. સાઇઝ ક્રાઉન સોળપેજી ૨૩૬. મૂલ્ય બાર આના. આ પુસ્તક પ્રકાશક તરફથી મળ્યું છે. તેમાં મહાત્મા ગાંધીજીના કેટલાક લેખોમાંથી સંગ્રહ કરેલો ભાગ આપેલો છે. લગભગ ૧૦૮ પાઠ જુદા જુદા વિષયો સબંધી છે. તેમાં મહાત્મા ગાંધીજી, તેમનાં ધર્મપત્ની વિગેરેનાં મળી ૧૨ ચિત્રો છે. આ પુસ્તક રાષ્ટ્રિયશાળામાં ચલાવવા જેવું છે, તે પુરૂ વાંચવાથી ગાંધીજીના જુદા જુદા વિચારો સંબંધી ઘણું જાણવાનું મળી શકે છે.

**નવચેતન** **સ્વધર્મ જાગૃતી** એ નવાં માસિક અને **રંગભુમી** એ ત્રિમાસિક મળ્યાં છે. તે સબંધી રિવ્યુ આવતા અંકમાં આવશે.

---

# वनस्पति-विज्ञान.

( અનુસંધાન ગતાંકથી )

## ઉપલસરી–સારિવા.

ઉપલસરીની ધોળી અને કાળી બે જાતની થાય છે.

કાળી ઉપલસરીનાં સંસ્કૃત નામ—**कलघटीका, शारिवा, कृष्णा, गोपी, इंद्रय वघम्पचा, श्यामा, गोपवधु. सुगधा**, તેને મરાઠીમાં ઉપરસાર, ગુજરાતીમાં કાળી ઉપલસરી. હિંદીમાં—અનંતમૂલ, કસ્પિસાઉ, બંગાલીમા—અનતમૂલ, તાલીલમાં નાન્નારિ, અને કર્ણાટકીમાં સારિવા કહે છે. તૈ–પલાશગંધી, ઈંગ્રેજીમાં ઇંડિયન સારસાપરિલા, લા૦ હિમિડેસ્મસ ઈંડિકસ કહે છે. તેને કેટલાક કાગડીયો કુદેર કહે છે.

ધોળી ઉપલસરીનાં સંસ્કૃત નામ—**शारिवा. गोपी. गोपा, धवला, गोपकन्या, कृशोदरी, दुग्धगर्भा, जनुयत्पर्त्रा** કહે છે. તેને મરાઠીમાં ઉપલ્સરી, હિંદીમાં ગોરિયાસાઉ કહે છે.

ઉપલસરીના વેલા થાય છે. વેલા કાળાશ પડતા રાતા રંગના થાય છે. તેનાં પાન તલવારના આકાર જેવા અર્ધો આગળ પહોળા ને ત્રણ આગળ લાંબા હોય છે, આ વેલા ડુંગરાળ જમીનમાં થાય છે. મુંબાઇ ઇલાકામા, બગાળમા કોકણમાં, ને કોરામડલમાં થાયછે. તેના ફુલોનો રગ બહારથી લીકા અને ધેગે લાલ થાય છે. તેની શીંગ કાગડાની ચચ જેવી લાંબી થાય છે. મૂળ વાંકા ચુકા ને સાતેક ઇંચ લાંબાં હોય છે. તેની છાલ ચીરા પડેલી ને ધેરા ભૂરા રંગની થાય છે. તેના મૂળનો વાસ સારો આવ છે, તેને ભાદરવા આસોમાં ફુલ આવે છે. તેના મૂળ પેનથી તે ટચલી આગળી જેવડાં જાડાં થાય છે. મળ ગઠોડા જેવાં ગાંઠો વાળાં હોય છે. વાસ કપુરકાચલીને મળતી છે.

ધોળી ઉપલસરી કરતાં કાળીઉપલસરીનાં મૂળ જાડાં હોય છે તેમ તે ગુણમાં વધારે છે. તાજાં મૂળનો ગુણ વધારે છે, ઉપલસરીમા લોહિ સુધારવાનો સારો ગુણ છે. ત્વચારોગ, અપચો, વિષ્ફોટક ને રક્તદોષમાં તે સારો ગુણ કરે છે. તેનો ઉકાળો સાકર નાખી પીવાથી ખસ, ખરજવાં, ત્વચારોગ, જનનેંદ્રિયના રોગો મટે છે.

ઉપલસરીનાં ૫ તોલા મૂળ ખાંડી સવાશેર ગરમ પાણીમાં પલાળી રાખી તેનું મિશ્રણ પાવાથી સારો ગુણ કરે છે. તે પીવાથી વધુ પેશાબ થાય છે, શરીરે પરસેવો ઘણો થાય છે. અને ભૂખ ઘણી લાગે છે તેનો ગુણ સારસાપરિલા જેવો હોવાથી તેને દેશી સારસાપરિલા કહે છે.

**સંધિવા**—ઉપલસરીના મૂળનું ચુર્ણ મદ સાથે આપવાથી સંધિવા અને વિદ્રધિ મટે છે.

**મૂત્રવ્યાધિ**—ઉપલસરીનાં મૂળ ગાયના દુધમાં વાટી પાવાથી સર્વ પ્રકારના મૂત્ર સબંધી વિકારો મટે છે.

ધોળી ઉપલસરી—શીતળ, મધુર, શુક્લ, જડ, સ્નિગ્ધ, કટુને સુગંધી છે. તે કોઢ, કંડુ, જ્વર, શરીરની દુર્ગંધી, અગ્નિમાંદ્ય, દાહ, ઉદરસ, અરૂચિ, આમદોષ, ત્રિદોષ, વિષ, રક્તરોગ, પ્રદર, અતિસાર, તૃષા, દાહ, રક્તપિત, વાયુ અને કફનો નાશ કરે છે.

કાળી ઉપલસરી—શીતલ, વૃષ્ય, મધુર ને કફનાશક છે.

ઉપલસરી એ અમેરિકાથી સારસાપરિલાનાં મૂળીયાં આવે છે. તેના કરતાં ગુણમાં વધારે છે. તે રક્તશુદ્ધિ ને પિત્તવિકાર માટે જીરા સાથે અપાય છે.

**પેટ**નો દુઃખાવો—ઉપલસરીનાં મૂળ ઘસીને પાવાથી મટે છે.

**ગરમી** ઉપર—ઉપલસરીનાં મૂળને પુટપાકની રીતે પકવી તેમાં જીરૂ અને ખડી સાકર નાંખી, વાટી ગોળી કરી તેમાં ગાયનું ઘી નાંખી સવાર સાંજ ખાવાથી મટે છે.

**શરીરની ગરમી**—ઉપલસરીના મૂળ ધોઈ કેળનાં પાંદડે વીંટાળી ભરસાડમાં બાફવાં પછી તે મૂળના મધ્યભાગમાં જે નસ હોય છે તે કાઢી નાંખી, જીરૂ, ખડીસાકર અને બાફેલી ધોળી ફુગળી એકઠાં કરી બારીક વાટવાં તેમાં બધાંના વજન જેટલું ઘી નાંખી તૈયાર કરવું. તે સવાર સાંજ બે દિવસ, સાત દિવસ સુધી ખાવું. આ પ્રમાણે ૪૨ દિવસ આ દવા ખાવાથી શરીરમાં જામેલી ગરમી નીકળી જાય, શરીર ઉપર થયેલાં લાલ ચાઠાં સારાં થઇ ધાતુ સ્થાન અને લોહિ સુધરે છે.

**ઉલ્ટી**—ઉપલસરીનાં મુળ પાણીમાં ઉકાળી અથવા ભરસાડમાં બાફી તેની વચેનો રેષો કાઢી નાંખી, તેમાં થોડી હિંગ નાંખી, બારીક વાટી ઘી મિશ્ર કરી સવારમાં એક વખત આપવું તેથી ઉલ્ટી મટશે.

**આંખનું ફુલ**—ઉપલસરીનાં પાન તોડવાથી જે ચીકણો રસ નીકળે છે તે આંખમાં આંજવાથી ફુલ મટે છે. તેમ આખની છારી મટે છે.

**ગુમડાં**—ઉપલરીના મુળ વાટી ગુમડા ઉપર બાંધવાથી ગુમડુ મટે છે.

**દાંતના રોગ**—ઉપલરીના પાન અને બોળનાં પાન સરખે ભાગે ખલમાં વાટી, ગોળી કરી દાંતમાં રાખવાથી વેદના મટી કૃમિ શાંત થાય છે.

**પિત્તજ્વર**—ઉપલસરીને કમળકદનો ઉકાળો સાકર સાથે પીવાથી મટે છે.

**માથુ દુઃખવું**—ઉપલસરીના મૂળ ઘસી તેનો લેપ કરવાથી મટે છે.

**સર્વ પ્રકારનાં વિષ**—ઉપસરીનાં મુળ ઘસી પાણી સાથે પાવાં.

**ઉપલસરીનું સરબત**—ઉપલસરીનાં મૂળ ૧૦ તોલા, સાકર શેર ૧॥ અને પાણી ૧॥ શેર લઈ પ્રથમ પાણી ઉકાળી તેમાં ખાંડેલાં મૂળ ચાર કલાક પલાળી રાખી પાણી ગાળી લઇ તેમાં સાકર નાખી મંદાગ્નિથી ઉકાળી શરબત બનાવવું—તે પીવાથી ગરમી મટે છે ને ઠંડક થાય છે.

ઉપલસરીનો ક્વાથ લોહી સુધારવામાં સારસા પરીલા કરતાં વધુ ગુણ કરે છે.

**સારિવાદિ ક્વાથ**—સારિવા (ઉપલસરી) કાળીપાટ, દેવદાર, કરીયાતુ, મોરવેલ, કડુ, ગળો, સુંઠ, મોથ, ઇંદ્રજવ એનો ક્વાથ કરી પાવાથી સ્ત્રીઓનાં બગડેલાં ધાવણને સુધારે છે,

**સંધિવા**—તેના મૂળનો ક્વાથ મરી, કરીયાતા ને મોથની સાથે કરીને પીવાથી સંધિવા, વિસ્ફોટક, અળનેદાહ, ખરજવા, બદહજમી, અરૂચી, અને શ્વેતપ્રદર મટે છે.

**શરદી**—ઉપલરીના મુળનો ઉકાળો દૂધ અને સાકર સાથે આપવાથી છોકરાને થતી શરદી, કફ, ઝાડા મટે છે.

**પેશાબમાં રેતી** જવી—તેના મૂળનો ક્વાથ જીરા સાથે આપવાથી પેશાબે રેતી પડતી હોય કે પેશાબ ટપકીને થોડો થોડો આવતો હોય તે મટે છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું. ] ફેબ્રુઆરી સને ૧૯૨૩. [ અંક ૧૨ મો.

## अंतर्बाह्य-इष्ट दर्शन करता अभिमानीना उद्गार.

### ભૈરવી.

ઉદય થતાં આ પ્રભાત. પ્રસર્યો બાહ્યાંતર આહ્લાદ,
મંગલ ઉત્સવ બાહ્ય પ્રવર્ત્યો, ઉર ઉત્સવ ભલિભાત.—
બાહ્ય વાદ્ય ધ્વનિ ઉઠે, ઉઠતો ઉર થતો અમૃતપાત;—
ખીલ્યાં પદ્મો બાહ્ય સરવરે, ઉરમાં ખીલ્યાં સાત.
બાહ્ય પ્રદેશે ઝાકળ ઝરપે, ઉરમાં ચિત્ત પ્રસાદ;
પ્રભુ પ્રસાદ આ બાહ્ય પ્રદેશે, ઉરમાં ચિત્ત પ્રસાદ.
અંતરમાં છે અંતર્યામી, બાહ્ય પ્રભુ માક્ષાત્;—
બાહ્યાન્તર આનન્દ અનુભવે, ઉત્સવ બહુ દિન રાત.

શ્રી જ૦ દેવી.

## विद्यार्थीओनुं जीवनध्येय.

( અમે તો એક ઝાડની ડાળ, એ લય. )

અમારૂં એક જ જીવન નિશાન,
સર્વ પ્રયત્નથી પ્રસન્ન કરવા, પરિણામે ભગવાન્, અમારૂં૦
ઉષઃકાલમાં ઉઠી, પ્રાર્થી પ્રભુ, સાધશું શૌચ સ્નાન,
પ્રતિદિન પવિત્ર માની કરશું, નિત્ય કર્મ અનુષ્ટાન, અમારૂં૦
પુણ્યકાય બની સંધ્યાદિક કરી, ધરશું પ્રભુનું ધ્યાન,
કરશું યાચના અન્તર્મુખ બની, દેવા વિદ્યા દાન; અમારૂં૦
પ્રભુ સંકેત સમજવા સરખા, થઇશું ઉર વિદ્વાન,
દૃઢ ચિત્તે વિદ્યા ભણશું, અહેવાને સર્મજ્ઞાન. અમારૂં૦
આશ્રમ ધર્મે વહી નીતિ ગ્રહી, કરશું વડીલ સંમાન,
સઉને આત્મસમ ગણવાનાં, વ્રત ગ્રહીશું મહીયાન; અમારૂં૦
જીવન ધ્યેય સુસિદ્ધ થવાને, થઈશું પ્રયત્નવાન્,
ક્રિયા વિચારથી કરવડી પ્રભુથી, કરશું અનુસન્ધાન; અમારૂં૦
પ્રભુતા પ્રભુ પ્રાપ્ત્યર્થે દેશું, સમમતું બલિદાન,
ઉપેન્દ્ર પ્રભુ કરુણાને ઇચ્છી, થશુ સ્થિત પ્રજ્ઞાવાન; અમારૂં૦

શ્રી ઉપેન્દ્ર.

———:૦:———



# भक्तिमहिमा

(અનુસંધાન ગતાંકથી)

(લેખકઃ—મહાત્મા શ્રીમન્ નથુરામ શર્મા.)

અન્નનો કોઇ કણ જેમ ઘંટીના ખીલડાની સાથે ચોંટી રહે છે તો તે દળાઇને લોટ થઈ જતો નથી, પણ આખો ને આખો જ રહે છે, તેમ જે મનુષ્ય પ્રભુના સ્મરણધ્યાનાદિરૂપ ભક્તિમાં પોતાના મનને જોડી રાખે છે તે મનુષ્ય પણ આ સંસારનાં દુઃખોથી તપતો નથી, પરંતુ સર્વદા આનંદી જ રહે છે.

પ્રભુમાં અનુકૂળબુદ્ધિ રાખી જો પ્રભુની ભક્તિ કરવામાં આવે તો તે ભક્તિ કરનાર મનુષ્યના અંતઃકરણાદિની સ્થિતિ બદલાઈ જાય છે. કોઈ મનુષ્ય ઉપરથી પ્રભુની ભક્તિ કરતો હોય એમ જણાય, છતાં તેના અંતઃકરણાદિની સ્થિતિ ન બદલાય તો જાણવું કે તે જેટલી અનુકૂળબુદ્ધિ રાખીને પ્રભુની ભક્તિ કરવી જોઇએ તેટલી અનુકૂળબુદ્ધિ રાખીને પ્રભુની ભક્તિ કરતો નથી. હૃદય મેળવ્યા વિના કરેલું કામ યથાર્થ ફળદાતા શી રીતે થઇ શકે ? નજ થઇ શકે. અયોગ્ય—યોગ્યતાવિનાનો—દરિદ્રી ધનવાનના પ્રસંગમાં રહ્યા છતાં પણ ધનવાન્ થતો નથી, ખરો મૂર્ખ પંડિતના પ્રસંગમાં રહ્યા છતાં પણ પંડિત થતો નથી. સર્પ ચંદનના વૃક્ષનો સ્પર્શ કર્યા છતાં પણ વિષરહિત થતો નથી, જવાસાને જીવન રૂપ વરસાદનું જળ મળ્યા છતાં પણ તે નવપલ્લવ થતો નથી, તીખાં કપૂરમાં રહ્યાં છતાં પણ કપૂરના જેવો તેનો સ્વભાવ થતો નથી, પાષાણ જળમાં રહ્યા છતાં પણ તે અંદરથી સુકોજ રહે છે. તેમ હૃદય મેળવીને પ્રભુની ભક્તિ નહિ કરનારા દંભીઓ પણ પોતાના દોષોને ત્યજી ગુણવાન્ થતા નથી.

ભક્ત ! જો તું પ્રભુનો સાચો વા અનન્યભક્ત થવા ઇચ્છતો હોય તો તું તારા હૃદયમાં તારા પ્રભુ ઉપર તને જેટલી પ્રીતિ હોય તે પ્રીતિમાં પ્રભુનું મહાત્મ્ય સમજીને અનુકૂળબુદ્ધિ વડે સુદૃઢ પ્રયત્ન કરી ઉત્તરોત્તર વધારો કર્યા કર. તું આ લોક પરલોકના સર્વ પ્રાણી પદાર્થ પરની પ્રીતિ ગૌણ કરી એક પ્રભુમાં જ પરમ પ્રીતિ કર. મને પ્રભુમાં જ પરમપ્રીતિ છે, એવો બકવાદ નહિ કરતા તને પ્રભુમાં જ પરમ પ્રીતિ છે, ને બીજામાં ગૌણ પ્રીતિ છે. એમ તારા પ્રત્યેક વર્તનથી તું પોતાની, પરની ને પ્રભુની સ્પષ્ટપણે ખાત્રી કરતો જા.

પરમાત્માને સંભારી સંભારીને આપણે મરી જઇશું તોપણ પરમાત્મા તો આપણને સંભારવાના નથી. તો જે પરમાત્મા આપણને સંભારે નહિ તે પરમાત્માને આપણે શામાટે સંભારવા ? આવો પ્રશ્ન તો કોઈ અવિવેકી મનુષ્ય જ કરે. જેમ તમે તમારી આંખો ઉઘાડી રાખી જેટલી વાર મોટા સ્વચ્છ દર્પણની સંમુખ આવી ઉભા રહો તેટલી વાર તે દર્પણ તમને તમારૂં પ્રતિબિંબ દેખાડશે, તેમ તમે પરમાત્માને જેટલી વાર પરમપ્રીતિપૂર્વક સંભારશો તેટલી વાર તમારી સ્મરણક્રિયાનું તેમનામાં પ્રતિબિંબ પડતું હોવાથી તે તમને સંભારતા હોય એમ પ્રતીત થશે. " હે પ્રભો ! હવે આપશ્રી જ મને નિરંતર સંભારજો, હું તો

હવે આપશ્રીને કદીપણુ સંભારવાનો નથી, કેમકે સંભારવાનું સાધન જે ચિત્ત તે તો મેં આપશ્રીને જ અર્પણુ કરી દીધેલું છે," આમ તો કોઇ ઉત્તમ ભક્ત જ કહી શકે, સર્વ ભક્તો ન કહી શકે.

"તમે ભક્ત છો ?" "હા." "કોના ભક્ત છો"? "પ્રભુના." "નહિ, નહિ, મિથ્યા ન બોલો. તમે પ્રભુના ભક્ત નથી, પણુ આળસના ભક્ત છો, કેમકે તમે પ્રભુની આજ્ઞાનું પાલન કરી જાગતના સર્વ સમયમાં ઉદ્યોગી રહેતા નથી, પણુ જાગ્રદાવસ્થાનો મોટો ભાગ તમે તમારા વહાલા આળસને અર્પણુ કરો છો. આમ તમે આળસની પરમોપાસના કરો છો, છતાં તમે પોતાને પરમાત્માના ભક્ત કહો છો તે શરમાતા નથી ? તમારે તો હું આળસનો જ પરમ ભક્ત છું એમ સ્પષ્ટપણે કહેવુ જોઇએ." આવી રીતે જેઓ સર્વદા કર્તવ્યનો ત્યાગ કરવારૂપ પ્રમાદને સેવનારા છે તેઓ પ્રમાદના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ સર્વદા દીર્ઘસૂત્રી એટલે પ્રાપ્ત કર્તવ્યને લંબાવવાના સ્વભાવવાળા છે તેઓ દીર્ઘસૂત્રના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ વ્યવહારપરમાર્થના કામમાં સર્વદા અવ્યવસ્થાવાળા રહે છે તેઓ અવ્યવસ્થાના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ સર્વદા કર્તવ્યાકર્તવ્યનો વિચાર ત્યજી વર્તે છે, અર્થાત્ કર્તવ્યમાં અકર્તવ્યની બુદ્ધિ કરી વર્તે છે, ને અકર્તવ્યમાં કર્તવ્યની બુદ્ધિ કરી વર્તે છે તેઓ મોહના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી, જેઓ આ સત્ય હશે કે તે સત્ય હશે એવા વિચારરૂપ હિંદોળાઉપર સર્વદા ઝુલ્યા કરે છે, તેઓ સંશયના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ સર્વદા કાલ્પનિક ભયથી, પોતાનાં હૃદયાદિકને કંપાવ્યા કરે છે તેઓ ભયના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ નિરંતર ભૂત કે ભવિષ્યના પ્રતિકૂળ બનાવોનું સ્મરણુ કે કલ્પના કરી તજ્જન્ય ચિંતાવડે પોતાનાં રુધિરાદિને બાળ્યા કરે છે તેઓ ચિંતાના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ નિત્ય જોઇએ તેથી વધારે સમયસુધી ઊંઘે છે તેઓ ઊંઘના ભક્ત છે, પણ પરમાત્માના ભક્ત નથી, જેઓ જોઈએ તેથી વધારે ને અપથ્ય આહાર નિત્ય ગ્રહણુ કર્યા કરે છે તેઓ આહારના કે જીભના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી, જેઓ નિરર્થક બહુ બોલ્યા કરે છે તેઓ બકવાદના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ તમાકુની, ભાંગની, ગાંજાની, અફીણુની કે દારૂની ઉપાસનામાં નિત્ય તત્પર રહે છે તેઓ તમાકુના, ભાંગના, ગાંજાના, અફીણુના કે દારૂના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ નિરંતર હાડચામનુંજ ધ્યાન ધર્યા કરે છે તેઓ કામના ભક્ત છે પણુ પરમાત્માના ભક્ત નથી. જેને જે સગુંવહાલું પ્રભુથી વધારે વહાલું છે તે તે સગાંવહાલાંનો ભક્ત છે, પણુ પરમાત્માનો ભક્ત નથી, જેઓના હૃદયમાંથી ક્રોધ દૂર થતો નથી, અર્થાત્ જેના હૃદયમાં ક્રોધ પ્રગટ વા અપ્રકટરૂપે સર્વદા સ્વતંત્રપણે વસે છે તેઓ ક્રોધના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી; જેઓ સર્વદા પરમપ્રીતિથી ધનનું સ્મરણુધ્યાન કર્યા કરે છે તેઓ ધનના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી, જેઓનાં હૃદય ધનાદિ મિથ્યા પદાર્થના સ્વામીપણાના ગર્વથી સર્વદા ભરેલાં રહે છે તેઓ ગર્વના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી, ને જેઓ ખોટો ડોળ બતાવવામાંજ સર્વદા પ્રીતિવાળા રહે છે તેઓ દંભના ભક્ત છે, પણુ પરમાત્માના ભક્ત નથી કોઈ પણુ મિથ્યા પ્રાણિપદાર્થમાં વાસ્તવિક ઉપકારકપણાની તથા સત્યપણાની ભ્રાંતિ રાખી તેનુંજ પરમપ્રીતિથી સેવન કરનાર મનુષ્ય પ્રભુનો ભક્ત શી રીતે કહી શકાય ! નજ કહી શકાય. જે પોતાને પ્રભુનો ભક્ત કહેવરાવીને વા માનીને પ્રભુથી ભિન્ન-કોઇ પણુ

પ્રાણિપદાર્થને વા પોતાના સ્વભાવને જે તે પ્રભુથી વધારે વહાલો ગણતો હોય તો તે પ્રભુનો વાસ્તવિક ભક્ત નહિ, પણ ઠગ, દંભી કિંવા મૂર્ખજ ગણાય.

કંઠમાં રુદ્રાક્ષની કે તુળસી આદિની નાનામોટા પારાની ઘણી માળાઓ પહેરવાથી, નાનાપ્રકારનાં ઘણાં તિલકો કરવાથી, હાથમાં માળા કે બેરખો લઇને ફર્યા કરવાથી, વારંવાર ઝાંઝ પખાજ કે મંજીરા વગાડી કીર્તન કરવાથી, અમુક પ્રકારનો પોશાક પહેરવાથી, ઘેર દેવમંદિર રાખી દેવપ્રતિમાની નિત્ય પૂજા કરવાથી, ગૃહસ્થોપાસેથી દ્રવ્ય મેળવી ઘેર સદાવ્રત ચલાવવાથી, ભમતા સાધુઓની અન્નાદિવડે કે બીજી રીતે સેવા કરવાથી, કે હરતાંફરતાં લોકો સાંભળે એમ પ્રભુના નામનો ઉચ્ચાર કર્યા કરવાથી વાસ્તવિક ભક્ત થઇ જવાતું નથી. જો એ સર્વ પ્રવૃત્તિ નિરભિમાનપણે પરમાત્મામાં પરમપ્રીતિ રાખી, વા પરમાત્મામાં પ્રીતિ વધારવાનો તથા માત્ર તેમની કૃપા મેળવવાનો ઉદ્દેશ રાખી કરવામાં આવે તો તે પ્રભુપ્રાપ્તિમાં ઉપયોગી થાય છે, પણ એ સર્વ પ્રવૃત્તિ જો પ્રીતિવિના માત્ર લોકોને દેખાડવામાટે વા પોતાના મનને ઠગવા માટે કે રાજી કરવામાટે જ કરવામાં આવતી હોય તો તે ઉપકારક નહિ થતાં અપકારક જ થાય છે. ભક્તિ પ્રભુને દેખાડવાની છે, જગતને દેખાડવાની નથી, તે ભક્તિ કરનારે નજ ભૂલવું જોઇએ.

બ્રહ્માંડમાંના દશ્યાદશ્ય સર્વ પ્રાણિપદાર્થોમાંથી તથા અલૌકિક બળરૂપ ઐશ્વર્યોમાંથી મમતા મૂકી દઇ, પ્રભુનું મહાત્મ્ય જાણી, પ્રભુને જ પોતાનું સર્વસ્વ સમજી, મન તથા વાણીમાં અત્યંત દીનતા ને સરલતા રાખી, વિશુદ્ધભાવવડે પરમપ્રીતિથી સતત પ્રભુનાં સ્મરણ ધ્યાનાદિ કર્યા કરવાં એજ પ્રભુની વાસ્તવિક અવ્યભિચારિણી અનન્યભક્તિ ગણાય છે. ને એવી ભક્તિજ ભક્તને પ્રભુના વાસ્તવિક સ્વરૂપના સાક્ષાત્કારવડે પુનરાવૃત્તિરહિત મોક્ષની પ્રાપ્તિ કરે છે. એ અવ્યભિચારિણી અનન્યભક્તિનો મહિમા અપાર છે. એ ભક્તિનો મહિમા પ્રભુનો કોઇ અડગ અનન્યભક્ત સ્વાનુભવથી લોકાનુગ્રહમાટે સંક્ષેપમાં નીચે પ્રમાણે ગાય છેઃ-

## ગીતિ.

પ્રભુનું જ્ઞાન અલૌકિક, નિસ્પૃહતા પણ અલૌકિક જ જાણી;<br>
અતિ કરુણાથી ભરેલા, ઐશ્વર્ય અગાધ જોયું છે નાણી. ૧<br>
પ્રેમપયોનિધિ જાણ્યા, મૂર્તિ સૌંદર્યની મનોહારી;<br>
ભક્તવત્સલતા જોઇ, ચરણકમળપર જાઉં બલિહારી. ૨<br>
ચમક લોહને ખેંચે, ખેંચ્યો પ્રભુએ મને તેમ ભાવથી,<br>
પરમાનંદે સ્થાપી બચાવી લીધો સકળ દુઃખ દવથી. ૩<br>
કાષ્ઠ અગ્નિમાં પડતાં, કાષ્ઠપણું તેહનું દૂર થાયે;<br>
પ્રભુની ભક્તિ કરતાં, જીવની જીવતા દૂર જાયે. ૪<br>
સ્પર્શમણિના સ્પર્શે, લોહ જેમ સુવર્ણનું રૂપ ધારે;<br>
તેમ શિવભક્તિયોગે, જીવ પણ શિવ થઈ સુખી થાય ભારે. ૫<br>
ઉત્તમ ચંદનસંગે, નિંબાદિક તરુ પણ ચંદન થાતાં;<br>
પ્રભુની ભક્તિ કરતાં, વાર નહિ જીવ મટી શિવ થઈ જાતાં. ૬<br>
રાજાના આશ્રયથી, રંક પણ ઘણી મહત્તાને પામે;<br>
તેમ પ્રભુની ભક્તિથી, જીવો વિરમે જઇ પરમ ધામે. ૭